ॐ

# પ્રસ્તાવના.

शरीरचत्रयमिदं धर्मकामार्थमोक्षदम् ।
कीर्ति प्रागल्भ्य सौभाग्य वैदग्ध्यानां प्रवर्धनम् ॥
औदार्य स्थैर्य धैर्याणां विलासस्य च कारणम् ॥ १० ॥
दुःखार्ति शोक निर्वेद खेद विच्छेद कारणम् ॥ ११ ॥
अपि ब्रह्मपरानन्दादिदमभ्यधिकं ध्रुवम् ।
जहार नारदादीनां चितानि कथमन्यथा ॥ १२ ॥

સંગીત રત્નાકર, નર્તનાધ્યાય.

ભાવાર્થ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારું: કીર્તિ, શાસ્ત્રમાં પ્રગલ્ભતા–પ્રૌઢતા સૌભાગ્ય, લોકવિષયક ચતુરતા વધારનારું: તેમજ ઉદારતા, સ્થિરતા, ધૈર્ય અને વિલાસના કારણરૂપ એવું ત્રણ પ્રકારનું ( ગાયન, વાદન, નર્તન ) સંગીત તે દુઃખ, પરિતાપ, શોક, ચિત્તની શૂન્યતા તથા ખેદને કાપી નાખે છે. એ સંગીતનો આનંદ પરબ્રહ્મના આનંદથી પણ અધિક છે, કારણ, એમ જો ન હોત તો પરમ વૈરાગ્યશાલિ મહાત્મા નારદ જેવા યોગીઓનાં પણ ચિત્તને તેણે કેવી રીતે વશ કરી લીધાં?

સંગીતનું શાસ્ત્રીય અને અનુભવસિદ્ધ વ્યાવહારિક જ્ઞાન મેળવવા માટે મ્હારી દૃષ્ટિથી જેવા પ્રકારના પુસ્તકની આવશ્યકતા જણાતી હતી તેવા પ્રકારનું પુસ્તક ગુજરાતી ભાષા બોલનાર જનસમાજની સમક્ષ મુકતાં મ્હને આનંદ થાય છે. આજ સતત ૬ વર્ષ સુધીનો પ્રયત્ન આજે વ્યવસ્થિત રીતે બહાર આવે છે. પ્રથમ ભાગની રચના કરી રાખ્યા પછી ચીન, જાપાન વગેરે પૂર્વ દિશાની સર્વ ભૂમિનાં દર્શન લેવાનો અપૂર્વ યોગ આવ્યો ને ભૂમિમાં લગભગ ૨ વર્ષ ગાળ્યાં પછી અત્ર આવી પુનઃ એ કાર્ય હાથમાં લીધું; ત્યારથી તે આજ સુધી સતત ૪ વર્ષ થવા આવ્યાં એજ કાર્યનું લેખન, મુદ્રણ, શુદ્ધિકરણાદિ ચાલી રહ્યું છે સંગીતના જિજ્ઞાસુઓને માટે રાગરાગિણીના જ્ઞાનની અતિશય ઉચ્ચ બાબતો બાદ કરતાં, બાકી ચાલુ વ્યાવહારીક સ્વર, તાલ, રાગ અને ગીતો પુરતું જેટલું જ્ઞાન હોવુંજ જોઇએ અને તે પણ એક બાલકથી તે વિદ્વાન સાક્ષરને પણ જેટલા જ્ઞાન વિષે ચાલી શકેજ નહી, ખાસ " આટલું તો અવશ્ય જાણવુંજ જોઇએ " તે સર્વ જ્ઞાન, અનુભવ અને કલા તરીકેનો સર્વ રીતનો, સર્વ બાજુનો તેમજ છંદ અને ગીતશાસ્ત્રનાં શરીરોનો, સંગીતના સ્વરતત્વના શરીર સાથેના સંબંધદર્શનનો સંગ્રહ આ ગ્રંથમાં આવી ગયો છે: જેથી આ ગ્રંથ સંગીતના આબાલ વૃદ્ધ જિજ્ઞાસુઓને માટે અતિશય ઉપયોગી થઈ પડશે એમાં શક જણાશે નહી જ.

આપણા ગુજરાત દેશની, આપણી ગુજરાતી ભાષાની અને આ ભાષા-બોલનાર તથા

જાંણુના! તમામ અન્ય દેશીય અને જાતીય લોકોની સેવા કરીને કૃતકૃત્ય થઈ, ચોરે અંગે પણ અનૃણિ થવું, અને આ વિશ્વરૂપ યજ્ઞમાં આપણે જે જે સર્વ રીતે આહુતિઓ હોમ શકાએ, તે પૈકી આ અમુક પ્રકારનું હુત દ્રવ્ય તૈયાર કરી, હોમીને, સમષ્ટિ વિશ્વયજ્ઞમાં દૈવ સંપત્તિના ઉત્કર્ષમાં હાથ આપી ટેકો દેવો એ જ એક ઇચ્છા આંતરમાં ઘણા સમયથી પ્રજ્વલિત હતી ને આ પ્રકારે આજ કંઇક શાંત પામે છે; કેમકે મ્હારી વ્યાવહારિક–ભૌતિક સ્થિતિ તરફ લક્ષ આપતાં, મ્હને મ્હારી શક્તિ પ્રમાણે આજ ફૂલરૂપે લોકસેવાનો માર્ગ મ્હારાં આક્રમણ કરી શકાય તેમ હતો, અને છે.

હું જે દેશમાં જન્મ્યો, જે માતાઓએ ખોળામાં લઈ લાડ લડાવ્યા, જે પિતાઓએ હને ભણાવ્યો ગણાવ્યો, જે ભૂમિનાં રજકણોએ મ્હારા શરીરનું બંધારણ કરી ઉન્નત કર્યું, જે ભાષામાતાએ મ્હારા સ્થૂલ, લિંગ અને કારણ દેહોની અંદર રહેલી સૃષ્ટિઓ વિષેનું જ્ઞાન આપી સ્તનપાન કરાવ્યું; તે ભૂમિ, તે ભાષા, તે માતાપિતાઓ. અને તે બાલકો માટે હે પરમાત્મન્ ! મ્હારાથી શું કંઈ પણ ન થઈ શકે ? અરેરે, હું કયે રસ્તે, શી રીતે મ્હારી માતાની સેવા કરૂં ? એવી સેવા નહિ થતાં આ દેહનું જો પતન થાય તો જેની પાસેથી જે જ્ઞાનદ્રવ્ય મેળવ્યું તેની પાસે તેટલું દ્રવ્ય પાછું આપી, બધું દેવું ક્યારે આપી શકીશ ! એ ચિંતારૂપ અગ્નિએ આ શરીરને અનેકવાર બાળી નાખ્યા પછી, અનેક મળો ભસ્મીભૂત થયા, અને મ્હેં જે ખાસ મેળવ્યું અને જેને મ્હેં મ્હારૂં ગણ્યું તેજ પુનઃ આપી દેવામાંથી જે જ્ઞાનદૃષ્ટિ મ્હને મળી, તેજ દૃષ્ટિથી હું મ્હારી વ્હાલી માતૃભૂમિમાં, મ્હારાં માતા, પિતા, બાલકો, બંધુઓ વગેરેને સિંહાવલોક ન્યાયે જાગૃત થઈ નિહાળ્યાં તો એમ જણાયું કે મ્હારી ભૂમિનાં સર્વ જનોની હૃદયવીણા સર્વત્ર સુમધુર નાદલહરીથી વાગી રહી છે ! ! અને ગુર્જર દેવી હાથમાં એજ સાહિત્ય સંગીત રૂપ વીણા લઈ ગાન કરી રહી છે ! મ્હારા સુભાગ્યે એક વાર મ્હારી વ્હાલી માતાએ–દેવીએ મ્હને સાક્ષાત્કાર આપી પ્રત્યક્ષ દર્શન દીધાં, અને પોત ની વીણા ખરા ઉમળકાથી, ઉત્તમ પ્રતિભાથી અને નોત્તમ કુશલતાથી વગાડીને સંભળાવી: એ વખતે એ દેવીએ જે જે ગાયું અને વગાડ્યું તે તે ગાયેલું કાવ્ય લખી રાખ્યું અને વગાડેલાનું સ્વરકાલલેખન ( નોટેશન ) કરી રાખ્યું. કે જે આ ગ્રંથના આકારમાં પ્રસિદ્ધિમાં આવી શક્યું.

હું જ્યારે ધાવણો બાળક હતો ત્યારે મ્હારી માતાઓ ઘોડીયામાં નાખી હીંચોળતી અને સાથે હાલરડા ગાતી તેનું મ્હને સ્મરણ છે ! એ ગીતોમાં રહેલા સુકોમલ સંગીતનું મ્હને હજી પણ ભાન છે: "હાલ વ્હાલને હલકી..... ને ભાઇને આંગણે વાવીરે .....ગલકી..." "હાલ હાલ" કહેતી. એ મ્હારી વ્હાલી માતા, તે વખતના ત્હારા સુકોમલ વિશુદ્ધ પ્રેમમય સુમધુર નાદરૂપ શબ્દોમાં મ્હેં જે સંગીત સાંભળ્યું છે તેવું સંગીત મ્હને આ ત્રિભુવનમાં હજી પણ નથી સંભળાતું ! હાય ! અફસોસ ! ઓ માતા ! તું શું પુનઃ એકવાર નહી ગાય ? ત્હારી વિશુદ્ધ પ્રેમની હૃદય તંત્રી છેડીને એકવાર શું મ્હને પવિત્ર નહી કરે ? ત્હારાં હાલરડાંનાં સમરૂપ સંગીતો મહારાષ્ટ્ર, હિંદુસ્થાન, કર્નાટક, વંગ, મરૂ અને સિંધાદિ દેશોમાં મોજુદ છે; પરન્તુ ત્હારાં હાલરડાંની મધુરતા કંઈ ઔરજ છે ! ! એ હાલરડાં ઘોડીયામાં પોઢીને સાંભળતો, તે દિન ચાલ્યા ગયા ! ગયા તે ગયા જ ! આ પ્રમાણે શરૂઆતમાં સંગી-

રસનો સ્વાદ ચાખ્યા પછી પુનઃ સાંભળું છું તો મ્હારી માતાઓએ અને મ્હારી વ્હાલી હેનોએ મ્હને ગરબીઓ તથા રાસડા સંભળાવ્યા. એક કહેવત છે કે, "જે સુંદર છે હેનું રે કંઈ સુંદર જ હોય છે." એ કંઈ ખોટું નથી. ગુજરાત જેમ સુંદર છે તેમ હેનાં ગીતો ગરબીઓ) પણ સુંદર ન હોય એમ કંઈ બને ? ન જ બને; એ સુંદરતા નથી દક્ષિણ મિમાં, નથી વંગભૂમિમાં, નથી સિંધમાં કે ક્યાંય પણ!! જેમ એક તરફથી આવાં લલિ- ગીતો સંભળાયાં તેમ બીજી તરફથી માણભટો તથા હરિકીર્તન કરનારા "બુવાઓએ" ારામ, નરસિંહમેહેતા, પ્રેમાનંદ, વ્હાલીમીરાં, વગેરે દિવ્ય આત્માઓનાં કાવ્યાલાપ અને ્તાલાપનાં અદોલનો ઉત્પન્ન કરી તે તરફ મનને વાળી તેમણે મ્હારૂં રંજન કર્યું. ગવૈયા- ાએ પણ એ કૃત્યમાં સહાય કરી મ્હારા ઉપર ઉપકાર કર્યો: દિનપર દિન હું મ્હોટો થતો યો. મ્હારી જ્ઞાનેન્દ્રિયોની મર્યાદા વધતી ગઈ, અને છેક ૯–૧૦ વર્ષની ઉમ્મરે, દ્રાંકાંમાં ટકો જોયાં ત્યારથી તે આજ સુધી અને નાટકકારોએ નાટ્યગીતોની એક સરખી વૃષ્ટિ ાલુજ રાખી છે. ઠક્કર દામોદર રતનસી, વાઘજી આશારામ, ડાહ્યાભાઈ ધોળશાજી, કવિ નથુ- મ, તેમ પારસી નાટ્યકારોએ જે અવનવાં સંગીતો સંભળાવ્યાં તે પણ મ્હારા શ્રવણ મરણમાંથી ખસી ગયાં નથી. એકતારો વગાડી મસ્તીમાં આવીને પરમાત્મભક્તિ કરનારા ંતોએ ભક્તિમય સંગીતો, પ્રભાતિયાં, ભક્તિ જ્ઞાન વૈરાગ્યનાં પદો પણ સંભળાવ્યાં; ત્હેમણે ણ મ્હારા ઉપર ઓછો ઉપકાર કર્યો નથી. અરે રાવળીયા જેવા ગરીબડાઓએ પણ હાથમાં ારંગી (રાવણહથ્થો) લઈ "સ્વર્ગની નિસરણી, ગોપીચંદાદિના રાસ" વગેરે સંભળાવી હારા ઉપર ઉપકારો કર્યા છે! આ સર્વની મ્હારા ઉપર કૃપા દૃષ્ટિ રહી છે, તેમ આપણા ર્તમાન સાક્ષર વર્ગની જ્ઞાનમય નૂતનદૃષ્ટિ મ્હારા ઉપર પડી નથી એમ પણ નથીજ. સ્વ- ્સ્થ કવિ શ્રી દલપતરામ નવલરામ, નર્મદાશંકર, નૃસિંહાચાર્ય. હરિલાલ ધ્રુવ, 'કલાપી, મણિ- ાલ, ગોવર્ધનરામ.'બાલાશંકર, કવિ છોટમ વગેરે મ્હારા શ્રવણ અને દૃષ્ટિ પંથમાં દેખાતા ્હાના આપ્તો, તેમજ વર્તમાન સાક્ષર મંડળમાં વિરાજતા સાક્ષર શ્રી નરસિંહરાવ, કવિ ાનાલાલ, મણિશંકર ભટ્ટ, રમણભાઈ, કેશવલાલ ધ્રુવ, કવિ ત્રિભુવન, રણછોડભાઈ, મી. ્કોર, લલિત ઇત્યાદિ વડીલોએ સમય સમયે પોતપોતાની સાહિત્ય અને સંગીતના સરકા- થી સંભૃત એવી જે હૃદયવીણા સંભળાવી તે તો હજી શ્રવણમાં પ્રત્યક્ષ મૂર્તિમંત જ છે. ્આ પ્રકારે આ સર્વ વ્યક્તિ સમૂહરૂપ ગુર્જરીદેવીએ મ્હને જે જ્ઞાનદ્રવ્ય આપ્યું તે દ્રવ્યનો ્આ એક ભાગ વિશ્વરૂપ યજ્ઞમાં હોમું છું; તો હે દેવી! હે કલ્યાણી! હે મહામાયા! જગ- માતા! આ ત્હારા સેવકની અલ્પ સેવા માની લે! ત્હારા જ્ઞાનની પ્રસાદિરૂપ થોડુંક દ્રવ્ય ્જુ મ્હારી પાસે છે તેપણ ત્હને થોડાજ સમયમાં ત્હારા યજ્ઞમાં એક ન્હાના ગ્રંથ ્રૂપ આહુતી હોમીશ!!

પૂર્વ અને પશ્ચિમના સંગીતના જે જે આચાર્યો અને કલાકુશલો થઈ ગયા અને વર્તમાનમાં છે; તેમના સંગીતના આત્મારૂપે વિરાજી રહેલ જે રાગવિદ્યા—કલા, એ સંબં- ધીના જ્ઞાનનો ફલગર્ભ ગ્રંથ' (સંગીતનો ઉત્તમાધિકાર મેળવવા માટે આ પાઠમાળાનું બીજું પુસ્તક) રચીને દ્વિતીય આહુતિ હોમવાનો પ્રસંગ હવે થોડાજ સમયમાં પ્રાપ્ત થશે. તે ઉપ- રાંત સંગીતનો વિષય બાદ કરતાં, બાકી રહેલા જે વૈદક, જ્યોતિષ, ધર્મ, સાયન્સ, તત્વજ્ઞાન, ઇત્યાદિ વિષયોનું જ્ઞાન જે જે વ્યક્તિ, ગ્રંથ, સૃષ્ટિ અને મહાત્માઓએ મ્હને બક્ષ્યું છે તે તે

જ્ઞાનદ્રવ્યની આહુતિઓ તૈયાર કરી, સર્વ ભૂતોમાં એ જ્ઞાનદ્રવ્ય વિશ્વરૂપ અશ્વમેધ સર્વભૂતોમાં વેરવા ( હોમવા ) માટેની તૈયારી* ચાલુ રહી છે એટલું સૂચવીને હવે એ કાર્યથી થોડોક કાળ નિવૃત્ત થઇને, યજમાનરૂપે અથવા કહો કે શિક્ષકરૂપે સફલ અભિ પૂર્વક, સંગીતનું વિસ્તૃત માહાત્મ્ય દર્શન કરાવવા ઉપરાંત કેટલીક બાબતો વિષે ... એ શબ્દો કહેવા ઇષ્ટ ધારી, તે વિષેનો હવે પ્રસ્તાવ કરીએ છીએ.

સંગીતની વિદ્યાકલા સર્વ ધર્મોમાં પવિત્ર અને સ્વર્ગીયકલા તરીકે મનાતી છે એક મહાન ફિલસુફ અને એક કેવળ જંગલી માણસ, એ બંનેને સરખી રીતે આ આપનારી સંગીતકલા એ એક મહાન, મંજુલ અને મનોહારિણી શક્તિ છે. એની ઉત્પ વિષે જૂદા જૂદા દેશની પ્રજાઓમાં જે દંત કથાઓ પ્રચલિત છે તે સર્વમાં સામાન્ય એવું જ જોવામાં આવે છે કે, સ્વર્ગના કોઇ દેવોએ, અપ્સરાઓએ કે બીજા કોઈ પ્રકારના દૈવી સત્વોએ એને આ સ્થૂળ દુનિયા ઉપર આપ્યું છે. પ્રાચીન અર્વાચીન તમા વિદ્વાનોએ એની પ્રશંસા નિર્વિવાદ રીતે કરેલી છે રવીનબર્ન એક સ્થળે લખે છે " સંગીત એ આ જડ વિશ્વમાં ઉત્પન્ન થયું નથી, પરંતુ સંગીત, ચંદ્રિકા અને સહૃદયતા એ ત્રણે જ્યાં એકરૂપ હશે એવા કોઈ ભાગ્યશાળી વિશ્વમાંથી આ પૃથ્વી ઉપર અવતર્યું હશે." કાર્લાઇલ તો કહે છે કે, "સંગીત એ એક પ્રકારનું અસ્પષ્ટ અને અગાધ ભાષણ છે. તે અનંતસ્વરૂપ પરમાત્માની પાસે આપણને એક ક્ષણ સુધી લઈ જઈ, તે અનંત સ્વરૂપનું ભાન કરાવે છે." એમ જગતના તમામ તત્ત્વવેત્તાઓએ પોત પોતાની સુભાષિત વાણીથી સંગીતવિદ્યાકલાની અનૂપમ રીતે પ્રશંસા કરેલી છે જે ઉપરથી જણા આવે છે કે, સંગીતવિદ્યાકલા એ પવિત્ર, સૂક્ષ્મ, હૃદયની ઉન્નતિને આપનારી અને આ દુનિયાનાં તમામ માનસિક દુ:ખોના વિશ્રામરૂપ છે, ને તેની શક્તિ છેક પરમાત્માના સ્વરૂપનું ભાન કરાવવા સુધી છે. એવી ઉત્તમ કલાને માટે હલકો મત આપનારને કેવે માણસ સમજવો ?

મધુરતાનાં મધુર ઝરણા ક્યાંક ગુપ્તપણે, તો ક્યાંક પ્રકટ રીતે આ વિશ્વમાં જ્યાં સ વહ્યાં કરે છે. એ ઝરણા આ વિશ્વમાં વહેતાં વહેતા માણસ જાતની નજરે ચઢે છે ત્યારે તેની અંદરના ક્રૂરતા, દુષ્ટતા, નીચતાદિ અનેક પાશવ ગુણો ક્ષણવારને માટે જતા રહે છે આ બાહ્ય વિશ્વમાં એ ઝરણા સ્થૂલ કે સૂક્ષ્મ રૂપે અવતરી મનુષ્યને દેખાવ આપે છે ત્યારે જે આનંદનું ભાન થાય છે, તે કરતા મનુષ્યના મન રૂપી વિશ્વમાં કે આધ્યાત્મિક વિશ્વમાં જ્યારે એવા મધુરતાનાં અમૃત તુલ્ય ઝરણા ઉત્પન્ન થઇ, મનુષ્ય પોતે જ્યારે તેને અનુભવી શકે છે ત્યારે તેના આનંદની હદ્દ રહેતી જ નથી. મધુરતાના મધુરા ઝરા એવી રીતે અનંત પ્રકારના છે, પરંતુ એ બધાં ઝરણાનું ઉત્પત્તિસ્થાન કેવળ સંગીત જ છે. એ સંગીતામૃતના મધુર ઝરણનું, મૂળ શોધવા જઇશું તો તેનું સ્થાન પરમાત્મામાં મળી આવશે એમ ખાત્રીથી સમજવું

* भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्मा ल्लोकादमृता भवन्ति ( કેન ઉપનિષદ ) આ ભૂતોમાં વેરું, તે ભૂતોમાં વેરું: એમ ભૂતોમાં ( પોતાનાં કૃત્ય અને સમૃદ્ધિઓને ) વેરતા વેરતાં ધીર ( મહાત્માઓ ) આ લોકમાંથી નીકળી અમૃત થાય છે.

સંગીતની આવી સૂક્ષ્મતા અને ઉચ્ચતા ખ્યાલમાં આવ્યા પછી સંગીત તે શું એ વિષે
ાહુંક જાણવું જોઇએ. '**સંગીત**' એ શબ્દમાં **ગાયન**, **વાદન** અને **નર્તન** એ ત્રણ
,ળાઓનો સમાવેશ કરેલો છે. એટલે કે, ગાવું, વગાડવું, નાટકની કળા, નાચવાની
ળા એ બધી કળાઓ સંગીતના પેટામાં સમાઈ જાય છે. તેથી બીજાં બધાં શાસ્ત્રો અને
કળાઓની પેઠે સંગીત એ એક મહાન શાસ્ત્ર છે અને મહાન કલા રૂપે છે. કવિતાને જૂદા
જૂદા સ્વરોમાં બોલવી તેને **ગાયન** કહે છે. એ ગાયેલી કવિતાના **સ્વરો** અને **તાલની**
પ્રકટતા ગમે તે પ્રકારના યંત્રની મદદથી કરવી તેને **વાદન** ( વગાડવું ) કહે છે. હવે જે
કવિતા ગાઈ વગાડી હોય તે કવિતાનો જે ભાવ હોય, અથવા તેનો જે રસ હોય; તે ભાવ
તથા રસ, શરીરના અભિનયો ( એકટીંગ ) થી પ્રકટ કરવો તેને **નર્તન** કહે
છે. એ **નર્તન** કળામાં વળી **નાટકની** કળા, **નાચવાની** કળા અને જૂદા જૂદા પ્રકારથી
વેશ લઈ અંગથી હાવભાવ કરવાની કળા ( નૃત્ત ) એ ત્રણ જાતની કળાઓ સમાય છે.
ને તે તથા ગાયન, વાદન એ બંને કળાઓનાં શાસ્ત્રો એવડાં મહોટાં અને સૂક્ષ્મ છે કે, તેનો
સંપૂર્ણ અભ્યાસ કરવાને માટે આ એક જીંદગી તો શું પણ સેંકડો જીંદગીઓ પૂરી કરવી
પડે ! ! સંગીતનું બધું, મંડાણ બે વસ્તુ ઉપર છે **સ્વર** અને **કાળ**. સ્વર અને કાળના
વિસ્તારનું ચોક્કસ માપ બાંધી તેમાંથી અનેક પ્રકારના આનંદ લેવાનું કામ સંગીતનું છે. સ્વર
અને કાળ એ બંનેના મૂળ અનંત સ્વરૂપ પરમાત્મામાં જઈ પહોંચે છે, સ્વરની સૂક્ષ્મતા
અને સ્થૂલતાનો જ બધો વિસ્તાર વિશ્વમાં વ્યાપી રહેલો છે. એ સ્વરના મૂળ સ્વરૂપને **નાદ**
( અવાજ, શબ્દ, ધ્વનિ વગેરે ) કહે છે. તેના બે વર્ગ છે સૂક્ષ્મ નાદ અને સ્થૂલ નાદ.
સૂક્ષ્મ નાદને **અનાહત નાદ** કહે છે અને સ્થૂલ નાદને **આહત નાદ** કહે છે. જે નાદ
માણુસ જાતથી સંભળાતા નથી તે સૂક્ષ્મ નાદ છે, અને જે સંભળાય છે તે સ્થૂલ નાદ છે.
એ સ્થૂલ નાદમાંથી જે નાદ બહુ જ મીઠા અને આનંદ આપી શકે એવા છે તે માત્ર સાત
છે. તેમને **સ્વર** કહે છે. તે **સ રિ ગ મ પ ધ નિ** એમ સાત પ્રકારના છે. અને એ
સાત સ્વરની જુદી જુદી રચનાથી જુદા જુદા ભાવ-રસ વાળી સ્વરરચના થાય છે તેને
રાગ કહે છે. રાગ એ સંગીતનો આત્મા છે. એવા રાગો અનંત છે, તેમનો કંઇ પાર નથી.
કોઈ પણ રાગને પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ કરવો એ જ સંગીત કળાનું મુખ્ય કામ છે.

રાગની પૂર્ણતા કરવા માટે સ્વરોની અનેક પ્રકારે રચના કરવી પડે છે. તે રચના
ગ્રામ, મૂર્છના, તાન, ક્રમ, પ્રસ્તાર કૂટતાન, મેલ ( થાટ ), અલંકાર, વગેરે અનેક રૂપે
વિસ્તાર પામે છે. સ્વરો તો માત્ર ૭ જ છે પણ તેની **મૂર્છનાઓ** ૭૦ હજાર, **ક્રમ** ૩
લાખ ૭૫ હજાર, **તાન** ૮૪, **પ્રસ્તાર** ૧૯ હજાર, **કૂટતાન** ૫ કરોડ ૯૯ લાખ, **મેલ**
૪ હજાર, રાગ રચના મુખ્ય ૭ હજાર અને તેની મિશ્ર રચનાઓ કરોડો પ્રકારની અને
અલંકારાદિની રચનાઓ પણ અનંત છે. એ બધાનો પાર આવે તેમ નથી. એટલું યથા
પછી જે તે ભાવ રસને પોષણ કરનારા રાગમાં ગવાતી કવિતાઓની વિશેષ રચના કે જેને
**પ્રબંધ** કહે છે તેના પ્રાચીન શાસ્ત્રાનુસાર ૪૫૦૦ ભેદ તથા તાળના પણ અનંત ભેદ થાય
છે. આ પ્રમાણે રાગ રૂપી વિશ્વનો વિસ્તાર એવડો મહાન છે કે, તેનો પાર પામવા જતાં,
માણુસની જીંદગી એક ક્ષણ જેવી થઈ પડે છે.

આ ઉપરથી જણાઇ આવશે કે, મુળનાદનો વિસ્તાર કરી જુદી જુદી અસરો પડે દરેક રસ-ભાવ વગેરેનો આનદ લેવો એ સંગીતનું જ પ્રયોજન છે. એ નાદની શક્તિ અપૂર્વ છે. અને મહાન્ છે સ્થૂલ અને સૂક્ષ્મ વિશ્વમા એ નાદની ધારા અવિચ્છિન્ન પ્રવાહ રૂપે, નદી રૂપે, ઝરણા રૂપે સતત વહેતી રહે છે તેથી જ તમામ પ્રાણીઓ, મનુષ્યો અને દેવો ( મહાત્માઓ, યોગીઓ ) આ બધો વ્યવહાર ચલાવી શકે છે નાદની અજબ શક્તિ વિષેનુ વિવેચન કરતા તો એક મહાભારત ગ્રંથ લખવો પડે, પરતુ ટૂંકામા જણાવવાનુ કે, દુનિયામા આજ સુધી જેટલી પ્રબલ શક્તિઓનો શોધ થયો છે તે સર્વેમા નાદની શક્તિ અગાધ છે અનત તારા ગણો, અનત ગ્રહો, અનત પૃથ્વીઓ, અનેક જડ દ્રવ્યો તમામ વનસ્પતિઓ અને તમામ પ્રાણિઓ નાદ શક્તિથી કાર્ય કરતી જણાય છે. એ નાદથી તમામ પ્રાણિ માત્ર અનેક જાતના ... કરે છે બોલવાની ભાષા જે અક્ષરો ( ક, ખ, ગ વગેરે ) થી બની છે તે અક્ષરો નાદથી થાય છે અક્ષરોથી પદ ( ઘડો, લોટો વગેરે ) થાય છે, પદથી ભાષણ થાય છે અને એ ભાષણથી વ્યવહાર ચલાવી શકાય છે મતલબ કે આ સર્વે વિશ્વ નાદને આધિન છે એ જ નાદ વિના ગીત થતું નથી એ જ નાદ વિના સ્વર થતા નથી, એ જ નાદ વિના નર્તન પણ થતું નથી માટે સગીત નાદમય જ છે આ વિશ્વના તમામ પરમાણુઓ સતત દોલાયમાન્ હોય છે એ આદોલનમય રચનામાથી સ્થૂલ નાદો પ્રકટે છે એ સ્થૂલ નાદોથી સ્વરો થાય છે, ને દરેક પરમાણુસમૂહ અમુક અમુક સ્વરો ઉત્પન્ન કરી સતત થનગન થનગન થયા જ કરે છે, પરમાણુનું **નર્તન** ( નાચ ) તે એ જ છે અને આ વિશ્વમા " વિશ્વમય નાદ " માથી અખડ સગીત સર્વત્ર થઇ રહ્યુ છે તે સ્પષ્ટ છે

નાદ કે અવાજની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એ વિષે વિચાર કરવો જોઇએ જગતમા સર્વત્ર એવો નિયમ જોવામા આવે છે કે જ્યા જ્યા બે વસ્તુઓ-પછી તે સૂક્ષ્મ હોય, કે સ્થૂલ હોય તે પ્રમાણે તેમના-અથડાવાથી કે સયોગથી સૂક્ષ્મ કે સ્થૂલ આઘાત, તરગો, મોજા કે **આંદોલનો** ઉત્પન્ન થાય છે એવા સૂક્ષ્મ આદોલનોથી સૂક્ષ્મ કે સ્થૂલ **"નાદની પ્રતીતિ"** થાય છે એ પ્રતીતિને આપણે બોલવાની ભાષામા **"નાદ ઉત્પન્ન થયો"** એમ કહીએ છીએ જ્યા જ્યા એવો નાદ ઉત્પન્ન થાય ત્યા ત્યા આદોલનો ( ગતિ ) થવા જ જોઇએ કેમકે તે વિના નાદની ઉત્પત્તિ ( પ્રતીતિ થતી જ નથી જેથી નાદની ઉત્પત્તિથી **આંદોલનો**, અને આદોલનોથી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે, ઉષ્ણતાથી પ્રકાશ ઉત્પન્ન થાય છે પ્રકાશથી લોહચુંબક નામની શક્તિ ઉત્પન્ન થાય છે અને એ લોહચુબકથી પછી **વિજળી** ઉત્પન્ન થાય છે

હવે ઉપલી જ બાબતનો જરા શાસ્ત્રીય રીતે ઊંડો વિચાર કરીએ. આ સ્થૂલ જગતમા જેટલા નાદ, અવાજો, ધ્વનિઓ કે શબ્દો માણસ જાતથી સાભળી શકાય છે તે તમામ જાતના નાદને **આહત નાદ** કહે છે, અને તે સિવાય જે નાદ અતિશય સૂક્ષ્મ હોય છે એવા સ્થૂલ દુનિયાંના અને સૂક્ષ્મ દુનિયાંના જેટલા નાદ છે તે તમામ નાદને **અનાહત નાદ** છે. એ અનાહત તથા આહત નાદ જે શુભ નાદના પ્રતીત થઈ શકે એવા રૂપો છે તે નાદને **"મૂળનાદ"** કહે છે એ મૂળનાદ બધા સચરાચર વિશ્વમા વ્યાપક સ્વરૂપે એને શાસ્ત્રમાં **"નાદબ્રહ્મ"** કહે છે એ મૂળનાદ ઉત્પન્ન થતો નથી, તે તો સર્વત્ર

છે છે ને છે જ. પરંતુ આ સ્થૂળ અને સૂક્ષ્મ વિશ્વ જે પરમાણુઓનું અથવા પ્રકૃતિનું (પરમાણુ સમૂહનું) બનેલું છે તેના પરમાણુઓનો સમૂહ જે પ્રમાણમાં તરંગિત થાય તે પ્રમાણમાં "મૂળ નાદ" સૂક્ષ્મ કે સ્થૂલ રૂપે પ્રતીત થાય છે. પ્રકૃતિનો પરમાણુપુંજ જો સૂક્ષ્મ હોય, ને તેવી સ્થિતિમાં તે પુંજ તરંગિત થાય અથવા આંદોલન પામે તો તેથી સૂક્ષ્મનાદ કે **અનાહત નાદની પ્રતીતિ** થાય છે; ને જો એ જ પરમાણુપુંજ સ્થૂલ હોય ને તે સ્થિતિમાં તરંગિત થઈ આંદોલન પામે તો તેથી સ્થૂલ નાદ કે **આહત નાદની પ્રતીતિ** થાય છે. આમ હોવાથી અનાહત અને આહત એ બંને નાદો "મૂળ નાદબ્રહ્મનાં" સાંભળી શકાય એવાં રૂપો થયાં એ સ્પષ્ટ છે; કે જે રૂપોમાં આ સ્થૂળ તથા સૂક્ષ્મ દુનિયાં-માંના તમામ નાદ, અવાજ, ધ્વનિ, શબ્દો વગેરે આવી જાય છે. "અમુક નાદ ઉત્પન્ન થયો" એમ જે બોલાય છે તેનો અર્થ આ ઉપરથી એવો સમજવાનો છે કે, "અમુક પ્રકારનાં તરંગોદ્વારા તે પ્રમાણમા મૂળનાદ પ્રતીત થયો. એને "નાદનું પ્રકટીકરણ" કે "નાદની ઉત્પત્તિ" થઈ એમ કહે છે.

આ પ્રક્રિયા પ્રમાણે નાદ ઉત્પન્ન થવામાં જ્યારે આંદોલનો ઉત્પન્ન થવાની જરૂર છે ત્યારે તો એ પણ સિદ્ધ જ છે કે, જ્યાં જ્યાં નાદ ઉત્પન્ન થાય ત્યાં ત્યાં આંદોલનો પણ ઉત્પન્ન થવાં જ જોઇએ. હવે જ્યાં નાદ ઉત્પન્ન થાય ત્યાં આંદોલનો કે તરંગો ઉત્પન્ન થવાનાં જ એ ચોક્કસ નિયમ સારી રીતે સમજાય તો એજ નિયમે એ પણ સમજવું સહેલ છે કે, નાદથી ઉત્પન્ન થતા તરંગોથી **ઉષ્ણતા**, ઉષ્ણતાથી **પ્રકાશ**, પ્રકાશથી **લોહચુંબકત્વ**, અને તેમાંથી **વિદ્યુત્** ઉત્પન્ન થાય છે. એ અનુક્રમ સ્વભાવ સિદ્ધ છે. આટલું સમજાયા પછી હવે કેટલીક શાસ્ત્રીય બાબતો ઉપર વિચાર ચલાવીએ.

આ સમગ્ર દશ્યાદશ્ય બ્રહ્માંડ સ્થૂલ સૂક્ષ્મ તત્ત્વોના અણુ પરમાણુઓનું બનેલું છે. તેમાંથી જે તત્ત્વોના અણુઓ આપણી ઇન્દ્રિયોથી ગમ્ય છે તેમનું પૃથક્કરણ કરી તેમના પરમાણુઓ વિષેનો વિચાર રસાયનશાસ્ત્રમાં કરેલો હોય છે. હાઇડ્રોજન, ઓક્સીજન, નાઈટ્રોજન વગેરે વાયુરૂપી દ્રવ્યો અને-સોનુ તાંબુ, લોખંડ, પ્લાટીનમ વગેરે ધાતુ રૂપી દ્રવ્યો, એ તમામ દ્રવ્યોના મૂળ પરમાણુઓ અદશ્ય તથા અગમ્ય છે. એ પરમાણુઓનું ઉપાદાન 'ઇથર' નામનુ સૂક્ષ્મ તત્ત્વ છે એવો યૂરોપિયન સાયન્સનો સિદ્ધાન્ત છે. પૃથ્વીની સપાટી ઉપર જેમ સઘળે વાતાવરણ ભરેલુ છે અને એ વાતાવરણમાં અનેક અણુ પરમાણુઓ તરંગિત સ્થિતિમાં આમ તેમ ગમનાગમન કર્યા કરે છે. તેમ વિશ્વની અંદર અને બહાર સર્વ સ્થળે ઇથર નામનો કોઈ સૂક્ષ્મ-વિરલ પદાર્થ આ સમગ્ર વિશ્વના ધારક અને પોષક રૂપે ભરપૂર ભરેલો છે, અને તેમાં સમગ્ર દશ્યાદશ્ય પ્રપંચ-અનેક ગ્રહો, ગ્રહમાળાઓ, તારા. વગેરે તરંગિત થઈ રહેલ છે. સૂર્ય અને પૃથ્વીની વચ્ચેના પોલાણમાં, તેમ જ કોઈ પણ સૂક્ષ્મતર પરમાણુઓની વચ્ચેના અવકાશમાં એ તત્ત્વ ભરપૂર ભરેલું છે. એ તત્ત્વમાંથી જ તમામ મૂળ દ્રવ્યોનાં પરમાણુઓનાં બિંદુઓ સ્થાઈ, તેમાંથી પરમાણુ પોતે અસ્તિત્વમાં આવી સતત ગતિમાન થતાં રહે છે. આ ઉપરથી એટલું સમજી શકાશે કે, આ તમામ દશ્ય વિશ્વના સ્થૂલ પદાર્થો અને સ્પર્શગ્રાહ્ય વાયુ રૂપી પદાર્થો, સૂક્ષ્મ અણુઓમાંથી ઉત્પન્ન થયા છે. અણુઓની ઉત્પત્તિ ઇન્દ્રિયોને પણ અગમ્ય હોઈ શકે એવા અતિશય સૂક્ષ્મ પરમાણુ-

ઓમાંથી થઈ છે, અને એ પરમાણુઓની ઉત્પત્તિ શોધવા જતાં ઇથર નામના કોઇ સર્વદિક્ વ્યાપી પદાર્થ, કે જે પરમાણુઓના મૂળ ઉપાદાન રૂપ છે ત્યા આગળ આવી અટકી પડાય છે

વિદ્યુતશાસ્ત્રમા જે શોધો થયા છે તે ઉપરથી પરમાણુ અને ઇથર એ બન્નેની વચમા કંઇક અજવાળું પડયુ છે અત્યાર સુધી એમ સ્વીકારવામાં આવતું હતું કે, મૂળ દ્રવ્યોના પરમાણુઓ પોતે જ દ્રવ્યના અંતિમ વિભાગ રૂપ છે ને વિદ્યુત્ એ શક્તિ (ફોર્સ) છે પરંતુ હમણા હમણા સાયન્સમા જે છેલ્લા શોધો ગયા છે તે અન્વયે વિદ્યુત્ એ એક પ્રકારનુ જડ દ્રવ્ય છે એમ સિદ્ધ થયુ છે એ વિદ્યુતના દ્રવ્યના પરમાણુને ' વિદ્યુત્પરમાણુ ' (ઇલેક્ટ્રોન) એવુ નામ આપવામા આવ્યું છે રસાયન શાસ્ત્રમાંનાં સિદ્ધ મૂળ દ્રવ્યોના પરમાણુઓ તે બીજુ કશુ જ નહિં પણ માત્ર વિદ્યુત્ પરમાણુઓના ભિન્ન ભિન્ન પ્રમાણવાળા સચયો જ છે બધા મૂળ દ્રવ્યોમા હાઇડ્રોજન એ આગ્ર સ્થાને ગણાય છે, કેમકે તેના પરમાણુનું ગુરુત્વ એકમ, સ્થાને સ્વીકારવામા આવ્યુ છે. દ્રવ્યના પરમાણુઓની ઉત્પત્તિ ઇથરમાથી માનવામા આવતી હતી, પરતુ જ્યારથી આ વિદ્યુત્પરમાણુનો શોધ થયો છે ત્યારથી એમ સિદ્ધ થઈ ચુકયુ છે કે પરમાણુઓ અને ઇથર એ બે સાકળોને સાધનાર એક નવીન પરમાણુનો જુદો જ અંકોડો છે, અને તે અંકોડો તે વિદ્યુત્ પરમાણુ છે દ્રવ્યનો પરમાણુ તે સૂક્ષ્મતાની પરમ સીમા તરીકે ગણાતું હતુ તે હવે બદલાઈ જઇ તેની જગા વિદ્યુત્પરમાણુએ લીધી છે વળી દ્રવ્યના પરમાણુઓના કોઈ પણ રીતે વિભાગો થઇ શકતા નથી એમ મનાતું હતું તે હવે બધુ ફરી ગયુ છે અને દ્રવ્યના પરમાણુઓમાથી પણ વિદ્યુતના પરમાણુઓ છૂટા પાડી શકાયા છે દ્રવ્યના પરમાણુઓમાં જે જે ગુણ ધર્મો હોય છે તે તે ગુણ ધર્મો વિદ્યુત્ પરમાણુઓમા છે એમ હવે નિર્વિવાદ સિદ્ધ થઇ ચુકયુ છે આ વિલક્ષણ શોધથી દ્રવ્યપરમાણુઓના સ્વરૂપ ઉપર એવો પ્રકાશ પડયો કે, જુદા જુદા મૂળ દ્રવ્યોના પરમાણુઓ તે બીજુ કશુ જ નહી પણ વિદ્યુતના પરમાણુઓનો જ માત્ર જુદા જુદા પ્રમાણવાળો સચય છે જડ દ્રવ્યના કોઈ પણ મૂળ પરમાણુની આકૃતિને જો આપણે એક મહોટા ઘર જેવી કલ્પીએ તો તેમા વિદ્યુત્પરમાણુના પૂર્ણવિરામ ચિન્હના ટપકા જેવડા હજારો બિંદુઓ ભ્રમણ કરે છે એવી સરખામણી કરી શકાય તમામ પ્રકારના મૂળદ્રવ્યના પરમાણુઓ આ વિદ્યુત્ પરમાણુની જુદી જુદી મયયાત્મક શ્રેણીઓ છે દાખના માટે, હાઇડ્રોજનનો એક પરમાણુ લઇએ, અને તેમા ૭૦૦ વિદ્યુત્પરમાણુઓની એક સ્થાયી માલા છે એમ સ્વીકારીએ તો તેમા ૩૫૦ આકર્ષક અને ૩૫૦ ઉત્સારક વિદ્યુત્ પરમાણુઓ હોવાના તેમ જ જો ઑક્સીજનનો એક પરમાણુ લઇએ તો તેમા, હાઇડ્રોજનમા રહેલા વિદ્યુત્પરમાણુઓના કરતા ૧૬ ગણા વધારે હોવાના જેથી તેમા (૩૫૦×૧૬) ૫૬૦૦ આકર્ષક અને તેટલા જ ઉત્સારક વિદ્યુત્પરમાણુઓ હોવાના આથી એમ સિદ્ધ થયુ કે, ૭૦૦ વિદ્યુત્ પરમાણુઓના સયોગથી હાઇડ્રોજનનો એક પરમાણુ બન્યો છે, અને ૭૦૦×૧૬=૧૧૨૦૦ વિદ્યુત પરમાણુઓ મળી ઑક્સીજનનો એક પરમાણુ બન્યો છે, વગેરે આ શોધથી પરમાણુવાદની એક પાયરી આગળ વધી. પરતુ વિદ્યુતના પરમાણુઓ ક્યાથી આવ્યા તેમની આંતર રચના કેવી હશે, ને તેમના આકર્ષક તથા ઉત્સારક ભેદો કેવી રીતે પડતા હશે? એ બધા પ્રશ્નોના ખુલાસા શોધવા સાયન્સને હજી બાકી છે તોપણ આ નવીન સિદ્ધાતથી રેડિયમ જેવા પ્રકાશિત દ્રવ્યની રચના, તેમજ તેની પ્રકાશ ફેંકવાની શક્તિ, જુદા જુદાં મૂળદ્રવ્યોના પરમાણુ ગુરુ

જડત્વ, વિદ્યુદ્વાહકતા, પ્રકાશવિસર્જન ઘાત, રસાયનિક પરિવર્તો, રંગબંધ પ્રકાશકિરણોમાંની રેખાઓની ભિન્નતા, ઇથરના તરંગો અને બીજી ઘણી બાબતોનો ખુલાસો થઈ શક્યો છે. અને ચાલુ સદીના સાયન્સના વિદ્વાનો માટે એક નવું વિજ્ઞાનનું ક્ષેત્ર ખુલ્લું થયું છે.

પરમાણુની "શક્તિ રૂપ મધ્યબિંદુ" (પૉઇંટ ઑફ ફોર્સ) એવી શાસ્ત્રીય વ્યાખ્યા કરવામાં આવતી હતી તે હવે ઉપરના શોધથી એવા પ્રકારના પરમાણુ તે મૂળતત્ત્વરૂપ દ્રવ્યનો પરમાણુ નહિ પણ 'વિદ્યુત' નામના દ્રવ્યોનો *પરમાણુ ઇલેક્ટ્રોન તેને એ વ્યાખ્યા લાગુ પડશે. કેમકે ઉપરોક્ત શોધથી જુદા જુદા મૂળતત્ત્વોના પરમાણુઓ તે ઇલેક્ટ્રોનની જ દ્વ્યણુક ત્ર્યણુકાદિ રચના ઠરી ચુકી. જેથી ખરો પરમાણુ તે ઇલેક્ટ્રોન જ છે અને તેની શાસ્ત્રીય વ્યાખ્યા "શક્તિરૂપ મધ્યબિંદુ" એ જ વાસ્તવિક લાગે છે. એવાં શક્તિરૂપ મધ્યબિંદુઓનાં સ્થાન બ્રહ્માંડમાં સર્વત્ર–જ્યાં ફરો ત્યાં–છે. કેમકે તમામ બ્રહ્માંડનું વિવર્તોપાદાનતત્ત્વ તો નિરપેક્ષવ્યાપક એકરસ એવું બ્રહ્મચેતન–નાદબ્રહ્મ છે; ને તેને જ આશ્રયે રહેલ પ્રકૃતિ–માયા—અવિદ્યા, ઇથર વગેરે પોતાના વિવર્તરૂપે આચ્છાદિત રહેલ છે. જેથી જેટલા નિરવધિ દિક્કાલમાં ચેતન—નાદની સત્તા હોઈ શકે તેટલા જ દિક્કાલમાં માયારૂપ વિવર્ત હોવાનો, ને આ વિશ્વ જ્યારે માયાનું કાર્ય છે, તો એ નિરવધિ માયા સાપેક્ષપણે સર્વત્ર વ્યાપક જ છે. ને તેમ હોવાથી તે મધ્યબિંદુ અમુક જ ઠેકાણે હોઈ શકે એમ કહી શકશે નહિ. જ્યાં જુઓ ત્યાં તેનું બિંદુ છે. કોઈ પણ અવકાશ અનંત બિંદુઓ મળીને સ્થિતિ પામી શકે છે. આમ હોવાથી શક્તિ રૂપ મધ્યબિંદુઓ વિશ્વમાં સર્વત્ર અસંખ્ય-નિરવધિ છે. ને તેથી પરમાણુઓ (ઇલેક્ટ્રોન) ની અનંતતા નિરવધિ હોઈ શકે તે સ્પષ્ટ છે. આર્યશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના મત પ્રમાણે તો ઇથરથી પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ એવાં ઘણાંક તત્ત્વો (અંતઃકરણાદિ, અપંચીકૃત ભૂતો, અવિદ્યા, માયા, પ્રકૃતિ) સ્વીકારવામાં આવ્યાં છે, પરંતુ હાલ આપણે સ્થૂલ રીતે માત્ર ઇથરને જ આ બધા વિશ્વનું ઉપાદાન માની લઇએ તો સૂક્ષ્મ તત્ત્વમાંથી વિદ્યુત્પરમાણુઓ શીરીતે ઉત્પન્ન થતા હશે તેનો થોડોક વિચાર કરી લઇએ; ઇથર એ અનંત શક્તિઓનો ભંડાર છે એટલું જ નહિ પણ પરમાણુઓના જનકરૂપ અનંત બિંદુરૂપ આવર્તોના કલ્લોલ રૂપ વિશ્વવ્યાપક મહાસાગર છે. એટલે કે ઇથર એ પાશ્ચાત્ય સાયન્સના વાદ પ્રમાણે શક્તિ (ફોર્સ) અને દ્રવ્ય (મેટર) ના મૂળ ઉપાદાન રૂપ તત્ત્વ છે. એ તત્ત્વ સ્થિતિસ્થાપી, લચકવાળું, અવિચ્છિન્ન, અંતરાલ વિનાનું, ગુરુત્વ વિનાનું, અને અતિ વિરલ છે; તેથી તે પરમાણુઓનું કે અણુઓનું બનેલ છે, એમ નહી કહી શકાય. એનો સ્વભાવ સતત સંકોચ પામવાનો છે. જેથી તેની મૂલ પ્રકૃતિરૂપ અવસ્થામાં સતત વિકૃતિ થતી રહી વિષમાવસ્થા થતી રહે છે; ને તેથી સર્વ દિશાઓમાં–બધી તરફ બિંદુ રૂપ અનંત આવર્તો થતા જાય છે. એમ થવાથી શક્તિના કમી જાસ્તી સંચયવાળા અનેક બલ-

---

* પરમાણુ એક અને અખંડ હોઈ શકે. બે કે તેથી વધારે પરમાણુઓથી અણુ બને છે. ને એવા ઘણા અણુઓથી પદાર્થ કે પિંડ બને છે. હાઇડ્રોજનાદિ તત્ત્વોના અણુઓ બે કે તેથી વધારે ઇલેક્ટ્રોનના સંયોગથી બને છે, તો ઇલેક્ટ્રોનનો એક પરમાણુ તે એક ને અખંડ હોવો જોઇએ.

વાળા પ્રવાહો સ્થિતિ પામી, તેને પરિણામે એ બિંદુરૂપ* આવર્તોમા આકર્ષક અને ઉત્સારક
એવા બે ભેદ પડે છે, તેમાના જે બિંદુઓ એવી યોગ્યતાના હોય કે, તેના કરતા ઓછી
શક્તિના બિંદુઓને પોતા તરફ આકર્ષી લે, તેવા શક્તિરૂપ મધ્યબિંદુઓ આકર્ષક વિદ્યુતપર
માણુ* ( પોઝીટીવ ઇલેકટ્રોન ) તરીકે સ્થિતિ પા છે અને જે બિંદુઓમા એવી શક્તિ
હોય કે બીજા વધારે શક્તિવાળા બિંદુઓ તરફ અકર્ષાઈ જાય, તેવા શક્તિ રૂપ મધ્યબિંદુઓ
ઉત્સારક વિદ્યુતપરમાણુ* ( નેગેટીવ ઇલેકટ્રોન ) તરીકે સ્થિતિ પામે છે આ પ્રમાણે
એવા આકર્ષક અને ઉત્સારક ઇલેકટ્રોનના પરમાણુઓની ઉત્પત્તિ થઈ તેઓ સતત
ગતિમાન થઈ રહે છે ને પછી તેમની વિવિધ પરંતુ નિયમિત શ્રેણીઓથી રસાયનશાસ્ત્રમા
કહેના હાઇડ્રોજનાદિ મૂળદ્રવ્યોના અણુઓની રચનાએ થતી રહે છે. આ પ્રમાણે ઈથરના
સંકોચન પામવાના સ્વભાવ ધર્મથી તેમા અનેક બિંદુરૂપ આવર્તો ઉત્પન્ન થઈ તેમાથી ઇલે
કટ્રોનના આકર્ષક કે ઉત્સારક પરમાણુઓ અસ્તિત્વમા આવવા માટે તો તેની પોતાની (ઈથ-
રની) જ સત્તા કારણરૂપ છે. ને એ ઈથર (પછી તેથી ણ સૂક્ષ્મ પ્રોટાઇલ વગેરે જે તત્વો
માનવામા આવે તે પણ ) " મૂળ નાદબ્રહ્મની ' **સત્તાથી** જ સત્તાવાન થઇ અત્ત લચક-
વાળો, સંકોચ્ય સ્થિતિવાળો બની રહેલો છે જેથી તેમાથી પરમાણુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને
વિક્ષયાવસ્થા ઘટમાળાની માફક બની રહી સૃષ્ટિ સંભવ વિનાશ ચક્ર અનાદિકાળથી ચાલ્યુ
જાય છે એ રીતે મૂળ દ્રવ્યોના અણુઓ, ઇલેકટ્રોનના પમાણુઓ, ઇથર, પ્રોટાઇલ, માયા,
પ્રકૃતિ એ વગેરેમાથી જેને સ્થનસૂક્ષ્મ બ્રહ્માડના અંતિમ ઉપાદાન તરીકે સ્થાપવામાં આવે
તે ઉપદાન રૂપ તત્વ, જે મૂળ ચેતન રૂપ **નાદબ્રહ્મ**ની સત્તાથી સત્તાવાન થઇ રહે છે તે નાદ
બ્રહ્મની અને તેની જુદી જુદી ( વિવર્ત રૂપ ) પ્રતીતિઓન ૐ ( ઓમ્ બોલતા જે ઊંકાર
રૂપ અવાજ ગળામાથી નીકળે છે તે અવાજ રૂપ ) એવી નાદ રૂપ ' કે ' ધ્વનિ રૂપ ' સંજ્ઞા
શાસ્ત્રકારોએ સ્વીકારેલી છે

આ પ્રમાણે લંબાણથી શાસ્ત્રીય વિચાર કર્યો તેનુ કારણ એ કે, **નાદ** એ પોતે કયી
કયી યોગ્યતાઓ ધરાવે છે તે સરલ રીતે સમજી શકાય આ વિશ્વમા સ્થૂલ સૂક્ષ્મ જે નાદ,
ધ્વનિઓ, શબ્દો વગેરે જે સંભળાય છે તે બધી મૂળ નાદબ્રહ્મની પ્રતીતિઓ છે પાશ્ચાત્ય
સાયન્સ વાદ પ્રમાણે નાદ એ **જન્ય** તરીકે માન્યો છે, પરંતુ આર્ય શાસ્ત્ર પ્રમાણે તેમ નહી

* આર્યશાસ્ત્ર પ્રમાણે ગુણ ગણી, ધર્મ ધર્મી, શક્તિ શક્તિમાન્ એ બધાનો અભેદ
સિદ્ધ થએનો છે શક્તિનું આપણને જે જ્ઞાન થાય છે તે પદાર્થના અનુપગથી થાય છે પદાર્થ
ન હોય તો જડતા, આકર્ષણ, ગુરૂત્વ, ચુંબકતા, વગેરે શક્તિઓ કંઈ સ્વતંત્રપણે જ્ઞાત થઈ
શકે નહિ જેથી એ શક્તિઓનો જે શક્તિમાન્ છે તેને મૂકીને શક્તિઓ અન્ય પ્રદેશમા
રહી શકતી નથી આમ હોવાથી દ્રવ્યનું અણુ જેટલે અંશે અવરોધ કરી શકે છે
તેટલે અંશે તે શક્તિમાન્ છે એ શક્તિમાનની શક્તિ પરમાણુથી પૃથક્ નથી. પણ એકરૂપ
જ છે આમ હોવાથી પરમાણુની વ્યાખ્યા " શક્તિ રૂપ મધ્યબિંદુ " (પોઇંટ ઓફ ફોર્સ) એવી
સાયન્સના જ્ઞાતાઓએ કરી છે તે આર્યશાસ્ત્રને પૂર્ણ સંમત છે. એ વ્યાખ્યાથી દ્રવ્યત્વ
અને શક્તિમત્વ એ બે અંશોનો અભેદ સંબંધ સિદ્ધ થાયછે ·

સ્વીકારતાં નાદ એ જનક રૂપે સ્વતઃસિદ્ધ છે એમ સિદ્ધ કરવામાં આવેલું છે. એને માટે આટલી ટુંકી જગામાં વિસ્તાર કરવા જઇએ તો એક મ્હોટો ગ્રંથ થઇ જાય; પરંતુ તે વાદગ્રસ્ત વિષયને હાલ બાજુ ઉપર મૂકીએ તોપણ નાદ એ કેવડી મ્હોટી શક્તિ છે અને એ શક્તિ વિશ્વમાં શું શું કાર્ય કરી રહી છે તેનો ખ્યાલ ઉપલા વિવેચનથી થવો જ જોઇએ. આપણે પૂર્વે જોઇ ગયા કે નાદથી ક્રમે ક્રમે ઉષ્ણુતા વગેરે ઉત્પન્ન થયા પછી છેલે વિજળી ઉત્પન્ન થઇ શકે છે; અને એ વિજળીથી ઇથરમાં સંકોચ વિકાસની ક્રિયા થવી જ જોઇએ તે સહજ સમજી શકાય તેવું છે. સૂક્ષ્મ પ્રયોગો અને ગણિત ઉપરથી એમ પણ અટકળવામાં આવ્યું છે કે, કોઇ પણ પદાર્થના એક ઘઉં ભાર જેટલા ભાગ વાળા ઇથરના ઉપર ગતિ આવીને અથડાય તો તેથી એક લાખ (૧૦૦૦૦૦) ટન જેટલું વજન બે માઇલ જેટલી ઊંચાઇએ લઈ જઈ શકાય છે. હવે નાદ એ બે પદાર્થના અથડાવાથી ઉત્પન્ન થાય છે ને તેથી તે જન્ય છે એવું સ્થૂલ તત્વ સ્વીકારીએ તોપણ એટલું તો સમજી શકાશે કે, નાદની ઉત્પત્તિથી વિજળી ઉત્પન્ન થાય અને તેથી ઇથરમાં મોજાં ઉત્પન્ન થાય તો નાદની શક્તિને કેવડી મહાન ગણવી જોઇએ ? અને તે ઉપરથી જ આ વિશ્વમાં એ શક્તિનાં કાર્યોથી શું શું થતું હશે તેનો ખ્યાલ દરેક વિચારી પુરૂષોથી થઇ શકે તેમ છે. મંત્રમાં જે અસામાન્ય બળ હોવા વિષે ગ્રંથોમાં વાંચીએ છીએ તે આથી સત્ય ઠરે છે. નાદની આવી વિલક્ષણ શક્તિ સૃષ્ટિનો સંહાર પણ કરી શકે અને તેની ઉત્પત્તિ કે સ્થિતિ પણ કરી શકે. આ બધું રહસ્ય મનુષ્યથી સમજાય ને એ શક્તિ મનુષ્ય પોતાના હાથમાં લઈ શકે તો તે "કર્તું અકર્તું અન્યથાકર્તું" એવો ઇશ્વર જ છે. આની શક્તિઓની પ્રતીતિ કીલી, સ્કોટ જેવા પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રીઓને થઈ આવેલી હોય એમ તેમનાં લખાણો ઉપરથી જણાઈ આવે છે. આટલું સમજાયા પછી હવે એ નાદની સત્તાથી ખનિજ, ઉદ્‌ભિજ, પ્રાણીજ એ ત્રણે સૃષ્ટિમાં કેવી કેવી અસરો થએલી જોવામાં આવી છે તે વિષે હવે થોડો વિચાર કરીએ.

કીડી, મંકોડા અને મધમાખી કે ભમરા જેવા પ્રાણિઓમાં આવી શક્તિ થોડીક હોય છે એમ જણાઈ આવ્યું છે. એ શક્તિથી તેઓ ભક્ષ મેળવે છે અને જીવન નિર્વાહ ચલાવે છે. જે પત્થરો મહાન વજ્રમય ટાંકણીયોથી નથી ટંકાતા તેવા પત્થરોને એક પ્રકારની સાદી કીડીઓ ફોડી નાખી પોતાને રહેવા માટે દર બનાવે છે. એ પત્થરોના પરમાણુઓ જેટલી શક્તિથી પરસ્પર સંઘટ્ટ થઈ ગએલા હોય છે તે શક્તિના કરતાં જરા વધારે શક્તિ પોતામાંથી અમુક ઝીણો—તીણો નાદ ઉત્પન્ન કરી તેમાંથી પ્રાપ્ત કરે છે. જેથી એ નાદથી એટલા જોરથી આંદોલનો—ઉષ્ણતા—વિજળી વગેરે થાય છે કે પેલા પરમાણુનો ભાગીને ભૂકો પોતાની મેળે થઈ જાય છે. એમ એક પછી એક પરમાણુઓ કહાડી, એ વજ્ર જેવી શીલા કોચીને, અંદર પોતાને રહેવાનું દર બનાવે છે. મધમાખી જે ગણગણાટ કરે છે તે જાણવામાં છે જ. એ ગણગણાટ ઘણી વખતે આપણા કાનને અસહ્ય થઈ પડે છે. મધમાખી એક પુષ્પ ઉપરથી બીજા ઉપર ને બીજા ઉપરથી ત્રીજા ઉપર ગણગણાટ કરતી ઉડી ઉડીને બેસે છે તે કંઈ વ્યર્થ પરિશ્રમ કરે છે એમ સમજવું નહિ; પરંતુ જે ફુલમાંથી તેને મધ ખેંચી લેવાની મરજી હોય છે તે ફુલની કળીઓની આસપાસ ગણગણાટ કરી અનેક ફેરા

મારે છે, ને પછી એ ગણગણાટ એટલે કે નાદથી, કળીઓની આસપાસમાં હવાના જે રજ-કણો હોય છે તેમાં આંદોલન ( મોજાં ) ઉત્પન્ન થાય છે, એ મોજાંથી ઉષ્ણતા ઉત્પન્ન થવાથી, એટલી ઉષ્ણતાથી ફૂલની કળીઓ ખીલી ઉઠે છે, ને પછી મધમાખી અંદરથી મધ ચૂસી × લે છે. ફૂલની એવી કળીઓની આસપાસ, કોનસર્ટીના વાજામાં મધમાખીના ગણ-ગણાટ જેવો સુર મુકી તેને બજાવવાથી કૃત્રિમ રીતે કળીઓ ખીલવવાના પ્રયોગો પાશ્ચાત્ય દેશોમાં અજમાવી જોવામાં આવ્યા છે.

નાદની અસર અને શક્તિ આ રીતે જોતા ઘણી મહાન છે. આ ભૂગોળ ઉપરના ગતિમાન વાયુઓ, સમુદ્રનાં મોજાં, વૃક્ષપલ્લવોમાંથી થતા શબ્દો, કોયલ, બુલબુલ, મોર, ચાતક, વગેરે પક્ષિઓના સુસ્વર અવાજો; વાઘ, સિંહ, હાથી, ઘોડા વગેરે પ્રાણીઓના ગભીર અવાજો; મનુષ્યો, તેની ભાષા, તેમણે બનાવેલા વાજિત્રો એ બધુ નાદમય છે. નાદથી જ સર્વ વ્યવહાર ચાલે છે, ને તેની જ સત્તા જડ અને ચૈતન જગત ઉપર પ્રવર્તિ રહી છે. નાદમા જે શક્તિ છે તે જ શક્તિ સગીતમા છે. કેમકે, નાદની વિવિધ સૃષ્ટિઓને બનાવી, અનેક પ્રકારની ભાવનાઓ-રસો ઉપજાવવા એ સંગીતનું કામ છે. માત્ર સાદા સાદા નાદથી આંદોલનો અને તેને પરીણામે વિજળી ઉત્પન્ન થઇ પથરમાં ગતિ ઉત્પન્ન કરી શકાશે, એ જો કે ખરૂં છે પરંતુ ઉત્તમ સુસ્વરિત સંગીતથી હૃદય-અંતઃકરણ-બુદ્ધિ-વૃત્તિઓની જે વિશુદ્ધિ થાય છે, અને તે ઉપરનો મેલ જે સરસ રીતે નીકળી જાય છે તથા તે ઉપરાંત અંતઃકરણ આત્માકાર થવાને જે લાયક થાય છે તે તરફ જોતાં સગીતની એ શક્તિ મહાન છે. કેમકે અંતઃકરણાદિ દ્રવ્યો પથરથી પણ સૂક્ષ્મ છે. સગીતની આવી અસરથી બુદ્ધિવાન કે સંસ્કારી મનુષ્યો વશીભૂત થઈ જાય એ તો સ્પષ્ટ જ છે, પરંતુ બીચારાં અજ્ઞાન પશુપક્ષિઓનાં મન ઉપર, અથવા તેમના માનસિક ભાવો ઉપર જાદુઇ અસર કેવી થઇ શકે છે એ વિષેના થોડાક ચમત્કારિક દાખલાઓ આપીશું

જંગલી બીચારાં હરણો સગીતના કેટલા બધાં પ્રિય છે તે સર્વ પ્રસિદ્ધ જ છે. મીયાં તાનસેન જ્યારે પ્રથમ દિલ્હીમાં બાદશાહને મળવા ગયો હતો ત્યારે એ શેહેરમાં ગોપાળનાયક નામે વિખ્યાત ગવૈયો હતો. તાનસેને તેની પરીક્ષા લેવા સારૂ પ્રથમ એમ કર્યું કે ગામની બહાર પોતે ગગગગણિઓવાળું સંગીત કરી જંગલમાના હરણાં બોલાવ્યાં ત્યારે તાનસેને તે હરણોના ગળામાં પોતાની માળા પહેરાવી અને સંગીત બંધ કર્યું આથી તે હરણો ભાનમાં આવ્યા ને પછી જંગલમાં નાશી ગયા. પછી એ વિષેની ફરીયાદ બાદશાહને કરી કે અમુક અમુક રીતે મારી માળા હરણો લેઇ ગયાં છે તે મંગાવી આપો. પછી બાદશાહે ગોપાળનાયક પાસે સગીત કરાવી જંગલનાં હરણો બોલાવી, તેમાંથી જે હરણના ગળામાં તાનસેનની માળા હતી તે માળા લઇને તાનસેનને આપી દીધા વિષેની આખ્યાયિકા પ્રસિદ્ધ છે. આજે પણ જંગલમાં શિકારીઓ જાય છે ત્યારે સાથે સારંગી, તમસાં, સરણાઈ વગેરે વાજીંત્રો સાથે લઇ જઇ જંગલમાં વગાડે છે અને પછી તે સાંભળી આસપાસનાં હરણોના ટોળાં આવે છે કે તુરત

× विकसित सहकारभारहारि परिमलपुंजितगुंजित द्विरेफ ।

( સુભાષિત )

તેમને તીર, બંદુક, ભાલાથી મારી નાખવામાં આવે* છે. બકરાં, ઘેટાંને પણ સંગીત પ્રિય થઇ પડે છે. નવાબ સિરાજ ઉદ્દૌલાને પોતાના બગીચામાં એવો અનુભવ થયો હતો. બુલબુલ પક્ષીને પણ સંગીત અતિશય પ્રિય થઈ પડેલાનો અનુભવ મીરઝાં મહમદ નામના વાંસળી વગાડનારને થયો હતો. ઉંદર, કરોળીયા, જેવા પ્રાણીયો સંગીતની અભિરૂચિ રાખનારાં જણાયા છે. એ વિષે એમ કહેવાય છે કે ફ્રેંચના એક પ્રખ્યાત વઝીર લ્યુવોયને કોઇ કારણસર કેદમાં નાખ્યો હતો ત્યારે તે કેદમાં પોતાનો તમ્બુરો બજાવતો. તે તમ્બુરો જ્યારે જ્યારે વગાડતો ત્યારે ત્યારે તેની આસપાસ ઉદરો, કરોળીયાઓ વગેરે ૧૦૦ સુધી પ્રાણીઓ સાંભળવા આવતા. મહાન્ વિષારી પ્રાણી જે સાપ તે નાદમાં કેવી રીતે તલ્લીન થઇ જાય છે તે પણ સર્વેના જાણવામાં છે. મોર ઉપર સંગીતની જાદુઈ અસર થએલી મેં પોતે અનુભવેલી છે અને બીજાઓએ ખાત્રી કરેલી છે. હું સને ૧૮૯૯ના જુલાઇ માસમાં કચ્છ દેશમાં ગયો હતો ત્યારે ત્યાંના રાજનગર ભૂજ શેહેરથી ૪ માઇલ ઉપર રૂપકેશ્વર માતાનું એક સ્થાન છે ત્યાં ગામના કેટલાક સારા સારા ગ્રહસ્થો સાથે ઉજાણીને માટે ગયો હતો. એ માતાના મંદિરની આસપાસ પર્વતનો કોટ મહાન કિલ્લા પ્રમાણે ગોઠવાઈ ગયો છે. ત્યાં બુમ પાડવાથી તેનો પડઘો બધે સંભળાય છે. માતાના મંદિર ઉપર વડનું વિશાલ ઝાડ આવી રહેલુ છે. ત્યાં તે વખતે મોરની વસ્તી ઠીક હતી, સાંજ પડતી ત્યારે પર્વત ઉપરના બધા મોરો વડ ઉપર ચઢી આશ્રય લેતાં. અમારૂં સંગીત હારમોનિયમ સાથે માતાની સન્મુખ ચાલ્યું. એક જ ગાયન ગાઇને બંધ રાખ્યું. પરિણામ એ આવ્યુ કે, અમારા માથા ઉપરની વડની ડાળીઓ ઉપર ચડેલા બધા મોર "મીયાઓ મીયાઓ" કરીને જાણે વન્સમોર, વન્સમોર કહેતા હોય એવો અમને ભાસ થયો. વળી બીજું ગાયન ગયુ, બંધ રાખ્યુ. પુન બધા મોરલા બોલવા લાગ્યા, એમ લગભગ ૮–૧૦ ગાયનો ગાયા. એ અરસામા પર્વતની ઉપર જે બાકી રહેલા મોર હતા તે પણ સાંભળવા દોડી આવ્યા. પછી તો દરેક ગાયનને આરંભે તથા અંતે મોરના શબ્દો થવા લાગ્યા. કેટલાક મોર તો વડ ઉપરથી નીચે ઉતરી અમારી પાસે આવવા લાગ્યા. આ બધુ કેવળ સત્યરીતે અનુભવી બીજાની ખાત્રી થએલી છે. એ દિવસે ભૂજના અમાસ અને પ્રસિદ્ધ ગુર્જર લેખક સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામ પણ હતા!! કુતરા વગેરે પ્રાણીઓ ઉપર પણ સ્વરોની અસર થાય છે ઘણી વખતે ઘંટના રણકારાથી, કે ગધેડાના ભુંકવાથી, અથવા તો વાંસળીનો નાદ સાંભળવાથી કુતરાઓ ઉપર જે અસર થાય છે તે આપણા સર્વેના જાણવામા છે જ.

મીસ્તર કોરનિશ નામના સગીતશાસ્ત્રીએ ઇંગ્લાંડની અંદરના પ્રાણીસગ્રહસ્થાનમા જઈ ત્યાંના જુદા જુદાં પ્રાણીઓના પીંજરા આગળ સગીતના અને વાદ્યના જે પ્રયોગો કર્યા તે બહુ નવાઈ ઉપજાવે તેવા હતા પીકોલો નામના વાદ્યથી કોઇને પણ આનદ થયો નહિ, પણ ક્રોધ જ થયો. ફ્લ્યુટ (બસી-સરણાઈ) થી ઘણાને મોહ થયો અને ફિડલ–તતુવાદ્યની અસર સર્વને સરખી અને ચમત્કારિક થઈ હરણ, ગાય, બેંશ, જગલી ડુક્કર, રીંછ,

* જુઓ કલાપીનુ "વીણાનો મૃગ" એ કાવ્ય—આ લેખ વાચનાર રસિકોને તે એક વાર વાંચવાની ભલામણ છે. (કાવ્યમાધુર્ય)

જંગલી બીલાડીઓ વગેરે પ્રાણીઓ પોતાના ઘાસવાળા બીછાના ઉપરથી ઉઠી, પાંજરાના સળીયા પાસે આવી. કાન ઉંચા કરી ઊભાં રહ્યાં. કેટલાંક પોતાના પાછલા પગ ઉપર ઊભા થઈ પોતાના પાંજરાના કઠેરા ઉપર આગલા પગે ટેકો દઈ પાછલા પગે ટટાર ઊભાં રહી સંગીત સાંભળતાં હતાં. ઉત્તર ધ્રુવ તરફનું ધોળું રીંછ ઊભું થઈ આગલા પંજા પહોળા કરી પીંજરાના સળીયાની વચ્ચેથી પોતાનું નાક બહાર કાઢતું. બીજાં પ્રાણીઓ બહુ જ આવેશથી આમતેમ ચાલવા લાગ્યાં. ઓરાંગઉટાંગ વાંદરાનું બચ્ચું પગની એડીઓ માથા ઉપર મૂકી જમીન ઉપર બેસી, ઘાસની મુઠીઓ ભરી હવામાં ઉછાળવા લાગ્યું અને જ્યાં સુધી સંગીત ચાલ્યું ત્યાં સુધી આનંદ અને અનુમોદનથી હસતું હતું. જંગલી ગધેડાં ફ્લ્યુટની અસરથી આવેશમાં આવી લાતો ઉછાળવા લાગ્યાં. એક ક્રૂર વાઘ વાયોલીનથી તદ્દન મોહિત થયો; પિકોલો નામનું વાદ્ય સાંભળવાથી આવેશમાં આવ્યો, અને ફ્લ્યૂટથી પાછો શાંત થયો. સામાન્ય રીતે મૃદુ અને ધીમું ગાયન તથા કોમલ સ્વરનાં ગાયનોથી વાઘને વિશેષ આનંદ થતો હતો. તીવ્ર અને કઠોર સ્વરનાં ગાયનથી ઘણાં ખરાં પ્રાણીઓ સ્પષ્ટ રીતે ચીડાઈ જતાં હતાં. બેસુરા ગાયનથી જાણે તેમને આંચકો લાગ્યો હોય તેવી રીતે ચમકીને તેઓ એકદમ પાછાં હઠી જતાં. સાપ, ગરોળીઓ અને વીંછી ઉપર .પણ તેવી જ જાદુઈ અસર થએલી જોવામાં આવી ! !

મનુષ્યો ઉપર સંગીત જે અસર કરે છે તે તો સર્વના જાણવામાં છે જ. પાષાણ જેવી કઠણ છાતીના, ક્રૂર, નીચ, દુષ્ટ મનુષ્યો સંગીતથી કેટલા બધા નરમ બની જાય છે તેના અનેક દાખલાઓ ઇતિહાસોમાં નોંધાયા છે. મહાન દુર્ગુણી રાજા **હેનરી** કે જેણે અનેક સ્રીયોને મારી નાખીને તથા નસાડી મુકીને પોતાનો દુરાચાર પાર પાડ્યો હતો એવા વજ્ર જેવા જંગલી પામર મનુષ્યને પીગળાવવાની ફતેહ સંગીતે જ કરી હતી. અલેક્ઝાંડર જેવા મહાન પુરૂષનો મિજાજ **ટીમોથ્યસ** નામનો બંસી વગાડનારો વારંવાર પોતાની બન્સી વગાડીને પોતાના હાથમાં રાખતો; ઘડીકમાં તેને તામસી સિંહ બનાવતો ત્યારે ઘડીકમાં તેને નરમ બકરી જેવો બનાવી દેતો. કોઈ એક મનુષ્યપશુ પોતાના પિતાનું ખુન કરવાના ઇરાદાથી હાથમાં તલવાર લઈ પિતાના શરીર ઉપર ચઢી બેઠો હતો. તે ખુન કરવાની અણી ઉપર હતો એવામાં **પીથાગોરસનો** શિષ્ય **એમ્પીડાકલ્સ** ત્યાં જઇ પહોંચ્યો અને સારંગીના સુરથી તેને એટલો નરમ ઘેંસ જેવો બનાવી દીધો કે, તે ખુન કરવાનું ભૂલી ગયો. **હેમને** તંતુવાદ્યથી જંગલી અને છાટકા જવાન પુરૂષોને વશ કરી લીધા હતા. એવા એવા અનેક બનાવો ઇતિહાસોમાંથી મળી આવે છે.

સંગીત એ ઔષધની ગરજ સારે છે તે પણ જાણીતું જ છે. એને માટે બહુ ઉત્તમ શોધો થયા છે. દરદીઓને તો તે એક વિશ્રાંતિનું સ્થાન થઈ પડે છે અને દરદીઓ પોતાના દુઃખની વેદના ભુલી જાય છે. ગાંડાપણું કે ઘેલછા ઉપર તો સર્વોત્તમ ઉપાય સંગીત જ છે. કુતરાઓનાં કરડવા ઉપર; સર્પદંશ, તાવ, બેહેરાશ અને પ્લેગના દરદો સંગીતથી મટી ગયાનાં અનેક ઉદાહરણો ઇતિહાસોમાંથી મળી આવશે. ચરક, સુશ્રુતાદિ વૈદકના ગ્રંથોમાં માનસિક રોગો સંગીતથી દૂર કરવા વિષે સ્પષ્ટ રીતે બલામણ આપેલી છે. **પ્લેટો** કહે છે કે, સ્વચ્છ હવાથી જેમ શરીર શીતળ થાય છે તેમ સંગીત સાંભળવાથી મન સુશીલ થાય છે. અતિશય મહેનતથી મન ઉપર દબાણ થાય છે અને તેથી કલેશ થાય છે, એ દબાણ અને કલેશ સંગીતથી

જ દૂર થઈ શકે છે. મરણ પથારીએ પડેલા મનુષ્યો ઉપર સંગીત રૂપી દવાનો પ્રયોગ કરવામાં આવતાં તેઓ મરણ પામતા બચી ગયાનાં પણ ઘણાંક ઉદાહરણો નોંધાયાં છે. ઈ. સ. ૧૭૦૭ માં **પારીસ**ની એક દવાશાળામાં કોઇ સારો ગવૈયો માંદો થઇને આવ્યો હતો. પ્રથમ તેને તાવ આવતો. પછીથી એ તાવ દિનપ્રતિદિન વધવા માંડ્યો. પછી તેને આંકડીઓ આવવા માંડી ને આખરે લકવાની અસર થઇને બેશુદ્ધ થઈ ગયો. ત્રીજે દિવસે બેશુદ્ધ હાલતમાંથી તેણે કોઇનો ગાવાનો સ્વર સાંભળ્યો. એથી તેને બહુ ખુશાલી ઉપજી, અને તેને સંગીત સાંભળવાની ઇચ્છા થવાથી ત્યાંના ડૉક્ટરે સંગીત સંભળાવવાની ગોઠવણ કરી, તેની અસર એ થઈ કે, તેની આંખો ઉઘડી ગઇ, ને ધીમે ધીમે સાજો થતો ગયો. પણ જ્યાં સંગીત બંધ કર્યું કે તુરત જ અસલ હાલતમાં આવી જઈ બેશુદ્ધ થઇ ગયો. આવા પ્રસગ ઉપરથી જણાયું કે તેની મુખ્ય દવા સંગીત જ છે. જેથી રાત દિવસ અખંડ રીતે તેને સંગીત સંભળાવવાનું ચાલુ રાખ્યું. તે એટલે સુધી કે ત્યાં રહેલી મીડ વાઇફ કોઇવાર નજીવાં સંગીતો ગાતી તો તેથી પણ તેને અતિશય આરામ થતો. આ પ્રકારે અખંડ ૧૦ દિવસ સુધી સંગીત ચાલુ રાખવાથી તે તદ્દન સાજો થઇ ગયો. આવા બનાવો આપણા દેશમાં ઘણા બન્યા છે. ભાવનગરમાં એક પ્રસંગે (સંવત ૧૯૫૭ માં) મ્હારૂં સંગીતવિદ્યા ઉપર મંગળમેહેલમાં ભાષણ હતું. તે ભાષણ સાંભળવા આવનારાઓમાંથી એક પારસી ગ્રહસ્થ શેઠ દોરાબજીએ ભાષણ પૂરૂં થયા પછી તેમણે એક વાત આ પ્રમાણે કહી હતી—મુંબઈ ગાયનસમાજના પૂર્વના સેક્રેટરી **મી. મંચેરશાહ નારીએળવાળા** નામે એક ગ્રહસ્થ ગાયનના પૂર્ણ શોખીન હતા. તેઓ એક પ્રસંગે સખત માંદગી ભોગવતા મરણ પથારીએ પડ્યા હતા. તેમને એવી ભયકર સ્થિતિમાં સંગીત સંભળાવવાનું શરૂ કીધું. આથી સંગીતની મૃત્યુંજય માત્રાની પેઠે જાદુઈ અસર થઇ. તેઓ એ ભયકર માંદગીમાંથી સંગીતના પ્રતાપથી સારા થયા અને પછી ૧૫ વર્ષ જીવ્યા. એ ગ્રહસ્થ પોતાની ૬૫ વર્ષની ઉમ્મરે સીક પડ્યા હતા કે જે વખતે ઉપલો પ્રયોગ અજમાવવામાં આવ્યો હતો.

મનુષ્યના શારીર અને માનસિક વ્યાધિઓ ઉપર સંગીતની જે સર્વોત્તમ અસર થાય છે તેની ઉપપત્તિ (ચોઅરી, ખુલાસો) સરલ છે. પ્લેથિસ્મોગ્રાફ યંત્ર જ્યારથી શોધાયું ત્યારથી તો એ વાત બહુ જ સ્પષ્ટ રીતે સમજી શકાય છે. એ યંત્ર માણસના હાથની નાડીને લગાડતાં, નાડીમાં ફરતા લોહીના ધબકારાથી જે ફેરફાર થાય છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. તે ઉપરથી સિદ્ધ થયું છે કે, બળવાન મનોવિકારોથી હૃદયના ધબકારા વધે છે, અથવા ઘટે છે અને તેથી લોહીના ફરવા ઉપર અસર થાય છે. ભયને લીધે કુમળાં બાળકોની નાડી એકદમ ધીમી પડી જાય છે. તથા વખતે કેવળ બંધ થઈ જાય છે. જે મનોવિકાર મનુષ્યના મુખ ઉપર જોતાં જાણી શકાતા નથી તે મનોવિકાર આ યંત્ર ઉપરથી જાણી શકાય છે. એ ઉપરથી એમ સમજાયું છે કે, સંગીતથી હૃદયના ધબકારા વધે છે, ને તેથી રૂધિરાભિસરણનો વેગ વધે છે, તેથી મગજમાંના તથા શરીર ઉપર ફેલાએલા જ્ઞાનતંતુઓ ઉપર અસર થવાથી તે ઉત્તેજિત થઈ જાગ્રત થાય છે. વાજીંત્રમાંથી ઉત્પન્ન થતા સંગીતથી કે જે સંગીતમાં શબ્દાર્થનો કશો સંબંધ હોતો નથી એવા સંગીતના કરતા કવિતા રૂપ અર્થ-ભાવ પદ્ય

ગાયનોથી લોહીના ફરવાનો વેગ અતિ વધે છે. આનંદજનક ગાયનો કરતા કરૂણરસ પ્રધાન ગાયનોથી લોહીની ગતિ ધીમી પડી જાય છે. જુદા જુદા મનોવિકારને અથવા રસોને ઉત્પન્ન કરનાર સંગીતોથી રૂધિરાભિસરણ ઉપર જે અસર થાય છે તેના કરતાં તો તે એક જ પ્રકારના મનોવિકાર અથવા રસને જ વિશેષ ઉત્પન્ન કરનાર સંગીતથી અતિશય અસર થાય છે. આ ઉપરથી એક ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્રી તો એટલે સુધી કહે છે કે, દર મહિને દરેક મનુષ્યે બે ત્રણ વખત સંગીત અવશ્ય સાંભળવું જ જોઇએ. લંડનની મ્હોટી મ્હોટી દવાશાળાઓમાં સંગીતના પ્રયોગો અનેક દરદીઓ ઉપર અજમાવી જોઈ સાગ ગ્રંથો લખાયા છે. હંટર નામના ડોક્ટરે અપગ, દુબળા, ઘરડા વગેરે રોગીઓને માટે પીયાનો રાખી સંભળાવવાની ગોઠવણ કરી તથા સ્ત્રીયોના કંઠથી સંગીત કરાવી ઘણા દરદીઓ સાજા કર્યા છે. આ બધા પ્રસંગોમાં રોગી પોતાની જાતનુ ભાન ભૂલી જઈ, હૃદયને સ્વરોના અદ્વિતીય આનંદથી આનંદસમાધિ પ્રાપ્ત થતાં રોગી નિદ્રાવશ થાય છે; કે જે સ્થિતિમાં તેને દુઃખનું અભાન અને આનંદમય શાંતિનું ભાન જ થવાનો સંભવ રહે છે. આ સ્થિતિ ઘણા વખત સુધી રહે એટલે રોગીના શરીરમાં મોજાં-આંદેલનો, તેથી ઉષ્ણતા અને તેથી વિજળી જેવી શક્તિઓ પ્રગટ થઈ રોગનાં બીજોને તથા મનના મેલને બહાર કહાડી નાખે છે.

અવાજથી હવાનાં રજકણોમા ધ્રૂજારીઓ ઉત્પન્ન થાય છે તે તરફ લક્ષ આપતાં, આપણા લોકોમા જાહેર મેળાવડાઓ કે સાર્વજનિક પ્રસગો વખતે તથા જનોઈ, લગ્ન, વરઘોડા પ્રસગે જે વાજાં વગાડવામાં આવે છે તેનો કેટલો બધો ઉપયોગ છે તે સમજી શકાશે. એવા પ્રસંગોમા માણસોની ગીરદી અતિશય હોય છે, ને તેમાં વળી જો ગરમીની રૂતુ હોય છે ત્યારે તો એક બીજાના પસીના અને તેની વરાળોથી હવા કેટલી બધી ગદી થઈ જાય છે તે પણ સર્વેના જાણવામાં છે. આવે વખતે અંગ્રેજી બેંડ તથા દેશી વાજાંમાથી ઢોલ, નગારાં, તાંસા, શરણાઇઓ વગેરે વગાડવામાં આવે છે. એ બધા વાદ્યોના વાગવાથી હવામા મોજાં ઉત્પન્ન થઈ ત્યાંની ખરાબ હવાને ગતિ મળે છે ને પછી તે ત્યાંથી દૂર ખસી જવાથી, તે જગાએ બીજી સ્વચ્છ હવા આવી દાખલ થાય છે. જે ઘેર લગ્ન જનોઈ કે એવો જ માગલિક અવસર હોય ને તે વખતે માણસોની ગીરદી વિશેષ હોય તો વાજાંઓનો જેમ વધારે જથ્થો હોય તેમ સારૂં. મોટાં ઢોલ તથા સરણાઇઓથી વિશેષ ફાયદો થાય છે; કેમકે ઢોલનાં ગંભીર અવાજથી હવામા જે ધ્રુજારીઓ ઉત્પન્ન થાય છે તેનો વિસ્તાર મ્હોટો અવકાશ રોકે છે, ને શરણાઈ કે ફ્લ્યૂટથી જે અવાજો થાય છે તે સુસ્વરિત હોય છે પરંતુ તેનાથી હવામાં જે ધ્રુજારીઓ થાય છે તે એકદમ તીક્ષ્ણ હોય છે, ને તેથી તેનો વેગ તથા પલ્લો વિશેષ બળવાન હોય છે. આ બધી બાબતોનો શોધ યુરોપના વિદ્વાન પંડિતોએ કરીને સાર્વજનિક કે મંગલ પ્રસગોમાં વાદ્યોના વાદનથી અગણિત લાભ બતાવ્યા છે.

જેમ સાર્વજનિક રીતે તેમ દરેક ઘરમાં પણ એમજ છે. દરેક ઘરમાં હારમોનિયમ, પિયાનો, સિતાર, દિલરૂબા, વાંસળી કે ગમે તે વાદ્ય રોજ નિયમિત રીતે વગાડવામાં આવે તો તેથી ઘરનાં સર્વે વસનારાંઓના મગજને શાંતિ-પુષ્ટિ મળવા ઉપરાંત તેની અસર ઘરમાંની હવા ઉપર પણ થાય છે. ધારો, કે, તમારા ઘરમાં એક પિયાનો છે. તે તમે વગાડો છો. એ વગાડવાથી તેના તરંગો હવામાં ફેલાઈ ઘરના છાપરાની બહાર નીકળી તેનાં ઉપરા-

ચાપરી મોજા બધાશે ને નો સ્તભ ઉપર ચડશે, એની રચના કેવી હેય છે ને તેમા કેવા સુદર રંગો હોય.છે તે યોગીઓ કે સૂક્ષ્મ દૃષ્ટિ વાળાઓ જોઈ શકે છે-પ્રખ્યાત થીઓ સોફીસ્ટ લીડબેટરે પોતાનાં ગ્રથમા એની આકૃતિ આપેલી સર્વેના જાણવામા છે જ

આ પ્રમાણે સ્થાવર, જગમ, જડ, ચૈતન્ય, મનુષ્ય, પશુ વગેરે સર્વે પદાર્થો ઉપર સગીતની કે નાદની જબરદસ્ત અસર થાય છે, કે જેતુ વિસ્તર વર્ણન કરવા બેસીએ તો એક મહાભારત ગ્રંથ થઈ જાય સંગીતની અસરના પ્રાચીન અનેક વર્ણનો છે એ વર્ણનો સસ્કૃત તથા અગ્રેજી ભાષાના પ્રાચીન ગ્રથોમા અનેક જગોએ આપેલા છે તે વર્ણનો કેવા પ્રકારના હોય છે તેનો ખ્યાલ નીચલી બે કવિતાઓના વાચવાથી સારી રીતે આવી શકશે.

**શ્રી રામચંદ્રજીનાં** પત્ની **સતિ સીતાજીને** રાવણ લકામા લઈ ગયો હતો, ને તેને અશોકવનમા મૂકયા હતા તે સર્વેના જાણવામા છે જ તેનો શોધ કરવાને માટે **હનુમાન** લકામા ગયો હતો, તે અશોક વનમા જઈ **શ્રી સીતા માતા** ન જાણે તેમ પાસેના ઝાડ ઉપર ચઢી જઈ, હનુમાને આખુ રામાયણ ગાયનમા ગાયું અને ગુપ્ત રહી શ્રી સીતાને સભળાવ્યુ. તે ગાયનને **રૂદ્રવીણાસ્વરગાન** એવુ નામ આપી આપણી ગુજરાતી ભાષાનો **કવિ ગિરધર** * ગાયનથી શી અસર થઈ તેને માટે બહુ જ સારૂ લખે છે તે આ પ્રમાણે —

## રાગ બીલાવલ.

રૂદ્રવીણાસ્વરગાન સુદર કાડ, અધ્યાય ૬

એમ ચરિત્ર અશેષ શ્રીરામના, તે ગાયા હનુમતે,
સુદર સ્વરના ગાનથી શિશ ડોલાવ્યુ અનતે ૧૨

જડ ચૈતન મોહ પામીયુ, સ્થમ્યા સરિતાના વારી,
પશુ પક્ષી તન્મય થયા, નિદ્રિત નિશિચર નારી ૧૩

પાછલી રાતનો ચન્દ્રમા રથ સ્થિર થયો ત્યારે,
પાષાણ પ્રસર્યા જલ થઈ વાયુ થભ્યો તે વારે ૧૪

સહુ રાક્ષસ નિદ્રાવશ થયા રાક્ષસી મોહ પામી,
રૂદ્રવીણા સ્વર ગાનથી શુદ્ધિ સરવની વામી ૧૫

એહેવા ચરિત્ર સુણી ચિદરૂપના, મગન ધુનિ મન મોહ્યુ,
તન્મય થઇને જાનકી ચારે પાસે જોયુ ૧૬

સંગીતની અસર વર્ણવવામા કવિ ગિરધરે કમાલ કરી છે તે સાથે ઉત્તમ ચિત્ર શબ્દોમા એવુ ચિતર્યું છે કે, તેનો દેખાવ આખ આગળ લાવતા આનદ થાય છે એવુ જ બીજુ વર્ણન પ્રખ્યાત **કવિ દયારામે શ્રી કૃષ્ણની વાંસળીની** અસરના સબધમા નીચે પ્રમાણે કર્યું છે

* પછી વીણા તારો મધુર સ્વર દૈવી જગવતી
ત્વામાં ના ... ... ી કઈ ... ... કરે—કવાપી ... ...

### ગરબી. વાંસળી.

વાગે-વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કા'ન;
નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન. વાગે૦ ૧

તરુની શાખાઓ ઝુમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુમી રહી રે, ભાગ્ય અમારાં આજ. વાગે૦ ૨

જમુના નીર ચાલે નહિ રે, મૃગ મન મોહન થાય,
પંખી માળામાં હાલે નહિ રે, નાદ સુણી ન રહેવાય. વાગે૦ ૩

વાછરૂ કાન દઇને સાંભળે રે, કરે નહિ પય પાન;
ગાયો ગાળા તોડી ત્યાંહાં પળે રે, નાદ સુણવાને કાન. વાગે૦ ૪

ફુલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીઓ છે ભાણુ;
શંકર સમાધ મેલી રહ્યા રે, થયુ જગતને જાણ વાગે૦ ૫

સંગીતની અસર આ પ્રમાણે અસાધારણ છે. મન અથવા ચિત્તની એકાગ્રતા કરવા માટે તેનો મહાન્ ઉપયોગ છે. ચિત્તને મારવું બહુ અઘરૂં છે અને તેને મારવા માટે અનેક ઉપાયો છે. હઠયોગ પ્રદીપિકા જેવા ગ્રંથોમાં કહ્યું છે કે, ચિત્તની એકાગ્રતા થવા માટે શ્રી આદિનાથે સવા કરોડ ઉપાયો બતાવ્યા, પરંતુ એ બધામાં **નાદાનુસંધાન** એ ઉપાય જ શ્રેષ્ઠ છે.

આ જ ઉપાય શ્રેષ્ઠ શા માટે તે વિષે આમ કહ્યું છે—

इन्द्रियाणां मनो नाथो मनोनाथस्तु मारुतः ।
मारुतस्य लयो नाथः स लयो नादमाश्रितः ॥ २९ ॥

એટલે કે, બધી ઇન્દ્રિયોનો નાથ (પ્રવર્તક) મન છે. મનનો પ્રવર્તક પ્રાણ છે અને પ્રાણનો પ્રવર્તક તે મનનો લય છે. એ લય નાદને આશ્રિત છે અર્થાત્ નાદમાં મનનો લય થતો હોવાથી, મનની તમામ વૃત્તિઓને રોકી રાખવા માટે નાદાનુસંધાન એ ઉપાય યોગી મહાત્માઓએ બહુ જ સહેલો ગણેલો છે. આ ઉપરથી જ ગાયનની તારીફ કરતાં એક ઠેકાણે લખ્યું છે કે—

जपात्कोटि गुणं ध्यानं ध्यानात् कोटि गुणो लयः ।
लयात् कोटि गुणं गानं गानात् परतरं न हि ॥

જપ કરવા કરતાં, જેનો જપ કરવાનો હોય તેનું ધ્યાન કરવું એ કરોડ ગણું સારૂં છે, એ ધ્યાનના કરતાં તો મનની વૃત્તિઓનો લય કરવો એ વિશેષ સારૂં છે, એ લયના કરતાં વળી ગાયન વિશેષ ગુણવાળું સમજવું. કેમકે, ગાયનથી મનનો લય તુરત થઈ જાય છે, તેથી ગાયનથી વિશેષ કશું નથી.

આ બધાં કારણોથી જ સંગીત વિદ્યાકલા દરેક દેશોમાં પવિત્ર ગણાતી આવી છે, ને તેનો ઉપયોગ દરેક પ્રાચીન પ્રજાએ પ્રથમ ધાર્મિક ક્રિયાઓમાં કરેલો જણાયો છે. આપણા આર્ય દેશમાં તો વેદના મંત્રો અસલથી જ સંગીતમાં ગાવાનો રિવાજ ચાલૂ છે. જરથોસ્તી ભાઇઓ પણ પોતાની ગાથાઓ સંગીતમાં ગાતા-ભણતા. મીસરના ધર્મગુરુઓ પણ ધર્મની ક્રિયાઓમાં સંગીતનો ઉપયોગ બહુજ દબદબાથી કરતા. હિબ્રુદેશમાં યાહુદિઓનો મુસા નામે પેગંબર થઈ ગયો તેણે બનાવેલા "ઓલ્ડટેસ્ટીમેંટ" નામના પવિત્ર ગ્રંથ ઉપરથી જણાય છે કે, એ પેગંબરની બેહેન મરિયમ ખંજરી વગાડી ભક્તિવાળાં ગાયનો ગાતી હતી. એ રીતે દરેક દેશમાં ગાયન વિદ્યા બહુ પવિત્ર અને દૈવી મનાતી આવી છે.

સંગીત વિદ્યાકળાની પ્રસંશા કરતાં ઘણું કહેવાઈ ગયું, એ ઉપરથી તે શીખવાની કેટલી બધી જરૂર છે તેનો ખ્યાલ સહેજ આવી શકશે સંગીતથી વૃત્તિઓને, તથા દુષ્ટ વિકારોને મારી નાખવાની ટેવ પડતી જાય છે, ને પછી તેનુ પરિણામ એ આવે છે કે, સંસાર વ્યવહારના નજીવા કજીયાઓથી, નજીવી કંજુસાઇથી, હલકાઈ, તોછડાઈ વગેરે હલકી જાતની વૃત્તિઓથી આત્મામાં જે સંકોચ અને વિક્ષેપ ઉપજે છે તે સંગીતના અનુરાગી જીવનમાં જતાં રહે છે. માણસ જાતની જીંદગીને ઉન્નતિ આપનાર, મનુષ્યના હૃદયને સાહૃદય, દયાળુ અને પ્રેમી બનાવનાર, મનુષ્યના આચાર વિચારને વિશાળ અને ઉદાર બનાવનાર અને માણસ જાતમાં નરમાશ, દયા, ભાવિકપણ, શ્રદ્ધા, ઉદારતા વગેરે ઉચ્ચ સદ્‌ગુણોનુ બીજ રોપનાર સંગીત જેવી બીજી કોઈ પણ કળા નથી એમ સર્વેએ સ્વીકારેલુ છે. એટલા માટે એને દિવ્ય કળા ગણી છે. "આપણાં શાસ્ત્રોમા સકલ બ્રહ્માંડની ઉત્પત્તિ નાદથી જ કહી છે. યોગ અભ્યાસીઓને માટે નાદાનુસંધાન, માંત્રિકોને માટે મંત્રશક્તિ, ભક્તોને માટે જપસિદ્ધિ માત્ર નાદથી જ મળે છે આ પ્રકારે સંગીતની મહત્તા યોગ્ય રીતે સમજાય તો એ મહાન સૂક્ષ્મ રહસ્યમય વિદ્યા છે. સંગીત ભૂલવાથી જ આર્યાવર્ત્ત પોતાની ઘણી ઉચ્ચતા ગુમાવી નાખી છે અને આપણે આપણા જીવનનુ તથા આખા સંસારનુ ગાન ગુમાવી કજીયા કંકાસના શુષ્ક ચુથણામાં જ પોતાની વડાઈ માની બેઠા છીએ. સંગીતના વિશુદ્ધ આનંદમા લીન થતા દરેક મનુષ્યો પોતાના નજીવા તેમ મ્હોટા કલહોને; લાંબી ટૂંકી આશાઓ અને ઇચ્છાઓને, નિરાશા, દુ:ખ અને રાગ દ્વેષવાળા હલકા મનોવિકારોને પૂર્ણ રીતે ભૂલી જાય છે અને પોતે કોઈ મહાન, સ્વતંત્ર સંપૂર્ણ, આનંદમય પદાર્થ છે, અનંત જીવનમાંનુ એક બિન્દુ છે એવો સાક્ષાત્ અનુભવ કરી શકે છે. સંગીતની આવી હૃદય વિસ્તારનારી, સંસારની પારનો અનુભવ કરાવનારી, અને માણસ જાતને સંસારવ્યવહારની કુટિલતા-અધમતામાંથી મુક્ત કરી આનંદના અનુભવનો માર્ગ બતાવનારી અસર ન હોત તો તેનો આશ્રય વિદ્વાનોએ કર્યો જ નહોત. જગતમાંના ઉત્તમ ધર્મો સંગીતની સહાયતા વિના પ્રવર્ત્યા કે ટકયા નથી એ પણ બહુ ખ્યાલમાં રાખવા જેવી બાબત છે. સુધરેલા દેશોમા સંગીત એ કોઈ પણ શિક્ષણ પદ્ધતિનું ઘણું જ જરૂરીઆતનું અને મુખ્ય અંગ ગણાય છે. મનુષ્યના જીવન ઉપર સંગીતની આવી દિવ્ય અસર છે તો એ પણ સ્પષ્ટ જ છે કે, તે જાણવાની દરેક મનુષ્યને કેટલી બધી જરૂર છે. પરતુ સ્ત્રી વર્ગને માટે સંગીત શીખવાની ખાસ ભલામણ વિદ્વાનો તરફથી થતી અનેક વાર જોવામાં આવે છે. તેનું કારણ પણ એ જ છે કે, આ અધમ વ્યવહારની પારના અગાધ શાંતિમય વિસ્તાર

વાળા પ્રદેશનો અનુભવ સંગીત કરાવે છે, તે અનુભવનો એક મૃદુતા રૂપ મહાન્ ભંડાર સ્ત્રીઓના હૃદયમાં ભરેલો હોય છે. સંગીત જ્યારે એ મહાન્ ભંડારમાંથી જન્મી બહાર નીકળે છે ત્યારે તો આ અધમ વ્યવહારની પારનો વિશાળ શાંતિ-આનંદનો વિસ્તાર અનુભવાવા ઉપરાંત, માણસને પોતાપણાનું પણ ભાન ભુલાવી તેને પર જીવનમાં વિલીન કરી ઓગાળી નાખે છે. આથી જ સાહિત્યના અને તત્વજ્ઞાનના વિચારકોએ સ્ત્રી જાતિને સંગીત એક ખાસ ભૂષણ રૂપ હોવા વિષેનું એકે અવાજે સ્વીકાર્યું* છે." આ પ્રકારે સંગીતનું જેટલું માહાત્મ્ય વર્ણવીએ તેટલું થોડું છે સંગીતનું માહાત્મ્ય વર્ણવતાં સંગીતરત્નાકરના કર્તા શાર્ઙ્ગદેવ જે કહે છે તેથી વિશેષ આપણે શું કહી શકીશું ? તે કહે છે કે—

तस्य गीतस्य माहात्म्यं के प्रशंसितुमीशते ।
धर्मार्थकाममोक्षाणामिदमेवैकसाधनम् ॥ ३० ॥

( સંગીત રત્નાકર, સ્વરાધ્યાય ૧-૧ )

જે સંગીત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થના સાધન રૂપ છે તેના માહાત્મ્યનું વર્ણન કરવાને કોણ શક્તિમાન છે ?

આ પ્રમાણે સંગીતની મહત્તા સર્વ તરેહથી ધ્યાનમાં આવ્યા પછી હવે આપણે એના ઇતિહાસ ઉપર થોડી દૃષ્ટિ નાખીશું. આની ઉત્પત્તિ પ્રથમ ભરતખંડમાંના પ્રાચીન આર્યોના પરિશ્રમથી થએલી છે ને ત્યાર બાદ તે મીસર દેશમાં જોવામાં આવેલી છે. મીસર દેશમાં એ વિદ્યા સારી રીતે ખેડાયા પછી, એ દેશની સાથે યૂરોપના બીજા દેશોનો પરિચય થયો ત્યારે યૂરોપમાં ગઈ. તેમ બીજી તરફથી મીસરની પૂર્વના અત્યંત પ્રાચીનકાળમાં વેદના મંત્રો સારી રીતે ઊંચા સ્વરોથી ગાનારા આર્યો અને તેમનીજ સાથેના ન્હેનાન તેમના સમકાલિન એવા બીજા જરદુસ્ટ્રીય આર્યો પોતાની ઝંદ અવસ્તાની ગાથાઓ ગાતા. એ બંને આર્ય લોકોના પ્રયત્નથી જે ગાયનવિદ્યા અસ્તિત્વમાં આવી તે આ બંને આર્યશાળાનો યૂરોપિય આર્યો સાથે સંબંધ થતાં આ વિદ્યા યૂરોપખંડમાં ફેલાઈ, એમ અતિ પ્રાચીન ઇતિહાસ ઉપરથી જણાઈ આવે છે. આ વિદ્યા-કળા જેમ પ્રથમ આર્યદેશમાં ઉત્પન્ન થઈ છે તેમ તેની ઉન્નતિ પણ આ દેશમાંજ સારી રીતે થઈ છે. હાલમાં યૂરોપ અમેરિકાદિ સુધરેલા દેશોમાં જેમ બધી વિદ્યાઓ પૂર્ણરૂપમાં આવતી ગઈ છે તેમ સંગીત વિદ્યા પણ એ દેશોમાં ઉન્નતિની ટોચ ઉપર ચ્હડવાનો પ્રયાસ કરે છે, પરંતુ આર્યસંગીતનું બંધારણ નાદશાસ્ત્રના જે ઉત્તમ પાયા ઉપર થએલું છે તે તરફ દૃષ્ટિ કરતાં, તેમ તેની મિષ્ટતા, રાગ વિદ્યાકલાનો સ્વાભાવિક અમર્યાદ આનંદમય વિસ્તાર તથા તાલ, નૃત્યાદિ ઉત્તમ કળાની લલિત રચનાનો જો આપણે નિ:પક્ષપાત દૃષ્ટિથી વિચાર કરીશું તો એમ કહેવું જ પડશે કે, યૂરોપિયનોને આર્યસંગીતમાંથી હજી ઘણું લેવા જેવું છે, ને તે જ્યારે લેવાઇને તેનો ઉપયોગ પોતાના સંગીતમાં સારી રીતે કરાશે ત્યારે જ તેમના સંગીતની ખરી ઉન્નતિ-ખરી પૂર્ણતા થએલી ગણાશે.

* સ્વર્ગસ્થ સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ (જુઓ સુદર્શનમાં આવતો સંગીતનો વિષય)

વેદકાળથી તે મુસલમાન રાજ્યકર્તાઓના વખત સુધી અને છેક હમણાં હમણાં લગભગ ૧૦૦ વર્ષ પહેલાંના કાળ સુધી આર્યસંગીત જે અવસ્થાએ આવી પહોંચ્યું હતું; તે કરતાં વર્તમાનકાળમાં તો તેની અધોગતિ જ થએલી જોવામાં આવે છે. ઈ૦ સ૦ પૂ૦ ઘણા સૈકાઓ પૂર્વે જ્યારે વેદની ઉત્પત્તિ થઈ હશે તે પહેલાં પણ સંગીત સમાજમાં તો પ્રચલિત હોવું જ જોઇએ, પછી તેની આદ્ય અવસ્થા ભલે હોય. એ સમય પછી વેદના દ્રષ્ટા ઋષિઓ દ્વારા જ્યારે વેદો અભિવ્યક્ત થયા હશે ત્યારે તે તે મંત્રો જૂદા જૂદા સ્વરમાં બોલવાની વ્યવસ્થા બંધાઈ હશે. એ અતિશય પ્રાચીન સમય પછી યજ્ઞયાગાદિનો સમય અવલોકીશું તો તેમાં પણ સંગીત ઘણું પ્રસર્યું હતું. આખો સામવેદ સંગીતમય થયો એ સુપ્રસિદ્ધ જ છે. પછી આરણ્યક બ્રાહ્મણાદિકાળ અને તે પછીના ઉપનિષદ્ કાળમાં પણ તેની ઉન્નતિ થઈ હતી એમ અનેક પુરાવા ઉપરથી સાબીત થાય છે. સૂત્રકાળમાં જેમ અનેક વિદ્યાનાં સૂત્રો રચાયાં હતા તેમ સંગીતનાં પણ સૂત્રો રચાયાં હતાં એમ **પાણિની** ઉપરથી જણાય છે. બૌદ્ધ અને જૈન ધર્મની ઉત્પત્તિ સમયે રાજાઓ ૬૪ કલા શીખતા ત્યારે આરંભમાં ગીત, વાદ્ય, નૃત્ય, નાટ્ય, આલેખ્ય વગેરે કલાઓ શીખતા એમ **આર્યલલિતવિસ્તર** નામના પ્રાચીન બૌદ્ધ ગ્રન્થ ઉપરથી સાબીત થાય છે. એ સમય પછી ઈ૦ સ૦ ના આરંભમાં અને ત્યાંથી આવતા ચોથા, પાંચમા તથા છઠ્ઠા સૈકામાં જ્યારે સાહિત્ય શાસ્ત્રના ગ્રન્થોની વૃદ્ધિનો કાળ આવ્યો ત્યારે એ સમયમાં પણ સંગીતનો પ્રસાર પુષ્કળ થયો હતો એ પછીના કાળમાં આવતાં છેક અકબર બાદશાહના અમલમાં તો સંગીતને નવું જ જીવન મળ્યું છે અકબરની પછી એ પ્રવાહ સારો વહ્યો અને તે ઉપર પુષ્કળ પ્રયત્ન થયો હતો. આ બધા સમયમાં સંગીતના ઘણા ગ્રન્થો લખાયા. પરંતુ હાલ જે કનિષ્ઠ અવસ્થા જોવામાં આવે છે તે તો માત્ર ૧૦૦ વર્ષમાં ચાલેલી વર્તમાન સ્થિતિનુ પરિણામ છે. ગયા સો વર્ષના અન્તમાં લશ્કર-ગ્વાલિયર, પંજાબ, દિલ્હી, બંગાલ, દક્ષણ અને કર્ણાટકમા જ્યા સુધી રાજ્યાશ્રય સારો મળતો હતો ત્યાં સુધી સારૂ ઉત્તેજન મળ્યું અને ગવૈયાઓ પણ ઘણા તૈયાર થયા, પરંતુ વર્તમાન સમયમા તો કોઈ પણ જાતની કલાઓને વ્યાજબી રીતે યોગ્યતાના પ્રમાણમા બરાબર ઉત્તેજન મળતુ નહિ હોવાથી સંગીતકલાની ઉન્નતિ થવાની આશા રાખવાને બદલે અસલ સ્થિતિ પુનઃ શી રીતે પ્રાપ્ત થશે એજ સવાલ આપણું ધ્યાન ખેંચી રહ્યો છે.

સંગીતશાસ્ત્રના ગ્રંથલેખનની બાબતમાં વિચાર કરીશું તો જણાઈ આવશે કે, અસલથી એ શાસ્ત્ર શીખવવાની પરંપરા ગુરુશિષ્ય રૂપે ચાલતી આવેલી હોવાથી, ગ્રંથ લેખનના સંબંધમા જોઇએ તેવો પ્રયત્ન થવા પામ્યો નથી. પ્રાચીનમાં પ્રાચીન **નારદીયશિક્ષા** અને તે ઉપરાંત **ભરતનાટ્યશાસ્ત્ર**, **ભરતકલ્પલતા મંજરી** વગેરે **ભરતાચાર્યના** ગ્રંથો જોવામા આવે છે. ત્યાર પછી ઈ૦ સ૦ ના ૧૨ મા કે ૧૩ મા સૈકામાં **સંગીતરત્નાકર** નામે સંગ્રહરૂપ ગ્રંથ લખાયો. એ ગ્રંથકર્તા શાર્ઙ્ગદેવે પોતાની પૂર્વેના લગભગ ૩૦ ગ્રંથકારોના લેખો ઉપરથી પોતાનો ગ્રંથ રચ્યો એમ તેના લેખ ઉપરથી જણાય છે. સંગીતરત્નાકર પછી સંગીતપારિજાત, રાગવિબોધ એ બે ગ્રન્થો અનુક્રમે ઈ૦ સ૦ ના ૧૪ અને ૧૬ મા સૈકામા રચાયા; ત્યાર બાદ પણ ઘણા ગ્રંથો લખાયા છે. પરંતુ એ બધા

ગ્રન્થોની યોગ્યતા આ ગ્રંથોના કરતાં બહુ ઉંચી સ્વીકારી શકાતી નથી. કોઇને કોઈ ગ્રંથમાં અમુક બાબતની અપૂર્ણતા જોવામાં આવે છે. એ સર્વે ગ્રન્થોની વ્યવસ્થા જોતાં તે તે કાળની સ્થિતિ પ્રમાણે તે તે વખતે જે જે ગ્રન્થરચના થતી ગઇ એ વિષે જે તે સમયને અનુસરીને ઠીકજ થતું ગયુ છે. પરંતુ ચાલૂ સમયને અનુકૂળ; તેમજ ગાયનવિદ્યાના સર્વ પ્રકારના જિજ્ઞાસુઓને માટે ગાવા વગાડવાના નિયમોની વિસ્તારથી સમજૂતી આપી રચાયલો ગ્રંથ ક્યાંય પણ જોવામાં નથી આવતો આપણા ઇલાકામાં માત્ર વડોદરાના મરહુમ **પ્રોફેસર મૌલાબક્ષ,** પ્રો૦ ફેજમહંમદ, ગાંધર્વ મહાવિદ્યાલયના પ્રસ્થાપક **રા. રા. વિષ્ણુબુવા પલુસકર** વગેરે મહાશયો તરફથી તથા પૂના ગાયનસમાજ જેવી સંસ્થાઓ તરફથી ગ્રન્થો લખાઇ કેટલીક અડચણો દૂર થઇ છે, તે દેશ ઉપર મહાન ઉપકારરૂપ કાર્ય છે એમાં શક નથી જ. પરંતુ તેમાંના કેટલાક ગ્રંથોમાં કેટલોક વિષય સંક્ષિપ્ત છે, તો બીજા કેટલાક ગ્રન્થોમાં શાસ્ત્ર વિચારણાને બાજૂ ઉપર રાખી, સ્વમતનું પ્રાધાન્ય રાખીને જ વિષય વિવેચન કરવામાં આવેલું હોવાથી, એ બધા ગ્રન્થો એકી સામટે વાંચીને આ શાસ્ત્રના વિદ્યાર્થિઓ વિચારના વમળમાં સપડાઇ ગોથાં ખાય છે. બંગાલ, દક્ષિણ, કર્નાટક વગેરે દેશના સંગીત નિપુણોએ આવા ઉદ્દેશથી જે જે ગ્રન્થો રચેલા છે તે સર્વે અમારા જોવામાં આવ્યા છે, પરંતુ તેમના પ્રયત્નોથી **સંગીતલેખનપદ્ધતિ** ( નોટેશન ) ની ખોટ જોઇએ તેવી પૂરી પડી નથી, ને તેમની પદ્ધતિમાં શાસ્ત્રીય બંધારણ જોઇએ તેવુ રહ્યું નથી આ ખોટ પૂરી પાડવા વિષે હું ઘણા વર્ષથી પ્રયાસ કરૂં છું, પરંતુ તે યોગ આ ગ્રન્થ લખાવા ઉપર રહ્યો હતો. પ્રથમ તો વિદ્યાર્થીઓને માટે સંગીતશાસ્ત્રની પ્રક્રિયાઓના તથા ગાવા વગાડવાની અનુભવસિદ્ધ માહિતીવાળાં નહાનાં નહાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનુ મ્હારા મનમાં આવ્યું. એ ઉપરથી મેં જે નહાના પાઠો લખી તૈયાર કર્યા હતા તે બધાને એક ઠેકાણે ગોઠવી એક નહાના પુસ્તકના આકારમાં **ગાયન વાદન પાઠમાળા** ( ગાવા વગાડવાની કળા શીખવા કે શીખવવાની પાઠમાળા ) એવું નામ આપી આ પુસ્તક તૈયાર કર્યું હતુ, પરંતુ પછીથી એ વ્યવસ્થા ભાગી નાખી જરા વિસ્તારથી લખવા જતાં ઢાળવના જેટલુ મોટુ કદ થઈ પડ્યું. અંગ્રેજી ભાષા શીખવા માટે જેવી રીતે "ભાષાંતર પાઠમાળાઓ" નિશાળોમાં ચાલે છે, તેવી પદ્ધતિથી સંગીતકલામાં ગુરૂ વિના દરેક માણસથી પ્રવેશ કરી શકાય એવા હેતુથી, ક્રમે ક્રમે ચઢતા દરજ્જાથી વિષયો લેવામાં આવ્યા છે, ને તેમનાં સ્વરૂપો સમઝાવવા માટે દરેક પાઠે વિસ્તારથી લખીને, મૂળ વિષય સમઝાવવાનો યત્ન કરવામાં આવ્યો છે અલબત આ વિદ્યા ગુરૂ વિના સંપૂર્ણ રીતે શીખી શકાય એવી નથી જ, તોપણ સાધારણ વ્યવહારમાં જે ગાયનવાદન ચાલે છે તેની અનુભવ સિદ્ધ માહિતીવાળા વિસ્તાર પૂર્વક બહુ જ સરલ લેખ લખ્યા હોય તો ચાલાક જિજ્ઞાસુઓ પોતાની મેળે તેતે વિષયમા પ્રવેશ કરી શકે. એવા એવા હેતુઓ લક્ષમાં રાખી આ ગ્રંથના પાઠો રચવામાં આવ્યા છે. આ પ્રયત્ન આખા હિંદુસ્થાનમાં અમારો પ્રથમ જ છે, અને તેમ હોવાથી આ વિષયના સબંધમા કેટલીક બાબતો વિષે જરા વિસ્તારથી વિચાર કરેલો અસ્થાને નહી જ ગણાય.

પ્રથમ તો એટલું કહેવું જ પડશે કે, આ ગ્રંથમાં આપણા ગુજરાતનું પ્રાચીન અને અર્વાચીન સંગીત ખાસ કરીને સંગ્રહવામાં આવ્યું છે. સંગીતના સ્વર, તાલ, રાગ એ ત્રણ

વિષયોની રચના, કલાનો અભ્યાસક્રમ, અને પ્રચલિત છંદો તથા ગીતો વગેરેની વ્યવસ્થા કરવા માટે આખા પુસ્તકના ૩ વિભાગ પાડી, એ દરેક વિભાગમાં નીચેના વિષયો ઘણીજ સ્પષ્ટતાથી આપવામાં આવેલા છે.

**પ્રથમ વિભાગ–શાસ્ત્રવિચાર** ( ઉપપત્તિ કે થીઅરી ). સંગીતનું લક્ષણ અને તેના વિષય વિભાગ, નાદ અને તેના ભેદ, સપ્તસ્વર અને તેમનાં નાદશાસ્ત્ર રીત્યા સ્વરૂપો, વિકૃત સ્વર વ્યવસ્થા, સપ્તક રચના, અને સાત સ્વરનું ગાયનવાદન એમ એક એક વિષયનો ખાસ એક એક પાઠ રચી વિસ્તારથી સમજુતી આપવામાં આવેલી છે. આ ઉપરથી સાત સ્વરનું શાસ્ત્રીય જ્ઞાન સારી રીતે થઈ શકશે. એ પછી કાળ વિષે સામાન્ય વિચાર, અષ્ટકાળ, તાલ અને દરેક તાલનો નિર્ણય આપી તાલના ૧૦ પ્રાણ વિષે વિસ્તારથી સમજુતી આપી છેલ્લે સંગીતલેખન ( નોટેશન ) પદ્ધતિ વિષે વિચાર કરી પ્રથમ વિભાગ પૂરો કરેવામાં આવ્યો છે. આટલા જ્ઞાનની સર્વ સ્ત્રી પુરૂષને તો ખાસ જરૂર જ છે. જેથી એ ભાગનો અભ્યાસ કરવામાં હવે હરકત પડશે નહીં.

**બીજો વિભાગ—અભ્યાસ** ( પ્રેક્ટીસ ). સંગીતનાં સ્વર, તાલ અને લેખન પદ્ધતિ, એટલું જાણ્યા પછી કલા તરીકેનો આરંભથી અભ્યાસ કરવા માટે આ ભાગ ખાસ ઉપયોગનો છે. એને માટે તદન નવા અભ્યાસીને સ્વર અને કાળ એ બંનેનું અનુભવ સિદ્ધ જ્ઞાન થવા માટે આરંભક સરગમો, પછી અલંકાર, બાર થાટ અને તેમાં લેવાના પલટા, અને છેલ્લે સાત સ્વરના પ્રસ્તારમાંથી ઉપયોગી સ્વરનાં રૂપો આપ્યાં છે; તે એવા હેતુથી કે, અભ્યાસીને સ્વરવાચન અને પરીક્ષણનો અનુભવ મળે. એકંદરે આ બધાની પદ્ધતિસર રચના દરેક પાઠવાર આપવામાં આવેલી છે. આ પાઠોના અભ્યાસથી અભ્યાસીને સ્વર તાલ અને સ્વરપરીક્ષાનુ જ્ઞાન થવુજ જોઇએ.

એ પછી વાજીંત્રોના શિક્ષણ માટે વિસ્તારથી સમજુતી આપવામાં આવી છે. તંબુરો, સિતાર, દિલરૂબા, ફિડલ અને તબલા એ પાંચ વાજીંત્રોનાં સચિત્ર વર્ણનો આપી તેમનો અભ્યાસ કેવી રીતે કરવો તે વિસ્તારથી આપેલુ છે. તેમાં વળી તબલાનું પ્રકરણ તો બહુ જ ઉપયોગી થઈ પડે તેવુ કર્યું છે દરેક તાલના પ્રચલિત ઠેકા, તે દરેક તાલના એક બે મોહોરા, પરનો વગેરે આપવામાં આવેલ છે. જેથી તાલ–તબલાના આરંભક અભ્યાસીને માટે એ ભાગ બહુજ કીમતી થઇ પડશે. એ ઉપરાંત સિતારના ખાસ શોખીનોને માટે સિતારની ૨૮ ગીતો જુદા જુદા રાગની આપવામાં આવેલી છે.

આ પછીનો બધો બીજો વિભાગ સ્વર અને રાગના વિસ્તારમાં ખાસ રોકાયો છે. પાઠ **૧૯ માં ગ્રામ, મૂર્છના, ક્રમ, તાન, સ્વરસંવાદ** એ વિષયો ટુંકામાં સમજાવેલા છે. પાઠ ૨૦ મામાં રાગનું લક્ષણ, રાગ વિષે જુદા જુદા મતો, છ રાગ અને તેના પરિવાર વિષેની કલ્પના; ગ્રહ, અંશ, ન્યાસનાં લક્ષણ; રાગ ગાવાના સમય, શ્રુતિ, થાટ અને જાતિ, એ તમામ રાગ વિધાના મૂળ તત્ત્વરૂપ વિષયોનો ટુંકામાં ખુલાસો કરેલો છે. પાઠ **૨૧ માં** હાલ હિંદુસ્થાનમાં જે બહુજ પ્રચલિત એવા ૫૦—૬૦ રાગો ગવાય છે, તેમનું સ્વર ઉપરથી

ઉપજી શકે તે આપ્યા છે. પાઠ ૨૨ માં સંગીતના ક્રમવિધાનને લગતા ગગાલાપ, તેની સાથે સાહિત્યોનો સંબંધ અને રૂપકાલાપ વિષે જેનું બંધારણ હિંદુસ્થાનમાં ચાલુ છે તે સામાન્ય નિયમના રૂપમાં આપેલું છે, અને ત્યારબાદ પાઠ ૨૩ મા ગાયક લક્ષણમાં ગવૈયા, બજવૈયા, તેમનાં લક્ષણો, યોગ્યતા, મીજલસના નિયમો વગેરે વિષય આપી આ વિભાગ સમાપ્ત કરવામાં આવ્યો છે. એટલે કે, આ વિભાગના પાઠ ૧૯ થી ૨૩ સુધી માં સંગીતશાસ્ત્રની અંદરનો મહત્વનો જે રાગવિધાનો ભાગ, તેનું સ્થૂલ સ્વરૂપ શું છે, અથવા રાગ વિધાકલાનું બંધારણ કયા કયા તત્વો ઉપર રહેલું છે તેનું સામાન્ય જ્ઞાન એટલા વિવેચન ઉપરથી થઈ શકશે. નવા અભ્યાસીને માટે રાગવિદ્યાનું એટલું જ્ઞાન ઘણું છે.

આ ગ્રંથનો સર્વને મનોરંજક અને આનંદ આપી શકે તેવો ત્રીજો વિભાગ છે. તેનું નામ **છંદોગીત વિનોદ** રાખ્યું છે. આપણી ગુજરાતી ભાષામાં અક્ષરમેળ અને માત્રામેળ જેટલાં વૃત્તો વપરાય છે તે સર્વે જુદા જુદા રાગ અને તાલમાં આપવા ઉપરાંત, એ રસો નાગરથી તે મ્હોટા પુરૂષો સુધી વ્યવહારમાં જેટલી રીતે ગવાતા હશે તે સર્વ રીતની સરગમો આપી, સંગીતલેખનમાં કાયમ કરવામાં આવી છે, વળી તે ઉપરાંત પિંગળના અભ્યાસ માટે એક મ્હોટું પ્રકરણ ખાસ રચીને તેમાં છંદ અને ગીતશાસ્ત્રનો વિષય સ્પષ્ટતાથી ચર્ચેલો છે, કે જે જોવાથી જણાઈ આવશે કે, છંદ અને ગીત રચનાનો જેટજેટલી રીતે વિચાર કરવો જોઈએ તે સર્વનો તેમાં સમાસ કરવામાં આવ્યો છે એ પછી **ગીતવિનોદ** પ્રકરણમાં આપણા દેશમાં જેટલા સર્વમાન્ય લોકગીતો (પોપ્યુલર સૉંગ્સ્) છે તેમાંના ઘણા ખરા લઈ તે, તથા કેટલાક શાસ્ત્રીય રાગના ગીતો નોટેશન સહિત આપ્યા છે, તે ઉપરાંત આપણા સ્ત્રી વર્ગને માટે ખાસ **લલિત ગીત વિનોદિની**નું પ્રકરણ જુદું પાડી, તેમાં જુની ૫૦ દેશીઓ, નવી ગરબીઓ અને વ્યવહારમાંના પદ પ્રભાતિયા મળી કુલે ૮૦ તરેહના ગીતો, તેની સરગમો નોટેશન સહ આપેલા છે તે ઉપરાંત ગુજરાતની સઘળી ગુજરાતી નિશાળો માટે બાળપોથીથી તે સાત ચોપડી સુધીમાં આવેલી તમામ કવિતાઓના નોટેશનો છાપી આખું પુસ્તક પૂર્ણ કરવામાં આવ્યું છે

ગાયન વાદનકલાના આરંભક અભ્યાસીને માટે હજી સુધી આખા હિંદુસ્થાનમાં એક પણ ગ્રંથ થયો નથી. આ પ્રયત્ન જોગ ગુજરાતી ભાષાની દૃષ્ટિએ ગુજરાતી સાહિત્ય અને ગુજરાતના લોકસંગીતોને એકત્ર કરીને કરવામાં આવ્યો છે તેમ હિંદુસ્થાનની જે તે જાતીય ભાષાઓ પરત્વે પૃથક્ પૃથક્ થવો જોઈએ સંગીતના શોખીન જિજ્ઞાસુઓ અનેક છે, પરંતુ તેમને માટે પણ આવા પુસ્તકના અભાવને લીધે જિજ્ઞાસા તૃપ્ત કરવાનું સાધન મળી શક્તું નથી. મુંબઈ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ રાજકોટ વગરે ગુજરાત કાઠીયાવાડ અને કચ્છના પ્રમુખ શહેરોમાં સંગીતની શાળાઓ અનેક છે, અને તેમાં સેંકડો જિજ્ઞાસુઓ સંગીત શીખે છે, પરંતુ તેમને માટે પણ કોઈ સારૂં પુસ્તક રચાએલું જોવામાં નથી

આપણી માતાઓ, સ્ત્રીઓ અને બ્હેનો વરગથી સંગીતો અનેક ગાય છે અને શીખે છે. આજ સુધી તેઓનું શિક્ષણ કર્ણોપકર્ણ સાંભળીને, અથવા પરંપરાથી શ્રવણ કરીને ‘ગ્ય’ આવ્યું છે, તેમના "અંતઃકરણની તૃપ્તિ જેટલું જ સંગીત શીખવવા" માટે જે

પ્રકારનું પુસ્તક જોઇએ તેવું એક પુસ્તક નથી તેઓ આ સપરસમાં જે અનેક દેશીઓ શીખે છે અને શીખવે છે તે બધી દેશીઓ રાગ, તાલ, સ્વરમાં ગોઠવીને સગીતલેખનના રૂપમાં કોઇ તરફથી મુકવામાં આવી નથી વળી હાલ સર્વે નિશાળોમાં શિક્ષકોને જ સગીતના મળ તત્વોનું થોડું ઘણું પણ સગીતનું જેટલું જ્ઞાન હોવુંજ જોઇએ તેટલાજ જ્ઞાનના સગ્રહ પુરું એક પણ પુસ્તક તેમને માટે રચાએલું નથી, તો પછી નિશાળીઆઓને માટે તો એવા સાધનની આશા ક્યાંથી જ રાખી શકાય ? ટ્રેનિંગ અને મેલટ્રેનિંગ કૉલેજોમાનો અભ્યાસ ૩ વર્ષનો હોય છે, એ ત્રણ વર્ષના દરમ્યાનમા સગીત અને કવિતારચના સબધી જેટલું સપ્રયોગ અનુભવસિદ્ધ જ્ઞાન મળવુંજ જોઇએ તેટલા જ્ઞાન સગ્રહનો ગ્રથ પણ રચવાની જરૂર છે વળી હાલના આપણા સાક્ષર વર્ગ તરફ દૃષ્ટિ નાખીશું તો તે તરફથી પણ અસતોષ મળશે સગીતના જ્ઞાનના અભાવને લીધે કેટલાક સાક્ષરો એવી અક્ષમ્ય ભૂલો કરે છે કે તે વિષે લખતા એક આખો નિબધ લખવો પડે સગીત અને પિગળશાસ્ત્રમા જેને માત્રા કહે છે અને જેનો મુખ્ય આધાર તાલ તથા કવિતા રચનામાં રહેલો છે તે વિષેનું માર જ્ઞાન ઘણા સાક્ષરોમાં પણ નહી હોય ઘણા સાક્ષરો ગમના અને તાલના તો નામો પણ જાણતા નથી જો કે તેઓ સગીત શીખવાની અતિશય ઉત્કઠા રાખે છે, પ તુ તેમના અભ્યાસને માટે યોગ્ય એવો એક પણ લેખ લખાયો નથી એમ દેશમા ચારે તરફ દૃષ્ટિ કરતા, સર્વે તરફથી સગીત શીખનારા આબાલવૃદ્ધ જિજ્ઞાસુઓ અનેક છે, પરતુ તે સર્વેના જ્ઞાન અને શોખને પૂરો પડી શકે એવો આજ સુધી કોઈ પણ ગ્રથ રચાયલો નહી હોવાથી જ આ પુસ્તક ખાસ રચવામા આવ્યું છે

આ બધી બાબતોનો વિચાર કરી જે તે વર્ગની સગીતની અને સાહિત્યની અભિરુચિને તૃપ્ત કરી શકે એવા પ્રકારનો એક ગ્રથરૂપ સગ્રહ કરાય, અને તે સાથે કાવ્યદોહન કાવ્યનિમજ્જન, કાવ્ય માધુર્ય કે સગીતમજરી જેવા સગ્રહની પણ ખોટ પૂરી પડી શકે એવા હેતુથી આ ગ્રથ રચવામાં આવ્યો છે

દેશના દરેક વ ા આમાથી કયા કયા ભાગનો કેવી રીતે અભ્યાસ કરવો એ વિષે ગ્રથને આરભે સૂચના આપી છેજ તેમાથી કેવળ સગીતની સ્વર, રાગ, તાલ અને નોટેશનને લગતી બધી બાબતો પ્રથમ વિભાગમા શાસ્ત્રવિભાગના ભાગમા પાઠનાર આપવામા આવી છે તે વાચવાથી જ સારી રીતે સમજી શકાશે એજ પ્રમાણે સાદી સરગમોના આરંભક મનોયત્નો, વર્ણાલકારો, યાટ-પલટા અને સ્વર પ્રસ્તારનો બધો વિષય જુદા જુદા મનોયત્નોમા વહેંચી નાખી, છેવટે તબુરો, સિતાર, દિલરૂબા ફિડલ, તબલા અને હારમોનિયમ વગાડવાની માહિતી અને તેનો અભ્યાસ એ બધો વિષય અને રાગવિદ્યાના ઉપયોગી મૂળ તત્વો છેવટના ૪-૫ પાઠોમા આપવામા આવ્યા છે એટલે કે સ્વર અને રાગનો બધો વિષય ટુકામા બીજા વિભાગમા આવી ગયો છે હવે સાહિત્ય અને સગીતના સમ્મેલનરૂપ એવો જે છદ સગીત વિનોદનો ત્રીજો વિભાગ, કે જે એક મહોટા ગ્રથરૂપે થએલો છે તે વિષે જરા વિસ્તરથી બે શબ્દો સૂચવવા યોગ્ય છે

આ પાઠમાળાનો ત્રીજો વિભાગ છદસગીતવિનોદ એ નામથી જુદો પાડ્યો છે તેમાં આપણી ભાષામાના તમામ પ્રચલિત અક્ષર છદો અને માત્રાજાતિ વૃત્તિઓ પિગળશાસ્ત્રના

સંપૂર્ણ જ્ઞાન સાથે આપવામા આવેલ છે. શાળાઓમાં કવિ દલપતરામનું પિંગળ ચાલે છે તે પ્રસિદ્ધ છે, પરંતુ તે એટલું બધું નહાનું છે કે, પિંગળશાસ્ત્રના પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાં છંદશાસ્ત્ર વિષે જે સામાન્ય અને વિશેષ વિચાર કરેલો છે તેમાનો બહુજ થોડો ભાગ તેમાં સમાવેલો છે. દરેક છંદોના તાલ વિષે કશો વિચાર જ આવતો નથી, અને કોઈ પણ વૃત્ત કે વૃત્તિ સંગીતના કયા તાલમાં આવી શકે છે એ વિષેનો વિચાર તેમાં છેજ નહી. અને તે ઉપરાંત બીજી ઘણીક અપૂર્ણતાઓ તેમાં છે; જેથી એ બધી બાબતોનો વિચાર કરી, સમગ્ર છંદરચના અને ગીતરચના એ બંને સંબંધી શાસ્ત્રીય વ્યવસ્થા વસ્તુતઃ કેવા પ્રકારથી થએલી છે તેનુ સચોટ ને પાકું શિક્ષણ મેળવી શકાય એવા હેતુથી પિંગલગણેશ એ નામનું પ્રકરણ આપ્યું છે તેમાં દરેક વિષયોનો સામાન્ય અને વિશેષ વિચાર આપી પિંગળશાસ્ત્રના જે સામાન્ય નિયમો ખાસ જાણવાજ જોઇએ તે નિયમો કવિતામાં આપેલા છે કે જે વિદ્યાર્થીઓ એ નિયમો મોઢે કરે તો પિંગળશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું સારૂ જ્ઞાન ધરાવી શકે. તે ઉપરાત તમામ પ્રબન્ધની પદ્યરચનાઓ કયાં મૂળતત્ત્વો અને કેવા પ્રકારથી થઇને વિસ્તાર પામતી ગઈ છે તે સર્વ આપવામા આવ્યુ છે. પિંગળશાસ્ત્રનું આટલુ સામાન્ય જ્ઞાન તો સાતમું ધોરણ પસાર કરનાર વિદ્યાર્થી તથા ટ્રેનિંગ કૉલેજમાં પ્રથમ વર્ષ પસાર કરનાર વિદ્યાર્થીને હોવું જ જોઇએ, અને ટ્રેનિગ કૉલેજમાં બીજું તથા ત્રીજું વર્ષ પસાર કરનાર વિદ્યાર્થીને તો સામાન્ય ઉપરાત વિશેષ જ્ઞાન તો હોવુંજ જોઇએ. આટલો વિચાર પિંગળ વિષે થયો, હવે છંદો અને જાતિઓનાં વૃત્ત વૃત્તિઓ ગાવાના સંબંધમાં કેટલોક માર્ગ સૂચવવાની જરૂર છે. વૃત્તો ગાવાના સંબંધમાં એવો ક્રમ રાખવાની જરૂર છે કે, જે વૃત્તો પાઠય હોય, તેમની ગહો જેટલી જેટલી પ્રચારમા ગવાય છે તે બધી આ ત્રીજા વિભાગમાં આપવામાં આવેલી છે. તે બધી ગહો અને લલિત ગીત વિનોદિનીમાં ૧ અને ૩ જા વિભાગમાંની દેશીઓ છઠ્ઠા ધોરણ સુધી શીક્ષણ મેળવેલા વિદ્યાર્થીને બરાબર તાલ સ્વરમા આવડવી જ જોઇએ, ને ટ્રેનિગ કૉલેજના પ્રથમ, બીજા અને ત્રીજા વર્ષમા મળી બધાં વૃત્તોની બધી ગહો, અને ગીત વિનોદમા આપેલાં ૬૧ મા નબર સુધીના ગાયનોમાથી નંબર ૩૧, ૪૬, ૪૭, ૫૦, ૫૧, ૫૨, ૫૩, ૫૪ વાળાં ગાયનો બાદ કરતા બાકીના બધાં ગાયનો, અને લલિતગીત વિનોદનીમાં આપેલી તમામ દેશીઓ અને ગરબીઓ, એટલું તો આવડવુ જ જોઇએ.

દેશના સર્વ વિભાગોમાં પિંગળ અને સંગીતનો આ ગ્રંથમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે અભ્યાસ અમલમાં આવવા માટે નિશાળો એ સારૂં સાધન છે. પરંતુ દરેક નિશાળોમાં કંઈ સંગીતના શિક્ષકો આપી શકાય તેમ તો છેજ નહીં. ચાલુ ગુજરાતી ચોપડીઓમાં આવેલી કવિતાઓ સારા સ્વર, તાલ અને રાહથી છોકરાઓ ગાઈ શકે એટલા માટે સૌથી સહેલી અને સરલ યુક્તિ તો એ છે કે, બધી કવિતાઓ ગ્રામોફોનની પ્લેટોમાં કે ફોનોગ્રાફની બંગડીઓમા ભરીને પછી તેવાં ગ્રામોફોનો દરેક નિશાળમા આપવામાં આવે. પછી જે કવિતાની રાહ વિદ્યાર્થીઓને શીખવવાની હોય તે કવિતાવાળી પ્લેટ યંત્ર ઉપર ચઢાવી વિદ્યાર્થીઓને સંભળાવવી. આથી વિદ્યાર્થીઓ તુરત જ એ ગહ પ્રમાણે ગાવા માંડશે; ને એ રીતે સર્વ કવિતાઓ શીખી શકશે; પરંતુ આ કાર્યમાં દ્રવ્યની અનુકૂળતા જોઇએ. બીજો માર્ગ એ છે

કે, ટ્રેનિંગ કૉલેજોમાં આ ગ્રંથ ખાસ શીખવી શકે એવા માસ્તરો આપવા અને તેમાં રોજ એક એક કલાક સંગીતનુ શિક્ષણ ચાલુ રાખવું. પ્રથમ, બીજા અને ત્રીજા વર્ષમાં એમ ત્રણ ટપ્પે આ ગ્રંથ સંપૂર્ણ રીતે પૂરો કરવામાં આવે; આ પ્રમાણે શિક્ષણ મેળવીને તૈયાર થએલા શિક્ષકોને પ્રથમ મ્હોટાં શહેરોની મુખ્ય નિશાળોમાં વહેંચી દેવા, કે જેથી પ્રથમ ત્યાં તેઓ કવિતા અને સંગીતનો વિષય શીખવી શકે; નહાનાં નહાનાં ગામડાના ઉપશિક્ષકો અને મહેતાજીઓ જ્યારે જ્યારે આવા શિક્ષકોવાળા શેહેરોની મુલાકાત લે ત્યારે લોકગીતો, સાક્ષરસંગીતો, કવિતાઓની રાહો વગેરે પ્રસગે પ્રસંગે શીખતા રહે. અથવા તો અમુક સંગીત શિક્ષકો ચુંટી કહાડી, તેમનું એક નહાનું મંડળ બનાવી, તેમને દરેક મુખ્ય અને ગ્રામ્યશાળાઓમાં જઈ પ્રથમ ત્યાંના શિક્ષકોને અને વિદ્યાર્થીઓને આ પુસ્તકની સહાયતાથી શિક્ષણ આપવાની ફરજ પાડવી. આવા પ્રયત્નોથી દેશના સર્વ ભાગમાં એકજ પદ્ધતિથી સાહિત્ય અને સંગીતનું શિક્ષણ મળી શકશે. હાલ કૃપાળુ સરકારે લોકકલ્યાણની ખાતર શાળાઓમાં શિક્ષકો તૈયાર કરવા માટે ટ્રેનિંગ કોલેજો ઉઘાડી છે, અને તેમાં એક એક સંગીત શિક્ષકની યોજના ખાસ કરેલી છે. પરંતુ તેમાં સંગીતનો વિષય કેટલો અને કયા ક્રમથી શીખવવો તે વિષે કશું ધોરણ બાંધ્યું નથી. તે આ ગ્રંથમાં સૂચવેલી રીત પ્રમાણે ધોરણ કાયમ કરી શીખવવામાં આવે તો ટ્રેનિંગ કાલેજમાં શીખતા વિદ્યાર્થીઓ ( શિક્ષકો ) ને સંગીતના શિક્ષણનો સારો લાભ મળે.

દરેક શાળામાં ઉપર જણાવેલી કલ્પના પ્રમાણે ફોનોગ્રાફ, ગ્રામોફોન, કે શિક્ષકની વ્યવસ્થા થઈ સંગીતનુ જ્ઞાન મળે એ જેમ આવશ્યક છે, તેમ એકાદ હારમોનિયમ દરેક શાળામાં અપાય તો તેની પણ ખાસ આવશ્યક્તા છે. કારણ કે વાજીંત્રથી વિદ્યાર્થીઓ ખુશી ખુશી થાય છે, અને તેમના આનંદનો પારાવાર રહેતો નથી. ટ્રેનિંગ કૉલેજોમાં સંગીતના શિક્ષણમાં હારમોનિયમ. દિલરૂબા અને તબલાં એ ત્રણ વાદ્યોનુ ફરજીયાત શિક્ષણ આપવું જોઇએ. ને તેમ અપાયાથી પછી એ શિક્ષકો જ્યારે કોઇ નિશાળમાં નીમાશે ત્યારે ત્યાંના હારમોનિયમ કે દિલરૂબા તેમજ તબલાંનો ઉપયોગ કરી, થોડુંક જ્ઞાન વિદ્યાર્થીઓને પણ આપી શકશે.

હાલ ગુજરાતના સર્વ ભાગમાં બુક રીવીઝન કમિટિ તરફથી જે સાત ચોપડીઓ સ્થાપીને નિશાળોમાં ચાલૂ થઈ છે તેમાં જે કવિતાઓ આપી છે, તે બરાબર નથી; અને એ વિષય ઉપર ખામીઓ બતાવવા જતાં જુદોજ ગ્રંથ લખવો પડે તેમ છે; પરંતુ તેમાં સરકારનો કે પુસ્તક રચનારાઓનો બીલકુલ દોષ નથી; કેમકે સંગીત એ વિષય સાક્ષરોમાં હજી અપ્રસિદ્ધ હોઈ લગભગ અજ્ઞાત છે એમ કહીશું તો ચાલશે; અલબત આ પાઠમાળાના નિદર્શનથી એ વિષય હવે જ્ઞાત રૂપમાં આવ્યો છે એમ કહી શકાશે. ગુજરાતના તમામ ભાગમાં આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષો જે ગાય છે, અને જે સાહિત્ય વાંચે છે તે તે સર્વનો નોટેશનના રૂપમાં સંગ્રહ કરી, સાથે સાથે સંગીતનાં મૂળતત્વો સમજાવીને, તમામ દેશીઓ અને રાગો વ્યવસ્થિત કરીને ગુર્જર સાહિત્ય સગીતનું અલ્પાંશે, પણ વ્યવસ્થિત પ્રદર્શન કરવાનો પ્રયત્ન આ પૂર્વે થયો જ નહોતો ( અને હિંદુસ્થાનના કોઈ પણ ભાગમાં હજી પણ થયો નથી ). તે પ્રયત્ન જો, નવી વાંચનમાળા રચાવાની પહેલાં થઈ ગએલો હોત તો

બુક કમિટિ અવશ્ય આખો વિષય સાતે પુસ્તકોમાં ઉતરતા ચઢતા ક્રમથી વહેંચી શકત; પરંતુ હવે ઉપાય નથી. સાતે પુસ્તકોની બીજી આવૃત્તિ વેળાએ સરકાર વિચાર કરશે તો તે ભૂલ સુધરી શકે તેમ છે, બીજી આવૃત્તિના પ્રસંગે સરકાર જો મ્હને એ કાર્ય સોંપશે તો હું ઘણા આનંદથી અને નિઃસ્વાર્થ વૃત્તિથી કરી શકીશ; સાહિત્યોની વહેંચણી માટે માત્ર સરકારે મ્હને હું પસંદ કરૂં તેવા ૨-૪ સાક્ષરોની એક કમીટી સોંપવી જોઇએ; કે જેથી હું તેઓની અને મારી પસંદગી પ્રમાણે સાતે ચોપડીઓમાં, વિદ્યાર્થીઓના મગજને અનુકૂળ થઈ પડે એવાં સાહિત્યો, સંગીતના પાઠો, જુદી જુદી દેશીઓ વગેરે નોટેશન સાથે વર્ગવારી પ્રમાણે વહેંચી શકું.

બંગભંગ પછી હિંદુસ્થાનમાં જે ખળભળાટ ચાલી રહ્યો છે, અને સર્વત્ર પ્રજા અને સરકાર પક્ષની વચ્ચે જે અથડાઅથડી ચાલી રહી છે તે સર્વ વિશ્રુત છેજ. અરે! આર્ય પ્રજા સત્વમયી કહેવાતી હતી તે આજ કે? આ તમોગુણ ક્યાંથી ભરાયો? અરે! આ રજ અને તમોગુણ રૂપ નિર્માલ્ય અને રાક્ષસી હથીઆરો તેમના હાથમાં ક્યાંથી આવ્યા? આર્યોના અંતઃકરણમાં આસુરી સંપત્તિ ક્યાંથી ભરાઈ? અરેરે, એ આસુરી સંપત્તિ આર્યોને ક્યે માર્ગ ખેંચી જઈ ક્યા ભયંકર ગર્તમાં ફેંકી દેશે કોણ જાણે!! કેવળ ભાવી ઉપર દૃષ્ટિ નાખી, દૈવી સંપત્તિના ઉત્કર્ષની પ્રબલ ઇચ્છા કરીને હાલ તો બેસી રહેવું જ જોઇએ; પરંતુ એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ બધું શી રીતે સુધરી શકે? એને માટે હવે કોઈ માર્ગ છે? હા, એને માટે મારો માર્ગ છે, અને તે એ કે, સરકારે જેમ બને તેમ કેળવણીમાં સુધારો કરી સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પાદિ લલિતકલાઓના વિષયો ખાસ પક્ષપાત દાખલ કરી શીખવવા, અને શરૂઆતમાં જ કુમળાં અંતઃકરણોમાં સાત્વિક સુસંસ્કારો ભરી, નીતિ, પ્રેમ, ભક્તિ, સ્વદેશભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, પરમાત્મ ચિંતન, રાજ્યભક્તિ વગેરે સહૃદયતાના ઉચ્ચ ગુણોનો ઉત્કર્ષ કરવો. સંગીતનો વિષય આ સંબંધમાં સહાયરૂપ થઈ શકે તેમ છે. એને માટે મહા પ્રખ્યાત કવિ શેકસપિયર પોતેજ કહે છે કે, જે મનુષ્યના અંતરમાં સંગીત નથી અને મધુર સ્વરોના સંવાદથી તેનું હૃદય ચલાયમાન થતું નથી તે રાજદ્રોહ, કપટ અને લુટફાટ જેવાં આસુરી સંપત્તિવાળાં કૃત્યો કરવાને માટે લાયક છે. આ કારણથી આવી લલિતકલા જેવી-નિરૂપદ્રવી-વિદ્યાઓ વગેરેના શિક્ષણમાં સરકાર તરફથી જરા વિશેષ દ્રવ્ય વપરાય તો તેથી ઘણો લાભ છે, એમ કૃપાળુ સરકારને જણાવવું અસ્થાને નહિ લાગે છે. વિદ્યાર્થીઓનાં અંતઃકરણ જ્યારે આવા સંસ્કારોથી ઉભરાઈ જાય પછી રસાયન, યંત્ર, શિલ્પાદિ વિદ્યાકલાઓનું શિક્ષણ આગળનાં ધોરણોમાં આપવું. આથી સારા સંસ્કારવાળા ઉચ્ચનીતિમાન્ વિદ્યાર્થીઓ રસાયન, યંત્રાદિ; કે પછી જોઇએ તેવાં સોપદ્રવી શાસ્ત્રોમાં પ્રવીણતા મેળવશે તોપણ તેઓ તેનો ઉપયોગ માનુષી સુખની વૃદ્ધિમાં જ કરશે. નહિ કે મનુષ્યસંહાર કરનાર ભયંકર શસ્ત્રો બનાવવા તરફ કરશે! એ સંસ્કારો મૂળે આર્યોના નથી, સ્વપ્ને પણ જાણવામાં નથી. તેતો યૂરોપની પ્રજામાંથી આવ્યા છે, કે જેનો ચેપ અહિં લાગવાથી, હાલ આખું હિંદુસ્થાન હચમચી રહ્યું છે.

સ્ત્રી વર્ગને સંગીત શીખવવાના સંબંધમાં મ્હેં ગયા વર્ષના વસંતમાં એક લખીને એ વિષે હીમાયત કરી હતી. સ્ત્રીજાતીને માટે સંગીત એક આશીર્વાદ રૂપ છે એમાં તો

શક નથીજ. પ્રાચીનકાળમાં એવું શિક્ષણ અપાતું હતું એમ ઇતિહાસ ઉપરથી પણ સાબીત થાય છે: અને એને માટે પ્રાચીન સમયના ઇતિહાસમાંથી થોડાક દાખલા આપવા ઘટે છે.

સંગીતની ઉત્પત્તિનો ઇતિહાસ જોઇશું તો પણ સંગીતનો પ્રસાર કરવા માટે પુરૂષ જાતિએ જેમ શ્રમ લીધો છે તેમ સ્ત્રીયોએ પણ એ શ્રમ લીધેલો જણાઈ આવશે. આર્ય સંગીતશાસ્ત્રની ઉત્પત્તિના સંબંધમાં જે કથાઓ આર્યોના પ્રાચીન ગ્રંથોમાં છે તેમાં એમ કહ્યું છે કે, સંગીતના મૂળ જ્ઞાતા **મહાદેવ** અને **પાર્વતી** હતાં. ત્યાર પછી મહાદેવ, ભરતમુનિ વગેરે થયા છે. મહાદેવે ભરતને નાટ્યશાસ્ત્ર શીખવ્યું. તે ભરતે ગંધર્વ અને અપ્સરાઓને શીખવ્યું. પછી ભરતે ગંધર્વ અને અપ્સરાઓને લઇને નાટક, નાચ અને નૃત્ત એ ત્રણે મહાદેવજી આગળ ભજવી બતાવ્યાં. મહાદેવજી તાંડવનૃત્ય (મર્દાની નાચ) જાણતા હતા, તેમ **પાર્વતીજી** લાસ્યનૃત્ય ( જનાની નાચ ) જાણતાં હતાં. એ પાર્વતીજીએ લાસ્યસંગીત ભરતને શીખવ્યું અને તે ઉપરાંત બાણાસુરની પુત્રી જે ઉષા-ઓખા તેને પણ શીખવ્યું. એ ઉષાએ દ્વારકાંની ગોપીઓને શીખવ્યું. ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીયોને શીખવ્યું, અને તેઓએ જુદા જુદા દેશની સ્ત્રીયોને શીખવ્યું. આ રીતે નૃત્ય સંગીત કળા પરંપરાથી આ લોકમાં ઉતરી આવ્યા ત્વિષે સંગીતરત્નાકર ( નર્ત્તનાધ્યાય ) માં કહ્યું છે.

પાર્વતીજી પછીથી પણ ઘણીક સ્ત્રીઓએ સંગીતના સારા સારા ગ્રંથો રચ્યા હતા એમ જૂના ગ્રંથો ઉપરથી જણાય છે. સંગીતરત્નાકરના કર્તાએ પોતાની પહેલાં થઈ ગએલા ગ્રંથ કર્તાઓનાં નામો ગણાવેલાં છે તેમાં દુર્ગા, શક્તિ, અને રંભા, એ ત્રણેનાં નામ આવે છે. એ ત્રણેએ ગ્રંથો રચ્યા હતા અને તેમના ગ્રંથો ઉપરથી તથા બીજા અનેક ગ્રંથ કર્તાઓના ગ્રંથો ઉપરથી સંગીતરત્નાકર રચ્યો એમ કર્તા પોતે જ જણાવે છે. તમામ વિદ્યાઓની મૂળમાતા જે સરસ્વતી તે તો સદા સંગીતમાં જ તલ્લીન થઈ ગએલી વર્ણવેલી છે. જેમકે—

संगीतनिरता नित्यं वाद्यानन्दस्वरूपिणी ॥
तथा सरस्वती वीणावादने निरताऽभवत् ॥ ९ ॥

संगीतपारिजात

તેમજ—

नादाब्धेस्तु परं पारं न जानाति सरस्वती ॥
अद्यापि मज्जनभयात्तुंबीं वहति वक्षसि ॥

( પ્રકીર્ણ. )

એટલે, વાદ્યના આનંદમાં એકસ્વરૂપ થઈ ગએલી જે સરસ્વતી દેવી તે નિત્ય વીણા વગાડવામાં નિમગ્ન થઈ ગએલી છે, એ સંગીત નિરતા એવી જે સરસ્વતી તે આ નાદ રૂપી સમુદ્રનો પાર પામવા માટે વીણાનાં તુંબડાં છાતી સાથે રાખી નાદમહાસાગરમાં તરવા પડેલી છે, તે પ્રત્યક્ષ દેવી પણ તેનો પાર પામી શકતી નથી, જેથી ડુબી જવાની બ્હીકથી હજી પણ તુંબડા વહે છે. આ કલ્પનાથી સ્ત્રીનો સંગીત પ્રત્યેનો અધિકાર પૂર્ણ રીતે સૂચવવામાં આવ્યો છે.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં સ્રીયોને શિક્ષણ બહુ જ છૂટથી અપાતું હતું એમાં તો કશો શક જ નથી. એ શિક્ષણ રાજા રાણાઓની પુત્રીઓથી તે સાગ ગૃહસ્થની પુત્રીઓ સુધી અપાતું હતું. રાજપુત્રોને જેમ બધી ૧૪ વિદ્યાઓ અને ૬૪ કળાઓ શીખવવામાં આવતી તેમ રાજકુમારીઓને પણ સંગીતનું શિક્ષણ આપવામાં આવતું હતું. એને માટે ઇતિહાસમાં અનેક પુરાવા છે. એક પુરાવો તો ઉપરની કથામાં આવી જ ગયો છે. બીજો પુરાવો મહાભારતના **વિરાટ પર્વમાં** છે. **વિરાટ રાજાની** પુત્રી **ઉત્તરાને** સંગીત, નૃત્યાદિ કળાઓ આવડતી હતી એ પ્રસિદ્ધ જ છે. પ્રસંગ એવો હતો કે, દુર્યોધનની સાથે જુગાર હારી બેઠેલા પાંડવોને ૧૨ વર્ષ સુધી વનવાસ ભોગવવો પડયો હતો અને ૧૩ મું વર્ષ ગુપ્ત રીતે ગાળવાનું હતું. એ તેરમા વર્ષે પાંચે પાંડવો અને દ્રૌપદી જુદે જુદે વેશે વિરાટ રાજાની પાસે નોકર તરીકે રહ્યા હતા. તેમાં અર્જુન સ્રીનો વેશ લઈ-શાતડો બની વિરાટ રાજા પાસે આવ્યો. વિરાટ રાજા તેને જોઈ આશ્ચર્ય પામ્યો. પછી રાજાએ પુછવાથી અર્જુને કહ્યું કે, મારૂં નામ બૃહન્નલા છે, હું નાચવાની વિદ્યામાં, ગાયનવિદ્યામાં અને વાદનકળામાં પ્રવીણ છું. આમ કહેવાથી રાજાએ તેને પોતાની પુત્રી ઉત્તરાને ભણાવવા માટે રાખ્યો. એ અર્જુને ઉત્તરાને, તેની અનેક સખીઓને, તથા તેની સર્વ દાસ દાસીઓને ગાયન, નર્તન, વાદન શીખવ્યું હતું. એને માટે જુદી ખાસ **નૃત્યશાળા** બંધાવી હતી; અને ત્યાં જ ખાસ શિક્ષણ અર્જુન આપતો. આ ઉપરથી જણાય છે કે, સંગીત વિદ્યાકળાનું શિક્ષણ ન્હાનપણમાં બીજી બધી વિદ્યાઓ સાથે જ અપાતું હતું એમાં કશો શક નથી. રામાયણ કાળમાં પણ સંગીતનું શિક્ષણ ન્હાનપણમાં અપાતું હતું. રામચન્દ્રજીના પુત્ર **લવ** અને **કુશ** એ બંને કુમારોને સંગીત શીખવ્યું હતું તે તો પ્રસિદ્ધ જ છે; માત્ર પુત્રીઓને તે શિક્ષણ અપાતું કે કેમ તે વિષે સ્પષ્ટ ક્યાંય પણ લખેલું નથી, કેમકે તેવો પ્રસંગ રામાયણમાં જોવામાં નથી આવતો, પરંતુ મહાભારતમાં કહ્યું છે કે રાવણની માતાઓ સંગીત ઉત્તમ જાણતી હતી. એ પરિપાટી રાજપુત્રીઓના સંબંધમાં હોવી જોઇએ. કેમકે રામાયણ કાળની પૂર્વે થઈ ગયેલા અનેક રાજાઓના વર્ણનમાં એવું વાંચવામાં આવે છે કે, રાજપુત્રીઓ પોતાની સખીઓ અને દાસદાસીઓ જોડે, વન ઉપવનમાં સંગીતો ગાતી, હાલ જેમ ગરબા ગાવાનો રિવાજ છે તેમ ગરબા જગાવતી અને છૂટથી સંગીતનો ઉપયોગ કરતી. એ રિવાજ બુદ્ધના સમય સુધી તો હતો જ. રાજપુત્રો અને રાજપુત્રીઓને ન્હાનપણમાં અનેક વિદ્યાકળાઓનું શિક્ષણ અપાતું હતું, એને માટે **આર્ય લલિતવિસ્તર** નામના અતિ પ્રાચીન ગ્રંથમાં કહ્યું છે. એ ગ્રંથમાં જે જે વિદ્યાઓ ગણાવી છે તેની યાદીમાં પ્રથમથી જ સંગીત, નૃત્ય, નાટ્ય, ચિત્ર, એ વિદ્યાઓ આપવામાં આવેલી છે.

એ અતિ પ્રાચીન કાળ ઓળંગી આવતાં ઈ. સ. ના લગભગ આવીએ તો ત્યાં પણ કંઇક પૂરાવા મળે છે ખરા. પ્રખ્યાત કવિરાજ **કાલિદાસે માલવિકાગ્નિમિત્ર** નાટક લખ્યું છે તેમાં **માલવિકા** જેવી ઉચ્ચ કુળની રાજકુમારીને ગાયન તથા નૃત્ય શીખવવા માટે **ગણદાસને** રાખ્યો હતો એમ બતાવેલું છે જ. ત્યાર બાદ ઈ. સ. ના ૫-૬ મા સૈકામાં જે કાવ્યો લખાયાં તેમાં બાણભટ્ટની **કાદંબરી** સર્વ પ્રસિદ્ધ છે. તેમા કાદંબરી પોતે સંગીતમાં વીણાદિ વાદનમાં કે પ્રવીણ નીવડેલી છે તે જાણીતી વાત છે. આ કાળ, પછી સંગી-

તેનો અતિશય વધારો થયો હતો. ૮ મા સૈકામાં રચાયલા શૂદ્રક કવિ કૃત મૃચ્છકટિક નાટક વાંચવાથી જણાય છે કે, ચારુદત્ત જેવા દરિદ્રીના ઘરમાં પણ વીણા વગેરે વાદ્યો હતાં, તો પછી સારા ગૃહસ્થના ઘરમાં કેમ ન હોય? ઈ. સ. ૧૨ મા સૈકામાં સંગીત સંપૂર્ણ અવસ્થામાં આવેલું હતું. તે વખતે સંગીતના અનેક ગ્રંથો લખાયા છે. તેમાં કેટલીક સ્ત્રીયોએ પણ સંગીત ઉપર ગ્રંથો રચી રાખ્યાનું અનુમાન થઈ શકે છે. સંગીતરત્નાકરની રચના પણ ત્યારે જ થઈ હતી. બારમા જ સૈકામાં સોમરાજા નામનો કોઈ રાજા થઈ ગયો. તેની રાણી સવલદેવી સંગીતમાં તો અતિશય જ પ્રવીણ હતી. એ રાણીએ ભર સભામાં પોતાના પતિની સામે બેસી, અસંત કુશળતાથી ઉત્તમ સુમધુર સંગીત કર્યું હતું. એ કાળમાં આમ કરવું એ ઘણું માનવતું ગણાતું હતું. અહા! ! પ્રાચીન કાળ ગયો! ગયો તે સાથે સર્વ વિદ્યા કલા પણ લેતો ગયો. સ્ત્રીયો કેવી સંગીતકુશળ હતી! તેઓ પોતાના પતિને પોતાની સંગીત ચાતુરીથી, મૃદુ મૃદુ સ્વરોથી, પોતાના કિન્નરકંઠથી કેટલી બધી આનંદ આપતી હશે? અસ્તુ! એ સુવર્ણ કાળ, એ આબાદાનીનો કાળ, એ વિદ્યાકાળ નાશ પામ્યો, અને ઘણી પરંપરાઓ ભુંસાઈ ગઈ. સાપ ગયા ને લીસોટા રહ્યા. એ લીસોટાઓને જોઇને જ આનંદ પામવાનું રહ્યું! !

આ સર્વ ઇતિહાસના પુરાવા ઉપરથી સમજી શકાશે કે, સંગીતનુ શિક્ષણ પ્રાચીનકાળમાં અપાતું હતું; અને તેમ છે તો વર્તમાનમાં પણ આપવું જ ઘટે છે. આપણા પરમ કૃપાળુ બ્રિટિશ સરકારે કૃપાવંત થઇને ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં સંગીતનું શિક્ષણ આપવા માટે ખાસ શિક્ષકની ગોઠવણ કરી છે તે આપણા ઉપર પરમ ઉપકારરૂપ કાર્ય કર્યું છે એમાં શક નથી જ. પરંતુ તેમનો અભ્યાસક્રમ કશો મુકરર થયો નથી. આ ગ્રંથને અંતે લલિત ગીત વિનોદિનીનું આખું પ્રકરણ ખાસ સ્ત્રીવર્ગને માટે જ તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં જુની ન્હાની મ્હોટી ૫૦ ગરબી-દેશીઓ આપી છે અને હાલના નવા ગરબાઓ આપેલા છે, તે ઉપરાંત ૫૬ પ્રભાતિયા વગેરે મળી ૮૦ રાહોનો સંગ્રહ કરેલો છે. તેટલો સંગ્રહ સાગ સ્વર તાલ રાગ સાથે સંગીતના સામાન્ય જ્ઞાન સાથે ફીમેલ ટ્રેનિંગ કૉલેજમા ૩ વર્ષમા તો શીખવવો જોઇએજ. એથી ઓછું શિક્ષણ મળે એ કંઈ ઠીક નથી. કન્યાશાળામાં તો માત્ર એ ૮૦ દેશીઓની રાહો ચલાવવામા આવે તો પણ બસ છે. માત્ર દરેક દેશી તેમાં બતાવેલ તાલ પ્રમાણે તાળી આપી ૫કત ગઈ શકે અને સંગીતના ૭ સ્વર, ૫ તાલ, માત્રા સબંધી થોડું જ્ઞાન અને થોડા પ્રમાણમાં પિંગળ, એટલું શિક્ષણ ૬-૭ ધોરણ સુધીમાં આપવું જ જોઇએ.

પરંતુ આ બધું અમલમાં આણનાર આપણા પરમકૃપાળુ બ્રિટિશ સરકાર છે. અને હમને સંપૂર્ણ આશા છે કે, કેળવણી ખાતાના નામદાર ડાયરેક્ટર સાહેબ આ પુસ્તક સાદ્યંત અવલોકન કરીને આ સૂચવેલો બધો માર્ગ ખ્યાલમાં લઈ લેશે અને તે પ્રમાણે ઉપયોગમાં લેવાશે તો પિંગળ અને સંગીતનો અભ્યાસ સારી રીતે થશે, અને ભાવી પ્રજાને એક સારી કલાનો લાભ મળશે. માટે અમો નામદાર બ્રીટીશ સરકારને અને તેમના પ્રજાહિતૈષી નામદાર અધિકારીઓને નમ્રતાથી સૂચવીએ છીએ કે, આ માર્ગ પ્રમાણે શિક્ષણ આપવાની વ્યવસ્થા મુકરર કરી, વિદ્યાદાનનું પોતે શ્રેય લેવું! !

આપણા ઇલાકાની નિશાળોમાં કિંડરગાર્ટનનો વિષય સરકારે દાખલ કર્યો છે; તેમાં તો સંગીતના શિક્ષણની, અને છોકરાંઓના નાચવા કુદવાનાં ગીતોની ઘણીજ આવશ્યક્તા છે. તે પ્રકારનાં ગીતોની રાહો પણ આ ગ્રંથમાં આવી છે. દક્ષિણ વિભાગ કેળવણીખાતાનાં સારાં પગલાંથી પૂના, ધારવાડ, ધુળીઆ, વગેરે સ્થળે ખાસ ઉઘાડેલી ટ્રેનિંગ કાલેજોમાં સંગીત શીખવવા માટે શિક્ષકોની ગોઠવણ થઈ છે એ સ્તુત્ય વાર્તા છે; અને હાલ અમદાવાદની ફીમેલ અને મેલ એ બંને ટ્રેનિંગ કાલેજો માટે સંગીત શિક્ષકો આપવામાં આવ્યા છે. આ ઉપરથી સંગીતનું શિક્ષણ આપવું સરકારને પણ યોગ્ય જણાયું છે. પુના વગેરે દક્ષિણ વિભાગમાં આ વિષયનું શિક્ષણ આપવાના હેતુથી તો ખાસ કરીને **રા. રા. નારાયણ દાસો બનહટ્ટી બી. એ.** એમની પાસે **બાલસંગીત બોધનાં** પુસ્તકો રચાવેલાં છે; પરંતુ તેમાં સરકારને કેવળ નિષ્ફળતા જ મળી છે એમ મહાકષ્ટથી અમોને કહેવાની ફરજ પડે છે. એ ગ્રંથોથી સંગીતના કોઈ પણ ભાગનું પદ્ધતિસર જ્ઞાન મળી શકવાની આશા વ્યર્થ છે. તેમજ વિદ્યાર્થી પ્રચલિત છંદ, લોકગીત અને વ્યવહારિક સંગીતમાં કુશળ થવાનો નહીંજ, એમ કહેતાં અમને લગાર પણ સંકોચ થતો નથી. ગમે તે છંદ લઇને તેને ગમે તે રાગમાં બેસારી વિદ્યાર્થીની અને લોકની રૂચીને વિરૂદ્ધ થઈ પડે એવી અને તદન અપરિચિત, નીરસ, કલ્પિત રાહો જોડી દઇને તે બધી વિદ્યાર્થીને શીખવવાની ફરજ પાડવી, અને તેમ છતાં વ્યવહારમાં તેનો કંઈ પણ ઉપયોગ ન થવો, એવું ઊંધું પરિણામ એ પુસ્તકમાળાના અભ્યાસથી આવ્યું છે. બીજાના દોષોથી આપણે સાવધ થઇએ છીએ એ કંઈ ખોટું નથી; અને તેવા અનૈસર્ગિક દોષો ન આવી શકે તેને માટે અમોએ ઘણીજ કાળજી રાખી છે.

આ પ્રમાણે વિસ્તારથી આપણી સરકારને આ માર્ગની દિશા સૂચવ્યા પછી દેશમાં દિનપરદિન ઉત્પન્ન થતા સંગીતના નવા નવા સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરીશું. આપણાં નાટકોથી સંગીતની નવી નવી રાહો પ્રચારમાં આવે છે; તેમ કોઇક વખતે સારાં કાવ્યમય કાવ્યો પણ પ્રસવ પામે છે. વર્તમાન નાટ્યકારોમાં કવિ **નથુરામ, સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી** અને **સ્વર્ગસ્થ શ્રી વાઘજી આશારામ** એ ત્રણે અગ્રસ્થાને ગણી શકાશે; અને મુંબઇની ગુજરાતી નાટક મંડળીના નાટ્યગીતો રચનારને પણ તેમાં સ્થાન આપવું પડશે. એમ આ ચાર નાટકમંડળીઓના પ્રયત્નથી નવનવાં ગીતો રચાય છે, ને તેમાંનાં જે સ્વાભાવિક, સુંદર, ભાવપૂર્ણ, રસિક હોય છે તેવાં ગીતો લોકો સાંભળતાં વારજ ઉપાડી લઈ શીખી લે છેઃ એ શીખેલાં ગીતો ગવાઈ ગવાઈ જુનાં થયાં પછી તેના ઉપર લોકને અણગમો થવાથી તેમની વૃત્તિ બીજાં નવાં સુંદર ગીતો શોધવા સાંભળવા તરફ દોરાય છે. આમાં એમ બને છે કે સારાં ગીતો ઉપર તરી આવીને નરસાં ગીતો નીચે દબાઈ જાય છે. આવા પરિણામક્રમથી સમાજ સંગીતની રૂચિમાં આગળ જ વધતો રહે છે, ને સંગીતપ્રિયતા વધતી રહે છે. આ પ્રકારે જે જે ગીતો જે તે સમયે ઉપર તરી આવે, ને દેશના એક છેડાથી બીજા છેડા સુધી જે ગવાય, તેની રાહો એક તરફથી સંગીતલેખનમાં કાયમ કરવી અને બીજી તરફથી દેશના સાક્ષર કવિઓએ તે રાહોથી સ્વભાવતઃ જે ભાવો પ્રદર્શિત કરી શકાતા હોય તેવા ભાવોમાં કાવ્યો રચવાં આથી સંગીત અને કાવ્યની સાથે સાથે ઉન્નતિ થતી રહેશે. વડોદરાના શ્રી શ્રેયઃસ્સાધક મંડળે આવો માર્ગ પસંદ કરેલો છે તે સ્તુતિ પાત્ર છે. એનુંજ અનુકરણ પ્રાર્થનાસમાજ, આર્યસમાજ વગેરે મંડળોએ કરીને પોતપોતાના પ્રાર્થના

સંગીતો સંગીતલેખનમાં જે તે વખતે છપાવી પ્રસિદ્ધ કરવાનો રીવાજ રાખવાની બહુ જરૂર છે. આ ગ્રંથના ગીતવિનોદ પ્રકરણમાં ઉક્ત ઉદ્દેશાનુસાર સારા સારાં નાટ્યગીતોની રાહો લઈ, તે ગદ્યમાં કવિતા બનાવી સંગીતલેખન સહ સંગ્રહ કરેલો છે. એમ અનેક તરેહથી આ ગ્રંથમાં ઉપયોગી, અનુકરણીય, શિક્ષણીય શું શું છે તે સહજ અવલોકનથી સમજી શકાશે.

સંગીતશાસ્ત્રમાંના **સ્વર** અને **તાલ** એ બે પ્રમુખ વિષયો અને નોટેશન વિષે સામાન્ય જનસમૂહે જે કંઈ અવશ્ય જાણવુ જ જોઇએ તે સર્વે પ્રથમ વિભાગના શાસ્ત્રવિચારમાં આવી ગયું છે. એ વિષે સંગીતના ગ્રંથોમાં અને પ્રયોગોમાં જે સિદ્ધવત્ છે, એટલે કે જેને માટે કશો મતભેદ છેજ નહી, તેને જ વિસ્તારથી સમજાવવામાં આવ્યુ છે. હવે માત્ર સંગીતમાં મુખ્યત્વે કરીને **રાગ**નો વિષય અને બીજા કેટલાક પરચુરણ વિષયો રહેશે તેને માટે ખાસ આ પાઠમાળાનો બીજો ભાગ કરી સ્વતંત્ર ગ્રંથ રૂપે પ્રસિદ્ધ કરવામાં આવશે. કેમકે રાગ એ વિષય એટલો બધો કઠિન, વિવાદિત અને સૂક્ષ્મ છે કે, તે વિષે ટુંકામા સમજાવી શકાય તેમ છેજ નહી. વળી રાગ ઓળખવાની શક્તિ ત્યારેજ આવે છે કે જ્યારે સામાન્ય ગાયનવાદનના શ્રવણ, મનન કે અભ્યાસથી અમુક પ્રકારના કાન કેળવાય. એવા કાન જ્યાં સુધી ન કેળવાય ત્યાં સુધી રાગ વિષે જેટલું લખાય કે કહેવાય તે બધું વ્યર્થ છે. તોપણ એક માત્ર સામાન્ય દિગ્દર્શન કરાવવાના હેતુથી એ વિષેના માત્ર થોડાક જ પાઠો આપેલા છે. કેમકે એને માટે હવે પછી જે ખાસ મોહોટો ગ્રંથ રચાઇને બહાર પાડવાનો વિચાર છે તે વ્યવસ્થિતપણે રચાઈ, છપાઈ પ્રસિદ્ધ કરવામાં કદાચ ૪-૫ વર્ષ પણ નીકળી જાય, ને કાલનો ભાવી દોર કંઈ વિચિત્ર હોય તો તે કલ્પના પુનર્જન્મને માટે ગિલિકમાં રહે; તે કરતાં તો બે ત્રણ પાઠોમાં એના માર્ગનું માત્ર દિગ્દર્શન થઈ શકે તો સારૂ એવા હેતુથી જ એ વિષે બહુ જ સ્થૂળ અને ટૂંકામાં સમજુતી આપવામાં આવી છે. અને વસ્તુતઃ રાગ વિષે એટલું સામાન્ય જ્ઞાન સર્વે જનસમાજને માટે ઘણું છે, એથી વિશેષ જ્ઞાન તો જેને એ વિષયમાં શાસ્ત્રી ( પ્રોફેસર ) થવુ હોય કે ગવૈયા થવું હોય તેને માટેજ જોઇએ. આ અને આ ગ્રંથના દ્વિતીય ભાગરૂપે પ્રસિદ્ધ થશે તે ગ્રંથ, એ બે ગ્રંથો તો કેવળ ઉક્ત પ્રકારના અભ્યાસી વર્ગને માટે જ ઉપયોગના છે; પરંતુ પ્રાચીન અર્વાચીન કાળમાં થઈ ગએલા સંગીતના ગ્રંથો, આચાર્યો, અને ગવૈયાઓની માહિતીથી ઐતિહાસિક વિજ્ઞાનની દૃષ્ટિએ ખંડનમંડન પૂર્વક સમગ્ર સંગીતશાસ્ત્ર ઉપર એકાદ ગ્રંથ રચવાનું ચાલે છે અને તે **નાદગણેશ** એ નામથી થોડાજ સમયમાં પ્રસિદ્ધિમાં મુકવામાં આવશે એટલુ જણાવી હવે થોડુક આત્મકથન કરીને આ પ્રસ્તાવના પૂરી કરીશુ.

પ્રથમથીજ આ ગ્રંથ મુખ્યત્વે કરીને શાળાઓ અને પાઠશાળાઓમાં ઉપયોગી થઈ પડે, અને દેશના સર્વ વિભાગમાના સંગીત પ્રેમીઓનો શોખ ઉત્તમ સાહિત્યો સહ પૂરો પડી શકે એવી દૃષ્ટિથી રચવામાં આવેલો છે. જેથી આ ગ્રંથમાં કાવ્યો ખાસ કરીને ઇશ્વર સ્તુતિ, પ્રેમ, વૈરાગ્ય, જ્ઞાન, સૌંદર્ય, નીતિ, ભક્તિ, સ્વદેશસેવા વગેરે ઉત્તમ વિષયો ઉપર આપણા ગુજરાતના કવિવર્ગે જે કંઈ કવ્યું છે તેમાથી ચુંટી કહાડીને તેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એને માટે આપણો સાહિત્ય સમૂહ અવલોકન કરવાનો પુનિત પ્રસંગ મળ્યો; અને તેમાં

ઘણો કાલ વ્યતીત થયો. અમુક રાહનાં, કે અમુક વૃત્તનાં મ્હારી પસંદગી અને ગ્રંથના ઉદ્દિષ્ટ હેતુને અનુકૂળ સાહિત્ય ન મળ્યાં ત્યાં મ્હારે પોતાને કવિતાની રચના કરવી પડી, અને સાહિત્ય જેવા મ્હારા પોતાના નહી તેવા વિષયમાં અવ્યાપારેષુ વ્યાપાર–કહો કે દખલ–કરવાની જરૂર પડી, કે જે સાહિત્યો "સ્વરચિત" એવી સહિથી આપેલાં છે. તમામ અક્ષર અને માત્રાનાં વૃત્તોને માટે સાહિત્યોનો સંગ્રહ કરી રાખ્યા પછી ગીતોનો સંગ્રહ પણ કરવો પડયો, અને તેમાં તેટલો જ વખત પસાર થયો. એ બન્ને સંગ્રહ કરી, તે સર્વે સંગીતલેખનમાં ઉતારવા માટે એટલો પરિશ્રમ પડયો છે, કે તે વિષે અત્રે જેટલું જણાવીએ તેટલું થોડું છે. સંગીતલેખન એ કેટલી બધી અઘરી અને કષ્ટપ્રદ બાબત છે તે પ્રસિદ્ધ છે. પા ને અડધી કે પોણી માત્રાનો કાળ ગણી ગણીને, તે ઉપરાંત સ્વરનું લેખન કરવું એમાં મ્હારો અતિશય શક્તિપાત થયો છે. જે ગીતો આપણને ગાવામાં સહેલાં લાગે છે, અને જે વિષે આપણને કોઈ પણ જાતનો ખ્યાલ હોતો નથી તેજ ગીતો જ્યારે હું નોટેશનમાં ઉતારી વ્યવસ્થિત કરવા જતો ત્યારે મ્હારી મુસ્કેલીઓ આગળ આવીને ઉભી રહેતી. એક એક વૃત્ત લઇને પછી તે વ્યવહારમાં કેટકેટલી રીતે ગવાય છે તે ધ્યાનમાં રાખી, તે સર્વ રીતનાં સંગીતલેખન કરી તે ઉપરાંત તેજ વૃત્તને જુદા જુદા રાગોમાં ગાવા માટે તે તે રાગોમાં રસિક સ્વરોવાળી રાહોની નવીન કલ્પના કરી તે સર્વે રાહોમાં સંગીતલેખન કરવામાં અતિશય સમય અને શ્રમનો ભોગ આપવો પડયો છે તે સબંધમાં દરેક વાચક પોતાની મેળે કલ્પનાથી સમજી શકશે જ. જે ગાયનો સાધારણ વ્યવહારમાં ગાઇએ છીએ, અને જેના ઉપર આપણું વિશેષ લક્ષ હોતુ નથી; તેમજ જેને આપણે નજીવાં–ક્ષુદ્ર ગણી કહાડીએ છીએ તેનાં નોટેશન કરવામાં કેટલીકવાર તો એક એક ગાયને એક એક અઠવાડીયું લીધુ તો કેટલાકે બે બે દિવસ લીધા છે. કેટલાક તો આખા દિવસમાં ૩–૪ પણ થઈ શક્યાં છે. આમ આરંભે જે કાર્ય સરલ લાગે છે તે કાર્યક્ષમ થતી વખતે કઠિન થઈ પડે છે. છંદોગાન વિનોદમાંનાં ૧૨૪ સંગીતો, ગીતવિનોદમાંનાં ૧૦૫ ગાયનો, લલિતગીત વિનોદિનીમાંનાં ૮૦ ગીતો, અને ગુજરાતી સાતે ચોપડીઓમાં આવેલી કવિતાઓ મળી ૩૨૫ સંગીતલેખનો કરવામાં આ જીવનું પાણી પાણી થઈ ગયું છે. અને અનેક પ્રસંગે તો ધીરજ પણ છુટી ગઈ છે. આટલુ આટલું કરીને સમય તથા દ્રવ્યનો ભોગ આપી, સરકાર તથા પ્રજા આ ગ્રંથને કેવો આશ્રય આપશે એ ભાવીની ક્ષણે ક્ષણે ચિંતા, અને એજ ચિંતાને માથા ઉપર સળગતી રાખીને કામ આગળ આગળ વધારી કર્યાં જ કરવું; એવું એવું સાહસ કરતાં કરતાં આખરે ગ્રંથ પૂરો થઈ, પ્રસિદ્ધ થઈ આજ છ વર્ષે ગુર્જર પ્રજાસમક્ષ મુકી શકાયો છે; એ કેવળ ઈશકૃપા સિવાય બીજું કશું જ નથી.

લલિતગીત વિનોદિનીમાં આપેલી દેશીઓ મારા જાત અનુભવમાં જે જે ગરબીઓ સાંભળવામાં આવી તેના ટિપ્પણથી અને વિશેષે કરીને સ્વર્ગસ્થ કવિ શ્રી દલપતરામે દલપત કાવ્યમાં આપેલી દેશીઓના અવલોકનથી સંગ્રહાઈ છે; એથી સ્ત્રીસંગીત હવે વ્યવસ્થિત થએલું ગણાશે. ગીતવિનોદમાંનાં ગાયનોનો અનુક્રમ જોઇએ તેવો રખાયો નથી. ગાયનો જેમ જેમ હાથમાં આવતાં ગયાં તેમ તેમ નોટેશનો કરી છપાવવા માંડયાં છે, જેથી હવે પછીની બીજી આવૃત્તિમાં એ બધું વર્ગીકરણ થશે. અને એ ઉપગત ગુર્જર સાહિત્યોદધિમાં ૯૭

પણ જે ઉત્તમોત્તમ સંગીતનાદી કાવ્યો અનેક છે તે વધારીને બીજી આવૃત્તિમાં ૨૦૦ સુધી કરવાનો નિશ્ચય છે.

પાઠ ૧૯ થી ૨૩ સુધીના પાંચ પાઠો પાછળથી વધાર્યા છે. એ વધારવાની ધા નથી નહોતી. પરંતુ ઘણાક મિત્રો તરફથી એમ કહેવું થયું કે, જો અર્ધે આટલું એ તો રાગવિદ્યા સંબંધી સ્થૂલ, પરંતુ વ્યવસ્થિત જ્ઞાન થઇ શકે એવું થોડુંક આવે ત ભક જિજ્ઞાસુઓને માટે સારૂં સાધન મળે. એટલામાં મુંબઇમાં અમોએ કાલબાદેવી ઉપર ગાયન શાસ્ત્ર શાળા ઉઘાડી. આજ એ શાળાને લગભગ ૪ વર્ષ થશે. એ અ સર્વે વિદ્યાર્થીઓ તરફથી પણ એવું જ કહેવું થયું કે, આખી પાઠમાળામાં રાગ િ પણ ન હોય તે કંઈ ઠીક ન કહેવાય!! મ્હને પણ તેમનુ કહેવું યોગ્ય લાગ્યું. ન વિષયના પાંચેક પાઠો વધાર્યા •

એ ઉપરાંત એજ વિભાગને અંતે યુરોપિયન સંગીતમાં વપરાતી લેખનપદ્ધ જે માહિતી આપી છે તે ભાગ પણ પાછળથી વધાર્યો છે. કેમકે આખી દુનિયાં જે સંગીતલેખન ( નોટેશન ) વપરાય છે તેનું ઓળખાણ આપણા દેશમાં ન થ સંગીતના અભ્યાસીઓનું ખરેખર દુર્ભાગ્ય જ ગણી શકાય. યુરોપિયન સંગીતમાં ઘણું પણ અનુકરણીય છે તેના અભ્યાસથી આપણો દેશ કેવળ વિમુખ ન રહે તેમની સર્વપદ્ધતિનું થોડામાં સ્પષ્ટીકરણ થઈ રહે એવા ઉદ્દેશથી એ ભાગ ખાસ વધ એટલીજ પણ સુવ્યવસ્થિત માહિતી આપવાનો પ્રયત્ન આજ સુધી કોઇએ પણ કર્યો એ બધાના સ્વરૂપ ઉપરથી વિચારશીલ અભ્યાસીઓ એ પણ સમજી શકશે કે, યુરે નોટેશનના કરતા આપણું દેશી નોટેશન ( કે જે આ ગ્રંથમાં સ્વીકારવામાં આવ્યું છે અતિશય સરલ અને લાઘવવાળું, તેમજ સર્વભાવ પ્રદર્શક છે. એમાંજ નવનવા ઉ દર્શક જે કેટલાક નૂતન ચિન્હોનો ઉમેરો કરવાનુ ઘટે તે સર્વાનુમતે કરી, તેનેજ આપવાનો પ્રયત્ન સર્વે સજ્જનો તરફથી થવો જોઇએ.

સંગીતના લેખનને માટે જે જે ચિન્હો છાપખાનામાં જોઇએ તે તે સર્વે તૈયાર હોતાં. જેથી તેને માટે ખાસ નવા ટાઇપ પડાવી, કુશળ કંપોઝીટર રોકીને આ ગ નોટેશનો છાપવામા અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડના મૅનેજર શા. મોતીલાલ શામળદાસ પટેલે જે કાળજી અને ધીરજ રાખી છે તે વિષે તેમનો ઉપકાર માનવામાં આવે છે તેમ અમારા ગુરૂ સ્વર્ગસ્થ પ્રોફેસર મૌલાબક્ષના ગ્રન્ અને તેમની કૃતિઓનો ઘણો ઉપયોગ કર્યા છે, જેથી તેમનો પણ અતિશય ઉપકૃ એ સિવાય જે જે ગ્રંથ અને ગ્રંથકર્તાઓની કૃતિનો મ્હેં આ ગ્રંથમાં ઉપયોગ કર્યો છે તે સર્વેનો મ્હારા ઉપર અનેક ગણો ઉપકાર થયો છે. કવિતાપ્રવેશ, કાવ્યમાધુર્ય, સં મંજરી, ગીતમાળા જેવા ઉત્તમ કૃતિઓના સંગ્રહરૂપ ગ્રંથો હમણાં પ્રસિદ્ધ થવા લાગ્ય તે આ જમાનાની પ્રજાના સાહિત્યની પ્રજાકીય રૂચિને સૂચવે છે, તે રૂચિમાં આવા સ તના સ્વર તાલ કાલરૂપ નોટેશન સહ સંગીતનો પ્રવાહ ભળી જતાં એ રૂચિરૂપ સુવા સુગંધનો આવિર્ભાવ પ્રજાઅનુભવી શકે અને પ્રજાના આનંદમા વૃદ્ધિ થાય એજ આ ગ્ર કર્તાનો હેતુ છે, અને તે કેટલે અંશે સફલ થયો છે તેનો સર્વે પ્રજા યોગ્ય રીતે નિ આપી શકશેજ.

ગત દશ વાર્ષિક યુગના કરતા વર્તમાન યુગમા સંગીતની ચર્ચાએ આ દેશમાં અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં મ્હોટું રૂપ પકડયું છે, અને ઘણા વિદ્વાનોએ તેમાં ભાગ લીધો છે, તે સંગીતના ઉત્કર્ષનેજ સૂચવે છે. એમ હવે ઉત્તરોત્તર વૃદ્ધિની જ આશા રખાય છે. તે ઉપરથી મ્હને પોતાને પણ આશા રહે છે કે, આ ગ્રંથ જે હાલ સવેળાએ પ્રસિદ્ધ થાય છે તે અવશ્ય આદરને પાત્ર થશેજ.

આ ગ્રંથ આજ લગભગ પાંચ વર્ષથી છપાતો રહ્યો છે. એ અવધિમાં આ પૃથ્વી ઉપર જે અનેક બનાવો બન્યા છે તેમાંનો મુખ્ય બનાવ તો **વિશ્વશાંતિજનક બાદશાહ શ્રી સપ્તમ એડવર્ડનું તા. ૬-૫-૧૦ને દિને સ્વર્ગગમન અને તદનંતર મહારાજાધિરાજ શ્રી પંચમ જ્યૉર્જનું તા ૨૨-૬-૧૧ ને દિને આંગ્લસામ્રાજ્યપદે અધિવેશન** એ છે. એ મહાન બનાવોની નોંધ, પ્રજાના અભ્યાસ યોગ્ય આવા ગ્રંથમાં નોંધાયલી ન રહે તે પણ ઠીક નહી એમ મનમાં આવ્યું.

**તારીખ ૧૨-૧૨-૧૧ ના દિલ્હી દરબારના** શુભ પ્રસંગથી આખા ભારત વર્ષમાં જે શાંતિ, આનંદ અને ઉત્સાહ રેલાઈ રહ્યાં છે અને રાજા પ્રજાના હૃદયનું ઐક્ય થયું છે તે બનાવ ઇતિહાસમાં અવનવો છે. એ પ્રસંગ અને તેને અંગે સમ્રાટે પ્રજાની વત્સલતાના જે હૃદયોદ્‌ગારો ઉચ્ચારેલા તેનું અનુસ્મરણ આ ગ્રંથના અભ્યાસીઓમાં નિરંતરને માટે થતું રહે એ આ ગ્રંથનું સદ્‌ભાગ્ય છે એમ માનું છું. કેમકે સમગ્ર ભારતનુ શુભ દિન જેના હાથમાં છે તેના અંતઃકરણમા આપણા વિષે કેવો શુદ્ધ અને જ્વલંત પ્રેમ પ્રકાશી રહ્યો છે તે તરફ જ્યારે આપણી દૃષ્ટિ જાય છે ત્યારે આશાની અમરવેલો વધતીજ રહે છે. અને આ દેશની પ્રજાની શાંતિ તથા ઉન્નતિની સાથે સંગીતાદિ લલિતકલાઓનો ઉદ્ધાર થવાની આશા મબલ રીતે કાયમ રહે છે. એ આશાઓને અમૃતત્વ પ્રાપ્ત થવાને માટે જે વચનામૃતનું સિંચન સમ્રાટ તરફથી થયું છે તે વચનો અહિં આપીએ છીએ.

આપણા હાલના માયાળુ સમ્રાટ જ્યારે પ્રથમ પ્રિન્સઆફ વેલ્સના અધિકાર પદે હતા ત્યારે આજથી પાંચ વર્ષ પહેલાં અહિં પધાર્યા હતા, તે દરમિઆનમાં તે નામદારે જે જે કંઈ જોયું તે ઉપરથી તેમના અંતઃકરણમાં આપણા ગરીબડા દેશ વિષે જે સદ્‌ભાવનાઓ પ્રેરાયી હતી તે સદ્‌ભાવનાઓ હિંદુસ્થાન સરકારના તા. ૨૪-૫-૧૦ ના નંબર ૧૬૯૭ વાળા જાહેરનામા માર્ફતે પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તેમાંનો ઉલ્લેખ પેરેગ્રાફ નીચે પ્રમાણે હતો.

" મ્હેં મ્હારી રાણી સાથે પાંચ વર્ષ પહેલાં હિંદુસ્થાનની મુલાકાત લીધી હતી. તે આખા વિસ્તીર્ણ દેશમાંનાં ઇતિહાસ પ્રસિદ્ધ મહાનરાજ્યો સાથે, અમારા કરતાં પણ વધારે પ્રાચીન સુધારાનાં ચિન્હો સાથે, જીવનના પ્રાચીન રિવાજો તથા રહેણી કરણી સાથે, દેશી રાજા રજવાડાઓ સાથે અને મોટા, નેહેરો કસ્બાઓ તથા ગામડાઓ સાથે અમો અંગત સમાગમમાં આવ્યાં હતાં. તે અદ્‌ભુત પ્રવાસની ઊંડી છાપ કદી પણ ભુંસાશે નહી, અથવા **તેનું મધુરૂં સ્મરણ કદી પણ ઝાંખું થશે નહી હિંદુસ્થાનનું કલ્યાણ કરવાની જે મારી અંતઃકરણ પૂર્વકની સહાનુભૂતિ છે, અને જે રાજ્ય ચલાવવામાં મને હમેશાં પ્રેરણારૂપ થવી જોઈએ તેનીજ સદનુમતિ તમે બતાવશો એવી મને ખાત્રી છે "**

અહા! કેવા મહત્વ ભાવપૂર્ણ શબ્દો!! સમય આંગ્લ સામ્રાજ્યના સમ્રાટપદે અધિષ્ઠિત થવા પૂર્વે એ નામદારની આપણા દેશ વિષેની કળકળ કેવી પ્રદીપ્ત હતી તે ઉપરના શબ્દો ઉપરથી સમજાઇ આવશે. ત્યારબાદ તેઓ નામદારે હિંદુસ્થાન ઉપરનો પોતાનો અસાધારણ પ્રેમ છે તે સાબીત કરવા અત્રે પધારી દિલ્હી દરબારના શુભ પ્રસંગનો યોગ આપ્યો. એ મહાશુભ સ્મરણીય દીન આર્યાવર્તના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નિરંતરને માટે આલેખાયલો રહેશે. તમામ ભારતવાસીઓ ઉપરનો પોતાનો પ્રેમ, અને આપણા સર્વ ભારતવાસીયોનો તેમના પ્રત્યેનો પ્રેમ, એ બંનેનો યોગ થતા, સમ્રાટ અને મહારાણી ઉભયે આનંદાશ્ચર્યથી સપ્રેમ અશ્રુપૂર્ણ નેત્રે સદ્ગદિત થઈ ગયા હતા તે સર્વે પ્રસિદ્ધ છે. આમ રાજાપ્રજાના અંતઃકરણનું પૂર્ણ અદ્વૈત થયુ છે એ ભારતના ખરેખર મહદ્ભાગ્ય છે. દિલ્હી-દરબારના શુભ પ્રસંગથી આ દેશને જે બક્ષીસો મળી છે તે તો સર્વ પ્રસિદ્ધ છેજ, પરંતુ તે સાથે એ નામદારે દરમ્યાનમા પોતે જે ભાષણ કર્યું હતું તેમા આપણા સર્વેને ઉદ્દેશીને ઉમળકાના અને આશ્વાસનના જે શબ્દો જણાવ્યા છે તે આ ગ્રંથની સાથે ચિરકાળ જોડી રાખવાનો મોહ થાય એ દરેક સ્વદેશ પ્રેમીઓને માટે સ્વાભાવિક છે એ સુધાવાક્યો આ છે —

"આ પૂર્વે અમે આવ્યા હતા ત્યારથીજ આ હિંદુસ્થાન ઉપર પ્રેમ કરવાનુ અમે શીખ્યાં, અને તે વખતના કૃતજ્ઞતામય સ્મરણે અમારા અંતઃકરણ હિંદુસ્થાન પ્રતિ આકર્ષાયા છે. જે હિંદમા અમોને અમારા પોતાના ઘરમાંજ પ્રાપ્ત થઈ શકે એવા પ્રેમનો લાભ મળ્યો તે દેશમાં પુનઃ આવવા માટે અમે મહાન્ ઉત્સાહથી આશાભેર લાંબી મુસાફરીએ નીકળ્યા"

× × × ×

"હિંદુસ્થાનના રાજ્યભક્ત રાજારજવાડા અને ઇમાની લોકોના સંબંધમાં અમારા અંતઃકરણમાં કેવો પ્રેમ વસે છે અને ભારતીય સામ્રાજ્યનુ કલ્યાણ તથા સુખ અમારા અંતરમા કેટલું પ્રિય છે તે પણ દર્શાવવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે."

× × × ×

"આ ઐતિહાસિક પ્રસંગે હિંદુસ્થાનની અંદરના રાજારજવાડાઓ, બધો પ્રજાવર્ગ, અને હુ એ ત્રણેમા સહાનુભૂતિ તથા પ્રેમાળશુભેચ્છાથી ઐક્યભાવ ઉત્પન્ન થાય છે, એ વિચારોથી મારા અંતઃકરણમા ઘણી ઉંડી અસર થઈ છે."

× × × ×

છેવટે તમારા હક્કો અને ધર્મોનું રક્ષણ કરવાને માટે મારા સત્પૂજ્ય પૂર્વજોએ વખતો વખતે જે અભિવચનો આપ્યાં છે તેમનો મારે જાતે પુનઃસ્વીકાર કરવાની અને તમારા કલ્યાણ ચાહતા અને સંતોષ માટેની મારા અંતરની આતુરતા દર્શાવવાની આ તક મળવાથી મને અત્યાનંદ થાય છે, તે પ્રભુની ઇશ્વરી કૃપા મારા પ્રજાજનની નિરંતર સંભાળ રાખો અને તેમનાં સુખ સમૃદ્ધિની અભિવૃદ્ધિ અર્થે હુ જે અતિશય પ્રયત્ન કરીશ તેમા તે સહાય થાઓ."

(તારીખ ૧૨-૧૨-૧૧ ના દિલ્હીના ભારતરાજ્યારોહણના દરબારમાં સમ્રાટે ઉચ્ચારેલાં વચનો)

હજારો વર્ષ સુધી એકજ વ્યક્તિરૂપ સાર્વભૌમ સમ્રાટના મુખે આપણા દેશને આવાં આશ્વાસન વચનોનો લાભ મળ્યો નહોતો તે મળી ચુક્યો છે. આ ગ્રંથને પ્રસિદ્ધિમાં મુકતાં જે થોડાક માસનો સમય ગાળતો પડ્યો છે તેનું કારણ પણ દિલ્હી દરબારનો બાદશાહી શુભ દિવસ ક્યારે આવશે તેની રાહ જોવામાં ગયો તેજ છે. આખા દેશને આશાનાં, હિતનાં અને ઉન્નતિનાં ઉપરોક્ત જે આશ્વાસનો મળ્યાં છે અને તે મળ્યાં પછી હિંદુસ્થાન સરકાર તરફથી એ વચનો સફલ કરવા માટેની જે કાર્યવાહી શક્તિ અમલમાં મુકાતી જાય છે તે તરફ જોતાં એવો સુસમય હવે ત્વરાથીજ આવી લાગશે કે, જેમાં દેશમાં પૂર્ણ સલાહ, શાંતિ, સુખ, રાજ્યભક્તિ વગેરેની અભિવૃદ્ધિ થતાં, આપણી પ્રાચીન સંગીત, નાટકાદિ લલિત સુંદર કલાઓ પૂર્ણપણે મૂર્તિમતિ થઈ ફલવતી થશે એ શુભ અવસર સત્વર પ્રાપ્ત થાય તેને માટે આ પાઠમાળારૂપે પ્રભુનું ભક્તિમય સંગીત કરી વિરામ પામીએ છીએ.

| | |
|---|---|
| મુંબઈ. | ગણપતરાવ ગોપાળરાવ બર્વે. |
| કાલકાદેવી—ગાયનશાસ્ત્રશાળા. | (નાદબ્રહ્મોપાસક.) |

ચિરાયુ રહો અમારા સત્પૂજ્ય ભારતસમ્રાટ શ્રી પંચમજ્યૉર્જ અને માતુશ્રી મહારાણી મેરી.

---

બ્રિટિશ મહારાજ્ય અને ગુર્જર સાહિત્યના વિજય વિજય શ્રીરંગ.

---

# આ પાઠમાળાનો અભ્યાસ.

દેશના જુદા જુદા વર્ગે આ ગ્રંથમાંથી કયા કયા ભાગનો અભ્યાસ કરવો તે વિષે અભ્યાસક્રમ અને સૂચન.

સંગીતના દરેક જિજ્ઞાસુએ આપણે સઘળા વ્યવહારમાં નિત્ય જે સંગીત સાંભળીએ છીએ તે બધું વ્યવસ્થિત રીતે જાણવાની અને શીખવાની જરૂર છે. કારણ કે વ્યવહારમાં આપણે જે કંઈ થોડું ઘણું સંગીત ગાઈએ છીએ તે બધું સારી રીતે આવડયા પછી, અર્થાત્ એ વિષેનું ગાયન, સ્વરજ્ઞાન, તાલકાલજ્ઞાન, લેખન, વાદન એટલું આવડયા પછી સંગીતનો ઊંચો અભ્યાસ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. કેમકે વ્યવહારૂ સંગીતમાં સ્વભાવતઃ રાગ વિષે જે જે સ્વરલહરીઓ આવે તેના શ્રવણ મનન પછીથીજ વિદ્યાર્થીનું અંતઃકરણરૂપ ક્ષેત્ર રાગવિદ્યાનાં બીજ વાવવાને માટે વિશેષ યોગ્ય બને છે. જૂના વિચારના ગવૈયાઓની શિક્ષણ પદ્ધતિ આથી ઉલટી છે. તેઓનું એમ માનવું હોય છે કે, પ્રથમથીજ રાગરાગણીનાં ગીતો અને તેનું શિક્ષણ મેળવ્યા બાદ, વ્યવહારમાંનું સંગીત રમત જેવું થઈ પડે છે. પરંતુ એ પદ્ધતિ અનંતગણી દોષીત છે. સંગીતના સઘળા ઉસ્તાદો સંગીતમાં પ્રવીણ થઈ સારા ગવૈયા બને છે તે કેવી રીતે બને છે તે તરફ વિચાર કરીશું તો એમ જણાઈ આવશે કે તેઓ બાળપણમાં ઘરગથ્થુ ગાયનો ગાતાં ગાતાં અને તેનો આસ્વાદ લેતાં લેતાં મહોટા થાય છે; નાટકાદિમાંના ગીતો ગાવા તરફ તેમની વૃત્તિ દોરાય છે, ત્યારબાદ નહાનાં નહાનાં પદ, હોરી, ગઝલો, રેખ્તા વગેરે ગીતો ગાવા માંડે છે, અને ત્યારબાદ ઠુમરી, ચતરંગ, તિલ્લાનાની મુજબ લાગતાં રાગ રાગણીઓના અસ્તાઈ, ધ્રુવપદો વગેરે શાસ્ત્રીય રાગદારીનાં ગીતો શીખવામાં તેમને આનંદ થાય છે; આટલું થયા પછી તેઓ રાગ એ શી વસ્તુ છે તે સમજવા માંડે છે. મ્હને પોતાને બાળપણથી તે અત્યાર સુધીમા સંગીતના રાગરાગણીઓનું જ્ઞાન સ્વભાવતઃ કેવી રીતે પ્રાપ્ત થતું ગયું એ વિષેનું મ્હેં આત્મપરીક્ષણ કરેલું છે, અને તે ઉપરથી આ કલાની શિક્ષણ પદ્ધતિ વિષે એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે, સંગીતવિદ્યાકલાના દરેક શૉખીન જિજ્ઞાસુએ પ્રથમ તો, આપણા દરેક આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષો રાતદિવસ જે સંગીત ગાય છે તે વિષેનું ગાયન, વાદન અને શાસ્ત્રજ્ઞાન સારી રીતે મેળવ્યા પછી સંગીતની ખાસ રાગ રાગણીના વિશેષ અભ્યાસને માટે લાયક થવું. આ આખો ગ્રંથ એજ હેતુથી રચવામાં આવેલો છે. શાસ્ત્રભાગ ( થીયરી ), અભ્યાસ ( પ્રેક્ટીસ ) અને ગાયનવાદન એટલા વિષયોનો અભ્યાસ શરૂઆતથી કરવા માટે જે પ્રકારની સમજુતી અને પાઠો જોઇએ તે પ્રકારનાજ પાઠો અનુક્રમે ગોઠવેલા છે. ને એજ માર્ગ યુક્ત તથા શાસ્ત્રીય છે. તોપણ કેવળ ઓછા જ્ઞાન અને અધિકારવાળા જુદા જુદા વર્ગને માટે એથી સહેલી પદ્ધતિની અપેક્ષા છે, અને તે હેતુથી આ ગ્રંથમાં આવેલાં ગીતોના નીચે પ્રમાણે વર્ગો પાડવામાં આવે છે. દરેક પ્રકારના શૉખીન જિજ્ઞાસુને માટે જે પ્રકારના ક્રમસર અભ્યાસની જરૂર છે તે. પ્રકારનો તેટલો અભ્યાસ નીચે જણાવેલી વ્યવસ્થા પ્રમાણે કરવો .

વર્ગ ૧.
( પાઠ્ય શ્લોકની રાહ )

૭, ૧૫, ૧૬, ૧૭, ૨૫, ૨૭, ૨૮, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૮, ૩૯, ૪૮ થી ૫૩, ૫૬ થી ૬૧, ૬૪ થી ૬૭, ૬૯, ૭૦, ૭૧, ૭૫

વર્ગ ૨.
( સાદી ગઝો )

છદોગીત વિનોદમાંનાં નીચેના નબરના આયનો.

(अ) અક્ષર છદ—( ગેયવૃત્તો )
૧, ૩, ૫, ૮, ૧૨, ૧૮, ૧૯, ૨૦, ૨૨, ૨૬, ૪૦, ૫૪, ૬૨, ૭૨, ૭૩, ૭૪, ૭૬, ૭૭, ૮૦, ૮૧

(ब) માત્રા જાતિગાન (ગેય વૃત્તિઓ)
૮૩, ૮૪, ૮૬ થી ૮૯, ૯૨, ૯૬, ૧૦૧, ૧૦૨, ૧૦૪, ૧૦૬ થી તે ૧૨૪ સુધીનાં ગીતો

(क) લલિતગીત વિનોદિની ભાગ ૧ અને ૨ ના ગીતો.

વર્ગ ૩
( લોકગીતો )

(अ) ગીતવિનોદમાંનાં
૧, ૩, ૯, ૨૬, ૪૧, ૨, ૪, ૬, ૭, ૫, ૧૧, ૭, ૨૦, ૩૨, ૩૪, ૩૬, ૪૦ ૪૨, ૫૭, થી ૬૧

(क) ૮, ૧૨, ૧૪, ૧૭, ૧૮, ૧૯, ૨૩, ૨૫, ૨૭, ૩૦, ૩૩, ૩૯, ૪૭, ૪૮, ૫૦, ૫૫.

(ब) લલિતગીત વિનોદિની.
ભાગ ૧ નંબર. ૫૦, ૫૧.
ભાગ ૨ નવા ગરબા.
ભાગ ૩ ૫૬ વગેરે.

વર્ગ ૪
ઊંચી જાતના લોકગીતો
અને શાસ્ત્રીય–રાગદારીનાં ગીતો.

(अ) અક્ષર છંદમાંના.
૨, ૪, ૬, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૨૧, ૪૧, ૪૬, ૭૫, ૨૪, ૨૯, ૩૦, ૩૨, ૩૭, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૭, ૫૫, ૬૩, ૬૮, ૭૮

(ब) માત્રાજાતિગાન.
૮૫, ૯૦, ૯૧, ૯૩, ૯૪, ૯૭, ૯૮, ૯૯, ૧૦૧, ૧૦૩, ૧૦૫

(क) ગીતવિનોદમાંનાં
૧૧, ૧૬, ૨૧, ૨૨, ૨૪, ૨૮, ૨૯, ૩૧, ૩૫, ૩૮, ૩૯, ૪૩ થી ૪૬ ૪૯, ૫૨ થી ૫૪, ૫૬.

(ड) ગીતવિનોદ
૬૨ થી ૧૦૫

સંગીતના અભ્યાસીઓને માટે સાધારણ રીતે નીચેના વિષયોનુ સામાન્ય જ્ઞાન તો અવશ્ય હોવુજ જોઇએ. જેમકે—

૧. **સ્વરવિજ્ઞાન**—સ્વરની શાસ્ત્રીય ઉપપત્તિ. પાઠ ૨ થી ૫ સુધી
૨. **સ્વરાભ્યાસ**—પાઠ ૬ અને પાઠ ૧૪થી ૧૭ સુધી.
૩. **કાલવિજ્ઞાન**—પાઠ ૭ થી ૮ સુધી

૪. તાલવિજ્ઞાન—પાઠ ૪ થી ૧૧ સુધી

૫. સંગીતલેખન—પાઠ ૧૨ અને અંગ્રેજી સંગીતલેખન પૃ૦ ૩૦૫ થી.

૬. ગાયન—લોકગીત. વર્ગ ૧, ૨, ૩

૭. વાદન—

(અ) હારમોનિયમ—પાઠ ૬, અને પાઠ ૧૪ થી ૧૬ માંનાં મનોયલનો અને બધા વર્ગનાં વર્ગવાર ગાયનો.

(બ) દિલરૂબા—પૃ૪ ૨૦૩ થી ૨૦૪ સુધીમાં આપેલી સૂચના પ્રમાણે.

(ક) સિતાર—પૃ૪ ૧૯૫ થી ૨૦૩ અને ૨૨૬ થી ૨૩૪ સુધીમાંની ગતો.

(ડ) ફિડલ—પૃ૪ ૨૦૪ થી ૨૦૭ સુધીમાં આપેલી સૂચના પ્રમાણે.

(ઈ) તબલા—પૃ. ૨૦૭ થી ૨૨૫ માંનો બધો વિષય અને પાઠ ૭ થી ૧૧ સુધીનું શાસ્ત્રીયજ્ઞાન.

૮. રાગવિજ્ઞાન—પાઠ ૧૭ થી ૨૩ સુધી.

૯. શાસ્ત્રીયગીતો—વર્ગ ૪ ના ગાયનો.

૧૦. છંદગીતરચના—પિંગલગણેશ.

૧૧. સંગીત સંબંધી સામાન્ય વિચાર—પાઠ ૧, ૨૨, ૨૩.

આખા ગ્રંથમાં જે વિષયો આવેલા છે તે ઉપરના વર્ગમાં વહેંચાઈ ગયા છે, તે ધ્યાનમા રાખતાં, જુદા જુદા અધિકારપરત્વે કેટકેટલા ભાગનો અભ્યાસ કરવો યોગ્ય છે તે વિષે થોડી સૂચના કરવી ઇષ્ટ છે.

૧. છોકરાની શાળા—( ધોરણ ૧ થી ૭ સુધી ક્રમશઃ અભ્યાસ થવો જોઇએ તે વિષે ) પાઠ ૧૩ અને ૧ થી ૮. પાઠ ૧૨ ની સ્થુલ માહિતી. સ્વરનાં મનોયલ ૧,૨, ૩, ૫. ગાયનમાં વર્ગ ૧, ૨, ૩ નાં ગાયનો ફક્ત તાલ, માત્રા અને નોટેશનના સામાન્ય જ્ઞાન સાથે.

૨. છોકરાઓની ટ્રેનિંગ કૉલેજ—

૧ લું વર્ષ—૧ થી ૭ ધોરણમાં આવેલા વિષયો ઉપરાંત પાઠ ૧ થી ૧૦. પાઠ ૧૨, ૧૩, ૧૪; અને પાઠ ૧૫ માંનાં મનોયલ ૫, ૬. ગાયનમાં વર્ગ ૧, ૨, ૩ નાં ગાયનો નોટેશનના સંપૂર્ણ જ્ઞાન સાથે. વાદ્યમાં હારમોનિયમમાં ૧૦ ગાયનો, મનોયલ ૧, ૨, ૩, ૪, ૫ ની સરગમો. તબલામાં મુખ્ય ૧૨ તાલોના ઠેકા. પિંગળગણેશમાંથી પિંગળનો સામાન્ય વિચાર.

૨ જું વર્ષ—૧ લા વર્ષના અભ્યાસ ઉપરાંત રાગવિજ્ઞાનમાં પાઠ ૧૭, ૨૦ અને પાઠ ૨૧ માંના રાગોમાંથી ૨૦ પ્રસિદ્ધ રાગોનું સામાન્ય જ્ઞાન અને વાદ્યમાં સિતાર અને દિલરૂબાનો અભ્યાસ તબલામાં બીજા તાલના ઠેકા.

૩ જું વર્ષ—આખી પાઠમાલા પૂરી.

### ૩. કન્યાશાળા.

ધોરણ ૧ થી તે ૭ સુધી નીચે પ્રમાણે અભ્યાસ થવો જોઇએ.

પાઠ ૧૩, પાઠ ૧૪ માંના ૧, ૨, ૫ મનોયત્નો. વર્ગ ૧, ૨ નાં ગાયનોની રાહ. લલિતગીત વિનોદિમાંની રાહો ફક્ત તાલ (તાળી) સાથે ગાતાં આવડવી.

### ૪. ફીમેલ ટ્રેનિંગ કૉલેજ.

૧ લું વર્ષ.—૭ ધોરણના અભ્યાસ ઉપરાંત, લલિતગીત વિનોદિની પૂરી. નોટેશનનું સ્થૂળજ્ઞાન. ગાયનમાં વર્ગ ૧, ૨, ૩ નાં ગાયનો તાલ માત્રા સહિત ગાતાં આવડે. વાદ્યમાં ફક્ત હારમોનિયમમાં ૧૦ સાદાં ગાયનો.

૨ જુ વર્ષ—ઉપરના વિષય ઉપરાત (મેલ ટ્રેનિંગ કૉલેજનો ૧ લા વર્ષનો વિષય અને) વાદ્યમાં સિતાર, દિલરૂબામા મનોયત્ન ૧, ૨, ૩, વગાડતાં આવડે.

૩ જું વર્ષ—મેલટ્રેનિંગ કૉલેજના ૨ જા વર્ષના અભ્યાસ ઉપરાંત હારમોનિયમ, સિતાર, દિલરૂબા એ ત્રણે ફરજીયાત વિષયો. લલિતગીત વિનોદિનીનુ સંપૂર્ણ જ્ઞાન, નોટેશનનું સંપૂર્ણ જ્ઞાન.

### સાધારણ શોખીન વર્ગ—

કે જેમને શાસ્ત્રીયજ્ઞાન ઘણું મેળવવાની જરૂર નથી, અને એકદમ ૫૦–૭૫ ગાયનો વગાડતાં શીખવું છે તેમણે પ્રથમ પાઠ ૧૩ મો વાંચી જઈ, ૧, ૨, ૩, ૫, મનોયત્નોની સારીરમો વગાડી, ૩, ૪, ૫, ૬, ૭, ૮ અને ૧૨ મો પાઠ વાંચી જવો, અને ગાયનવર્ગ ૧, ૨, ૩ નાં ગાયનો વગાડવા તરફ ધ્યાન આપવું.

# અનુક્રમણિકા.

## પુસ્તક ૧ લું—વિભાગ ૧ લો. શાસ્ત્રવિચાર. ( Theory )

### પાઠ ૧ લો. સંગીત. ( Music )



### સ્વર વિષે શાસ્ત્રીય વિચાર.

### પાઠ ૨ જો. નાદ ( Sound ).



### પાઠ ૩ જો. સ્વર ( Musical Note ).



### પાઠ ૪ થો. વિકૃતસ્વર. ( Modified Notes. )

## પાઠ ૫ મો. સ્વરસપ્તક ( Octave )



## પાઠ ૬ ઠ્ઠો. સાત સ્વરનુ ગાયન વાદન ( હારમોનિયમ સાથે. )



## કાલ-તાલ વિષે શાસ્ત્રીય વિચાર

### પાઠ ૭ મો કાળ ( Time. )

## પાઠ ૮ મો. અષ્ટ કાળ.

( The various Species of notes. )



## પાઠ ૯ મો. તાલ.

( The various Species of time )



## પાઠ ૧૦ મો. તાલ નિર્ણય

### પાઠ ૧૧ મો. તાલના ૧૦ પ્રાણ.



### પાઠ ૧૨ મો. સંગીત લેખનપદ્ધતિ ( Notation System )



## પુસ્તક ૧ લું—વિભાગ ૨ જો

### ગાયનવાદન કલાનો અભ્યાસ ( Practice )

---

### પાઠ ૧૩ મો. સ્વર અને તાલ વિષે ખાસ જાણવા જેટલી બાબતો.



### પાઠ ૧૪ મો. આરંભક સરગમો.

## પાઠ ૧૫ મો. વર્ણાલંકાર.



## પાઠ ૧૬ મો. થાટ (મેલ)



## પાઠ ૧૭ મો. સ્વર પ્રસ્તાર.



## પાઠ ૧૮ મો. વાદ્યવાદન.

## પાઠ ૧૯ મો. સ્વર રચનાનો વિસ્તાર.

### ગ્રામ, મૂર્છના, તાન, ક્રમ અને વાદી સંવાદી વ્યવસ્થા.



## પાઠ ૨૦ મો. રાગ વિદ્યાનાં મૂળતત્ત્વો.

## પાઠ ૨૧ મો. રાગ સ્વર સ્વરૂપ અને તે ઉપરથી ઉપજતા સામાન્ય નિયમો.



## પાઠ ૨૨ મો. સંગીતનું કલાવિધાન.

### ( રાગાલાપ અને રૂપકાલાપ વિષેના નિયમો )

## પાઠ ૨૩ મો. સંગીતનું કલાવિધાન.

### ( ગાયક વાદક લક્ષણ વગેરે )

# સંગીતશાસ્ત્રના પારિભાષિક શબ્દોનું સૂચીપત્ર.

## હ

ધ

ધ A, l.
ધ્વનિ Sound
ધૈવત Lah

ન

નાટ્ય Drama
નાદ Sound
નાદલહરી } Sound wave
નાદના વિચિત્રરંગ }
નાદશાસ્ત્ર Acoustics
નિ B, t.
નિષાદ Se, Te
નૃત્ય Dance

પ

પ G, S.
પંચમ Sol
પંચમભાવ સંવાદી Dominant (5th)
પુરૂષ કંઠનાદ Male Voice
પૂર્ણ સ્વર } Whole tone
પૂર્ણાંતરિત સ્વર }
પ્રતિનાદ } Echo
પડઘો }

મ

મ F.
મધ્ય Medium or mezzo
મધ્ય કર્કશ Mezzo Forte
મધ્યમ Fah
મધ્યમભાવ સંવાદી Sub-Dominant (4th)
મધ્યમંદ Mezzo-Piano
મધ્યસપ્તક Medium Octave
મહાહંસપદ Breve
માત્રાલોપ Rest
મૃદુ-મંદ Piano

ય

યતિ Slur

ર

રિ D, r.

લ

લઘુ Pulse or Quaver
લાસ્ય Female Dance
લોકગીત Popular songs

વ

વર્ણાલંકાર-સ્વરાલંકાર Combination of notes
વાદન Playing
વાદી Tonic (1st)
,, (અનુ)=અનુવાદી Mediant (3rd)
, (સં)=સંવાદી Dominant (5th)
વાદ્ય Instrument
વિકૃતસ્વર Modified note
વિશેષ ક્રિયા લેખન Expression notatio
વૃંદ-કુતપ Band

શ

શબ્દ Verbal sound
શંકરા ભરણ થાટ Major scale
શિક્ષાકાર-પંડિત-નાયક Master of music, Music master, Proffessor of music
શુદ્ધ Natural
શુદ્ધ સ્વર Note
શુદ્ધ સ્વરમાળા Natural Scale
શ્રુતિ Quarter note
ષડ્જ Do.

સ

સ C, d.
સમ Particular strong accent
સમાનાંતર સ્વરમાળા Equal Temperament scale.
સાર્ધ Dotted

રિખ ભેરવી થાટ Minor scale
સંગીત Music
સંગીત લેખન Notation
સંગીત શાસ્ત્ર Science of Music
સંગીત શાસ્ત્રવેત્તા Doctor of Music
સંવાદ, સંવાદી Cord
સ્વર Musical Note
સ્વરૈક્ય Concord Union
સ્વરાન્તર Interval
સ્વરક્રમ માધુર્ય Malody

સ્વરત્રયી Harmonic Triad
સ્વર પરીક્ષણ
સ્વર પ્રસ્તાર Permutation of notes
સ્વરમાળા Musical Scale
સ્વરવાચન Reading of Note
સ્વરવિરોધ Discord, Dissonance
સ્વર સ્તંભ Tunic Fork

દ

દ્વિપદ Semi Breve

## પરિભાષા વિનાના શબ્દો.

Bass ( બાસ )
„ Note (બાસ નોટ )
„ Clef ( બાસક્લૅફ )
„ Staff ( બાસસ્ટાફ )
Brace (બ્રેસ)
Clef ( ક્લૅફ )
„ (G) ( જી ક્લૅફ )
„ (F) (એફ ક્લૅફ )
Contralto ( કોન્ટ્રાલ્ટો )
Crescendo ( ક્રેસેન્ડો )
Ledger Lines ( લેજર લાઇનસ્ )

Soprano ( સોપ્રાનો )
Soprano-Staff (સોપ્રાનો સ્ટાફ )
Soprano-Stave ( સોપ્રાનો સ્ટેવ )
Staff ( સ્ટાફ )
Stave ( સ્ટેવ )
Tenor ( ટીનોર )
Treble Clef ( ટ્રેબલ ક્લૅફ )
„ Note ( ટ્રેબલ નોટ )
" Staff ( ટ્રેબલ સ્ટાફ )

# શુદ્ધિપત્ર.

## ખાસ અશુદ્ધિનુ શુદ્ધિપત્ર

આ ગ્રન્થના અભ્યાસીએ અત્રે જણાવેલી અશુદ્ધિ પ્રમાણે સુધારો કરી પછી ગ્રંથનો ઉપયોગ કરવો

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૧ | व्यजते | व्यज्यते |
| ,, | ,, | पदद्वचः | पदाद्वचः |
| ૮ | ૨૦ | શક્તા | શકાતા |
| ૧૫ | ૭ | પગાયર્યાં | પગથિયુ |
| ૨૪ | ૭ | ૨વ૨તે | સ્વરને |
| , | ૨૩ | તીવસ | તીવક્ષ |
| ૨૫ | ૩૨ | કહીએ નો | કહીએ તો |
| ૩૦ | ૧૬ | ખી | રાખી |
| ૩૧ | ૭ | प, म | पॅ, मॅ |
| ,, | ૮ | मॅ | म |
| ૩૪ | ૧૮ | કહીશુ | કહીશુ આને કેટલાક ખરજના સુરપણ કહે છે |
| ૭૧ | ૩૨ | વિરામઅંગ | વિરામઅંગ ˘ |
| ૭૪ | ૨૧ | ડે અથવા | ડે અથવા ો |
| ૧૦૬ | ૨ | ન્યસને જાતિમા | માત્ર ન્યસને જાતિના વર્ગમા |
| ,, | ૩ | જાતિ | જાતિ તરીકે |
| ૧૩૫ | ૧૬ | સગીતાનુભવ | સગીતાનુભવ પૃષ્ઠ |
| ૧૩૯ | ૨૩ | ઉતાવળથી | આસતેથી |
| પૃષ્ઠ ૧૪૮ થી પૃષ્ઠ ૧૬૬ સુધીમા આવેલા અલંકારોની શુદ્ધિ છેલ્લે આપવામા આવીછે | | | |
| ૧૬૯ | ૧૩ | રાતનીપુર્યા | પુર્વી |
| ૧૭૦ | ૮ | રાતની પૂર્યા | પૂર્વી |
| ૧૮૦. | ૨જુંખાનું લીટી ૨૦ | मरिपसम | गरिपसम |
| ૧૮૦ | ૩ જુ ખાનું. લીટી ૩ | सगरिपम | समरिपग |
| ,, | ૪ થુ ખાનું લીટી ૩ | समगमरि | समगपरि |
| ,, | ૪ થુ ખાનું લીટી ૧૫ | सपमसरि | सपमगरि |
| ,, | ૪ થુ ખાનું લીટી ૧૭ | गपसगरि | मपसगरि |
| ૧૮૭ | ૩૪ | જોડીત્રા | જોડીના |
| ૧૮૯ | ૪ | ભાવપ્રદશિત | ભાવપ્રદર્શિત |
| ૨૦૦ | ૧૬ | કરીગરે | કારીગરે |
| ૨૦૧ | ૪ | ઉલટા એટલે | ઉલટ એટલે કે |
| ૨૦૨ | ૧૧ | જરવાની | કરવાની |
| ૨૦૩ | ૪ | જો એવા | એવા |
| ૨૦૫ | ૯ | સાથે તેને | સાથે તો તેને |
| ,, | ૨૪ | હોક તો | હોય તો |
| | ૩૪ | કે એકે | તે એ કે |
| ૨૦૬ | ૬ | પહેલા | પહેલા |
| , | ૮ | મધ્યસપ્તના | મધ્યસપ્તકના |
| ૨૦૭ | ૩૪ | તુબલુ' | તબલુ' |
| ૨૦૮ | ૧૫ | કે શાહી | કે (શાહી ) |
| ,, | ૧૮ | એટલો | એટલે |
| ,, | ૩૦ | ઠેકા શીખી | ઠેકા એ બધુ શીખી |
| ૨૧૦ | ૪ | धुकिट | धुकिट, धिडान् धडन्न, किडान् |

| | | | |
|---|---|---|---|
| ૨૧૦ | ૬ | पेपेकिट, घेघेकिट, पेपेतिट, | |
| ,, | ૧૨ | तकिट तकिट; | तकिट धिकिट; |
| ૨૧૧ | | टी (લ૧) | ચાટ |
| ૨૧૮ | ૧૧ | धिनक् | तिनक् |
| ૨૨૦ | ૪ | धिन्ना | तिन्ना |
| ૨૨૫ | ૧૦ | धिंता | धींता |
| ૨૨૭ | ૪ | गमम | गमग |
| ૨૩૦ | ૫ | धम् | धस |
| ,, | ૧૧ | म धूप् | मं धप् |
| ૨૩૧ | ૩ | प नि धू | ध नि्ध् |
| ૨૩૨ | ૨ | मॅ ग | म गॅ |
| ,, | ૫ | रिम् | रिग् |
| ,, | ૬ | धं निं | धं ˘निं |
| ,, | ,, | सम् | सूम् |
| ૨૩૪ | ૧૬ | म पूम | म प् मू |
| ૨૩૬ | ૨૦ | સ્વ રચના | સ્વરરચના |
| ૨૩૭ | ૬ | સ્થાવીને | સ્થાપીને |
| ૨૩૭ | ૨૪ | સ્વરમ ગા | સ્વરમાગા |
| ૨૩૮ | ૩ | સ્વરૂપનાદ | સ્વરરૂપનાદ |
| ,, | ૫ | ૧૨ સુધી | ૧૨ સુધીજ |
| ,, | ૨૭ | આવે તે | આવે" તે |
| ૨૪૦ | ૪ | પક્ષ છે | પક્ષ તે |
| ૨૪૧ | ૧૪ | ગમે તે | ગમેતે |
| ૨૪૨ | ૫ | તેનાથી | તે વાદી સ્વરથી |
| ,, | ૬ | આવે તો | જે આવે |
| ૨૪૩ | ૫ | હવે આ પ્રકારે | |
| ,, | ૬ | સ્નેહી સ્વરો | સ્નેહી સ્વરોને બાદ |
| ,, | ૭ | પરપર | પરસ્પર |
| ,, | ૯ | વગાડવાથી | વગાડતાં |
| ૨૪૫ | ૬ | વરૂપ | સ્વરૈક્ય |
| ૨૪૫ | ૧૯ | मं | मँ |
| ૨૪૬ | ૨૩ | કર્યુ | કર્યો |
| ૨૪૭ | ૬ | ક્રિયા ને | ક્રિયા તે |
| ૨૪૮ | ૨૩ | પરિવાર | પરિવાર, |
| ૨૪૯ | ૧ | ગોરડી | ગોરડી |
| ,, | ૧૨ | મુધરાઈ | સુઘરાઈ |
| ૨૫૦ | ૨૩ | તેથી પાડવરાગ કહેવાય છે | પાડવરાગ કહેવાય |
| ૨૫૧ | ૧૨ | मुपलभ्यते | मुपलभ्यते |
| ૨૫૪ | ૧૩ | ફરગની ૧૧ | ફરગતની ૧૨ |
| ૨૫૫ | ૨૫ | नि | ˘नि |
| ૨૫૬ | ૪ | स्वराभिन्नाः | स्वराभिन्नाः |
| , | ૧૮ | ૧૨ | ૧૧ |
| , | ૧૯ | ૭, ૧૭, | ૭,૧૨,૧૭ |
| , | ૨૬ | ક્રમથી દાદશ | દાદશ એ મુનિએ |
| , | ૨૭ | સવાદી | સ્વરોમા સંવાદી |
| ૨૫૯ | ૧ | વિદ્યાર્થીઓ એ | વિદ્યાર્થીઓએ |
| ,, | ૨૬ | ખ્યાસ | ખાસ |
| ૨૬૦ | ૪ | વિરો વિચ॰ | વિરો વિચાર |
| , | ૧૩ | શંગાર | શૃંગાર |
| ૨૬૮ | ૩ | (પૂર્વીકલ્યાણ) | (પૂર્વીકલ્યાણ) |
| ,, | ૧૮ | તીવ્ર રાખી | તીવ્ર કરી |
| ૨૭૦ | ૨૦ | પૂર્ણસ્વર | કે પૂર્ણસ્વ॰ |
| , | ૨૯ | પૂર્ણાંતરિસ્વર | પૂર્ણાંતરિતસ્વ॰ |
| | ૩૨ | સર્વ શુદ્ધ સ્વરે અનુક્રમે આવે તો | જો |
| ૨૭૧ | ૨૦ | શંકાભરણ | શંકરાભરણ |
| , | ૨૧ | મપ ૭ પધ | મંપ ૯ રિગ પધ |
| ,, | ૨૨ | પધ | પ ˘ધ |
| ૨૭૨ | ૧૪ | निस | निसं |
| , | ૯ | ૮ | ૭ |
| , | ૧૦ | ૯ | ૮ |
| , | ૧૯ | ત્યા | ત્યા સુધી |
| ૨૭૪ | ૧૫ | गरि | ग ˘रि |

| | | | |
|---|---|---|---|
| ૨૭૫ | ૧૨ | અવ | અવરોહ |
| ૨૭૭ | ૧૬ | બે બે | બે બે વખત |
| ૨૭૯ | ૧ | લોગે છે | લાગે છે |
| ૨૮૦ | ૮ | ગાયકવગ | ગાયકવર્ગ |
| ૨૮૧ | ૬ | प ध म | प ध मॅ |
| ૨૮૨ | ૧૨ | रिगरि | रिगॅरि |
| , | ૧૮ | सं नि | सॅं ॅनि |
| ૨૮૭ | ૫ | सम्पागा | सम्पगा |
| ,, | ૨૮ | આ વિષે | આ (કલાવંત બાની) વિષે |
| ૨૮૮ | ૧૧ | સંગીતાવર્ણવ | સંગીતાર્ણવ |
| , | ૧૮ | ખ્યલની | ખ્યાલની |
| ,, | ૩૦ | મીયાશારી | મીયાંશૌરી |
| ,, | ૨૮ | નાખે | નામે |
| ૨૮૯ | ૧૭ | જે શકર | શકર |
| ૨૯૩ | ૧૬ | લોકથી | શ્લોકથી |
| ૨૮૪ | ૮ | હેય એ | હોય એ |
| ,, | ૧૮ | લિયોમા | લયોમા |
| ,, | ૧૯ | શોકદિ | શોકાદિ |
| ,, | ૨૧ | અનુચિત્તને | અનુચિતને |
| ૨૯૪ | ૨૪ | ચિત્તવળો | ચિત્તવાળો |
| ,, | ૨૫ | કહેવય | કહેવાય |
| ,, | ૨૮ | मत | मती |
| ૨૯૫ | ૨૦ | રાસક | રસિક |
| ૨૯૬ | ૩૫ | શક્તિ | શકિત |
| ૨૯૭ | ૮ | સ્વરે | સ્વરો |
| ૨૯૯ | ૪ | ગાયકે | ગાયકે અને વાદકે |
| ૩૦૧ | ૧ | દેશધ ષોજ | દેશ ધષોજ |
| ,, | ૧૦ | સ્થિતિમા, એ | સ્થિતિમા એ |

,, છેલ્લી ટીપ છે તે પૃષ્ટ ૩૦૩ ની નીચે જોઇએ, માટે તે ટીપ તે પેજની સમજવી

---

# શુદ્ધિ વૃદ્ધિ.

નીચે જણાવેલી શુદ્ધિ વૃદ્ધિ જે તે પૃષ્ઠમા કરી લઈ પછી પુસ્તનો ઉપયોગ કરવો

પૃષ્ટ

૭૯ ૧૫ મી લીટી નીચે દિવ્ય સકીર્ણ જાતિના એકતાલા પછી નીચે પ્રમાણે વધારો જોઇએ

| કયી જાતિનો એકતાલ તેનું નામ | કેટલી માત્રા | સ્વરૂપ | તાળી અને ખાલીના ભાગ |
|---|---|---|---|
| પ્લુત જાતિ કે મહાસકીર્ણ જાતિ | ૧૨ | ૩ | ૧૨૩૪૫૬ ૧૨૩૪૫૬ |
| ચતુર્મુખ જાતિ કે કાકપદ જાતિ | ૧૬ | × | ૧૨૩૪૫૬૭૮ ૧૨૩૪૫૬૭૮ |

પૃ૪.

૧૪૯ ભદ્ર અલંકારનો અવરોહ આ પ્રમાણે જોઇએ.

सां नी सां | नी धु नी | धु पु धु | पु मु पु | मु गु मु | गु री गु |
री सा री | सा नीं सा |

૧૫૦ નંદ અલંકારનો અવરોહ આ પ્રમાણે સુધારી વાંચવો.

सं सं नि नि सं सं | नि नि ध ध नि नि | ध ध प प ध ध | प प म म प प |
म म ग ग म म | ग ग रि रि ग ग | रि रि स स रि रि | स स निं निं स स |

૧૫૩. જીત અલંકારનો અવરોહ આ પ્રમાણે સુધારીને વાંચવો.

सं ध नि सं | नि प ध नि | ध म प ध | प ग म प | मं रि ग म |
ग स रि ग | रि निं स रि | स धं निं स |

૧૫૩. વિશેષ અલંકાર નીચે પ્રમાણે સુધારી વાંચવો.

स ग रि म | रि म ग प | ग प म ध | म ध प नि | प नि ध सं |
सं ध नि प | नि प ध म | ध म प ग | प ग म रि | म रि ग स |

૧૫૪. પ્રસ્તાર અલંકારમા સુધારો.

म म | रि प | ग ध | म नि | प सं | सं प | नि म | ध ग | प रि | म स |

૧૫૪. ઉર્મી. અશુદ્ધિ આરોહમાં. स स म म स म | શુદ્ધિ स म म म स म |
,, અવરોહમાં. नि म म म नि ग | ,, नि म म म नि म |

૧૫૫. હુંકૃતિ અશુદ્ધિ, स प प स | ,, प प स स |

૧૫૬. ઉદ્ઘાટિત. धस धसं ध नि सं रिं | नि रिं नि रिं नि सं रिं गं | એમ જોઇએ.

૧૫૭. ભાલ. प नि ध सं सं नि ध प | પછી આટલો ભાગ વધારી વાંચવો

ध सं नि रिं रिं सं नि ध | नि रिं सं गं गं रिं स नि | सं गं रि मं मं गं रिं सं |

તેમજ છેક છેલ્લે નીચેનો ભાગ વધારવો.

ग स रि निं निं स रि ग | रि निं स धं धं निं स रि | स धं निं पं पं धं निं स |

૧૬૦. મન્દારી. લીટી ૫ માં અશુદ્ધ. सं नि ध नि प ध नि सं |

શુદ્ધ. सं नि ध नि सं नि ध प |

૧૬૪. ચક્રાકાર. લીટી ૫ માં અશુદ્ધ. ध नि नि नि | ध ध ध ध प ध ध ध

શુદ્ધ સં नि नि नि | ध ध ध ध नि ध ध ध

" ૬ માં અશુદ્ધ म प प प | ग म म म | रि ग ग ग |

શુદ્ધ. ध प प प | प म म म | म ग ग ग |

છેલ્લે નીચેના સ્વરો વધારવા.

रि रि रि रि ग रि रि रि | स स स स रि स स स |

૧૬૬. લીટી ૭. અશુદ્ધિ. ग सं | શુદ્ધિ म सं

૨૧૫. जलद त्रितालને માટે બીજો ઠેકો.

धादी गीधा | धाति किना | तादी गीधा | धा धीं धा |

૨૧૯. ઝુમરો. અશુદ્ધ. ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪

तीं ता त्रक् | धीं धीं धागे त्रक् |

૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪

શુદ્ધિ तीं ता त्रक | धीं धीं धागे त्रक |

અશુદ્ધ. આમાંના धीं धीं धा ग त्र क्

શુદ્ધિ. આમાના धीं धीं धागे त्रक |

૨૨૦. તેવરો. આ ઠેકો વધારા તરીકે સમજવો.

(૩) तिं ति ति | धिना | धिना |

૨૨૧. ઝપતાલ. ૩ જા નંબરના ઠેકા ઉપરાંત નીચેનો ઠેકો પણ વપરાય છે.

ना | धा तु ना | क त्ता | धा धि ना |

धमार—૩ ઠેકા આપ્યા છે તે ઉપરાંત નીચેનો ઠેકો પણ ઉપયોગી છે.

ता | धीं त्रकृट् धीत्न् क्रिटतक | धा ता तीं त्रकट | तीं त्रकट् ता |

૨૭૧. લીટી ૨૨ માં "૭ સિગ, પધ, નિસં. સ રિ ગં મ પ ધં નિ સં પીલુ" છે તે ત્યાં નહી જોઇએ, પણ પૃષ્ઠ ૨૭૨ ની ૧૦ મી લીટી પછીની એ લીટી જોઇએ.

૩૧૬. અશુદ્ધ. चांट = ( કિનારી ) = ( ચાહીવાળી જગા )

શુદ્ધ. चांट = ( કિનારી )

ॐ नादब्रह्मणे नम

# ગાયન વાદન પાઠમાળા.

## સંગીતનાં મૂળતત્વોનું પ્રાથમિક શિક્ષણ.

### પુસ્તક ૧ લું.—વિભાગ ૧ લો.

શાસ્ત્રવિચાર—( THEORY )

મંગલ.

( શાર્દૂલવિક્રીડિત )

જેને શૈવ કહે મહાન શિવજી, વેદાંતિયો બ્રહ્મને,
ન્યાયી શાસ્ત્રતણા પ્રમાણ પટુઓ કર્ત્તા કહે જેમને,
અર્હન્નિત્યજ જૈન શાસ્ત્ર વદતુ, કર્મેતિ મીમાંસકો,
બૌદ્ધો બુદ્ધ કહે જ, યોગ કરતા સ્થાપી કહે ઈશ છે ૧
સાંખ્યોના કરતા કહે પુરૂષ જે, વિજ્ઞાન વિજ્ઞાનિઓ,
વાદી કાલ તણા તમામ વદતા કાલસ્વરૂપે જ એ
એ રીતે સહુ શાસ્ત્રવાદ, પટુઓ સ્થાપી કહે જેમને,
નાદબ્રહ્મ કહી ઉપાસન કરૂં આપે અતિ પ્રેમને ૨
બ્રહ્માત્મે જ વિવર્ત એક ઉપજી માયા ખડી ત્યાં થઈ,
તે માયા સહ શુદ્ધ ચેતન થકી ચિદ્ગ્રન્થિ ત્યાં જે બની,
ઈશાનીશ સમષ્ટિ વ્યષ્ટિ રચના ચિદ્ગ્રન્થિથી વિસ્તરી,
બ્રહ્મગ્રન્થિ તણી જ એજ સમજ્ઞા સંગીતશાસ્ત્રે વદી ૧
બ્રહ્મગ્રન્થિ મહીં જ ઈક્ષણ થઈ ચિત્તે બની એષણા,
ચિત્તે વ્યષ્ટિ સમષ્ટિ તત્ત્વ અનલોને ત્યાં કરી પ્રેરણા,
તેથી તો અનિલો સહૂ પ્રકટિને તત્ત્વે થઈ ઘર્ષણા,
શબ્દબ્રહ્મ થઈ જ નાદ પ્રકટ્યા આનંદ આપ્યા ઘણા ૨
એથી ગીત જ વાદ્ય નૃત્ય પ્રકટી સંગીત ત્યાં તો બન્યું.
આ બ્રહ્માંડ સમસ્ત નાટ્ય રૂપ થૈ નાના રૂપે વિસ્તર્યું.
જેના ગ્રામ વિભાગ રાગ રૂપ જે આલાપ તાનો ક્રમે,
વંદું નાદસ્વરૂપ રૂપ પ્રભુ જે અર્પે સદા મોદને ૩

( અનુષ્ટુપ )

સર્વ ભૂતોનું ચૈતન્ય, વિવર્ત્યું જગ રૂપ જે,
આનંદ રૂપ શ્રીનાદબ્રહ્મને જ ઉપાસું તે ૧

( સ્વરચિત )

---

# પાઠ ૧ લો

## સંગીત ( Music )

### गीतं वाद्यं नर्तनं च त्रयं संगीत मुच्यते ।

૧ ગીત એટલે ગાયન, વાદ્ય એટલે વગાડવું તે અને નર્તન એટલે હાવ ભાવ કરીને નાચવું તે, એ ત્રણે મળીને **સંગીત** કહેવાય છે કેટલાક પ્રાચીન ગ્રન્થોમાં **"તૌર્યત્રિક"** એવું નામ આપવામાં આવ્યું છે કોઈ પણ કવિતા જૂદા જૂદા સ્વરથી બોલવી તે **ગીત** કહેવાય એ કવિતા ગાતી વખતે તેના જે જૂદા જૂદા **સ્વરો** બોલાયા હોય, તથા એ કવિતાનો જે **તાલ** હોય, તે બન્નેની પ્રકટતા યંત્રોદ્વારા કરવી તે **વાદ્ય** કહેવાય જેમકે, સારંગીમાં, હાર્મોનિયમમાં કે તાઉસમાં એ કવિતાના સ્વરો વગાડીએ તો તે વાજાંમાં જાણે એ કવિતા બોલાતી હોય એવું કાનને લાગશે તેમજ કવિતાની અંદર રહેલો જે તાલ (કાળ) તેના માત્રાની ગણતરી ઢોલક, પખવાજ, તબલા કે એવી જ તરેહના બીજા કોઈ પણ વાજામાં કરીશું તો તે કવિતા બોલતાની સાથે તેના તાલ-કાળની પણ પ્રકટતા થઈ શકશે જેથી એ ક્રમ પ્રમાણે, કોઈ કવિતા ગાતી વખતે તેના **સ્વરોની** અને **કાળની** પ્રકટતા જે યંત્રવડે કરવામાં આવે તે **વાદન** કહેવાય છે આ પ્રમાણે કોઈ પણ કવિતા ગાવામાં આવે તો તેના સ્વરો તથા તાલ એ બન્નેની પ્રકટતા ગાયન વાદનથી થઈ શકી પરંતુ એ બન્ને ક્રિયાઓ કરવા છતાં પણ તેમાંની એક વાત પ્રકટ થઈ શકી નહિ તે વાત એ કે, એ કવિતાનો જે **ભાવ** હતો, અથવા એ કવિતા જે **વિષયનું** વર્ણન કરે છે, અથવા તો તેમાં જે **રસ** વર્ણવેલો હોય છે તે બધાની પ્રકટતા માત્ર ગાયન વાદનથી થઈ શકી નહિ, માટે કવિતાના ભાવ-વિષય-રસની પ્રકટતા શરીરના અવયવો વડે હાવભાવથી કરી બતાવવી તે **નર્તન** કહેવાય છે એટલે કે ગીત, વાદ્ય અને નર્તન એ ત્રણેની વ્યાખ્યાઓ કરીએ તો આ પ્રમાણે થાય —

સંગીતની વ્યાખ્યા

( अ ) કોઈ પણ કવિતા (સાહિત્ય) જૂદા જૂદા સ્વરોમાં બોલવી તે **ગીત** કહેવાય છે

( ब ) ગાયેલી કવિતાના **સ્વરો** અને **તાલ-કાળની** પ્રકટતા ( સાધનો કે ) યંત્રોદ્વારા કરી બતાવવી તે વાદ્ય કે **વાદન** કહેવાય છે

( क ) ઉપર પ્રમાણે ગવાયલી કે વગાડી બતાવવામાં આવેલી કવિતાનો ભાવ કે રસ શરીરના હાવભાવ ( અભિનય, ઍક્ટીંગ ) થી પ્રકટ કરવો તે **નર્તન** કહેવાય છે

એ રીતે **ગાયન** (ગાવું), **વાદન** (વગાડવું) અને **નર્તન** (નાચવું) એ ત્રણ ક્રિયાઓ જ્યારે ભેળી થાય ત્યારે તેને **સંગીત** એવું વ્યાપક નામ આપવામાં આવે છે હવે એ ત્રણે વિષયોમાં ક્યા ક્યા અંગોનો સમાવેશ કરવામાં આવે છે તે વિષે કહીએ છીએ

### ગીત-ગાયન.

૨. સંગીતમાં સૌથી ઉપયોગી વિષય **ગીતનો** છે તે એક સ્વતંત્ર વિદ્યા છે એ

ગીતમાં કયા કયા વિષયોનો વિચાર કરવામાં આવે છે?

વિદ્યામાં ગાવાના નિયમોનો સંગ્રહ કરવામાં આવે છે. ગીતનું બંધારણ નાદ ઉપર છે. તે નાદના આહત અને અનાહત એવા બે ભેદ છે. તેમાંથી આહતનાદમાંથી મૂળ ૭ સ્વરો અને તેમના પેટા સ્વરો કે શ્રુતિની ઉત્પત્તિ, સ્વરોનો પરસ્પર સંબંધ, ગ્રામ, મૂર્છના, ક્રમ, જાતિ, તાન, મેલ, રાગ, વર્ણાલંકાર, ગમકાલંકાર, સ્થાયાલંકાર, રાગ, આલાપ અને ગાયનો ( કવિતા, પ્રબંધ, સાહિત ) એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર ગીતવિદ્યામાં કરવામાં આ્યે છે.

## વાદન.

૩. ગાયનથી ઉતરતો વિષય વાદ્યનો છે. તે પણ એક સ્વતંત્ર વિદ્યા છે. એ વિદ્યામાં અનેક જાતનાં વાદ્યો ( વાજાં ) કેવી રીતે વગાડવાં એના નિયમોનો સંગ્રહ કરેલો હોય છે. વાદ્યોના નીચે પ્રમાણે ચાર વર્ગો વિદ્વાનોએ પાડ્યા છે.

(૧) **તતવાદ્ય**—જે વાજીંત્રોને તાંત અથવા તાર ચઢાવી વગાડવામાં આવે છે તેમને **તતવાદ્ય** કે **તંતુવાદ્ય** કહે છે. તમ્બૂરો, સિતાર, તાઉસ, દિલરૂબા, પિયાનો, સારંગી વગેરે વાદ્યો તાંત અથવા તાર ચઢાવી વગાડવામાં આવે છે માટે તેમને **તતવાદ્ય** કહે છે.

(૨.) **સુષિરવાદ્ય**—જે વાજીંત્રોને કાણાં પાડી, તેમને મુખની ફૂંકથી અથવા પવન ભરીને વગાડવામાં આવે છે તેમને **સુષિરવાદ્ય** કહે છે. શરણાઈ, વાંસળી; મોરલી—મહુવર, ભૂંગળ, શંખ, રણશીંગુ, બ્યુગલ ફ્લ્યૂટ, હારમોનીયમ વગેરે વાજીંત્રો કાણાં પાડેલાં હોઇ મુખની ફૂંકથી કે પવન ભરીને વગાડવામાં આવે છે તેથી તેમને **સુષિરવાદ્ય** કહે છે.

(૩.) **અવનદ્ધવાદ્ય**—જે વાદ્યોને મોઢે ચામડું મઢીને કે બાંધીને વગાડવામાં આવે છે તેવાં વાદ્યોને **અવનદ્ધવાદ્ય** કહે છે, જેમ કે, મૃદંગ કે પખવાજ, ઢોલક, ખંજરી, તબલાં, ડફ, પડઘમ, રામઢોલ, નગારૂં ત્રાંસુ, હાખલુ, નોબત એ બધા વાજીંત્રોને અવનદ્ધવાદ્યના વર્ગમાં ગણી શકાય.

(૪.) **ઘનવાદ્ય**—જે વાજીંત્રો ધાતુના રસથી ઢાળીને બનાવેલાં હોવાથી નક્કર (ઘન) હોય છે તેમને **ઘનવાદ્ય** કહે છે. ઘટ, કરતાળ, મંજીરાં, ઝાંઝ, ઝાંઝર,ઘૂઘરા વગેરે વાદ્યો ધાતુનો રસ કરી ઢાળેલાં હોય છે, ને તેઓ નક્કર હોવાથી તેમને ઘનવાદ્ય કહેવામાં આવે છે.

વાદ્યના સાથ અને લય એ બે પ્રકાર.

૪. પૂર્વે કહ્યું હતું કે, વાદ્યમાં કવિતાના સ્વરો અને તાલ ( કે કાળ ) એ બંનેની પ્રકટતા કરી શકાય છે. એ વાત ધ્યાનમાં આણતાં, જેમાંથી સ્વરોની પ્રકટતા થઈ શકે છે તેમને **સ્વરવાદ્ય** કે **સાથનાં** વાદ્ય કહી શકાય. તથા જેમાંથી તાલ કે કાળની પ્રકટતા ( ગણતરી ) થઈ શકે છે તેમને લયવાદ્ય એવું નામ આપી શકાય તત અને સુષિર એ બે જાતનાં વાજીંત્રામાંથી માત્ર સ્વરો વાગી ( પ્રકટી ) શકે છે; અને અવનદ્ધ તથા ઘન એ બે જાતનાં વાજીંત્રામાંથી કાળ કે તાલની ગણતરી ( પ્રકટતા ) થઈ શકે છે. તેથી પ્રથમ

અને બીજા પ્રકારનાં વાદ્યો તે **સ્વરવાદ્ય** છે, અને ત્રીજા તથા ચોથા પ્રકારનાં વાદ્યો તે **લયવાદ્ય** છે. જેથી ચારે પ્રકારનાં વાજીંત્રોનાં આ રીતે ૨ ભાગ પડે છે.

## તાલ.

**૫.** વાજીંત્રોની વિદ્યામાં તાલ એ પ્રધાન વિષય છે. તાલ એટલે અમુક કાળના વિભાગથી બંને હાથે નિયમીત રીતે તાળી મારવી તે. એ તાળી આપવાની સૂક્ષ્મ ગણતરી માટે ૧૦ જાતનાં અંગ ગણાય છે, તે આ પ્રમાણેઃ—૧ કાળ, ૨ માર્ગ, ૩ ક્રિયા, ૪ અંગ, ૫ ગ્રહ. ૬ જાતિ, ૭ કલા, ૮ લય, ૯ યતિ. ૧૦ પ્રસ્તાર. એ અંગને તાલના **દશપ્રાણ** કહેવાય છે. ને તે દરેક પ્રાણમાં ઘણા વિષયોનો વિચાર કરવામાં આવે છે તેથી **તાલ** એ એક સ્વતંત્ર વિદ્યા ગણવામાં આવે છે.

## સંગીત લેખન (નોટેશન).

**૬.** કોઈપણ કવિતા આપણે ગાઇશું તો તે કવિતાના દરેક અક્ષરો જે સ્વરમાં બોલાશે તે **સ્વર**, અને કવિતાનો તે જ **અક્ષર** અથવા તે અક્ષરને ગાતાં વપરાયલો જે **સ્વર** તે બંને કેટલા વખત (માત્રા) સુધી લંબાયા અને ટુંકાયા તે **કાળનું** માપ જે થતું હોય, તે પ્રમાણે, કવિતાના અક્ષરો ઉપર 'સ્વર લખી,' તે **સ્વરની નીચે** (લંબાવેલા કે ટૂંકાવેલા) કાળ (માત્રા) વિષેના **ચિન્હો કરી**, આખી કવિતા કે ગાયન લખવાની પદ્ધતિને **ગાયનલેખન, સંગીતલેખન** કે સંગીતની **સ્વરકાલલિપિ** કહે છે. એને અંગ્રેજીમાં **નોટેશન** કહે છે. આપણે તેને વ્યાપક અર્થ **સંગીત લેખન** કે **ગાયનલેખન** એવો શબ્દ વાપરીશું.

આ બાબતમાં અંગ્રેજોએ હાલમાં બહુજ સુધારો કરેલો છે. આપણા દેશમાં અંગ્રેજી નોટેશનની પદ્ધતિ ઉપરથી અનુકરણ કરી ઘણી પદ્ધતિઓ વપરાવા લાગી છે. એ પદ્ધતિ અંગ્રેજોએ જ શોધી કહાડી છે એમ કાંઈ નથી, એ તો સામવેદના મંત્રો જે કાળમાં ગવાતા તે કાળમાં ઉત્પન્ન થઇ હતી, પરંતુ ત્યારબાદ તેનો લોપ થવાથી, એ વિષયની ગુરૂપરંપરા છુટી જતાં એ વાત ભૂલી જવાઈ હતી. હાલ આપણા દેશમાં જે અનેક પદ્ધતિઓ ચાલુ થઈ છે તે સર્વેમાં પ્રાચીન સંપ્રદાય પદ્ધતિને અનુસરતી એવી મરહુમ **પ્રોફેસર મૌલાબક્ષે** શોધી કહાડેલી **સંગીતલેખનપદ્ધતિ** બહુજ સારી છે. આ પુસ્તકમાં એજ પદ્ધતિમાં જરૂર જેટલો શાસ્ત્રીય ફેરફાર કરી તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

## નર્તન.

**૭.** કવિતાની અંદર રહેલો ભાવ અંગથી પ્રકટ કરી બતાવવો તે **નર્તન** કહેવાય છે. તેમાં **નાટ્ય, નૃત્ય** અને **નૃત્ત** એ ત્રણે કલાઓનો સમાવેશ કરવામાં આવે છે.

**(અ) નાટ્ય—** હાલ જે નાટકો જોવામાં આવે છે તેને જ **નાટ્ય** કહે છે. કવિતાની અંદર રહેલો ભાવ જ્યારે નાયક નાયિકાઓ અથવા જે તે પાત્રો રંગભૂમિ ઉપર આવી પ્રત્યક્ષ બજવી પ્રકટ કરી બતાવે તે **નાટ્ય** કહેવાય છે. તે આપણે રાત દિવસ જોઇએ છીએ એટલે એ વિષે વધારે લખવાની જરૂર જણાતી નથી.

( **ख** ) **નૃત્ય**– કવિતા અથવા સાહિત્યની અંદર રહેલો ભાવ જ્યારે એકજ માણસ (ગાઇને સાથે સાથે) **તાલ, માન** અને **રસને** અનુસરી યોગ્ય હાવભાવથી પ્રકટ-સ્પષ્ટ કરી બતાવે ત્યારે તે **નૃત્ય** અથવા **નાચ** કહેવાય છે તેના બે પ્રકાર છે **૧ તાંડવ** અને **૨ લાસ્ય**

કવિતાની અંદર વર્ણવેલો **ભાવ** જો વીર, રૌદ્ર, ભયાનક જેવા ઉગ્ર-કઠોર રસવાળો હોય તો તે હાવભાવ પુરૂષના અંગમાથી કુદરતી રીતે વધારે સારી રીતે સ્પષ્ટ થઈ શોભી શકે છે, અને જો તે **ભાવ** શૃંગાર, કરૂણા, વત્સલ જેવા કોમલ અથવા સુકુમાર રસ વાળો હોય તો સ્ત્રીના અંગમાથી સારી રીતે સ્પષ્ટ થઇ શોભી શકે છે તે ઉપરથી **તાંડવનૃત્ય** અને **લાસ્યનૃત્ય** એવા બે ભાગ પાડવામા આવ્યા છે એટલે કે, પુરૂષના નૃત્યને તાંડવનૃત્ય કે **મર્દાનીનાચ** અને સ્ત્રીના નૃત્યને લાસ્યનૃત્ય કે **જનાનીનાચ** કહેવામા આવે છે

( **क** ) **નૃત્ત**– કોઈ પણ જાતના હાવભાવ વિના માત્ર શરીરનુ નચાવવુ અથવા વિક્ષેપણ કરવુ (ફેંકવુ) તે **નૃત્ત** કહેવાય છે જેમ કોઇ માણસ તબલા લઈ અમુક તાલનો ઠેકો બાધે (વગાડે) અને બીજો માણસ સારંગી કે બીજા કોઇપણ વાજામા તે ઠેકા-તાલને અનુસરતી **ગત** વગાડે એવે પ્રસંગે ત્રીજો માણસ પગમા ઘૂઘરા બાધી તે **ઠેકા** અને **ગતની લય** પ્રમાણે માત્ર 'થેઇ થેઇ તત્ત થેઇ' વગેરે અનેક પ્રકારનો નાચ કરતો હોય તો તે **નૃત્ત** કહેવાય છે આજકાલ મીજલસોમા **કેરબો** નચાવવામા આવે છે તે **નૃત્તનો** જ ભાગ છે ઉત્તર હિંદુસ્થાનમા દિલ્હી કે લખનૌના કથ્થકો વિશેષ કરીને નૃત્તનો ભાગ બહુ બજાવે છે નૃત્તમા માત્ર ગીતના તાલની શરીરના કોઇપણ અંગવડે સ્પષ્ટતા થઇ શકે છે

## ગાયનની મુખ્યતા

૮ સંગીતના ગાયન વાદન અને નર્તન એ ત્રણ અંગોમા ગીતની મુખ્યતા કહેલી છે એ વિષે સંગીત રત્નાકરમા કહ્યુ છે કે

> नृत्य वाद्यानुगं प्रोक्तं वाद्य गीतानुवृत्तिच ।
> अतो गीतं प्रधानत्वादत्राऽऽदावभिधीयते ॥ १, २४

નૃત્ય વાદ્યને અનુસરતુ છે, અને વાદ્ય ગીતને અનુસરે છે એટલા માટે તે સવમા ગીતની મુખ્યતા કહી છે ગવૈયાઓમા આજે પણ કહેવત પડી ગઇ છે તે એ છે કે, " ઉત્તમ ગાના, મધ્યમ બજાના કનિષ્ઠ નાચના ઔર ભીખ્ટ બતાના ( એક્ટીંગ, ભાવ બતાવવો, અદા કરવી તે ) " આ ઉપરથી જણાઇ આવશે કે, ગાયન બરાબર ગાતા આવડે તો વાદન અને નર્તન સહેલુ છે આજ કાલ ઘણા ખરા અભ્યાસીઓ ગાયનના લગાર પણ જ્ઞાન કે અનુભવ વિના હારમોનિયમ, સિતાર કે તબલા વગેરે વાદ્યો શીખવાનો આરંભ કરે છે ને તેથી તેઓ એ વિષયમા ઘણા લાંબા વખતસુધી પ્રયત્ન-અભ્યાસ કરવા છતા પણ અધૂરા રહી જાય છે માટે સંગીતના કોઇ પણ વિષયના અભ્યાસીએ ગાયનનું જ્ઞાન અવશ્ય મેળવ્યા પછી બીજા વિષયનો અભ્યાસ શરૂ કરવો યોગ્ય છે

## માર્ગ અને દેશી સંગીત.

૯. ગીત, વાદ્ય તથા નર્તન એ ત્રણે મળી કહેવાતું સંગીત-માર્ગ અને દેશી એવા બે પ્રકારનું છે. પ્રાચીન ઋષિ-મુનિઓ વેદકાળમાં જે સંગીત કરતા તે માર્ગસંગીત, અને હાલમાં દેશ દેશની રૂચિ પ્રમાણે રાગરાગણિઓ વાળું હૃદયને ખુશ કરનારૂં સંગીત કરવામાં આવે છે તે દેશીસંગીત કહેવાય છે. એમાં માર્ગસંગીતમાંથી દેશીસંગીત ઉત્પન્ન થયું છે. માર્ગસંગીતની મૂળ ઉત્પત્તિ વિષે પ્રાચીન ગ્રંથોમાં કહ્યું છે કે, બ્રહ્મદેવે માર્ગસંગીત ભરતમુનિને શીખવ્યું, ભરતમુનિએ અપ્સરાઓ તથા ગંધર્વ સાથે મહાદેવની આગળ ભજવી બતાવ્યું. એથી મહાદેવે ખુશી થઇ પોતે ભરતને તાંડવ શીખવ્યું અને પાર્વતીએ લાસ્ય શીખવ્યું. પછી ભરતે પોતાના બધા શિષ્યોને શીખવ્યું. મહાદેવની પાસે જે સેવકો હતા તેમાંથી તંડુ નામના સેવકે (ગણે) તાંડવનો પ્રયોગ ભરતને બતાવ્યો, તથા પાર્વતીએ બાણુની પુત્રી જે ઉષા તેને લાસ્ય શીખવ્યું એમ પણ ગ્રંથમાં કહ્યું છે. ઉષાએ દ્વારકાંની ગોપીઓને શીખવ્યું, ને ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને શીખવ્યું. અને તેઓએ જૂદા જૂદા દેશોની સ્ત્રીઓને શીખવ્યું. એવી પરંપરાથી આસનની સંગીતવિદ્યા અને તેની કળા ઉતરી આવ્યા વિષે સંગીતરત્નાકર નામના પ્રાચીન ગ્રંથમાં લખ્યું છે. માર્ગસંગીતમાંથી દેશીસંગીતની ઉત્પત્તિ થઇ છે. સંગીતશાસ્ત્ર ઉપર મતંગ, વિશાખિલ, દંતિલ, વિશ્વાવસુ, કંબલ, અર્જુન, નારદ, રાવણ, તુંબરૂ, હનુમાન વગેરે અનેક વિદ્વાનોએ અતિ પ્રાચીનકાળમાં ઘણા ગ્રંથો લખી રાખ્યા હતા એમ જણાય છે. ગયા ૭૦૦-૮૦૦ વર્ષમાં પણ સંગીતના અનેક ગ્રંથો રચાયાનું જાણવામાં આવ્યું છે. એ બધા પ્રાચીન અર્વાચીન ગ્રંથોમાંથી જેટલા ગ્રંથો હાલ મળી શક્યા છે તે ઉપરથી તથા જે અનુભવસિદ્ધ સંગીત આપણા દેશમાં હાલ સર્વત્ર ચાલુ છે તે સંગીતની વિદ્યા અને કળાને અનુસરતુ દેશી સંગીત કળાનું જે ગાયન વાદન તે શીખવા શીખવવા માટે, સ્વર, તાલના અનુભવસિદ્ધ જ્ઞાન વાળી સમજુતી સાથે, ગાયન વાદનનું જ્ઞાન સહેલથી થઇ શકે તેના સાધન રૂપ ક્રમિક પાઠોનો તથા અભ્યાસને માટે અનેકયત્નોનો સંગ્રહ આ પાઠમાળાના ૩ વિભાગ પાડીને કરવામાં આવ્યો છે તેમા આ ૧ લા વિભાગમાં સ્વર તથા કાળ (તાલ) વિષે જેટલુ જાણવાની જરૂર છે તે વિષે "શાસ્ત્રીય વિચાર" પાઠ ૨ થી ૧૨ સુધી કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે ગાયન, વાદન અને નર્તન મળી સંગીત કહેવાય છે તેના વિષયોને ટૂંકામાં ગોઠવવા હોય તો આ પ્રમાણે ગોઠવી શકાય:—



# સ્વર વિષે શાસ્ત્રીય વિચાર.

## પાઠ ૨ જો.

### નાદ (Sound)

सर्वं नादात्मकं जगत् ॥

१०. गीतं नादात्मकं वाद्यं नादव्यक्त्या प्रशस्यते ।
तद्वयानुगतं नृत्यं नादाधीनमतस्त्रयम् ॥ १ ॥

**ગીત** નાદ વાળુ છે, વાદ્ય (વગાડવુ) પણ નાદથીજ સ્પષ્ટ થાય છે, તથા **નૃત્ય** (નાચવુ) એ બનેને અનુસરતુ છે માટે ગાયન, વાદન અને નર્તન એ ત્રણે નાદને આધીન છે વળી કહ્યુ છે કે —

બધો વ્યવહાર નાદથી ચાલે છે

नादेन व्यज्यते वर्णः पदंवर्णात् पदाद्वचः ।
वचसो व्यवहारोयं नादाधीन मतो जगत् ॥ २ ॥ सं. र. १, २

નાદથી **વર્ણ** (અ, આ, ઇ ક, ખ, ગ, વગેરે અક્ષરો) ઉત્પન્ન થાય છે, વર્ણથી **પદ** (ઘોડો, ઘડો વગેરે શબ્દો) બનાવી શકાય છે એવા બે અથવા વધારે પદથી વાક્ય થતુ હોવાથી તે વડે **વાચા** (ભાષણ, બોલવુ) બની શકે છે, અને એ વાચાથી તમામ મનુષ્યો આ દુનિયાનો વ્યવહાર ચલાવી શકે છે, માટે આખુ જગત્ નાદને આધીન છે

જેને આપણે **અવાજ, શબ્દ, ટકોરો, ધ્વનિ, ટહુકો, રણકારો** કે **ગર્જના** વગેરે કહીએ છીએ તે બધી જાતના અવાજો માટે સસ્કૃત ગ્રંથોમા "**નાદ**" એવો શબ્દ વાપરેલો છે એ નાદ વિના જ્યારે આખી દુનિયાનો વ્યવહાર ચાલી શકતો નથી, તો પછી ગાયન વાદન તો શી રીતે થઇ શકે ? માટે નાદ કેટલી જાતના, નાદ એટલે શુ, તે કેવી રીતે ઉત્પન્ન થઇને સભળાય છે, તથા આ દૃશ્યજગતમા તેમજ અદૃશ્ય કે ગુપ્તજગતમા નાદ કેવા રૂપે રહેલો છે વિષે જાણવુ જોઇએ

સ્થૂળનાદકે આહતનાદ

**११** પવનોના ઝપાટાથી ઉત્પન્ન થતા સુસવાટા, વિજળી થવાથી થતી મેઘગર્જના, દરિયાની લહેરોના અથડાવાથી થતી ગભીર શબ્દ લહરીઓ, નદિના મહાન ધોધના પડવાથી થતો ગભીર ઘોઘાટ, ઝાડ ઉપર પવનના ઝપાટા કે લહરીઓ અથડાવાથી થતો પાદડાનો ખડખડાટ, કોયલ, મોર, મેના, ચકલી, સારસ, પોપટ વગેરે પક્ષિઓના મજૂનને મોહક અવાજો, સિહ, વાઘ, ચિતળાની ભયકર ગર્જનાઓ, ગાય, ભેશ વગેરે પશુઓના આરડવાના શબ્દો, મનુષ્ય વસ્તીમા થતો મનુષ્યના શબ્દોનો કોલાહલ, અગર કોઇબરબજારમા સાભળવામા આવતી માણસોની ગરબડ, મનુષ્યોએ બનાવેલા આગગાડી, આગબોટ, મીલો વગેરે યત્રોમાથી થતો ધડધડ અવાજ, અને સીસોટીઓ, તેમજ મનુષ્યોએ બનાવેલા સુંદર વાજાના મધુર સ્વરના રણકારા, અગર દુનિયાની કોઇ પણ બે વસ્તુઓના અથડાવાથી ઉત્પન્ન થતો કોઇ પણ જાતનો ધ્વનિ, એ બધા આ "સ્થૂળ દુનિયાના નાદો" છે, કે જેને આપણે રાત દિવસ સાભળી અનુભવ કરીએ છીએ

૧૨. આ સ્થૂળ દુનિયાંના જેટલા નાદ હોય છે તે બધા આપણે સાંભળી શકીએ છીએ; પરંતુ જે નાદ ઘણો જ ઝીણો હોય છે તે સાંભળી શકાતો નથી. માણુસ જાતની સ્થૂળ ઇન્દ્રિયથી નથી સંભળાતા એવા નાદ અનંત છે. કીડી અથવા મંકોડાના શબ્દો આપણાથી ક્યાં સંભળાય છે? તોપણ સૂક્ષ્મ પ્રયોગથી જાણવામાં આવ્યું છે કે, એવાં ઝીણાં પ્રાણીઓ પણ પોતાના વ્યવહાર માટે અમુક પ્રકારનો ઝીણો નાદ કહાડી ચોક્કસ લાગણીઓ બતાવી શકે છે. એકાદી શાંત મધ્ય રાત્રિએ કાન આંખ બંધ કરી, મનને શાંત કરી બેસી રહેશો તો તેથી એક જાતનો એવો અગમ્ય ( ન કહી શકાય તેવો ) ધ્વનિ સંભળાય છે કે જેનું વર્ણન પણ કરી શકાતું નથી. યોગી લોકોએ એવા ગુપ્ત નાદો સાંભળીને તેનું વર્ણન શાસ્ત્રોમાં કરી મૂકેલું છે. આપણા શરીરમાં લોહીનું ફરવું, નાડી, ફેફસાં, પાચનક્રિયા, આંતરડાંની હીલચાલ, જ્ઞાનતંતુઓના વ્યાપારોથી થતી ગતિ; એ બધાથી અનેક તરેહના સૂક્ષ્મ નાદો આપણા શરીરમાં થયાં કરે છે તેનું ભાન આપણને ક્યાં થાય છે? પણ જે યોગી મહાત્માઓ મન શાંત કરીને એકાગ્ર થઇને આ સ્થૂળ જગતને ભુલી જાય છે ત્યારે તેઓ સૂક્ષ્મ કે "ગુપ્ત દુનિયાંના ગુપ્ત નાદો" સાંભળી શકે છે.

સૂક્ષ્મ નાદ કે અનાહત નાદ.

૧૩. સ્થૂળ દુનિયાંના નાદોને માટે સંગીતના ગ્રંથોમાં **આહતનાદ**, અને ગુપ્ત દુનિયાંના ગુપ્ત નાદોને માટે **અનાહતનાદ** એવા બે શબ્દો વાપર્યા છે. નાદ માત્રના **આહત** અને **અનાહત** એવા બે વર્ગ પાડી, જે નાદો માણુસ જાતથી સાંભળી શકાય છે એવા સ્થૂળ દુનિયાંના નાદનો **આહતનાદ**માં સમવેશ થઇ શકે; અને જે નાદો માણુસ જાતથી સાંભળી શકતા નથી એવા સૂક્ષ્મ, કે ગુપ્ત દુનિયાંના તમામ ગુપ્ત નાદોનો **અનાહતનાદ**માં સમાવેશ થઇ શકે એ કારણથી વિદ્વાનોએ **આહત** અને **અનાહત** એવા બે ભાગ પડયા છે. આહતનાદની અને અનાહતનાદની મર્યાદા પ્રયોગ ઉપરથી મુકરર કરવામાં આવી છે. નાદશાસ્ત્રના વિદ્વાનોએ સૂક્ષ્મ પ્રયોગો કરી એમ શોધી કહાડ્યું છે કે, જે આહતનાદો આપણે સાંભળી શકીએ છીએ તેમાં જે નહાનામાં નહાનો નાદ સાંભળી શકાય છે તે એક સેકંડમાં હવાનાં ૧૬ આંદોલનો કે ધ્રુજારીઓ થવાથી ઉત્પન્ન થાય છે, અને ઊંચામાં ઊંચો જે નાદ સાંભળવામાં આવે છે એ નાદ, એક સેકંડમાં હવાનાં ૪૮૦૦૦ આંદોલનો થવાથી સંભળાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, આપણા કાનનું બંધારણ ઇશ્વરે જે કર્યું છે તે ઉપરથી, **એક સેકંડમાં અખંડ એવાં ૧૬ થી તે ૪૮૦૦૦ આંદોલનો સુધી આહતનાદની મર્યાદા ગણી શકાય,** ને ૧૬ થી ઓછાં કે ૪૮૦૦૦ થી વધારે આંદોલનો થવાથી જે નાદો ઉત્પન્ન થતા હશે તે નાદોનો મહાન્ પ્રદેશ કે મહાન ઊંડી, ગંભીર, શાંત ગુફા તે **અનાહતનાદ**ની મર્યાદાની શરૂઆત ગણી શકાય. આ બંને વર્ગના નાદોના ઉપયોગ માટે સંગીતરત્નાકર નામે ગ્રન્થમાં કહ્યું છે કેઃ—

નાદના બે પ્રકાર ને તેમનો ઉપયોગ.

**અનાહત**નાદ માણસથી કળી શકાતો નથી, જેથી તે નાદ યોગીઓ જ જાણી શકે છે. **આહત**નાદ મનુષ્યથી સાંભળી શકાય છે, તેથી તે સર્વેના જાણવામાં આવે છે. પરમાત્મા કે ઇશ્વરનું ધ્યાન કરતી વખતે ચિત્તની એકાગ્રતા થવી એ બહુ અઘરૂં છે, માટે

તે એકાગ્રતા સહેલાઈથી થવા માટે યોગીઓને સારૂં અનાહત નાદ બહુ જ ઉપયોગી છે: જેથી એ નાદની સાધના ( ઉપાસના ) ગુરૂએ બતાવેલા માર્ગ પ્રમાણે યોગીઓ જ કરેછે.

પરંતુ અનાહતનાદ ગુપ્ત હોવાથી તેમાં તમારા અમારા જેવા સ્થૂળ વૃત્તિવાળા પામર માણસોને ખુશી કરવાની મીહાશ નહી હોવાથી, તે નાદથી મનુષ્યના મનનું રંજન થઈ શકતું નથી. જેથી તમામ મનુષ્યોના ગાવા વગાડવામાં ઉપયોગી, તથા લોકોના મનને એ-કાગ્ર કરી ખુશ કરી મનનો થાક શમાવનાર, અને દુઃખના વિશ્રામ રૂપ એવો જે આહતનાદ તે બહુ જ ઉપયોગી છે. એ જ નાદમાંથી સંગીતના ગાયન વાદનમાં વપરાતા મુખ્ય સ્વરો અને તેના પેટા સ્વરો (શ્રુતિ) ઉત્પન્ન થાય છે. તથા આખા વ્યવહારમાં ઉપયોગી છે. માટે અનાહતનાદ જેમ યોગીઓને પરમાત્માનું ધ્યાન ધરવામાં સાધન રૂપ છે તેમ આહતનાદ આ સંસારમાંનાં મનુષ્યોને, પરમાત્માની ભક્તિ અને તે દ્વારા આનંદ, તેમજ મનના અતિશય થાકી જવાથી વિશ્રાંતિ મેળવવામાં ઔષધની પેઠે સાધન રૂપ છે.

નાદ કેવી રીતે ઉત્પન્નથઈ સંભળાય છે

૧૪. કોઇ પણ જાતના નાદનુ જ્ઞાન કેવી રીતે થાય છે, તથા નાદ એટલે શું તે વિષે વિચાર કરીએ. ધારો કે તમારી સામે એક ઘંટ લટકાવેલો છે, તેની અને તમારી વચ્ચે ૮–૧૦ હાથનુ અંતર છે. એક માણસ હથોડી લઈ ઘંટ ઉપર આઘાત કરી વગાડશે ત્યારે તમારા સાંભળવામા એ ઘંટનો નાદ આવશે. ઘંટ ઉપર હથોડી મારી આઘાત કર્યા પછી નાદ સભળાય છે એમાં જે ક્રિયા–વ્યાપાર થાય છે તે વિષે ઝીણી નજરથી વિચાર કરી જોવાથી આ પ્રમાણે સમજાય છે —પ્રથમ તો એ ઘટ ઉપર જેટલા જોરથી આઘાત કર્યો હશે તેટલા જોરથી ઘંટનુ પતરૂ ધ્રૂજશે. એ ધ્રૂજવાની ક્રિયા તમારે જોવી હોય તો ઘંટને જ-મીન ઉપર મૂકી, તેના ઉપર ઝીણી રેતી પાથરી, ઘટ ઉપર હથોડીનો આઘાત કરી વગા-ડશો તો તે પાથરેલી રેતીના રજકણો થર થર ધ્રૂજવા માડશે. આ દાખલા પ્રમાણે, તમારી સામે ટાંગેલા ઘંટ ઉપર હથોડીનો આઘાત કર્યા પછી તેનુ પતરૂ ધ્રૂજશે. તે ધ્રૂજવાથી ઘંટના પતરાને વળગેલી હવા જે ચારે કોર હશે તેના પરમાણુઓ તેટલા જ જોરથી ધ્રૂ-જશે. એ ધ્રૂજારી કે થનથનાટ માત્ર એટલાજ પરમાણુઓમાં નહિ અટકતાં તે પરમાણુની પાસેની બીજી નવી હવાના પરમાણુઓમાં આઘાત પામી તેને ધ્રુજાવશે. પાછી આ નવા પરમાણુઓમાં આવેલી ધ્રૂજારીથી તેની પાસેના વળી બીજા નવા પરમાણુઓને આઘાત (ધક્કો) મળશે. એમ ક્રમે ક્રમે એ મૂળ ઘંટનુ પતરૂ હથોડીના આઘાતથી કંપાયમાન થઈને તેના ધક્કા કે ધ્રૂજારીથી બધી હવાના પરમાણુઓ કંપાયમાન થઇ, તમે જ્યાં ઊભા હશો ત્યાં સુધી તે ધ્રૂજારીઓનાં કુંડાળા આવી તમારા કાન ઉપર આવી આઘાત પામશે. હવામા આ ધ્રૂજારીઓ ઉત્પન્ન થઈ પરમાણુઓ કંપાયમાન કેવી રીતે થાયછે તે જાણવા માટે એક ધાતુનુ મોઢું તપેલું લઇ, તેમા પાણી ભરી, તપેલાની કિનાર ઉપર આઘાત કરવાથી, પાણીનાં રજકણો કંપી ઉઠી તેનાં કુંડાળાં કેવી રીતે બને છે એ તમારા જોવામાં ઘણી વખત આવ્યું હશે. તેવી રીતે તમારી સામે ટાંગેલો ઘંટ અને તમારી વચ્ચે હવા-રૂપી પાણી ભરેલું છે એમ ધારી, હવામાં ઘંટના ધ્રૂજવાથી ધ્રુજારીઓ, અને કુંડાળાં કેવી રીતે ઉત્પન્ન થઇ ચારે દિશામાં ફેલાતાં હશે તે બરાબર ધ્યાનમાં આવશે.

કાનની અંદરની રચના તો એક ઢોલને જેવી રીતે ચામડું મઢી લેવામાં આવે છે તે પ્રમાણે હોય છે, જેથી મગ ઘટથી આવેલો આઘાત (કે જે ધ્રુજારીઓ તથા કુંડાળા રૂપે હોય છે) તે તમારા કાનના ઢોલ ઉપર અથડાશે, ને છેલ્લે એ ઢોલ ઉપર આવેલો આઘાત, તે જ ઢોલની સાથે સબંધ ધરાવનાર એક શ્રવણ જ્ઞાનતંતુ હોય છે તેના રસમાં સમાઇ જવાથી જે સૂક્ષ્મ ધક્કો તમારા મગજમાં વાગશે, ત્યારે તેથી જે અસર કે લાગણી (સંવેદના) થશે તેનું નામ **નાદ** 'નાદ'ને કોઇ અવાજ કહે છે, કોઇ ધ્વનિ કહે છે, અને કોઇ **શબ્દ** કહે છે જગતમાં જ્યાં જ્યાં અવાજ-ધ્વનિ-શબ્દ સંભળાય છે ત્યાં ત્યાંના વાતાવરણમાં એવું કાર્ય હમેશા બનતું રહી નાદ સંભળાય છે જે જગામાં પવન કે હવા બીલકુલ ન હોય તે જગામાં ઘંટ વગાડીએ તોપણ તે બીલકુલ નહિ સંભળાય જેથી એમ સિદ્ધ થાય છે કે, નાદ ઉત્પન્ન થવામાં હવાની ઘણી જરૂર હોય છે, ને કાનની રચના પણ અવિકારી હોવી જોઇએ

વાતાવરણના રજકણોમાં, ઘંટના આઘાતથી કંપ કે ધ્રુજારીઓ હવામાં ચારે બાજુએ ગોળ કુંડાળાની માફક કેવી રીતે ઉત્પન્ન થાય છે તે સમજી શકાય એટલા માટે એક તળાવનો દાખલો લઇએ. ધારો કે એક નાનકડા તળાવમાં પાણી ઘણું જ શાંત કે સ્થિર છે તેની વચમાં એક પત્થર ફેંકીએ તો તે જે સ્થળે પડશે તે પાણી પત્થરના આઘાતને લીધે હાલી ઉઠી તેની આસપાસ ચારે તરફ સરખી રીતે [સમકેન્દ્ર] કુંડાળા ઉત્પન્ન થશે એ કુંડાળાથી પાણીના રજકણો કંપી ઉઠી તરંગોના રૂપમાં પાછા નવીન કુંડાળા ઉત્પન્ન થઇ ફેલાશે અને છેલ્લે કિનારા સુધી ફેલાઇ અથડાશે આ દાખલામાં પાણીના જે ગોળ કુંડાળા ઉત્પન્ન થાય છે તેને સંસ્કૃત ભાષામાં **વીચીતરંગ** કહે છે, ને માત્ર બધા રજકણો હાલી ઉઠી થર થર ધ્રૂજે, હાલે, કે કંપે છે તેને **આંદોલન** (વાયબ્રેશન) કહે છે દુનિયામાં કોઇ પણ જાતના **આંદોલનો** તથા તેથી થતા **વીચીતરંગો** કોઇ પણ જાતના સ્થૂળ કે સૂક્ષ્મ આઘાતથી થાય છે ને તેવા આઘાતથી નાદ સંભળાતો હોવાથી આ જગતમાં જેટલા નાદ કલમ ૧૧ મા કહ્યા તે બધાને **આહતનાદ** કહેછે તેનો અર્થ **આહત** એટલે "આઘાત" અને **નાદ** એટલે 'અવાજ,' 'શબ્દ' કે 'ધ્વનિ,' અર્થાત્ આઘાતથી ઉત્પન્ન થતો કોઇ પણ જાતનો ધ્વનિ કે અવાજ તે **આહતનાદ**

**૧૫** નાદ શબ્દનો અર્થ ગ્રંથોમાં આ પ્રમાણે કહ્યો છે—

**नकार प्राणनामानं दकारमनलं विदुः**
**जातः प्राणाग्निसंयोगात्तेन नादोऽभिधीयते ॥**

નાદ શબ્દનો અર્થ. 'નાદ' શબ્દમાં બે અક્ષર છે **न** અને **द** છે તેમાં **न** તે પ્રાણ અને **द** તે અગ્નિ જેથી પ્રાણ એટલે (સ્થૂલ સૂક્ષ્મ) વાયુ અને અગ્નિ એટલે ઉષ્ણતા (કોઈ પણ પ્રકારની ગતિ), એ બંનેના સંયોગ (આઘાત) થી જે સંભળાય છે તેને નાદ કહે છે આ અર્થ પ્રમાણે તો આ સ્થૂળ અને સૂક્ષ્મ દુનિયામાં જે નાદ સઘળે ભરપૂર ફેલાઈ રહ્યા છે તે બધાનો સમાસ નાદ શબ્દમાં કરવામાં આવ્યો. એ નાદ તે આહત અને અનાહત એવા બે પ્રકારનો શાસ્ત્રોમાં કહ્યો

છે, તે જણાવ્યુ છે કે, કોઇ પણ નાદ **વીચીતરંગ ન્યાય** (રીત) થી ઉત્પન્ન થાય છે. બીજા પ્રાણી તથા મનુષ્યના શરીરમા નાદની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે વિષે કહ્યુ છે કે,

હવે પછી જે કઈ બોલવું છે તે બોલવાની ઇચ્છા કરનાર જે **જીવાત્મા** તે મનને પ્રેરે છે, એ **મન** શરીરમાં રહેલી ઉષ્ણતાને પ્રેરે છે, એટલે કે ગતિ આપે છે, તે ગતિથી શ્વાસોશ્વાસને ચલાવનાર જે શક્તિ **પ્રાણ** તે ચલાયમાન થાય છે, પછી તે શક્તિના ચલાયમાન થવાથી, **પ્રાણવાયુ** શરીરના ડૂટી, હૃદય કંઠ, તાળવુ, અને મુખ એ પાચ ભાગોમાં જે સ્નાયુઓ છે તેમની પ્રેરણાથી તે તે સ્થાનોથી ઊંચો ચઢી આવવાથી શબ્દ કે અવાજનો આવિર્ભાવ થાય છે એ પાચ સ્થાનોથી પ્રેરણા થવાથી આવિર્ભાવ પામેલો અવાજ તે **નાદ** કહેવાય છે

૧૬ કલમ ૧૧ મા જેટલા આહતનાદ ગણાવ્યા તેના થોડા વર્ગ પાડીએ શબ્દ, અવાજ, ધ્વનિ, સૂર, સ્વર વગેરે શબ્દો આપણે રોજ બોલવામા વાપરીએ છીએ તે શબ્દોના ખરેખરા અર્થ સમજવા જોઇએ માણસ કે પ્રાણીના શરીરમાથી ઉત્પન્ન થતા નાદને આપણે **અવાજ** કહીશુ, કોઈ પણ જડ પદાર્થોના, કે વનસ્પતિના આઘાતથી ઉત્પન્ન થતા નાદને આપણે **ધ્વનિ** કહીશુ કોઈપણ માણસ જાતનો જેની તેની ભાષામાનો કોઇપણ જાતનો **વર્ણ** (કે જે **પદ** અને **વાચા**નો ઉત્પાદક હોય તે) રૂપ નાદ હોય તેને આપણે **શબ્દ** કહીશુ **અવાજ, ધ્વનિ** અને **શબ્દ** એ ત્રણ શબ્દોના અર્થમા આ પ્રમાણે તફાવત રાખીને વિચાર કરીશુ તો જણાઇ આવશે કે, આ દુનિયામા જેટલા નાદ છે તેમાથી કેટલાક મધુર લાગે છે ચેતનાવાળા પ્રાણીઓના શરીરમાથી નીકળતા અવા જેમાથી "કોયલ, મોર, મેના, મા સ વગેરે પ્રાણીઓના અવાજો માણસ જાતના ગીતો વગેરે" જે અવાજો, આપણા કાનને મધુર લાગે છે ને તેથી આનદ થાય છે તેમજ જડપદાર્થોના આઘાતથી ઉત્પન્ન થતા ધ્વનિઓમાથી ' ઘટ, વાજાના સ્વરોના રણકારા, ઝાંઝર, યત્રની સીટીઓ, ધાતુના પતરામાથી થતા રણકારા વગેરે ' કેટલાક ધ્વનિઓ કાનને મધુર લાગે છે, ને સાભળવાથી આનંદ થાય છે આવી જાતના આનદ આપનાર કોઈપણ નાદ (અવાજ કે ધ્વનિ) ને **મધુર** અથવા મીઠા નાદ કહીશુ જે નાદ આપણા કાનને મીઠા લાગે છે ને તેથી આનદ થાય છે એવા નાદને **સ્વર** કે **સુર** કહે છે એ સ્વરના વિવેચન અને ઉપયોગ વિષે જે નિયમો હોય છે તે નિયમોના સગ્રહને **સંગીતશાસ્ત્ર** કહે છે, ને જે નાદો (અવાજો કે ધ્વનિઓ) મધુર ન હોવાથી આનંદ આપી શકતા નથી એવા નાદોની ઉત્પત્તિ, **સ્થિતિ, વહન, વર્ધન** વગેરે વિષે વિચાર જે શાસ્ત્રમાં સૂક્ષ્મ રીતે કરવામા આવે છે તેને તો માત્ર **નાદશાસ્ત્ર** એવુ સામાન્ય નામ પાડવામા આવ્યુ છે એને અગ્રેજીમા **એકોસ્ટીક** (Acoustics) કહે છે આમ હોવાથી આ દુનિયાના સુમધુર અવાજ તથા ધ્વનિઓનો વિચાર કરનાર શાસ્ત્ર **તે સગીત શાસ્ત્ર** છે, ને અમધુર અવાજ કે ધ્વનિઓનો વિચાર કરનાર શાસ્ત્ર તે **નાદશાસ્ત્ર** છે ને એ બંને શાસ્ત્રો **આહતનાદશાસ્ત્રનાં** અગ છે

આહતનાદના અવાજ, ધ્વનિ અને શબ્દ એ ત્રણ વર્ગ

મૂળનાદના શ્રવણ યોગ્ય વિભાગો ને નાદવૃક્ષ

૧૭ આહત અને અનાહત—એ બને નાદો, જે મૂળ નાદના સાભળી શકાય એના રૂપો છે તે મૂળ નાદને **નાદબ્રહ્મ** કહે છે. કેમકે એ મૂળ નાદ તે ચેતન-રૂપ કે બ્રહ્મ રૂપ છે તેથી તેને **નાદબ્રહ્મ** કહ્યો છે, ને તેનું ચિન્હ ધ્વનિ રૂપે ( અર્થાત્ અ, ઉ, મ, એવા શબ્દ રૂપે નહિ પણ ) ૐ અર્થાત્ "ઓમ્" એમ બોલવાથી જે નાદ ઉત્પન્ન થાય છે તે રૂપે રાખવામાં આવ્યુ છે એ નાદબ્રહ્મનો જે પ્રતીત થતો સૂક્ષ્મ ભાસ તે **અનાહત નાદ**, તથા એ અનાહતનાદનો પ્રતીત થતો સ્થૂળ ભાસ તે **આહતનાદ** કહેવાય છે એ આહતનાદના જેટલા **અવાજ** અને **ધ્વનિ** એના બે રૂપો આપણે સાભળીએ છીએ તે-માથી જે મધુરનાદો માણસના ચિત્તનું રંજન કરી શકે એવા હોય છે તેમના સૂક્ષ્મ સ્વરૂપને **શ્રુતિ** ( સૂક્ષ્મ સ્વર ) અને સ્થૂલ સ્વરૂપને **સ્વર** કે સૂર કહે છે તેમા સાધારણ ગાયનવાદનમા તો સ્થૂલ **સ્વરો** જ વપરાય છે, અને રાગરાગણિઓવાળા ખાસ ગાયન વાદનમા **શ્રુતિઓ** વપરાય છે, આ પાઠમાળા સાધારણ ગાવા વગાડવાના ઉપયોગ સારૂ રચવામા આવેલી હોવાથી, હવે પછીના પાઠોમા સ્વર વિષે વિસ્તારથી વિચાર કરવામા આવશે આ પાઠમા જે સમજાવવામા આવ્યુ તેનો સાર નીચેના **નાદવૃક્ષથી** સમજાશે –

**નાદવૃક્ષ.***




* ऊर्ध्वमूलमधःशाखमश्वत्थ प्राहुरव्ययम् ॥ એ ભગવદ્ ગીતાના શ્લોકનું રહસ્ય આ નાદવૃક્ષ સાથે સરખાવી જોવું

## પાઠ ૩ જો.

### સ્વર ( Musical Note.)

**स्वतः रंजयति श्रोतृचित्तं स स्वर उच्यते ॥**

संगीत रत्नाकर. १, २,

કેવી જાતના અવાજો તથા ધ્વનિઓને સ્વર કહી શકાય ?

૧૮. કોયલનો ટહુકો કાનને કેવો સરસ લાગે છે ? મોરના ટહુકારથી ને તેના લાંબા અવાજથી મનને કેવું સારૂ લાગે છે ? સારસ પક્ષિના બોલવાના શબ્દો મનને કેવા શાંત અને ગંભીર લાગે છે ? હોયો બોલે છે તે તો ઘણી વખતે સાંભળ્યું હશે; તે " પ્રભૂ તું '' ' પ્રભૂ તું " એવા શબ્દો બોલી ભગવાનના નામનું સ્મરણ મધુર અવાજથી એ પક્ષી કરતું હોય એમ લાગે છે. સ્હવારના પહોરમા કૂકડો " કૂકડૂકૂક " એવા શબ્દો બોલી માણસને જગાડે છે તે પણ સાંભળ્યું જ હશે. પોપટનું બોલવું, તેની સીટી, મેનાંના મીઠા બોલ; દેવતસ્થા પક્ષિના બોલો; કાબેરના શબ્દો, ચકલીના ચીચી અવાજો અને એજ પ્રમાણે માણુસ જાતના મીઠા શબ્દો તથા ગાવાના સુમધુર અવાજો, એ બધા પ્રાણિ જાતના શરીરમાંથી નીકળતા અવાજો કાનને મધુર લાગે છે ને તે સાંભળવાથી મનને પોતાની મેળેજ આનંદ થાય છે

કોઈ મ્હોટા શહેરમા જઇશુ તો સવારના પહોરમા મીલોની વાગતી સીટીઓ સંભળાશે; આગગાડીની ગીગીઓ સંભળાશે. બાઇસીકલની ઘંટડીઓ કે મોટર નામની ગાડીઓના શંખનાદ; તેમજ ઢોલ, નગારા, અને બીજાં કોઈ પણ જાતના વાજાંમાંથી મધુર કે ગંભીર ધ્વનિઓ સંભળાશે, અને તેથી મન ઉપર ચોકસ લાગણી થશે. જંગલમાં જઇશુ તોપણ ચારે તરફ ખેતરોમા ખેડુતો કુવામાથી પાણી ક્હાડવા માટે જે કોસ તાણે છે તેના ધ્વનિઓ, તેમજ કોઈ વાસળી વગાડતુ હોય તો તેના મીઠા ધ્વનિના રણકારા, સાપ પકડનાર વાદીઓ જે મહુવર–મોરલી વગાડે છે તેના ગુલતાન કરી નાખનાર ને મનને ડોલાવી એકતાન કરી દેનારો ગંભીર સુર એ બધા જડપદાર્થો દ્વારા નીકળતા ધ્વનિઓ કાનને મધુર લાગે છે, ને તેમના સાભળવાથી મન કોઈ વખતે આનંદિત બને છે તો કોઈ વખતે શાંત કે ગંભીર બની જાય છે.

એ પ્રમાણે દુનિયામા સજીવ પ્રાણિઓના જેટલા મધુર અવાજો અને જડપદાર્થથી ઉત્પન્ન થતા જેટલા ધ્વનિઓ મધુર હોય છે તે બધા વધતા ઓછા બળથી મન ઉપર અસર કરીને મનમાં આનંદની, શાંતિની કે કોમળતાની લાગણી ઉત્પન્ન કરે છે. આવી અસર કરનારા આ જગતમાં જેટલા અવાજો કે ધ્વનિઓ છે તેમનું પૃથક્કરણ કરતાં કરતાં વિદ્વાનોએ એવું શોધી ક્હાડયું છે કે, એ બધા અવાજો કે ધ્વનિઓ ખાસ ૭ પ્રકારના નાદમાં આવી જાય છે, તે નાદોને સુર કે **સ્વર** કહે છે.

૧૯. સ્વરો ૭ છે તેમનાં નામ: ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ. તે દરેક નામોના પ્રથમ અક્ષરના આધારે स रि ग म प ध नि એવાં ટૂંકાં નામ રાખવામાં આવ્યાં છે. તેમને સાત સ્વરનાં ચિન્હો કે નિશાનિઓ કે સંજ્ઞાઓ કહે છે. એટલે કે, સાત સ્વરમાં પહેલો સ્વર ષડ્જ છે ને તેની स એવી ટૂંકી સંજ્ઞા રાખવામાં આવી છે, જેથી ફક્ત स એટલું ટૂંકું નામ કહેતાં ષડ્જ સ્વર સમજવો. એજ પ્રમાણે સાત સ્વરમાં બીજો સ્વર ઋષભ છે, ને તેની रि એવી સંજ્ઞા રાખવામાં આવી છે. એજ નિયમ ग म प ध नि એ સંજ્ઞાઓને માટે સમજી લેવો.

*૭ સ્વરનાં નામ અને સંજ્ઞા.*

૨૦. स रि ग म प ध नि એ સાતે સ્વરો અનુક્રમે એક બીજાથી ચઢતા ચઢતા છે. જેમ કે, स સ્વરના નાદ કરતાં रि સ્વરનો નાદ ચઢતો કે ઊંચો છે. रि સ્વરના નાદ કરતાં ग સ્વરનો નાદ ચઢતો છે. એજ પ્રમાણે ग કરતાં म નો નાદ, म કરતાં प નો નાદ, प કરતાં ध નો નાદ અને ध સ્વર કરતાં नि સ્વરનો નાદ ચઢતો છે.

*સાતે સ્વરો કેવી રીતે ચઢતા કે ઉતરતા છે?*

नि ध प म ग रि स એવા ઉલટા ક્રમથી સાતે સ્વરો એક બીજાથી અનુક્રમે ઉતરતા ઉતરતા છે. જેમ કે, नि ના સ્વર કરતાં ध નો સ્વર ઉતરતો કે નીચો છે. ध સ્વરના નાદ કરતાં प સ્વરનો નાદ ઉતરતો છે. એજ રીતે प કરતાં म નો, म કરતાં ग નો, ग કરતાં रि નો અને रि ના સ્વર કરતાં स સ્વરનો નાદ નીચો છે. આ વાત વધારે સારી રીતે જાણવામાં આવે તે સારૂં સાતે સ્વરને નીસરણીના પગથીઆં રૂપે ગોઠવીએ.




આ નીસરણી ઉપરથી સમજવામાં આવશે જ કે, स ના કરતાં रि નો સ્વર એક પગથિઆ જેટલો ઊંચો છે. रि ના સ્વર કરતાં ग નો સ્વર એક પગથિઆ જેટલો ઊંચો પણ स ના કરતાં બે પગથિઆં જેટલો ઊંચો છે. ग ના કરતાં म નો સ્વર એક પગથિઆ જેટલો ઊંચો અને रि ના કરતાં બે પગથિઆં જેટલો ને स ના કરતાં ત્રણ પ-

ઊંચો છે, તો ग ના કરતાં બે, रि ના કરતાં ત્રણ ને स ના કરતાં ચાર પગથિયાં જેટલો ઊંચો છે. એમ प કરતાં ध સ્વરને માટે તથા ध કરતાં नि સ્વરને માટે સમજી લેવું.

એક સ્વર બીજા સ્વર કરતાં કેટકેટલો ઊંચો છે તે જાણ્યા પછી તેજ ક્રમથી એક સ્વર બીજા કરતાં કેટકેટલો નીચો કે ઉતરતો છે તેનો ખ્યાલ થઈ શકશે. જેમ કે नि નો સ્વર છેક છેલો સાતમો છે; તે સ્વર કરતાં ध નો સ્વર એક પગથિયું નીચો છે, ને ध કરતાં प નો સ્વર એક પગથિયાં નીચો છે તો नि કરતાં બે પગથિયાં નીચો જાણવો. હવે જો प કરતાં म એક પગથિયું નીચો છે તો ध કરતાં બે પગથિયાં નીચો ને नि કરતાં ત્રણ પગથિયાં નીચો જાણવો. આ વાત ઉપરના દાખલાથી બહુજ સહેલી લાગશે.

સાત સ્વરો કયા પ્રમાણમા ચઢતા કે ઉતરતા છે તેની વજનના રૂપમા તથા અપૂર્ણાંકના રૂપમાં સમજણ

૨૧. ઉપલી બાબત જરા ઝીણા રૂપમાં સમજી શકાય, અને તે ઉપરથી બધા સ્વરો કયા પ્રમાણમાં ચઢતા કે ઉતરતા છે તે ચોક્કસ જાણી શકાય તે માટે એક દાખલો આપી સમજાવીએ. ધારો કે स સ્વરનુ વજન અથવા તોલ ૨૪ શેર હોય તો रि નુ વજન ૨૭ શેર જેટલું થશે, ग નુ ૩૦ શેર, म નું ૩૨ શેર, प નું ૩૬ શેર, ध નુ ૪૦ શેર અને नि નું વજન ૪૫ શેર થશે. હવે स નુ જે ૨૪ શેર વજન છે, તેને બદલે તેનાથી બમણું એટલે કે ૪૮ શેર વજન લઇએ તો તેનાજ જેવો, પણ તેનાથી ઊંચો એવો બીજો स સ્વર થશે. આ બધાં વજનોને નીચે પ્રમાણે ગોઠવીએ. જેમ કે,

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર............... | स | रि | ग | म | प | ध | नि | सं |
| વજન શેર......... | ૨૪ | ૨૭ | ૩૦ | ૩૨ | ૩૬ | ૪૦ | ૪૫ | ૪૮ |

સાતે સ્વરો આ પ્રમાણમા છે. તેમનુ એજ પ્રમાણ જો અપૂર્ણાંકમા સમજાવીએ તો દરેક સ્વરનું પ્રમાણ આ પ્રમાણે આવે. તેમાં स સ્વરનુ પ્રમાણ ૧ છે એમ ધારીએ તો તેની સાથે સરખાવતાં रि નુ પ્રમાણ ( ૨૭-૨૪=$\frac{૨૭}{૨૪}$=) $\frac{૯}{૮}$ આવે. ग નુ પ્રમાણ ( ૩૦-૨૪=$\frac{૩૦}{૨૪}$= ) $\frac{૫}{૪}$ આવે, એટલે કે स જો ૧ હોય તો તેના કરતાં ग સ્વર $\frac{૫}{૪}$ પ્રમાણ જેટલો ઊંચો છે; म નુ પ્રમાણ ( ૩૨-૨૪=$\frac{૩૨}{૨૪}$= ) $\frac{૪}{૩}$ આવે, એટલે કે स ના કરતાં म સ્વર $\frac{૪}{૩}$ પ્રમાણમાં ઊંચો છે. તેમજ प નું પ્રમાણ (૩૬-૨૪=$\frac{૩૬}{૨૪}$= ) $\frac{૩}{૨}$ આવે, એટલે કે स ના કરતાં प $\frac{૩}{૨}$ ગણો ઊંચો છે. ध નુ પ્રમાણ ( ૪૦-૨૪=$\frac{૪૦}{૨૪}$= ) $\frac{૫}{૩}$ છે, જેથી ध સ્વર स ના કરતાં $\frac{૫}{૩}$ ગણો ઊંચો છે. અને नि સ્વરનું પ્રમાણ ( ૪૫-૨૪=$\frac{૪૫}{૨૪}$= ) $\frac{૧૫}{૮}$ છે. એટલે કે स ના કરતાં नि સ્વર $\frac{૧૫}{૮}$ ગણો ઊંચો છે. એથી આગળ જતાં બમણા सा નુ પ્રમાણ ( ૪૮-૨૪= ) ૨ આવે. આ રીતે ઉપરની બન્ને રીત પ્રમાણે સાતે સ્વરોનાં પ્રમાણો ગોઠવીએ તો આમ થાય—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર............... | स | रि | ग | म | प | ध | नि | सं |
| વજનના રૂપમાં પ્રમાણ. | ૨૪ | ૨૭ | ૩૦ | ૩૨ | ૩૬ | ૪૦ | ૪૫ | ૪૮ |
| અપૂર્ણાંકના રૂપમાં પ્રમાણ. | ૧ | $\frac{૯}{૮}$ | $\frac{૫}{૪}$ | $\frac{૪}{૩}$ | $\frac{૩}{૨}$ | $\frac{૫}{૩}$ | $\frac{૧૫}{૮}$ | ૨ |

જો **સ** નું વજન ૨૪ શેર છે એમ ગણીએ, અથવા તો **સ** ને ૧ માનીએ તો તેની સાથે બીજા ૬ સ્વરો કયા કયા પ્રમાણમાં હોઈ શકે તેનો સંબંધ આ ઉપરથી જાણવામાં આવશે.

અપૂર્ણાંકના રૂપમાં આપેલું પ્રમાણ બહુજ ઉપયોગી છે. જો **સ** નુ વજન ૨૪ શેર છે એમ નહિ સ્વીકારતા ૨૬૪ શેર છે એમ ધારશો તો તે સંખ્યાને, ઉપર કહેલી તે તે સ્વરની અપૂર્ણાંક સંખ્યા વડે ગુણવાથી તે તે સ્વરોનું વજન નીકળી શકશે. જેમકે **સ** નું વજન ૨૬૪ શેર હોય તો **રિ** નુ વજન ૨૬૪×$\frac{૯}{૮}$=૨૯૭ શેર, **ગ** નુ ૨૬૪×$\frac{૫}{૪}$=૩૩૦ શેર, **મ** નુ ૨૬૪×$\frac{૪}{૩}$=૩૫૨ શેર, **પ** નું ૨૬૪×$\frac{૩}{૨}$=૩૯૬ શેર, **ધ** નુ ૨૬૪×$\frac{૫}{૩}$=૪૪૦ શેર, **નિ** નું ૨૬૪×$\frac{૧૫}{૮}$=૪૯૫ શેર અને પ્રથમ **સ** ના કરતા ઊંચો જે **સં** તેનુ વજન ૨૬૪×૨=૫૨૮ શેર થશે. એટલે કે સાતે સ્વરના નીચે પ્રમાણે વજનો આવ્યાં

| સ | રિ | ગ | મ | પ | ધ | નિ | સં |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬૪ | ૨૯૭ | ૩૩૦ | ૩૫૨ | ૩૯૬ | ૪૪૦ | ૪૯૫ | ૫૨૮ |

**પાસે પાસેના એ સ્વરોમા ઊંચાઇ કે નીચાઇનુ (અંતરનુ) પ્રમાણ**

**૨૨.** **સ** ની સાથે બીજા સ્વરો કયા પ્રમાણથી ગોઠવાયેલા છે તે વિષે ખુલાસાથી સમજાવ્યુ હવે કોઈ પણ પાસે પાસેના એ સ્વરોમાં જે અંતરો કે અવકાશ (જગા) છે તેનુ, એટલે કે તેમની ઊંચાઈ નીચાઇનુ અંતર કયા પ્રમાણમા હોય છે તે પણ ઉપરના પ્રમાણ ઉપરથી હિસાબ કરી નીકળી શકશે. જેમ કે, **રિ** અને **ગ** ની વચ્ચે જે અંતર છે તેનુ પ્રમાણ શુ હશે, અથવા **ગ** અને **મ** ની વચ્ચે કેટલુ અંતર હશે, તેમજ એ પ્રમાણે દરેક સ્વર વચ્ચે કેટકેટલું અંતર કયા પ્રમાણથી છે તે કહી શકાશે. એની રીત સહેલી છે. તે એ કે, જે બે પાસેના સ્વરો વચ્ચેનું અંતર કહાડવુ હોય, **તેમાથી ઉપલા સ્વરના પ્રમાણને નીચલા સ્વરના પ્રમાણથી ભાગી નાખવાથી જે અંક આવશે તે પ્રમાણવાળુ અંતર**, તે બે સ્વરો વચ્ચે છે એમ જાણવુ આ રીત પ્રમાણે હવે દરેક સ્વરની વચ્ચેના અંતરોનું પ્રમાણ કહાડીએ—

(૧) **સ** અને **રિ** વચ્ચે $\frac{૯}{૮}$ નુ અંતર છે, એ ઉપર કહેવામા આવ્યુ જ છે. તોપણ ઉપલા નિયમ પ્રમાણે **રિ** નુ પ્રમાણ $\frac{૯}{૮}$÷**સ** નુ પ્રમાણ $\frac{૧}{૧}$=$\frac{૯}{૮}$ તે **સ** અને **રિ**ની વચ્ચેનું અંતર સમજવુ.

(૨) **રિ** અને **ગ** વચ્ચેનુ અંતર કહ્યુ નથી, તે આપણે ઉપલા નિયમથી કહાડવું જોઇએ. જેથી **ગ** નું પ્રમાણ $\frac{૫}{૪}$÷$\frac{૯}{૮}$=$\frac{૫}{૪}$×$\frac{૮}{૯}$=$\frac{૧૦}{૯}$ ના પ્રમાણમાં **રિ** અને **ગ** વચ્ચે અંતર છે. તેજ જો આપણે વજનના રૂપમાં હિસાબ કરી જોઇશુ તો તેજ પ્રમાણ આવશે જેમ કે, **ગ** ૩૩૦ શેર÷**રિ** ૨૯૭=$\frac{૩૩૦}{૨૯૭}$=$\frac{૧૦}{૯}$ નું અંતર આવ્યુ. એટલે કે, કાતો વજનના હિસાબથી ગણો કે કાતો અપૂર્ણાંકના પ્રમાણથી ગણો, અંતરના પ્રમાણમા ફેર પડશે નહિ

(૩) **ગ** અને **મ** વચ્ચે, **મ** $\frac{૪}{૩}$÷**ગ** $\frac{૫}{૪}$=$\frac{૪}{૩}$×$\frac{૪}{૫}$=$\frac{૧૬}{૧૫}$ અંતર આવ્યું.

(૪) **મ** અને **પ** વચ્ચે, **પ** $\frac{૩}{૨}$÷ **મ** $\frac{૪}{૩}$=$\frac{૩}{૨}$×$\frac{૩}{૪}$=$\frac{૯}{૮}$ જેટલું અંતર.

(૫) प અને ध વચ્ચે, ध $\frac{5}{3} \div$ प $\frac{3}{2} = \frac{5}{3} \times \frac{2}{3} = \frac{10}{9}$ અંતર

(૬) ध અને नि વચ્ચે, नि $\frac{15}{8} \div$ ध $\frac{5}{3} = \frac{15}{8} \times \frac{3}{5} = \frac{9}{8}$ અતર

(૭) नि અને ઉપરના બમણા स વચ્ચે, सं $2 \div \frac{15}{8} = \frac{2}{1} \times \frac{8}{15} = \frac{16}{15}$ એટલુ અતર નિ અને स ની વચ્ચે સમજવુ

આ રીતે દરેક સ્વરની વચ્ચે જે અતરો આવ્યા તેને નીચે પ્રમાણે ગોઠવીએ:

| | |
|---|---|
| स અને रि વચ્ચે $\frac{9}{8}$ અતર. | म અને प વચ્ચે $\frac{9}{8}$ અતર. |
| रि „ ग „ $\frac{10}{9}$ „ | प „ ध „ $\frac{10}{9}$ „ |
| ग „ म „ $\frac{16}{15}$ „ | ध „ नि „ $\frac{9}{8}$ „ |

नि અને स વચ્ચે $\frac{16}{15}$ અતર

સાતે સ્વરો પરસ્પરથી ઉપરના પ્રમાણમા અતર રાખી રહેલા છે તે પ્રમાણોની સંખ્યા નિયમિત જણાય છે એટલે કે, $\frac{9}{8}$, $\frac{10}{9}$ અને $\frac{16}{15}$ એ ત્રણમાથી કોઈ પણ એક પ્રમાણવાળા અતરે સ્વરો રહેલા છે, તેમા $\frac{9}{8}$ અતર મોહોટુ ગણાય માટે તેને **મહદ્ અતર** કહીશુ $\frac{10}{9}$ એ અતર કંઈક ઓછુ છે માટે તેને **મધ્યમ અતર** કહીશુ અને $\frac{16}{15}$ અતર એ બને અતરોથી ઓછુ છે માટે તેને **લઘુ અતર** કહીશુ સ્વરોની વચ્ચેના આ અતરને કેટલાક **અવકાશ-જગા** પણ કહે છે

**૨૩.** પાસે પાસેના કોઈ પણ બે સ્વરોની વચ્ચે કેટલુ અતર હોય છે તે વિષે આ જે કહ્યુ તે ઉપરથી, પાસે પાસે ન હોય એવા કોઈપણ બે સ્વરો વચ્ચેનુ અતર ઉપરના નિયમથી નીકળી શકશે એટલે એવી રીતે કે, પાસે પાસેના ન હોય એવા કોઈ પણ બે સ્વરો હોય તેમાથી જે **સ્વર ઊંચો હોય તેના પ્રમાણને નીચલા સ્વરના પ્રમાણથી ભાગી નાખવાથી** જે અંક આવશે તેટલુ અતર તે બે સ્વરો વચ્ચેનુ સમજી લેવુ એ નિયમ પ્રમાણે હવે અતરો તપાસીએ

(પાસે પાસે ન હોય એવા કોઈ પણ બે સ્વરો વચ્ચેનુ અતર)

स ની સાથે ग म प ध અને नि એ સ્વરો વચ્ચે કેટલુ અંતર છે તે વિષે તો કલમ ૨૧ મા કહ્યુ છે જ હવે रि ની સાથે म નુ અતર કહાડવુ હોય તો, म નુ પ્રમાણ $\frac{4}{3} \div$ रि નુ પ્રમાણ $\frac{9}{8} = \frac{4}{3} \times \frac{8}{9} = 1\frac{5}{27}$ એટલુ અતર થયુ એજ પ્રમાણે रि અને प વચ્ચે ( $\frac{3}{2} \div \frac{9}{8} = \frac{3}{2} \times \frac{8}{9} =$ ) $1\frac{1}{3}$ અતર रि અને ध વચ્ચે ( $\frac{5}{3} \div \frac{9}{8} =$ ) $1\frac{13}{27}$ અતર, रि અને नि વચ્ચે ( $\frac{15}{8} \div \frac{9}{8} =$ ) $1\frac{2}{3}$ અતર છે

ग અને प વચ્ચેનુ અતર એજ ક્રમે નીકળશે જેમ કે, प $\frac{3}{2} \div \frac{5}{4} = \frac{3}{2} \times \frac{4}{5} = 1\frac{1}{5}$, એજ રીતે ग અને ध વચ્ચે ( $\frac{5}{3} \div \frac{5}{4} =$ ) $1\frac{1}{3}$ અતર, ग અને नि વચ્ચે ( $\frac{15}{8} \div \frac{5}{4} =$ ) $1\frac{1}{2}$ અંતર છે म અને ध વચ્ચે ( $\frac{5}{3} \div \frac{4}{3} = \frac{5}{3} \times \frac{3}{4} =$ ) $1\frac{1}{4}$ અતર, म અને नि વચ્ચે $\frac{15}{8} \div \frac{4}{3} = 1\frac{13}{32}$ નુ અતર થશે प અને नि વચ્ચે ( $\frac{15}{8} \div \frac{3}{2} =$ ) $1\frac{1}{4}$ અતર છે

**૨૪.** આ બધી સ્થૂળ બાબતો સમજાવ્યા પછી હવે જરા ઝીણી બાબત સમજાવીએ ગયા પાઠમા તમે શીખી ગયા કે, કોઈપણ જાતનો નાદ પ્રથમ એ વસ્તુનો આઘાત થયા પછી, તે આઘાતને લીધે પહેલા તો હવાના રજકણોમા **આંદોલનો** ( કંપ, ધ્રુજારીઓ કે વ્હાઇબ્રેશન્સ ) ઉત્પન્ન થાય

(સ્વરની વ્યાખ્યા)

છે, ને તે આંદોલનો આગળ વધી **વીચાતરંગો** એટલે કે, ગોળ કુંડાળાં જેવાં ચારે તરફ મોજાં રૂપે બધે પ્રસરી જવાથી નાદ સભળાય છે. એ ઉપરથી જણાઈ આવશે કે, કોઈ પણ પ્રકારનો નાદ ઉત્પન્ન થવામાં કેટલાંક ચોક્કસ આંદોલનો થવાંજ જોઇએ. એટલી બાબત ઉપરથી વિદ્વાનોએ સ્વરની વ્યાખ્યા એવી બાંધી છે કે, **જે નાદ ત્રુટક ત્રુટક ન હોતાં અખંડ અને નિયમિત હોઇ સ્પષ્ટ સંભળાય, તથા જેનાં આંદોલનોનો વેગ માપી શકાય તેવા નાદોને સુર કે સ્વર કહે છે.**

કોયલનો ટહુકો, મોરનો અવાજ, પોપટની સીટી વગેરે અવાજોમાં, તથા ગાડીની સીટી, ઘડિયાળની ટકોરી વગેરે ધ્વનિઓમાં કંઇંક અખંડપણું હોઇને તેમના આંદોલનોનો વેગ નિયમિત હોઈ માપી શકાય છે તેથી તે કોઇપણ પ્રકારના **સ્વર** છે. અહિં એક નવો સવાલ એવો ઉત્પન્ન થશે કે, એ બધુએ ખરૂ, પણ કોઈ ચોક્કસ નાદ સભળાય એ તો ઠીક છે પરતુ તે નાદના આંદોલનોની સંખ્યા કે તેનો વેગ વળી માણસ જાતથી માપી શકાતો હશે ? એટલે એવી રીતે કે, કોઈ ચોક્કસ નાદ ઉત્પન્ન થવા માટે હવાના રજકણો એક પળમા કેટલી વાર ધ્રૂજ્યા, એ વાત માણુસ જાતથી સમજી શકાય તેવી નથી આવો સવાલ ઊભો થાય એ ખરૂ છે. પણ તેનોએ શોધ વિદ્વાનોએ કર્યો છે, તે વિષે થોડુક સમજાવીએ છીએ.

આંદોલન માપવાના યંત્રની રચના

**૨૫.** કોઈપણ નાદ જે પદાર્થદ્વારા ઉત્પન્ન થાય છે તે પદાર્થના આઘાતથી હવાના રજકણો એટના બધા ઝપાટાબંધ આંદોલન પામે છે કે, તે આંદોલનો નરીઆંખે જોઈ શકાતા નથી, તેમ માપી પણ શકાતાં નથી. જૂદા જૂદા સ્વરો ઉત્પન્ન થવા માટે આંદોલનોની કેટકેટલી સંખ્યા હોવી જોઇએ તેનુ માપ લઈ શકાય તે સારૂ વિદ્વાનોએ બે ત્રણ જાતના યંત્રો શોધી કહાડ્યા છે. તેમા આકૃતિ ૧ મા બતાવેલું રેટીયાના આકારવાળું યંત્ર બહુજ સાદું અને સમજી શકાય તેવું છે. પ્રથમ તો તેનુ વર્ણન આપુ છુ.

આ યંત્રમા ब ધાતુના પતરાનુ ચક્ર છે. તેની કોર (પરિધ) ઉપર સરખે અંતરે તીણા દાતા પાડેલા છે. આ યંત્રમાં એજ ચક્ર મુખ્ય હોઇને ઉપયોગી છે. તેની પાસે अ નામનું બીજું મોટું ચક્ર ગોઠવેલું છે, તેના પરિઘ ઉપર ચઇને જનારી ह નામની ગોળ વાદી કે દોરડીનો સબંધ ब ચક્રની ધરી સાથે જોડવામા આવ્યો છે. કેમકે તેથી अ ચક્ર ફરે તો ह દોરડીને લીધે ब ચક્ર પોતાની મેળે ફરે. अ ચક્રને એક હાથો



આકૃતિ ૧ સ્વરના આંદોલનો માપવાનો રેંટિયો

છે, તે મુઠીમા રાખી ફેરવીએ તો તેને લીધે ह દોરડી રેંટિયાની માફક ફરે, અને તેથી ब ચક્ર નિયમિત ગતિથી ફરી શકે. ब ચક્રના દાતાની સાથે इ નામની લોખંડની કમાનનો ટુકડો યંત્રના ચોકઠા સાથે એવી રીતે જડી લીધો છે કે, ब ચક્ર જ્યારે જ્યારે ફરે

ત્યારે ત્યારે તેનો દરેક દાંતો ई કમાન સાથે ઘસાઇને પસાર થાય, ને તેમ થવાથી એ કમાન ઉપર ફટકો પડવાથી ધ્વનિ ઉત્પન્ન થાય. હવે જો च ચક્રની કોર ઉપર ૬૦ દાંતા હોય, અને તેને દરેક સેકંડમાં ૪ ફેરાના વેગથી ફેરવીએ તો, દર સેકંડમાં ई કમાન ઉપર ૬૦×૪=૨૪૦ ફટકા પડશે એ ચોખ્ખું છે. ચક્રના ફરવાના વેગ ઉપર તેના દાંતાના ફટકા ( કડકડાટી ) ઓની સંખ્યાનો આધાર રહેશે એ સ્પષ્ટ છે. આમ થવાથી આ યંત્ર દ્વારા જે ધ્વનિઓ ઉત્પન્ન કરવામા આવશે તે સ્પષ્ટ અને અખંડ હશે.

દરેક સ્વરના આંદોલનોના રૂપમાં ચોક્કસ પ્રમાણ

૨૬. ઉપરના યંત્ર અને બીજાં ઘણાક યંત્રો ઉપરથી વિદ્વાનોએ અનેક પ્રયોગો કરી એમ સિદ્ધ કર્યું છે કે, ૭ સુરમાનો પહેલો ષડ્જ સ્વર, એક સેકંડમાં ૨૪૦ આંદોલનો કે ફટકાવડે ઉત્પન્ન થાય એમ સ્વીકારીએ તો रि ग म प ध नि એ ૭ સ્વરો ઉત્પન્ન થવા માટે નીચે પ્રમાણે આંદોલનો થવા જોઇએ

| स | रि | ग | म | प | ध | नि | सं |
|---|---|---|---|---|---|---|---|
| ૨૪૦ | ૨૭૦ | ૩૦૦ | ૩૨૦ | ૩૬૦ | ૪૦૦ | ૪૫૦ | ૪૮૦ |

એક સેકંડમા ૨૪૦ આંદોલનોને બદલે જો બમણા ( ૪૮૦ ) આંદોલનો થાય તો, ૨૪૦ આંદોલનોથી જે स સ્વર ઉત્પન્ન થાય છે તેનાથી ઉંચો ( ટીપ-તાર ) सं ઉત્પન્ન થાય છે. જેથી ૨૪૦ અને ૪૮૦ ની વચમા रि ग म प ध नि એ ૭ સ્વરોના આંદોલનો હોઇ શકે એ સ્પષ્ટ છે ને તે છએ સ્વરોના આંદોલનોનું પ્રમાણ ઉપર પ્રમાણે છે. કલમ ૨૧ મા स નું વજન ૨૪ શેર, रि નું ૨૭ શેર વગેરે જે આપણે કલ્પના કરી હતી તેનો સંબંધ આવા સૂક્ષ્મ પ્રયોગો ઉપરથી સમજી લેવો ને स रि ग म प ध नि स નું અપૂર્ણાંકનું પ્રમાણ જે ૧, ૯/૮, ૫/૪, ૪/૩, ૩/૨, ૫/૩, ૧૫/૮, ૨, આવું સમજાવ્યું હતું તે પ્રમાણ આ આંદોલનો સાથે મળતું આવે છે. હાલ હારમોનિયમ, પિયાનો વગેરેમા જે स ( મધ્યમસ્થકનો ) વાપરવામા આવે છે તે જો એક સેકંડમા ૨૬૪ આંદોલનોથી ઉત્પન્ન થતો હોય તો બીજા સ્વરો કેટકેટલા આંદોલનોથી ઉત્પન્ન થશે, એ કહાડવું હોય તો ૯/૮, ૫/૪ વગેરે પ્રમાણોથી ગુણવાથી બીજા સ્વરોના આંદોલનો આવી શકશે. જેમકે, *स ૨૬૪×रि ૯/૮ =૨૯૭ रि ના આંદોલનો થશે; स ૨૬૪×ग ૫/૪ =૩૩૦ ग નાં આંદોલનો* થશે. આ રીતથી જે તે સ્વરના ( અપૂર્ણાંક ) પ્રમાણથી ગુણવાથી તે તે સ્વરના આંદોલનો નીચે પ્રમાણે નીકળી શકશે. જેમકે—

| स | रि | ग | म | प | ध | नि | सं |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬૪ | ૨૯૭ | ૩૩૦ | ૩૫૨ | ૩૯૬ | ૪૪૦ | ૪૯૫ | ૫૨૮ |

અમુક આંદોલનવાળા સ્વરને કાયમ કરવા માટે સ્વરસ્થાનની જરૂર

૨૭. સાત સ્વરોમા પહેલો સ્વર જે ષડ્જ તેજ મુખ્ય છે. તે સ્વર પ્રથમ કાયમ કરવામા આવે તોજ તેના પ્રમાણમાં બીજા ૭ સ્વરો મુકરર કરી શકાય. 'ષડ્જ' શબ્દનો અર્થ " षट् એટલે ૭, અને ज એટલે ઉત્પન્ન કરનાર, એટલે કે '૭ સ્વરોને ઉત્પન્ન કરનાર જે સ્વર તે' " એવો થાય છે. આખી દુનિયાંમાં જેટલા વાજા છે તેને મેળવવા માટે તથા ગાયનના ઉપયોગ માટે ષડ્જનો અમુક ( ચોક્કસ આંદોલનો વાળો ) ધ્વનિ-નાદ મુકરર કરવાની ઘણીજ જરૂર છે. જે ઉપરથી ફ્રાન્સ, ઇંગ્લાંડ,

અમેરિકા વગેરે દેશના વિદ્વાન સંગીતશાસ્ત્રીઓની ભલામણથી લંડન શેહેરમાંની "સોસાઈટી ઑફ આર્ટસ" નામની વિદ્યાની શોધ કરનારી મંડળીએ એવું ઠેરવ્યું છે કે, એક સેકંડમાં ૨૬૪ આંદોલનો થવાથી જે નાદ ઉત્પન્ન થવો જોઇએ તે નાદ વ્યવહારમાં વાપરવામાં આવતો મધ્યષડ્જ માનવો.

પરંતુ ૨૬૪ આંદોલનો થવાથી જે નાદ ઉત્પન્ન થાય તે નાદ તે ષ્ફલાણોજ, એવું શા ઉપરથી સાંભળી શકાય ? એને માટે એક બહુ સારી તેમજ સાદી યુક્તિ વાપરી છે. ૨૬૪ આંદોલનો દર સેકંડમાં યંત્રમાંથી ઉત્પન્ન કર્યા પછી જે નાદ સંભળાય તેના સુર (નાદ) ની સાથે પોલાદની એક વાંકી કમાન ઘસી ઘસીને મેળવવામાં આવે છે, પછી તે કમાનને જમીન ઉપર ઠોકીએ તો જે નાદ ઉત્પન્ન થાય તે નાદ ૨૬૪ આંદોલનો વાળો હોય એ ખુલ્લુંજ છે. તે નાદને ષડ્જ સમજવો.

આકૃતિ ૨ મા એ કમાનનો આકાર બતાવ્યો છે. એને આપણે સ્વરસ્થંભ એટલે "સ્વરને મુકરર કરનારો થાંભલો" એવું નામ આપીશું. એ સ્વરસ્થંભની નીચે ચોખુણુ પણ લાંબી લાકડાની પેટી માત્ર એક બાજુથી ખુલ્લા મુખવાળી રાખેલી છે, તેના ઉપર એક ઊભી બેસણીમાં સ્વરસ્થંભની કમાન ખોસી રાખેલી છે. જ્યારે જ્યારે સ્વરસ્થંભનો નાદ સાંભળવો હોય ત્યારે ત્યારે, એ સ્થંભ તેમાંથી કહાડી જમીન ઉપર પછાડી તુરત, પેટીની બેસણીમાં ખોસી મુકવો. જેથી આખી કમાન થરથર ધ્રુજશે, ને તેથી પેટીની અંદરની હવાના રજકણોમાં આંદોલન થઇ થઇ ષડ્જ સ્વરનોનાદ ઘુમશે, ને તેનો પડઘો દેવળમાંના ઘુમટની પેઠે પેટીના પોલાણમાં થશે. સ્વરસ્થંભને અંગ્રેજીમા ટયૂનિંગફૉર્ક કહે છે. એ કમાન મુંબઈ વગેરે મહોટાં શેહેરોની બજારમાં આઠ બાર આનામાં મળી શકે છે, કોઇ પણ વાજું મેળવવું હોય તે વખતે, આ સ્થંભ (માત્ર કમાન) ને જમીન ઉપર ઠોકી કાન ઉપર ધરી સાંભળવાથી જે નાદ નીકળશે તે નાદમા એટલે સ્વરમાં વાજું મેળવવું. આ યંત્રની સહાયતાથી સ્વર એક દેશમાંથી બીજા દેશમાં લઈ જઈ શકાય છે. ને તેનું અસલ રૂપ વિકાર પામ્યા વિના કાયમ રહી શકે છે. આ રીતે સ્વરસ્થંભથી ષડ્જ મુકરર કર્યા પછી બીજા છ સ્વરો ઉત્પન્ન કરી શકાય. સંગીતના ગ્રન્થોમા ષડ્જની વ્યાખ્યા નીચે પ્રમાણે બહુ સરસ આપી છે.



આકૃતિ ૨
સ્વરસ્થંભ (ટયૂનિંગ ફોર્ક)

षण्णां स्वराणां जनकः षड्भिर्वाजन्यते स्वरैः ।
षड्भ्यो वा जायतेऽङ्गेभ्यः षड्ज इत्यभिधीयते ॥

અર્થ—જે, ૬ સ્વરોનો ઉત્પન્ન કરનાર છે, અથવા જે ૭ સ્વરોથી ઉત્પન્ન થઈ શકે તેવો છે, અથવા શરીરનાં (નાક, કંઠ, છાતી, તાળવું, જીભ, દાંત એ) ૭ સ્થાનોથી જે ઉત્પન્ન થઈ શકે છે તે ષડ્જ કહેવાય છે.

## પાઠ ૪ થો.

### વિકૃત સ્વર ( Modified Notes ).

ઉચ નીચ જે સ્વરતણું નવિન રૂપ યોજાય;
એજ વિકાર સ્વરૂપ જે તે વિકૃત કહેવાય. ૧
શુદ્ધ રૂપથી નીચ જે તે કોમલ કહેવાય;
શુદ્ધ રૂપથી ઉચ તે **તીવ્ર** કહોજ સદાય. ૨ ( સ્વરચિત. )

**૨૮.** ગયા પાઠમાં સાત સ્વર વિષે ઘણું કહેવામાં આવ્યું છે. **स रि ग म प ध नि** એ સાત સ્વરો ( ગયા પાઠમાં કહ્યા પ્રમાણે ) પોતપોતાના જે અસલ પ્રમાણુથી રહે છે તેમને **શુદ્ધ** સ્વરો કહે છે. એ શુદ્ધ સ્વરોનાં પ્રમાણો વિષે ઘણું કહેવામાં આવ્યુ છે. હવે એ શુદ્ધ સ્વરોમાંથી કેટલાક સ્વરોને વિકાર વાળા કરી તેનાં **કોમલ** અને **તીવ્ર** એવા નામથી જે નવા પેટા સ્વરો બનાવવામા આવે છે તે વિષે કહીએ છીએ.

વિકૃત સ્વર અને કોમલ તીવ્રની વ્યાખ્યા

મુખ્ય સ્વરો તો ફક્ત સાત જ છે, પણ તેતો પોતાના મૂળરૂપમાં એટલે કે, કુદરતી ( નેચરલ ) સ્થિતિમાં હોય છે તેથી તેમને **શુદ્ધસ્વર** કહેવામા આવે છે. પરંતુ અનેક રાગરાગણિઓમાં તથા તે ગાવા વગાડવામા શુદ્ધ સ્વરોની વચમાં કેટલાક નવા પેટાસ્વર બનાવવામાં આવે છે તેમને **વિકૃતસ્વર** કહે છે. કોઈ એક શુદ્ધ સ્વર હોય તેને ઉચો નીચો કરવો, એટલે કે તેના અસલ સ્વરૂપને વિકારવાળો કરવો; એવો જે વિકાર પામેલ નવો સ્વર તે **વિકૃત** કહેવાય. જે વિકૃત સ્વર તેની પાસેના શુદ્ધસ્વર કરતાં કંઇક નીચો ( ઉતરતો ) હોય તો તે ( નવા સ્વર ) ને **કોમલસ્વર** કહે છે, અને જો કોઈ વિકૃતસ્વર તેની પાસેના શુદ્ધસ્વર કરતા કંઇક ઉચો ( ચઢતો ) હોય તો તે ( નવા સ્વર ) ને **તીવ્રસ્વર** કહે છે. આ બાબત ચોખ્ખી રીતે સમજી શકાય તે માટ શુદ્ધ, કોમલ અને તીવ્ર એ ત્રણેની વ્યાખ્યા આપીએ છીએ.

(अ) **શુદ્ધસ્વર**—જે સ્વર પોતાના ખાસ કુદરતી ( નેચરલ ) પ્રમાણમાં ( રૂપમાં ) હોય છે તેને **શુદ્ધ** કહે છે.

(ब) **વિકૃતસ્વર**—શુદ્ધ સ્વરને ઉચો કે નીચો કરવાથી તેના ( શુદ્ધ સ્વર ) માં જે વિકાર થાય છે તે વિકાર પામેલા સ્વરને વિકૃત કહે છે. તેના બે પ્રકાર છે, (૧) **કોમલ** અને (૨) **તીવ્ર.**

(૧) **કોમલસ્વર**—શુદ્ધસ્વરના કરતાં નીચો ( ઉતરતો ) હોય એવા વિકૃત સ્વરને **કોમલ** કહે છે.

(૨) **તીવ્રસ્વર**—શુદ્ધ સ્વરના કરતા ઉંચો ( ચઢતો ) હોય એવા વિકૃત સ્વરને **તીવ્ર** કહે છે.

**૨૯.** સ્વરશાસ્ત્રના વિદ્વાનોએ સાત સ્વરના **અવિકૃત** અને **વિકૃત** એવા બે ભાગ પાડયા છે. **स** અને **प** એ બે સ્વરો **અવિકૃત** છે, અને બાકીના **रि ग म ध नि** એ

સાત સ્વરના વિકૃત અને અવિકૃત એવા ૨ ભેદ

પાંચ સ્વરો વિકૃત છે. કેમકે **स** અને **प** એ બન્ને **સ્થાયી** એટલે સ્થિર હોવાથી તેમને **અવિકૃત** ( વિકાર નહિ પામી શકે તેવા) કહે છે; અને **रि ग म ध नि** એ પાંચ સ્વરો **અસ્થાયી** (સ્થિર રહી શકે નહિ તેવા) હોવાથી તેમને **વિકૃત** (વિકાર પામી શકે તેવા) કહે છે.

સાતે સ્વરમાં માત્ર **स प** બંને **સ્થાયી** કે **અવિકૃત** શા માટે એ સવાલ ઊભો થશે તો તેને માટે સ્થૂલ રીતે આ પ્રમાણે જવાબો આપી શકાશે. તેમાં પ્રથમ તો એ કે સાત સ્વરમાં ષડ્જ સ્વર મુખ્ય છે, કેમકે ષડ્જ ઉત્પન્ન થવા માટે બીજા કોઈ પણ સ્વરની જરૂર પડતી નથી, જેથી પ્રથમ તે કાયમ કરવામાં આવે તોજ બીજા છ સ્વરો મુકરર કરી શકાય છે, તેથી સાતે સ્વરોમાં ષડ્જનું સ્થિરપણું કુદરતી રીતે હોય એમાં શંકા કરવાની જરૂર જ રહેતી નથી. હવે ફક્ત પંચમની વાત રહી. પંચમને સ્થાયી માનવાનાં બે કારણો છે, એક તો એ કે, એક **स** થી તે તેની જાતના બમણા ( ઊંચા ) **स** ની વચમા પંચમ બરાબર પ્રમાણથી વચમા આવે છે, જેમકે **स** ૧ **प** ૧॥ (૩/૨) : **सं** ૨ તેથી પંચમની યોગ્યતા ગણિત પ્રમાણની રીતે બીજા છ સ્વરોમા **स** ની સાથે વધારે સમ પ્રમાણથી જણાય છે એ કારણથી અને બીજુ કારણ એ છે કે **स** ની સાથે **प** બીજા બધા સ્વરો કરતા બહુજ સરસ રીતે બે માલૂમ ભળી જાય છે; તેથી **स** અને **प** એકદમ સાથે વગાડવાથી વિશેષ મીઠા લાગે છે. આ પ્રમાણે **स** અને **प** એકરસ થઈ જાય છે તે સ્થિતિમા પંચમ ષડ્જની સાથે લગાર પણ બેસુરો હોય છે તો તુરત પરખી શકાય છે. કોઈ પણ વાજામાં સાત સ્વરો મેળવવામા આવે છે ત્યારે પ્રથમ **स** અને **प** એ બને સ્વરને સ્થિર કર્યા પછી બીજા સ્વરોને મેળવવા (સ્થિર કરવા) મા આવે છે, જેથી બીજા પાચ સ્વરો સ્થિર કરવા માટે **स प** એ બનેની સ્થિર થવાની પ્રથમ જરૂર છે. અને બીજી રીતે જોઇશુ તો, કોઈ પણ વાજામાં-જેમકે, હારમોનિયમ કે પિયાનોમા બધા સ્વર સુરીલા છે કે નહિ તે તપાસવા માટે ષડ્જપંચમ, ષડ્જપંચમ એવી બેબે ચાવીઓ એકદમ દાબી તેમની મધુરતાની પૂર્ણતા ઉપરથી ખાત્રી કરવામાં **ષડજ** અને **પંચમની** જોડી સ્થિર કરવી પડે છે એ પ્રસિદ્ધ છે. એટલે કે **स** અને **प** એ બને સ્વરો પોતાની સુસ્વરતાના સબંધમાં કોઈ પણ ત્રીજા–નવા સ્વરની અપેક્ષા ( જરૂરીઆત ) નહિ રાખતા હોવાથી તે બને નિરપેક્ષ કે સ્વતંત્ર છે. એ મુખ્ય બાબતોને લીધે **स प** ને **સ્થાયી** સ્વર ગણ્યા છે, ને બીજા પાંચને **અસ્થાયી** ગણ્યા છે. માટે **સ્થાયીસ્વર અવિકૃત** રહે ને **અસ્થાયીસ્વર** વિકૃત પામે એ દેખીતું જ છે.

૩૭. સાત સ્વરોમાંથી કયા કયા સ્વરોની વચ્ચે નવા પેટા સ્વરો બનાવી શકાય તે વિષે વિચાર કરીએ ૨૨ મી કલમમા સમજાવવામા આવ્યુ છે કે, સાતે સ્વરો પરસ્પર ત્રણ જાતનું અંતર રાખીને રહેલા છે. તેમાં પહેલા અંતરને **મહદ્અંતર** (લાંબી જગા) બીજાને **મધ્યમઅંતર** ( મધ્યમ જગા ) અને ત્રીજાને **લઘુઅંતર** ( ટુંકી જગા ) કહે છે; તેમાંથી જો કોઈ બે સ્વરો વચ્ચેનું અંતર લઘુ હોય તો તેટલી ટુંકી જગામા નવો સ્વર નાખી શકાશે નહિ, કેમકે તે જગા બહુ ટુકી છે તેથી. પણ જે સ્વરો વચ્ચે **મહદ્** કે **મધ્યમ** અંતર હોય તેમની વચમાં એક એક નવો સ્વર નાખી શકાશે. હવે એ પ-

માણે જોતાં સાતે સ્વરોની વચમાં કયે કયે ઠેકાણે મહદ્ કે મધ્યમ અંતર છે તે ફરી જોઈ જઈએ. (કલમ ૨૨ મી ફરી વાંચી જુઓ) જેમકે:—

(૧) स અને रि ની વચ્ચેનું અંતર મહદ્ ($\frac{9}{8}$) છે તેથી તેમની વચમાં એક પેટા સ્વર નાખી શકાશે.

(૨) रि અને ग ની વચ્ચેનું અંતર મધ્યમ ($\frac{10}{9}$) છે તેથી તેમની વચમાં એક પેટા સ્વર નાખી શકાશે.

(૦) ग અને म વચ્ચેનું અંતર લઘુ ($\frac{16}{15}$) છે તેથી તેમની વચમાં પેટા સ્વર નાખી શકાશે નહિ.

(૩) म અને प વચ્ચેનું અંતર મહદ્ છે તેથી તેમની વચમાં એક પેટા સ્વર નાખી શકાશે.

(૪) प અને ध વચ્ચેનું અંતર મધ્યમ છે તેથી તેમની વચમાં એક પેટા સ્વર નાખી શકાશે.

(૫) ध અને नि વચ્ચેનું અંતર મહદ્ છે તેથી તેમની વચમાં એક પેટા-સ્વર નાખી શકાશે.

(૦) नि અને सं વચ્ચેનુ અંતર લઘુ છે તેથી તેમની વચમાં પેટાસ્વર નાખી શકાશે નહિ.

આ અંતરો નજરે જોવાથી સ્પષ્ટ સમજી શકાય તે સારૂં નીચે પ્રમાણે સ્વરોને ગોઠવીએ છીએ, ને તેમની વચમાનાં અતરો સ્થૂળ દૃષ્ટિથી જાણી શકાય તે માટે લઘુ અતરને માટે – આવી એક લીટી, મધ્યમ અંતર માટે – – આવી બે લીટી અને મહદ્-અંતર માટે – – – આવી ત્રણ લીટીઓ સ્વરોની વચમાં મૂકી જણાવીએ, જેમ કે.

स – – | – – रि – | – ग – म – – | – – प – | – ध – – | – – नि – सं

૧ ૨ ૩ ૪ ૫

આ ઉપરથી કયા કયા સ્વર વચ્ચે નવો પેટાસ્વર પાડી શકાય તે જાણી શકાશે. (૧) स અને रि વચ્ચે, ૨) रि અને ग વચ્ચે, (૩) म અને प વચ્ચે, (૪) प અને ध વચ્ચે તથા (૫) ध અને नि વચ્ચે એક એક પેટાસ્વર નાખી શકાશે એ ચોખ્ખુ છે.

૩૧. ઉપર પ્રમાણે પાંચ નવા વિકૃત સ્વરો બનાવીએ તો તેને કોઈ પણ નામો આપવાં જોઇએ. તે વિષે હવે વિચાર કરીએ.

નવા નાખેલા પેટા સ્વરોના નામ પાડવા વિષે.

(૧). स અને रि વચ્ચે જે નવો પેટાસ્વર નાખીએ તે વિકૃત સ્વરને શું નામ આપી શકાય? હાલ તેને આપણે क નામ આપીએ. આ સ્વર स ના કરતા જરા ઊંચો હોવાનો ને रि કરતા જરા નીચો હોવાનો; માટે તેને 'તીવ્ર स' કહી શકાશે. અથવા તો 'કોમલ रि' કહી શકાશે. કેમકે એ क નામનો નવો સ્વર શુદ્ધ स કરતાં ઊંચો હોવાથી स નુ વિ-

કારવાળું તીવ્ર રૂપ થયું, અથવા તો શુદ્ધ रि કરતાં એ સ્વર નીચો હોવાથી रि નું વિકારવાળું કોમલ રૂપ થયું. તેથી क નામના નવા પેટા સ્વરનું ' તીવ્ર स ' કે ' કોમલ रि ' એ બેમાંથી એક નામ પાડી શકાશે.

(૨) આ રીત પ્રમાણે रि અને ग વચ્ચે જે નવો પેટાસ્વર નાખીએ તે સ્વર ' શુદ્ધ रि ' થી ચઢતો હોવાથી रि નું વિકારવાળું રૂપ થશે, અથવા તો ' શુદ્ધ ग ' થી ઉતરતું રૂપ હોવાથી ग નું વિકારવાળું કોમલ રૂપ થશે, તેથી આ સ્વરને ' તીવ્ર रि ' કે ' કોમલ ग ' એ બેમાંથી એક નામ આપી શકાશે.

(૩) म અને प વચ્ચે જે નવો પેટાસ્વર નાખવો છે તે સ્વર, શુદ્ધ म થી ઊંચો હોવાથી म નું વિકૃત તીવ્ર રૂપ થશે, અથવા શુદ્ધ प થી નીચો હોવાથી प નું વિકૃત કોમલ રૂપ થશે. તેથી આ સ્વરને ' તીવ્ર म ' કે ' કોમલ प ' એ બેમાંથી એક નામ આપી શકાશે.

(૪) प અને ध વચ્ચે જે પેટાસ્વર નાખવો છે તે સ્વર ' શુદ્ધ प ' થી ઊંચો હોવાથી प નું વિકૃત તીવ્ર રૂપ થશે, અથવા ' શુદ્ધ ध ' થી નીચો હોવાથી ध નું વિકૃત કોમલ રૂપ થશે. તેથી આ સ્વરને ' તીવ્ર प ' કે ' કોમલ ध ' એ બેમાંથી એક નામ આપી શકાશે.

(૫) ध અને नि વચ્ચે જે પેટા સ્વર નાખવો છે તે સ્વર ' શુદ્ધ ध ' થી ઊંચો હોવાથી ध નું વિકૃત તીવ્ર રૂપ થશે, અથવા ' શુદ્ધ नि ' થી નીચો હોવાથી नि નું વિકૃત કોમલ રૂપ થશે. તેથી આ સ્વરને ' તીવ્ર ध ' કે ' કોમલ नि ' એ બેમાંથી એક નામ આપી શકાશે.

આ વાત બરાબર સ્પષ્ટતાથી સમજી શકાય માટે એ પેટા સ્વરોને નીચે પ્રમાણે ગોઠવીએ. જેમ કે—




આ પ્રમાણે જે નવાં પાંચ પેટા સ્વરો પાડીએ તેનાં નામ આ વ્યવસ્થા પ્રમાણે તો એક એક સ્વરનાં બે બે નામ પડે, અને તેથી પાંચ પેટા સ્વરોનાં ૧૦ નામ પડવાથી નામોનો ગોટાળો થઈ જાય. આવા નિયમથી અંગ્રેજી ગાયનમાં પેટા સ્વરોનાં બે બે નામો વપરાય છે. પરંતુ આપણા સ્વરશાસ્ત્રના નિયમ પ્રમાણે એક સ્વરનું એકજ નામ પાડવાનો રિવાજ હોવાથી આપણે પણ એક એક સ્વરનું ચોક્કસ નામ પાડવાનો પ્રયત્ન કરીએ.

પાંચ વિકૃત સ્વરોના ચોક્કસ નામો પાડવા માટે નિયમો.

૩૨. એક વિકૃત સ્વરનું એકજ નામ પાડવા વિષે નીચેના બે નિયમો ધ્યાનમાં રાખવા જોઇએ. **૧ લો નિયમ**—**સ** અને **પ** બંને સ્થાયી સ્વર હોવાથી અવિકૃત છે, તેથી તે સ્વરો વિકાર પામશે નહિ. માટે તેમનાથી ચઢતો કે ઉતરતો કોઇ પેટા સ્વર તેમની આસપાસ હોય તો તેને '**સ** તીવ્ર કે કોમલ' અથવા '**પ** તીવ્ર કે કોમલ' એવું નામ નહિ પાડી શકાય. **૨ જો નિયમ**—કોઈ મૂળ શુદ્ધ સ્વર હોય તો 'તેનાથી નીચેના કોઈ વિકૃત સ્વરને' જો, તે 'મૂળ સ્વરનો કોમલ' એવું નામ આપ્યું તો પછી તે (મૂળસ્વર) નાથી 'ઊંચેનો કોઇ વિકૃતસ્વર હોય તો તેને' 'મૂળ સ્વરનો તીવ્ર' એવું નામ નહી આપી શકાય. કેમકે આવો નિયમ નહિ રાખવાથી એક વિકૃત સ્વરનાં બબ્બે નામો ઊભાં થાય છે. દાખલા માટે આપણે મૂળ 'શુદ્ધ **રિ**' લઇએ. તેની નીચે અને ઉપર એમ બંને બાજુએ એક એક પેટાસ્વર છે. હવે જો શુદ્ધ **રિ** ની નીચેના પેટા સ્વરને જો '**રિ** કોમલ' એવું નામ આપીએ તો શુદ્ધ **રિ** ની ઉપરના પેટાસ્વરને '**રિ** તીવ્ર' એવું નામ નહિ આપી શકાય, પણ તે પેટાસ્વર વળી **ગ** નો કોમલ હોવાથી તેને 'કોમલ **ગ**' એ નામ આપી શકાશે.

આ બે નિયમો ધ્યાનમાં રાખી પાંચ વિકૃત સ્વરોનાં નામ પાડીએ.

(૧). **રિ કોમલ**—**સ** અને **રિ** ની વચ્ચેના પેટાસ્વરને 'કોમલ **રિ**' એવું નામ આપવું જોઇએ. આ સ્વર **સ** થી ચઢતો હોવાથી તેને 'તીવ્ર **સ**' એવું નામ આપીએ તો પહેલા નિયમને બાધ આવે.

(૨). **ગ કોમલ**—**રિ** અને **ગ** ની વચ્ચેના વિકૃત સ્વરને 'કોમલ **ગ**' એવું નામ આપવું જોઇએ. આ સ્વર **રિ** કરતાં ચઢતો છે તેથી તેને 'તીવ્ર **રિ**' કહી શકાય, પણ તેથી બીજા નિયમને બાધ આવે છે.

(૩). **મ તીવ્ર**—**ગ** અને **મ** વચ્ચે કોઈ વિકૃત પેટાસ્વર નથી. પણ **મ** અને **પ** વચ્ચે એક સ્વર છે તેને 'તીવ્ર **મ**' એવું નામ આપવું જોઇએ. આ સ્વર **પ** કરતાં નીચો છે માટે તેને 'કોમલ **પ**' કહીએ તો પહેલા નિયમને બાધ આવે.

(૪). **ધ કોમલ**—**પ** અને **ધ** ની વચ્ચેના પેટા સ્વરને 'કોમલ **ધ**' એવું નામ આપવું જોઇએ. આ સ્વર **પ** કરતાં ઊંચો હોવાથી તેને 'તીવ્ર **પ**' એવું નામ આપીએ તો પહેલા નિયમને બાધ આવે.

(૫). **નિ કોમલ**—**ધ** અને **નિ** ની વચ્ચેના વિકૃત સ્વરને '**નિ** કોમલ' એવું નામ આપવું જોઇએ. આ સ્વર **ધ** કરતાં ઊંચો હોવાથી તેને 'તીવ્ર **ધ**' કહીએ તો બીજા નિયમને બાધ આવે છે.

અંગ્રેજી સંગીતમાં આવો ચોક્કસ નિયમ નથી. તેમાં તો કલમ ૩૧ માં જણાવ્યા પ્રમાણે જરૂર પ્રમાણે એકજ વિકૃત સ્વરનાં બે બે નામો પાડવામાં આવે છે. તોપણ ઉપર પ્રમાણે વ્યવસ્થા નિશ્ચિત કરવી એ સારૂં છે એમ ધારી ઉપલાં પાંચ નામો કાયમ રાખવામાં આવ્યાં છે.

૭ શુદ્ધ ને ૫ વિકૃત મળી ૧૨ સ્વરોની વિકૃત સ્વર માળા

૩૩ સ રિ ગ મ પ ધ નિ એ સાત શુદ્ધ સ્વર અને તેની વચમાંના પાચ કોમલતીવ્ર જે વિકૃત સ્વર તે મળી કુલ ૧૨ સ્વરોની એક **વિકૃત સ્વરમાળા** થઈ તેને અગ્રેજીમાં **ક્રોમેટિકસ્કેલ** (Chromatic Scale) કહે છે. એ બાર સ્વરોને તેના ચોક્કસ નામો સાથે અનુક્રમે ગોઠવીએ —




અથવા આમ પણ ગોઠવી શકાય ૧ શુદ્ધ **સ**, ૨ કોમલ **રિ**, ૩ શુદ્ધ **રિ**, ૪ કોમલ **ગ**, ૫ શુદ્ધ **ગ**, ૬ શુદ્ધ **મ**, ૭ તીવ્ર **મ**, ૮ શુદ્ધ **પ**, ૯ કોમલ **ધ**, ૧૦ શુદ્ધ **ધ**, ૧૧ કોમલ **નિ**, ૧૨ શુદ્ધ **નિ**

આ અનુક્રમમા દરેક સ્વર એક પછી એક ચઢતા ચઢતા દરજ્જાવાળો છે એટલે એવી રીતે કે, ૧ લો **સા**, તે તો હમેશા શુદ્ધ જ રહે છે તેનાથી ચઢતો કોમલ**રિ**, તેનાથી ચઢતો શુદ્ધ**રિ**, તેનાથી ચઢતો કોમલ **ગ**, એ પ્રમાણે બધા સ્વરો અનુક્રમે ચઢતા ચઢતા દરજ્જાથી રહેલા છે. અગ્રેજી કે દેશી કોઇ પણ જાતના વાજામા આવાજ ક્રમથી બાર સ્વરોના પડદા ગોઠવવામા આવે છે ને તેથી આ નિયમ સિદ્ધવત છે.

આકૃતિ ૩ મા **હારમોનિયમ** નામના વાજામા સ્વરોના પડદા આ નિયમ ઉપરથી કેવી રીતે બેસાડેલા છે તે આપ્યા છે. એમા ધોળા અને કાળા પડદા છે તેમાં જે ધોળા પડદા છે તે શુદ્ધ સ્વરોના છે અને કાળા પડદા છે તે વિકૃત સ્વરોના છે

કોઇ પણ સ્વરને અથવા પડદાને **સ** (આરભ) સ્વર ગણીએ તો બીજા સ્વરો કયા કયા સ્વર કે પડદા ઉપર આવે ?

(૩૪) હારમોનિયમ કે પિયાનોમા ૧૨ સ્વરોના પડદા જે ગોઠવેલા હોય છે તેનું ચિત્ર આકૃતિ ૩ મા આપ્યુ છે. એમાંના કાળા કે ધોળા પડદામાથી કોઇ એક પડદા ઉપર આગળી મૂકી વગાડીએ, અને તેનેજ **સ** નો પડદો કે સ્વર છે એમ ગણીએ તો બાકીના ૧૧ સ્વરો કયા કયા પડદા ઉપર આવી શકશે એને માટે એકજ નિયમ છે તે એ કે, **વિકૃત સ્વરમાળામાં જે અનુક્રમથી બારે સ્વરો કે પડદાઓ ગોઠવાયલા છે તેજ અનુક્રમ, જે સ્વર કે પડદાને** [પછી તે કાળો (કોમળ તીવ્રનો) હોય કે ધોળો (શુદ્ધ) હોય તો તેને] **સ** (શરૂઆતવાળો) **ગણીએ તો ત્યાંથી આરંભ સમજી બાકીના સ્વરોના પડદાને માટે** (તેજ અનુક્રમ) **સમજી લેવો** આ નિયમ કોઈ પણ દેશી કે અગ્રેજી વાજામાના પડદાને માટે દૃઢ રીતે સમજી લેવો ધારો કે, આકૃતિ ૩ મા બતાવેલા ચિત્ર માથી **રિ** કોમલનો પડદો છે તેને જો **સ** અથવા આરંભક ગણીએ તો કોમલ **રિ**નો પડદો ચિત્રમાંના શુદ્ધ **રિ** ઉપર ગણાશે આ વાત બરાબર જાણવામા આવે તે સારૂ એ વિષેનું કોઠક આપીએ છીએ

ગમે તે સ્વરને અથવા સ્વરના પડદાને આરંભક સ્વર એટલે કે स ગણીએ તો બીજા ૧૧ સ્વરો, ક્યા ક્યા સ્વર કે પડદા ઉપર આવે તે વિષે.

### વિકૃત સ્વરમાળાના ચક્રનું કોષ્ટક.

| ક્યા સ્વરને स ગણીએ તો બાકીના સ્વરો ક્યા ક્યા સ્વર કે પડદા ઉપર આવે? | | કોમળ. | | કો૦ | | | તીવ્ર. | | કો૦ | | કો૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प' ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ |
| रिॅ કોમલને. | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ |
| रि શુદ્ધને. | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० |
| गॅ કોમલને. | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ |
| ग શુદ્ધને. | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ |
| म શુદ્ધને. | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | मं ६ | म॑ ७ |
| म॑ તીવ્ર. | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ |
| प શુદ્ધને. | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ |
| धॅ કોમલને. | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ | ग ४ |
| ध શુદ્ધને. | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ | रि ३ |
| निॅ કોમલને. | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ | रिॅ २ |
| नि શુદ્ધને. | रिॅ २ | रि ३ | गॅ ४ | ग ५ | म ६ | म॑ ७ | प ८ | धॅ ९ | ध १० | निॅ ११ | नि १२ | स १ |

કોમલ તથા તીવ્ર સ્વરને માટે ચિન્હ

૩૫. વિકૃત સ્વરોનાં ચિન્હો વિષે થોડુંક જણાવીએ. જે સ્વર કોમલ હોય તેનું ચિન્હ ॅ આવું અને તીવ્ર હોય તેનું ચિન્હ ॑ આવું રાખવામાં આવ્યું છે. જેમકે, रि ग ध नि એ ચારેને કોમલનાં ચિન્હ આપી લખવા હોય તો रिॅ गॅ धॅ निॅ આમ લખાય; અને म તીવ્ર લખવો હોય તો म॑ આમ લખાશે. ॅ આનો આકાર અર્ધ ચન્દ્ર ( બીજ ત્રીજના જેવા અડધા ચન્દ્ર ) જેવો છે તે સ્પષ્ટ છે. તેનો ઉપયોગ કવિતા લખતી

વખતે ઘણો કરવામાં આવે છે તે જાણીતું છે. જ્યારે કવિતામાં હ્રસ્વ અક્ષરને બદલે દીર્ઘ અક્ષર વાપરવો પડે છે ત્યારે તે દીર્ઘ અક્ષરના માથા ઉપર ˘ આવું ચિન્હ કરવામાં આવે છે. તેથી ˘ આવા ચિન્હવાળા ગુરૂ અથવા દીર્ઘ અક્ષરને હ્રસ્વ અક્ષરની પેઠે ઉતાવળથી બોલી જવો પડે છે. આ વાત એક કવિતા આપી સમજાવીએ.

તોટક વૃત્ત.

શીળી ચાંદનીની સમ રેલી રહે, કંઈ ગાન મધુરૂં સુમન્દ વહે;
સુણી જે વશવર્તી બની કરતા, હરણાં સમ અર્પિતરંગ બધા. ૧.

મૃદુ એહવું ગાન વહી વિરમે, તદપિ શ્રવણે ધ્વનિ હેની રમે;
રૂડું ઇન્દ્રધનુ પ્રગટીજ શમે, તદપિ મનમાં મૃદુ રંગ ભમે. ૨.

( કુસુમમાળા—અવસાન )

આ કવિતામાં જે ગુરૂ-દીર્ઘ અક્ષરો ઉપર ˘ આવું ચિન્હ આપવામાં આવેલું છે તે અક્ષરોનો ઉચ્ચાર હ્રસ્વ કે લઘુની માફક જરાક ઉતાવળથી કરવામાં આવે છે. તેજ બાબત અહિં પણ સમજી લેવી. એટલે કે કોઈ પણ શુદ્ધસ્વરને માથે ડાબી બાજુએ ˘ આવું ચિન્હ હોય તો તે શુદ્ધ સ્વરને જરાક ઓછા-નીચા નાદમાં એટલે કે કોમળ (ઉતરતા) અવાજમાં બોલવો. અને જ્યારે કોઈ પણ શુદ્ધસ્વરના માથા ઉપર જમણી બાજુએ, તેનાથી ઉલટું એટલે કે ˆ આવું ચિન્હ કરેલું હોય તો તે શુદ્ધ સ્વરને તેથી જરા ઉપરના-ઉંચા એટલે કે તીવ્ર (ચડતા) અવાજમાં બોલવો.

આ ચિન્હોથી બીજી એક બાબત બહુ ચોખ્ખી રીતે જણાય છે તે એ કે, કોઇ પણ સ્વર લઇએ તો તેનાથી ચઢતી-ઉંચી જાતના સ્વરો જમણી તરફ હોય છે, અને ઉતરતા-નીચી જાતના સ્વરો ડાબી તરફ હોય છે. આ નિયમ સર્વે સ્વરોને માટે તથા તમામ જાતનાં વાજાંઓને માટે સરખી રીતે લાગુ પડે છે. જેમકે ધ સ્વર છે. તેની જમણી બાજુએ ચઢતો સ્વર નિ છે, અને ડાબી બાજુએ ઉતરતો સ્વર પ છે. એ બાબત ˘ અને ˆ આવા ચિન્હથી કંઇક સુઝી આવશે. ˘ આ ચિન્હથી ડાબી તરફ થોડુંક ઉતરવું, જેમકે ˘રિ આમ હોય તો, રિ જે શુદ્ધ છે તેનું ડાબી બાજુ તરફ થોડુંક (અવાજમાં) ઉતરવું તે, અને ˆ આ ચિન્હથી જમણી તરફ થોડુંક ચઢવું, જેમકે મˆ આમ હોય તો મ જે શુદ્ધ છે તેનાથી જમણી તરફ થોડુંક (અવાજમાં) ચઢવું તે; આવા પ્રકારનું ભાન ˘ અને ˆ આ ચિન્હ નજરે જોતાંજ થઈ આવે છે. માટે મેં કોમલ તીવ્ર સ્વરોનાં ચિન્હો એ જ પસંદ કર્યાં છે.

ઉદા. પ્રોફેસર મૌલાબક્ષે કોમલને માટે V આવું અંગ્રેજી 'વી' જેવું ચિન્હ અને તીવ્રને માટે ⁄ આવું ચિન્હ નક્કી કર્યું છે. જેમકે રિ ગ ધ નિ એ ચારેને કોમલ લખવા હોય તો રિV ગV ધV નિV આમ લખાય છે: અને મ તીવ્ર લખવો હોય તો મ⁄ આમ લખાય છે. મતલબ કે આ બંને જાતનાં ચિન્હોથી કોઈપણ જાતનો અર્થ ફલિત થતો નહિ હોવાથી તે વાપરવાં મેં અયોગ્ય ધાર્યું છે. તોપણ આ પુસ્તકના અભ્યાસીઓના હાથમાં પ્રો૦ મૌલાબક્ષનાં પુસ્તકો આવે તો તેમના ચિન્હોનો તથા આ કહ્યાં તે, એ બંને ચિ-

પ્રો૦ મૌલાબક્ષે વાપરેલા ચિન્હ

ન્હોનો સંબંધ જાણવામાં આવે એવા હેતુથી આ સ્પષ્ટતા કરવામાં આવે છે. જેથી ઉપર બતાવેલા ૧૨ સ્વરોને આપણી પદ્ધતિનાં ચિન્હોથી અને પ્રો૦ મૌલાબક્ષનાં ચિન્હોથી લખીને બતાવવા હોય તો આ પ્રમાણે બતાવાય.

( આ ગ્રંથની પદ્ધતિ પ્રમાણે )

ॅरि ॅग म॔ ॅध ॅनि
स रि ग म प ध नि

( પ્રો૦ મૌલાબક્ષની પદ્ધતિ પ્રમાણે )

रि♭ ग♭ म♯ ध♭ नि♭
स रि ग म प ध नि

કોમલ તીવ્રનાં ચિન્હો બહુજ ધ્યાનમા રાખવાં. કેમકે હવે પછી જે જે રાગરાગણિઓ આપવામાં આવશે, તેમજ ગાયનોની **સરગમો** આપવામાં આવશે તેમાં આ ચિન્હોનો ઉપયોગ કરવામાં આવશે. માટે આ ચિન્હો હવે પછીના પાઠોમાં લખવામા આવશે તે ચિન્હવાળા સ્વરો વાંચવામાં અને તે પ્રમાણે મોઢેથી ગાતી વખતે તથા હાથથી વગાડતી વખતે ધ્યાનમાં રાખવા.

વિકૃત સ્વરમાળામાના સ્વરોના અંતરોનુ પ્રમાણ

૩૭, **अ**. સાતે સ્વરો પોતપોતાના જે અંતરો ઉપર રહે છે તેમના પ્રમાણો વિષે કલમ ૨૧–૨૨–૨૬ મીમા કહેવામા આવ્યુ જ છે, તે ઉપરથી કોઈ પણ બે સ્વરોની વચ્ચે કેટલું અંતર હોય છે તે જાણવામા આવશે. યુરોપિયન વિદ્વાનો આ બાર સ્વરની માળા જુદી રીતે બનાવવાનું કહે છે. તેમની પદ્ધતિ એવી છે કે, स અને તેથી બમણો ઊંચો જે ટીપનો सं એ બન્નેમા જે જગા ( અવકાશ, અંતર ) છે તેમની વચમા સરખા ૧૧ ભાગ ( અવકાશ ) પાડી, દરેક ભાગમા એક એક સ્વર નાખવો; આ દરેક ભાગનું પ્રમાણ ૨ નુ ૧૨ ઘાતમૂળ ( $\sqrt[12]{२}$ ) ના પ્રમાણથી એટલે કે ૧૦૫૯૪૬ આ પ્રમાણથી રાખવામા આવે છે. અર્થાત્ स અને ટીપનો सं એ બે સ્વરોની વચ્ચે જે અંતર હોય છે તેમા ૧૦૫૯૪૬ ના પ્રમાણથી જે સરખાં ૧૧ અંતરો પડે તે દરેક અંતર ઉપર એક એક સ્વર નાખી આ બાર મિશ્ર સ્વરો બનાવવામાં આવે છે. આવી પદ્ધતિથી જે સ્વરમાળા બનાવવામાં આવે છે તેને **ઈક્વલ ટેંપરામેંટ સ્કેલ** (Equal-temperment scale) એટલે કે, સમાન અંતર વાળી સ્વરમાળા કહે છે. આ પદ્ધતિ પ્રમાણે જો स સ્વરની ઉત્પત્તિ માટે ૨૬૪ આંદોલનો થવા જોઇએ એમ ધારીએ તો ૧૨ સ્વરોનાં આંદોલનો નીચે પ્રમાણે થશે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| स | ॅरि | रि | ॅग | ग | म | म॔ |
| ૨૬૪ | ૨૭૯ | ૨૯૬ | ૩૧૪ | ૩૩૨ | ૩૫૨ | ૩૭૩ |
| प | ॅध | ध | ॅनि | नि | सं | |
| ૩૯૫ | ૪૧૭ | ૪૪૩ | ૪૬૯ | ૪૯૮ | ૫૨૮ | |

હારમોનિયમ અને પિયાનોમાં જે ૧૨ સ્વરોના પડદા હોય છે તેમના સ્વરો આ પ્રમાણથી મેળવેલા હોય છે.

ચ. આ પદ્ધતિ પ્રમાણે બાર સ્વરો બનાવવાથી મૂળ સાત સ્વરોનાં સ્થાન થોડાક ખસી જાય છે, ને તેથી તેમનો નાદ નીચે પ્રમાણે સૂક્ષ્મ રીતે ગણિતથી વધતો ઓછો (બેસૂરો) થાય છે. જેમકે—

| સુર ................ | स | रि | ग | म | प | ध | नि |
|---|---|---|---|---|---|---|---|
| કુદરતી શુદ્ધસ્થાન | ૨૬૪ | ૨૯૭ | ૩૩૦ | ૩૫૨ | ૩૯૬ | ૪૪૦ | ૪૯૫ |
| ઉપરની પદ્ધતિથીશુદ્ધ સ્વરનાઆવતાસ્થાન | ૨૬૪ | ૨૯૬ | ૩૩૨ | ,, | ૩૯૫ | ૪૪૩ | ૪૯૮ |

આમાંનો रि સ્વર શુદ્ધ કરતા ૧ આંદોલનથી ઓછો છે, ग ૨ આંદોલનોથી વધારે છે, प ૧ થી ઓછો છે, ध ૩ અને नि ૩ આંદોલનોથી ચઢતો થઈ જાય છે. આમ હોવાથી આ સ્વરો મૂળ સાત સ્વરની સાથે લગાર બેસુરા છે એમ સૂક્ષ્મગણિતથી જ ણાઈ આવે છે પણ કાનથી તે ભેદ ઉપર ઉપરથી પારખી શકાતો નથી

તોપણ ૭ શુદ્ધ સ્વરો પોતે જે સ્થાન ઉપર ગણિત રીતે છે તેમના સ્થાનો કાયમ ખી, તેમની વચ્ચે જે જગા હોય છે તેમા જે પાચ પેટાસ્વરો નાખવા, તે એવી રીતે નાખવા કે, તે સ્વરો કુદરતી સ્વરો પ્રમાણે મધુર લાગે આ પ્રમાણે કુદરતી પાચ પેટા સ્વરો વિદ્વાનોએ જે પાડ્યા છે તેમના આંદોલનોમા અને ઉપરની ૧.૦૫૯૪૬ ના સમાન અતરવાળી પદ્ધતિવાળા આંદોલનોમા નીચે પ્રમાણે ફેર પડશે —

| વિકૃતસ્વર | रिॅ | गॅ | मॅ | धॅ | निॅ |
|---|---|---|---|---|---|
| કુદરતીસ્થાન | ૨૮૦ | ૩૧૭ | ૩૭૫ | ૪૨૨ | ૪૭૫ |
| સમાન અંતર રાખવાથી આવતા સ્થાન | ૨૭૯ | ૩૧૪ | ૩૭૩ | ૪૧૭ | ૪૬૯ |

આર્ય સગીતશાસ્ત્ર પ્રમાણે ૧૨ સ્વરોની માળા કેવી રીતે બનાવવામા આવે છે ?

૩૮. આર્ય ગાયનશાસ્ત્ર પ્રમાણે ૧૨ સ્વરો કેવી રીતે ઉપજાવવામા આવે છે તે વિષે થોડુક જાણુ જોઇએ માત્ર એક षड्ज ઉપરથી બાર સ્વરો ઉપજાવવામા આવે છે એ વિષે **સંગીત પારિજાત** નામના ગ્રથમા નીચે પ્રમાણે કહ્યુ છે -

**प्रवर्तन्ते स्वराः सर्वे सदा संवादि रूपिणः ।**
**षड्जपंचमभावेन षड्जे ज्ञेयाः स्वरा बुधैः ॥**
**गनिभावेन गाधारे मस भावेन मध्यमे ॥ ३२८ ॥ अध्याय १.**

બધા સ્વરો હમેશા સવાદી રૂપથી જ રહેલા છે षड्ज ગ્રામમા षड्जपंचम

**ભાવથી**, ગાંધાર ગ્રામમાં **ગાંધારનિષાદભાવથી** અને મધ્યમ ગ્રામમાં **મધ્યમષડ્જ ભાવથી** બધા સ્વરો રહેલા છે.

આ વિષય જરા અઘરો છે તેથી એ વિષેનો ખુલાસો **વાદી સંવાદી**ના પાઠમાં વિસ્તારથી આપવામાં આવશેજ. તોપણ ટુંકામાં નીચે જણાવીએ છીએ. **स** ઉપરથી **प** નીકળી શકે છે. **प** ઉપરથી **रि**, **रि** ઉપરથી **ध**, **ध** ઉપરથી **ग**, **ग** ઉપરથી **नि**, **नि** ઉપરથી **म**, **म** ઉપરથી **रिॅ**, **रिॅ** ઉપરથી **धॅ**, **धॅ** ઉપરથી **गॅ**, **गॅ** ઉપરથી **निॅ**, અને **निॅ** ઉપરથી **मॅ**. એમ એક **स** ઉપરથી "ષડ્જપંચમભાવના પ્રમાણથી" બીજા ૧૧ સ્વરો બનાવવામાં આવે છે. તેથી યૂરોપિયન પદ્ધતિ પ્રમાણે આંદોલનો ગણી તેમને સ્વરસ્થંભના રૂપમાં સ્થિર કરી પછી સ્વરો ગણિતપ્રમાણથી મુકરર કરવા જેવી કઠિનતા આર્યપદ્ધતિમાં નથી. વળી જે જેની પાસે જેવું જેવું વાજું હોય તે વાજામાં માત્ર એક ષડ્જ કાયમ કર્યા પછી "ષડ્જપંચમભાવ" ના નિયમથી સપાટાબંધ ૧૧ સ્વરો સ્થાપી તેમની સુસ્વરતાનો કસ કાઢવાનો રિવાજ સર્વત્ર ચાલૂ છે. તેથી સાધારણ વ્યવહારમાં આ પદ્ધતિ બહુજ ઉપયોગી થઈ પડે છે.

૩૯. કોઈ સ્વર વિકૃત કરવામાં આવે ત્યારે શું તેના શુદ્ધ રૂપમાં વિકાર થાય છે? એ પ્રશ્ન ઘણો ઉપયોગી છે. જેમકે, **रि** સ્વરને વિકૃત કરી તેનો **रिॅ** કોમલ કરીએ તો તે શું 'શુદ્ધ**रि**નું પોતાનું' વિકૃત રૂપ થયું? જો તમે એમ કહેશો કે **रिॅ** કોમલ નામનો નવો સ્વર બનાવવાથી શુદ્ધ**रि** માં વિકાર થયો નથી, પણ શુદ્ધ**रि**થી કોમલ **रिॅ** સ્વતંત્ર છે; જો એમ છે તો પછી **रिॅ** કોમલ તે "શુદ્ધ **रि** નો વિકૃત ( કોમલ ) સ્વર" શી રીતે? કેમકે તેમ થવાથી **रि** ના શુદ્ધ સ્વરૂપમાં કંઈ પણ ફેરફાર થયો નથી, તો પછી શુદ્ધ **रि** પોતે 'વિકૃત ( કોમલ કે તીવ્ર ) થયો' એમ શા માટે કહેવાય છે? આનો ખુલાસો નીચે પ્રમાણે છે.

"ફલાણો સ્વર વિકૃત ( કોમલ તીવ્ર ) થયો" એટલે શું?

સાત સ્વરની વચ્ચે જે જગા હોય છે તેમાં કોમળ તીવ્ર સ્વરો નાખવામાં આવે છે તેથી મૂળ શુદ્ધ સ્વરો તો પોતે કાયમ જ રહે છે. તે શુદ્ધ સ્વરો કંઈ પોતે પોતાના સ્થાનથી ખસી જઈ વિકાર પામતા નથી, પણ જે અમુક શુદ્ધ સ્વરનો વિકૃત સ્વર નવો બનાવવો પડે છે તે, શુદ્ધ સ્વરની પોતાની જે જગા આગલા કે પાછલા સ્વર વચ્ચે હોય છે તે જગાની વચ્ચે આવતો હોવાથી એ ( એક શુદ્ધ સ્વરથી તે તેની પાસેના બીજા શુદ્ધ સ્વરની વચ્ચેની ) જગા માત્ર વિકાર પામે છે તેથી તે વચલા વિકારી સ્થાનના સ્વરને, તે જગા જે સ્વરની હોય તે સ્વરની જગાની અપેક્ષાથી 'ફલાણા મૂળ ( શુદ્ધ ) સ્વરનો વિકૃત' એવું નામ આપવામાં આવે છે. તેથી વિકૃત ( કોમળ, તીવ્ર ) સ્વર એનો અર્થ એવો સમજવો કે, કોઈ પણ સ્વરની પોતાની જે આખી જગા હોય છે તે વિકાર પામેલી જગામાંનો સ્વર તે "તે (મૂળ) સ્વરનો વિકૃત સ્વર". આથી કંઈ મૂળ સ્વર વિકાર પામતો નથી, અને બંને જૂદા જૂદા રહે છે, ને તેમનો ઉપયોગ પણ ભિન્ન ભિન્ન વખતે કરવામાં આવે છે.

**૧૨ સ્વરોનાં પ્રાચીન ગ્રંથોમાના નામ અને દક્ષિણ-કર્ણાટકતરફનાં નામ તથા હાલ આ તરફના ગવૈયાઓ જે નામથી ઓળખે છે તે નામોનુ કોષ્ટક**

' ૪૦ સાત શુદ્ધ અને પાંચ વિકૃત સ્વરો મળી ૧૨ સ્વરો વિષે શાસ્ત્રીય વિચાર કર્યો. એ બાર સ્વરોનાં પ્રાચીન ગ્રંથોમાં જે નામ આપવામાં આવ્યાં છે તે નામ નીચેના કોષ્ટકમાં આપી તે સાથે દક્ષિણ દેશ તરફ કર્ણાટક વગેરેમાં જે નામ ચાલૂ છે તે આપવામાં આવ્યાં છે. તે સાથે વળી આ તરફના ગવૈઆઓમાં જે નામ ચાલૂ છે તે પણ આપીએ છીએ તે બધા ઉપરથી જણાશે કે, બાર સ્વરનાં નામોનો ઘણો ગોટાળો થઈ ગયો છે.પ્રાચીન નામોને બદલે હાલના ગવૈયાઓ ભલતાંજ નામ આપે છે. તેઓ શુદ્ધ, કોમલ, તીવ્ર એવો ભેદ નહિ ગણતા ફક્ત 'ઉતરી' એટલે કોમળ અને 'ચઢી' તે તીવ્ર એવા બે ભેદ જ ગણે છે. ગવૈયાઓ ઘણા ખરા અભણ અને અજ્ઞાની હોય છે. ઘણા ખરા ગવૈયાઓ તો પૂરૂ લખી વાચી પણ જાણતા નથી તોપછી સગીતશાસ્ત્રની ઝીણી બાબતોનો નિર્ણય ગ્રંથો ઉપરથી કરી શકવાની આશાજ ક્યાથી? મુબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે શેહેરોમા જે હાલ સગીતની કલબો ચાલૂ છે તે કલબોના શિક્ષકો પણ એ ગવૈયાની પક્તિના-બલ્કે તેથી પણ ઉતરતી સ્થિતિના હોય છે. તેઓમાં પણ સાત સ્વરના વિકૃતનામોનો મેળ નથી હોતો. જેને જેમ ફાવે તેમ સ્વીકારી લઈ, લોકોને તેવા અલ્પજ્ઞાનવાળુ શિક્ષણ આપતા ફરે છે, ને એવાઓનો પ્રસાર આજ ઘણાક વર્ષથી ચાલે છે. જેથી નિરક્ષર ગવૈઆઓ તેમજ કલબોના ખાં સાહેબો ૧૨ સ્વરને જે નામોથી ઓળખે છે તે નામો પણ નીચેના કોષ્ટકમા આપવામા આવે છે.

| | આ ગ્રંથના નામ. | સગીત પારિજાત વગેરે પ્રાચીન ગ્રંથના નામ. | કર્ણાટક તરફના નામ. | ગવૈયાઓમા વપરાતા નામ |
|---|---|---|---|---|
| ૧ | स શુદ્ધ | स શુદ્ધ. | स શુદ્ધ. | स શુદ્ધ ષડ્જ. |
| ૨ | ॅरि કોમલ. | रि કોમલ. | रि શુદ્ધ | ॅरि ઉતરી રિખબ કે કોમલ रि. |
| ૩ | रि શુદ્ધ. | रि શુદ્ધ | रि ચતુ શ્રુતિ | रि ચઢી રિખબ કે તીવ્ર रि. |
| ૪ | ॅग કોમલ. | ग શુદ્ધ. | ग સાધારણ | ॅग ઉતરી ગધાર કે કોમલ ग |
| ૫ | ग શુદ્ધ. | ग તીવ્ર=અતર ग | ग અતર. | ग ચઢી ગધાર કે તીવ્ર ग |
| ૬ | म શુદ્ધ. | म શુદ્ધ. | म શુદ્ધ. | म ઉતરી મધ્યમ કે કોમલ म. |
| ૭ | मॕ તીવ્ર. | म તીવ્રતમ | म પ્રતિમધ્યમ. | मॕ ચઢી મધ્યમ કે તીવ્ર म. |
| ૮ | प શુદ્ધ. | प શુદ્ધ | प શુદ્ધ. | प શુદ્ધ પંચમ. |
| ૯ | ॅध કોમળ. | ध કોમલ | ध શુદ્ધ | ॅध ઉતરી ધૈવત કે કોમલ ध |
| ૧૦ | ध શુદ્ધ. | ध શુદ્ધ | ध ચતુ શ્રુતિ. | ध ચઢી ધૈવત કે તીવ્ર ध |
| ૧૧ | ॅनि કોમલ. | नि શુદ્ધ. | नि કૈશિક. | ॅनि ઉતરી નિખાદ કે કોમલ नि |
| ૧૨ | नि શુદ્ધ. | नि તીવ્ર=કાકલીनि. | नि કાકલી | नि ચઢી નિખાદ કે તીવ્ર नि. |

## પાઠ ૫ મો.

### સ્વરસપ્તક ( Octave )

સાત મુખ્ય સ્વરનો જથો સ્વરસપ્તક કહેવાય. (સ્વકૃત)

સપ્તકની વ્યાખ્યા.

૪૧. સાત સંખ્યાનો જે સમૂહ તેને **સપ્તક** કહેછે. તેમ સાત સ્વરોનો જે સમૂહ કે જથો તેને **સ્વરસપ્તક** કહેછે. 'સ્વરસપ્તક' એ શબ્દનો અર્થ સાતે શુદ્ધ સ્વરોનો સમુદાય; એમાં શુદ્ધ સ્વરોની અંદર વિકૃત સ્વરો પણ આવી ગયા સમજવા. કેમકે તે પેટા સ્વરો છે. જેથી '**સ્વરસપ્તક**' કે એકલા '**સપ્તક**' એ શબ્દથી સાધારણ રીતે ૭ મુખ્ય અને ૫ કોમલ તીવ્ર મળી ૧૨ સ્વરોનો સમુદાય સમજવો

સપ્તકો કેટલાં? સાત.

૪૨. પહેલાં કહેવામાં આવ્યું હતું કે, જે **આહતનાદો** આપણે સાંભળી શકીએ છીએ તેની મર્યાદા એક સેકંડમાં અખંડ એવાં ૧૬ આંદોલનોથી તે ૪૮૦૦૦ આંદોલનો સુધી છે. એ બધો સાંભળી શકાય એવો જે નાદનો વિસ્તાર તેમાં અનેક નાદોનો સમાવેશ થઈ શકે છે. તે બધા નાદો સાત વર્ગમાં વહેંચાઈ ગયા છે. એ સાત વર્ગોથી આઠમો વર્ગ કોઈ થઈ શકતો નથી. એ સાત વર્ગોવાળા નાદો તે **સ રિ ગ મ પ ધ નિ** એ સાત સ્વરો છે. એ સાતના સમૂહને **સપ્તક** કહે છે.

સપ્તકો પણ બધાં મળી ૭ છે. તેમનાં નામ; ૧ લું **અત્યનુમન્દ્ર**, ૨ જું **અનુમન્દ્ર**, ૩ જું **મન્દ્ર**, ૪ થું **મધ્ય**, ૫ મું **તાર**, ૬ ઠું **તારતર**, ૭ મું **તારતમ**. આ દરેક સપ્તકમાં સાત સાત સ્વર હોય છે. તે એક પછી એક બમણા બમણા હોય છે. આ સાતેમાં **મન્દ્રસપ્તક**, **મધ્યસપ્તક** અને **તારસપ્તક** એ ત્રણ સપ્તકો મુખ્ય છે. કેમકે ગાવા વગાડવામાં તે બહુ વપરાય છે. એ બધાં સપ્તકો વિષે ઝીણી નજરથી વિચાર કરીએ.

મધ્ય સપ્તક, તેથી ઉતરતું તે મન્દ્ર, અને મધ્યથી ચડતું તે તાર.

૪૩. (અ) રોજ આપણે વાતચીત કરીએ છીએ ત્યારે આપણો સૂર કેવો હોય છે તે જરા વિચારો. રોજ બોલવામાં કે સાધારણ વાતચીત કરવામાં કે એકાદ સાદી કવિતા બોલતી વખતે અથવા તો કેટલીક સંખ્યા ગણતી વખતે આપણા અવાજનું બંધારણ સાધારણ—મધ્યમસર હોય છે આવી તરેહના અવાજને કે સ્વરોને આપણે **મધ્ય** કે **વ્યાવહારિક** સ્વરો કહીશું.

(બ) કોઈ વખતે આપણે ઊંચો સ્વર કાઢીને કોઇને બોલાવીએ છીએ, અથવા ભયથી બૂમો પાડી જવાય છે, અથવા એક ખેડુત બીજા છેટેના ખેતરમાંના ખેડુતને લાંબોને ઊંચો સાદો કાઢી બોલાવે છે, નાનું છોકરું રૂવે છે, સ્ત્રીઓમાંથી કેટલીકોનો કંઠ બહુજ ઝીણો સાંભળીએ છીએ, કોઈ પુરૂષનો પણ એવો જ ઝીણો કંઠ હોય છે. આ બધા અવાજો સાધારણ વાતચીત વખતે જે અવાજો વાપરીએ છીએ તે કરતાં, તીણા કે ઊંચા હોય છે, આવા અવાજોને કે સ્વરોને આપણે **તાર** સ્વરો એવું નામ આપીએ. જાણે કોઈ વાજાને તાર બાંધેલો હોય ને તેને વગાડીએ અને તેમાંથી જેવા તીણા કે ઊંચા સ્વર નીકળે છે તેને મળતા આ બધા સ્વરો હોયમની!

(ક) કોઇના કાનમા હલકા સ્વરથી કંઇક વાત કરીએ, અથવા કોઈ ઘરડા માણસને જાડો ઘોઘરો ઘાટા સાભળીએ છીએ, અથવા આપણને ઘણીજ ઉધરસ થઈ હોય તે વખતે જાડો સુર થવાથી જાડા અવાજથી બોલીએ છીએ, એ બધા અવાજો સાધારણ વાતચીત વખતે જે મધ્ય અવાજો વાપરીએ છીએ તે કરતાં જાડા અથવા નીચા હોય છે. આ જાતના અવાજો કે સ્વરોને આપણે **મન્દ** ( જાડા ) સ્વરો એવું નામ આપીશું.

ત્યારે જે સ્વરો આપણે રોજ વાતચીતમાં વાપરીએ છીએ તેવી જાતના સાત સ્વરોના સમૂહને આપણે **મધ્યસપ્તક** કે **વ્યાવહારિક સપ્તક** કહીશું. આ સપ્તક મુખ્ય પ્રમાણરૂપ માની, બીજાં સપ્તકો તેથી ચઢતાં અને ઉતરતાં કેવી રીતે છે તે વિચારીએ. કૂતરાંનું લાંબા સ્વરથી ભૂંકવું, ગધેડાંનું ભૂંકવું, ઘોડાનું હણુહણવું, મનુષ્યોની વાણી વગેરે બધો વ્યવહાર મધ્યસપ્તકના સ્વરોમા ચાલે છે. મધ્યસપ્તકથી ચઢતુ તે **તારસપ્તક.** હાથીની ચીસ, ચકલીના ચીંચી શબ્દો, કોયલનો ઊંચો અવાજ, ૧ મહિનાના કુરકુરીયાંના કે બીલાડીના બચ્ચાના શબ્દો વગેરે સ્વરો તીણા કે ઊંચા ( ઝીણા ) હોય છે. તે બધા સ્વરો **તારસપ્તકમાં** ગણી શકાય સીંહની મેઘ જેવી ગર્જના, સાંઢનું ડસકારવું, હાથીયા કૂતરાંનું ઘુરકવું, ભેંસનો રેંકવાનો સ્વર, એ બધા સ્વરોનું અનુકરણ કરીને આપણે ગળામાંથી કહાડશું, તો જણાઇ આવશે કે, તે સ્વરો વ્યવહારમા આપણે જે **મધ્યસ્વરો** વાપરીએ છીએ તેના કરતા **મન્દ** ( જાડા ) હોય છે, તેથી એવી જાતના સાત સ્વરોના સમૂહને આપણે **મન્દસપ્તક** કહીશું. એ ત્રણે સપ્તકોના સ્વરોને આ પ્રમાણે ગોઠવીએ.

**स रि ग म प ध नि** **स रि ग म प ध नि** **स रि ग म प ध नि**

| મન્દ્ર સપ્તક. | | મધ્ય સપ્તક. | | તાર સપ્તક. |

આ સપ્તક મુખ્ય છે.

દરેક સપ્તકના સ્વરો કયા પ્રમાણથી રહેલા છે?

૪૪. ત્રણ સપ્તકોમાં **મધ્ય** સપ્તક મુખ્ય છે. તેનાથી ઉતરતું તે **મન્દ** અને મધ્યથી ચઢતું તે **તાર.** એ ત્રણેના સ્વરો પરસ્પર કેવા પ્રમાણથી રહેલા છે તે જાણવા માટે ટૂંકી રીત એ છે કે, કોઇ એક સપ્તકમાનો જે સ્વર જે પ્રમાણથી હોય તેના કરતાં, તેની પાસેના ચઢતા સપ્તકમાનો તેજ સ્વર બમણો હોય છે. આ નિયમ સારી રીતે સમજી શકાય તે સારૂ એક દાખલો આપીએ:—

મધ્ય સપ્તકમાના **स** સ્વરનું વજન ૨૪ શેર છે એમ આપણે પૂર્વે ધાર્યું હતું તે પ્રમાણે આપણે અહિં પણ તેજ ધારીશું. તે પ્રમાણે દરેક સપ્તકમાનાં વજનો નીચેના પ્રમાણથી થશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| **स** | **रि** | **ग** | **म** | **प** | **ध** | **नि** | મન્દ્રસપ્તક. |
| ૧૨ | ૧૩॥ | ૧૫ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨॥ | પ્રમાણ (વજનમાં) |
| **स** | **रि** | **ग** | **म** | **प** | **ध** | **नि** | મધ્યસપ્તક. |
| ૨૪ | ૨૭ | ૩૦ | ૩૨ | ૩૬ | ૪૦ | ૪૫ | પ્રમાણ (વજનમાં) |
| **स** | **रि** | **ग** | **म** | **प** | **ध** | **नि** | તારસપ્તક. |
| ૪૮ | ૫૪ | ૬૦ | ૬૪ | ૭૨ | ૮૦ | ૯૦ | પ્રમાણ (વજનમાં) |

આ પ્રમાણે ઉપરના ત્રણે સપ્તકો કેવા પ્રમાણમાં રહેલાં છે તે સમજી શકાશે. જેમ કોઈ એક સ્વર લઈએ તો, તેની પાસેના ચઢતા સપ્તકમાંનો તેજ સ્વર બમણી કિંમતનો હોય છે, તેમ કોઈ સ્વર તેની પાસેના નીચા કે ઉતરતા સપ્તકમાં હોય તે, તેનાથી ૨ ગણી કિંમતથી ઉતરતો હોય છે. આથી સમજી શકાશે કે, મન્દ્રસપ્તકથી બમણું મધ્ય સપ્તક, અને મધ્યથી બમણું તથા મન્દ્રથી ૪ ગણું તાર સપ્તક છે.

સપ્તકો માટે ચિન્હો

૪૫. દરેક સપ્તકના સ્વરો બતાવવા માટે અમુક ચિન્હો હોવાની જરૂર છે. કોઈ પણ વાજામાં તેમ હારમોનિયમમાં સપ્તકોના પડદા આપેલા હોય છે. હવે તેમાથી દાખલા માટે प સ્વર લઈએ. એ સ્વરનો પડદો દરેક સપ્તકમાં હોય છે. હવે દૂરથી કોઈ આપણને કહેશે કે "તમે प નો પડદો વગાડો" હવે એવા प ના પડદા તો આખા વાજામા ૩ હોય છે, અને પિયાનામા તો (૭ સપ્તક હોય છે તેથી તેમા) प ના ૭ પડદા હોય છે જે ઉપરથી કયા સપ્તકમાનો प વગાડવો તે નક્કી સમજાશે નહિ, માટે દરેક સપ્તકના કોઈ એક ચિન્હો મુકરર કર્યાં હોય તો તે ઉપરથી અમુક સ્વર અમુક સપ્તકમાનો વગાડવો એ વાત ચોક્કસ રીતે સમજાય આ ચિન્હો સરિગમો લખવામા અતિશય ઉપયોગી છે, કેમકે ગાયન વિદ્યાના ગ્રંથોમા સ્વરો લખતી વખતે અમુક સ્વર કયા સપ્તકમાંનો છે તે જાણવા માટે, દરેક વખતે તેને સપ્તકના ચિન્હથી લખવો પડે છે.

ગાયન શાસ્ત્રીઓએ મન્દ્ર, મધ્ય અને તાર સપ્તકના ચિન્હો ઘણા પ્રાચીન કાળ પૂર્વે ઠેરવી રાખ્યા છે. તેમા મધ્યસપ્તકના સ્વરો માટે કોઈ ચિન્હની જરૂર નથી. કેમકે તે હમેશના ચાલૂ સ્વરો છે મન્દ્રસપ્તકના સ્વરો માટે સ્વરના માથા ઉપર · આવુ બિંદુ અને તારસપ્તકના સ્વરો માટે સ્વરના માથા ઉપર । આવી ઊભી લીટી કરવાનુ કહ્યુ છે* આ ગ્રન્થમા તેજ ચિન્હોનો ઉપયોગ કર્યા છે હવે એ ત્રણે સપ્તકોના સ્વરોને ચિન્હો આપી જણાવીએ જેમકે —

स रि ग म प ध नि | स रि ग म प ध नि | स॑ रि॑ ग॑ म॑ प॑ ध॑ नि॑

મન્દ્રસપ્તક. મધ્યસપ્તક. તારસપ્તક.

વડોદરાના પ્રખ્યાત સગીત નિપુણ મરહુમ પ્રોફેસર મૌલાબક્ષે સપ્તકના ચિન્હો જુદાજ આપ્યા છે તેમણે મન્દ્રને માટે સ્વરની નીચે – આવુ અને તારને માટે સ્વરના માથા ઉપર ¯ આવુ ચિન્હ રાખ્યુ છે. જેમકે, મન્દ્રસપ્તકના સ્વરો લખવા હોય તો स॒ रि॒ ग॒ म॒ प॒ ध॒ नि आम लખવા અને તારસપ્તકના સ્વરો લખવા હોય તો स̄ रि̄ ग̄ म प̄ ध̄ नि̄ આમ લખવા પ્રો० મૌલાબક્ષે આ ચિન્હો પ્રાચીન પદ્ધતિથી જૂદાંજ યોજ્યાં છે, અને તેજ ચિન્હો તેમની શાળામા તથા તેમના બનાવેલા પુસ્તકોમા વપરાય છે. આ ગ્રન્થના અભ્યાસીઓના હાથમાં પ્રો० મૌલાબક્ષે બનાવેલા ગ્રન્થો આવે ત્યારે

* मन्द्रोबिन्दु शिराभवेत् । ऊर्ध्वरेखा शिरास्तारो लिपौ...
( સગીત રત્નાકર ૧–૬–૮ જુઓ )

તેમણે આ અને પ્રાચીન ચિન્હોને સમજી રાખવાથી અઘરૂં નહિ લાગે.[1]

મન્દ્ર, મધ્ય અને તાર સપ્તકો સિવાય બીજાં સપ્તકો વિષે

૪૬. મન્દ્ર, મધ્ય અને તાર એ ત્રણ સપ્તકો સિવાય બીજાં જે ચાર સપ્તકો છે તે વિષે વિચાર કરીએ. મન્દ્રથી નીચેના સ્વરવાળા સપ્તકને **અનુમન્દ્ર** કહે છે, એ નામ સુરતરંગિણીમાંનું છે. એ અનુમન્દ્ર સપ્તકથી વળી નીચેના સ્વરવાળા બહુજ જાડા—ઘોઘરા સ્વરને **અત્યનુમન્દ્ર** કહેવું જોઇએ; કેમકે, જેમાં અનુમન્દ્રથી પણ 'અતિ' નીચેના સ્વર હોય તેને ( અતિ+અનુમન્દ્ર = ) અત્યનુમન્દ્ર કહેવું એ યોગ્ય છે. એથી પણ નીચેનું સપ્તક કોઈ ધારે તો તેને 'અત્યનુમન્દ્રની નીચેનું' એવા અર્થવાળું ( અવ=નીચેનુ + અત્યનુમન્દ્ર ) **અવાત્યનુમન્દ્ર** એવું નામ આપી શકાય.

મધ્યથી ચઢતું સપ્તક તે તાર. અને તારથી ચઢતું તે **તારતર સપ્તક** અને તારતરથી ચઢતું તે **તારતમ** સપ્તક કહી શકાય. તારથી ચઢતા સપ્તકને માટે સંસ્કૃત ગાયનવિદ્યાના ગ્રંથોમાં કોઈ નામ જોવામાં નથી આવતું. તોપણ 'તર' અને 'તમ' પ્રત્યયો વધારે વધારે કે ઉચ્ચ ઉચ્ચતા બતાવવા માટે લગાડવામાં આવે છે, માટે તારથી ઊંચું તે 'તારતર' અને તેથી જે ઊંચુ તેને 'તારતમ' એવા નામો આપી શકાય. હવે સાતે સપ્તકોમાં મુખ્ય આરંભક સપ્તક તે મધ્યસપ્તક છે, તેથી ઊંચા અને નીચાં એમ બને બાજુએ ત્રણ ત્રણ સપ્તકો આવી શકે છે. જેમકે,

૧ અત્યનુમન્દ્ર, ૨ અનુમન્દ્ર, ૩ મન્દ્ર } ૪ મધ્ય { ૫ તાર, ૬ તારતર, ૭ તારતમ.

મન્દ્ર, મધ્ય અને તાર સિવાયના સપ્તકો માટેના ચિન્હો વિષે

૪૭ જેમ મન્દ્ર તથા તારને માટે ચિન્હો પૂર્વે કહ્યા છે, તેમ બીજા સપ્તકો માટે પણ ચિન્હો મુકરરર કરવાની જરૂર છે મન્દ્રને માટે સ્વરને માથે · આવુ ચિન્હ કરવામા આવે છે, તો અનુમન્દ્ર માટે · આવા બે બિન્દુઓ, અને અત્યનુમન્દ્રને માટે ... આવા ત્રણ બિન્દુઓનો ઉપયોગ સ્વરને માથે કરવો એ પ્રાચીન પદ્ધતિને અનુકૂળ ગણાશે. તેમજ તારને માટે સ્વરને માથે । આવુ ચિન્હ કરવામાં આવે છે, તો તારતરને માટે ॥ આવુ અને તારતમને માટે ॥। આવુ ચિન્હ વાપરવું એ પ્રાચીન પદ્ધતિને અનુસરનારૂ જ ગણવુ જોઇએ. મન્દ્ર અને તાર સિવાય બીજાં કોઈ સપ્તકોને માટે પ્રાચીન ગ્રન્થોમા ચિન્હો આપ્યા નથી. પણ મન્દ્ર તથા તારના જે ચિન્હો છે તેને જ બમણા ત્રમણા પ્રમાણ તરીકે નીચા કે ઊંચાપણુ બતાવી શકાય તે સારૂં તે ચિન્હોને બેબે કે ત્રણ ત્રણ વાર વાપરવામાં આવે તો તેથી એ બંને ભાવ સમજી શકાશે એ સ્પષ્ટ જ છે.

પ્રો. મૌલાબક્ષે અનુમન્દ્ર માટે – આવું ચિન્હ સ્વરની નીચે વાપર્યું છે, અને તારતર માટે તેજ ચિન્હ સ્વરની ઉપર રાખ્યુ છે. જેમકે, स॒ रि॒ ग॒ म॒ વગેરે, તથા स̄ रि̄ ग̄ म̄ प̄ ध̄ વગેરે. હવે સાતે સપ્તકો તથા તેમના સ્વરોને ચિન્હો આપી ક્રમથી લખી જણાવીએ.

---

૧ આ પુસ્તકમાં મૌલાબક્ષના ચિન્હોનો ઉપયોગ કરવા કોઈ જાતની અડચણ નહોતી, પરંતુ તેથી કરીને પ્રાચીન પદ્ધતિનો લોપ થાય છે. તે ન થવા માટે અમે પ્રાચીન પદ્ધતિને અનુસરીને આ પ્રાચીન ચિન્હોનો ઉપયોગ કર્યો છે

| સપ્તકનું નામ. | શુદ્ધસ્વરો | વિકૃતસ્વરો ચિન્હ સાથે. |
|---|---|---|
| ૧ અત્યનુમન્દ્ર | स रि ग म प ध नि | —रि ग म ध नि |
| ૨ અનુમન્દ્ર | स रि ग म प ध नि | —रि ग म ध नि |
| ૩ મન્દ્ર ( ખરજ ) | स रि ग म प ध नि | —रि ग म ध नि |
| ૪ મધ્ય | स रि ग म प ध नि | —रि ग म ध नि |
| ૫ તાર (ટીપ) | सं रिं गं मं पं धं निं | —रिं गं मं धं निं |
| ૬ તારતર. | स रि ग म प ध नि | —रि ग म ध नि |
| ૭ તારતમ | स रि ग म प ध नि | —रि ग म ध नि |

આ બધા સપ્તકો પિયાનામા કેવી રીતે ગોઠવેલાં છે તેનુ ચિત્ર આ સાથે આકૃતિ ૩ મા આપ્યુ છે. તેમા દરેક સપ્તકો, અને તેના સ્વરો ચિન્હો સાથે દરેક પડદા ઉપર લખીને બતાવ્યા છે તે જોવાથી બધુ જાણવામા આવશે

સાત સપ્તકમાથી કોઈ પણ એક સપ્તકના સ્વરો બીજા કોઈ પણ સપ્તક કેટલુ ઉચુ કે નીચુ હોય છે ?

૪૮ કોઈ પણ એક સપ્તક લઈએ તો તેનાથી ઊંચા ઊંચા સપ્તકો બમણા બમણા હોય છે એને માટે સગીત રત્નાકરમા કહ્યુ છે કે, **द्विगुणश्चोत्तरोत्तर** ॥ (૧-૨-૭) એટલે ઉત્તરોત્તર સપ્તકો બમણા બમણા હોય છે જો ૧ લુ સપ્તક ૧ છે એમ ગણીએ, એટલે કે પહેલા સપ્તકનો કોઈ પણ સ્વર ૧ ગણો હોય તો બીજા સપ્તકમા તેજ સ્વર બમણો, ત્રીજામા પહેલાથી ૪ ગણો ને બીજાથી બમણો, ચોથામા પહેલાથી ૮ ગણો અને ત્રીજા સપ્તકના તેજ સ્વરથી બમણો હોય છે જેમકે—

स ( અત્યનુમન્દ્રનો ) સ્વર ૧ હોય તો તેની સાથે स ( અનુમન્દ્રનો ) સ્વર બે ગણો થશે, स ( મન્દ્રનો ) સ્વર ૪, स ( મધ્યનો ) સ્વર ૮, सं ( તારનો ) સ્વર ૧૬, स ( તારતરનો ) સ્વર ૩૨ અને स ( તારતમનો ) સ્વર ૬૪ ગણો થશે એ વાત નીચેના કોઠાથી સમજી શકાશે જેમકે—

| સ્વર | स | स | स | स | स | सं | सं |
|---|---|---|---|---|---|---|---|
| પ્રમાણ | ૧ | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ |

આ પ્રમાણથી દરેક સપ્તકો પરસ્પર રહેલા છે, એજ નિયમ દરેક સપ્તકમાના કોઈ પણ સ્વર માટે સમજી લેવો આ નિયમ પ્રમાણે નીચેનો કોઠો ધ્યાનમા રાખવો

| ૧ | | ૨ | ૩ |
|---|---|---|---|
| કયા સપ્તકમાના | અમુક સ્વરથી | કયા સપ્તકમાનો તેજસ્વર | કેટલાગણો ? |
| અત્યનુમન્દ્ર | | અનુમન્દ્ર | ૨ |
| અનુમન્દ્ર | ,, | મન્દ્ર | ૨ |
| અત્યનુમન્દ્ર | , | ,, | ૪ |

| | | | |
|---|---|---|---|
| મન્દ્ર | થી | મધ્ય | ૨–ગણો |
| અનુમન્દ્ર | ,, | ,, | ૪ ,, |
| અત્યનુમન્દ્ર | ,, | ,, | ૮ ,, |
| મધ્ય | ,, | તાર | ૨ ,, |
| મન્દ્ર | ,, | ,, | ૪ ,, |
| અનુમન્દ્ર | ,, | ,, | ૮ ,, |
| અત્યનુમન્દ્ર | ,, | ,, | ૧૬ ,, |
| તાર | ,, | તારતર | ૨ ,, |
| મધ્ય | ,, | ,, | ૪ ,, |
| મન્દ્ર | ,, | ,, | ૮ ,, |
| અનુમન્દ્ર | ,, | ,, | ૧૬ ,, |
| અત્યનુમન્દ્ર | ,, | ,, | ૩૨ ,, |

તારતમસપ્તકને માટે એ પ્રકારે સમજી લેવું આ નિયમ કોઈ પણ શુદ્ધ કે વિકૃત સ્વરને માટે ગમે તે સપ્તકમા સમજી લેવો

જુદાં જુદાં વાદ્યોમા કેટલા સપ્તક હોય છે ?

૪૯ દરરોજ ગાવા વગાડવામા તો માત્ર મન્દ્ર, મધ્ય, અને તાર એ ત્રણનો જ ઉપયોગ થાય છે આજકાલ જે બધે ઠેકાણે જે વાજીંત્રો જોવામા આવે છે તેમા **હારમોનિયમ**, **પિયાનો**, **ફિડલ** (વાયોલીન), **ગીટાર**, **બેંજો**, **મેંડોલીન** વગેરે વાદિત્રો અંગ્રેજી છે અને **સિતાર**, **દિલરૂબા**, **સારંગી**, **તાઉસ**, **સરોજ** વગેરે વાદિત્રો દેશી છે. અંગ્રેજી વાદિત્રોમાંથી હારમોનિયમ પિયાનો ને ફિડલનો વપરાસ આજ કાલ આપણા દેશમા બહુ થાય છે, ને દેશીમાથી સિતાર, દિલરૂબા, સારંગી વગેરે મુખ્ય મુખ્ય બહુ વપરાય છે, એ દરેક વાદિત્રોમા સ્વરો અને સપ્તકોની રચના કેવી કેવી હોય છે તે વિષે આગળ જણાવવામા આવશે પણ હમણા તો હારમોનિયમ વપરાસમા બહુ આવી ગયુ છે તેમા હારમોનિયમની બે જાત થાય છે એક મોટી જાત અને બીજી નાની જાત મોટી જાતના હારમોનિયમને ઑરગન કહે છે અને તેમા પાચ કે તેથી વધારે સપ્તકો હોય છે, ને જે નાની જાતના હારમોનિયમ હોય છે તેમા તો ત્રણથી ઓછા સપ્તકો હોતાજ નથી ને કદાચ એના હારમોનિયમમા ત્રણથી વધારે સપ્તક હોય છે તો તેમા યોગ્ય અનુમન્દ્રના સ્વરોના પડદા અને યોગ્ય તારતરના સ્વરોના પડદા રાખવામાં આવે છે ફક્ત પિયાનામા પાચથી તે સાત સપ્તકના પડદા રાખવામા આવે છે અને બાકી રહેલા ફીડલ વગેરે અંગ્રેજી અને દેશી વાજીંત્રોમા તો ત્રણથી વધારે સપ્તકના પડદા રાખવામા આવતા નથી

મનુષ્યના અવાજનુ બધારણ કેટલા સપ્તક સુધી હોય છે ? તેમજ પુરૂષ અને સ્ત્રીના કંઠની મર્યાદા કયા સપ્તકોની વચમા રહી શકે છે ?

૫૦ માણસના કંઠમાથી કુદરતી રીતે કેટલા સપ્તકોના સ્વરો નીકળી શકે છે તે જાણવુ જોઇએ. બધા માણસોનો અવાજ એક સરખો હોતો નથી કોઇનો અવાજ ઘોઘરો હોય છે, તો કોઇનો અવાજ સાધારણ ઠીક હોય છે, ને કેટલાકનો અવાજ તો બહુજ ઝીણો (ઊંચો) હોય છે પુરૂષના અવાજ કરતા સ્ત્રીનો અવાજ તો કુદરતી રીતેજ ઊંચો હોય છે તે આપણે અનુભવીએ છીએ કોઈ પણ માણસનો અવાજ સાધારણ રીતે એક કે બે સપ્તક સુધી જઈ શકે છે, ને જેમનો અવાજ સારી રીતે કેળવાએલો હોય છે એવા સારા ગવૈયાઓનો અવાજ તો ૩ સપ્તક સુધી કે તેથી પણ વધારે ૪–૫ સ્વર સુધી પહોચી શકે છે પુરૂષના અવાજનું જે બધારણ છે તેના કરતાં

સ્ત્રીનો અવાજ એક સપ્તક ઊંચો હોય છે, ને તેથી સ્ત્રીનો નીચામાં નીચો સ્વર પુરૂષના નીચામાં નીચા સ્વર કરતાં લગભગ એકાદ સપ્તક સુધી ઊંચો હોય છે, અને સ્ત્રીનો ઊંચામાં ઊંચો સ્વર તથા પુરૂષનો ઊંચામાં ઊંચો સ્વર, એ બનેની વચ્ચે લગભગ એક સપ્તકનો ફેર રહે છે.

પુરૂષના અવાજને આપણે **પુરૂષકંઠનાદ** અને સ્ત્રીના અવાજને આપણે **સ્ત્રીકંઠનાદ** એવા નામો આપીએ. તે દરેકના અવાજની મર્યાદા જેટલા સપ્તક સુધી હોય, તેમાંના સ્વરોને **નીચ, સ્પષ્ટ** અને **ઉચ્ચ** એ ત્રણ ભાગમાં વહેંચી નાખવાની જરૂર છે. જે સ્વરો જે મનુષ્યના કંઠની સ્થિતિ અથવા માપના પ્રમાણમાં મન્દ્રસ્વર જેવા જાડા લાગે તે સ્વરોને **નીચ** કહીશું. જે સ્વરો તેજ કંઠમાંથી વગર મહેનતે સ્પષ્ટપણે પ્રકાશિત થઈ શકે છે તેને **સ્પષ્ટ** સ્વર કહીશું; આવી જાતના સ્વરો તેજ મનુષ્યના કંઠના માપના પ્રમાણમાં **મધ્ય** સ્વર કહેવાશે. જે સ્વરો તેજ કંઠમાંથી બહુ પ્રયત્નથી, કે કંઠને મહેનત પડવાથી કે લાંબો ઘાંટો કહાડી ઊંચે સ્વરે બોલવામાં આવે છે તેવા ઊંચા કે તીણા સ્વરને **ઉચ્ચ** કહીશું. આ સ્વર તેજ મનુષ્યના કંઠના માપના પ્રમાણમાં **તાર** સ્વર કહેવાશે જેથી દરેક માણસના કંઠમાંથી જેટલા સ્વર નીકળી શકે તેના **નીચ, સ્પષ્ટ** અને ઉચ્ચ એવા ત્રણ ભાગ પડી શકે, અને તેથી જે તે માણસના અવાજના પ્રમાણમાં તે માણસના કંઠમાંથી નીકળતા સ્વરોના **મન્દ્ર, મધ્ય** અને **તાર** એ ત્રણ ભાગ કે સપ્તક પડી શકે. આ પ્રમાણે છે પરંતુ તમામ માણસ જાતના એકંદર અવાજનું કંઇક સ્થૂલ માપ કે પ્રમાણ ઠેરવવાની જરૂર છે ને તેને માટે વિદ્વાનોએ પુરૂષો તથા સ્ત્રીઓના કંઠનાદની મર્યાદાનું માપ કહાડી, તેના અવાજના **નીચ, સ્પષ્ટ** અને **ઉચ્ચ** સ્વરોના ભાગની મર્યાદા નીચે પ્રમાણે ઠરાવી છે

### પુરૂષકંઠ નાદના સ્વરોની મર્યાદા.

**સ થી પ સુધી સામાન્ય મર્યાદા. જેને અંગ્રેજીમાં**

**બેસ ( Bass ) ના સ્વરો કહે છે.**

અતિ નીચ સ્વરો | સામાન્ય સ્પષ્ટ સ્વરોની મર્યાદા. | અતિ ઉચ્ચ સ્વરો.
નીચ. | સ્પષ્ટ | ઉચ્ચ.

સં રિં ગં મં પં ધં નિં સ રિ ગ મ પં ધં નિં સ રિ ગ મ પ ધ નિ સં રિં

અતિનીચ સ્વરો. | નીચ. | સ્પષ્ટ | ઉચ્ચ | અતિ ઉચ્ચ સ્વરો

**નિં થી રિં સુધી વિશેષ મર્યાદા, જેને અંગ્રેજીમાં**
**ટીનોર ( Tenor ) ના સ્વરો કહે છે.**

## સીકંઠ નાદના સ્વરોની મર્યાદા.

ગં થી નિં સુધી સામાન્ય મર્યાદા. એને અંગ્રેજીમાં કોન્ટ્રાલ્ટો (Contralto) ના સ્વરો કહે છે.

| અતિ નીચ સ્વરો | સામાન્ય સ્પષ્ટ-સ્વરોની મર્યાદા. | અતિ ઉચ્ચ |
|---|---|---|

ગં મં પં ધ નિ સ રિ ગ મ પ ધ નિ સં રિં ગં મં પં ધં નિં સં

| નીચ. | સ્પષ્ટ. | ઉચ્ચ. | અતિ ઉચ્ચ. |
|---|---|---|---|

સ થી સં સુધી વિશેષ મર્યાદા. એને અંગ્રેજીમાં સોપ્રાનો (Soprano) ના સ્વર કહે છે

આ મર્યાદાઓ સાધારણ છે તે કંઈ દરેક માણસ માટે ચોક્કસ નિયમ ન કહેવાય પણ સામાન્ય સરલતા સારૂ આવા ભાગ પાડવાની જરૂર છે. માણસનો અવાજ ઉમ્મરના પ્રમાણમા બદલાયા કરે છે. તેમા ખાસ કરીને પુરૂષનો અવાજ તો બદલાયલો જોવામા આવે છે. બાળકો નહાના હોય છે ત્યારે તેમનો અવાજ ઊંચો હોય છે, પછી ૧૩ થી ૧૭ વર્ષના દરમિઆનમા કંઠ ફુટવાથી અવાજ ફરી જઇ ઉતરી જાય છે એ વિષે એક ગ્રંથમા કહ્યુ છે કે,—

अशीतिः सप्ततिः षष्टिश्चत्वारिंशच्चखाग्नयः ।
विंशतिर्दशवर्षाणि षड्जादीनां वयः क्रमात् ॥

મનુષ્યની ઉમ્મર ૮૦ વર્ષની થાય ત્યારે ષડ્જ સ્વર તેના ગળામાથી સારી રીતે સ્પષ્ટ નીકળી શકે છે. ને પછી ૭૦ વર્ષની ઉમ્મરે રિ, ૬૦ વર્ષ ગ, ૪૦ વર્ષ સુધી મ, ૩૦ વર્ષ પ, ૨૦ વર્ષ સુધી ધ અને ૧૦ વર્ષ સુધી નિ સ્વર ઘણુ કરીને પૂર્ણ રીતે નીકળી કે પ્રકાશી શકે છે. એટલે કે જેમ જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ અવાજ ઉતરતો જાય છે.

આ બધી બાબતો ઉપરથી વિચાર કરતા, આપણા દેશની હવા પાણી અને પ્રકૃતિનો તેમજ આપણા સગીતનો વિચાર કરતા એમ નક્કી કરવું અમને સારૂં લાગે છે કે, પુરૂષોએ સાધારણ રીતે આકૃતિ ૩ મા બતાવેલો મધ્ય સપ્તકનો જે સ છે તેજ મધ્ય સપ્તકનો છે એમ ગણી ત્યાથી શરૂઆત ગણી ગાયન કરવુ, અને સ્ત્રીઓએ (સ થી ચોથો જે મધ્ય સપ્તકનો ) મ સ્વર મુખ્ય ગણી, તેને મધ્ય સ ગણી ત્યાથી આરંભ કરી ગાયનની શરૂઆત, હારમોનિયમ ઉપર કે કોઇ પણ વાજા તે પ્રમાણે મેળવી ગાયનનો પ્રયોગ ચાલૂ રાખવાનો રિવાજ રાખવો.

**૫૧.** સ થી નિ સુધીનું સાત સ્વરનું એક આખું સપ્તક ગણાય, પણ ખરેખરી રીતે તો આખું સપ્તક, સ થી સં સુધીનુ જે ( ૧ · ૨ ) આખું અંતર

*આખુ, અડધું, પોણુ અને પા સપ્તક કેવી રીતે ગણવુ?*

આખુ, અડધું, સા સુધીનો આખો ગાળો એક સપ્તકમા આવવો જોઇએ. અને તે ઉપરથી આખુ સપ્તક, અડધુ સપ્તક, પોણુ સપ્તક, પા સપ્તક એવા ભાગ પાડી શકાય. હવે અડધુ સપ્તક કહેવું હોય તો સ થી પ સુધી કે પ થી સં સુધી કહેવું જોઇએ, કેમકે સ અને સં ની વચમાં પ

બરાબર પ્રમાણુથી અડધે અંતરે આવે છે તેથી. તેમજ **સ** થી **ગ** સુધી કે **ધ** થી **સં** સુધી પા સપ્તક ગણી શકાય; કેમકે **સ** થી **સં** ની વચમાં **પ** જેમ અડધે છે તેમ **સ** થી **સં** ની વચમાં **ગ** પા અંતર ઉપર છે, તેમ **ધ** થી **સ** સુધીનુ અંતર લગભગ તેટલુંજ છે. હવે **સ** થી **સં** ની વચમાં **ધ** લગભગ પોણા અંતર ઉપર છે તો **સ** થી **ધ** સુધી તથા **ધ** થી **મ** સુધી પોણું સપ્તક કહી શકાય. આ બધી બાબત પૂર્વે જે સ્વરોનાં પ્રમાણો અને અંતરોનાં પ્રમાણો આપ્યાં છે તેની સાથે તુલના કરવાથી સમજી શકાય તેવી છે. જેથી ટૂંકામાં કહીએ તો—

(૧) **સ** થી **સં** સુધી  આખું સપ્તક........................ ૧
(૨) **સ** થી **પ** ,, કે **પ** થી **સં** સુધી અડધુ સપ્તક......... $\frac{1}{2}$
(૩) **સ** થી **ગ** ,, કે **ધ** થી **સં** ,, પા સપ્તક........... $\frac{1}{4}$
(૪) **સ** થી **ધ** ,, કે **ધં** થી **મ** ,, પોણું સપ્તક........ $\frac{3}{4}$

આખું સપ્તક, અડધું સપ્તક, પા અને પોણુ સપ્તક ક્યાં સુધી ગણવુ જોઇએ એને માટે શાસ્ત્રીય રીત ઉપર પ્રમાણે કહી શકાય. કેટલાકનો એવો મત છે કે, આખા સપ્તકમાં કોમલ, તીવ્ર, શુદ્ધના મળીને ૧૨ સ્વરો થાય છે, તેથી ૬ સ્વરો ( **સ** થી **મ** ) સુધીનું ૦॥ સપ્તક, ૩ સ્વરો ( **સ** થી **રિ** ) સુધીનું ૦। સપ્તક, અને ૯ સ્વરો ( **સ** થી **ધં** ) સુધીનું ૦॥। સપ્તક ગણવું જોઇએ. આ ગણતરી વ્યવહાર માટે ઠીક છે. યુરોપથી જે હારમોનિયમો આવે છે તેમાં પડદાની ગણતરી આ વ્યવસ્થા પ્રમાણે કરીને ૦।, ૦॥, ૦॥। સપ્તક ગણાય છે. પરંતુ સૂક્ષ્મ રીતે જોતા આ પ્રકારની ગણતરી શાસ્ત્રીય કહી શકાય નહિ. વ્યવહાર માટે સ્થૂલ વ્યવસ્થા તરીકે ઠીક છે.

સ્વરો વિષે સૂક્ષ્મ પ્રમાણવાળુ કોષ્ટક

૫૨. સાત સ્વર વિષે, વિકૃતસ્વર વિષે અને સપ્તકો વિષે દરેક માણસે સ્થૂળ રીતે જેટલું જાણવું જોઇએ તેટલી બધી બાબતો અત્યાર સુધી સમજાવવામા આવી. હવે તે બધા સ્વરોનું સૂક્ષ્મ પ્રમાણથી એક કોષ્ટક આપીએ છીએ. આ કોષ્ટક બહુજ ઝીણો વિચાર કરી આપવામાં આવે છે. તેનો ખુલાસો આ પ્રમાણે છેઃ—

**૧** લા તથા **૨** જા ખાનામાં આર્ય તથા યૂરોપિયન નામો આપ્યાં છે. અંગ્રેજી અક્ષરે જે નામો છે તે મૂળ ફ્રેંચ તથા ઇટાલિયન છે. તે ઉચ્ચારો સાથે આપ્યા છે. **૩** જા અને **૪** થા ખાનામાં આ દેશમાં અને યૂરોપમાં જે ટૂંકાં નામ વપરાય છે તે આપ્યાં છે. આપણામાં કોમલ તીવ્ર સ્વરને માટે જેમ ચિન્હો યોજ્યાં છે તેમ અંગ્રેજી સંગીતમાં કોમલનું ચિન્હ ♭ આવું રાખ્યું છે અને તીવ્રનું ચિન્હ ♯ આવું સ્વીકારવામાં આવ્યું છે. કોમલને તેઓ "ફ્લૅટ" કહે છે ને તીવ્રને "શાર્પ" કહે છે. **૫** મા ખાનામાં સ્વાભાવિક ૧૨ સ્વરોની માળા માટે જેટલા આંદોલનો, પ્રયોગથી સિદ્ધ રીતે મુકરર કરવામાં આવ્યાં છે તે આપ્યાં છે, ને તેજ ઉપરથી દરેક સ્વર **સ** ની સાથે કયા પ્રમાણમાં હોય છે તે પ્રમાણ અપૂર્ણાંકમાં પરતુ ગુણક પ્રમાણના રૂપમાં **૬** ઠા ખાનામાં, ને તેજ પ્રમાણો દશાંશના રૂપમાં **૭** મા ખાનામાં આપ્યા છે. ( કલમ ૨૫ અને ૩૭ **ખ** જુઓ).

૮ મા ખાનામાં स અને सं એ બે સ્વરોની વચમાં કલમ ૩૭ માં કહ્યા પ્રમાણે સમાન અંતરથી ૧૧ સ્વર નાખી આખા સપ્તકમાં ૧૨ સ્વરો બનાવવાની પદ્ધતિ યૂરોપમાં ચાલે છે તેનાં આંદોલનો આપી તેનોજ ગુણક પ્રમાણનો અંક ૯ મા ખાનામાં આપ્યો છે અને ૧૦ મા ખાનામાં તેજ અંક દશાંશના રૂપમાં આપ્યો છે. તે ઉપરથી સ્વાભાવિક સ્વરોની વિકૃતમાળા અને કૃત્રિમ સ્વરોની (સમાન અંતરવાળી) વિકૃતમાળા એ બંનેમાં કેટલો તફાવત છે તે સૂક્ષ્મગણિતથી સમજી શકાશે.

| ૧૨ સ્વરનાં નામ. | | ટુંકી સંજ્ઞા. | | સ્વાભાવિક સ્વરોની માળા. ( નેચરલ સ્કેલ ) | | | કૃત્રિમ સ્વરોની માળા. ( ક્રોમેટિક સ્કેલ ) | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| દેશી | અંગ્રેજી | દેશી | અંગ્રેજી | આંદોલનો | અપૂર્ણાંકમાં | દશાંશમાં | આંદોલનો | અપૂર્ણાંકમાં | દશાંશમાં |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧. ષડ્જ | Do (ડો) | स | C (સી) | ૨૬૪ | ૧:૧ | ૧·૦૦૦૦૦૦૦ | ૨૬૪ | ૧:૧ | ૧·૦૦૦૦૦૦ |
| ૨. ઋષભ (કોમલ) | Re | रॅि | Db ડી ફ્લૅટ | ૨૮૦ | ૧૫:૧૬ | ૧·૦૬૬૬૬૬૬ | ૨૭૯ $\frac{૩૧}{૨૫}$ | ૫૦:૫૩ | ૧·૦૫૯૪૬૩ |
| ૩. ઋષભ (શુદ્ધ) | Re (રે) | रि | D (ડી) | ૨૯૭ | ૮:૯ | ૧·૧૨૫૦૦૦ | ૨૯૬ $\frac{૫૨}{૨૫૦}$ | ૫૦૦:૫૬૧ | ૧·૧૨૨૪૬૨ |
| ૪. ગાંધાર (કોમલ) | Me | गॅ | Eb ઇ ફ્લૅટ | ૩૧૭ | ૫:૬ | ૧·૨૦૦૦૦૦ | ૩૧૪ $\frac{૮}{૫૦}$ | ૧૦૦:૧૧૯ | ૧·૧૮૯૨૦૭ |
| ૫. ગાંધાર (શુદ્ધ) | Me (મી) | ग | E (ઇ) | ૩૩૦ | ૪:૫ | ૧·૨૫૦૦૦૦ | ૩૩૨ $\frac{૧૬}{૨૫}$ | ૫૦:૬૩ | ૧·૨૫૯૯૨૧ |
| ૬. મધ્યમ (શુદ્ધ) | Fah (ફા) | म | F (એફ) | ૩૫૨ | ૩:૪ | ૧·૩૩૩૩૩૩ | ૩૫૨ $\frac{૪૪}{૨૫૦}$ | ૫૦૦:૬૬૭ | ૧·૩૩૪૮૩૪ |
| ૭. મધ્યમ (તીવ્ર) | Fah | मॅ | F # એફશાર્પ | ૩૭૫ | ૪૫:૬૪ | ૧·૪૨૨૨૨૨ | ૩૭૩ $\frac{૭૪}{૨૫૦}$ | ૫૦૦:૭૦૭ | ૧·૪૧૪૨૧૩ |
| ૮. પંચમ (શુદ્ધ) | Sol (સોલ) | प | G (જી) | ૩૯૬ | ૨:૩ | ૧·૫૦૦૦૦૦ | ૩૯૫ $\frac{૧૧૬}{૨૫૦}$ | ૫૦૦:૭૪૯ | ૧·૪૯૮૩૦૭ |
| ૯. ધૈવત (કોમલ) | Lah | धॅ | Ab એ ફ્લૅટ | ૪૨૨ | ૫:૮ | ૧·૬૦૦૦૦૦ | ૪૧૭ $\frac{૩}{૨૫}$ | ૫૦:૭૯ | ૧·૫૮૭૪૦૨ |
| ૧૦. ધૈવત (શુદ્ધ) | Lah (લા) | ध | A (એ) | ૪૪૦ | ૩:૫ | ૧·૬૬૬૬૬૬ | ૪૪૩ $\frac{૧૩}{૨૫}$ | ૨૫:૪૨ | ૧·૬૮૧૭૯૩ |
| ૧૧. નિષાદ (કોમલ) | Se | निॅ | Bb બી ફ્લૅટ | ૪૭૫ | ૫:૯ | ૧·૮૦૦૦૦૦ | ૪૬૯ $\frac{૨૩}{૨૫}$ | ૫૦:૮૯ | ૧·૭૮૧૭૯૭ |
| ૧૨. નિષાદ (શુદ્ધ) | Se (સી) | नि | B (બી) | ૪૯૫ | ૮:૧૫ | ૧·૮૭૫૦૦૦ | ૪૯૮ $\frac{૩}{૨૦}$ | ૮૦:૧૫૧ | ૧·૮૮૭૭૪૮ |
| ૧. ષડ્જ | Do | सं | C | ૫૨૮ | ૧:૨ | ૨·૦૦૦૦૦૦૦ | ૫૨૮ | ૧:૨ | ૨·૦૦૦૦૦૦ |

## પાઠ ૬ ઠ્ઠો.

### સાત સ્વરનું ગાયન વાદન (હારમોનિયમ સાથે).

સાત સ્વરની આરોહી, અવરોહી એટલે શું?

૫૩. ૭ શુદ્ધ સ્વર અને ૫ કોમલ તીવ્ર સ્વરો વિષે ગયા પાઠોમાં ઘણું સમજાવવામાં આવ્યું છે. હવે એ સાતે સ્વરોને કેવી રીતે ગાવાવગાડવા એ વિષે કહીએ છીએ. કોઇ પણ એક સપ્તકમાંના સ્વરો એક બીજાથી કેટકેટલા ચઢતી કે ઉતરતી કિંમતના છે એ વિષે પૂર્વે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે **स रि ग म प ध नि** એ સાત સ્વરોના નાદ એક બીજાથી ચઢતા છે. એટલે કે, **स** નો નાદ લઇએ તો તેથી रि નો નાદ જરા ચઢતો અથવા ઊંચો હોય છે. रि કરતાં **ग** નો નાદ અથવા સૂર તેથી લગાર ચઢતો હોય છે. એમ આગળના સ્વરોના નાદ એક એકથી ઊંચા ઊંચા છે. જેમ એક નિસરણીને સાત પગથીયા હોય છે, અને તેમાં જેમ પહેલા કરતા બીજું પગથીયું ચઢતું હોય છે, બીજા કરતાં ત્રીજું ચઢતું, એ પ્રમાણે બધાં પગથીયાં ચઢતા ચઢતાં હોય છે; તેવીજ રીતે ગાવામા પણ **स** કરતાં रि ઊંચા સ્વરથી બોલવો. रि કરતાં **ग** તેથી પણ જરાક ચઢતા અવાજથી બોલવો. એમ છેક नि સુધી અને તેથી પણ ઊંચો જે ટીપનો **सं** ત્યાં સુધી સમજી લેવું નિસરણીના દરેક પગથીઆં ચઢી ચઢીને ઊપર જવું તેને સંસ્કૃત ભાષામા **આરોહ** અથવા **આરોહણ** કહે છે. અને ઊપરથી દરેક પગથીયાં નીચે ઉતરી આવવું તેને **અવરોહ** કે **અવરોહણ** કહે છે. **स रि ग म प ध नि स** એ ક્રમથી સાતે સ્વરો બોલી જવા કે વગાડવા તે **આરોહી** અથવા **આરોહ** કહેવાય છે, અને **स** કે नि થી એજ ક્રમ પ્રમાણે **सं नि ध प म ग रि स** એમ ઉતરી આવવુ તેને **અવરોહી** કે **અવરોહ** કહેવાય છે. એ **આરોહી** અને **અવરોહીના** સ્વરોને નિસરણીના પગથીયા રૂપે ગોઠવીએ



સાત સ્વરો ગાતા કે વગાડતા શીખવા માટે શુ કરવું તેની રીત

૫૪. આખી ગાયન વિદ્યાનો મૂળપાયો સાત સ્વર છે. એ સાતે સ્વરો બરાબર **ગાતાં આવડે** અને કોઇ પણ વાજામાંથી **વગાડતાં આવડે** તથા **કાનથી પારખતાં** આવડે તો બાકીનું બધુ સેહેલુ છે સાત સ્વરોનું આવું ત્રણ પ્રકારે જ્ઞાન જ્યાં સુધી ન થાય ત્યાં સુધી બધુએ નકામુ ગણાય. એકડા વિનાનાં મીંડાં નકામાં માટે પ્રથમ જેમ બને તેમ સાત સ્વરોનો ગાવા વગાડવાનો અભ્યાસ આ પ્રમાણે કરવો.

જો તમને ગાયન એ શી વસ્તુ છે એ વિષેનું લગાર પણ જ્ઞાન ન હોય, અને તમારી પાસે હારમોનિયમ જેવું કોઈ પણ વાજુ ન હોય તો, સાત સ્વર શીખવા માટે કોઈ સારા ગવૈયા પાસે, અથવા શેહેરમાની કોઈ પણ ગાયનશાળા ( ક્લબ ) મા જઈ ત્યાના શિક્ષક પાસે જઇને હારમોનિયમ ઉપરના ફક્ત સાત સ્વરના પડદાનું ઓળખાણ કરી લેઈ, સાતે સ્વરો બરાબર વગાડતા તથા ગાતા શીખવા જોઇએ તમે કોઈ પણ ગાયનશાળામાં જશો ત્યારે તમારા માસ્તર સાહેબ મોઢેથી **સ રિ ગ મ પ ધ નિ** એવા શબ્દો બોલાવશે અને તે સાથે ચઢતા ચઢતા અવાજ પણ ગળામાથી કઢાવશે ને ફક્ત આ સાત સ્વરોના આરોહ અવરોહનો વારવાર ૭–૮ દિવસ સુધી અભ્યાસ કરાવશે ત્યારે સાતે સ્વરના અવાજ–નાદનુ ઓળખાણ લગાર લગાર થવા માડશે આટલું થયા પછી તમારે માસ્તર સાહેબની પાસે બેસી, હારમોનિયમના પડદા જાણી લઈ, તે દરેક પડદા ઉપર **સ રિ ગ મ પ ધ નિ** એ જૂદા જૂદા નામ લખીને પછી **સ** નો પડદો દાબવો અને પગથી હારમોનિયમની ધમણ ચલાવવી એમ કરવાથી **સ**ના દબાવેના પડદામાથી **સ** સ્વરનો નાદ નીકળશે એ નાદમા તમારો સુર મેળવી **સ** અક્ષર બોલવો. જ્યારે હારમોનિયમનો સ્વર, અને તમારા ગળામાનો અવાજ એ બંને એક સરખા મળી ગએલા સંભળાય ત્યારે તમે **સ** નો સ્વર બરાબર બોલ્યા છો એમ સમજવુ એની ખાત્રી માટે પછી તમારા શિક્ષકને પૂછી જોવુ જો તમે બેસુરા હશો તો તે તમને જણાવશે આ રીતે **સ** ને બરાબર ગાયા વગાડ્યા પછી **રિ** નો પડદો દાબવો તેમાથી જે સ્વર નીકળશે તેના નાદ જેવો, ગળામાથી અવાજ કાઢીને તેની સાથે મેળવવો, અને મોઢેથી **રિ** એવો શબ્દ બોલવો, ને વાજામાનો તથા ગળામાનો અવાજ બરાબર મળ્યો છે કે નહિ તેની ખાત્રી માટે માસ્તરને પૂછવુ એપ્રમાણે આગળ અનુક્રમે **ગ મ પ ધ નિ સં** એમ આરોહ કરી ચઢવુ અને **સં નિ ધ પ મ ગ રિ સ** એમ ઉપરથી નીચે ઉતરી અવરોહણ કરવુ. એમ રોજ સાત સ્વરની **આરોહી, અવરોહી** કરી સાતે સ્વરોને ગાવામા તથા વગાડવામાં પાકા કરવા **સૂર શુ** અને **બેસૂર** તે શુ એ વિષે પ્રથમ કોઈ પણ શિક્ષક પાસેથી સ્થૂળ રીતે જાણી લેવુ જોઇએ. એટલું જાણી લીધા પછી તમે આ **પાઠમાળાનો** ઉપયોગ ખતથી પહેલેથી તે છેલ્લે સુધી સ્વતત્ર રીતે કરી શકશો. પણ જો તમને સાત સ્વરનું જ્ઞાન લગાર પણ નહિ હોય તો બધુ નકામું છે. ગાયનવિદ્યા મૂળથીજ ગુરૂગમ્ય ( ગુરૂથી જાણી શકાય એવી ) છે. ગુરૂ વિના બધુ વ્યર્થ છે. પરતુ આજકાલ સારા ગુરૂઓ મળી શકતા નથી. ને જેઓ થોડાક છે તેઓ પોતાના શિષ્યોને શાસ્ત્રની રીતે કેમ શીખવવુ તે જાણતા નથી, એવા ગુરૂઓને માટે તથા જે જિજ્ઞાસુઓને સાત સ્વરનું સારૂં ઓળખાણ છે, તેમજ જેઓ લગાર પણ **સુરીલું** કે **બેસુરૂ** શુ તે જાણી શકે છે તેમને માટે તો ખાસ કરીને આ પાઠમાળાનો બહુજ ઉપયોગ છે

**૫૫. સાત સ્વર વગાડવા માટે શરૂઆતના અભ્યાસીઓને માટે કયાં વાજાં સારાં?**

ગાયન વાદનના નવા અભ્યાસી માટે હારમોનિયમની ભલામણ.

એટલે કે, આજકાલ જે વાજાં વપરાય છે તેમાંથી નવા અભ્યાસીને વધારે સરલ તથા અનુકૂળ થઈ પડે એવું વાજું કયું? એ સવાલનો નિર્ણય કરવો જોઇએ. આજકાલ **હારમોનિયમ, પિયાનો, ફિડલ** એ ત્રણ અંગ્રેજી વાજાંનો તેમજ **સિતાર, તાઉસ, દિલરૂબા** એ ત્રણ દેશી વાજાંનો ઉપયોગ બહુજ થાય છે તે બધાના જાણવામાં છે જ. એ બધામાં નવીન અભ્યાસીને માટે **હારમોનિયમ** બહુજ સહેલું થઇ પડે તેવું છે. કેમકે દેશી વાજાંની અને ફિડલની એક પંચાત એ છે કે, પ્રથમ તો તેના તાર મેળવવા પડે છે, ને ત્યાર બાદ તે ઉપયોગમાં આવી શકે છે. તેથી જેને સ્વરનું જ્ઞાન લગાર પણ નથી એવા નવા અભ્યાસીને માટે હારમોનિયમ સિવાય બીજાં બધાં વાજાં નકામાં છે. જો કે હારમોનિયમ કરતાં બીજાં બધાં વાજાં મીઠાશમાં વધારે હોય છે એ ખરૂં છે, પરંતુ તેમને મેળવવાની મુશ્કેલીને લીધે નવા અભ્યાસીને બહુ ચાટચખુરૂપ થઈ પડે છે. હારમોનિયમનો સ્વર મોટો, તેના પડદાની ગોઠવણ (કલમ ૩૩ માં બતાવ્યા પ્રમાણે) સરલ, અને તેને મેળવવાની પંચાત નહિ તેથી બહુજ ઉપયોગી છે. **પીયાનો** નામનું વાજું પણ તેવુંજ છે, પણ તે શરૂઆતમાં શીખનારને માટે તેટલું ઉપયોગી નહિ ગણી શકાય. કેમકે તેનો સ્વર તૂટક હોય છે, તેમાં અંદરથી તાર હોય છે તેથી તેના તાર એક વખત મેળવ્યા પછી કેટલેક વખતે ઉતરી જાય છે તેથી તેના સ્વર વખતે બેસુરા થઈ જાય છે તો તેને પાછી મેળવવાની મોટી પંચાત; જેથી પિયાનો નામનું વાજું પણ શરૂઆતના અભ્યાસીને માટે ઉપયોગનું ઓછું ગણાય. આ બધાં કારણોથી નવીન વિદ્યાર્થીઓને માટે નાદનું શ્રવણ પ્રત્યક્ષ એટલે કે, સૂરનું જ્ઞાન ચોખ્ખી રીતે બહુ સારૂં થવા માટે હારમોનિયમની અમો ભલામણ કરીએ છીએ

હારમોનિયમ અને પિયાનોમાં કેટલા સપ્તકો હોય છે, ને દરેક સપ્તકોના પડદાની ગોઠવણ કેવા પ્રકારની હોય છે તે વિષે કલમ ૪૯ માં જણાવી ગયા છીએ. એ ગોઠવણ આકૃતિ ૩ ઉપરથી ધ્યાનમાં આવશે. આકૃતિ ૪ માં ફ્રોલ્ડીંગ હારમોનિયમનું ચિત્ર આપી તેનાં ૩ સપ્તકોના પડદા ઉપર શુદ્ધ, કોમળ અને તીવ્ર સ્વરોનાં નામ લખ્યાં છે તે ઉપરથી સ્વરોના પડદાનું ઓળખાણ થશે. તેમાંથી હમેશાં મધ્યસપ્તકનો જ ઉપયોગ કરવો, અને તેના **સ** નો પડદો વગાડી તે સાથે તમારા ગળાનો સૂર મેળવી દેવો. તે સિવાય બીજા કોઈ પણ સપ્તકનો ઉપયોગ કરવો નહિ. ઑરગન અને ફ્રોલ્ડીંગ હારમોનિયમમાં મધ્યસપ્તક કયું તેનાં ચિત્રો આકૃતિ ૪–૫ માં આપ્યાં છે તે ઉપરથી સમજાશે. ચિત્રમાં પડદાઓ ઉપર **स रि ग म** ના અક્ષરો લખ્યા છે તે પ્રમાણે હારમોનિયમના પડદા ઉપર અક્ષરો લખી લેવા, કે જેથી પડદાની ભૂલ નહિ થાય.

**૫૬. હારમોનિયમના પડદાઓ ઉપર સ્વરોના અક્ષરો લખી કલમ ૫૪ પ્રમાણે**

સ્વરોનું જ્ઞાન થવા માટે નવા અભ્યાસીએ શું કરવું?

જે તદ્દન નવા અભ્યાસીએ સાત સ્વરોનો થોડોક અનુભવ મેળવ્યો હોય, અથવા જેને પ્રથમથી જ સ્વરનું થોડું ઘણું એટલે કે, હારમોનિયમનો કોઇ પણ એક પડદો વગાડી તેના સૂરમાં અવાજ મેળવતાં આવડી શકે એટલું પણ જેને જ્ઞાન હોય તેણે સ્વરોનું જ્ઞાન જરાક

વિશેષ થવા માટે થોડા દિવસ સુધી નીચે પ્રમાણે થોડોક વિશેષ અભ્યાસ કરવો જોઇએ.

હારમોનિયમમાં સ નો પડદો વગાડી, તેનો સ્વર, મનને શાંત કરી ખૂબ સાંભળવો. પછી તે સુરમાં આપણો અવાજ મેળવી દઈ મોઢેથી સ એવો અક્ષર બોલી, હારમોનિયમ અને આપણા ગળામાંના સુરને એક તાર કરી ખૂબ ઘુંટવો. ને દરેક વખતે મનને, હારમોનિયમના સુરમાં તથા તે સાથે મેળવેલા કંઠમાંના અવાજમાં પરોવી દેવું. ને જ્યારે એમ જણાય કે, હવે સ નો અવાજ કાનથી બરાબર ધ્યાનમાં-ખ્યાલમાં સેવાઇ ગયો છે, ત્યારે સ ને મૂકી, એજ પ્રમાણે રિ નો સ્વર ઓળખવાનો અભ્યાસ કરવો. આમ કરવાથી સ અને રિ ના સ્વરમાંનો (અને ગળાના અવાજમાંનો) ફરક કાનથી ઓળખી શકાશે. તે પછી અનુક્રમે ગ મ પ ધ નિ સં સ્વરોને વગાડી તે સાથે ગાઇને ગળાના અવાજમાં મનને બરોબર પરોવતા જવું. જેથી દરેક સ્વરો એક બીજાથી અવાજ (નાદ) માં ચઢતા ઉતરતા કેવી રીતે છે તેનું ઓળખાણ (સ્વવિકલ્પસ્વરપ્રત્યક્ષ) થવા માંડશે. આટલું થયા પછી સ રિ ગ મ પ ધ નિ સં, સ નિ ધ પ મ ગ રિ સ એમ આરોહી અવરોહીના ક્રમથી ૨૦-૨૫ કે ૧૦૦ વખત વગાડતા જવું ને સાથે સાથે ગાતા જવું ને એ પ્રમાણે સ્વરોનુ ઠીકઠીક ઓળખાણ થઇ રહે ત્યાં સુધી શિક્ષકને પાસે રાખવા, ને તેમની આગળ આ કહ્યુ તે પ્રમાણે ક્રિયાઓ કરવી એમ કરવાથી કોઈ પણ જાતની શંકા વિના સાત સ્વરનો અભ્યાસ કરી શકશો.

હારમોનિયમના પડદા ઉપર આંગળીઓ ચલાવવાની રીતો

૫૭. હારમોનિયમના પડદા ઉપર આંગળીઓ નિયમિત પડવી જોઇએ. હાલ આપણા દેશમાં તો જેને જેમ ફાવેતેમ આંગળીઓ ચલાવવામાં આવે છે. પરંતુ તે ઠીક નથી નિયમિત આંગળીઓ ચલાવવાની ટેવ જો પ્રથમથીજ પડી જાય તો તેથી બહુ ફાયદો થશે. ગમે તેવા અઘરા અને તૈયારીના સ્વરો બહુ મહેનત વિના સપાટાબંધ વગાડી શકાય છે ને કામ પણ ચોખ્ખું થાય છે. તેથી હારમોનિયમના કયા કયા પડદા ઉપર કયી કયી આંગળીઓ મુકવી જોઇએ તેને માટે તથા તે પ્રમાણે આંગળીઓ મૂકી સ્વરો વાગે તે સાથે સાથે મોઢેથી સ્વરો બોલવાની થોડીક કસરત કરવી જોઇએ. તે માટે પ્રથમ દરેક પડદાઓ ઉપર આંગળીઓ કયી કયી મૂકવી તે વિષે જાણવું જોઇએ.

હારમોનિયમ એક હાથે તેમ બે હાથે વગાડી શકાય છે. જમણા હાથે જો કોઈ પણ સપ્તકના સ નો પડદો દાબીએ તો ડાબા હાથે પણ તેની નીચેના સપ્તકના સ નો પડદો વગાડવામાં આવે છે. શરૂઆતમાંજ જો બે હાથથી વગાડવું ન ફાવે તો પ્રથમ જમણા હાથથી મહાવરો કરવો ને પછી ડાબા હાથથી કસરત ચાલૂ રાખવી.

દરેક સ્વરો લખીને તેની ઉપરની બાજુએ જમણા હાથની આંગળીઓના આંકડા આપીશું, અને નીચેની બાજુએ ડાબા હાથની આંગળીઓના આંકડા આપીશું. તે આંકડાનો ક્રમ એવી રીતે રાખ્યો છે કે, દરેક હાથના અંગુઠા માટે × આવી ચોકડી રાખી છે અને અંગુઠાની પાસેની જે આંગળી (એ છે તેમા પાસેની) તે પહેલી, અંગુઠાની પાસેની બીજી તે બીજી, ત્રીજી તે ત્રીજી અને છેક છેલી તે ચોથી આંગળી છે. માટે એ

× ૧ ૨ ૩ ૪
ચારે આગળીઓ માટે ૧, ૨, ૩, ૪ એવા આકડા રાખ્યા છે. જેમકે स रि ग म प આમ લખ્યું હોય તો सનો પડદો જમણા હાથના અંગુઠાથી દાબવો. रि નો પડદો અંગુઠા પાસેની ૧ લી આગળીથી દાબવો, ग નો પડદો અંગુઠાની પાસેની બીજી આગળીથી દાબવો, म નો પડદો ત્રીજી આગળીથી અને प નો પડદો ચોથી આગળીથી દાબવો એ પ્રમાણે સમજી લેવું. સ્વરોની નીચે જ્યારે એવા આંકડા મૂકવામાં આવે ત્યારે તે ડાબા હાથની આગળીઓ માટે સમજવા. હવે દરેક પડદા ઉપર જમણા તથા ડાબા હાથની આંગળીઓ કેમ ચલાવવી તે વિષે નીચે જણાવીએ છીએ.

(૧) અડધું સપ્તક વગાડવા માટે.

× ૧ ૨ ૩ ૪ ૩ ૨ ૧ × જમણા હાથની આગળીઓ.
स रि ग म प म ग रि स
૪ ૩ ૨ ૧ × ૧ ૨ ૩ ૪ ડાબા હાથની આગળીઓ.

મન્દ્ર સપ્તકના પડદા

(૨) આખું સપ્તક વગાડવા માટે.

× ૧ ૨ × ૧ ૨ ૩ ૪ જમણા હાથની આગળીઓના આકડા.
આરોહી. स रि ग म प ध नि सं
૪ ૩ ૨ ૧ × ૨ ૧ × ડાબા હાથની આગળીઓના આકડા.

મન્દ્ર સપ્તકના પડદા

જમણા હાથની આગળીઓના આકડા.

૪ ૩ ૨ ૧ × ૨ ૧ ×
અવરોહી. स नि ध प म ग रि स
× ૧ ૨ × ૧ ૨ ૩ ૪.

મન્દ્ર સપ્તકના પડદા ડાબા હાથથી ચલાવવા માટે

ડાબા હાથની આગળીઓના આંકડા.

(૩) બે સપ્તકોમાં ફરવા માટે.

× ૧ ૨ × ૧ ૨ ૩ × ૧ ૨ × ૧ ૨ ૩ ૪
स रि ग म प ध नि स रिं ग मं प धं निं सं
૪ ૩ ૨ ૧ × ૨ ૧ × ૩ ૨ ૧ × ૨ ૧ ×

---

૪ ૩ ૨ ૧ × ૨ ૧ × ૩ ૨ ૧ × ૨ ૧ ×
सं निं धं पं मं गं रिं स नि ध प म ग रि स
× ૧ ૨ × ૧ ૨ ૩ × ૧ ૨ × ૧ ૨ ૩ ૪

(૪) શુદ્ધ, કોમલ, તીવ્ર સ્વરો મળીને કુલે ૧૨ સ્વરો વગાડવા માટે.

૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨
रि × ग × ૧ मं × धं × निं × ૧ रिं × गं × ૧ मं × धं × निं ૩ ૪
सं ૨ रि ૨ ग म ૨ प ૨ ध ૨ नि सं ૨ रिं ૨ गं म ૨ पं ૨ धं ૨ निं सं
૩ × ૧ × × × ૧ × × ૧ × × × ૧ ×

२ २ २ २ २ २ २ २ २ २
नि॑ धँ मँ गँ रि॑ नि॑ धँ मँ गँ रि॑
४ ३ २ × २ × २ १ × २ × २ १ × २ × २ × २ १ × २ × ? ×
सं नि धं पं मं गं रि सं नि ध प म ग रि सं
× १ × × × १ ४ × १ × × ४ १ × ३

૫૮. કલમ ૫૪ માં કહેલી રીત પ્રમાણે કોઈ સારા શિક્ષકની મદદથી અને કલમ ૫૫ માં જણાવ્યા પ્રમાણે હારમોનિયમની સહાયતાથી પછી કલમ ૫૬ મા સૂચવ્યા પ્રમાણે સ્વરોનું કઇક ઓળખાણ કરવાનો અભ્યાસ કરવો. હારમોનિયમના પડદા ઉપર આગળીઓ નિયમિત ચલાવવી. આ પુસ્તકના બીજા વિભાગને આરંભે જે "આરભક સરગમો" આપી છે તેમાના શરૂઆતના મનોયત્ન ૧ મા આપેલા સ્વરો હારમોનિયમ સાથે વગાડીને ગાતા જવા. એ મનોયત્નમા તાળ આપ્યા નથી. માત્ર તાળ વિના સ્વરોનું ઓળખાણ થવા માટે તથા સ્વરો ગાઇને વારંવાર ઘુટવા માટે સ્વરોના પાઠ આપ્યા છે તેથી તેમાનો કોઈ પણ સ્વર વધતો ઓછો લબાય તેની હરકત નહી. કલમ ૫૪ તથા ૫૬ પ્રમાણે થોડોક અભ્યાસ કરવા છતા પણ તમારાથી સ્વરનું ઓળખાણ ન થઈ શક્યુ હોય તો એજ અભ્યાસ પુન જારી રાખવો, ને શિક્ષકને પાસે રાખવા, ને જ્યારે "તમારાથી હારમોનિયમના ૭ સ્વરના કોઈ પણ પડદામાંથી જે સુર નીકળે તે સ્વર તમે તમારા ગળામાંથી કહાડી, તેની (હારમોનિયમ) સાથે મેળવો તો તે બરાબર મળ્યો છે કે નહિ એટલુ સમજી શકાય છે" એટલી શક્તિ પ્રાપ્ત થાય તોજ આગળ વધવુ, ને ત્યારબાદ શિક્ષકને તજવાનો પ્રયત્ન કરવો. અથવા તમે કોઈ શેહેરમા રહેતા હો, ને ત્યા કોઈ સારા શિક્ષકની જોગવાઈ મળી આવે તો આ પાઠમાળાનો અભ્યાસ તેમની સહાયતાથી કરવો આમ કરવાનુ કારણ એ કે, માત્ર સ્વરનું સ્થૂળ જ્ઞાન થવામા ઘણો વખત લાગે છે

ફક્ત ૭ સ્વરના આરભના સ્થૂળ ઓળખાણ માટે કેટલીક સૂચના

સ્વરનુ સ્થૂળ જ્ઞાન ( નાદનું સવિકલ્પ પ્રત્યક્ષ ) થવામા મદદ રૂપ બીજી એક રીત છે તે આ પ્રમાણે—તમે નિશાળમા ભણ્યા તો હશો જ. નિશાળમા ભણતી વખતે જે જે કવિતાઓ તમે નિશાળમાં બોલતા, તેજ કવિતાઓ નિશાળની માફક જરા લાબા સાદથી લલકારી બોલવાનો મહાવરો રોજ કરતા રહો. અથવા તમે જો નાટકોનો શોખ ધરાવતા હો, ને તેમાના કોઇ ગાયનો યાદ હોય તો તે પણ બોલવા. આપણી સ્ત્રીઓ રોજ જે ગરબીઓ ગાય છે તેમાથી જે ગરબીઓ તમારા સ્મરણમાં હોય અથવા તો કોઇ સારા ઇશ્વર ભક્તિનાં પદો, કે દયારામ, મીરાં, નરસિહમેહેતા, પ્રેમાનદ, વગેરે કવિઓનાં પદો, ધોળ, પ્રભાતિયા, ધીરાના પદ, ચાબખા, હોરી વગેરે યાદ હોય તો તેપણ રોજ તમારી શક્તિ પ્રમાણે લલકારી બોલવા. તમને સારૂ ગાતા ન આવડે તોપણ જેમ તેમ ગાવાનો મહાવરો રાખવો. બેસુરૂં કે બેતાલુ થાય તેની પણ પરવા ન રાખવી. આ પ્રમાણે રોજ મહાવરો રાખવાથી તમારામાં સારાં ગાયનોની મજાહનો કે સુસ્વરતા પારખવાનો થોડો થોડોખ્યાલ ઊભો થતો જશે. ને પછી કલમ ૫૪-૫૫-૫૬ પ્રમાણે અભ્યાસ કરવાનો પ્રયત્ન કરવા માંડશો તો તમને સત્વર લાભ થશે, ને હારમોનિયમની સહાયતાથી તેના પડદાના ધ્વનિ સાથે તમારા ગળાનો અવાજ મળ્યો છે કે નહિ તે પારખવાનું જ્ઞાન ઝડપથી પ્રાપ્ત થશે.

# કાળ-તાલ વિષે શાસ્ત્રીય વિચાર.

## પાઠ ૭ મો.

### કાળ (Time).

कलनात् सर्व भूतानां सकालः परिकीर्तितः । (તિથ્યાદિતત્વમ્.)

સર્વ ભૂતમાત્રની કલના (ગણના, સંખ્યા) કરનાર તે કાલ કહેવાય છે.

૫૯. સંગીતશાસ્ત્રનું બધું બંધારણ સ્વર અને કાળ ઉપર છે. તેમાંથી સ્વર વિષે પાછલા પાઠોમાં વિચાર કરવામાં આવ્યો. હવે કાળ વિષે વિચાર કરવામાં આવે છે. તેમાં પ્રથમ કાળનુ મહાત્મ્ય પ્રાચીન ઋષિ મુનિઓએ જે વર્ણવ્યું છે તે વિષે ચોડુક કહીએ છીએ. એક મુનિએ કાળનું કથન કરતાં કહ્યુ છે કે.—

કાળ મહાત્મ્ય.

कालः कलयते लोकं कालः कलयते जगत् ।
कालः कलयते विश्वं तेन कालोऽभिधीयते ॥ १ ॥
सर्ग पालन संहरता सकालः सर्वतः समः ।
कालेन कल्प्यते विश्वं तेन कालोऽभिधीयते ॥ २ ॥
कालः सृजति भूतानि कालः संहरते प्रजाः ।
कालः स्वपिति जागर्ति कालो हि दुरति क्रमः ॥ ४ ॥
कालस्य वशगाः सर्वे देवर्षि सिद्ध किन्नराः ।
कालोहि भगवान्देवः स साक्षात्परमेश्वरः ॥ ५ ॥

ભાવાર્થ—કાળથી સર્વે લોકની અને જગતની કલના કરાય છે, તેમજ સર્વ વિશ્વની કલના કરવામા આવે છે તેથી કરીને "કાળ" કહેવાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર જે કાળ તે સર્વ સ્થળે સમાન છે. એ કાળથી વિશ્વની કલ્પના કે કલના કરાય છે તેથીજ કાળ કહેવાય છે. કાળ સર્વ ભૂતોને ઉત્પન્ન કરે છે, પ્રજાને સંહારે છે. તેજ કાળ જાગ્રત, સ્વપ્ન, નિદ્રા એ ત્રણે અવસ્થાઓમા દુરતિ ક્રમ છે. દેવો, ઋષિઓ, સિદ્ધો કિન્નરો એ સર્વે કાળનેજ વશ છે. એવો જે ભગવાન કાળ તેજ સાક્ષાત પરમેશ્વર છે.

આ દુનિયામાની કોઈ પણ વસ્તુ કે વિચાર દેશ (અવકાશ) અને કાળ વિના આપણા ખ્યાલમાં આવી શકતાં નથી એવુ આપણી બુદ્ધિનું બંધારણ જ છે. કોઈ પણ નાદ ઉત્પન્ન થયો કે, તેના દેશ અને કાળ વિના એ નાદનું સ્વરૂપ ખ્યાલમાં આવી શકે જ નહિ. અમુક નાદ થયો અથવા શબ્દ ઉચ્ચારાયો કે તે નાદને અનુસરતી આકૃતિ ઊભી થઇ આવે, પણ તે આકૃતિને અમુક દેશ-અવકાશનો અને અમુક કાળનો સંબંધ કલ્પાય નહિ તો તે વિષે આપણે કશુ સમજી જ શકીએ નહિ. માટે દરેક નાદની સાથે, દરેક આકૃતિની સાથે તેના દેશકાળ પણ રહે છે જ. જેવો જેવો કાળ અને દેશનો ક્રમ કલ્પાય છે તેવી તેવી આકૃતિઓ ઊભી થાય ને તેનો અનુભવ થાય છે.

'ગાયન,' વાદન અને નર્તન એ ત્રણેમાં તાલ વ્યાપિ રહે છે તે જાણીતું જ છે. એ ત્રણે અંગો મળીને બનતું જે સંગીત તે જૂદી જૂદી અસરો કે ભાવોને વિસ્તારે છે, એટલે કે ઉપજાવે છે. જે ભાવો કે આકૃતિઓ ઉપજાવવી હોય તે ઉપજતી વખતે સાથે સાથે દેશ તો એની મેળેજ ઉપજી આવે છે. પણ અમુક દેશને સ્થિર કરવાને અનુકૂળ એવો કેટલો કાળ જોઇએ, અથવા તો કેટલા કાળથી કેટલો દેશ સ્થિર થઈ શકશે એ કામ કાળનું છે ને તેથી'જ સંગીતને તાલનો આશ્રય લેવો પડે છે. અમુક કાળને અનુસરી અમુક સ્વર રચના 'વિસ્તરે અને પોષાય એજ' જૂદા જૂદા' તાલનો આશય છે. જેમ જૂદા જૂદા રાગથી અનેક અસરો સૂચવાય છે તેમ જૂદા જૂદા તાલથી તે તે અસરો પોષાઇને તેની આકૃતિઓનો વિસ્તાર થઈ સ્થિર થાય છે. નાદ કે શબ્દની ઉત્પત્તિ થતાં જ તેને કાળનો નિયમ લાગુ થાય છે, ને દેશનો નિયમ નાદની આકૃતિઓ જેમ જેમ સ્થૂલ થતી જાય છે તેમ તેમ કાળક્રમ પરત્વે લાગુ થતો જાય છે. એજ નિયમ આખા જગતને માટે છે. કોઈ પણ વાત કાળ વિના બનતી નથી. એક અક્ષરનો પણ ઉચ્ચાર કરવામાં તેનો પૂર્વાપર કંઇક કાળ માનીને વ્યવહાર થાય છે. કાળ ન હોય તો કંઈ બની શકે નહિ. એટલા માટે કાળનું મહાત્મ્ય મોહોટા મહોટા રૂપિ મુનિઓએ ઉપર પ્રમાણે ગાયું છે. ત્યારે હવે વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને સંહારના કારણરૂપ એવો જે કાળ, કે જે અનાદિ અને અનંત છે તેના જે અંશો સંગીતમાં પ્રવર્તે છે તેનો વિચાર કરીએ.

કાળપરિમાણનું કોષ્ટક.

૬૦. યુગ, વર્ષ, માસ, દિવસ, ઘડી, પળ, કલાક, મિનિટ, સેકંડ વગેરે કાળરૂપી અનંત મહાસાગરના વિભાગો છે. કાળની ગણતરી નહાનામાં નહાનાથી તે મહોટામાં મહોટા પરિમાણ સુધી આપણાં શાસ્ત્રોમાં જે કરી છે તે નીચેના કોષ્ટક ઉપરથી જાણવામાં આવશે.

કમળની ૧૦૦ પાંખડીઓ એક ઉપર એક ગોઠવી, તેમાં સોય ઉપરથી નીચે સુધી એવી રીતે ભોંકવી કે, બધી પાખડીઓ ભોકાઈ જાય. એમ કરવાથી દરેક પાંખડીને વીંધાતાં–ભોંકાતાં જે સૂક્ષ્મ વખત લાગે છે તેને ક્ષણ કહેવામાં આવે છે. એવા

| | |
|---|---|
| ૮ ક્ષણ = ૧ લવ. | ૨ લઘુ = ૧ ગુરૂ. |
| ૮ લવ = ૧ કાષ્ઠા. | ૩ લઘુ = ૧ પ્લુત. |
| ૮ કાષ્ઠા = ૧ નિમેષ. | ૨ ગુરૂ અથવા ૪ લઘુ } = ૧ કાકપદ કે દ્વિગુરૂ. |
| ૮ નિમેષ = ૧ કલા. | ૨ કાકપદ = ૧ હંસપદ. |
| ૨ કલા = ૧ ત્રુટિ. | ૨ હંસપદ = ૧ મહાહંસપદ |
| ૨ ત્રુટિ = ૧ અણુ કે અનાદ્રુત. | ૧૦ પ્લુત = ૧ પળ. |
| ૨ અણુ = ૧ દ્રુત. | ૬૦ પળ = ૧ ઘડી. |
| ૨ દ્રુત = ૧ લઘુ (માત્રા) અક્ષર. | ૬૦ ઘડી = ૧ દિવસ. |

એ પછી માસ, વર્ષ, યુગ, મન્વન્તર, કલ્પ વગેરે કાળનાં મહાન્ પરિમાણો સર્વેના જાણવામાં છેજ. આ બધામાંથી ફક્ત ત્રુટિ, અણુ, દ્રુત, લઘુ, ગુરૂ, દ્વિગુરૂ, હંસપદ અને **મહાહંસપદ** એ આઠ કાળનો ઉપયોગ ગાયન વિદ્યામાં કરવામાં આવે છે.

**આઠ કાળ, તેની માત્રા અને ચિન્હો**

૬૧ ગાયન વિદ્યામાંનુ કોઈ પણ ગાયન અમુક તાલમા બનાવેલું હોય છે. ગમે તે ગાયન લઇએ, પછી તે ગાયન કોઈ તદ્દન સાદી કવિતા હોય કે કોઈ મહોરા પ્રબંધ હોય, અથવા ગમે તો ધ્રુવપદ, ખ્યાલ, ટપ્પો કે ઠુમરી હોય તોપણ તે ગાયન તાલથી બધાયલું હોઇને કાળથી નિયમિત હોય છે. તે કાળનુ માપ તાળથી મપાય છે. તાલ એટલે "અમુક વખત ( કાળ ) ને અંતરે બને હાથથી નિયમિત રીતે તાળી મારવી તે." જેથી તાળમા ખાસ કરીને કાળ કે વખતની ગણત્રીનો વિચાર બહુજ કરવામા આવે છે. ગાયન વિદ્યાના જેટલા તાલ છે તે બધાનો કાળ, નીચેના ૮ કાળથી ગણવામા આવે છે એ આઠ કાળનાં નામ, તેમની માત્રા, નિશાનીઓ વગેરે નીચે પ્રમાણે છે

| | કાળનાં નામ. | માત્રા. | નિશાની. | દાખલો. |
|---|---|---|---|---|
| ૧ | મહાહંસપદ. | ૧૬ | † | सा† |
| ૨ | હંસપદ. | ૮ | ^ | री^ |
| ૩ | કાકપદ ( દ્વિગુરૂ ) | ૪ | ᖴ | मᖴ |
| ૪ | ગુરૂ | ૨ | ડ | पऽ |
| ૫ | લઘુ | ૧ | | नि |
| ૬ | દ્રુત. | ૦॥ (½) | ॅ | सॅ |
| ૭ | અણુ (અનાદ્રુત). | ૦। (¼) | ॅॅ | सॅॅ |
| ૮ | ત્રુટિ. | ૦)≈(⅛) | ॅॅॅ | सॅॅॅ |

**માત્રા એટલે શુ અને તે કેવી રીતે ગણવી**

૬૨ ઉપરના આઠ કાળ વિષે જાણવાની પહેલા માત્રા એટલે શુ તે વિષે પ્રથમ જાણવુ જોઇએ માત્રા એટલે કોઈ પણ એક સંખ્યા અથવા અક્ષરને સાધારણ રીતે ( બહુ ઝડપથી નહિ, તેમ બહુ ધીમેથી નહિ એવી રીતે ) બોલતા જેટલો કાળ લાગે છે તેટલો કાળ તે માત્રા " જેમકે, ૧ માત્રા એટલે મોઢેથી 'એક' એ સંખ્યાવાળો શબ્દ બહુ ઉતાવળથી નહિ, તેમ બહુ ધીમેથી પણ નહિ એવી રીતે બોલતા જેટલો કાળ લાગે તેટલો કાળ સમજવો. એજ રીતે જો ૨ માત્રા ગણવી હોય, અથવા બે માત્રાનો કાળ જાણવો હોય તો મોઢેથી 'એક, બે' એમ મધ્યમ રીતે બોલી અટકી જવાથી, અથવા તો કોઈ પણ બે અક્ષરો ( ક, ખ ) બોલીને બંધ રહેવાથી જેટલો વખત લાગશે તેટલો વખત સમજી લેવો એજ પ્રમાણે ૩ માત્રા માટે, ૪ માત્રા માટે કે ગમે તેટલી માત્રાઓ માટે સમજી લેવુ જેમકે, ૩ માત્રાનો કાળ જાણવો હોય તો 'એક, બે ત્રણ" એમ બોલી અટકી જવાથી જે વખત લાગશે તે ત્રણ માત્રા જેટલો કાળ જાણવો. એજ પ્રમાણે જો ચાર માત્રાનો કાળ જાણવો હોય તો "એક, બે, ત્રણ, ચાર"

## द्रुतार्धमणुरेवंस्यात्प्रमाणं मुनिसंमतं । ( તાલચક્ર પદ્ધતિ )

આ બધાનો એકજ મત છે. તે એ કે, લઘુ અથવા હ્રસ્વની ૧ માત્રા, ગુરૂ અથવા દીર્ઘ અક્ષરની ૨ માત્રા, પ્લુતની ૩ માત્રા, અને દ્રુત અથવા વ્યંજનની ૦ાા માત્રા તથા અણુની પણ એજ ક્રમ પ્રમાણે ૦ા માત્રા ગણવાનો રિવાજ મુનિઓના મત પ્રમાણે પહેલાંથી ચાલૂ છે.

આથી લઘુની ૧ માત્રા તો, ૪ લઘુનો જે કાકપાદ તેની ૪ માત્રા અને હંસપદની ૮ તથા મહાહંસપદની એજ ક્રમ પ્રમાણે ૧૬ ગણવી જોઇએ. આ કારણને લીધે આ પાઠમાં દ્વિગુરૂ અને કાકપદને એકજ ગણી બંનેની ૪ માત્રા સ્વીકારી છે, અને બીજા ગ્રંથકારો જેને કાકપદ કહે છે તેને આ પાઠમા હંસપદ કહ્યો છે. ભરતકલ્પલતા મંજરી નામના ગ્રંથ સિવાય આ તરફના કોઈ પણ ગ્રંથમાં ૪, ૮ અને ૧૬ માત્રાના કાળ વિભાગ માટે સ્વતંત્ર નામો આપ્યાં જ નથી. તે ઉપરથી ૪ માત્રા માટે ' દ્વિગુરૂ ' અને ૮ માત્રા માટે ' કાકપદ ' એવા જે બે વિભાગોના નામ છે તે કોઇએ પોતાની કલ્પનાથી પાડયાં હશે એમ કહેવું પડે છે.

૬૫. આ બધા કાળ વિભાગો અંગ્રેજી કાળપરિમાણ સાથે સરખાવવા જોઇએ. તે માટે લઘુ, ગુરૂ, પ્લુત વગેરે જે કાળ ગણાવ્યા તેમનું ઘડીપળ સાથે કેવી રીતનું પ્રમાણ હશે એ વિષે કંઇક સમજાય તો પછી તેની સાથે સરખામણી થઈ શકે, એને માટે આ પ્રમાણે કહ્યું છે.

૧ માત્રાના કાળનું માપ કેટલા સેકંડ બરાબર ગણવું ?

दशभिश्च प्लुतैरेव पलकालोऽभिधीयते ।
पलानां षष्ट्याघटिकास्तासांषष्ट्या दिनंस्मृतम् ॥ સં૦ પારિજાત.

એટલે કે, ૧૦ પ્લુત ( ૩૦ લઘુ ) નો જે કાળ થાય છે તેને પળ કહેવામા આવે છે. ૬૦ પળની ઘડી ને ૬૦ ઘડીનો દિવસ એ પ્રસિદ્ધ છે. આમા જણાવ્યા પ્રમાણે ૧૦ પ્લુત એટલે ૧ પળ, અને ૧ પળ એટલે અંગ્રેજી કાળમાન પ્રમાણે ૨૪ સેકંડ થઈ શકે છે. અર્થાત્ ૨૪ સેકંડ જેટલા વખતમાં ૩૦ લઘુ–અક્ષર–માત્રા–જેટલો કાળ થાય. આ પ્રમાણે વિચાર કરી જોતાં તો ૧ સેકંડ જેટલા વખતમાં ૧ા લઘુ અથવા ૧ા અક્ષર બોલવો જોઇએ એવું પ્રમાણ આવે છે.

પરંતુ આથી હાલના વ્યવહારમાં એક મોટી અડચણ ઉત્પન્ન થશે. તે એ કે, જો આપણી પાસે ઘડી પળ બતાવનારાં ઘડીયાળો હોત તો ૧ પળમાં ૩૦ લઘુ એ પ્રમાણના માપથી ( ૧ પળ = ૬૦વિપળ + ૩૦લઘુ = ) ૨ વિપળે ૧ લઘુકાળ કે એક અક્ષરનો ઉચ્ચાર આપણે નિયમિત રીતે કરી શકત. પણ હાલ આપણા તમામ દેશમાં અંગ્રેજી મિનિટ સેકંડ માપનાર ઘડીયાળોનો વપરાસ થવાથી ૧ લઘુ બોલવા માટે ઉપલા હિસાબ પ્રમાણે $\frac{4}{5}$ સેકંડ જેટલો વખત બરાબર લાગવો જોઇએ; અથવા $\frac{4}{5}$ સેકંડની ગતિના પ્રમાણથી એક એક લઘુ બોલવો જોઇએ એમ થાય છે. ને તેમ ગણી શકાતું બહુ અઘરૂં થઈ પડે. કેમકે, ૧ સેકંડની ગતિ જ જો બરાબર રીતે તમારા અમારાથી સ્થલ

રીતે નિયમિત ગણી શકાતી નથી તોપછી હૈં સેકંડનું આપ-તો ક્યાંથી જ રહે? જેથી ગાવા વગાડવાના વ્યવહારમાં ૧ અક્ષર, બરાબર માપથી એક જ સેકંડમાં ગણી શકાવો કઠણ છે, ને પળ વિપળ દર્શક ઘડિયાળો વ્યવહારમાં નથી. આજકાલ બધે અંગ્રેજી ઘડીયાળો ચાલૂ છે. એ બધી બાબતનો વિચાર કરતાં સાધારણ વ્યવહારમાં સરલતાની ખાતર આર્યશાસ્ત્રમાંનો લઘુકાળ અથવા એક અક્ષર બોલવાનું પ્રમાણ સ્થૂલ રીતે એક સેકંડ બરાબર ગણીએ તો હરકત જેવું નથી. આમ સ્વીકારવાથી આઠે કાળને અંગ્રેજી સેકંડના કાળમાન સાથે આ પ્રમાણે સરખાવી શકાય. જેમકે—

| | | | |
|---|---|---|---|
| ૧ લઘુ ( અક્ષર, માત્રા, Pulse ) | બરાબર | ૧ | સેકંડ. |
| ૧ ગુરૂ ( દીર્ઘ ) | ,, | ૨ | ,, |
| ૧ દ્વિગુરૂ ( કાકપદ ) | ,, | ૪ | ,, |
| ૧ હંસપદ | ,, | ૮ | ,, |
| ૧ મહાહંસપદ | ,, | ૧૬ | ,, |
| ૧ દ્રુત | ,, | ૧/૨ | ,, |
| ૧ અણુ ( અનાહુત ). | ,, | ૧/૪ | ,, |

કેટલાક વિદ્વાનો ૧ માત્રાનો કાળ ાા સેકંડ બરાબર સ્વીકારે છે. પરંતુ ઉપરની ગણિતની રીતે જે ગણના થઇ શકે છે તેરીતે તો ૧ માત્રા ૧ સેકંડ બરાબર માનવી એ ઉત્તમ પક્ષ છે. યૂરોપિયનો પણ ૧ પલ્સ ( માત્રા )નો કાળ જુદી જુદી વખતે જુદો જુદો રાખે છે. મેટ્રોનોમ નામના તાલમાપક યંત્રમાં એક મિનિટમાં કેટલા પલ્સ ગણવા તેના આંકા હોય છે. તે પ્રમાણે તેઓ ઘણી વખતે ( M60 ) આ આંકો રાખે છે. તે વખતે એક મિનિટમાં ૬૦ પલ્સ ગણવામાં આવે છે. તેજ માપ આપણા ૧ લઘુ (માત્રા) નું રાખીશું તો હરકત જેવું નથી.

આ પ્રમાણે વ્યવહાર ચલાવવા માટે બંને કાળની એકતાનો વિચાર કર્યા પછી હવે ક્ષણ કાળને સરખાવીએ. ૧ લઘુના ૬૫,૫૩૬ ક્ષણ થાય છે. ૧ સેકંડનો દશ લાખમો ભાગ ચોખ્ખી રીતે જૂદો પારખી શકાય એવું ક્રોનોગ્રાફ નામે નવીજ પ્રકારનું કાળદર્શક યંત્ર યૂરોપમાં શોધાયું છે, તેવું સૂક્ષ્મ પ્રમાણ બતાવનાર સાધન આપણામાં નથી. તોપણ આપણો ૧ ક્ષણ તે ૧ સેકંડનો ૧/૬૫૫૩૬ મો ભાગ થાય છે. એટલે યૂરોપમાં છેલ્લી શોધ પ્રમાણે જેટલો સૂક્ષ્મકાળ ખ્યાલમાં આવી શકે છે તેવાજ પ્રકારનો સૂક્ષ્મકાળ શોધવાનો પ્રયત્ન આર્ય વિદ્વાનોએ કર્યો હતો; જો કે તેમની પાસે હાલના સુધરેલા જમાનાને લગતાં સાહિત્યો-યંત્રો જેવી મદદ નહિ હોય!!

પ્રો૦ મૌલાબક્ષે કાળનાં ચિન્હો કયા સ્વીકાર્યાં છે?

૬૬. પ્રોફેસર મૌલાબક્ષના ગ્રંથોના અભ્યાસીઓને સૂચવવું ઘટે છે કે, ગુરૂ, કાકપદ, હંસપદ અને મહાહંસપદ વગેરે બતાવેલી કાળ ગણનામાં અને મૌલાબક્ષે સ્વીકારેલી કાળગણનામાં જરાક તફાવત છે. પ્રો૦ મૌલાબક્ષે ગુરૂ પછી દ્વિગુરૂ અને કાકપદ એવા બે કાળ જૂદા માનીનેતેમની માત્રાઓ અનુક્રમે ૪ તથા ૮ ગણી છે. પણ પ્રાચીન ગ્રંથોમાં તો ઉપર કહ્યું તેમ કાકપદમાં ૪ લઘુ, ને હંસપદમાં ૮ લઘુ ગણવાનું કહ્યું છે, એ બે બાબતમાં મૌલાબક્ષની ગણના અવળી થઈ જાય છે. માટે અત્રે જણા-

એમ બોલી અટકી જવાથી જે વખત લાગશે તે ચાર માત્રા જેટલો કાળ જાણવો. એ રીતે પાંચ, છ, સાત, આઠ, નવ, દશ, પચાશ, સો, બસેં કે જેટલી માત્રાઓ અથવા તો તેટલી માત્રાઓનો વખત કહ્યો હોય તો, એકથી તે અનુક્રમે જેટલી માત્રાઓ કહી હોય તેટલી સંખ્યા, અથવા તેટલા અક્ષરો મોઢેથી ગણીને કે બોલીને બંધ રહેવાથી તેટલી માત્રાઓનો કાળ સમજાશે. જેમકે, કોઈ પૂછે કે "૧૬ માત્રાઓ ગણી બતાવો" અથવા "૧૬ માત્રાનો કાળ બતાવી આપો." તો તેના જવાબમાં "એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ, અગિઆર, બાર, તેર, ચૌદ, પંદર, સોળ". એમ બોલી બંધ રહેવું. એ પ્રમાણે ગમે તેટલી માત્રાઓ માટે કોઈ પૂછે, અથવા કોઈ પણ સ્વર અમુક માત્રાઓ સુધી લંબાવવાનું કહે તો, પૂછેલી માત્રાઓ જેટલી સંખ્યા એકથી અનુક્રમે ગણી જઈ, અટકી રહેવું. ને પછી જવાબ આપવો કે, તમે પૂછેલી માત્રાઓ થઈ. પણ એક બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે, એ માત્રાઓ ગણતી વખતે જે સંખ્યા બોલવામાં આવે તે સંખ્યા સરખી રીતે એક જ ગતિથી ઉચ્ચારવી જોઇએ; પણ કેટલીક સંખ્યાઓ ઉતાવળે બોલાઈ અને કેટલીક ધીમે ગ્હીને બોલી જવાઈ હશે તો નિયમિત કાળમાં ભૂલ થશે. માટે માત્રા ગણવા સારૂ ગણવાની સંખ્યાઓ કે બોલવાના અક્ષરો હોય તે, બહુ ઝડપથી નહિ તેમ બહુ ધીમેથી નહિ, પરંતુ સાધારણ રીતે (કુદરતી રીતે) જેમ આપણે બોલીએ છીએ તે પ્રમાણે ઉચ્ચારવાનો રિવાજ રાખવો.

આઠે કાળની માત્રા અને ચિન્હોના ઉપયોગ વિષે

૬૩. માત્રા એટલે શું અને તે કેવી રીતે ગણવી એ વિષે સમજવામાં આવ્યા પછી ઉપર આપેલા આઠ કાળની માત્રાઓ કેવી રીતે ગણવી તે સમજી શકાશે. પહેલો કાળ મહાહંસપદનો છે, તેની ૧૬ માત્રા ગણાય છે. તેની નિશાની + આવી રાખવામાં આવી છે. તેથી જો કોઈ અક્ષર કે સ્વર ૧૬ માત્રા સુધી અખંડપણે લંબાવવો હોય તો તે અક્ષર કે સ્વરની નીચે + આવી નિશાની કરવાથી તે અક્ષર ૧૬ માત્રા સુધી લંબાવવો. જેમકે **सा** (+). બીજો કાળ હંસપદનો છે; તેની ૮ માત્રા ગણાય છે ને તેનું ચિન્હ ^ આવું રાખ્યું છે; તેથી જો કોઈ સ્વર કે અક્ષરની નીચે ^ આવી નિશાની કરવામાં આવે તો તેને ૮ માત્રા સુધી અખંડ રીતે લંબાવવો. જેમકે, **सा** (^). ત્રીજો કાળ કાકપદનો છે. તેને 'દ્વિગુરૂ' પણ કહે છે. તેની ૪ માત્રા છે, તે ચિન્હ ૪ આવું સંસ્કૃત ચોગડા જેવું રાખ્યું છે. તેથી એ ચિન્હ જે અક્ષરની નીચે આવે તેને ૪ માત્રા સુધી લંબાવવો. જેમકે, **सा** (૪). ચોથો કાળ ગુરૂનો છે. તેની બે માત્રા ગણાય છે, ને તેનું ચિન્હ S આવું છે. જેમકે, **सा** (S) એવું ચિન્હ જોડેલું હોય ત્યાં તે અક્ષર બે માત્રા સુધી લંબાવવો. પાંચમો કાળ લઘુનો છે. તેને માટે કંઈ પણ ચિન્હ નથી. તેને માટે તો ફક્ત જેતો તેજ અક્ષર કે સ્વર (હ્રસ્વ) જ લખાય છે. જેમકે, स, रि, ग, म, प, ध, नि. એવી રીતે જ્યાં એકલો જ અક્ષર વપરાય ત્યાં તેને એક જ માત્રા સુધી લંબાવવો. છઠ્ઠો કાળ દ્રુતનો છે. તેની ૦ા માત્રા ગણાય છે, તેને માટે ~ આવું ચિન્હ છે; એને વ્યંજનનું ચિન્હ પણ કહે છે. જેમકે, म् આમ ખોડો અક્ષર કરવામાં આવે છે. જ્યાં એવું ચિન્હ હોય તે અક્ષર ઉતાવળથી ઉચ્ચારવો. દ્રુતથી અડધો કાળ અણુનો છે

અણુને કેટલાક અનાહત પણ કહે છે, તે દ્રુતથી અરધી ઝડપે બોલાય છે તેથી તેનું ચિન્હ ા આવું રાખ્યું છે. અણુથી નહાનો કાળ ત્રુટિ છે. અણુ અને ત્રુટિ સાધારણ વ્યવહારમાં બહુ વપરાતા નથી. આ દરેક કાળનો વિસ્તારથી ખુલાસો આવતા પ્રકરણને આરંભે કરવામાં આવશે.

આઠ કાળ વિશે પ્રાચીન ગ્રંથોના આધાર.

૬૪. ઉપરના આઠ કાળ વિભાગના સંબંધમાં સંસ્કૃત ગ્રંથોનાં પ્રમાણો જોઈ જરા વિશેષ વિચાર કરીએ. સંગીત પારિજાતમાં ક્ષણથી તે પ્લુત સુધી કાળ ગણાવી પછી ૧૦ પ્લુત તે ૧ પળ વગેરે કહ્યું છે જેમકેઃ—

त्रुटिः कलाद्वयेनस्यादणुः स्यात्तद् द्वयेनतु ।
द्रुतश्चाणु द्वयेनस्याचद्वयेनलघुर्भवेत् ॥ ८ ॥
गुरु र्लघु द्वयेनैव प्लुतोलघुत्रयेण च (અ० ૨)

અર્થ—૨ કલાની ૧ ત્રુટિ, અને ૨ ત્રુટિનું ૧ અણુ. એવા ૨ અણુઓથી ૧ દ્રુત અને ૨ દ્રુતનો ૧ લઘુ, બે લઘુથી ૧ ગુરૂ, અને ત્રણ લઘુથી ૧ પ્લુત થાય છે.

એથી આગળ ૪ લઘુનો ૧ દ્વિગુરૂ, ને ૨ દ્વિગુરૂનો ૧ કાકપદ એવી જે કાળગણના પ્રો૦ મૌલાબક્ષે તેમ બીજા ગ્રંથકારોએ બતાવેલી છે, તે જાતની ગણના સંગીતના કોઇ પણ ગ્રંથોમાં નથી જોવામાં આવતી પણ તેને બદલે નીચેની ગણના જોવામાં આવે છે.

लचतुष्कं काकपादः, तद्वयं हंस संज्ञकः
हंस द्वय मुदाहृत्य महाहंस सुसंज्ञकः ॥
इतितालगतिः प्रोक्ता तालज्ञैः पूर्व सूरिभिः । (ભરત કલ્પલતા મંજરી)

અર્થ—૪ લઘુનો ૧ કાકપાદ, ૨ કાકપદનું ૧ હંસપદ, ૨ હંસપદથી ૧ મહાહંસપદ થાય છે. તાલની ગતિ જાણવા માટે પૂર્વના વિદ્વાનોએ એ બધી સંજ્ઞાઓ પાડેલી છે.

લઘુ, ગુરૂ, પ્લુત, દ્રુત કાળની માત્રાઓ કેટકેટલી ગણાય છે એ વિષે જૂદા જૂદા ગ્રન્થોમાં નીચે પ્રમાણે કહ્યું છે.

एक मात्रोभवेद्ह्रस्वो, द्विमात्रो दीर्घ उच्यते ।
त्रिमात्रस्तुप्लुतोज्ञेयो, व्यञ्जनश्चार्धमात्रकम् ॥ (સંગીત દર્પણ)
अर्धमात्रं द्रुतं ज्ञेयं, एकमात्रं लघुस्मृतं ।
द्विमात्रं तु गुरुर्ज्ञेयं, त्रिमात्रंतुप्लुतस्मृतम् (સંગીત દામોદર)
एकमात्रो लघुर्प्रोक्तो, द्विमात्रो गुरु रेवच ।
त्रिमात्रस्तु प्लुतोज्ञेयो, मात्रार्धंच द्रुतो मतः ॥

**વવુ જોઇએ કે, પ્રો૦ મૌલાબક્ષ જેને દ્વિગુરૂ કહે છે તેને કાકપદ ગણવું જોઇએ, અને તેઓ જેને કાકપદ કહે છે તેને હંસપદ કહેવુ જોઇએ**

મૌલાબક્ષે ૪ માત્રા (દ્વિગુરૂ) માટે 8 આવુ અને ૮ માત્રા (કાકપદ) માટે ⩚ આવુ ચિન્હ વાપર્યું છે તેને બદલે મેં ૪ આવુ અને ^ આવુ ચિન્હ વાપરવુ યોગ્ય ગણ્યુ છે કેમકે, ૮ માત્રાનુ ચિન્હ 8 આવુ રાખીએ તો તે અગ્રેજી આઠડાની માફક દેખાય છે, ને તેથી ૮ માત્રાનુ ભાન થાય છે તે સુધારી ૪ આવુ સસ્કૃત યોગનુ ચિન્હ રાખવુ સારૂં છે કેમકે તેથી ચાર માત્રાનો બોધ એ ચિન્હ જોતાની સાથેજ થઈ આવશે ૮ માત્રાનુ ચિન્હ મૌલાબક્ષે ⩚ આવુ રાખ્યુ છે તેને બદલે ^ આ ચિન્હ વાપરવુ માટે છે કેમકે ૮ માત્રા હસપદની ઠરી ત્યારે, કાગળ પત્રોમા આપણે જે હસપદનું ^ આવુ ચિન્હ વાપરીએ છીએ તેજ પરિચિત ચિન્હ રાખવુ સારૂં છે કેમકે નવા ચિન્હો બનાવવામા એવો કાંઈ ચોક્કસ નિયમ કે વિચાર ન રખાય તોપછી જેને જે ફાવે તેના ચિન્હો વાપરી શકે,ને તેથી સગીતની લેખનપદ્ધતિઓ અનેક થઈ જાય મહાહસપદનુ ચિન્હ † આવુ રાખ્યુ છે તે નવુજ છે પણ સાર્થ છે વળી ૪, ^ અને † આ ત્રણ ચિન્હોના બીબા કોઈ પણ છાપખાનામાં મળી શકે છે, જેથી તેને માટે સ્વતત્ર ટાઇપ પાડવાની જરૂર નથી આમ હોવાથી આ ગ્રથમા અને પ્રો૦ મૌલાબક્ષના ગ્રથોમા ૪, ૮ અને ૧૬ માત્રાના ચિન્હો તથા નામોને માટે નીચે પ્રમાણે મતભેદ રહેશે જેમકે—

| કેટલી માત્રા? | આ ગ્રથમા શુ સ્વીકાર્યું છે? નામ | ચિન્હ | દાખલો | પ્રો મૌલાબક્ષે શુ સ્વીકાર્યું છે? નામ | ચિન્હ | દાખલો |
|---|---|---|---|---|---|---|
| ૪ | કાકપદ | ૪ | सा (નીચે ૪) | દ્વિગુરૂ | 8 | सा (નીચે 8) |
| ૮ | હસપદ | ^ | सा (નીચે ^) | કાકપદ | ⩚ | सा (નીચે ⩚) |
| ૧૬ | મહાહસપદ | † | सा (નીચે †) | ૧૬ માત્રા માટે તેમણે કોઈ પણ નામ કે ચિન્હ યોજ્યુ નથી | | |

આ ગ્રથમા અને પ્રો મૌલાબક્ષના ગ્રથોમા આટલોજ મતભેદ છે બાકી લઘુ દ્રુત, અણુ, વગેરે કાળના ચિન્હોની તેમની વ્યવસ્થા પ્રાચીન છે તેથી તે અમે સ્વીકારીને કાયમ રાખી છે

### ૬૭ ગાયન વિદ્યાના અને કવિતાની વિદ્યાનો માત્રાની ગણતરીના સબધમાં તફાવત.

ગાયન વિદ્યામા તાલની માત્રાઓ ગણવાનો જે રીવાજ છે તે વિષે અત્યાર સુધી કહેવામા આવ્યુ તે સાથે કવિતા બનાવવાની વિદ્યા જે પિંગળ તેમા માત્રાઓ ગણવાના સબધમા શો નિયમ છે તથા તેની સાથે તાલની માત્રાઓનો સબધ કેવી રીતે જોડાયનો છે તે જાણવુ જોઇએ પિગળશાસ્ત્રમા એવો નિયમ છે કે, લઘુની ૧ માત્રા, અને ગુરૂની ૨ માત્રા ગણાય છે એટલે જે અક્ષર હ્રસ્વ હોય તેને લઘુ ગણી તેની ૧ માત્રા ગણવી, અને જે અક્ષર દીર્ઘ હોય તેને ગુરૂ ગણી તેની ૨ માત્રા ગણવી જેમકે અ, ઇ, ઉ, ક, ખ, ઘ વગેરે અક્ષરો હ્રસ્વ હોવાથી તેઓ લઘુ છે, તેથી તેમની એક એક માત્રા

ગણવામાં આવે છે, તથા આ, ઈ, ઊ, એ, કા, કી, ઘૂ, વગેરે અક્ષરો દીર્ઘ હોવાથી તેમને ગુરૂ કહેવામાં આવે છે, ને તેથી તે દરેકની બે બે માત્રાઓ ગણવી. એજ નિયમે પિંગળમાં લઘુગુરૂ ગણવામાં આવે છે. આ ઉપરથી જણાઈ આવે છે કે, પિંગળમાં હ્રસ્વ અક્ષર કે લઘુની ૧ માત્રા અને દીર્ઘ અક્ષર કે ગુરૂની બે માત્રા ગણવાનું જે ધોરણ છે તેમાં તો માત્રાનું ધોરણ ફક્ત હ્રસ્વ કે **દીર્ઘ અક્ષરો** ઉપર જ છે.

પરંતુ ગાયન વિદ્યામાં તાળની જે માત્રાઓ ગણાય છે તેનું ધોરણ તો ફક્ત કાળ કે વખતના અમુક ભાગ અથવા અંશ ઉપર રહેલું છે. સંગીતની ૧ માત્રા જેટલા કાળમાં જ જો ઝડપથી બે, ત્રણ, ચાર કે સો (અથવા કલ્પનાથી ધારો કે લાખ) અક્ષરો બોલી જઈએ તોપણ સંગીતમાં તો એક જ માત્રા ગણાશે, પરંતુ પિંગળશાસ્ત્રની નજરે તો સંગીતના ૧ લઘુકાળમાં જેટલા હ્રસ્વ કે દીર્ઘ અક્ષરો બોલાયા હશે તેટલા અક્ષરો લઘુ કે ગુરૂ તરીકે ગણાશે. જેમકે એક માણસ સંગીતની ૧ માત્રા એટલે કે લઘુકાળનો ઉચ્ચાર કરે, અને બીજો માણસ તેટલાજ કાળમાં બધાએ હ્રસ્વ કે દીર્ઘ અક્ષરો બોલી જાય, તોપણ સંગીતમાં તો તે સર્વેને એક જ માત્રા જેટલો વખત લાગ્યો; તેથી તે બધાંની એક જ માત્રા ગણાશે. એજ પ્રમાણે આ, કા, ખા, ગા, ઐ વગેરે અક્ષરો દીર્ઘ હોવાથી પિંગળમાં તેમને ગુરૂ કહેવાશે, પણ જો તે દરેકનો ઉચ્ચાર એક એક માત્રા જેટલા કાળમાં કરીએ તો તે દીર્ઘ અક્ષરો, સંગીતમાં તો દરેક લઘુ તરીકે ગણાશે અને તેજ ગુરૂ-દીર્ઘ અક્ષરોનો ઉચ્ચાર જો દ્રુતકાળમાં કરીએ તો તે દરેક અક્ષરો દ્રુત થશે, ને પછી તેમની તાલમાં અડધી અડધી માત્રા ગણાશે.

વ્યાકરણમાં આપણે શીખી ગયા છીએ કે, કોઈ પણ અક્ષર, સ્વર તથા વ્યંજન મળીને થએલો હોય છે. જેમકે, ક અક્ષર 'ક્' વ્યંજન + 'અ' એ સ્વર મળીને થયો છે. તેથી જ્યારે કોઇ પણ વ્યંજન એકલો વપરાય છે ત્યારે તેની નીચે ્ આવું ચિન્હ કરી અક્ષરને (ક્ આવી રીતે) ખોડો કરીએ છીએ. એવા ખોડા કરેલા અક્ષર (વ્યંજન) નો ઉચ્ચાર પણ લઘુ (હ્રસ્વ) કરતાં ત્વરાથી (દ્રુત ગતિથી) કરવામાં આવે છે એ પ્રસિદ્ધ વાત છે. એ બાબતને ધ્યાનમાં રાખી એકલા વ્યંજનનો જે સ્વાભાવિક ત્વરાથી ઉચ્ચાર થાય છે કે કરવામાં આવે છે તેવો ઉચ્ચાર દ્રુતને માટે સમજી લેવો. તેમજ હ્રસ્વ અક્ષરને સ્વાભાવિક રીતે બોલતાં જેટલો વખત લાગે છે તેટલા કાળને લઘુ તથા દીર્ઘ અક્ષરને હ્રસ્વ કરતાં બમણો લંબાવીને બોલવાથી જે કાળ લાગે છે તે કાળને ગુરૂ ગણી, પીંગળની માત્રાઓનો અને સંગીતની માત્રાઓનો મેળ સ્થૂલ રીતે મેળવવામાં આવે તો તે અયોગ્ય નથી. આટલું વિસ્તારથી વિવેચન કરવાનું કારણ કે, કવિતા વિદ્યાના વિદ્વાનો અને સંગીત વિદ્યાના વિદ્વાનો એક બીજાના શાસ્ત્રનો સંબંધ સમજી શકે, અને વિચારના વમળમાં ન પડે.

## પાઠ ૮ મો.

### ( સ્વરોને લંબાવવા કે ઝડપથી બોલવા માટે વપરાતા મુખ્ય )

### અષ્ટકાળ.

### ( THE VARIOUS SPECIES OF NOTES. )

મહાહંસ ને હંસ, વળી કાકપાદ, ગુરૂ થાય,
લઘુ, દ્રુત, અણુ, ત્રુટિ આઠ એ અષ્ટકાળ કહેવાય. ( સ્વરચિત. )

અષ્ટકાળનુ ચોક્કસ કોષ્ટક

૬૮. કલમ ૬૧ મા જે અષ્ટકાળ વિષે ટૂંકામાં જણાવવામા આવ્યું તે આઠ કાળોનું ચોક્કસ કોષ્ટક આપવાની જરૂર છે. તે સાથે આપણા દરેક કાળનું અગ્રેજીમા નામ અને અગ્રેજી ચિન્હ શું છે તે પણ આપીએ છીએ.

| અનુક્રમ. | કાળનાં નામ | કેટલી માત્રા ? (કવેવર) | નિશાની. | દાખલો. | અંગ્રેજી નામ | અગ્રેજી નિશાની. |
|---|---|---|---|---|---|---|
| ૧. | મહાહંસપદ. | ૧૬ | † | सा | બ્રેવ | \|O\| |
| ૨. | હંસપદ, | ૮ | ^ | री | સેમીબ્રેવ | o |
| ૩. | કાકપદ (દ્વિગુરૂ) | ૪ | ઙ | म | મીનીમ. | 𝅗𝅥 |
| ૪. | ગુરૂ. | ૨ | ૭ | प | ક્રોચેટ. | 𝅘𝅥 |
| ૫. | લઘુ. | ૧ | | नि | કવેવર | 𝅘𝅥𝅮 |
| ૬. | દ્રુત | ૦॥ ($\frac{1}{2}$) | \ | स | સેમીકવેવર. | 𝅘𝅥𝅯 |
| ૭. | અણુ | ૦। ($\frac{1}{4}$) | \\ | स | ડેમીસેમી કવેવર | 𝅘𝅥𝅰 |
| ૮. | ત્રુટિ. | ૦)= ($\frac{1}{8}$) | \\\ | स | સેમીડેમીસેમીકવેવર | 𝅘𝅥𝅱 |

આ આઠ કાળ વિષે હવે આપણે પૃથક્ પૃથક્ વિચાર કરીએ.

મહાહંસપદ

૬૯. પહેલો કાળ મહાહંસપદનો છે. તેની ૧૬ માત્રા ગણાય છે. "મહાહંસપદ" એ શબ્દનો અર્થ એવો છે કે, 'મહા' એટલે 'મોટું', હંસ એટલે એક જાતનું પક્ષી અને 'પદ' એટલે 'પગ', એટલે કે, શહામૃગ જેવા મોટા હંસની જાતના પક્ષીનો પગ તે મહાહંસપદ. હંસ પક્ષીની બે જાતો થાય છે, નાની અને મોટી. તેમા મોટા હંસ ( મહાહંસ ) જમીન ઉપર ચાલે છે ત્યારે તે બહુજ ધીમે ધીમે પગ મુકી ચાલે છે. જેથી એ પક્ષીને એક ઠેકાણેથી પગ ઉપાડી બીજી જગાએ પાછો તેજ પગ મૂકવા સુધીમા સાધારણ રીતે જેટલો વખત લાગે છે તે વખત ૧૬ માત્રા જેટલો હોય છે એમ વિદ્વાનોએ ગણતરી કરી છે. જેથી

૧૬ માત્રાના કાળને **મહાહંસપદ** કહેવામા આવે છે. આ કાળનો ઉપયોગ ગાવા વગાડવામા ઘણો થતો નથી. એને અંગ્રેજીમા **બ્રીવ** અથવા **બ્રેવી** (Breve) કહે છે તેનું ચિન્હ † આવુ રાખ્યુ છે. કેમકે એ ચિન્હથી મોટા (લાંબા કે ઊંચા) પગવાળા હંસ પક્ષીનો બોધ થાય છે. તેથી તે ચિન્હ જો કોઈ પણ સ્વરની નીચે આપવામા આવે તો તે સ્વર ૧૬ માત્રા જેટલો લંબાવવો

૭૦ આઠ કાળમા બીજો કાળ **હંસપદ**નો છે. તેની ૮ માત્રા ગણાય છે 'હંસપદ' એ શબ્દનો અર્થ એવો છે કે, 'હંસ' એટલે એક પક્ષી, કે જે સારસ પક્ષીના જેવું ઊંચુ અને બગલાના જેવુ ધોળુ હોય છે તે, અને 'પદ' એટલે પગ. એટલે કે, હંસ પક્ષીને એક ઠેકાણેથી પગ ઉપાડી બીજે ઠેકાણે પગ મુકવા સુધી સાધારણ રીતે જેટલો વખત લાગે છે તે વખત ૮ માત્રા જેટલો હોવાથી, ૮ માત્રાના કાળને **હંસપદ** એવુ નામ વિદ્વાનોએ પાડ્યુ છે. હંસપદનો કાળ જાણવા માટે ^ આવી નિશાની નાખવામા આવી છે. કેમકે, હંસ પક્ષીના પગનો પંજો એવો જ હોય છે વળી આપણે કાગળો કે લેખો લખીએ છીએ ત્યારે લખતા લખતા એકાદ અક્ષર ભૂલી જઇએ છીએ તો, તે અક્ષર ચાલૂ લીટીમા ^ આવુ ચિન્હ કરી ઉપર લખીએ છીએ તે સર્વના જાણવામા છેજ. એ ચિન્હને હંસપદ કહે છે. તેજ ચિન્હ અહિં પણ કાયમ રાખ્યુ છે. માટે ^ આવી નિશાની જે કોઈ પણ સ્વર કે અક્ષરની નીચે કરવામા આવે તે સ્વર કે અક્ષરને ૮ માત્રા સુધી લંબાવવો, અથવા તો ૮ માત્રા ગણવાને માટે જેટલો વખત લાગે છે તેટલા વખત સુધી અખંડપણે લંબાવવો. જેમકે **સા** આ પ્રમાણે સ્વરની નીચે હંસપદનુ ચિન્હ (નિશાન) કરેલુ હોય તો તે સ્વરને ૮ માત્રા સુધી લંબાવવો એજ રીતે રી ગ મ પ ધ ની જેવા હંસપદના ચિન્હવાળા જેટલા સ્વર હોય તે દરેકને આઠ આઠ માત્રા સુધી અખંડપણે લંબાવવા હંસપદને અંગ્રેજીમા **સેમીબ્રેવ** (Semibreve) કહે છે

હંસપદ

૭૧ **કાકપદ** કે **દ્વિગુરૂની** ચાર માત્રા ગણાય છે કાક એટલે કાગડો અને **પદ** એટલે પગ, જે ઉપરથી કાગડાનો પગ તે 'કાકપદ' એવો અર્થ સ્પષ્ટ જ છે આપણા જૂના વિચા ના વૃદ્ધ માણસોના મુખથી આપણે ઘણીવાર સાભળીએ છીએ કે, કાગડો એક આંખે જોઈ શકે છે કેમકે તેને એક જ ડોળો હોય છે. માટે જ્યારે કાગડાને એક બાજુથી બીજી તરફનો પદાર્થ જોવો હોય છે ત્યારે તે વાંકો વળી જુએ છે, અને સાથે સાથે પગ પણ મૂકતો જાય છે. માટે કાગડાને એક ઠેકાણેથી પગ ઉપાડી બીજી જગાએ પગ મુકવા સુધીના અવકાશમાં જેટલો વખત લાગે છે તેને **કાકપદકાળ** કહે છે એ કાળ સાધારણ રીતે ૪ માત્રા જેટલો હોય છે એમ વિદ્વાનોએ શોધી કહાડ્યુ છે આ ૪ માત્રાવાળા કાકપદ કાળને અંગ્રેજીમા **મીનીમ** (*Minim*) કહે છે

કાકપદ

ગુરૂની બે માત્રા ગણાય છે, ને કાકપદની ૪ માત્રા થાય છે તેથી કાકપદને **દ્વિગુરૂ** પણ કહી શકાય દ્વિ એટલે બે, અને ગુરૂ એટલે બે માત્રાનો કાળ એટલે કે, બે ગુરૂઓ અથવા ૪ માત્રાઓનો કાળ તે **દ્વિગુરૂકાળ** કહેવાય તેની ૪ માત્રાઓ છે, માટે કાકપદની

૪ આવી ( સંસ્કૃત ચોગડા પ્રમાણે ) નિશાની રાખવામાં આવી છે. જેથી કોઈ પણ અક્ષર અથવા સ્વરની નીચે ૪ આવું કાકપદનું ચિન્હ કરેલું હોય તો તેને ચાર માત્રા સુધી અખંડપણે લંબાવવો. જેમકે **सा** (નીચે ૪) આ પ્રમાણે હોય તો તે સ્વરને ૪ માત્રા સુધી લંબાવવો. એ પ્રમાણે **री ग म प ध नी** (દરેકની નીચે ૪) આવા ચિન્હવાળા જેટલા સ્વરો હોય તે દરેકને ચાર ચાર માત્રા સુધી લંબાવવા.

ગુરૂ. ૭૨. લઘુની ૧ અને ગુરૂની ૨ માત્રા ગણાય છે, એ વાત સર્વ કોઈ જાણે છે. ગુરૂનું ચિન્હ ऽ આવું છે. એ ચિન્હને સંસ્કૃતમાં **અવગ્રહ*** કહે છે. એ ચિન્હ ગુરૂને બદલે મુકાય છે. માટે કોઈ પણ અક્ષર અથવા સ્વરની નીચે ऽ આવું એટલે કે, ગુરૂનું ચિન્હ આવે તો તેને 'એક, બે' એમ ગણતાં જેટલો વખત લાગે છે તેટલા વખત સુધી લંબાવીને બોલવો. **स री ग म प ध नी** (દરેકની નીચે ऽ) આવા ગુરૂ ચિન્હવાળા જે અક્ષરો કે સ્વર હોય તે બધાને બે બે માત્રા સુધી લંબાવી બોલવા ગુરૂકાળને અંગ્રેજી ગાયન વિદ્યામાં ક્રોચેટ (Crotchet) કહે છે.

લઘુ ૭૩. લઘુની ૧ માત્રા ગણાય છે. તેને માટે કોઈ પણ જાતનું ચિન્હ રાખેલું નથી. કેમકે કોઈ પણ અક્ષર અથવા સ્વર એકલો ( કોઈ પણ જાતના ચિન્હ વિનાનો ) લખવામાં આવે ત્યારે તે લઘુ જ છે એમ જાણવું. જેમકે **स रि ग म प ध नि**, એ દરેક લઘુ, એટલે કે, એક માત્રાવાળા અક્ષરો કે સ્વરો છે. માટે જ્યારે જ્યારે [ **स** એવો ] એકલો સ્વર લખવામા આવે ત્યારે ત્યારે તેને 'એક' એ સંખ્યા મોઢેથી બોલતાં જેટલો વખત લાગે છે તેટલા વખતમાં તે સ્વર બોલવો. લઘુ અથવા એક માત્રાના કાળને અંગ્રેજી સંગીતમાં કવેવર ( Quaver ) કહે છે.

દ્રુત. ૭૪. સંસ્કૃત ભાષામા દ્રુતનો અર્થ 'ત્વરા, ઝડપ' એવો થાય છે. જેમકે, ગણુપતલાલ દેશાઈ 'દ્રુતગતિથી' ચાલે છે એમ બોલાય ત્યાં તેનો અર્થ એવો થાય કે " ગણુપતલાલ ઝડપથી (ત્વરાથી) ચાલે છે આવા અર્થે દ્રુત શબ્દ ઘણી વખતે વિદ્વાનોના ભાષણુમાં વપરાતો આપણે સાંભળીએ છીએ. તેજ અર્થ અહિં પણ લેવો જોઇએ. દ્રુત એટલે લઘુનાં કરતાં ઝડપથી બોલવા માટે જે કાળ વપરાય છે તે કાળ. જેથી લઘુની ૧ માત્રા ગણાય તો દ્રુતકાળની ౹ા માત્રા ગણુવી જોઇએ. એ ઉપરથી દ્રુતને ' વ્યંજન ' એવું નામ આપવામાં આવ્યું છે. ને તેનું ચિન્હ ્ આવું, એટલે કે અક્ષર અથવા સ્વરને ખોડો કરવા જેવું અથવા વ્યંજન જેવું રાખ્યું છે. જેમકે, ક્ ખ્ ગ્ ઘ્ સ્ રિ્ ગ્ મ્ ઇત્યાદિ. આ પ્રમાણે જ્યારે કોઈ અક્ષર અથવા સ્વરની નીચે દ્રુતનું ચિન્હ હોય ત્યારે તેને ౹ા માત્રાની ઝડપથી બોલવો.

---

* છંદશાસ્ત્રમાં ગુરૂનું ચિન્હ ऽ આવું અને લઘુનું ચિન્હ । આવું આપેલું હોય છે. ને કોઈ પણ વૃતોનાં માપ ॥ऽ આવી રીતે લઘુ ગુરૂનાં ચિન્હોથી આપવામાં આવે છે એ વાત બધાના જાણવામાં છે જ.

૦॥ માત્રા એટલે લઘુકાળની જે એક માત્રા ગણાય છે તેનાથી અડધો વખત. એટલે કે એક માત્રાને (' એક ' એમ મોઢથી ) બોલતાં જેટલો વખત લાગે છે તેટલાજ વખતમાં ' એક, બે ' એમ ઝડપથી બોલી ચટકી જવાથી, એ બંને સંખ્યાને આ રીત પ્રમાણે ઝડપથી બોલવા માટે જે વખત લાગે છે તે અડધી અડધી માત્રા જેટલો સમજવો. એ વિષે બીજો દાખલો આપીએ છીએ. કોઈ માણસ એક માત્રા બોલે તો તેટલાજ વખતમાં બીજો માણસ ઝડપથી બે વાર ' એક, એક ' એમ બોલી રહે, અથવા તો ' એક, બે,' એમ બોલી રહે તો તે દરેક સંખ્યા જેટલા કાળમાં પૂરી થઇ તે દરેક કાળ દ્રુત કહેવાશે. દ્રુત એ લઘુથી અડધો ( અર્ધ ) છે માટે તેને **અર્ધલઘુ** પણ કહી શકાય. અંગ્રેજી સંગીતમાં દ્રુતને અર્ધલઘુના અર્થવાળું **સેમી** ( અર્ધ ) ક્વેવર ( લઘુ ) એટલે **સેમી ક્વેવર** ( Semiquaver ) એવું નામ આપવામાં આવ્યું છે.

૭૫. દ્રુતકાળથી અડધા વખતને અણુ કહે છે. કેટલાક **અનદ્રુત** કે **અનાદ્રુત** પણ કહે છે. તેનુ ચિન્હ ૨ આવું છે. માટે કોઇ પણ સ્વરની નીચે

અણુ. સ્ આવું અણુનુ ચિન્હ હોય તો તેને દ્રુત કરતાં બમણી ઝડપથી, અને લઘુ કરતાં ૪ ગણી ઝડપથી બોલવો. એ ઝડપની કલ્પના એવી રીતની છે કે, એક માણસ લઘુ અથવા એક માત્રા ગણવા માટે ' એક ' એવો શબ્દ બોલે તો તેટલાજ વખતમાં બીજો માણસ ' એક, બે ' એમ બમણી ઝડપથી ગણી રહે અને ત્રીજો માણસ તેટલાજ વખતમાં " એક, બે, ત્રણ ચાર " એમ ચારગણી ઝડપથી બોલી રહે તો, તેમાંથી ત્રીજો માણસ જે ચારે સંખ્યા ઉતાવળથી બોલી ગયો, તેમાંની દરેક સંખ્યાનો ઝડપથી બોલાયલો કાળ તે **અણુકાળ** કહેવાય. આ ઉપરથી જણાઈ આવશે કે, અણુની ૦। માત્રા ગણાય છે તે બરાબર છે.

૭૬. અણુથી અડધો કાળ તે ત્રુટિ કહેવાય છે. ત્રુટિ એ બહુ જ ઝડપથી ગણાતો કાળ છે, ને તે સાધારણ ગાવા વગાડવામાં વપરાતો નથી, માટે તેનું

ત્રુટિ. ચિન્હ વિશેષ ધ્યાનમાં રાખવાની જરૂર નથી. તેની ⅛ માત્રા ગણાય છે એ બાબત ભૂલવી નહી જોઇએ. અંગ્રેજી સંગીતમાં અણુને **ડેમીસેમી ક્વેવર** (Demisemiquaver) અને ત્રુટિને **સેમીડેમીસેમીક્વેવર** ( Semi demisemiquaver ) કહે છે.

ઉપર જણાવેલા ૮ કાળમાંથી **હંસપદ**, કાકપદ ( દ્વિગુરુ,). ગુરુ, લઘુ, દ્રુત અને અણુ એ છ કાળનો સાધારણ ગાવાવગાડવામાં બહુ ઉપયોગ થાય છે. તેમની માત્રાઓ અને ચિન્હો બહુ જ ધ્યાનમાં રાખવાં. તે ધ્યાનમાં રહેવા માટે અભ્યાસીએ આ પાઠ ફરી ફરી વિચાર કરીને વાંચી જવો.

### અષ્ટકાળ વાળા સ્વરોની પરસ્પર કીંમત.
### (VALUE OF THE NOTES.)

૭૭. ઉપર ગણાવેલા આઠ કાળમાં મહાહંસપદ કાળનો ઉપયોગ બહુજ થોડો થાય છે, પણ હંસપદ કાળથીજ વિશેષ ઉપયોગ કરવામાં આવે છે માટે આપણે હંસપદને મુખ્ય ગણીને તેની સાથે બાકીના કાળ સરખાવી જઇએ. જેમ એક રૂપીઆના અડધા બે, પાવલીઓ ચાર, બે આનીઓ આઠ, એક આની ૧૬ અને અડધી આનીઓ

૩૨ થાય, તેમ હંસપદને જો આપણે એક રૂપીઆની ઉપમા આપીએ તો તેના દ્વિગુરૂ (કાકપદ) રૂપી અડધા બે થાય; કેમકે હંસપદની ૮ માત્રા છે ને દ્વિગુરૂની ૪ માત્રા છે, માટે બે દ્વિગુરૂ રૂપી અડધાઓને ભેગા કરીએ તો એક હંસપદ રૂપી રૂપીઓ થઈ રહે. આ પ્રમાણે ગણતાં ગુરૂની માત્રા ૨, લઘુની ૧, દ્રુતની ૦ાા અને અનાદ્રુતની ૦ા માત્રા ગણાય છે, તો એક હંસપદના ૪ ગુરૂ થાય, ૮ લઘુ થાય, દ્રુત ૧૬ થાય અને અણુ ૩૨ આવે. આવી રીતની કિંમત જાણવા માટે નીચેનું કોષ્ટક બહુ ઉપયોગી થઈ પડશે

કોષ્ટક.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| ૧ રૂપિઓ | અડધા. (આઠ આની) | પાવલાં. (ચાર આની) | બે આની | એક આની. | અડધીઆની. |
| હંસપદ. | દ્વિગુરૂ. | ગુરૂ. | લઘુ. | દ્રુત | અણુ. |
| ૧ | =૧/૨ હંસપદ | =૧/૪ હંસપદ | =૧/૮ હંસપદ. | =૧/૧૬ હંસપદ. | =૧/૩૨ હંસપક. |
| =૨ દ્વિગુરૂ. | =૧ દ્વિગુરૂ. | =૧/૨ દ્વિગુરૂ | =૧/૪ દ્વિગુરૂ | =૧/૮ દ્વિગુરૂ. | =૧/૧૬ દ્વિગુરૂ. |
| =૪ ગુરૂ | =૨ ગુરૂ | =૧ ગુરૂ | =૧/૨ ગુરૂ. | =૧/૪ ગુરૂ | =૧/૮ ગુરૂ. |
| =૮ લઘુ. | =૪ લઘુ | =૨ લઘુ | =૧ લઘુ. | =૧/૨ લઘુ. | =૧/૪ લઘુ. |
| =૧૬ દ્રુત. | =૮ દ્રુત | =૪ દ્રુત. | =૨ દ્રુત | =૧ દ્રુત | =૧/૨ દ્રુત |
| =૩૨ અણુ | =૧૬ અણુ. | =૮ અણુ | =૪ અણુ. | =૨ અણુ | =૧ અણુ |

આ પ્રકારે ગણિતની રીતથી ઉપરનું કોષ્ટક આપ્યુ છે તે ઉપરથી દરેક કાળની કિંમત એક બીજા સાથે કેટકેટલી છે તે સમજી શકાશે

૭૮ હવે, કોઈ એક સ્વરને લઇને તે હંસપદ છે એમ ચિન્હથી બતાવીને તેની કિંમત ચિન્હોથી લખીને કેવી રીતે બતાવી શકાય તે નીચે બતાવીએ છીએ

सा^ .................................. ૧ હંસપદ.

सा (૧, ૪) सा (૨, ૪) .............................. = ૨ દ્વિગુરૂ.

૧सा ऽ सा૨ ऽ ૩सा ऽ सा૪ ऽ .......... = ૪ ગુરૂ

से૧ से૨ से૩ से૪ से૫ से૬ से૭ से૮ .................. = ૮ લઘુ

स्૧ स्૨ स्૩ स्૪ स्૫ स्૬ स्૭ स्૮ स्૯ स्૧૦ स्૧૧ स्૧૨ स्૧૩ स्૧૪ स्૧૫ स्૧૬ .......... = ૧૬ દ્રુત.

स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स्+ એ પ્રમાણે = ૩૨ અણુ.
બીજા ૧૬

દ્વિગુરૂકાળની પરસ્પર કિંમત.

सा (૪) એક કાકપદ કે દ્વિગુરૂ ) = ૧/૨ હંસપદ.

सा ऽ सा ऽ .............................. = ૨ ગુરૂ.

स स स स ........................ = ૪ લઘુ.

स् स् स् स् स् स् स् स् ................ = ૮ દ્રુત.

स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् स् .......... = ૧૬ અણુ.

### ગુરૂકાળની કિંમત.

सा (ऽ) ........................ ૧ ગુરૂ { = ૧/૪ હંસપદ. = ૧/૨ દ્વિગુરૂ.

स    स ........................ = ૨ લઘુ.

स् स्    स् स् ........................ = ૪ દ્રુત.

स्‌॒ स्‌॒ स्‌॒ स्‌॒    स्‌॒ स्‌॒ स्‌॒ स्‌॒ ........................ = ૮ અણુ.

### લઘુકાળની કિંમત.

स    ૧ લઘુ=૧/૮ હંસપદ, ૧/૪ દ્વિગુરૂ, ૧/૨ ગુરૂ.

स्    स् ........................ = ૨ દ્રુત.

स्‌॒ स्‌॒    स्‌॒ स्‌॒ ........................ = ૪ અણુ.

### દ્રુતકાળની કિંમત.

स्    ૧ દ્રુત ........................ { ૧/૧૬ હંસપદ, ૧/૮ દ્વિગુરૂ, ૧/૪ ગુરૂ ૧/૨ લઘુ, ૨ અણુ.

स्‌॒    स्‌॒ ........................ = ૨ અણુ.

આ રીતે કોઇ પણ કાળની કિમત, દરેક સ્વરની નીચે, જે તે કાળનાં ચિન્હો લખીને બતાવવી.

ટીપ—લઘુ ઉપરાંતના કાળને માટે સરિગમના સ્વરનો અક્ષર દીર્ઘ લખી તેની નીચે કાળનાં ચિન્હો મૂકવાનો રિવાજ રાખવો. જેમકે, सा^ री† सा(ऽ) नीं(४) આમ દીર્ઘ અક્ષરો લખી ચિન્હો મૂકવાં, પણ તેને બદલે स^ रि† स(ऽ) नि(४) આમ હ્રસ્વ અક્ષરો લખી ચિન્હો મૂકવાં નહિ. એટલે કે, सा री ग म प ध नी (ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ) આ પ્રમાણે ગુરૂ કે તે ઉપરાંતના કાળનાં ચિન્હ મૂકી સ્વરોના અક્ષરો દીર્ઘ લખવા. ગુરૂનું ચિન્હ અક્ષરની નીચે ન મૂકતાં તેને (બદલે અક્ષરો દીર્ઘ એટલે કે सा री गा मा पा धा नीं આ રીતે) લખવાથી સ્વરોની નીચે ખાસ ગુરૂનું ચિન્હ આપવાની જરૂર નથી એમ કેટલાકનો મત છે, પરંતુ તે યોગ્ય નથી. કેમકે, स ને બદલે सा કે रि नि ને બદલે री नीं આમ લખી શકાય. પણ ग म प ध ને બદલે गा मा पा धा એવા કાનને ખરાબ લાગે તેવા ઉચ્ચાર વાળા અક્ષરો લખવા પડે, ને ગાતી વખતે બોલવા પડે. વળી सा री नीं કે पा मा એવા અક્ષરો નજરે પડવાથી તે અક્ષરો બે માત્રા સુધી ખાસ લંબાવવા વિષેનું અભ્યાસીને ખ્યાલમાં ન રહે, પણ सा री नीं કે प म વગેરે સ્વરોની નીચે ખાસ ऽ આવું ચિન્હ આપેલું હોય તો તે વાંચનારની નજર તુરત ચિન્હ ઉપર પડે છે ને તે પ્રમાણે તે સ્વર બે માત્રા સુધી લંબાવવા વિષે વાંચનાર ભૂલી જતો નથી. આ નિયમને અનુસરી આ ગ્રંથમાં સર્વ સ્થળે સરગમોના સ્વરોના અક્ષરોની નીચે ચિન્હો મૂકી, તે અક્ષરો હ્રસ્વ કે દીર્ઘ લખવાની પદ્ધતિનો ઉપયોગ કર્યો છે.

૭૯. ઉપર કહેલા કોઇ પણ કાળની ગણિતથી તેમ ચિન્હોથી પરસ્પર કિંમત કહાડી બતાવવામાં આવી; તોપણ બીજી રીતે એ વિષે થોડુંક સમજાવીએ છીએ. પહેલા ખાનામાં આપેલા હસપદ કાળની કિંમત વિષે જાત અનુભવ લેવો હોય તો આ પ્રમાણે પ્રયોગ કરી જોવો: ૭ માણસોને બોલાવી, તેમાંના પહેલા માણસને હંસપદનો સા ૮ માત્રા સુધી

બધા કાળની સરખામણીનો એક પ્રયોગ

બોલવા માટે સૂચવી રાખવું; બીજાને બે દ્વિગુરૂના બે સા સા બોલવા માટે સૂચવી રાખવું, એ પ્રમાણે ત્રીજાને ૪ ગુરુ, ચોથાને ૮ લઘુ, પાંચમાને ૧૬ દ્રુત અને છઠ્ઠા માણસને ૩૨ અણુના તેટતેટલા સા બોલવા માટે સૂચવી રાખવું. પછી બધાઓને પોતપોતાના સા એકદમ બોલવા માટે કહી દેવું; આથી એમ થશે કે, પહેલો માણસ હંસપદનો સા ૮ માત્રા સુધી લંબાવીને બોલશે તેટલાજ વખતમાં બીજા પાંચ જણાઓ પોતપોતાના તેટતેટલા સા બોલી રહેશે. એટલે કે, પહેલો માણસ ૮ માત્રા (હસપદ) જેટલા વખતમાં સા બોલી રહેશે તેટલાજ વખતમાં બીજો માણસ બે દ્વિગુરૂના બે સા (સા સા) ત્રીજો માણસ ૪ ગુરૂના ચાર સા ( સા સા સા સા ), ચોથો માણસ ૮ લઘુવાળા આઠ સ ( સ સ વગેરે ), પાંચમો માણસ ૧૬ દ્રુતવાળા સોળ સ (સ્ સ્ વગેરે) અને છઠ્ઠો માણસ તેટલાજ વખતમાં ૩૨ અણુવાળા બતરીશ સ બોલી રહેશે.

૮૦. એકંદરે વિચાર કરીશું તો જણાઇ આવશે કે, ૧૬, ૮, ૪, ૨, ૧, ૦ાા, ૦। અને ૦)= ( $\frac{1}{8}$ ) માત્રાવાળા આઠ કાળનાં નામ મહાહસપદથી તે ત્રુટિ સુધી આપવામાં આવ્યાં; પણ ૭ માત્રા, ૬ માત્રા, ૫ માત્રા, ૩ માત્રા, ૧ાા માત્રા અને ૦ાા માત્રાના કાળનાં સ્વતંત્ર નામો આપવામાં આવ્યાં નથી, તેમજ એ વિષે કશું કહેવામાં આવ્યુ નથી, માટે એ વિષે થોડુંક જણાવી લઇશું.

૮ કાળ ટલા તેના પેટા કાળને માટેનાં ચિન્હો તથા નામો વિષે.

એક બહુજ સહેલો નિયમ ધ્યાનમાં રાખવો જોઇએ તે એ કે, કોઈ પણ કાળના ચિન્હની આગળ ૦ આવું ગોળ મીંડું મૂકવામા આવે ત્યારે ત્યારે એવા મીંડાવાળા ચિન્હની કે કાળની કિંમત ૧ાા ગણી સમજવી. જેમકે, જો ^ આવા હસપદના ચિન્હની આગળ ^० આમ મીંડુ મૂકવામાં આવે તો તેની કીંમત ૧ાા ગણી સમજી ( ૮ માત્રા હસપદની × ૧ાા = ) ૧૨ માત્રાઓ જાણી લેવી. જો ૪ આવા દ્વિગુરૂના ચિન્હની આગળ ૪૦ આવું મીંડુ મૂકવામા આવે તો તેની પણ કિંમત ૧ાા ગણી સમજી ( ૪ માત્રા દ્વિગુરૂની × ૧ાા = ) ૬ માત્રાઓ જાણી લેવી. એજ પ્રમાણે ગુરૂ, લઘુ, દ્રુતના ચિન્હની આગળ મીંડુ આવે તો તેની કિંમત દોઢ દોઢ ગણી સમજવી. જેમકે ऽ० ।० ०० એમની કિંમત અનુક્રમે ૩ માત્રા, ૧ાા માત્રા અને ૦ાા માત્રાની સમજવી. આ રીતે કોઇ પણ જાતના કાળના ચિન્હની આગળ મીંડું આપવાથી તેની જે દોઢગણી કિંમત થાય છે એને માટે સાર્ધ (દોઢ) એવો સંસ્કૃતભાષામાં શબ્દ છે. એનો અર્થ પણ સઃ એટલે એક અને અર્ધ એટલે અડધું, મળી દોઢ એ સ્પષ્ટ જ છે. વધારે સમજ પડે એટલા માટે

જૂદા જૂદા કાળની આગળ મીંડુ મૂકી તેનુ 'સાર્ધપણુ' (દોઢાપણું, દોઢગણી કિંમત—Dots) કેવીરીતે થાય છે તે બતાવીએ છીએ.

| | | | | |
|---|---|---|---|---|
| ∞० દોઢ હંસપદ | અથવા | સાર્ધ હંસપદ, | માત્રા | (૮×૧॥ =) ૧૨ |
| ૪० દોઢ કાકપદ | „ | સાર્ધ કાકપદ, | „ | (૪×૧॥ =) ૬ |
| ऽ० દોઢ ગુરૂ | „ | સાર્ધ ગુરૂ, | „ | (૨×૧॥ =) ૩ |
| I० દોઢ લઘુ | „ | સાર્ધ લઘુ, | „ | (૧×૧॥ =) ૧॥ |
| I̥० દોઢ દ્રુત | „ | સાર્ધ દ્રુત, | „ | (૦॥×૧॥ =) ૦॥ |

એટલા માટે જે સ્વરની નીચે—

सा∞० આવું સાર્ધહંસપદનુ ચિન્હ હોય તો તેની ૧૨ માત્રા જાણવી.

सा૪० „ સાર્ધકાકપદનું „ „ „ ૬ „ „

साऽ० „ સાર્ધગુરૂનુ „ „ „ ૩ „ „

स० „ સાર્ધલઘુનું „ „ „ ૧॥ „ „

स̥० „ સાર્ધદ્રુતનુ „ „ „ ૦॥ „ „

આ રીતે સાર્ધ કરવાની રીતથી ૧૨, ૬, ૩, ૧॥, ૦॥ માત્રાના કાળના નામ અને ચિન્હો થઈ શકે. હવે ફક્ત ૭ માત્રા તથા ૫ માત્રા એ બેને માટે તો મિશ્ર ચિન્હનો ઉપયોગ કરવો પડશે જેમકે, ૭ માત્રા માટે सा૪० स આમ એટલે કે પ્રથમનો सा૪० સાર્ધદ્વિગુરૂ હોવાથી તેની ૬ માત્રા થઈ, અને તેની સાથે એક स (લઘુ) જોડી દેવાથી એકમાત્રા વધીને કુલ ૭માત્રાની કીંમત થઈ. અને ૫ માત્રા માટે सा૪ स આ પ્રમાણે જાણી લેવુ.

કોઈ પણ બે અથવા વધારે સ્વરો જોડી દેવા હોય તો ⌐¬ આવા ચિન્હથી સ્વરોનું માથુ બાંધી જોડી દેવામા આવે છે. જેમકે स रि, स रि ग, स रि ग म, स रि ग म प, स रि ग म प ध, ઇત્યાદિ.

૮૧. અત્યાર સુધી જેટલા કાળ વિષે સમજાવવામા આવ્યું છે તે બધાની ૧/૮ માત્રાથી માંડીને તે ૧૬ માત્રા સુધીના કાળ, ચિન્હો, તેના અંગ્રેજી નામો વગેરેની ચોક્કસ બે યાદીઓ આપીએ છીએ તે શીખનારે બરાબર ધ્યાનમા રાખી મનન કરવી.

૮ કાળ તથા પેટા કાળની ૨ યાદીઓ

યાદી ૧.

| કાળનું નામ. | કેટલી માત્રા. | ચિન્હ | દાખલો. | અંગ્રેજી નામ. | અંગ્રેજી દાખલો. |
|---|---|---|---|---|---|
| લઘુ. | ૧ | T | स | ક્વેવર. | 𝅘𝅥𝅮 |
| ગુરૂ. | ૨ | S | सा | ક્રોચેટ. | 𝅘𝅥 |
| પ્લુત(સાર્ધગુરૂ). | ૩ | S॰ | सा॰ | ડૉટેટ ક્રોચેટ. | 𝅘𝅥. |
| કાકપદ(દ્વિગુરૂ). | ૪ | 8 | सा | મીનીમ. | 𝅗𝅥 |
| ॰ | ૫ | 8T | सासे | ॰ | 𝅗𝅥𝅘𝅥𝅮 |
| સાર્ધકાકપદ. | ૬ | 8॰ | सा॰ | ડૉટેટ મીનીમ. | 𝅗𝅥. |
| ॰ | ૭ | 8T | सासे | ॰ | 𝅗𝅥𝅘𝅥 |
| હંસપદ | ૮ | ^ | सा | સેમીબ્રેવ | o |
| સાર્ધહંસપદ | ૧૨ | ^॰ | सा॰ | ડૉટેડ સેમીબ્રેવ | o. |
| મહાહંસપદ. | ૧૬ | + | सा | બ્રેવ | \|o\| |

યાદી ૨.

| કાળનું નામ. | કેટલી માત્રા. | ચિન્હ. | દાખલો | અંગ્રેજી નામ. | અંગ્રેજી દાખલો. |
|---|---|---|---|---|---|
| ગુરૂ | ૨ | S | सा | ક્રોચેટ | 𝅘𝅥 |
| ॰ | ૧॥। | T̲̲ | ससे | ॰ | 𝅘𝅥𝅮.. |
| સાર્ધલઘુ | ૧॥ | T॰ | स॰ | ડૉટેડ ક્વેવર | 𝅘𝅥𝅮. |
| ॰ | ૧। | TT̲ | ससे | ॰ | 𝅘𝅥𝅮𝅘𝅥𝅯 |
| લઘુ | ૧ | T | स | ક્વેવર | 𝅘𝅥𝅮 |
| સાર્ધદ્રુત | ०॥। | ९ | स॰ | ડૉટેડ સેમીક્વેવર | 𝅘𝅥𝅯. |
| દ્રુત | ०॥ | ৲ | स् | સેમીક્વેવર | 𝅘𝅥𝅯 |
| સાર્ધઅણુ | ०।= | ৲॰ | स॰ | ડૉટેડ ડેમીસેમીક્વેવર | 𝅘𝅥𝅰. |
| અણુ | ०। | ৲ | सा | ડેમીસેમીક્વેવર | 𝅘𝅥𝅰 |
| ત્રુટિ | ०)= | ≋ | स | સેમીડેમી સેમીક્વેવર | 𝅘𝅥𝅱 |

## પાઠ ૯ મો.

### તાલ.

### ( THE VARIOUS SPECIES OF TIME. )

अथ ताल प्रवक्ष्यामि कालरूपं जगद्वरम् ।
जनयतं सुखंगीते वाद्येनृत्ये विशेषतः ॥ १ ॥
उत्पत्त्यादि त्रयं लोके येन तालेन जायते ।
कीटकादि पशूनांच तालेनैव गतिर्भवेत् ॥ २ ॥
यानिकानिच कर्माणि लोके तालाश्रितानि च ।
आदित्यादि ग्रहाणां च तालेनैव गतिर्भवेत् ॥ ३ ॥
ब्रह्मकल्पोऽपि तालेन यतः कालवशं गतः ।
कालः क्रिया परिच्छिन्नस्तालशब्देन भण्यते ॥ ४ ॥
ततः प्रतिष्ठित सर्वं ताले काले यतः स्मृतः । (સં० પારિજાત, અ०૨)

જગતનો અંદર શ્રેષ્ઠ એવો જે કાળ તે રૂપ અને ગાયન, વાદન નર્તનમા સુખ આપનાર એવો જે **તાલ** તે વિષે કહુ છુ ૧ જેનાવડે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે કીટકાદિ પ્રાણિઓની ગતિ થાય છે તે તાલથી જ થાય છે દરેક કર્મો લોકમા જે પ્રવર્તે છે તે બધા તાલને આશ્રયે થાય છે, એટલુ જ નહિ પણ સૂર્ય, ચન્દ્ર, તારાદિ ગ્રહોની ગતિ પણ તાલથી જ થાય છે આખો બ્રહ્માનો કલ્પ તે પણ તાલવડે જ છે, કેમકે તે પણ કાળને વશ છે તેથી **ક્રિયાથી પરિચ્છિન્ન એવો જે કાળ તે જ** તાલ શબ્દથી વ્યવહરાય છે જેથી કાળરૂપ એવા તાલમા સર્વે બ્રહ્માંડ પ્રતિષ્ઠિત છે

**તાલ શબ્દનો અર્થ**

૮૨ તાલ શબ્દનો મુખ્ય અર્થ તો એવો છે કે, બને હાથે તાળી આપવી. એજ અર્થ ગાયન વિદ્યામા સ્વીકારવામા આવેલો છે. ગાતી વખતે એજ તાળી જો નિયમિત કાળ( માત્રા )ને અંતરે આપવામા આવે ત્યારે તેને ગાયન વિદ્યામા **તાલ** કહેવામા આવે છે એટલે કે, તાલ શબ્દની ગાયનવિદ્યાને લગતી વ્યાખ્યા કરીએ તો એવી રીતે થઈ શકે કે, **મુકરર કરેલા કાળને અંતરે બને હાથથી તાળી આપવી, અથવા બીજી કોઇ રીતે ટકોરો કે આઘાત કરવો તે.** જેમકે, જો આપણે ૪ માત્રાઓના કાળને અંતરે તાળી મારીએ તો તે એક પ્રકારનો તાલ થએલો ગણાશે આ રીતે કોઈ પણ તાલ અમુક અમુક માત્રાઓથી નિયમિત રીતે બધાયલો હોય છે

૮૩. ગાવા વગાડવામા જે તાલો બહુ જ ઉપયોગી છે એવા ૨૩ તાલોની, અને તે દરેકની કેટકેટલી માત્રાઓ થાય છે તેની યાદી આપીએ છીએ, તે બહુ સ્મરણમા રાખવી જોઇએ

| તાલનાં નામ. | તેની માત્રા. | તાલનાં નામ. | તેની માત્રા. |
|---|---|---|---|
| (૧) એક તાલ | ૪ | (૧૩) હોરી–દીપચંદી | ૧૪ |
| (૨) દ્વિતાલ | ૮ | (૧૪) ઝુમરો. | ૧૪ |
| (૩) લાવણી | ૮ | (૧૫) જલદત્રિતાલ. | ૮ |
| (૪) દાદરો. | ૬ | (૧૬) ત્રિતાલ | ૧૬ |
| (૫) તેવરો. | ૭ | (૧૭) પંજાબી | ૧૬ |
| (૬) ગઝલ. | ૭ | (૧૮) તિલવાડો. | ૧૬ |
| (૭) ઝપતાલ | ૧૦ | (૧૯) ખ્યાલ. | ૧૬ |
| (૮) સુમરાક | ૧૦ | (૨૦) ટપ્પા. | ૧૬ |
| (૯) એક્કો | ૧૨ | (૨૧) સવારી. | ૧૬ |
| (૧૦) ધ્રુવપદ ( ચૌતાલ ). | ૧૨ | (૨૨) „ | ૧૫ |
| (૧૧) આડ ચૌતાલ. | ૧૪ | (૨૩) ફેરોદસ્ત | ૧૩ |
| (૧૨) ધમાર | ૧૪ | | |

આટલા તાલોનો ઉપયોગ ગવૈયાઓ અને બજવૈયાઓ હમેશાં કરતા રહે છે. દરેક તાલ, ઉપર કહેલી ચોક્કસ માત્રાઓના સમૂહથી થએલો છે હવે તેમાં કયી કયી માત્રાઓ ઉપર આઘાત, ટકોરો કે તાળી મારવી અથવા ન મારવી તે વિષે કહીએ છીએ.

તાલ અને ખાલી વિષે

૮૪. ઉપર જે બધા તાલો જણાવ્યા તેમાં જેટજેટલી માત્રાઓ કહી હોય, તેમાની અમુક માત્રા ઉપર **તાળી** મારવી, ને અમુક માત્રા ઉપર **ખાલી** આપવી એવો ચોક્કસ નિયમ હોય છે. **ખાલી** એટલે બને હાથ છૂટા કરી નાખવા, અથવા તાલ આપવાનો નહિ હોવાથી આઘાત ન કરવો તે. **તાળી** અથવા 'તાલ મારવો' એનો અર્થ એ છે કે, બંને હાથથી તાળી મારવી અથવા બીજી કોઈ રીતે આઘાત, ટકોરો વગેરે કરીને અવાજ–ધ્વનિ કરવો તે. એ **તાલ** અને **ખાલી** સમજવા માટે અમુક નિશાનીઓ બતાવવાની જરૂર છે. કેમકે, જે તાલની જેટલી માત્રાઓ હોય તેમાની કયી કયી માત્રા ઉપર તાળી મારવી અને કયી કયી માત્રા ઉપર ખાલી આપવી, એ વાત ચિન્હ ઉપરથી સમજી શકાય એ કારણથી જે માત્રા ઉપર તાલી મારવામાં આવે તે માત્રા નીચે આપણે – આવુ કે + આવુ ચિન્હ મુકરર કરીશું. અને જે માત્રા ઉપર ખાલી આપવામા આવે તે માત્રાની નીચે ० આવું ચિન્હ આપીશું. આ વાત એક દાખલો આપી સમજાવીએ. ગાયન વિદ્યામાં એક તાલ જે વપરાય છે તેની ૪ માત્રા હોય છે, તેની ચારે માત્રાઓ છૂટી બતાવવા માટે ૧ ૨ ૩ ૪ આ પ્રમાણે આકડા લખી, તેમાની જે માત્રા ઉપર તાલ મારવો હોય તેની નીચે – આવું કે + આવું ( એ બેમાથી કોઇ પણ એક ) ચિન્હ આપવામાં આવે, અને જે માત્રા ઉપર ખાલી આપવી હોય તેની નીચે ० આવું ચિન્હ આપવામા આવે તો એ બાબત વધારે સારી રીતે સમજી શકાશે. પાછળ આપેલા ૨૩ તાલની માત્રાઓ ૧ ૨ ૩ ૪ એમ આકડાના રૂપમાં લખીને, તેમાં જે માત્રા ઉપર **તાલ** (આઘાત) આપવો હોય તેની નીચે – આવું કે + આવું ચિન્હ, અને જે માત્રા ઉપર **ખાલી** આપવી (બને હાથ છૂટા પાડી જમીન તરફ ઝુ-

કાવવા ) હોય તેની નીચે ૦ આવું ચિન્હ* આપી દરેક તાલ સમજાવવાની જરૂર છે.

૮૫. દરેક તાલની માત્રાઓ કેટલી અને તેમાંની કયી કયી માત્રાઓ ઉપર **તાળી** કે **ખાલી** આપવામાં આવે છે તેની યાદી આપીએ છીએ.

| તાલનાં નામ. | માત્રા. | |
|---|---|---|
| ૧. એકતાલ. | ૪ | ૧ ૨ ૩ ૪ |
| ૨. દ્વિતાલ. | ૮ | ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ |
| ૩. લાવણી. | ૮ | ૧ ૨ । ૩ ૪ । ૫ ૬ ૭ ૮ અથવા ૧ ૨ । ૩ ૪ ૫ ૬ । ૭ ૮ |
| ૪. દાદરો. | ૬ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ । અથવા ૧ ૨ । ૩ ૪ ૫ ૬ |
| ૫. તેવરો. | ૭ | ૧ ૨ ૩ । ૪ ૫ । ૬ ૭ |
| ૬. ગઝલ. | ૭ | ૧ ૨ ૩ । ૪ ૫ । ૬ । ૭ |
| ૭. ઝપતાલ. | ૧૦ | ૧ ૨ । ૩ ૪ ૫ ૬ ૭ । ૮ ૯ ૧૦ |
| ૮. સુલફાક. | ૧૦ | ૧ ૨ ૩ ૪ । ૫ ૬ । ૭ ૮ ૯ ૧૦ |
| ૯. એક્કો. | ૧૨ | ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ ૧૧ ૧૨ |
| ૧૦. ધ્રુપદ–ચૌતાલ. | ૧૨ | ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ । ૧૧ ૧૨ |
| ૧૧. આડચૌતાલ. | ૧૪ | ૧ ૨ । ૩ ૪ ૫ ૬ । ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| ૧૨. ધમાર. | ૧૪ | ૧ ૨ ૩ ૪ ૫ । ૬ ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| ૧૩ હોરી–દીપચંદી. | ૧૪ | ૧ ૨ ૩ । ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| ૧૪. ઝૂમરો | ૧૪ | ઉપર પ્રમાણે. |
| ૧૫. જલદ ત્રિતાલ. | ૮ | ૧ ૨ । ૩ ૪ ૫ ૬ । ૭ ૮ |
| ૧૬. ત્રિતાલ. | ૧૬ | ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ । ૧૩ ૧૪ ૧૫ ૧૬ |

૧૭. પંજાબી.
૧૮. તિલવાડો
૧૯. ખ્યાલ.
૨૦. ટપ્પો.

આ ચારે તાલ એક બીજાથી જૂદા એવા ખાસ ભિન્ન ભિન્ન તાલો નથી, પણ ત્રિતાલનાં જ જૂદાં જૂદાં સ્વરૂપો છે. માત્ર ગાવાના અંગને લઈને તેની સાથે વગાડવાનાં તબલાંના જે જૂદી જૂદી તરેહના બોલો ( ઠેકા ) હોય છે તે ઉપરથી ત્રિતાલના જ જૂદા

* પ્રોફેસર મૌલાબક્ષે પોતાના ગ્રંથોમાં ૦ આવા ખાલીના ચિન્હને બદલે 7 આવું અંગ્રેજી સાતડાને મળતું ચિન્હ વાપર્યું છે, પણ તે ઠીક નથી. તે કરતાં ૦ આવું ચિન્હ વાપરવું વધારે સારૂં છે. કેમકે, ખાલીનું નામ સંસ્કૃતમાં " શૂન્યતાલ " એવું પણ આપ્યું છે, તેથી ૦ આ ચિન્હથી " શૂન્યતાલ " એ નામનું યથાર્થપણું જળવાયછે. 'સમ'ને માટે તેમણે ÷ આવું ચિન્હ સ્વીકાર્યું છે તેને બદલે મેં ÷ આવું ભાગાકારનું ચિન્હ રાખવું યોગ્ય ગણ્યું છે; કેમકે ÷ આવું ચિન્હ છાપખાનામાં તૈયાર હોય છે, તેને માટે નવો ટાઇપ પાડવાની જરૂર નથી, ને વળી ÷ આથી તાલનો ભાગ શરૂ થયો કે પૂરો થયો એવો બોધ થાય છે તે પણ સાર્થ છે.

જૂદા ચાર પ્રકાર ગણવાનો રિવાજ ગાનાર વગાડનારાઓમા પડી ગયેલ છે

૨૧ સવારી. ૧૬   ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬

૨૨. સવારી. ૧૫   ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૩॥ | ૧૪ ૧૫

૨૩. ફરોદસ્ત ૧૩   ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૭॥ ૮ ૯ | ૧૦ ૧૧ ૧૨ ૧૩

ગાનાર વગાડનારાઓમા હાલ જે તાલો બહુ જ વપરાય છે તે બધા ઉપર આપ્યા છે માત્રાઓ ગણવાની રીત ગયા પાઠ (કલમ ૬૨)માં આપવામા આવી જ છે. જેથી કોઈ પણ તાલની માત્રાઓ ગણવામા અડચણ નહી જ આવે ઉપર આપેલા તાલમાથી કોઈ પણ તાલની તાળીઓ (તાલ) અને ખાલી આપવાની સહેલી રીતે એ છે કે, જે તાલની જેટલી માત્રાઓ કરી હોય તેટલી સખ્યા મોઢેથી " એક, બે, ત્રણ " (વગેરે) એમ બોલવી, અને પછી જે માત્રાની નીચે – આવુ અથવા + આવુ ચિન્હ આપેલુ હોય તે માત્રા ઉપર તાળી મારવી, અને જે માત્રા નીચે ૦ આવુ મીડુ મુકયુ હોય તે માત્રા ઉપર તાળી નહિ મારતા બને હાથ છુટા પાડી, જમણો હાથ જમીન તરફ જ જમણી બાજુએ ઝુમાવી દેવો આ રીત પ્રમાણે ઉપરના બધા તાલ આપવાનો મહાવરો કરવો.

## તાલનાં અગ અને પ્રત્યગ.

અગ અને પ્રત્યગ એટલે શું ?

૮૬ કોઈ પણ તાલમા જેટલી તાળીઓ મારવામા આવતી હોય તેટલી તાળીઓ તેજ તાલના અંગ કહેવાય છે અને ખાલી આપવામા આવે તે પ્રત્યગ કહેવાય છે અગ એટલે તાલનો ભાગ અથવા શરીર, અને પ્રત્યગ એટલે (પ્રતિ = તેના જ જેવુ સામુ અગ = અવયવ કે ભાગ) સામુ અગ કે તાલનો અવયવ એ અગ, પ્રત્યગ વિષે વિસ્તારથી જાણવાની જરૂર છે કેમકે એ ઉપયોગી વિષય છે

આપણું શરીર જો હાથ, પગ નાક, આખ કાન, માથુ વગેરે અગોથી બનેલુ છે તેમ દરેક તાલનુ શરીર પણ એવી તરેહના અગોથી બનેલુ છે અગ એટલે ભાગ પણ કહી શકાય જે તાલમા જેટલી તાળીઓ મારવી પડે તેટલી તાળીઓ તે દરેક અગ (તે જ તાલના ભાગ) છે આપણે ત્રિતાલ લઇએ તો તેમા ત્રણ તાલીઓ આવે, અને એક ખાલી આવે છે હવે ત્રિતાલમાની ત્રણ તાળીઓ જે માત્રા ઉપર આપવામા આવે છે તેને જ ત્રિતાલના જૂદા જૂદા અગ થયા કહેવાય અને જે માત્રા ઉપર ખાલી આપવામાં આવે છે તે પ્રતિઅગ (સામું અગ) કે પ્રત્યંગ કહેવાય એજ વાત એક દાખલો આપીને સમજાવીએ આપણા શરીરનો હાથનો આખો ભાગ લઇએ તો તે આખો હાથ શરીરનું અગ કે ભાગ કહેવાશે, અને આગળા, કોણી કાડુ વગેરે પ્રત્યગ કહેવાશે. આ પ્રમાણે દરેક તાલ અંગ અને પ્રત્યગથી બનેલો હોય છે એટલે કે, કોઈ પણ તાલ એક અથવા વધારે તાળીઓ અને ખાલી વાળો હોય છે કેટલાક તાલોમા એક જ તાળી અને ખાલી હોય છે, તો કેટલાકમા તે બેથી વધારે પણ હોય છે ઉપર

ગણાવેલા ૨૩ તાલોની જે બધી માત્રાઓના આંકડા અને તેની નીચે ÷ – ૦ આવાં ચિન્હો આપ્યાં છે તે ઉપર નજર નાખવાથી જણાઈ આવશે કે, તેમાંના કેટલાક તાલ એવા હશે કે, તેમાં આપવાના તાલ એક એક માત્રાને અંતરે હશે, અથવા તો બે બે માત્રાઓને અંતરે હશે, અને કેટલાક તાલમાં તો ત્રણ ત્રણ, ચાર ચાર કે પાચ પાંચ માત્રાઓને અતરે તાળી અને ખાલી મારવાની હશે. જેથી એક માત્રાને અંતરે, બે માત્રાને અંતરે કે એમ જેટજેટલી માત્રાને અંતરે તાળી પડે તેટતેટલી માત્રાઓનુ તે તે અંગ થશે. જો ૧ માત્રાને અંતરે તાળી પડે તો તે અંગ ૧ માત્રાનું કહેવાશે. ૨ માત્રાને અંતરે તાળી પડે તો તે અંગ ૨ માત્રાનુ કહેવાશે, તેજ પ્રમાણે ૩–૪–૫ કે ૮ માત્રાને અંતરે તાળી પડે તો તેટતેટલી માત્રાવાળું તે અંગ ગણાશે. એવાં જૂદાં જૂદાં ૭ અંગ પ્રાચીન અને ૧ અંગ અર્વાચીન, મળી ૮ અંગો વિદ્વાનોએ પાડ્યાં છે.

૮૭. પ્રાચીન ૭ અંગોનાં નામ નીચે પ્રમાણે છે.

सप्तांगानि क्रमात्ताले ज्ञातव्यानि समंबुधैः ॥ २१ ॥

મુખ્ય અંગો વિષે अणुद्रुतो द्रुतश्चेति विरामद्रुत संज्ञकः ।

लघु र्लघुविरामाख्यो गुरुः प्लुत इति स्मृतः ॥ २२ ॥

અધ્યાય ૨. સંગીત પારિજાત.

અર્થ—તાલમા અનુક્રમે અણુદ્રુત (વિરામ), દ્રુત, વિરામદ્રુત, લઘુ, લઘુવિરામ, ગુરૂ અને પ્લુત એ સાત અંગો જાણવાં.

હમણાંના કેટલાક ગ્રન્થોમા કાકપદ એ નામનુ આઠમુ અંગ કેટલાક ગ્રંથકર્તાઓએ સ્વીકાર્યું છે તે ઠીક છે. એટલે પ્રાચીન ૭ અને હમણાનુ ૧ મળી ૮ અંગ થાય. આ આઠ અંગમાથી **વિરામ** (અણુદ્રુત), **દ્રુત** અને **લઘુ** એ ત્રણને તેમજ **ગુરૂ**, **પ્લુત** અને **કાકપદ** (ચતુર્મુખ) એ ત્રણ મળી ૬ અગોને મૂળ કે મુખ્ય ગણવાં જોઇએ. કેમકે તેટલાં અગોનાં મિશ્રણથી ગમે તેટલી માત્રાઓનાં **મિશ્ર અંગો** બનાવી શકાય છે. પ્રાચીન અર્વાચીન કાળના ગ્રન્થકર્તાઓએ જે ૮ અંગ માન્યા છે તેમા આ છ અંગોને હું "**મુખ્ય અંગ**" માનુ છુ, ને તે સિવાયનાને **મિશ્રઅંગ** માનું છુ. પ્રાચીનોએ **દ્રુતવિરામ** (વિરામદ્રુત) અને **લઘુવિરામ** એ જે બે અંગોને આઠ અંગમાં જ ગણ્યાં છે તે બાદ કરતા બાકીનાં ૬ અંગોમાં કેટકેટલી માત્રા ગણવામા આવે છે, તથા તે દરેક માટે કયાં ચિન્હો મુકરર કરેલાં છે તેનું કોષ્ટક આપીએ છીએ.

**મુખ્ય ૬ અગો (ષડંગ) નું કોષ્ટક.**

| અંગનું નામ. | ચિન્હ | કેટલી માત્રા? | પ્રાચીન ગ્રંથોમા આપેલાં પર્યાય નામો. |
|---|---|---|---|
| **૧. વિરામ અંગ.** (અણુદ્રુતઅંગ) | ˘ | ૧ | અર્ધચન્દ્ર, કરજ, અર્ધબિંદુક, અર્ધદ્રુત, ચ, અણુ, ધનુ, એકાક્ષર, શિરસ્, જાતિ, બીજ. |
| **૨. દ્રુત અંગ.** | ૦ | ૨ | શૂન્ય, દ્વોદ્રુત, વલય, કૂપ, બિન્દુ, |

| | | | |
|---|---|---|---|
| | | | અર્ધમાત્રિક, સુવૃત્ત, આકાશ, ઉત્તમ, વ્યંજન, અક્ષરદ્વય, વૃત્ત; ૬. |
| ૩. લઘુ અંગ. | । | ૪ | ચતુરસ્ત્ર, દંડ, માત્રા, અક્ષર, બાણુ, વિભૂ, હ્રસ્વ, લ, શર, સરલ, માત્રિક, વ્યાપક. |
| ૪. ગુરૂ અંગ. | ऽ | ૮ | વક્ર, દીર્ઘ, દ્વિમાત્રિક, પૂજ્ય, ગમુ, ગુરૂ, યુગલ, કલા, ગ, વક્રી, ત્રિરાશ્રત્વાવક્રી. |
| ૫. પ્લુત અંગ. | ऽं (ऽे) | ૧૨ | ત્રિમાત્ર, મામજ, શૃંગી, પ, ત્ર્યંગ, પશુશિખા, દીપ્ત, સામોદ્ભવમ્. |
| ૬. કાકપદ અંગ (ચતુર્મુખ) | × | ૧૬ | ચતુરગ, પાદ, ચતુર્માત્રા, પૂર્ણકાયા. |

આમાંથી પહેલાં પાંચ અંગનાં ચિન્હો પ્રાચીન છે. કાકપદના અંગને માટે આ પુસ્તકમાં × આવું ચોકડી જેવું ચિન્હ રાખવામાં આવ્યું છે. કેમકે, કાકપદના અંગનુ **ચતુર્મુખ** એવું નામ જોવામાં આવે છે. તેથી જેનું ચારે તરફ મુખ હોઈ શકે એવી જે ચોકડી × તે કાકપદના અંગના ચિન્હને માટે મુકરર કરવામાં આવી છે. ને તે સિવાયનાં ૭ અંગનાં ચિન્હો પ્રાચીન છે.

મુખ્ય ૬ અંગોના મિશ્રણથી મિશ્ર-અંગો બનાવવાની રીત

૮૮. ઉપરનાં મુખ્ય ૬ અંગો ઉપરથી બીજી કેટલીક માત્રાનાં નવાં અંગો બનાવી શકાશે. જેમકે, ૩, ૫, ૬, ૭, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪ અને ૧૫ માત્રાવાળા કોઈ પણ અંગની રચના બનાવી શકાય. જેમકે, ધારો કે, જો ૭ માત્રાનું અંગ બનાવવું હોય તો ઉપરનામાંથી ૪ માત્રાનું અંગ + ૨ માત્રાનું અંગ + ૧ માત્રાનું અંગ લઈ ૭ માત્રાનુ અંગ બનાવી શકાશે; આ અંગને ( લઘુ + દ્રુત + વિરામ = ) " લઘુદ્રુત વિરામ " અંગ એવું મિશ્રનામ આપવું જોઇએ એવાં થોડાંક અંગ બનાવી, તેમનાં મિશ્ર નામ અને મિશ્ર ચિન્હો આપીએ છીએ જેમકે—

* ૩ માત્રાનુ અંગ તે(દ્રુત (૨) + વિરામ (૧) =) **દ્રુતવિરામ** અંગ, ને તેનુ ચિન્હ ૦̆ આવુંથાય.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| * ૫ | ,, | ,, | (લઘુ (૪) + વિરામ (૧) =) **લઘુવિરામ** | ,, | ,, ।̆ | ,, |
| ૬ | ,, | ,, | (લઘુ (૪) + દ્રુત (૨) =) **લઘુદ્રુત** | ,, | ,, ।૦ | ,, |
| ૭ | ,, | ,, | (લઘુ (૪) + દ્રુતવિરામ(૩)=)**લઘુદ્રુતવિરામ** | ,, | ,, ।૦̆ | ,, |
| ૯ | ,, | ,, | (ગુરૂ (૮) + વિરામ(૧)=) **ગુરૂવિરામ** | ,, | ,, ऽ̆ | ,, |
| ૧૦ | ,, | ,, | (ગુરૂ (૮) + દ્રુત (૨)=) **ગુરૂદ્રુતાંગ** | ,, | ,, ऽ૦ | ,, |
| ૧૧ | ,, | ,, | (ગુરૂ (૮) + દ્રુત(૨) + વિરામ(૧)=) **ગુરૂદ્રુતવિરામ** | ,, | ,, ऽ૦̆ | ,, |

* ૩ માત્રાના દ્રુતવિરામ અંગને માટે પ્રાચીન ગ્રંથોમાં આટલાં નામ ગણાવેલાં છે—અવિરામ, દવિરામ, સાર્ધદ્રુત, બવિરામ, શિખાદ્રુત.

* પાંચ માત્રાના લઘુવિરામ અંગને માટે, લવિરામ, ત્રિદ્રુત, શિખીલઘુ એ ત્રણ નામો પ્રાચીન ગ્રંથોમાં આપ્યાં છે.

આ પ્રમાણે ગમે તેટલી માત્રાઓનાં અંગ બનાવી શકાશે. એવાં મિશ્ર અંગો બનાવવામાં ક્રમ એવો રાખવો કે, તેમાં પ્રથમનું અંગ બની શકે તેટલું મ્હોટું લેવું, બીજું તેથી ઓછી માત્રાવાળું લેવું અને ત્રીજું તેથી પણ ઓછું, એમ એક પછી એક ચઢતાં ઉતરતાં અંગો લઈ માત્રાઓ પૂરી કરવી; પણ એકજ જાતનાં બે અંગો વારંવાર ન આવે એટલું ધ્યાનમાં રાખવું.

કેટલાક તાલોમાં અડધી અડધી માત્રાઓને અંતરે તાળી મારવાનું આવે છે. એવા તાલોના અંગમાં ૦॥ માત્રાનું અંગ હોય ત્યારે તે બતાવવા માટે કોઈ પણ ચિન્હ નથી. જેથી અમે ત્રુટયંગ ( ત્રુટિનું અંગ તે ) નામે નવું અંગ કલ્પ્યું છે, ને તેનું ચિન્હ અમે ૨ આવું રાખ્યું છે. આ ચિન્હનો ઉપયોગ ૦॥ માત્રા જેવા અધૂરા અંગને માટે ખાસ કરી શકાશે. ને તેથી ૧॥ માત્રાના (વિરામત્રુટી) અંગનું ચિન્હ કરવું હોય તો ૨̆ આમ કરી શકાશે. એ પ્રમાણે ૨॥, ૩॥, ૪॥ વગેરે કોઈ પણ અડધી માત્રા આ ચિન્હથી બતાવી શકાશે.

**અંગો અને તેના ચિન્હોનો ઉપયોગ**

૮૯ આ બધાં અંગો અને તેનાં ચિન્હોનો ઉપયોગ એ છે કે, કોઈ પણ ગમે તેવા અધરા તાલનું સ્વરૂપ ટુંકામાં લખીને સમજાવી શકાય છે. કલમ ૮૪ માં જે તાલો આપ્યા છે તેમાં તો, જે તાલની જેટલી માત્રાઓ હતી તે બધી "૧ ૨ ૩ ૪" એમ આંકડા લખીને પછી, જે માત્રા ઉપર તાળી મારવાની હોય તેની નીચે + આવું કે − આવું ચિન્હ કરી, તથા જે માત્રા ઉપર ખાલી મારવાની હોય તેની નીચે ૦ આવું ચિન્હ કરી, બધા તાલો સમજાવવામાં આવ્યા છે. પણ જો અંગોના નિયમથી તાલના રૂપો બતાવવાં હોય તો બહુજ ટુંકામાં સરલતાથી નીચે પ્રમાણે બતાવી શકાય.

| તાલનું નામ. | અંગના નિયમથી થતું સ્વરૂપ. | તાલનું નામ. | અંગના નિયમથી થતું સ્વરૂપ. |
|---|---|---|---|
| ૧. એકતાલ. | । | ૧૩. દીપચંદી. | ˘ ˚। । |
| ૨. દ્વિતાલ. | ।। | ૧૪. ઝુમરો. | ˘ ˚। । |
| ૩. લાવણી. | ૦ ૦ । કે ૦ । ૦ | ૧૫. જલદ ત્રિતાલ | ૦ । ૦ |
| ૪. દાદરો. | ˚। ઠે ૦ । | ૧૬. ત્રિતાલ. | । S । |
| ૫. તેવરો. | ˘ ૦ ૦ | ૧૭. પંજાબી. | ,, |
| ૬. ગઝલ. | ˘ ૦ ˘ ˘ | ૧૮. તિલવાડો. | ,, |
| ૭. ઝપતાલ. | ૦ ˘। ˘ | ૧૯. ખ્યાલ. | ,, |
| ૮. સુલફાક. | । ૦ । | ૨૦. ટપ્પો. | ,, |
| ૯. એક્ક. | ।।। | ૨૧. સવારી. | ।।। ૦ ૦ |
| ૧૦. ચૌતાલ. | ।। ૦ ૦ | ૨૨. ,, | ।।। ૨ ૨ |
| ૧૧. આડચૌતાલ. | ૦ ।।। | ૨૩. ફરોદસ્ત. | ૦ ૦ ૦ ˘। |
| ૧૨. ધમાર. | ˘। ˘। । | | |

કોઈ પણ તાલનાં આ પ્રમાણે ટુંકામાં સ્વરૂપો બતાવી સમજાવવાની પદ્ધતિ બહુ પ્રાચીન છે. સંગીતરત્નાકર, પારિજાત વગેરે ગ્રંથોમાં દરેક તાલ આવાં ટુંકાં રૂપો આ

પીને કહેવામાં આવ્યા છે. એટલા માટે અંગનો ઉપયોગ ઘણો છે. ગમે તેવો તાલ ગમે તેટલી માત્રાનો હોય તોપણ તેમાં જેટલી તાળીઓ મારવામાં આવતી હોય તેટલાં અંગો, એટલે કે તેના ભાગ પાડી, તે દરેક ભાગ કેટકેટલી માત્રાવાળો હોય છે તે બધું અંગોનાં ચિન્હથી આખા તાલનું સ્વરૂપ ટુંકામાં બતાવવું બહુ સરલ થઈ પડે છે. તે સિવાય વળી તાલનો પ્રસ્તાર કહાડવાની રીત આગળ ( આ પુસ્તકના બીજા ભાગમાં ) બતાવવામાં આવશે તેમાં પણ વિરામ, દ્રુત, વગેરે અંગો બહુ ઉપયોગી થઈ પડશે.

**અંગ અને કાળના ચિન્હોની સરખામણી**

૯૦. પૂર્વે કહ્યા તે કાળ અને ઉપર કહ્યાં તે અંગ એ બંનેનો ઉપયોગ અને સંબધ શો છે, તથા તેમનાં ચિન્હોની કિંમત જૂદી જૂદી જાતની છે એ વાત કદિ ભૂલવી નહિ જોઇએ. કેમકે, **કાળ અને તેનાં ચિન્હોનો** ઉપયોગ સ્વરની નીચે જોડવામાં થાય છે, અને **અંગ તથા તેનાં ચિન્હોનો** ઉપયોગ તો માત્ર તાલનાં સ્વરૂપો બતાવવામાં જ થાય છે. તે ચિન્હો કંઈ સ્વરની નીચે જોડાતાં નથી. તેમ બંનેની કિંમતમાં પણ તફાવત હોય છે. એ બધી બાબત નીચેની યાદીમાં જણાવીએ છીએ.

| કાળ. | માત્રા. | ચિન્હ. દાખલા સાથે. | અંગ. | માત્રા. | ચિન્હ. |
|---|---|---|---|---|---|
| ૧. અણુ (અનાદ્રુત) કાળ. | ૦। | सू | ૧. વિરામ અંગ } અણુદ્રુત અંગ } | ૧ | ˘ |
| ૨. દ્રુતકાળ. | ૦॥ | सृ | ૨. દ્રુત અંગ. | ૨ | ० |
| ૩. લઘુકાળ. | ૧ | स | ૩. લઘુ અંગ. | ૪ | । |
| ૪. ગુરૂકાળ. | ૨ | सा ऽ | ૪. ગુરૂ અંગ. | ૧૨ | ऽ |
| ૫. પ્લુતકાળ | ૩ | साु | ૫. પ્લુત અંગ. | ૧૨ | ડે અથવા |
| ૬. કાકપદકાળ. | ૪ | सा ૪ | ૬. કાકપદ અંગ. | ૧૬ | × |

આ બંને યાદીઓ ઉપરથી એક વાત જણાઇ આવશે તે એ કે, કોઈ પણ કાળ કે તેના ચિન્હ કરતાં, તેજ જાતના અંગની કે તેના ચિન્હની કિંમત ૪ ગણી વધારે હોય છે. જેમકે અનાદ્રુતકાળની ૦। માત્રા તો અનાદ્રુત ( વિરામ ) અંગની ૧ માત્રા, દ્રુતકાળની ૦॥ માત્રા તો દ્રુતઅંગની ૨ માત્રા, લઘુકાળની ૧ માત્રા તો લઘુઅંગની ૪ માત્રા, પ્લુતકાળની ૩ માત્રા તો પ્લુતઅંગની ૧૨ માત્રા, ગુરૂકાળની ૨ માત્રા તો ગુરૂઅંગની ૮ માત્રા, તેમજ કાકપદકાળની ૪ માત્રા તો કાકપદઅંગની ૧૬ માત્રાઓ ગણાય છે.

**૯૧. અંગ અને પ્રત્યંગ ઉપરથી તાળી અને ખાલી આપવાની રીત.**

કોઈ પણ તાલમાં જેટલી તાળીઓ કે ટકોરા આપવામાં આવે છે તેટલા ટકોરા તે તાલનાં અંગ કે ભાગ કહેવાય છે. એ અંગ જેટલી માત્રાનું હોય તેટલી માત્રાના ચિન્હ પ્રમાણે ચિન્હ આપી તાલનું સ્વરૂપ ટુંકામાં કેવી રીતે બતાવી શકાય છે એ વિષે સમજાવવામાં આવ્યું. હવે પ્રાચીન ગ્રંથોમાં તાલનાં જે મુખ્ય અંગો અને તેના મિશ્ર-

ણુથી થતાં મિશ્ર અંગો કહ્યાં છે તે પ્રમાણે તાળી અને ખાલી કેવી રીતે આપવી તે વિષે થોડાંક અંગો લઈ સમજાવીએ છીએ.

(૧) **વિરામ અંગ** કે **અણુદ્રુત અંગ**ની ૧ માત્રા છે, ને તેનું ચિન્હ ‿ આવું અર્ધ-ચન્દ્રના આકારવાળું છે. તેથી તાલના સ્વરૂપમાં જ્યાં એવું ચિન્હ આવે ત્યાં મોઢેથી 'એક' એમ બોલીને એક માત્રા ગણી કે, તે સાથે તુરત જ તાળી કે ટકોરો મારવો.

(૨) **દ્રુત અંગ**ની ૨ માત્રા છે. તેનું ચિન્હ ૦ આવું છે તેથી તાલના સ્વરૂપમાં જ્યાં એ ચિન્હ આવે ત્યાં મોઢેથી ' એક, બે ' એમ બોલી, બે માત્રાઓ ગણી જવી. તેમાં ' એક ' એ શબ્દ બોલતાંની સાથે તુરતજ તાલ આપી દેવો, ને ' બે ' એ શબ્દ બોલતી વખતે કંઈ પણ ( તાલી કે બીજું કશું ) કરવું નહિ.

(૩) **દ્રુતવિરામ અંગ**ની ૩ માત્રા છે. તેનુ ૦̆ આવુ ચિન્હ છે. તેથી તાલના સ્વરૂપમાં જ્યાં એવું ચિન્હ આવે ત્યા મોઢે "એક, બે, ત્રણ" એમ બોલી ત્રણ માત્રા ગણી જવી. તેમાં ' એક ' એ શબ્દ બોલતાંની સાથેજ ટકોરો કે તાળી મારવી, અને પછી 'બે, ત્રણ' એ બે માત્રાઓ બોલતી વખતે તાળી કે કશું મારવુ નહિ. ફક્ત મોઢેથી શબ્દો બોલી જવા.

(૪) **લઘુ અંગ**ની ૪ માત્રા છે. તેનુ ચિન્હ । આવું છે. એ ચિન્હ જ્યાં હોય ત્યાં મોઢેથી એકથી ચાર સુધી બોલવું ને પહેલી માત્રા ઉપર તાલ આપવો, અને ત્રીજી માત્રા ગણતી વખતે મોઢેથી "ત્રણ" એમ જે વખતે બોલાય તે વખતે બંને હાથ છુટા પાડી, જમણો હાથ જમણી બાજૂએ જમીન તરફ ઝુકાવવો. કેમકે લઘુઅંગમાં ચાર માત્રાઓ છે તેથી તેમાં જેમ પહેલી માત્રા **અંગ** છે તેમ ત્રીજી ઉપર તેનુ **પ્રત્યંગ** ( ખાલી મારવાનુ અંગ ) રહેલું છે.

ઉપરના વિરામ, દ્રુત, અને દ્રુતવિરામ એ ત્રણ અંગોમા તેના પ્રત્યંગો ગણી શકાય નહિ. કેમકે તેમની માત્રાઓ થોડી છે. પણ જે અંગમા ૪ કે તેથી વિશેષ માત્રાઓ હોય તેમા તેનુ પ્રત્યંગ અવશ્ય હોય છે. "પ્રત્યંગ (ખાલી) મારવુ" એનો અર્થ ' જમીન તરફ હાથ ઝુકાવવો.' પ્રત્યંગ મારવાનો એક એવો નિયમ છે કે, જે અંગની માત્રાઓ **એકી** સંખ્યાવાળી હોય તેના સરખા બે ભાગ પાડી તેના પહેલા ભાગની શરૂઆતની પહેલી માત્રા ઉપર જેમ તાલી આવે છે, તેમ તેના બીજા ભાગની શરૂઆતમા જે માત્રા આવે તે ઉપર પ્રત્યંગ (ખાલી) મારવામાં આવે છે. જેમકે, લઘુઅંગની ૪ માત્રા થાય છે, અને તે માત્રાઓ બેકી સંખ્યાવાળી હોવાથી ૧ ૨ ૩̥ ૪ આમ તેના સરખા બે ભાગ પડે તો પહેલી માત્રા ઉપર **તાળી** અને ત્રીજી ઉપર **ખાલી** આવે. એજ પ્રમાણે ૭ માત્રાવાળું **લઘુદ્રુત અંગ** હોય તો તેના ૧ ૨ ૩ ૪̥ ૫ ૬ આમ સરખા ભાગ પડે તો પહેલી માત્રા ઉપર તાળી અને ચોથી ઉપર ખાલી આવે. એજ રીતે ૮ માત્રાવાળા ગુરૂઅંગનુ પણ જાણવું. તેના ૧ ૨ ૩ ૪ ૫̥ ૬ ૭ ૮ આમ સરખા ભાગ પડતા હોવાથી પહેલી ઉપર તાલ ને પાંચમી ઉપર ખાલી આવે. આ પ્રમાણે બેકી માત્રાવાળા કોઈ પણ અંગને માટે સમજી લેવું.

(૫) **લઘુવિરામ અંગ**ની પાંચ માત્રા છે, ને તેનું ચિન્હ ।̆ આવું છે. જેથી એ

ચિન્હ તાલના સ્વરૂપમાં જ્યાં જ્યાં હોય ત્યાં મોઢેથી પાંચ માત્રાઓ ગણવી, તેમાં પહેલી ઉપર તાળી મારવી અને 'ચાર' એ શબ્દ બોલતી વખતે ખાલી આપવાની ક્રિયા કરવી.

બેકી માત્રાના અંગમાં અસંગ આપવાની રીત ઉપર જણાવી. હવે ૫, ૭, ૯, ૧૧, ૧૩ વગેરે જેવી **એકી** માત્રાની સંખ્યાવાળા અંગમા પ્રસંગ આપવાની રીત આ પ્રમાણે છે-જો કોઈ પણ **એકી** માત્રાની સંખ્યાવાળું અંગ હોય તો તેના બે સરખા ભાગ પાડી શકાય, પણ **એકી** માત્રાવાળા કોઈ પણ અંગના બે ભાગ સરખા પડી ન શકે એ સ્પષ્ટ છે. માટે એવા એકી માત્રાની સંખ્યાવાળા અંગની જેટલી માત્રાઓ થતી હોય તેનો પહેલો ભાગ મ્હોટો અને બીજો ભાગ ન્હાનો પાડવો. હવે જો પહેલા ભાગને આરંભે તાળી મારવામાં આવે તો બીજા ભાગને આરંભે ખાલી મારવી. જેમકે, લઘુવિરામની પાંચ માત્રાઓ છે, તે એકી માત્રાએ છે, તેનો પહેલો ભાગ મોટો પાડીએ તો ૩ માત્રાનો પડે, ને બીજો ભાગ તેથી ન્હાનો એવો ૨ માત્રાવાળો રહે, એટલે કે તેથી ૩+૨ મળી પાંચ માત્રાઓ પૂરી થાય. એમાથી પ્રથમ ભાગની પહેલી માત્રા ઉપર તાળી આપવામાં આવે તો બીજા ભાગની પહેલી ( એટલે આ દાખલામા ચોથી ) માત્રા ઉપર ખાલી મારવામાં આવે એ સ્પષ્ટ છે. જેમકે ૧ ૨ ૩ ૪ ૫ આ પ્રમાણે એજ નિયમ ૭, ૯ વગેરે એકી માત્રાઓના અંગ માટે સમજવો. જેમકે ૭ માત્રાના અંગ (લઘુદ્રુત વિરામમાં) ૪+૩ ( ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ) એવા બે ભાગ પડી તાલ અને ખાલી અપાય, વગેરે.

(૬) ગુરૂ અંગની ૮ માત્રા છે, ને તેનુ ચિન્હ ઽ આવું છે. એ અંગ વખતે મોઢેથી ૮ માત્રાઓ ગણી જવી. તેમા પહેલી માત્રા ઉપર તાળી અને પાચમી ઉપર ખાલી આપવી.

(૭) પ્લુત અંગની ૧૨ માત્રાઓ છે તેનુ પણ તેમજ કરવું.

(૮) કાકપદ અંગની ૧૬ માત્રાઓ છે તેને માટે પણ એજ નિયમ જાણવો આ ઉપરથી ટૂંકામા બે નિયમો ધ્યાનમા રાખવા જોઇએ તે એક—

૧ લો **નિયમ**—જે અંગની જેટલી માત્રાઓ હોય તેટલી માત્રાઓ મોઢેથી ગણી-જવી; એ ગણતી વખતે ૧ લી માત્રા બોલાય કે તે સાથેજ તાળી મારવી કે બીજી કોઈ રીતે આઘાત કરવો. પણ એમ ન થવુ જોઇએ કે, પહેલી માત્રા ગણતી વખતે 'એક' એમ મોઢામાથી શબ્દ નીકળી ગયા પછી તાળી પડે. પણ **તાળી** અને 'એક' એ શબ્દ, એ બંનેનું એક જ સાથે ( એક જ કાળમા ) પડવું થવુ જોઇએ.

૨ જો **નિયમ**—જો તે અંગની માત્રાઓની સંખ્યા બેકી હોય તો તેની માત્રાના સરખા બે ભાગ થશે, તેમાની પહેલી માત્રા ઉપર ઉપરના નિયમ પ્રમાણે તાલ અપાશે, પણ બીજા ભાગની શરૂઆતની જે માત્રા હશે તે ઉપર ખાલી અપાશે.

પણ જો કોઈ અંગ એકી માત્રાની સંખ્યાવાળું હોય તો તેના એવા બે ભાગ પાડવા કે, તેમાનો પહેલો ભાગ જરા મોટો હોય, ને બીજો ભાગ તેથી જરા ન્હાનો હોય. આવા બે ભાગમાના પહેલા ભાગની પહેલી માત્રાએ તાળ અને બીજા ભાગની પહેલી માત્રાએ ખાલી આપવી.

ઉપરના બે નિયમોની વધારે સ્પષ્ટતા થવા માટે દરેક અંગોમાં અંગ પ્રત્યંગો કયી કયી માત્રા ઉપર આવી શકે છે તે નીચેની બે યાદીઓમાં જણાવીએ છીએ.

**(અ) બેકી (સમ) માત્રાની સંખ્યાના અંગો.**

| અંગનું નામ. | માત્રા. | સ્વરૂપ (ચિન્હ) | તેની છુટી પાડેલી માત્રાઓ. |
|---|---|---|---|
| લઘુ અંગ. | ૪ | । | ૧ ૨ ૧ ૨ = |
| લઘુદ્રુત અંગ | ૬ | ॰। | ૧ ૨ ૩ ૧ ૨ ૩ = |
| ગુરૂ અંગ. | ૮ | S | ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ ૪ = |
| ગુરૂદ્રુત અંગ | ૧૦ | Ś | ૧ ૨ ૩ ૪ ૫ ૧ ૨ ૩ ૪ ૫ = |
| પ્લુત અંગ | ૧૨ | ડ઼ | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૧ ૨ ૩ ૪ ૫ ૬ = |
| કાકપદ અંગ | ૧૬ | × | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ = S S |

**એકી (વિષમ) માત્રાની સંખ્યાના અંગો.**

| નામ. | માત્રા | સ્વરૂપ (ચિન્હ) | છુટી પાડેલી માત્રાઓ |
|---|---|---|---|
| લઘુવિરામ અંગ | ૫ | । | ૧ ૨ ૩ ૧ ૨ = |
| લઘુદ્રુતવિરામ અંગ | ૭ | ॰। | ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ = |
| ગુરૂવિરામ અંગ. | ૯ | S | ૧ ૨ ૩ ૪ ૫ ૧ ૨ ૩ ૪ = |
| ગુરૂદ્રુતવિરામ અંગ | ૧૧ | Ś | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૧ ૨ ૩ ૪ ૫ = |
| વગેરે | | | વગેરે. |

સંગીત રત્નાકર, પારિજાત વગેરે સંગીતશાસ્ત્રના ગ્રંથોમાં જે તાલો આપ્યા છે તે આવા અંગોના ચિન્હોથી આપ્યા છે જેમકે—

| | | | |
|---|---|---|---|
| બ્રહ્મતાલ | । ० । ० ० । ० ० ० । | શંકરતાલ | ० । ० ० । ० ० । |
| સર્વતાલ | । ० । ० ० । ० ० ० ० S | લક્ષ્મીતાલ | ० ० । ० ० ० । ० ० ० । ० । ० । ० ० । |
| રૂદ્રતાલ | । ० । ० ० ।। ० ० ० । | ગણેશતાલ | । ० ० ।। ˇ ˇ ˇ ˇ |
| ચૂડામણિતાલ | ।।। ० ० | શક્તિતાલ | । ० । ० ० ० । |
| વસંતતાલ | ० ० ० ।।। | મત્તતાલ | । ० । ० ० । |

પ્રાચીન ગ્રંથોમાં જે અનેક તાલો આપવામાં આવ્યા છે તેના લક્ષણો ઉપર પ્રમાણે સ્વરૂપોથી કહેલા છે એવી તરેહનો કોઈ પણ તાલ હોય તો તેના સ્વરૂપમાં જે અંગો આપ્યા હોય તે પ્રમાણે જે તે તાલોની, પૂર્વે કહેલા નિયમ પ્રમાણે માત્રાઓ ગણી તાળીઓ અને ખાલી આપવી.

## પાઠ ૧૦ મો.

### તાલનિર્ણય.

**हस्तद्वयस्य संयोगे वियोगे चापिवर्तते ।**
**व्याप्तिमानो दशप्राणैः करात्ताल संज्ञकः ॥** ( રાગકલ્પદ્રુમ. )

કાલ, માર્ગ, ક્રિયા, અંગ, ગ્રહ, જાતિ, કલા, લય, યતિ અને પ્રસ્તાર એ ૧૦ પ્રાણ કહેવાય છે. એ **દશ પ્રાણથી વ્યાપ્તમાન થઇ, બે હાથના સંયોગ અને વિયોગથી જે પ્રવર્તે છે તે તાલ કહેવાય છે.**

ગયા પાઠમાં આપેલા ૨૩ તાલ અને તેનાં અંગોનાં સ્વરૂપો ઉપરથી અભ્યાસીએ તાલ એટલે શું એ વિષે જાણ્યું હશે જ. હવે દરેક તાલો વિષે જૂદું જૂદું વર્ણન આપી તાલનો નિર્ણય આપીએ છીએ.

### ૧. એકતાલ.

૯૨. એક તાલની ૪ માત્રાઓ છે. જેમકે ૧ ૨ ૩ ૪. તેમાં પહેલી માત્રાઉપર તાળી અને ત્રીજી માત્રા ઉપર ખાલી મારવામાં આવે છે. આમાં ફક્ત એક જ તાળી મારવામાં આવે છે માટે આ તાલમાં એક જ અંગ છે, ને તે લઘુઅંગ ( ૪ માત્રાનું ) હોવાથી તેનું । આવું સ્વરૂપ થઈ શકે છે. આ તાલને કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં આદિતાલ, રાસતાલ કે **એકતાલી** એવાં નામો આપેલાં જણાય છે. આ તાલનું સ્વરૂપ । આવું હોવાથી મોઢેથી ' એક, બે, ત્રણ, ચાર' એમ ચાર માત્રા બોલી જઈ, તેમાં 'એક' એ શબ્દ બોલતી વખતે તાળી કે ટકોરો મારવો અને 'ત્રણ' એ શબ્દ બોલતી વખતે ખાલી આપવી, એટલે કે લઘુઅંગ પ્રમાણે તેના અંગ પ્રત્યંગ આપવાં. તાળી અને ખાલી આપતી વખતે બહુજ ચોક્કસ રહેવું પરંતુ એમ ન થવું જોઇએ કે, તાળી તથા ખાલી જે માત્રા ઉપર અપાતી હોય તે માત્રાનો ઉચ્ચાર વહેલો થઈ જાય અને તાળી પાછળથી પડે. પરંતુ માત્રાના શબ્દનું અને તાળી તથા ખાલી આપવાનું કાર્ય સાથે સાથે તેજ ક્ષણમાં થવું જોઇએ. આ વાત બહુજ ધ્યાનમા રાખવી જોઇએ. કેમકે કોઈ પણ તાલની માત્રાઓ ગણીને આ રીતે તાલ કે ખાલી આપવામાં લગાર એકાદ ક્ષણનો પણ ફેર પડયો તો બેતાલું થયું જાણવું.

એકતાલ એટલે જેની અંદર એકજ તાલ એટલે કે તાળી મારવામાં આવે છે તેવો તાલ. પછી તે તાળી ઉપર કહ્યું તેમ ચાર જ માત્રાઓને અંતરે અપાય તોજ તેને ' એકતાલ ' કહી શકાય એવો કાંઈ નિયમ નથી. કેમકે ગમે તેટલી માત્રા લઇને તેટલીજ માત્રાને અંતરે જો ફક્ત એક જ તાળી મારવામાં આવે તોપણ તે "એકતાલ" કહેવાશે. આમ હોવાથી એક તાલા ઘણી જાતના થઈ શકે છે. જેમકે, ૧ માત્રાનો, ૨ માત્રાનો, ૩-૪-૫-૬-૭-૮-૯-૧૦ કે ૧૧ માત્રાનો પણ એકતાલો થઈ શકે. એ દરેક એકતાલાનાં નામો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પાડીને તેનાં સ્વરૂપો અને તેની માત્રાઓ નીચે પ્રમાણે ગણી બતાવવામાં આવે છે.

| કયી જાતિનો એકતાલ તેનું નામ. | કેટલી માત્રા. | સ્વરૂપ. | તાળી અને ખાલીના ભાગ. |
|---|---|---|---|
| એકાક્ષી. | ૧ | ˘ | ૧ |
| દ્વયસ્ર. | ૨ | ० | ૧ ૨ |
| ત્ર્યસ્ર (તિસ્ર). | ૩ | ० | ૧ ૨ ૩ |
| ચતુરસ્ર (ચતરસ્ર) | ૪ | । | ૧ ૨ ૧ ૨ |
| ખંડ. | ૫ | ˘। | ૧ ૨ ૩ ૧ ૨ |
| વૃત્ત. | ૬ | ०। | ૧ ૨ ૩ ૧ ૨ ૩ |
| મિશ્ર. | ૭ | ०। | ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ |
| માનુષી. | ૮ | ऽ | ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ ૪ |
| સંકીર્ણ. | ૯ | ऽ˘ | ૧ ૨ ૩ ૪ ૫ ૧ ૨ ૩ ૪ |
| મધ્યસંકીર્ણ. | ૧૦ | ऽ० | ૧ ૨ ૩ ૪ ૫ ૧ ૨ ૩ ૪ ૫ |
| દિવ્યસંકીર્ણ. | ૧૧ | ऽ० | ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૧ ૨ ૩ ૪ ૫ |

આટલી જાતના એકતાલામાંથી ત્ર્યસ્ર અને વૃત્ત (૩ માત્રા અને ૬ માત્રાના) એ બે એકતાલા સ્વતંત્ર વપરાતા નથી. કેમકે, તેઓ દાદરા તાલમા સમાઈ શકે છે, અને ૪ તથા ૮ માત્રાના એકતાલ સર્વે સાધારણ છે, ને તેઓ **લાવણી** કે **ચલતી**માં સમાઈ જાય છે. ૮ માત્રાનો એકતાલ હિંદુસ્થાનમાં **નકટા**ના નામથી પ્રસિદ્ધ છે. એ તાલ વાપરતી વખતે નકટાનો ઠેકો બંધાય છે.

## ૨. દ્વિતાલ.

૯૩. **દ્વિતાલ**ની ૮ માત્રા છે તેમાં ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ આમ બે તાળીઓ ચાર ચાર માત્રાને અંતરે અપાય છે તેથી તેનું સ્વરૂપ । । આમ બે લઘુઅંગવાળું થઈ શકે છે. માટે જ્યાં દ્વિતાલ આપવો હોય ત્યાં ।। આ અંગ પ્રમાણે ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ એમ માત્રાઓ ગણી તાળી અને ખાલી આપવા. આ તાલ વ્યવહારમાં સ્વતત્ર વપરાતો નથી, પણ સંગીત રત્નાકર જેવા પ્રાચીન ગ્રંથોમા આપ્યો છે, અને હાલમાં કોઇક વખતે વપરાય છે, પણ બજવૈયાઓ તેને **લાવણી** કે **ઘુમાળી**માં સમાવી દેછે. કેટલાક ગ્રંથોમા

૮ આવા સ્વરૂપવાળો કરૂણાતાલ નામને તાલ આપ્યો છે તેપણ આમા, તેમજ ૮ માત્રાવાળા એકતાલામાં સમાઈ જાય છે.

## ૩. લાવણી.

૯૪. લાવણીના તાલને આદિતાલ તથા દ્વિતીયતાલ એવા બે નામો પ્રાચીન ગ્રન્થોમાં આપ્યાં છે દક્ષિણ દેશમા એને ધ્રુમાળી કહે છે, અને આપણા દેશમા તેને ‘ચલતીને ઠેકો’ એવા નામથી ઓળખે છે. મુસલમાન ગવૈયાએ તેને કવ્વાલી કહે-છે તેની ૧ ૨ । ૩ ૪ । ૫ ૬ ૭ ૮ આ પ્રમાણે ૮ માત્રાએ છે, ને તેમાં ત્રણ તાલીએ આપવામા આવતી હોવાથી તેનું ० ० । આવું સ્વરૂપ થશે, ને તે પ્રમાણે ૧ ૨ । ૧ ૨ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાએ ગણી અગના નિયમ પ્રમાણે ( "એક, બે, એક, બે, એક, બે, ત્રણ ચાર" એમ બોલી) તાળી અને ખાલી આપવા સાધારણ ભજનમાં આ તાલ બહુ વપરાય છે.

## ૪ દાદરો.

૯૫. આ તાલ વ્યવહારમા બહુ વપરાય છે તેની ૬ માત્રા છે, ને તેની તાળીએ બે રીતે અપાય છે. પ્રથમ તો ૧ ૨ ૩ ૪ ૫ ૬ આ પ્રમાણે અપાય છે, તેથી એ રીતે તો તેનું ! આવુ સ્વરૂપ થઇ શકે છે, ને તેને રૂપક કહે છે તેથી જ્યાં ! આવું રૂપ હોય ત્યા ૧ ૨ ૩ ૪ ૫ ૬ એમ અથવા ૧ ૨ ૩ ૧ ૨ ૩ આમ માત્રાએ ગણી તાળી તથા ખાલી આપવા.

બીજી રીતે દાદરો તાલ ૧ ૨ । ૩ ૪ ૫ ૬ આમ પણ અપાય છે આ રીત પ્રમાણે દાદરાનું સ્વરૂપ ० આવુ થઈ શકે આ સ્વરૂપવાળા તાલને યતિલગ્ન એવુ નામ કેટલાક ગ્રંથોમાં આપ્યું છે. માટે જ્યા ० આવુ રૂપ આપવામા આવે ત્યા ૧ ૨ । ૧ ૨ ૩ ૪ એમ ગણી માત્રાઓનો ઉચ્ચાર કરવો ને તાલ આપવા

કેટલાક ગ્રન્થોમા નિસારૂક અને ક્રીડા એ નામના બે તાલ આપ્યા છે, ને તે બનેનું સ્વરૂપ ॐ ॐ આવુ આપ્યું છે એ તાલો પણ આ તાલમા સમાઈ શકશે. માટે જ્યાં ॐ ॐ આવુ સ્વરૂપ હોય ત્યાં ૧ ૨ ૩ । ૧ ૨ ૩ એમ માત્રાએ ગણી તાલ આ-પવા. દાદરાતાલને જરા ઉતાવળથી ગાવામા કે વગાડવામા આવે ત્યારે તેને જલદદા દરો એવુ નામ આપવામા આવે છે.

## ૫. તેવરો.

૯૬. તેવરો તાલ તિવડા કે ત્રિપુટ એવા બે નામથી ઓળખાય છે ને તેની ૧ ૨ ૩ । ૪ ૫ । ૬ ૭ આમ સાત માત્રાએ છે તેમા ૩ તાળી હોવાથી ૩ અગ આવે એ સ્પષ્ટ છે તેમા પહેલી તાળીનું અગ ૩ માત્રા ( દ્રુતવિરામ ) વાળુ, બીજુ અગ

૨ માત્રા ( દ્રુત ) વાળુ અને ત્રીજું પણ ૨ માત્રા ( દ્રુત ) વાળુ હોવાથી તેવરાનું સ્વરૂપ ૦ ૦ આવું થઇ શકે. એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ । ૧ ૨ । ૧ ૨ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૬. ગઝલ.

૯૭. ગઝલ તાલને હિંદુસ્તાનમાં પશ્તો કહે છે. તેની ૧ ૨ ૩ । ૪ ૫ । ૬ । ૭ આ પ્રમાણે સાત માત્રાઓ છે. તેમાં ચાર તાળીઓ આપવામાં આવે છે, તેથી ૪ અંગ પડે છે. તેમાંનું પહેલું અંગ ત્રણ માત્રા ( દ્રુતવિરામ ) નું, બીજુ બે માત્રાનું, ત્રીજું તથા ચોથું એક એક માત્રાનું છે તેથી ગઝલનું સ્વરૂપ ૦ ‿ ‿ આવુ થશે એ સ્વરૂપ પ્ર- ૧ ૨ ૩ । ૧ ૨ । ૧ । ૧ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

સાધારણ વ્યવહારમા ગઝલનો જે ઠેકો વગાડવામા આવે છે તે આ પ્રમાણે છે — | ત્રક્ ધી ન્ધા ધા તીં | આ ઠેકામા ખરૂ જોતાં તીં ઉપર સમ છે, પણ ગાનારાઓ અને વગાડનારાઓ તીં અક્ષર ઉપર ખાલી આપીને, ગાયનની સમ ત્યાંજ લાવે છે. પરતુ ખરીરીતે તેને તાળીનું અંગ ગણી ત્યાંજ સમ ગણવી જોઇએ એજ કારણથી ગઝલનું સ્વરૂપ ૦ ‿ ‿ આવુ આપ્યુ છે. એ સ્વરૂપ પ્રમાણે જો કોઈ તાળીઓ આપવા જાય તો તેને ભ્રમ થશે, માટે એ ભ્રમ અયોગ્ય છે એ વાત આ ઉપરથી સ્પષ્ટ થશે.

## ૭. ઝંપા—ઝપતાલ.

૯૮. આ તાલના બે નામ છે, ઝંપા અને ઝપતાલ તેની ૧ ૨ । ૩ ૪ ૫ ૬ ૭ । ૮ ૯ ૧૦ આ પ્રમાણે ૧૦ માત્રાઓ છે. તેમા ૩ તાળી આપવામા આવે છે તેથી ઝપતાલ ત્રણ અંગવાળો છે. તેમાનુ પહેલુ અંગ ૨ માત્રા ( દ્રુત ) નું, બીજુ અંગ ૫ (લઘુવિરામ) નુ, અને ત્રીજુ અંગ ૩ માત્રા ( દ્રુતવિરામ ) નુ છે. જેથી તેનુ ૦ આવુ સ્વરૂપ થશે. એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ । ૧ ૨ ૩ ૪ ૫ । ૧ ૨ ૩ આમ અથવા સરલતાની ખાતર ૧ ૨ । ૧ ૨ ૩ । ૧ ૨ । ૧ ૨ ૩ આ પ્રમાણે માત્રાઓ ગણી તાળીઓ આપવી.

પ્રાચીન ગ્રંથોમા ઝંપ તાલનુ । આવુ પણ એક સ્વરૂપ જોવામા આવે છે એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ । ૧ ૨ ૩ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી વૈષ્ણવસંપ્રદાયની હવેલીઓ કે મંદિરોમા કીર્તનો ગવાય છે તેમાં આ સ્વરૂપ પ્રમાણે હાલ પણ તાળીઓ અપાય છે

## ૮ સૂલફાક.

૯૯. આ તાલના મઠતાલ કે મઠતાલ તથા અડ્ડતાલી એવા બે નામો પ્રાચીન ગ્રંથોમા આપ્યા છે. હિંદુસ્થાનમાં સૂલફાકતા એવુ નામ ચાલુ છે. એજ નામને મળતું

સૂર્યફાકી એવું નામ ગ્રંથોમાં જોવામાં આવે છે. તેની ૧ ૨ ૩ ૪ । ૫ ૬ । ૭ ૮ ૯ ૧૦ એવી ૧૦ માત્રાઓ છે, ને તાળીઓ ૩ અપાય છે તેથી તેનાં ૩ અંગો છે. તેમાંનું પહેલું અંગ ૪ માત્રા ( લઘુ ) નું, બીજું ૨ માત્રા ( દ્રુત ) નું અને ત્રીજું અંગ ૪ માત્રા ( લઘુ ) નું છે તેથી સુલફાક તાલનું સ્વરૂપ ।ο। આવું થશે. આ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ ૪ । ૧ ૨ । ૧ ૨ ૩ ૪ એમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

ટીપ—કહેવાય છે કે, ' સુલફાકતા ' એવું કપોતપક્ષી કે હોલાનું નામ છે, અને તેના બોલવાના ખટકાતા શબ્દો ઉપરથી આ તાલ શોધી કહાડવામાં આવ્યો છે. બપોરે અથવા દિવસના કોઈ પણ ભાગમાં ઘર ઉપર કે ઝાડ ઉપર હોલો બહુ આનંદમાં હોય છે ત્યારે ' કુ કૂ કૂ ' અથવા ' પ્રભૂ તું ' એવા શબ્દો જે ગતિથી બોલે છે તે સર્વના જાણવામાં છે જ. એના શબ્દોમાં પ્રથમનો શબ્દ લઘુ એટલે એક માત્રાવાળો હોય છે, અને બીજા બે શબ્દો દરેક ગુરૂ ગુરૂ એટલે બેબે માત્રાના હોય છે. જો તમે મોઢેથી " એક, એકે બે; એકે બે;" એમ બોલીને તેમાંના ત્રણે ' એક ' એ શબ્દ ઉપર તાળી મારશો તો હોલાના શબ્દોની ગતિ તુરત જાણવામાં આવશે. એજ શબ્દો જરા ઝારતેથી બોલીશું તો સુલફાક તાલનું સ્વરૂપ થઈ રહે છે. એના શબ્દોમાંનો ∽ આ ચિન્હ ( સમ ) વાળો અક્ષર છેલ્લે છે તે સુલફાકમાં પ્રથમ રાખ્યો છે એટલો જ ફેર છે. બાકી એકંદરે બધુ રૂપ સરખું જ છે.

## ૯. એકો.

૧૦૦. એક્કા તાલને એકતાલ પણ કહે છે. તેની ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ ૧૧ ૧૨ આમ બાર માત્રાઓ છે. તેમાં બધી મળી ૩ તાળીઓ પડે છે તેથી એક્કાનું સ્વરૂપ ૩ અંગવાળું થઈ શકશે. એ દરેક અંગ ચાર ચાર માત્રાવાળાં હોવાથી તેમનું સ્વરૂપ ।।। આ પ્રમાણે ૩ લઘુઅંગવાળું થશે ને તે પ્રમાણે તેની ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

ટીપ—એક્કા તાલમાં ૩ તાળીઓ મારવામાં આવે છે, ને તે પણ સરખે અંતરે આપવામાં આવે છે. જેથી તાળીઓ મારતી વખતે એવી ભૂલ થઈ જાય છે કે, " આ તાલમાં પહેલી તાળી કયી, બીજી તાળી કયી, અને ત્રીજી કયી ? " આવી શંકા થઈ આવે છે. તેથી સમવાળી (∽) તાળી કયી તેની ખબર પડતી નથી. માટે ગવૈયાઓ ગાતી વખતે એક્કાની ત્રણ તાળીઓને બદલે ધ્રુવપદ કે ચોતાલાનો તાલ હાથથી આપે છે, ને ગાય છે. કેમકે, તેમ કરવાથી એક્કાની સમ ભૂલાતી નથી અને દરેક તાળીનું અંગ કયું છે એ દરેક તાળી આપતી વખતે સ્પષ્ટ જણાતું રહે છે. બંનેની માત્રાઓ સરખીજ છે. પણ એ બંને તાલોમાં ગવાતાં ગાયનોમાં ફેર હોય છે. એક્કા તાલમાં જે ગાયનો રચાય છે તે અસ્તાઈના ઢંગનાં હોય છે અને ધ્રુવપદમાં જે ગાયનો હોય છે તેમની રચના બહુ ઊંચા પ્રકારની ( ખીલપદની ) હોય છે.

## ૧૦. ધ્રુવપદ—ચૌતાલ.

૧૦૧. ધ્રુવપદ તાલ ઘણો પ્રાચીન છે. એને ચૌતાલ કે ચૌતાલો એવું નામ આપવામાં આવે છે. આ તાલનાં પ્રાચીન ગ્રંથોમાં **ચતુર, અડતાલ, ચંદતાલ, કુડક્ક અને વર્ણયતિ** એવાં નામો આપેલાં જોવામાં આવે છે. તેની ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ । ૧૧ ૧૨ આ પ્રમાણે માત્રાઓ અને તાલ છે. તેમાં ૪ તાળીઓ આવે છે તે ઉપરથી તેનું "ચૌતાલ" એવું નામ પડેલું જણાય છે. તેનું પહેલું અંગ ૪ માત્રાનું, બીજું પણ ૪ માત્રાનું અને ત્રીજું ચોથું એ બે અંગો બે બે માત્રાનાં હોવાથી તેનું સ્વરૂપ ।। ૦૦ આવું થશે. માટે એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ । ૧ ૨ આ પ્રમાણે માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૧૧. આડચૌતાલ.

૧૦૨. આનું પ્રાચીન નામ ધ્રુવતાલ છે, ને હિંદુસ્થાનના કેટલાક ભાગમાં **દ્રુતસંગીત** તાલ કહેવાય છે. તેની ૧ ૨ । ૩ ૪ ૫ ૬ । ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ આ પ્રમાણે ચૌદ માત્રાઓ હોઈ તેમાં ૪ તાળીઓ હોવાથી તેનાં ૪ અંગ છે. તેમાંનું પહેલું અંગ ૨ માત્રા ( દ્રુત ) નું અને બાકીનાં ત્રણ અંગ ચાર ચાર માત્રાનાં છે, જેથી એ બધાં અંગો મળી આડચૌતાલનું સ્વરૂપ ૦।।। આવું થશે. એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૧૨. ધમાર.

૧૦૩. **ધમારને** કેટલાક **ધમાલ** પણ કહે છે. કેટલાક **લઘુશેખર** કહે છે. તેમાં ૧ ૨ ૩ ૪ ૫ । ૬ ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ આ પ્રમાણે ૧૪ માત્રાઓ છે, ને ૩ તાળીઓ અપાય છે તેથી તેમાં ૩ અંગ છે. તેમાં પહેલું અને બીજું અંગ પાંચ પાંચ માત્રાવાળું, ને ત્રીજું અંગ ૪ માત્રાવાળું હોવાથી ꜒ ꜒ । આવું સ્વરૂપ થશે. ને એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ ૪ ૫ । ૧ ૨ ૩ ૪ ૫ । ૧ ૨ ૩ ૪ એમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૧૩. દીપચંદી, હોરી.

૧૦૪. **હોરી** તો સર્વ પ્રસિદ્ધ છે. એને ગવૈયાઓ **દીપચંદી, ચાચર, બીલંદી અને જત** એવાં ચાર નામોથી ઓળખે છે. તેમાં ૧ ૨ ૩ । ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪ આ પ્રમાણે ૧૪ માત્રા અને ૩ તાળીઓ છે. તેથી આ તાલનાં ૩ અંગ થશે. તેમાં પહેલું ૩ માત્રા ( દ્રુતવિરામ ) નું, બીજું ૭ માત્રા ( લઘુદ્રુતવિરામ)નું અને ત્રીજું ૪ માત્રાનું અંગ મળી ꜒ ꜒ । આવું સ્વરૂપ થશે. આ સ્વરૂપ પ્રમાણે

૧ ૨ ૩ । ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ । ૧ ૨ ૩ ૪ આમ અથવા સરલતાની ખાતર ૧ ૨ ૩ ।

૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ । ૧ ૨ ૩ ૪ આ પ્રમાણે માત્રાઓ ગણી તાળીઓ આપવી.

### ૧૪. ઝુમરો.

૧૦૫. આ તાલની માત્રાઓ, તેનાં અંગ અને સ્વરૂપ દીપચંદી પ્રમાણે જ છે. માત્ર બંનેમાં જે તફાવત છે તે માત્ર ગાયનની ગતિના બંધારણ ઉપરથી રાખવામાં આવ્યો છે; તથા એ ગતિને અનુકૂળ તાલ આરવાનું મનને સરલ થઈ પડે તેવું લાગવા ઉપરથી, ગાયનવિદ્યાના વિદ્વાન અનુભવીઓએ તેની સ્વાભાવિક ગતિ ઉપરથી ઝુમરા તાલને દીપચંદીથી સ્વતંત્ર ગણ્યો છે. બાકી બંનેના સ્વરૂપો સરખાં જ છે.

### ૧૫. જલદત્રિતાલ.

૧૦૬. આ તાલને તથા ત્રિતાલને દક્ષિણમાં ત્રિવટ કહે છે. ત્રિતાલને જો જલદીથી બોલીએ તો જલદત્રિતાલ કહેવાય છે બાકી આ તાલ ત્રિતાલાથી સ્વતંત્ર નથી, તોપણ કેટલાક હિંદી ગ્રંથોમાં તેમ રાગકલ્પદ્રુમ જેવા સંસ્કૃત અને ભાષાના મિશ્રગ્રંથોમાં ત્રિતાલનાં જલદ અને ધીમા એવા બે નામો જૂદાં જૂદાં આપ્યા છે. તેથી અહિં પણ તેનું વર્ણન જૂદુ જૂદું આપવુ યોગ્ય ધાર્યું છે. આની ૧ ૨ । ૩ ૪ ૫ ૬ । ૭ ૮ આ પ્રમાણે ૮ માત્રાઓ અને ત્રણ તાળીઓ છે. જેથી તેમાં ૩ અંગો છે. તેમાંનું પ્રથમ ૨ માત્રાનું, બીજું ૪ માત્રાનું અને ત્રીજું ૨ માત્રાનું અંગ હોવાથી જલદત્રિતાલનું ०।० આવું રૂપ થશે, અને તે પ્રમાણે ૧ ૨ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ આમ અથવા સરલતાની ખાતર ૧ ૨ । ૧ ૨ । ૧ ૨ । ૧ ૨ આ પ્રમાણે માત્રાઓ ગણી તાળીઓ આપવી. કેટલાક ગ્રંથોમાં પ્રતિતાલનું ।०० આવું રૂપ આપ્યું છે તે આમાં ઘટી શકશે.

### ૧૬. ત્રિતાલ કે ધીમોત્રિતાલ.

૧૦૭. સાધારણ વ્યવહારમાં આ તાલ બહુજ ચાલૂ છે. તેનાં ઉદીક્ષણ, મૂળતાલ, અદ્ધા, વડાતીતાલા એટલાં નામો પડેલાં છે. કેટલાક ગ્રન્થોમાં વિલંબત્રિતાલ, કે બૃહતત્રયતાલ એવાં પણ નામો જોવામાં આવે છે. એમાંનાં ઘણાંખરાં નામો "જલદ ત્રિતાલથી આ તાલ બમણો મ્હોટો હોવાથી બમણા કાળવાળો હોવાના કારણથી" અર્થ સાથે પડેલાં જણાય છે. આ ઉપરથી બે અનુમાનો થાય છે, એક તો એ કે, જલદત્રિતાલ મૂળથી જ વ્યવહારમાં ચાલૂ હોય અને તેની અપેક્ષાથી આ તાલ બમણો છે, માટે ધીમો, વિલંબ, બૃહત્ વગેરે વિશેષણોથી કહેવાયો હશે; અથવા બીજું અનુમાન એવું થાય છે કે, આ તાલ વ્યવહારમાં મૂળથીજ ચાલૂ હોય અને તેની અપેક્ષાથી ૮ માત્રાનો ત્રિતાલ તે "જલદ" એવા નામથી પડયો હોય. તોપણ ૮ માત્રાનો ત્રિતાલ જેની અપેક્ષાથી "જલદ" હોઈ શકે તેજ મૂળ ત્રિતાલ વ્યવહારમાં ચાલૂ હોવો જોઇએ. ને તે પ્રમાણે હાલ વપરાય છે. તેથી આ તાલને આપણે ફક્ત "ત્રિતાલ" એવું સારૂં નામ આપીશું. આ તાલની ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ । ૧૩ ૧૪ ૧૫ ૧૬

આ પ્રમાણે સોળ માત્રાઓ છે. તેમાં ત્રણ તાળીઓ મારવામાં આવે છે તેથી તેનાં ત્રણ અંગો છે. પ્રથમનું અંગ ૪ માત્રાનું, બીજું ૮ માત્રાનું અને ત્રીજું ૪ માત્રાનું હોવાથી એ ત્રણે અંગો મળી ત્રિતાલનું ।૮। આવું સ્વરૂપ થઇ શકશે. એ સ્વરૂપ પ્રમાણે તેની ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ । ૧ ૨ ૩ ૪ આમ અથવા સરલતાની ખાતર ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૧૭, ૧૮, ૧૯, ૨૦.

## પંજાબી, તિલવારો, ખ્યાલ, ટપ્પો.

૧૦૮. આ ચારે તાલની માત્રાઓ, તેનાં અંગો અને તેનાં સ્વરૂપો ત્રિતાલ પ્રમાણે છે. પંજાબી તાલ તબલાં ઉપર વગાડવાના અમુક જાતના શબ્દો (ઠેકા)નો એક પ્રકાર છે, એમાં ઠુમરી જેવાં સાદાં ગાયનો ગવાય છે. અને ખ્યાલ, ટપ્પા તથા તિલવાડામાં અસ્તાઈ અને ખ્યાલ ટપ્પાનાં ગાયનો ગવાય છે. વળી એ ત્રણેની માત્રાઓ સોળ સોળ જ છે. પણ ગાનાર વગાડનારાઓ ગાતીવગાડતી વખતે ગાયનોના તથા તબલામાં વગાડવાનાં અક્ષરો (ઠેકા)માં કમી જાસ્તી વજન ગણી ગાયછે વગાડે છે, અને તેવા પ્રકારના વજનને લીધે "તિલવાડો, ખ્યાલ, ટપ્પો એ ત્રણે તાલ ધીમા ત્રિતાલથી જૂદી તરેહના હશે કે કેમ? એવું" નવા અભ્યાસીને શંકા ભરેલું લાગે છે.

## ૨૧. સવારી. (૧૬ માત્રાની)

૧૦૯. કોઈ સાગ નામાંકિત ઉસ્તાદો આ તાલનો ઉપયોગ કરે છે. આના ૨ પ્રકાર છે. ૧ લો પ્રકાર ૧૬ માત્રાનો, અને બીજો પ્રકાર ૧૫ માત્રાનો. ૧ લા પ્રકાર પ્રમાણે ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ ૧૧ ૧૨ । ૧૩ ૧૪ । ૧૫ ૧૬ આમ માત્રાઓ ગણી તાલ અપાય છે. આનું ।।।૦૦ આવું સ્વરૂપ થશે, માટે ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ । ૧ ૨ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

## ૨૨ સવારી (૧૫ માત્રાની)

૧૧૦. આ તાલ સવારીનો બીજો પ્રકાર છે. એને પ્રાચીન ગ્રથમાં સેનાતાલ કહ્યો છે. તેની ૧૫ માત્રા ગણાય છે. ૧ ૨ ૩ ૪ । ૫ ૬ ૭ ૮ । ૯ ૧૦ ૧૧ ૧૨ । ૧૩ ૧૩॥ । ૧૪ ૧૫ આમાં પ્રથમની ત્રણ તાળીઓ ચાર ચાર માત્રાને અંગે આવે છે, ને ચોથી તાળી તથા પાંચમી તાળી દોઢદોઢ માત્રાને અંતરે આપવી પડે છે. તેથી આ તાલ બહુ અઘરો ગણાય છે. જેથી તેનું સ્વરૂપ ।।। ૱ ૱ આવું થશે. એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૨ ૩ ૪ । ૧ ૦॥ । ૦॥ ૧ આમ માત્રાઓ ગણી તાળીઓ મારવી.

દોઢદોઢ માત્રાને અંતરે તાળી આપવી અઘરી થઈ પડે છે. માટે જ્યાં ૱ આવાં

સ્વરૂપો પ્રમાણે તાલ આપવાનો પ્રસંગ આવે ત્યાં એની દોઢદોઢ માત્રાના સ સ સ સ આવા સ છુટા પાડી, મોઢેથી જૂદા જૂદા સ ( આપેલા કાળ પ્રમાણે ) બોલી જે તે સની નીચે આપેલા તાલ પ્રમાણે તાળી આપવી.

## ૨૩. ફરોદસ્ત.

૧૧૧. ફરોદસ્ત તાલ મોટા ઉસ્તાદો બહુ વાપરે છે. તેની ૧ ૨ । ૩ ૪ । ૫ ૬ । ૭ ૸ા ૸ા ૯ । ૧૦ ૧૧ ૧૨ ૧૩ આ પ્રમાણે તેર માત્રાઓ છે. તેમાં બધી મળી પાંચ તાળીઓ આપવામાં આવે છે, ને તે રીતે ફરોદસ્તનું સ્વરૂપ ૦ ૦ ‿ ૦̆ । આવું થઈ શકે. એ સ્વરૂપ પ્રમાણે ૧ ૨ । ૧ ૨ । ૧ ૨ । ૧ ૸ા ૸ા ૩ । ૧ ૨ ૩ ૪ આમ માત્રાઓ ગણી તાળીઓ આપવી.

૧૧૨ ઉપર આપેલા ૨૩ તાલોનું શોધપૂર્વક કોષ્ટક આપીએ છીએ, તે અભ્યાસીએ ઘણુ જ ધ્યાનમા રાખવુ.

| અનુક્રમ અંક. | તાલના નામ | માત્રા. | સ્વરૂપ | વિશેષ–પ્રાચીનગ્રંથોક્ત નામો વગેરે. |
|---|---|---|---|---|
| ૧ | એકતાલ. | ૪ | । | આદિતાલ, રાસ, એકતાલી |
| ૨ | દ્વિતાલ. | ૮ | ।। | કરૂણાતાલ ( સ્વરૂપ ऽ ) |
| ૩ | લાવણી. | ૮ | ००। | દ્વિતીયકતાલ, આદિતાલ, ધુમાળી, ચલતીનો ઠેકો. |
| ૪ | દાદરો | ૬ | ० કે ०। | રૂપક, યતિલગ્ન, નિઃસારૂક, ક્રીડા. |
| ૫ | તેવરો. | ૭ | ० ० ० | ત્રિપુટ, તેવરા, તિવડા. |
| ૬ | ગઝલ. | ૭ | ० ० ‿ ‿ | પસ્તો. |
| ૭ | ઝપતાલ. | ૧૦ | ० । ० | ઝુંપા, ઝંપ (પ્રાચીનરૂપ ० ० ।) |
| ૮ | સૂલફાક. | ૧૦ | ।०। | મઠતાલ, મઠ્ઠતાલ, અડતાલી. ત્રિપુટ (०।) ચતુર્થતાલ ( ।।० ) |
| ૯ | એકડો. | ૧૨ | ।।। | એકતાલ. (પ્રાચીન) |
| ૧૦ | ધ્રુવપદ. | ૧૨ | ।। ० ० | ચૌતાલ, અઠતાલ, ચંદતાલ, કુડુક્ક, વર્ણયતિ. |
| ૧૧ | આડચૌતાલ. | ૧૪ | ०।।। | ધ્રુવતાલ, દ્રુતસંગીત. |
| ૧૨ | ધમાર. | ૧૪ | । । । | લઘુશેખર. |
| ૧૩ | હોરી. | ૧૪ | ० ० । | દીપચંદી, બીલંદી, ચાચર (ચર્ચરી), જત. |
| ૧૪ | ઝુમરા. | ૧૪ | ,, | ... ... ... ... ... ... |
| ૧૫ | જલદત્રિતાલ. | ૮ | ०।० | પ્રતિતાલ (સ્વરૂપ । ० ०) હિંદુસ્થાનમા તીતાલા કહે છે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | ત્રિતાલ. | ૧૬ | ۱ S ۱ | વડા તિતાલા, અદ્ધા, ઉદીક્ષણતાલ, મૂળતાલ. |
| ૧૭ | પંજાબી. | | | |
| ૧૮ | તિલવાડા. | | | |
| ૧૯ | ખ્યાલ. | ૧૬ | „ | |
| ૨૦ | ટપ્પા. | | | |
| ૨૧ | સવારી | ૧૬ | ۱۱۱ ० ० | પ્રાચીન ગજતાલ ( સ્વરૂપ ۱۱۱۱). |
| ૨૨ | „ | ૧૫ | ۱۱ ऽ ऽ | |
| ૨૩ | ફરોદસ્ત. | ૧૩ | ० ० ० ऽ ऽ । | |

૧૧૩. ઉપર જે ૨૩ તાલો આપ્યા છે તેનો ઉપયોગ તમામ હિંદુસ્થાનમાં ચાલૂ છે. પરંતુ તેમાથી આડચોતાલ, સુલફાગ, દાદરો, ઝપતાલ, ત્રિપુટ (તિવરો), ધ્રુવપદ અને એકતાલ એ સાત તાલો ઘણા પ્રાચીનકાળથી વપરાતા આવેલા હોય એમ લાગે છે. કેમકે, સપ્તતાલ મુખ્ય છે એમ એક શ્લોકમાં કહ્યુ છે. જેમકે—

પ્રાચીન સપ્તતાલની મુખ્યતા

ध्रुवो मठो रूपकश्च झंपा च तिवडा तथा ।
आदिताल: एकताल: सप्तताला: प्रकीर्तित: ॥

એટલે ધ્રુવ ( આડચોતાલ ); મઠ (સુલફાગ), રૂપક ( દાદરો ), ઝંપા, તિવડા ( તેવરો ), આદિતાલ અને એકતાલ એ સાત તાલ મુખ્ય કહ્યા છે. આજ શ્લોક ૧૦૦–૧૫૦ વર્ષ પૂર્વે થએલા ૨-૪ ગ્રંથોમાં થોડાક ફેરફાર સાથે જણાય છે. તાલચક્રપદ્ધતિમાં પણ એજ શ્લોક નીચે પ્રમાણે થોડા ફેરફાર સાથે છે.

ध्रुवो मठो रूपकश्च झंपात्रिवट मेवच ।
अड्डतालैक तालश्च सप्तताला: प्रकीर्तित: ।

આ સાત તાલોને કેટલાક માર્ગ તાલ માને છે, પણ તે ખોટુ છે. સંગીતરત્નાકર અને પારિજાત વગેરે અતિપ્રાચીન ગ્રંથોમા તેવું કશુ કહ્યુ નથી. તેમાં તો ચચ્ચત્પુટ, ચાચત્પુટ વગેરે પાંચ જ તાલો માર્ગી કહ્યા છે. આ ઉપરથી એટલું જ સમજવાનું છે કે આ સાત તાલો પ્રાચીનકાળમાં વ્યવહારમાં બહુ વપરાતા હશે તેથી મુખ્ય મનાતા આવ્યા છે, બાકી તે કંઈ માર્ગી તાલ નથી. દેશી જ છે.

આ તરફના તેમ દક્ષિણ દેશના ઘણા ગ્રંથકર્ત્તાઓ આ સાત તાલોને મુખ્ય માનીને તેનો પ્રસ્તાર કહાડી બતાવે છે. તે એવી રીતે કે, દરેક તાલ લઈ તેનું ત્ર્યસ્ર, ચતસ્ર, ખંડ, મિશ્ર, અને સંકીર્ણ એ પાંચ જાતિઓ લઈ તે પ્રમાણે રૂપ આપી તેને પ્રસ્તાર કહાડયો એમ ગણે છે. પરતુ તે ખોટું છે. પ્રોફેસર મૌલાબક્ષ જેવાએ એવી ભૂલ કરી છે તે આશ્ચર્ય છે ! । વસ્તુતઃ પ્રસ્તાર એ તાલનો સ્વતંત્ર પ્રાણ છે અને જાતિ એ પણ એક સ્વતંત્ર પ્રાણ છે. કોઇ પણ એક અંગ લઈ તેનો પ્રસ્તારક્રમ કરવો, અને તે પ્રમાણે દરેક તાલનો પ્રસ્તાર કેવી રીતે થઈ શકે, તથા જાતિનું ખરૂ સ્વરૂપ શું, એ વિષે આવતા પાઠમા સમજાવવામાં આવશે જ.

૧૧૪. આ ૨૩ તાલોમાંથી એકતાલ, દાદરો, ગઝલ, ત્રિતાલ, ચૌતાલ, અને હોરી એટલા તાલો તો ગાવા વગાડવામા પગલે પગલે વપરાય છે; ને તેવરો, ઝંપા (ઝપતાલ), સૂલફાક, એક્કો, ધમાર, આડ ચૌતાલ અને ઝુમરો એ સાત તાલો તો ઉસ્તાદી-ઊંચાં પ્રકારનાં ગાયનોમાં વપરાય છે, કેમકે એ તાલોમા તાળીઓ આપવી બહુ અઘરી થઈ પડે છે, જેથી મનને બહુ સાવચેત રાખવું પડે છે.

૨૩ તાલોમાથી વ્યવહારમાં બહુ વપરાય છે એવા તાલો ક્યા?

એ તાલો આપવામાં મન જો બરાબર સ્થિર ન હોય તો હાથથી નિયમિતપણે તાળી આપવાનુ ભૂલી જવાય છે, એનું કારણ મુખ્ય એ છે કે, તેમાં જે અંગો હોય છે તે બધાં સરખી માત્રાઓનાં હોતાં નથી. એક અંગ ૩ માત્રાનું, તો બીજું ૪ કે પાંચ માત્રાનું હોય છે, તેથી નવા અભ્યાસીનું મન સ્થિર ન રહે તો તાલ ભૂલી જવાય છે.

ત્રિતાલ અને ચૌતાલની કીંમત ગવૈયાઓમાં બહુ ગણાય છે. બધા તાલોમાંથી ફક્ત આ બેજ તાલોનો અભ્યાસ શરૂઆતથીજ અતિશય કરવામાં આવે છે. સારા સારા બજવૈયાઓ તબલા અને પખવાજ ઉપર પોતાની કુશળતા બતાવવા માટે એ બને તાલો ઉપર ઘણીજ મહેનત લે છે. કેમકે, એ બે તાલ સારી રીતે આવડ્યા પછી બીજા તાલો સહેલા થઈ જાય છે. તેમા પણ ચૌતાલ-ધ્રુવપદ એ બહુજ કીમતી ગણાય છે, ને આડચૌતાલ, ધમાર, ઝપતાલ, સૂલફાક એ તાલો ધ્રુવપદની યોગ્યતાવાળા ગણાય છે, તેથી એ તાલોમાં રચવામાં આવતાં ગાયનોનો ઠાઠ (ઢંગ) પણ ધ્રુવપદ જેવો રાખવામાં આવે છે.

સાધારણ ઠુમરીઓ, અસ્તાઈ અંતરાના ગાયનોમા ઝુમરો તથા ત્રિતાલ અને તેને જ મળતા પંજાબી તાલનો તથા એક્કાનો ઉપયોગ કરવામાં આવે છે. ને સર્વથી હલકી જાતના ગાયનોમાં ૮ માત્રાનો દ્વિતાલ કે જેને નકરો કહે છે તે તથા લાવણી (ચલતી) વપરાય છે. દાદરો, ગઝલ, હોરી એમનો ઉપયોગ પણ બહુ થાય છે. માટે ઉપર જે બધા તાલો આપ્યા છે તે બહુજ ઉપયોગી હોવાથી તેમનો અભ્યાસ સારી રીતે કરવો જોઇએ.

ગવૈયાઓમાં એક કહેવત ચાલે છે કે, "**बसुरे होना लेकीन बेताले मत होना**" એનો અર્થ એ છે કે, આપણે ગાયન ગાઇએ છીએ ત્યારે બે વાતો ચાલૂ હોય છે. પ્રથમ તો ગાયનના જૂદા જૂદા સ્વરો મોઢેથી બોલાય છે, અને બીજું એ કે, હાથથી તાળી દેવાની ક્રિયા ચાલતી રહે છે. તેમાં ગાવામા વખતે સ્વર બેસૂરો પણ ખાવી જાય પણ ગાતાં ગાતાં હાથથી તાળી મારવાનું ભૂલી જવાય તો બેતાલું થએલુ ગણાય. માટે તેમ ન થવું જોઇએ. એજ મુખ્ય કારણથી તાલ વિષે આટલું વિસ્તારથી વિવેચન કરવાની જરૂર પડી છે.

૧૧૫. કોઇ પણ તાલમા તાળીઓ કે ટકોરા મારવાના સંબંધમાં ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે, ચોતાલ તથા આડચોતાલ એ બે તાલોમાં ચાર ચાર તાળીઓ મારવામા આવે છે, અને તેવરો, ઝપતાલ, સૂલફાક, એક્કો, ત્રિતાલ, પંજાબી, ધમાર, હોરી, ઝુમરો એ બધા તાલોમાં ત્રણ ત્રણ તાળીઓ મારવામાં આવે છે. એવા ત્રણ ત્રણ તાળીઓ વાળા તાલમાં ટકોરા કે તાળીઓ પાડતી વખતે કુદરતી રીતે જે ભૂલ

સમ, સાદો તાલ અને ખાલી એ ત્રણ વિષે

થઈ જાય છે તે આ પ્રમાણેઃ—એવી જાતના કોઇ પણ તાલમાં તાળીઓ મારવાની શરૂઆત કર્યા પછી "આ તાળી તે પહેલી હશે, કે બીજી હશે, કે ત્રીજી હશે?" એવી શંકા થઈ આવે છે. તેથી તાળીઓના અનુક્રમમાં ભૂલ થઇ જાય છે. એ ભૂલ ન થવા માટે તાલની ૦ આ ચિન્હવાળી (ખાલીની) માત્રા ઉપર બહુજ ધ્યાન આપવું પડે છે. એને **ખાલી** અથવા પ્રત્યંગ કહે છે. પ્રત્યંગ એટલે (પ્રતિ+અંગ) સામુ અંગ, અર્થાત તાલનું સામું અંગ, એ અંગ અને પ્રત્યંગ વિષે કેટલુંક જાણવું બાકી છે તે સમજાવીએ છીએ.

કોઈ પણ તાલ ઉપર નજર નાખી તેની માત્રાઓ તપાસી જશો તો જણાઈ આવશે કે તે તે માત્રાઓની નીચે + – અને ૦ આ એ ત્રણમાંથી કોઈ પણ એક જાતનું ચિન્હ હશે. તેમાં + આ અને – આ ચિન્હ તે તાળીઓ મારવાના ભાગ હોવાથી તાલનાં **અંગ** કહેવાય છે, અને ૦ આ ચિન્હ ખાલીનું હોવાથી તેને **પ્રત્યંગ** કહેવાશે. હવે – આ ચિન્હવાળી તાળી કે ટકોરાને **'સમ'**નો તાલ કહેવાય છે અને – આવી સાદી લીટીવાળી તાળી કે ટકોરો માત્ર **સાદો તાલ** કહેવાય છે. સમનો તાલ એ મુખ્ય અંગ અથવા પહેલું અંગ ગણાય છે, ને ત્યારબાદ બીજાં અંગો તેની પાછળના ગણવામાં આવે છે.

+ આ ચિન્હવાળી તાળી તે **સમ**ની તાળી, ને – આ ચિન્હવાળી તાળી તે **સાદી** તાળી છે, તેથી એ બંને ચિન્હોવાળી માત્રાઓ ઉપર તાળી તો આપવામાં આવે છે જ, પરંતુ તેમાંથી **સમ** એ આખા તાલમાં બહુજ ઉપયોગી ભાગ ગણવામાં આવે છે ને **સાદીતાળી**ને તો સાધારણ માનવામાં આવે છે. કોઈ પણ તાલનો આરંભ (શરૂઆત) **સમ**વાળા અંગથી કરવામાં આવે છે ને ત્યારબાદ બીજાં અંગો આવે છે. જેથી **સમ** એ આખા તાલમાં ઘણુંજ ઉપયોગી અંગ હોવાથી આખા તાલનું ધોરણ એના ઉપરજ રાખવાનો રિવાજ પડી ગયો છે. એજ કારણથી ઉપર આપવામાં આવેલા તમામ તાલનાં સ્વરૂપો અંગના ચિન્હોથી જે બતાવ્યા છે તેમાં પહેલું શરૂઆતનું અંગ **સમ**વાળું રાખ્યું છે.

**૧૧૬.** ગાનાર અને વગાડનાર પોતાનો હુન્નર જે લોકો આગળ બતાવે છે તે લોકો એકત્ર બેસી સાંભળે છે તેને **મીજલસ**, **ગમત**, કે **જલસો** કહે છે.

**સમ** એટલે શું? એવી મીજલસોમાં ગાનારા વગાડનારા ગાતા ગાતાં કે વગાડતા વગાડતા જ્યારે **સમ**વાળી જગા (માત્રા) ઉપર આવે છે ત્યારે મીજલસમાં બેઠેલા સમજદાર માણસો માથું ડોલાવી આનંદની લાગણી બતાવે છે, ને "હા" "ક્યાબાતહૈ", "બહોત અચ્છે", "વાહવાહ" "બહોત ખૂબ" વગેરે શબ્દો બોલી ગવૈયાને કે બજવૈયાને ઉત્સાહથી વખાણી ઉત્તેજન આપે છે, આ બાબત તમે ઘણી વખતે મીજલસોમાં નજરે જોઈ હશે. એવા શબ્દોથી ગાનાર વગાડનાર એમ જાણે છે કે, "ગાયનવાદનની કળામાં સારી કુશળતા બતાવી મ્હેં ફતેહ મેળવી છે" આવું સમજી ગવૈયો કે બજવૈયો વિશેષ ચાલાકી બતાવી પોતાનું કામ સારૂં કરી બતાવવા આનંદથી ઉશ્કેરાય છે "ક્યા બાત હૈ," "હા" વગેરે શબ્દો સાંભળનારા જે બોલે છે તે જાણી જોઇને બોલે છે એમ કાંઈ નથી, પણ જેઓ સંગીતના મર્મ (રહસ્ય–ખૂબી–બારીકી) ને સમજે છે તેઓ તો **સ્વરો**ની સુંદર રચનાથી અને **લય**ની એકતાથી આનંદના આવેશમાં આવી જતાં કુદરતી રીતે જ બોલી જાય છે. એ જગા **સમ** ઉપર હોવીજ જોઇએ એવો નિયમ છે.

કોઈ પણ ગાયન કોઈ અમુક તાલમા રચવામાં આવે છે ત્યારે તે ગાયનનું મુખ્ય વજન જે અક્ષર ઉપર હોય તે અક્ષર ઉપર જે તાળી (તાલ) પડે તે હમેશાં **સમ** ગણાય છે પહેલા કહેવામા આવ્યુ જ છે કે, ગાયન એટલે કોઈ પણ કવિતા – કાવ્યને જૂદા જૂદા **સ્વરોમાં** બોલવુ તે હવે ગાયન ગાતી વખતે તેના શબ્દો જે સ્વરોમા બોલવામા આવે તે સ્વરોની મઝાનુ બિન્દુ (ઠેકાણું) કવિતાના કોઈ એક અક્ષર ઉપર આવે છે, અને ગાનાર જ્યારે જ્યારે ગાતાગાતા એ અક્ષર ઉપર આવે છે ત્યારે ત્યારે મનમા કુદરતી રીતે જ ખુશી ઉપજી આવે છે, અને સાભળનાર જો કઇંક સમજતો હોય તો તેનાથી ખુશી ઉપજતાની સાથે માથુ પણ ધુણાવી જવાય છે આ પ્રમાણે કવિતાના જે અક્ષર ઉપર ગાયનના સ્વરોની મજાહનું ઠેકાણુ અથવા બિન્દુ હોય છે તે ઉપર તાળી મારવામા આવે છે એ તાળી તેજ **સમ** તાલની શરૂઆત અહીંથી જ કરી ત્યાથી પહેલો તાળ કે પહેલું અગ ગણવામા આવે છે '**સમ**' એ શબ્દનો અર્થ "સરખુ, સરખાઇ, એકતા" એવો થાય છે એ અર્થ પ્રમાણે ગાયનના **સ્વરોના આનંદની** અને તે સાથે તાળના **આરંભકાળની,** એ બનેની સરખાઈ કે **એકતા** જ્યા થાય તે **સમ** આ સમ કવિતાના જે અક્ષર ઉપર આવે તે અક્ષરથી તાળની શરૂઆત કરવામા આવે છે માટે દરેક તાળની શરૂઆતનો જે સાગી અથવા સમ તે બહુજ ધ્યાનમા રાખવી ઘટે છે

દાખલા માટે હાલ જે ગાયનો લોકોમા બહુજ ગવાય છે તેમાથી કેટલાક ગાયનોની એક એક કડી આપી, તેમાના જે અક્ષર ઉપર સ્વાભાવિક આનદની લાગણી થવાથી 'હા' એવુ મનમા હાલ્યા જેવુ થઈ આવે છે તેને **સમ** ગણી, તે અક્ષરની નીચે – આવુ ચિન્હ આપીએ છીએ, તેથી સારી રીતે સમજી શકાશે **સમને** કેટલાક **માન** પણ કહે છે

| | |
|---|---|
| ફાગન કે દીન ચાર | પૂનમ ચાદની ખીલી |
| પ્યારા પ્રભુ વીનવુ | મારો કુવર કોડીલો ઝુલેરે |
| એક ચતરનાર કર કર સીંગાર | ગાઈ દૂધ લ્યો દિલ રગી |

**૧૧૭.** સમ એટલે શું તે વિષે હવે સમજાયુ હશે એ વિષે એક મનોરજક વાત એવી સાભળવામા આવે છે કે, અકબર બાદશાહના દરબારમા રોજ સગીત થતું ત્યારે દરબારમા તે વખતે જે જે દરબારીઓ સાભળવા બેસતા તેઓ સગીત વખતે જ્યારે જ્યારે ગાયનની **સમ** આવે ત્યારે ત્યારે 'હા' એમ કહેતા ને માથા ધુણાવતા તેમા કેટલાક સમજુઓ હતા

સમની યોગ્યતા વિષે એક વાર્તા

તેઓ તો સમજીને જ તેમ કરતા હતા, પણ તેમાના કેટલાક અણસમજુઓ હતા તેઓ પણ "અમે સમજદાર છીએ" એવો મિથ્યા ડોળ રાખી 'હા' એમ કહી માથુ ધુણાવતા આમ રોજ ચાલ્યા કરતું એક દિવસે બાદશાહ સહેજ વિચાર કરવા લાગ્યો કે મારા દરબારમા જ્યારે સગીત થાય છે ત્યારે સમ ઉપર બધાએ માથુ ધુણાવે છે માટે શું બધાએ ગાયનમા સમજતા હશે?" એની ખાત્રી માટે આજ એમની પરીક્ષા કરું ' એમ વિચાર કરી સિપાઇયોને અગાઉથી સમજાવી રાખ્યુ કે, દરબારમા ગાયન ચાલે ત્યારે સ

મો સર્વેએ ખુલ્લી તરવાર રાખી દેખરેખ રાખવી, અને જેઓ માથું ધુણાવે તેમના ઉપર તરવાર ઉગામી મારવાનો ડોળ કરવો; જેથી જેઓ ગાયનમાં સમજતા નથી તેઓ માથું ધુણાવતા અટકશે, ને જેઓ સંગીતનું ખરૂં હાર્દ-રહસ્ય સમજતા હશે તેઓજ દરકાર રાખ્યા વિના સ્વાભાવિક રીતે "**સમ**" ઉપર માથું ધુણાવશે. આ પ્રમાણે સિપાઇઓને સમજાવી બધી ગોઠવણ કરી રાખી. વખત થતાંજ બધા દરબારીઓ તથા સભાજનોથી આખો દરબાર ભરાઈ ગયો, ને સંગીત ચાલુ થયું, ને તરત જ અગાઉથી સમજાવી રાખેલા સિપાઇઓ ખુલ્લી તરવાર રાખી દરબારમાં બેઠેલા સભાજનોની પાછળ ઊભા થઈ રહ્યા. પછી બાદશાહે હુકમ ફરમાવ્યો કે "ગાયન ચાલતી વખતે જે કોઈ માથું ધુણાવશે અને 'હાં' એમ કહેશે અથવા 'વાહવાહ' "ક્યા બાત હૈ" એમ બોલશે તેનું માથું ધડથી જૂદું કરવામાં આવશે. બાદશાહનો આવો અયોગ્ય અને સખ્ત હુકમ જોઈ સહુ ગભરાઈ ગયા, ને બધા ચુપકીથી ગાયન સાંભળવા લાગ્યા. પરંતુ તેમાંથી કેટલાક સમજદાર અને સંગીત સારૂં જાણતા હતા તેઓથી, ગાતાં ગાતાં જ્યારે સમ આવી ત્યારે માથું ધુણાવી 'ક્યા બાત હૈ' એમ બોલ્યા વિના ન જ રહેવાયું. તે જોઈ બાદશાહે જાણી લીધું કે, મારા દરબારમાં ખરા સમજદાર તો થોડાક જ છે. આ ઉપરથી સમજાશે કે **સમ** એ કેટલી ઉપયોગી બાબત છે.

ખાલી ( પ્રત્યંગ ) ની યોગ્યતા.

**૧૨૮. ખાલી** એ પ્રસંગ છે તે સ્પષ્ટ છે. આખા તાલમાં જે અંગ વધારે ગાવાવાળુ હોય તેમાં પ્રત્યંગને માટે વધારે ધ્યાન આપવું જોઇએ. કેમકે તેની યોગ્યતા બહુ વિચારવા જેવી છે. તેથી **સમ** એ જેમ મુખ્ય છે તેમ **ખાલી** એ પણ તેની સામી બાજુ હોવાથી મુખ્ય છે. વળી જે તાલો બે અથવા વધારે તાળીઓ ( અંગો ) થી બન્યો હોય ત્યાં તો અમુક તાળી પહેલી કે બીજી કે કયી? એ જાણવું હોય તો **ખાલી** ઉપર ધોરણ રાખી "તે ખાલી પછી અમુક તાળી પહેલી કે બીજી" એવો અનુક્રમ ગણાય છે. એક દાખલો લઇ સમજાવીએ. **ત્રિતાલ**મા ત્રણ તાળી હોય છે કોઈ માણસ ત્રિતાલમા એકાદું ગાયન ગાય છે, ને હાથે તાળી આપે છે. આ ક્રમથી ગાનાર ગાતો ચાલ્યો જાય ત્યારે આખા ત્રિતાલની એકથી વધારે આવૃત્તિઓ થવાથી આખા ગાયનમાં ઘણા ત્રિતાલ આવી જાય. હવે એમ ધારો કે, ગાનાર માત્ર તાલના અંગો ઉપર લક્ષ રાખી ફક્ત તાળીઓ મારતો જાય, ને ખાલીવાળા સામા અંગ ઉપર ખાલી ન આપે તો તેને એવો વહેમ પડશે કે, "હું જે તાલ આપું છું તે પહેલો છે, બીજો છે કે ત્રીજો?" આવો વહેમ પડે ત્યારે ખાલીવાળું અંગ બહુ કીમતી થઇ પડે છે. એ અંગ કીમતી થઇ પડવાના સંબંધમાં ગાનાર વગાડનારે આ વાત બહુ ધ્યાનમાં રાખવી ઘટે છે. ઘણી વખતે એમ બને છે કે, ગાનાર કોઈ ગાયન ત્રિતાલમાં ગાય છે ને તે સાથે **તબલચી** (તબલુ વગાડનાર) પણ વગાડે છે. એવે વખતે ગાનાર ત્રિતાલની ઘણી આવૃત્તિઓ થવાથી સમ ભૂલી જાય ભ્રમમાં પડે છે કે, ત્રિતાલની ત્રણ તાળીઓમાંથી હું કેટલામી તાળી આપું છુ? એવો ભ્રમ થતાં ગાનાર ગુંચવાય છે. આવો ભ્રમ થવાથી ગાનાર તબલા ઉપર નજર કરે છે. હવે નિયમ એવો છે કે, તબલામાં અને બાયામાં કોઈ પણ તાલની માત્રાઓ ગણવા માટે જે શબ્દો વગાડવામાં આવે છે તેમાંના જ્યારે ખાલીવાળા પ્રસંગની માત્રાના વગાડવાના

શબ્દો માત્ર તબલા ઉપર વિશેષ વગાડવામા આવે છે, ને બાયા ઉપર થોડા વગાડવામા આવે છે એ વાત ગાનાર જાણતો હોવાથી, જ્યારે આ અગ ખાલીનું છે એમ જાણતા તુરત જ ચેતી જઇ એક તાળી આપી બીજી તાળી કે જે **સમ** છે તે ઉપર ગાયનની સમ મુકી દેછે અથવા બીજી રીતે વિચારતાં પણ ઉપલુ જ ધોરણ ગાનારને માટે સમજી લેવાનું છે કેમકે, ગાનાર વગાડનાર એ બનેની જોડીમા વગાડનાર જો ઉસ્તાદ (પ્રવીણ) હોય તો તે વગાડવામા ગાનારને ભૂલાવે છે, ને સમવાળા અગના વગાડવાના શબ્દો છુ પાવે* છે, પરતુ વગાડનાર ગમે તેટલી કુશળતાથી ગુચવવા જાય તોપણ ખાલીવાળા અગના શબ્દો ( પછી તે પરન હોય કે મોટોરાના બોલ હોય તો પણ તેના શબ્દો ) તો માત્ર તબલા ઉપર વગાડવાનો અવસર એકાદ વખત પણ આવે છે, ને તે અવસર આવતા ગાનાર ચેતી જઇ તુરત એક તાળી મારી **સમ** ઉપર આવી પડે છે આમ હોવાથી **સમ** અને **ખાલી** એ બને આખા તાલની સામસામી બાજુઓ છે અને તેની વચમાના બાકીની બાદી તાળીઓ ( વાળા તાલ ) તો માત્ર વચગાળાના સાધારણ ભાગો છે આ બાબત, જે તાલમા નણ ત્રણ તાળીઓ મારવાના આવે છે એવા ત્રણ અગ વાળા તાલોના સબધમા તો ખાસ ધ્યાનમા રાખવા જેવી છે જેમકે, **ઝપતાલ, એકો, ત્રિતાલ, દીપચદી અને ઝુમરો** એ તાલોમા ત્રણ ત્રણ અગ ( તાળીઓ ) હોય છે જેથી તેમાના સમ અને ખાલી ઉપર વિશેષ લક્ષ આપવુ પડે છે ને એ બધા તાલો વ્યવહારમા બહુ જ વપરાય છે એ વિનાના બાકી રહેલા **ચોતાલ, ધમાર, આડચૌ તાલ** વગેરે તાલોમા નણ ત્રણ કે ચાર ચાર અગ હોય છે, પણ તેમાના બધા અગો બહુ જ નાના મોટા હોય છે તેથી તાળ આપવામા અને સમ સભાળવામા બહુ ગોટાળો થતો નથી પણ તેમા એમ થાય છે કે સમવિષમ માત્રાઓના અગ પ્રમાણે તાળીઓ મારવામા ભૂલ ન થાય માટે એ સબધમા બહુ ખબરદારી રાખવી પડી છે

૧૧૯ સમ અને ખાલી એ બે વિષે એટલે કે + આ ચિન્હવાળા અંગ અને ० આ ચિન્હવાળા પ્રત્યગ વિષે વિસ્તારથી વિચાર કરી આવ્યા હવે તે વચમાના – આના ચિન્હવાળા સાદા તાલો વિષે થોડુક જાણવુ જોઇએ સાદા તાલો, સમની યોગ્યતા કરતા જરા ઓછી પાયરીના છે જે તાલમા માત્ર એક જ તાળી મારવાની હોય છે ત્યા તો તે તાળી સમ જ છે, પરતુ જેમા બેથી વિશેષ તાળીઓ મારવાની હોય છે ત્યા તો પ્રથમના સમવાળા અગને બાદ કરતા બાકી રહેલા અગો ( તાલો, તાળીઓ ) તે સમથી ઓછી યોગ્યતાવાળા હોય છે જેમકે ત્રિતાલમા ત્રણ તાળી મારવામા આવે છે, તેમાની એક તાળી સમની, અને બીજી બે તાળીઓ સાદા તાલ તરીકે ગણવામા આવે છે છતા એ પ્રકારના બને અગો ઉપર તાળીઓ આપવી પડતી હોવાથી એ દૃષ્ટિથી બનેની યોગ્યતા સરખી જ છે, પણ જ્યારે સમવાળા અગનો ગાવામા ઉપ

સમ અને ખાલી સિવાયના બીજા સાદા તાળ ( કે અંગો )

* આવી ક્રિયાને "સમ ચોરવી" એમ કહે છે એવી સમ ચોરવાથી ગાનાર સમ વાળી તાળી ઉપર આવી પડવાને બદલે ભલતા જ અગ ઉપર આવી પડે છે, એટલે કે ગાયનની સમ લાવે છે તેથી ગાનાર બેતાલો ગણાય છે અગ્રેજી સંગીતમા આવુ કશું નથી આટલી બાબતમા આર્યસગીત સૂક્ષ્મ અને અઘરૂ છે

યોગ થાય છે ત્યારે જ તેનું સમ તરીકેનું ખરૂં સ્વરૂપ ઓળખવામાં આવે છે, પણ ગાયનની સમ તો તાલના + આ ચિન્હવાળી માત્રા ઉપર આવવી જ જોઇએ એ સિદ્ધ નિયમ છે તેવો નિયમ સાદા તાલ( – અંગવાળા )ને માટે નથી.

સશબ્દ અને નિઃશબ્દ એવી બે પ્રકારની ક્રિયા.

**૧૨૦.** કોઈ પણ આખા તાલમાં ઉપરના વિવેચન પ્રમાણે ૩ બાબતો હોય છે. પ્રથમ તો ( + આવી ) **સમ**વાળી તાળી, બીજી એ કે, **સાદી** ( – આવી ) તાળી અને ત્રીજી ( ० આવી ) **ખાલી**. તેમાં 'સમવાળી' અને 'સાદી' તાળી ( કે ટકોરા ) મારવાના અંગને આપણે અનુક્રમે **વિશેષ અંગ** અને **સામાન્ય અંગ** એવાં બે નામ આપીશું. કેમકે, સમને વિશેષ અંગ કહેવાનું કારણ એ છે કે તે ખાસ અંગ છે, તેના જ ઉપર બધા તાલનો આધાર છે. સાદી તાળી તે સાધારણ હોવાથી તેને આપણે **સામાન્ય અંગ** કહ્યું છે તે યોગ્ય જ છે. **ખાલી** તો અંગના પેટામાં આવી જાય છે, પરંતુ તેથી સમની સામી બાજૂ સમજાય છે તેથી તે ઉપયોગી જ છે. હવે **સામાન્ય અંગ** અને **વિશેષ અંગ** તે **સશબ્દક્રિયા** છે, અને **ખાલી** તે **નિઃશબ્દક્રિયા** તરીકે શાસ્ત્રમાં કહેલી છે. એટલે કે, તાલની અંદર કહેલા અંગ પ્રમાણે જે તે ગાના ઉપર બંને હાથથી તાળી મારી અવાજ ( શબ્દ ) કરવો, ચુટકી વગાડવી, અથવા ગમે તે રીતે આઘાત કરી ટકોરા વગાડવાની જે ક્રિયા તે, અવાજ કે શબ્દવાળી હોવાથી તેને **સશબ્દ ક્રિયા** કહેવામાં આવે છે. અને તાલની અંદર બતાવેલા **પ્રત્યંગ** એટલે કે **ખાલી**ની જગા ઉપર બંને હાથથી તાળી નહિ ફોડતાં બંને હાથ છુટા કરવા, અથવા તો એક હાથને જમીન તરફ ઝુકાવવાની જે ક્રિયા કરવામા આવે છે તેમા અવાજ થતો નથી તેથી એવા પ્રકારની ખાલી મારવાની જે ક્રિયા કરવામાં આવે છે તેને **નિઃશબ્દ ક્રિયા** કહે છે. આ વાત તેના શબ્દાર્થ ઉપરથી પણ જણાઈ આવશે. 'સશબ્દ' એટલે શબ્દવાળી; એટલે કે જેમાં તાળી, ટકોરા કે આઘાત મારવાથી જે અવાજ થાય છે એવી જે ક્રિયા તે **સશબ્દક્રિયા**, અને નિઃશબ્દ એટલે "શબ્દ વિનાની"; એટલે કે, જેમા તાળી કે ટકોરા મારવામાં આવતો નથી એવા પ્રકારની જે ક્રિયા તે **નિઃશબ્દક્રિયા**.

**બેતાલું થએલું ક્યારે ગણાય ?**

**૧૨૧.** આ તાલનિર્ણયની બાબતમા એક વાત બહુજ ધ્યાનમાં રાખવાની છે તે વિષે થોડુક જણાવી લઇએ. અમુક માણસ "**બેતાલો**" છે, અથવા "બેતાલો થયો" એમ ઘણી વખતે કહેવાય છે તેનો અર્થ શો ? તેમજ એ પ્રકારે બેતાલું થએલું ક્યારે ગણી શકાય તે વિષે જાણવું જોઇએ. કોઈ પણ આખો તાલ જેટજેટલી માત્રાના અંગોથી બન્યો હોય તે માત્રાઓના જથા પ્રમાણે તાળના ભાગ પડશે અને તાળીઓ કે ટકોરા અપાશે. એ ટકોરા જો અંગના નિયમ પ્રમાણે નિયમિત માત્રાને અંતરે જે તે માત્રા ઉપર પડે તો તો બેતાલું નહી ગણાય, પણ જો કોઇ ટકોરો કે તાળ, જે માત્રા ઉપર બરાબર પડવો જોઇએ તેજ માત્રા ઉપર ન પડતાં આઘો પાછો પડે તો તે બેતાલું થએલું ગણાશે. વળી કોઈ આખા તાલમાં જેટલા ટકોરા મારવા હોય, તે ટકોરાનો (**સમ, તાળ** કે **ખાલીનો**) અનુક્રમ ભુલી જવામાં આવે તોપણુ 'બેતાલું' થએલું ગણાશે. અથવા ગાયન(કવિતા)માં જે અક્ષર ઉપર સમની તાળી આવતી હોય તે અક્ષર ઉપર સમની તાળી નહિ

પડતાં બીજા ગમે તે અક્ષર ઉપર પડે તોપણ બેતાલું જાણવું. એને માટે દાખલો લઇએ

ત્રિતાલમાં ।ડ। આ પ્રમાણે ૩ અગ છે ને તેમાં ૧૬ માત્રાઓ હોઈ ૩ તાળીઓ પડે છે. તેમા પહેલી તાળી ૪ માત્રાને અતરે, બીજી ૮ માત્રાને અતરે અને ત્રીજી ચાર માત્રાને અતરે પડે છે, તેથી ૧૬ માત્રાના આખા તાળમાની ૧ લી, ૫ મી અને ૧૩ મી માત્રાએ તાળી પડવી જોઇએ, તેને બદલે ૦ા માત્રા આઘી પાછી થઈ તાળી પડે તોપણ બેતાલું થશે. અથવા ધારો કે તમે ત્રીજી તાળી આપી, ને પછી ભૂલથી તેનેજ પહેલી તાળી સમજી પાંચમી માત્રાવાળી તાળી આપો તોપણ બેતાલું થએલું જાણવુ તેમજ ધારો કે, "ફાગન કે દીન ચાર" એ ગાયનમા 'ચા' અક્ષર ઉપર સમ પડે છે તેને બદલે જો 'ન' કે 'ર' અક્ષર ઉપર સમ પડે તોપણ બેતાલું થએલું ગણાશે.

એટલા માટે કોઈ પણ તાલ જેટલા અગોથી બન્યો હોય તે દરેક અગની અથવા તો આખા તાળની જેટલી માત્રાઓ થતી હોય તે માત્રાઓ ગમે તે કાળ (હસપદ, કાકપદ, ગુરૂ, લઘુ, દ્રુત વગેરે)થી પૂરી થતી હોય તો તેની હરકત નહી, પણ તે બધાનો સરવાળો, આખા તાલની જેટલી માત્રાઓ હોય તે કરતા એક રતીભાર પણ વધવો ન જોઇએ, ને જે માત્રા ઉપર જે તાળી કે ખાલી અપાતી હોય તે નિયમિત રીતે આપવામા આવે તો બેતાલુ નહિ થાય. આ બાબત હવે પછી સગીતલેખનપદ્ધતિના નિયમથી (૩ જા વિભાગમા) ગાયનો લખી બતાવવામા આવશે ત્યારે વધારે સ્પષ્ટ રીતે સમજાશે

# પાઠ ૧૧ મો.

## તાલના ૧૦ પ્રાણ.

कालो मार्गः क्रियांगानि ग्रहो जातिः कलालयः ।
यतिः प्रस्तारकश्चेति तालप्राणा दश स्मृताः ॥ (સં૦ પારિજાત, ૨, ૫)

૧ કાલ, ૨ માર્ગ, ૩ ક્રિયા, ૪ અંગ, ૫ ગ્રહ, ૬ જાતિ, ૭ કલા, ૮ લય, ૯ યતિ અને ૧૦ પ્રસ્તાર એ બધા, તાલના દશ પ્રાણ છે. એ દરેક પ્રાણ વિષે હવે વિચાર કરીએ.

### ૧. કાળ.

૧૨૨. ત્રુટિ, અણુ, દ્રુત, લઘુ, ગુરુ, કાકપદ, હંસપદ, અને મહાહંસપદ એ આઠ કાળ વિષે ગયા પાઠોમાં પુષ્કળ કહેવામાં આવ્યું છે. એ કાળ વિષેનો વિચાર દરેક તાળમાં મુખ્ય હોવાથી તે તાલના જીવરૂપ છે તેથી તેને તાલનો પ્રાણ (જીવ) ગણવામાં આવ્યો છે.

### ૨. માર્ગ.

૧૨૩. માર્ગ ૪ કહ્યા છે. ધ્રુવ, ચિત્ર, વાર્તિક, અને દક્ષિણ. તેમાં અનુક્રમે ૧, ૨, ૪, અને ૮ માત્રાની કળા ગણવામાં આવે છે. આ ચાર માર્ગો
માર્ગ કેટલા છે ? અતિશય પ્રાચીન છે. સંગીતરત્નાકર અને પારિજાતમાં એ માર્ગો કહ્યા છે. કર્ણાટક તરફના કેટલાક ગ્રંથોમાં તો ૬ માર્ગ કહી તેમની કળાઓ કેટકેટલી માત્રાવાળી હોય છે તે વિષે નીચે પ્રમાણે કહ્યુ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. દક્ષિણ | માર્ગમા | ૮ | માત્રાની | ૧ કળા | ગણાય છે. |
| ૨. વાર્તિક | ,, | ૪ | ,, | ,, | ,, |
| ૩. ચિત્ર | ,, | ૨ | ,, | , | ,, |
| ૪. ધ્રુવ (ચિત્રતર) | ,, | ૧ | ,, | ,, | ,, |
| ૫. ચિત્રતમ | ,, | ૦II | ,, | ,, | ,, |
| ૬. અતિચિત્રતમ | ,, | ૦I | ,, | ,, | ,, |

આમાંથી આપણે ઉપયોગી એવા ૪ માર્ગનો વિચાર કરવા જેવો છે. માર્ગનો સંબંધ સૂક્ષ્મ રીતે વિચારતાં લયની સાથે છે, તોપણ અત્રે થોડુક જણાવીએ.

૧૨૪. માર્ગ એટલે રસ્તો એવો અર્થ આપણે જાણીએ છીએ, તે જ અર્થ અહિં સમજી લેવો. તાલનો રસ્તો તે માર્ગ. સર્વ રસ્તા કાંઈ સરખા હોતા
માર્ગ એટલે શું નથી. કેટલાક રસ્તા પહોળા હોય છે, કેટલાક મધ્યમ હોય છે તો
તેની સમજણી કેટલાક બહુ સાકડા હોય છે. તેવીરીતે તાલનો રસ્તો કે માર્ગ તે માત્રાનું કદ (પ્રમાણ) સમજવુ આપણે એક માત્રા ૧ સેકંડ જેટલા કાળમા બોલીએ છીએ તેને બદલે ૨ સેકંડ જેટલા કાળમા બોલીએ તો તે પ્રમાણમાં તેના ગુરુ, દ્વિગુરુનું પ્રમાણ બંધાશે. એ પ્રમાણે ૧ માત્રા જો ૪ કે ૮ સેકંડના પ્રમાણથી બોલીએ તો એ હિસાબથી તેના ગુરુ, દ્વિગુરુ, હંસપદ વગેરે બોલાશે. જેથી ૧ માત્રાના

કાળનો માર્ગ કે અવકાશ જે પ્રમાણે રાખીશું તેપ્રમાણે આખા તાલનો કાળ આધાર રાખશે. એ માર્ગનો ૧ માત્રાનો કાળ કેટકેટલી માત્રાની કળાવાળો ગણવો એને માટે ૪ માર્ગ કલ્પ્યા છે. તેમાં રોજ વ્યવહારમાં જે લઘુ અક્ષર સાધારણ રીતે બોલીએ છીએ તેટલા કાળની કળાને આપણે ૧ માત્રા ( કે ૧ માત્રાના કાળ ) ની કળા ગણીએ તો તે માર્ગ ધ્રુવ થશે. તેથી બમણા કાળની કળાવાળો ૧ લઘુ છે એમ ગણી ચાલીએ તો તે માર્ગ ચિત્ર થશે. ચિત્રથી બમણો વાર્તિક અને વાર્તિકથી બમણો દક્ષિણ. એમ ૪ માર્ગો તે માત્રાના નાના મોટા અવકાશો કે રસ્તા છે તેથી તેને માર્ગ કહેવામાં આવે છે. માર્ગને બદલે સંપ્રદાય શબ્દ વાપરીએ તો તે પણ યોગ્ય જ શશે. કેટલાક દેશોમાં ૧ લઘુની કળા ૧ માત્રા જેટલી ગણવામા આવતી હોય તો બીજા દેશમા ૧ લઘુની કળા (માન, પ્રમાણ, અવકાશ ) ૨ માત્રા જેટલી ગણવાનો રિવાજ કે સંપ્રદાય હોય છે આપણા દેશમા ધ્રુવ અને ચિત્ર માર્ગ વ્યવહારમા ચાલે છે. વાર્તિક અને દક્ષિણ હાલ ઘણા પ્રચલિત નથી, તોપણ અસલી ધ્રુપદીઆઓ કેટલીક વખતે વાર્તિક માર્ગ પ્રમાણે તાળ આપી ગાય છે ખરા. દરેક માર્ગ લઈ, તેમા દરેક કાળની કેટકેટલી માત્રાઓ થશે તે નીચેના કોષ્ટકથી સમજાશે.

| કયા માર્ગના | હંસપદની કેટલી માત્રા ? | કાકપદની | ગુરૂની | લઘુની. | દ્રુતની | અણુની. |
|---|---|---|---|---|---|---|
| ધ્રુવ માર્ગના. | ૮ | ૪ | ૨ | ૧ | ૦ાા | ૦। |
| ચિત્ર ,, | ૧૬ | ૮ | ૪ | ૨ | ૧ | ૦ાા |
| વાર્તિક ,, | ૩૨ | ૧૬ | ૮ | ૪ | ૨ | ૧ |
| દક્ષિણ ,, | ૬૪ | ૩૨ | ૧૬ | ૮ | ૪ | ૨ |

એક માર્ગની બીજા સાથે સરખામણીમા કેટકેટલી માત્રાઓ થશે તે ઉપરના કોષ્ટકથી બતાવ્યુ, પણ કોઈ એક જ માર્ગ લઈએ તો તેના પોતાના લઘુની ૧, ગુરૂની ૨ વગેરે માત્રાઓ થશે, પછી તે માત્રાના કાળની કિંમત બીજા માર્ગના લઘુ, ગુરૂ વગેરે કાળોની સાથે ગમે તેટલી થાય તેનુ કંઈ નહિ. એ વિષે ખૂબ ધ્યાનમા રાખવુ.

### ૩ ક્રિયા.

૧૨૫. કોઈ પણ તાલમા તાળી આપવાની જે ક્રિયા કરવામા આવે છે તેને સશબ્દ કહે છે અને ખાલી આપતી વખતે બંને હાથની છુટા પાડવાની જે ક્રિયા કરવામા આવે છે તેને નિઃશબ્દ કહે છે. એ વિષે વિસ્તારથી પૂર્વે કલમ ૧૨૦ મા કહ્યુ છે

સશબ્દ ક્રિયાના ૪ પ્રકાર છે. તેના નામ ધ્રુવ, શમ્પા, તાલ, અને સન્નિપાત તેમા ચપટી વગાડી હાથ હલાવી–નીચો નમાવી–તાલ મારવો તે ધ્રુવ કહેવાય છે. જમણા હાથથી ડાબા પગ ઉપર તાળ આપવો તે શમ્પા કહેવાય છે જમણો હાથ ડાબા હાથ ઉપર મારીને તાળીઓ આપવી, એટલે કે બેઉ હાથની હથેળીઓથી તાળી ફોડવી તે તાળ અને બને હાથનો સામસામે ગમે તેમ આઘાત કરી અવાજ કરવો તે સન્નિપાત કહેવાય છે.

નિઃશબ્દ ક્રિયાના પણ ૪ પ્રકાર છે. આવાપ, નિષ્કામ, વિક્ષેપ અને પ્રવેશક. તેમાં જમણી બાજુએ હાથ નીચે ચલાવવો તે આવાપ; જમણી તરફ હાથના તળીયાને ઊપર ચલાવવો તે નિષ્કામ; હાથના તળીયાને ઊંચે લઇ નીચો ચલાવવાથી વિક્ષેપ થાય છે અને હાથને ઊંચેથી નીચે ચલાવતાં વચમાંજ અટકાવવો તે પ્રવેશક કહેવાયછે.

## ૪. અંગ.

*લઘુઅંગ તથા વિરામ અંગની કેટલી માત્રા ગણવી?*

**૧૨૬.** વિરામ, દ્રુત, લઘુ, ગુરૂ, પ્લુત અને કાકપદ એ મુખ્ય ૬ અંગો અને તેમના મિશ્રણથી દ્રુતવિરામ, લઘુવિરામ, લઘુદ્રુત વગેરે મિશ્ર અંગો વિષે પૂર્વે કલમ ૮૯ થી ૯૧ સુધી જે કહ્યું છે તે બધું આ પ્રાણનું વર્ણન જાણી લેવું. આ બધા અંગોમાં લઘુઅંગ મુખ્ય છે લઘુઅંગની ૪ માત્રા કે ૪ અક્ષર ગણાય છે. આ વાત ન સમજતાં કેટલાકો લઘુઅંગની એક જ માત્રા માને છે, પણ તે માનવું ખોટું છે. આવી માન્યતા સારા સારા વિદ્વાનોની થએલી જોવામાં આવે છે. એવાઓને એટલું જ સુચવવું ઘટે છે કે, એક લઘુઅંગનો પ્રસ્તાર કરવાથી ( આગળ પ્રસ્તાર વિષે જુઓ) છેલ્લે ચાર વિરામ અંગો આવશે. તે દરેક વિરામ એક એક માત્રાત્મક હોય છે તે ચોખ્ખું જ છે. વિરામઅંગનું નામ 'એકાક્ષર' અને લઘુઅંગનું નામ 'ચતુરક્ષર' કે 'ચતુરસ્ત્ર' છે તે પણ એજ સૂચવે છે.

*અંગના અજ્ઞાનથી તાલની માત્રાઓ ચોક્કસ રીતે કેટલી ગણવી તે વિષે થતી ગરબડ*

**૧૨૭.** અંગ વિષેના અજ્ઞાનથી કોઈ પણ તાલની માત્રાઓ કેટલી ગણવી એ વિષે કેવી ગરબડ થાય છે તેનો વિચાર કરવા જેવો છે. જામનગરના પ્રસિદ્ધ મરહુમ આદિતરામજી કૃત સંગીતાદિત્ય નામના સંગીતના ગ્રંથમા ત્રિતાલની ૪ માત્રા, ચોતાલની ૬ માત્રા, આડચોતાલની ૭ માત્રા અને સુલફાકની ૫ માત્રા ગણી છે. એવા પ્રકારની ગણના પ્રો. આદિતરામજી અને તેમના શિષ્યોમાં ચાલૂ છે, ને તેમના શિષ્યોનો પ્રસાર કાઠીયાવાડમા તેમ બીજે ઠેકાણે થતાં તે સઘળાઓની એવીજ માન્યતા છે. આ સંબંધમાં આદિતરામજી પોતે સાભિમાન પૂર્વક પૃષ્ઠ ૩ માં લખી ખુલાસો કરે છે કે, "કેટલાક ગ્રંથકારેએ ચોતાલની ૧૨ માત્રાઓનો નિશ્ચય કર્યો છે પરંતુ એ કહેવું એ તે કેવળ બાળકોને બોધ કરવા માટે છે. કારણ કે તાલ અને કાલ અનંત અગાધ અને સૂક્ષ્મ છે એમ શાસ્ત્રમાં અનેક સ્થળે કહ્યું છે તથા માન્યું છે તે બધું વ્યર્થ થઈ જાય. તેથી કરીને આધુનિક ગ્રંથકારોનુ કહેવું એકદેશી તથા નજીવું સમજી પ્રાચીન સજ્જનોનુ કહેવું સ્વીકારવું એ ઉચિત છે." આમ કહેવામાં તેઓ પોતે એમ જ સમજ્યા હતા એમ જણાય છે કે, ચોતાલની '૬ માત્રા,' ત્રિતાલની ૪ માત્રા વગેરે જે છે તે કહેવું "પ્રાચીન સજ્જનો એટલે કે, શાસ્ત્રકારોનું છે, ને ચોતાલની ૧૨ કે ત્રિતાલની ૧૬ માત્રા વગેરે માન્યતા 'કેવળ બાળકોને બોધ કરવા માટે છે." પરંતુ અમે બેધડક કહીએ છીએ કે, આ સાભિમાન પૂર્વક માનવું તદ્દન ખોટું છે. તેમના એ સિદ્ધાંતનું ખંડન કરવા માટે વધારે ઊંડું ઉતરવાની જરૂર નથી. તેઓ પોતે ચોતાલની ૬, સુલફાકની ૫ અને આડચોતાલની ૭ એ ત્રણે તાલની જે માત્રાઓ માને છે તે વિષે કોઈ એમ ઉત્તર આપશે કે ૬, ૫ તથા

૭ માત્રા માનવી તે "મધ્યલય" પ્રમાણે છે, ને તેને બદલે ૧૨, ૧૦ તથા ૧૪ માત્રા માનવી તે વિલંબલય પ્રમાણે છે, પરંતુ તેમ નથી એમ જો હોત તો તેમણે ત્રિતાલની ૮ માત્રાઓ કહી હોત પરતુ ત્રિતાલની તો તેમણે ૪ માત્રા માની (કહી) છે. જો ૪ માત્રા મધ્યલયની, તો ૧૬ માત્રા અતિવિલંબલયની ગણાય. પરતુ તેમ તો તેઓ કહેતા નથી. માત્રા એટલે શું અને તેનુ માન-પ્રમાણ શું તે વિષે તેઓ પોતે કશુ જ સમજ્યા નથી, ને એક બાળક કોઈ વિષય સવળાને બદલે અવળો માની લઈ જે ભૂલ કરે, ને જે સાભિમાન પૂર્વક બોલે તેવા શબ્દો આદિતરામજીના થઇ ગયા છે. તેમના મત પ્રમાણે માત્રા એટલે તાળી તથા ખાલી તે, એવું જ તેઓ માનતા હતા એ વિષેનું પ્રમાણ એ કે તેમણે સંગીતાદિત્યને અંતે તાલના ચક્રો આપ્યા છે તેમા તેમણે જણાવેલુ જ છે. પ્રાચીન શાસ્ત્રકારોએ માત્રાના સ્વરૂપનો નિર્ણય કરવા માટે તથા તેનુ પ્રમાણ-માન જૂદી જૂદી સ્થિતિમા નક્કી કરવા માટે તાલના ૧૦ પ્રાણરૂપ કસોટી એવી કરી રાખી છે કે, તે વિષે ચોક્કસ નિર્ણય થઈ જ જાય છે. આથી પ્રો૦ આદિતરામજીનુ માનવુ એકદેશી અને કેવળ ખોટું જ છે તેઓ તાલશાસ્ત્રના ૧૦ પ્રાણ તથા તાલના લક્ષણો અને અંગોની યોગ્યતા જાણતા જ નહોતા એમ કહેવું પડે છે અમે તેમના મ્હોટા ચીરંજીવને મળ્યા હતા અને તેમના વરની તાલવિદ્યાનો અનુભવ જામનગરના પ્રસિદ્ધ શાસ્ત્રીજી હાથીભાઇને માથે લઇ તેમને ત્યા જઈ કેટલાક વર્ષ ઉપર લીધો હતો તપાસ કરતા જણાયુ કે, તેમણે માત્ર પિંગળના નિયમ પ્રમાણે લઘુગુરૂનો પ્રસ્તાર કહાડી તેના જે દરેક રૂપો થાય તેને ભણતા પખવાજના બોલો બાંધ્યા હતા ત્રિતાલ અને ચોતાલની તુલના કરી માત્રાના સ્વરૂપ વિષે પણ અમે ખુલાસો પૂછયો હતો ગુંચવાયા, અમે થોડીકવાર પછી ચાલ્યા ગયા આ સ્થળ સંગીતાદિત્ય ઊપર ટીકા કરવાનુ નથી પણ જેમની પ્રસિદ્ધિ સર્વત્ર છે તેમના ગ્રંથમા શાસ્ત્રના અપસિદ્ધાંતો ભર્યા હોય, ને લોકો એ સિદ્ધાંતોની તુલના કરી શકવાને અશક્ત હોય તો તે કારણથી અંજાઈ જાય તેને સિદ્ધાંતરૂપ માની બેસે, ને ખરી વાતથી હેતગય છે એટલા માટે આટલું સૂચવવાની જરૂર છે 'મરહુમ આદિતરામજીના વખતમા સંગીતના જે ગ્રથો હતા તે કરતા હાલ વધારે ઉપલબ્ધ થયા છે તે બધા ગ્રથો જોતા ક્યાય ત્રિતાળની ૪ માત્રા ને ચોતાલની ૬ માત્રા જેવામા ન આવી. તાલચક્રપદ્ધતિ, તાલપદ્ધતિ, તાલદશપ્રાણદીપિકા, રાગકલ્પદ્રુમ, સંગીતકૌમુદી વગેરે ગ્રથોમા જે લક્ષણો આપ્યા છે તેનો ટૂકામા સાર કહાડતા ચોતાલની ૬ માત્રા, સૂલફાકની ૫ માત્રા ને આડાચોતાલની ૭ માત્રા કોઈ પણ ગ્રથમા કહી નથી. જેમકે—

ચોતાલ—द्वादशाक्षर संयुक्तो तालस्तु चतुरोच्यते ।
चतुरस्त्रद्वयं कुर्याद्रुतद्वयमतः परम् ॥ २ ॥
તાલચક્રપદ્ધતિ અધ્યાય ૬.

સુલફાક—लघुद्रुतो लघुश्चैव सूर्यफाक सुसंज्ञकः ।
આડચૌતાલ—लघुर्लघु द्रुतश्चैके लघ्वाद्यठताल संज्ञकः । (રાગકલ્પદ્રુમ)

ઉપરના ચોતાલના લક્ષણમાં "૧૨ અક્ષરથી યુક્ત, તેમા ચતુરસ્ર ૨ કરવા ને દ્રુત ૨

કરવા" એમ કહ્યું છે તેનો અર્થ શો? ૧૨ અક્ષરથી યુક્ત કેવી રીતે? બે ચતુરસ્ર એટલે બે લઘુઅંગો અને બીજા બે દ્રુત અંગો ગણીને ચોતાલનું સ્વરૂપ ।।૦૦ આ પ્રમાણે થશે. આમાંથી ૬ માત્રાઓ આદિતરામજી કેવી રીતે કહાડશે? ચતુરસ્રનો અર્થ શો? ચતુરસ્રને જો તેઓ લઘુ કહેશે તો બે લઘુ તથા બીજા બે દ્રુત (બરાબર ૧ લઘુ) મળી ૩ માત્રા થશે (જો કે એ માનવું ખોટું છે તોપણ ઘડીભર અંગનો અર્થ 'કાળ' કરીએ). તો પછી ૬ માત્રા ક્યાં ગઈ? સુલફાકની ૫ માત્રા કહી છે તો ઉપરના લક્ષણમા લઘુ, દ્રુત અને લઘુ એ ત્રણ અંગો ।০। આ રીતે આપ્યાં છે. આમાં ૨ લઘુની બે, અને દ્રુતની અડધી મળી કુલ ૨॥ માત્રાઓ થાય છે, તો પછી ૫ માત્રા ક્યાં ગઈ? એમ કોઈ પણ રીતે તેઓ ચોતાલની ૬, સુલફાકની ૫ ને ઇતર તાળાની તેમના મત પ્રમાણે જે માત્રાઓ છે તેટલી સિદ્ધ કરી શકાશે નહિ. ને તેમના અભિમાનનું ખંડન થઈ જાય છે. સંગીતાદિત્યમાં એવા એવા ઘણા અપસિદ્ધાંતો છે તેનું ખંડન કરવાનું આ સ્થળ નથી, પણ એવા ગ્રંથોથી જીજ્ઞાસુઓ અંજાઈ જાય, સિદ્ધાંતરૂપ ન માની બેસે તેને માટે ચેતવીએ છીએ.

અંગનો ઉપયોગ બરાબર સમજાયાથી કોઈ પણ પ્રાચીન અર્વાચીન કે માર્ગી કે દેશી તાલનું સ્વરૂપ લઇએ તો તેની "અમુક જ" માત્રાઓ થાય છે એ ચોક્કસ ગીને સમજાય છે. ને મતભેદ રહેતો નથી. આ એક જ બાબત ન સમજાયાથી એક જ તાલની કોઈ ઓછી માત્રાઓ માને છે તો કોઇ વધારે માને છે. દાખલા માટે ત્રિતાલની કોઈ ૩ માત્રા તો કોઇ ૪ માત્રા, કોઇ ૮ ને કોઇ ૧૬ માત્રા માને છે, એમાંથી કોનું કહેવું સાચું છે એ વાત અંગોના ઉપયોગથી સમજી શકાય છે ને મતભેદ રહેતો નથી.

## ૫. ગ્રહ.

૧૨૮. તાલ કે તાળીના સ્થાનને ગ્રહણ કરવુ, પકડવુ અથવા તો તાલના ગ્રહણ કરવાના સ્થાનને પકડવું તે ગ્રહ કહેવાય છે. કોઇ પણ તાલમાં તાળી મારવાના અમુક અમુક અંગો હોય છે. તે અંગોમા જેટલી માત્રાઓ આવતી હોય તેમાંની જે માત્રા ઉપર તાળી કે ટકોરો મારવો પડે છે તે માત્રાને કે તે સ્થાનને પકડવુ, અથવા તાળી મારી તાલનું ગ્રહણ કરવું તે ગ્રહ કહેવાય છે. **સંગીતરત્નાકરમાં** ૩ ગ્રહ કહ્યા છે તેનાં નામ. **સમ, અતીત** અને **અનાગત** તે દરેકના લક્ષણો નીચે પ્રમાણે—

ગ્રહ એટલે શું તથા દરેક ગ્રહના લક્ષણો

**गीतादि सम कालस्तु समपाणिः समग्रहः ॥ ९४ ॥** તાલાધ્યાય. ૫

ગાયન વાદન અને નર્તનના તાલનો જે પ્રારંભકાળ તે જો સમ હોય તો તે **સમપાણિ** કહેવાય છે. અહિંઆં "પાણિ" એટલે તાલ એવો અર્થ છે, તે તાલ જ્યારે સમ હોય એટલે કે, ગીતાદિના તાલનો કાળ, અને દરેક તાળીનો (અંગનો) પ્રારંભકાળ એ બ નેની સમતા હોય તો તે **સમપાણિ** કહેવાય છે ને તે જ્યા હોય તેને **સમગ્રહ** કહે છે. **અવપાણિ** હોય તો **અતીતગ્રહ** થાય છે અને **પરિપાણિક** હોય તો **અનાગતગ્રહ** કહેવાય છે. આમા **અવપાણિ** તથા **પરિપાણિક** એ બેમાં એ તફાવત છે કે, તાળીનું પૂર્વકાલ-

ભાવી પડવું, અને ઉત્તરકાલભાવી પડવું, એને અનુક્રમે 'અવ' તથા 'પરિ' પાણિક કહેવાય છે: તેથી તાલના ગીતના પૂર્વભાવિપણાથી જે અવપાણિ ( એટલે કે, ગીતાદિ શરૂ થયા પહેલાંના કાળની અપેક્ષાને લીધે પૂર્વ ભાગમાં વર્તવું ) તે **અતીતગ્રહ**, અને ગીતાદિથી ઉત્તરકાલભાવિ ( એટલે કે, ગીતાદિ શરૂ થયા પછી ) તાલનું પડવું તે **પરિપાણિક** કહેવાય છે; તેને અનાગત ગ્રહ સમજી લેવું. આ પ્રમાણે પ્રાચીન ગ્રંથોનો આશય છે. હાલમાં **સમ, અતીત** અને **અનાગત** એ ત્રણ ગ્રહ ઉપરાંત **વિષમગ્રહ** એવો ચોથો ગ્રહ ગવૈયાઓમાં ચાલૂ છે. એ ચારેનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે.

૧. **સમગ્રહ**—ગાયનમાં જે તાલ હોય તે તાલનો આરંભ જે સ્થાન ( માત્રા ) ઉપર થતો હોય તે સ્થાન કે તે માત્રા ( છુટી હોવાથી તે ) ઉપર સુખ પૂર્વક તાળી આપવામાં આવે તો તેને **સમગ્રહ** કહે છે. જેમકે **સ॒रिगम । प॒धनिसं । सं॒निधप । म॒गरिस** । આમાં જે માત્રા ઉપર તાળી પડે છે તે માત્રાવાળો સ્વર છુટો છે. તેની માત્રા બીજી માત્રા સાથે ભળેલી નથી તેથી તાળી મારવામાં સરલતા આવી જાય છે. માટે એવી રીતે તાલના સ્થાનને સુખ પૂર્વક ગ્રહણ કરવું તે સમગ્રહ કહેવાય છે.

૨. વિષમગ્રહ—તાળ આપવાના સ્થાનની માત્રા જો પાછલા સ્વરની સાથે ભળી ગઇ હોય તો તેવે પ્રસંગે, એ માત્રા છુટી પાડી શકાતી નથી; પણ તે માત્રા જે સ્વરના કાળ સાથે ભળેલી હોય છે તે સ્વરનો ઉચ્ચાર કરતાં કરતાં જ્યારે તે માત્રાનું સ્થાન આવે ત્યારે જે તાળી આપવી પડે છે તેવા સ્થાનને વિષમગ્રહ કહે છે. કેમકે, આથી તાળી મારવી અઘરી થઇ પડે છે, ને એવી કઠિનતા (વિષમતા) થી તાલનું સ્થાન વિષમકાળથી ગ્રહણ કરાતું હોવાથી **વિષમગ્રહ** કહેવાય છે જેમકે, स । स॒ रि ग म । म॒ प ध नि । नि ध नि सं । सं रिं सं । આમાં જે જે માત્રા ઉપર તાળી મારવાની કહી છે તે માત્રા પાછલા સ્વરની માત્રા સાથે ભળી ગયી છે તેથી પાછલો સ્વર બોલ્યા પછી આગળના સ્વરની માત્રાનો કાળ આવે ત્યારે તાળી પડી શકે છે, પણ એ તાળી સરખી રીતે નહિ પણ વિષમ રીતે પડતી હોવાથી એ સ્થાન વિષમ કાળથી ગ્રહણ કરાય છે તેથી તેને **વિષમગ્રહ** કહે છે.

૩. અતિતગ્રહ—જે સ્થાન ઉપર તાલ પડે છે તે સ્થાનની માત્રાનો ઉચ્ચાર ગીતમાં ન થાય ત્યારે જે તાળી અપાય છે તે **અતિતગ્રહ** કહેવાય છે. એમાં ગીતની માત્રાનો લોપ થાય છે, તેથી માત્ર તાળી પડે છે ને ગીત આગળની બીજી કે ત્રીજી માત્રા ઉપર ચાલ્યું જાય છે ( અતીત થાય છે ) તેથી એવા ( તાલના પૂર્વભાવિ ) સ્થાનને **અતિતગ્રહ** કહે છે. જેમકે **T स् रि् ग म । T प् ध् नि सं । T सं् नि् ध प । T म् ग् रि स ।**

૪. અનાગત—અતિતથી ઉલટો તે અનાગત કહેવાય છે. અનાગતને બદલે હાલના ગવૈયાઓ અનાઘાત એવો અપભ્રંશ શબ્દ વાપરે છે. આની વ્યાખ્યામાં અનેકના મતભેદ

છે. પરંતુ તેના શબ્દાર્થ ઉપર વિચાર કરતા એમ જણાય છે કે, જ્યારે કોઈ ગાયન એવું અઘરૂ હોય કે તેમાં જે તાળીઓ આપવાની હોય તે તાળી કયે ઠેકાણે આપવી તે જ્યા સુધી બરાબર ખબર ન પડે ત્યાં સુધી થોભી રહેવું અને પછી ગાયનની સમ આવી કે તુરત તાળી પાડવી, ત્યારે તેને અનાગતગ્રહ કહી શકાય, કેમકે, ગાયન શરૂ થયા પછી તાલ હવે પછી ભવિષ્યમા આવવાનો હોવાથી તાળીનું સ્થાન અનાગત ( ભવિષ્ય ) કાળમા ગ્રહણ કરાતું હોવાથી અનાગતગ્રહ કહેવામાં આવે છે. પ્રો૦ મૌલાબક્ષ કહે છે કે "જ્યારે ગાનાર વગાડનાર એ બેમાથી એક પોતાની જૂદી જૂદી ક્રિયાઓને લીધે, ગાવા બજાવવામાં મન ચૂકી જૂદા પડી જાય, ત્યારે જે ઠેકાણેથી ચૂક્યા હોય અને પાછા શુદ્ધ તાળની જગોએ આવે ત્યારે એવા ભૂલથી આવી ગયેલા તાળ દેવાના ઠેકાણાને અનાઘાત ગ્રહ કહેવાય છે." આ સ્પષ્ટીકરણ કઇક ઠીક છે, ને પ્રાચીન ગ્રથોના આશયને યોગ્ય મળતું આવે છે

### ૬. જાતિ.

જાતિના પ્રકાર

૧૨૯. એકાકી, પક્ષિણી, ત્ર્યસ્ર, ચતસ્ર, ખંડ, વૃત્ત, મિશ્ર, માનુષી, સંકીર્ણ અને દિવ્યસંકીર્ણ એ ૧૦ પ્રકારની જાતિ છે જાતિ એટલે વર્ણના વર્ગ. એટલે કે, વર્ણના સમૂહોનો જે વર્ગ તે જાતિ હવે એ વર્ણ તે કયા એ જાણવુ જોઇએ સાત સ્વરોમાનો કોઈ પણ સ્વર તે વર્ણ કહેવાય છે, અને સ્વર ( અ, આ, ઇ વગેરે ) તથા વ્યજન ( ક, ખ, ગ વગેરે ) માનો કોઈ પણ અક્ષર તે વર્ણ કહેવાય છે ગાતી વખતે તાનમા જે જૂદા જૂદા સ્વરો-વર્ણો આવે છે તેમના સમૂહો કે તબલા પખવાજ ઉપર ઠેકાના જે અક્ષરો કે પરન (પાટવર્ણ) વગાડવામા આવે છે તેમના વર્ણના સમૂહો તે જાતિ કહેવાય છે. એક વર્ણના, બે વર્ણના, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ કે ૧૧ વર્ણના જે જૂદા જૂદા સમૂહો તેને જૂદા જૂદા નામ આપી, નીચે પ્રમાણે જાતિઓ દર્શાવી છે.

| જાતિના નામ | કેટલા વર્ણ? | જાતિના નામ | કેટલા વર્ણ? |
|---|---|---|---|
| ૧. એકાકી. | ૧ | ૬. વૃત્ત (દિવ્ય). | ૬ |
| ૨. પક્ષિણી. | ૨ | ૭ મિશ્ર. | ૭ |
| ૩. ત્ર્યસ્ર. | ૩ | ૮. માનુષી. | ૮ |
| ૪. ચતસ્ર. | ૪ | ૯ સંકીર્ણ. | ૯ |
| ૫. ખડ. | ૫ | ૧૦. દિવ્ય સકીર્ણ. | ૧૧ |

આ દશ પ્રકારની જાતિમાથી ૮ જાતિ સગીતરત્નાકર નામના ગ્રથમા નીચે પ્રમાણે કહી છે

जातयोऽष्टौ लघौ सांति "त्वेकादि वर्ण संभवाः" ॥ ४२ ॥
एकाकी पक्षिणी त्र्यस्रश्चतस्रः खंड संज्ञकः ।
वृत्तमिश्रश्च संकीर्ण इति नामभिरीरिता ॥ ४३ ॥

આમા ૮ જાતિ કહી છે, ને તાલચક્રપદ્ધતિ નામના ગ્રથમા તાન પ્રસ્તારકોષ મા જે શ્લોકો આપ્યા છે તે આગળી કલમમા આપ્યા છે, તેમા ૬ વર્ણના ને ૮ વર્ણના સમૂહને દિવ્ય તથા માનુષી જાતિ કહી છે

**૧૩૦** દરેક જાતિમા કેટકેટલા લઘુ કે અક્ષરો ગણવા તે વિષે **તાલચક્ર પદ્ધતિમા**
જાતિનુ રૂપ આ પ્રમાણે વિસ્તારથી કહ્યુ છે જેમકે—

तिश्रजातिर्लघुर्ज्ञेयो सतु त्र्यक्षर संयुतः ।
चतुरस्रो द्विजातिश्च चतुर्मात्रात्मकोधुना ॥ ३ ॥
खंडजातिर्दिव्यजातिमिश्रजातिस्तु मानुषी ।
लघवः पच पद् मप्त वसु (८) मात्रा विराजिताः ॥ ४ ॥
संकीर्णो नवमश्चाय नव मात्रात्मको लघुः ।
( ताल प्रस्तार एवासौ संगीताख्य निरूपने ) ॥ ५ ॥
"चतुरस्रो द्विजातिश्च" "तिस्र क्षत्रिय" एव च ।
"खंडजातिस्तथा वैश्यो" "मिश्र शूद्रा" ऽ थ सकरः ॥ ६ ॥
'मानुषी' 'मिश्र' 'संकीर्णा' ज्ञातव्यो 'वर्णसकरः ॥

( इति ताल प्रस्तार कोशः )×

આમા તો કહ્યુ છે કે તિશ્ર જાતિનો લઘુ ત્રણ અક્ષર (વર્ણ કે માત્રા) વાળો જાણવો **ચતુરશ્ર** (દ્વિજાતિ) જાતિનો લઘુ ચાર માત્રાવાળો અત્રે ગણવા ખડજાતિ **દિવ્યજાતિ** **મિશ્ર**જાતિ અને **માનુષી** જાતિમાનો લઘુ અનુક્રમે પાચ, છ, સાત અને આઠ (વસુ) માત્રાવાળો જાણવો અને સકીર્ણ જાતિમા ૯ માત્રાવાળો લઘુ જાણવો તેમા ચતુરશ્ર બ્રાહ્મણ જાતિ તિસ્ર ક્ષત્રિય જાતિ ખડ વૈશ્ય જાતિ મિશ્ર શૂદ્ર જાતિ અને માનુષી **મિશ્ર** તથા સકીર્ણ એ ત્રણે વર્ણસકર જાતિ જાણવી

હવે આ બને આધારો ઉપરથી જાતિનુ એક ચોક્કસ કોટક આપી પછી જાતિ એટલે શુ, અને તેનો પ્રયોગ વ્યવહારમા કેવી રીતે ચાલૂ છે તે વિષે સમજાવીશુ

**જાતિનુ કોષ્ટક.**

| જાતિનું નામ | કેટલાવર્ણ | ૧ લઘુ કેટલી માત્રાવાળો | જાતિવાળા લઘુઅગનુ ચિન્હ | જાતિના વર્ણ | હાલ ગવૈયાઓ ક્યા નામથી ઓળખે છે |
|---|---|---|---|---|---|
| ૧ એકાકી | ૧ | ૧ | ‿ | ? | ઠા ૦૧ |
| ૨ પક્ષિણી(દ્વયસ્ત્ર) ૨ | | ૨ | ૦ | ? | અડધી ૦॥ |

× તાલચક્રપદ્ધતિના કેટલાક અધ્યાય વડોદરાના બાગશાસ્ત્રી દ્રવિડે મને બતાવ્યા હતા તેની નોધ મે રાખેલી તે ઉપરથી હજી આખો ગ્રથ મારા હાથમા આવ્યો નથી

| | | | | |
|---|---|---|---|---|
| ૩. ત્ર્યસ્ર (તિશ્ર) ૩ | ૩ | ॅ | ક્ષત્રિય. | પોણી. ૦॥। |
| **૪. ચતસ્ર(ચતુરસ્ર)૪** | **૪** | । | **બ્રાહ્મણ(દ્વીજાતી).** | **મધ્ય. ૧. સરખી.** |
| ૫. ખંડ. ૫ | ૫ | ˥ | વૈશ્ય | સવાઈ. ૧। |
| ૬. વૃત્ત ( દિવ્ય ) ૬ (તિશ્રથી બમણી) | ૬ | ॰। | દેવ | દોઢી ૧॥ |
| ૭. મિશ્ર. ૭ | ૭ | ॅ। | શુદ્ર | પોણાબેગણી ૧॥। |
| ૮. માનુષી. ૮ (ચતુરસ્રથી બમણી) | ૮ | S | વર્ણસંકર | બમણી ૨ દુગન. |
| ૯. સંકીર્ણ. ૯ | ૯ | ॅS | ,, | સવાબેગણી ૨। |
| *૧૦ મધ્યસંકીર્ણ ૧૦ (ખંડથીબમણી) | ૧૦ | ॰S | ,, | અઢીગણી ૨॥ |
| ૧૧. દિવ્ય સંકીર્ણ. ૧૧ | ૧૧ | ॅ॰S | ,, | પોણાત્રણગણી ૨॥। |

તાલનાં લક્ષણો જાતિના લઘુઓથી આપવાની પ્રાચીન રૂઢી.

**૧૩૧.** આ બધામા **ચતસ્ર** કે **ચતુરસ્ર** જાતિ મુખ્ય છે. તેનાથી ચઢતી ને ઉતરતી જાતિઓ બીજી છે તે આ કોષ્ટક ઉપરથી સમજાશે. ઉપર પ્રમાણે પ્રાચીન વ્યવસ્થા જણાય છે. **ચતસ્ર** જાતિમાં ૪ વર્ણ આવે અને તેનો ૧ લઘુ તે ૪ માત્રાનો જે કાળ તે બરાબર સમજવો, અને તેનું ચિન્હ। આ પ્રકારે લઘુઅંગનુ સમજવું. તેવીજ રીતે ખંડ જાતિના ચિન્હને માટે ˥ આવું પાંચ માત્રાના અંગનુ ચિન્હ સમજવું, તેમાં પાંચ વર્ણ આવે અને પાંચ લઘુઓ આવે. આમ હોય તો જાતિનો કશો ઉપયોગ નથી. કેમકે, અંગો અને તેનાં ચિન્હથી જે ઉપયોગ અને બોધ થાય છે તેવોજ જાતિથી થાય છે. જેથી બનેમાં કંઈ ભેદ રહેતો નથી; પરંતુ એક રીતે જાતિનો ઉપયોગ આ પ્રમાણે છે ખરો. તાલચક્રપદ્ધતિ જેવા કેટલાક ગ્રંથોમા તાલનાં લક્ષણો જાતિના લક્ષણથી આપ્યાં છે. થોડાંક લક્ષણો આપીએ છીએ તે ઉપરથી સમજાશે.

| | | | |
|---|---|---|---|
| ૧. ચોતાલ– | ચતુરસ્ર ૨ + દ્રુત અંગ ૭ | = ૧૨ વર્ણ જેમકે, | । । ૦ ૦ |
| ૨. સુલફાક– | ચતુરસ્ર ૧ + દ્રુત ૧ + દ્વિજાતિક ૧ | = ૧૦ ,, | ,, । ૦ । |
| ૩. ત્રિપુટ– | દ્રુત ૨ + તિસ્રજાતિલઘુ ૧ | = ૭ ,, | ,, ૦ ૦ ૪ |
| ૪. ધમાર– | ખંડજાતિ ૨ + ચતુરસ્ર ૧ | = ૧૪ ,, | ,, ˥ ˥ । |
| ૫. સવારી ૧૫ માત્રાની સેનાતાલ. | તિસ્ર ૧ + દ્વિજાતિ ૧ + ચતુરસ્ર ૨ | = ૧૪ ,, | ,, ॅ । । । |

---

* આ નામ મેં નવીન કલ્પ્યું છે. કેમકે ૬ અને ૮ વર્ણની જાતિ ત્ર્યસ્રથી અને ચતુરસ્રથી બમણી છે તો તે કલ્પવાની જરૂર નહોતી, પણ જ્યારે તે કલ્પી છે તો ૧૦ વર્ણની જાતિ કલ્પવી જોઇએ જ, તે દિવ્યસંકીર્ણથી ઉતરતી માટે તેનુ મધ્યસંકીર્ણ એવું નામ રાખ્યું છે. કેમકે ૧૧ માત્રાની દિવ્યસંકીર્ણ જાતિ કર્ણાટક વગેરેમાં પ્રયોગમાં ચાલૂ છે, તેથી ૯ અને ૧૧ વર્ણની મધ્યમા એક જાતિ કલ્પવી જોઇએ તેથી તે કલ્પવી પડી છે.

આવી વ્યવસ્થાથી જાતિના લક્ષણો દ્વારા તાલના લક્ષણો તાલપદ્ધતિ* તાલચક્રપદ્ધતિ વગેરે ગ્રંથોમાં આપ્યાં છે. કલમ ૯૨ માં આપેલા ૧૧ જાતના એકતાલાના નામો એજ આધાર ઉપરથી પાડયાં છે. પ્રાચીન ગ્રંથકર્તાઓ જાતિના સ્વરૂપને બરાબર સમજ્યા હોય એમ લાગતું નથી. કેમકે તેમની માન્યતા પ્રમાણે તો અંગોનું મહત્વ કંઈ પણ રહેતું નથી. માટે જાતિનું જે સ્વરૂપ હાલમાં જેવામાં આવે છે, ને જેને શાસ્ત્રીય વ્યવસ્થા કહી શકાય એવી, તથા અંગ નામના પ્રાણુથી જેની વ્યાવૃત્તિ ( જુદાપણું ) કરી શકાય એવી જે વ્યવસ્થા હોવી જોઇએ તે વિષે હવે જણાવીએ છીએ.

જાતિનું ખરું સ્વરૂપ શું?

૧૩૨. પૂર્વે તાલના જે લક્ષણો આપ્યાં છે તે અંગના ચિન્હોથી આપ્યા છે. બધા અંગોમાં લઘુઅંગ (।) મુખ્ય છે, તેનાથી ચઢતી માત્રાના અંગ અને ઉતરતી માત્રાના અંગ, વધતી ઓછી કિંમતના ગણાય છે હવે લઘુઅંગમા ચાર માત્રાનો કાળ એટલે કે, ચાર લઘુ અક્ષર (વર્ણ) ગણવામા આવે છે. અને એક માત્રામા ૨ દ્રુત અથવા ૪ અણુકાળનો સમાવેશ થાય છે, એમ અંગ અને કાળનો જે પરસ્પર સંબંધ છે તે વિષે કલમ ૯૦ મા ખુલાસાથી સમજાવ્યુ છેજ. એટલુ લક્ષમા આવ્યા પછી હવેનો ખુલાસો બરાબર સમજાશે.

એક લઘુઅંગમા ૪ માત્રાનો કાળ ગણાય છે, અથવા ૪ લઘુવર્ણનો ઉચ્ચાર કરીએ તેટલો કાળ એક લઘુઅંગમા સમાય છે. હવે એક લઘુઅંગમા જે ચાર વર્ણ ગણીએ છીએ તેને બદલે જો પાચ વર્ણ ગણી જઇએ, તોપણ તેનો કાળ સરખો રહે, પણ તેથી શું થશે? તેમજ એક જ લઘુઅંગમા એ ચાર વર્ણ ગણવા જોઇએ તેને બદલે સગાર ઉતાવળથી ૬ વર્ણ ગણી જઇએ, અથવા ૭ વર્ણ કે ૮ કે ૯ કે ૧૦ કે ૧૧ વર્ણ ઝપાટામા ગણી જઇએ તોપણ એકંદર કાળ ચાર માત્રાનો જ રહેશે. આ ક્રિયાથી ૪ માત્રા જેટલા કાળમાં ૩, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ કે ૧૧ વર્ણો ગણી જઇએ તેમ છતા એકંદર કાળમા વધઘટ થવાની નહિ, આવી તરેહથી અમુક અમુક વર્ણોનો એક લઘુઅંગમાં જે સમાસ કરવો તેને જાતિ કહે છે.

---

*१–द्वादशाक्षर संयुक्तो तालस्तु चतुरोच्यत ।
चतुरस्रद्वयं कुर्याद्द्रुतद्वयमतः परम् ॥ २ ॥
२–दशमात्रात्मकश्चायं मठ तालः मपठ्यते ।
चतुरस्रं द्रुत्तं चात्रततः कुर्याद्द्विजातिकः ॥ ४ ॥
३–आदौ द्रुतद्वयं कुर्यातिस्र जाति लघुस्ततः ।
सप्ताक्षरैस्समायुक्तो तालस्त्रिपुट उच्यते ॥ ११ ॥
४–खंडजातिद्वयं पूर्व ततश्च चतुरस्रकः ।
चतुर्दशाक्षरो चायं धमारः परिपठ्यते ॥ १२ ॥
५–सेनाता [illegible] पंचदशास्मृताः ।
तिस्र [illegible] तया ॥ १३ ॥

પરતુ આથી બીજી એક ક્રિયા બની આવશે તે એકે; એક લઘુઅંગમાં (૪ માત્રાના કાળમાં) જે ચાર લઘુવર્ણ ગણવા જોઇએ તેને બદલે પાંચ વર્ણ ગણીએ તો તે જરાક ઝડપથી ગણવા પડશે, ને તેથી ૫ વર્ણો ગણવા તે ( ૫ ÷ ૪ = ) ૧। ગણી ઝડપથી અથવા ૧। ગણી ઉતાવળી ક્રિયાથી ગણવા પડશે; તેવીજ રીતે જો ૪ માત્રાના કાળમાં જો ૪ વર્ણને બદલે જો ૬ વર્ણ ગણીએ તો જરાક વિશેપ ઝડપથી ગણવા પડશે, ને તેથી ૬ વર્ણો ગણવા જતાં ( ૬ ÷ ૪ = ) ૧॥ ગણી ઝડપથી અથવા ૧॥ ગણી ઉતાવળી ક્રિયાથી ગણવા પડશે. એજ પ્રમાણે ૭ વર્ણો ગણીએ તો ( ૭ ÷ ૪ = ) ૧॥। ગણી ઉતાવળી ક્રિયાથી, ૮ ગણીએ તો ( ૮ – ૪ ) ૨ ગણી ઝડપથી, ૯ ગણીએ તો ( ૯ ÷ ૪ = ) ૨। ગણી ઝડપથી, ૧૦ ગણીએ તો ( ૧૦ ÷ ૪ ) ૨॥ ગણી ઝડપથી અને ૧૧ વર્ણો ગણીએ તો ( ૧૧ ÷ ૪ = ) ૨॥। ગણી ઝડપથી ગણવા પડશે. તેમજ ૧ લઘુઅંગમાં જે ચાર વર્ણો બોલીએ છીએ તેને બદલે તેટલા જ કાળમાં ૩ વર્ણો બોલીએ તો ઝડપથી નહિ પણ ધીમે–આસ્તેથી બોલવા પડશે અને તેથી ( ૩ ÷ ૪ = ) ०॥। ગણી ધીમી ક્રિયા કરવી પડશે. તેમજ જો ૨ વર્ણો બોલીએ તો (૨ – ૪ =) ०॥ અડધી ક્રિયાથી, ને ૧ વર્ણ બોલીએ તો ( ૧ – ૪ = ) ०। ગણી ધીમી ક્રિયાથી વર્ણો ગણવા પડશે. આ બધી જાતની ક્રિયાઓ ધ્યાનમાં આવે તે માટે નીચે પ્રમાણે સ્વરો લખી બતાવીએ છીએ.

એકાકી　પક્ષિણી　ત્ર્યસ્ત્ર　ચતસ્ત્ર　ખંડ　વૃત્ત.

| ३ |　| ૫ | | ૬ |

सा । सा सा । स स स । स स स स । स स स स स । स स स स स स ।
ऽ ऽ　૪ લઘુવર્ણમાં ૫ વર્ણ.　૪ લઘુવર્ણમાં ૬.

મિશ્ર　મ કીર્ણ.

| ૭ |　માનુષી (દુગન)　| ૯ |

स स स स स स स । स् स् स् स् स् स् स् स । स स स स स स स स स ।
૪ લઘુવર્ણમાં ૭ વર્ણ.　૪ લઘુવર્ણમાં ૯ વર્ણ બોલવા.

મધ્ય સકીર્ણ　દિવ્ય સંકીર્ણ.

| ૧૦ |　| ૧૧ |

स स स स स स स स स स ।　स स स स स स स स स स स ।
૪ લઘુ વર્ણ (કાળ) માં ૧૦ વર્ણ બોલવા.　૪ લઘુ વર્ણમાં અથવા ૪ માત્રાના કાળમાં ૧૧ વર્ણ બોલવા.

મુખ્ય જાતિઓ કેટલી ગણી શકાય ?

૧૩૩. આમાં ૧ વર્ણની જે એકાકી, ૨ વર્ણની પક્ષિણી, ૬ વર્ણની વૃત્ત, ૮ વર્ણની માનુષી, ૯ વર્ણની સંકીર્ણ અને ૧૦ વર્ણની મધ્યસંકીર્ણ એ ૭ ને જાતિમાં ન ગણાય તેમ સારૂં. કેમકે તેમાંની એકમાં જાતિત્વનો ધર્મ નથી. વૃત્તજાતિ છે તે ત્ર્યસ્ત્રથી બમણી છે; માનુષીજાતિ તે ચતસ્ત્રથી બમણી છે, તેનો દુગનલય અને દ્રુતકાળની સાથે સંબંધ છે; તેમજ સંકીર્ણ છે તે ત્ર્યસ્ત્રથી ત્રણ ગણીછે અને મધ્યસંકીર્ણ તે ખંડથી બમણી છે, તેથી એ ૭એ જાતિઓને જાતિના વર્ગમાં ન ગણીએ તો ત્ર્યસ્ત્ર, ખંડ, મિશ્ર અને દિવ્યસંકીર્ણ એ ચાર જ જાતિ ખરીછે. હવે લઘુઅંગ તે પોતે ૪ માત્રા(વર્ણો)ત્મક હોવાથી તેને ચતુરસ્ત્ર કહો કે ન કહો તે સરખુંજ છે. એકાકી અને પક્ષિણીનો સંબંધ ગુરૂ અને કાકપદ કાળની સાથે મળતો આવે છે તેથી

૧૪

તેને પણ જાતિમા નહિ ગણી શકાય. ત્ર્યસ્રને જાતિમા ગણી શકાશે. હવે અમુક વર્ણના સમૂહને જાતિ ગણવી કે ન ગણવી તેને માટે એક નિયમ ધ્યાનમા રાખવો જોઇએ તે એ છે કે-જે વર્ણોની સખ્યા વિષમ ( ૩, ૫, ૭, ૯, ૧૧ ) હોય, અને તે વર્ણો ૧ લઘુઅંગની ચાર માત્રા જેટલા કાળમાં ગણવામાં આવે છે તેટલા જ કાળમા ગણી શકાય તો તે વર્ણોની જેટલી સંખ્યા હોય તેટલી સંખ્યાવાળી જાતિ જાણવી, પણ જો તે વર્ણોની સખ્યા સમ ( ૨, ૬, ૮, ૧૦ ) હોય ને તેમને ૪ માત્રાના કાળમાં સમાવવાથી તેની કીંમત અડધી, બમણી, કે અમુક ગણી થતી હોય, અથવા જો વિષમ સખ્યાની કોઈ પણ જાતિથી જો તે સખ્યા બમણી કે ત્રમણી અથવા અમુક ગણી થતી હોય તો તેને જાતિ ગણવી નહિ. આ નિયમને લીધે જાતિઓ માત્ર ચાર જ થાય છે, ને મૂળ મુદ્દે જે ચતસ્ર જાતિ કાયમ છે તે આ નિયમથી બહાર હોવાથી તેને જાતિપણું માની શકાય તેમ નથી. કેમકે, મૂળમુદ્દે ચતસ્રજાતિ ( ૧ લઘુઅંગ ) પ્રારંભ રૂપ છે તેથી તેની અપેક્ષાથી બીજી જાતિઓ મપાય છે, જેથી તેને જાતિમાં ન ગણીએ અગર જો કદાચ ગણીએ તો બધી મળી જાતિઓ ચતસ્ર, ત્ર્યસ્ર, ખંડ, મિશ્ર અને દિવ્યસંકીર્ણએ પાંચ જ થશે. જેમકે—

| | |
|---|---|
| (૧) મૂળ પ્રમાણરૂપ ચતુરસ્ર જાતિ | (૪.) ચતુરસ્રથી ૧॥॥ ગણી મિશ્ર જાતિ |
| (૨.) તેનાથી ○॥॥ ગણી ત્ર્યસ્ર કે તિશ્રજાતિ. | (૫.) „ ૨॥॥ „ દિવ્યસંકીર્ણ „ |
| (૩) ચતુરસ્રથી ૧। ગણી ખંડ જાતિ. | |

ગાયનવાદનમા જાતિનો ઉપયોગ તો કર્ણાટક તરફના ગાનારા વગાડનારા અતિશય કરે છે. ઉત્તર હિંદુસ્થાનમા તેમ આ તરફ ત્ર્યસ્ર, ખંડ અને મિશ્ર એ ત્રણ જાતિઓનો ઉપયોગ સારા સારા ગવૈયાઓ કરે છે, ને ચતસ્રજાતિ તો મુખ્ય હોવાથી તે વ્યવહારમા સર્વત્ર વપરાય જ છે. સકીર્ણ અને દિવ્યસકીર્ણ એ બે જાતિઓ કર્ણાટક તરફના ગાયનવાદનમાં બહુ પ્રવીણ-ઉસ્તાદો વાપરે છે, પણ ઉત્તર હિંદમા એનો ઉપયોગ જવલ્લે જ કોઈ કરી શકે છે સકીર્ણજાતિ ત્ર્યસ્રથી ત્રણગણી છે તેથી તેને ઉપરના નિયમથી જાતિના વર્ગમાં ગણી શકાશે નહિ, ને દિવ્યસકીર્ણ જો કે આ તરફ તેમ ઉત્તર હિંદુસ્થાનમા ચાલતી નથી તોપણ દક્ષિણ હિંદમા ચાલે છે તેથી તથા તેને જાતિ તરીકે ગણવામા ઉપરોક્ત નિયમ બાધક થતો નથી તેથી તેને જાતિના વર્ગમાં ગણવાને માટે કોઈ પણ જાતની હરકત નથી.

ને જો કદાચ ઉપર કહી તે બધી (૧૧) જાતિઓને " જાતિ " તરીકે માનવી હોય તો ઉપરના નિયમથી તેના મુખ્ય અને ગૌણ (પેટા) એવા નામથી બે વર્ગ પાડી, બધી જાતિઓ આ પ્રમાણે બે વર્ગમા ગણી શકાશે

| ઉપરના નિયમથી જે બદ્ધ તે મુખ્ય જાતિએ. | ઉપરના નિયમથી જે બહાર તે ગૌણ જાતિઓ. |
|---|---|
| ૧- ચતસ્ર કે ચતુરસ્ર | ૧- એકાકી. |
| ૨- ત્ર્યસ્ર. | ૨- દ્વયસ્ર-પક્ષિણી. |
| ૩- ખંડ. | ૩- વૃત્ત-દિવ્ય. |
| ૪- મિશ્ર. | ૪- માનુષી-દ્વિગુન. |
| ૫- દિવ્યસકીર્ણ. | ૫- સંકીર્ણ |
| | ૬- મધ્ય મકીર્ણ. |

આમ હોવાથી મુખ્ય શુદ્ધ જાતિઓ વિષે હવે ટૂંકામાં સિદ્ધાંત બાંધીએ:—

૧. મૂળ પ્રમાણરૂપ ૧ લઘુઅંગ મુખ્ય હોવાથી, ને તેમાં ૪ માત્રાત્મક કાળના ૪ વર્ણો ગણવામાં આવતા હોવાથી તેને **ચતસ્ર જાતિ** કહે છે કે આપણે જેને **મૂળજાતિ** કહીશું.

૨. એક લઘુઅંગવાળા ૪ માત્રાત્મક કાળમાં ૩ વર્ણો ગણી જવા તે **ત્ર્યસ્ર** જાતિ.
૩. „ ૪ „ „ ૫ „ „ **ખંડ** „
૪. „ ૪ „ „ ૭ „ „ **મિશ્ર** „
૫. „ ૪ „ „ ૧૧ „ „ **દિવ્યસંકીર્ણ.** „

**૧૩૪.** ઉપર પ્રમાણે મુખ્ય જાતિઓ પાંચ થવાથી તે દરેક જાતિઓ (સંગીત લેખન પદ્ધતિની રીતે) લખવાની પદ્ધતિ આ પ્રમાણે રાખવી:—જે જાતિના જેટલા સ્વરો લખવા હોય તેટલા સ્વરો લખી, તે બધા સ્વરોને ┌──┐ આવી રીતે (સ્વર સંયોગ) ચિન્હથી જોડી દઈ તેની વચમાં જાતિની વર્ણ સંખ્યા બતાવનાર અંક મુકવો; આથી એમ સમજવું જોઇએ કે, ચતુરસ્રજાતિના ૪ લઘુકાળ જેટલા સમય-અવકાશમાં તે અંક જેટલા સ્વરો બોલી જવા. આમ કરવાથી મુખ્ય જાતિવાળા સ્વરો ખોડા (દ્રુત) કરવાની જરૂર રહેશે નહિ. પણ જો કોઈ પેટા જાતિ, મુખ્ય જાતિથી બમણી કે ત્રમણી હોય તો તે સ્વરોની ઉપર ┌──┐ આવું ચિન્હ કરી તેમા પેટા જાતિની વર્ણ સંખ્યાનો અંક બતાવી બધા સ્વર ખોડા કરવા. આ નિયમથી બધી જાતિના સ્વરો લખી બતાવીએ છીએ.

(કોઈપણ જાતિવાળા સ્વરના સમૂહો લખવાની રીત?)

૧. स स स स । આ ચતુર જાતિ સાધારણ નિયમ પ્રમાણે લખાય છે તેમ લખવી.

૨. स स स (૩) । આમ ત્ર્યસ્ર જાતિ લખવી. ૩ સ્વરો લખી ┌──┐ આ ચિન્હથી જોડી દઈ તેમા ત્ર્યસ્રની સંખ્યાનો ૩ નો અંક મુકવો.

અ. स् स् स् स् स् स् (૬) । આમ વૃત્ત જાતિ લખવી. આ જાતિ ત્ર્યસ્રથી બમણી હોવાથી બધા સ્વરો દ્રુત કરવા અને સ્વરસંયોગ ચિન્હની વચમા ૬ નો અંક લખવો.

વ. स् स् स् स् स् स् स् स् स् (૯) । આમ **સંકીર્ણ** જાતિ લખવી. આ જાતિ ત્ર્યસ્રથી ત્રણ ગણી હોવાથી બધા સ્વરો દ્રુત કરવાને ઉપર ૯ નો અંક લખવો.

૩. स स स स स (૫) । આમ ખંડજાતિ લખવી. પાંચ સ્વરો લખી તેની ઉપર સ્વરસંયોગનું ચિન્હ કરી વચમા ૫ ની સંખ્યા લખવી. આ જાતિ મુખ્ય હોવાથી તેના સ્વરો દ્રુત કરવાની જરૂર નથી.

અ. स् स् स् स् स् स् स् स् स् स् (૧૦) । આમ **મધ્યસંકીર્ણ** જાતિ લખવી આ જાતિ ખંડથી બમણી હોવાથી ઉપર ૧૦ નો અંક લખી બધા સ્વર દ્રુત કરવા.

૪. સ સ સ સ સ સ મ આમ મિશ્રજાતિ લખવી.

૫. સ સ સ સ સ સ સ સ સ સ સ । આમ દિવ્યસંકીર્ણ જાતિ લખવી.

### ૭. કળા.

૧૩૫. પૂર્વે જે ચાર પ્રકારનાં વાદ્યો ગણાવ્યાં હતા તે વગાડવા માટે જમણા અને ડાબા હાથનો જે ઉપયોગ કરવો પડે છે તેના પ્રકારને કળા કહે છે. તે ૮ ગણાવેલી છે. ૧ ધ્રુવકા ૨ કૃષ્ણા, ૩ સર્પિણી, ૪ પદ્મિની, ૫ અપતાકા, ૬ કપના, ૭ દેવસભવા, અને ૮ વિસર્જની. એ આઠેનો સબધ વાદ્ય વગાડવાની સાથે હોવાથી તે વિષે વધારે જાણવાની જરૂર નથી.

### ૮. લય.

૧૩૬ ધારો કે એક ગાડી સરખી ગતિથી નિયમિત રીતે ચાલે છે. તેનો વેગ દરેક સેકડે ૧૦૦ ફુટના પ્રમાણથી છે. તેની એજ ગતિમા એક તલભાર પણ વધઘટ ન થતા નિયમિત રીતે સરખી ગતિથી ગાડીનું જે ચાલવુ તે તે ગાડીની લય કહેવામાં આવે છે એટલે કે, ગાડીનો વેગ એક સેકડ જેટલા કાળમા ૧૦૦ ફુટની ગતિથી બધાયો તેજ ગતિ–વેગથી ગાડી સતત ચાલ્યાં કર, ને તે નિયમિત કાળની અદર તે ગતિનું સતત-અખડ-અવિચ્છિન્ન રીતે મળી જવુ , કે લીન થવુ તે લય કહેવાય છે હવે ધારો કે, તે ગાડી એજ ગતિથી ૧૦૦ સેકંડમા (૧૦૦ × ૧૦૦ =) ૧૦૦૦૦ ફુટ ચાલવી જોઇએ, પણ તેની ગતિ વધઘટ થઇને, પહેલા એકડમા ૫૦ ફુટ ચાલે ને બીજા સેકંડમા ૧૫૦ ફુટ ચાલે, એમ અનિયમિત ગતિથી ૧૦૦ સેકડમા પોતાનો રસ્તો પૂરો કરે તો તે તેનો વેગ અનિયમિત થવાથી, તેના વેગનો કાળ સરખો રહ્યો નહિ, ને તેથી તે ગતિ, વગના કાળ સાથે મળી ગઈ નહિ, તેથી તે લય નહિ કહેવાય અહિંઆ લયથી એવો અર્થ લેવાનો છે કે, જેનો જેટલા કાળમા જેટલો વેગ નિયમિત થયો હોય તેટલાજ કાળની નિયમિત ગતિથી, કાળ સાથે મળી જવુ, અથવા ગતિની કાળ સાથે સામ્યતા થવી તે લય. શબ્દકલ્પદ્રુમ કોષમા લયની વ્યાખ્યા ા પ્રમાણે આપી છે. (લય એટલે શુ ?)

लीयन्ते श्लिष्यन्तेऽनेनेति लयंति व्रजन्ति साम्यं गीतादयोऽत्रेतिवालयः ।

ित ।५ । क्रिया कालयोः परस्परं समता लयः ।

જેથી કરીને લીન થવુ, મળી જવુ તે લય, અથવા ગાયન વગેરે સામ્યતાને પામે તેનુ નામ લય, અથવા તો ગાયન, વાદન, ગાયનના પાદ (કડીયો), ન્યાસ વગેરે સ્વરોના તાલની ક્રિયા અને કાળની પરસ્પર સમતા તે લય

એટલે ગાયનની કડીઓ જે તાલમાં હોય, અને તેના સ્વરોની રચના જે જે લઘુ ગુરૂ દ્રુત વગેરે કાળથી બધાયલી હોય તે બધાની ગતિની (ક્રિયાની) નિયમિત કાળની સાથેની જે સમતા, એકતા કે લીનતા થવી તે લય કહેવાય છે. સગીતપારિજાત અને સંગીતરત્નાકરમા કહ્યુ છે કે—

क्रियानंतर विश्रांतिर्लयः सत्रिविधो मतः ।
तत्तद्विराम कालेन द्रुत मध्य विलंबितः ॥ ५० ॥ सं० पा० २.
क्रियानंतर विश्रान्तिर्लयः स त्रिविधो मतः ।
द्रुतोमध्योविलम्बश्च द्रुतः शीघ्रतमोमतः ॥
द्विगुणद्विगुणौज्ञेयौ तस्मान्मध्याविलम्बितौ ॥ ४८ ॥ सं. २० ॥

તાલના ૧૦ પ્રાણમાં જેને લય કહે છે તે સંબંધમાં આ શ્લોકોમાં એવું કહ્યું છે કે, ક્રિયા (સશબ્દ કે નિઃશબ્દ) પછીની વિશ્રાંતિ તે લય. તે અનેક પ્રકારની છે. અને તે વિરામકાળ (કલમ ૮૭ માં કહેલ વિરામ અંગ કાળ કે જે ૧ માત્રા કે ૧ લઘુનો કાળ ગણાય છે તે) વડે દ્રુત, મધ્ય, અને વિલંબ એ ત્રણ પ્રકારની થાય છે તેમાં સર્વમાં શીઘ્રતમ (બહુ ઝડપી એવી) તે **દ્રુતલય** છે, તેનાથી બમણી ધીમી **મધ્યલય**, ને મધ્યથી બમણી ધીમી **વિલંબિત** લય જાણવી.

આ વિષે વધારે સમજી શકાય તે સારૂં એકાદ તાલ લઇને તપાસીએ. આપણે ૮ માત્રાનો એકતાલ લઇએ તો તેમાં ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ આ રીતે ૧ લી માત્રા ઉપર તાળી અપાશે અને ૫ મી માત્રા ઉપર ખાલી અપાશે. તાળી કે ટકોરો મારવો તે સશબ્દક્રિયા અને ખાલી આપવી તે નિઃશબ્દક્રિયા કહેવાય છે, એમ પૂર્વે (કલમ ૧૨૦ તથા ૧૨૫ માં) કહેવામા આવ્યું છે. હવે એ બે ક્રિયા પહેલી અને પાંચમી એ બે માત્રાઓ ઉપર જ થાય છે. ને બાકીની ૨-૩-૪ ૬-૭-૮ એટલી માત્રાઓ ઉપર તાળી કે ખાલીની ક્રિયા નહિ થવાથી એ માત્રાઓ એમને એમ જ ગણાશે. ઉપરના શ્લોકમાં ક્રિયા પછીની વિશ્રાંતિ એટલે તાલ માર્યા પછીની જે વિશ્રાંતિ (જે માત્રાઓ તાલ માર્યા વિનાની ગણવામાં આવે છે તે દરેકની, ક્રિયાવાળી માત્રા સાથેના કાળની સમાનતા; અથવા તે દરેક માત્રાની ગતિનો કાળ, તાલવાળા માત્રાના કાળ સાથે મળી જવો) તે લય કહેવાય છે.

૧૩૭. લય ૩ પ્રકારની કહી છે. દ્રુત, મધ્ય અને વિલંબિત. તેમાં મૂળ પ્રમાણરૂપ મધ્યલય છે, મધ્યથી જલદી (દ્રુત, ત્વરા) વાળી લય તે દ્રુતલય અને મધ્યથી ધીમી (વિલંબ) તે **વિલંબિત લય**. આ ઉપરથી સમજી શકાશે કે, જો ૧ માત્રા કે લઘુ લઇએ તો તે લઘુ પોતે પોતાનો જે કાળ ૧ સેકંડ જેટલો ધરાવે છે તે કુદરતી રીતે, મધ્યમસર મધ્યલયનું માપ છે. હવે જો તેજ માત્રા ॥ સેકંડમાં બોલીએ તો, મધ્યલયની નજરથી દ્રુતલય વાળી ગણાશે; પણ જો તેજ ૧ માત્રાનો કાળ ૨ સેકંડ સુધીનો મુકરર કરીએ તો દરેક માત્રા ધીમેથી બોલાશે, તેથી તેને મધ્ય કરતાં બમણી ધીમી કે **વિલંબલય** કહેવાશે. લયનો સ્થૂલ અર્થ "ગતિ" એવો પણ કરી શકાશે, ને તેથી "મધ્યગતિ," "દ્રુતગતિ" અને "વિલંબગતિ" એવો વ્યવહાર પણ કરી શકાશે. આપણે કોઈ એક ગાયન કે કવિતા સાધારણ ગતિથી ગાઇશું તો તે "મધ્યલયથી ગાઈ" એમ કહેવાશે. જો તે જ કવિતા જલદીથી-ઝડપથી ગાઇ જઇશું તો તે

દરેક લયની પર. સ્પર કીમત.

૪. स स स स स स स આમ મિશ્રજાતિ લખવી.

૫. स स स स स स स स स स स । આમ દિવ્યસંકીર્ણ જાતિ લખવી.

## ૭. કળા.

૧૩૫. પૂર્વે જે ચાર પ્રકારનાં વાદ્યો ગણાવ્યાં હતાં તે વગાડવા માટે જમણા અને ડાબા હાથનો જે ઉપયોગ કરવો પડે છે તેના પ્રકારને કળા કહે છે. તે ૮ ગણાવેલી છે. ૧ ધ્રુવકા ૨ કૃષ્ણા, ૩ સર્પિણી, ૪ પદ્મિની, ૫ અપતાકા, ૬ કંપના, ૭ દેવસંભવા, અને ૮ વિસર્જની. એ આઠેનો સંબંધ વાદ્ય વગાડવાની સાથે હોવાથી તે વિષે વધારે જાણવાની જરૂર નથી.

## ૮. લય.

લય એટલે શું ?

૧૩૬. ધારો કે એક ગાડી સરખી ગતિથી નિયમિત રીતે ચાલે છે. તેનો વેગ દરેક સેકંડે ૧૦૦ ફુટના પ્રમાણથી છે. તેની એજ ગતિમાં એક તલભાર પણ વધઘટ ન થતાં નિયમિત રીતે સરખી ગતિથી ગાડીનું જે ચાલવું તે તે ગાડીનો લય કહેવામાં આવે છે. એટલે કે, ગાડીનો વેગ એક સેકંડ જેટલા કાળમાં ૧૦૦ ફુટની ગતિથી બંધાયો તેજ ગતિ–વેગથી ગાડી સતત ચાલ્યાં કરે, ને તે નિયમિત કાળની અંદર તે ગતિનું સતત–અખંડ–અવિચ્છિન્ન રીતે મળી જવું કે **લીન** થવું તે લય કહેવાય છે. હવે ધારો કે, તે ગાડી એજ ગતિથી ૧૦૦ સેકંડમાં ( ૧૦૦ × ૧૦૦ = ) ૧૦૦૦૦ ફુટ ચાલવી જોઇએ; પણ તેની ગતિ વધઘટ થઇને, પહેલા સેકંડમાં ૫૦ ફુટ ચાલે ને બીજા સેકંડમા ૧૫૦ ફુટ ચાલે, એમ અનિયમિત ગતિથી ૧૦૦ સેકંડમાં પોતાનો રસ્તો પૂરો કરે તો તે તેનો વેગ અનિયમિત થવાથી, તેના વેગનો કાળ સરખો રહ્યો નહિ, ને તેથી તે ગતિ, વેગના કાળ સાથે ગળી ગઈ નહિ, તેથી તે લય નહિ કહેવાય. અહિંઆં લયથી એવો અર્થ લેવાનો છે કે, જેનો જેટલા કાળમાં જેટલો વેગ નિયમિત થયો હોય તેટલાજ કાળની નિયમિત ગતિથી, કાળ સાથે મળી જવું, અથવા ગતિની કાળ સાથે સામ્યતા થવી તે લય. શબ્દ કલ્પદ્રુમ કોષમાં લયની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે.

लीयन्ते श्लिष्यन्तेऽनेनेति लयंति व्रजन्ति साम्यं गीताद्योऽत्रेतिवालयः ।
गीतवाद्यपादन्यासानां क्रिया कालयोः परस्परं समता लयः ।

જેથી કરીને લીન થવું, મળી જવું તે લય; અથવા ગાયન વગેરે સામ્યતાને પામે તેનું નામ લય; અથવા તો ગાયન, વાદન, ગાયનના પાદ ( કડીયો ), ન્યાસ વગેરે સ્વરોના તાલની ક્રિયા અને કાળની પરસ્પર સમતા તે લય.

એટલે ગાયનની કડીઓ જે તાલમાં હોય, અને તેના સ્વરોની રચના જે જે લઘુ ગુરૂ દ્રુત વગેરે કાળથી બંધાયલી હોય તે બધાની ગતિની (ક્રિયાની) નિયમિત કાળની સાથેની જે સમતા, એકતા કે લીનતા થવી તે લય કહેવાય છે. સંગીતપારિજાત અને સંગીતરત્નાકરમાં કહ્યું છે કે—

વર્ણન આપી જણાવે છે કે, "ગાના બજાવવા અને નાચ કરવામાં જે જે ક્રિયાઓ કરવામા આવે છે તે દરેકમાં કેટલીવાર સુધી કેવી રીતે, કયા સ્વરની તથા હાથ પગની ચાલવણી કરવી, એટલે કયો સ્વર કેટલો લંબાવવો કે ટુંક કરવો, અને કયે ઠેકાણે કેટલો વિરામ લેવો એ વગેરેનુ પ્રમાણ જે બતાવે છે તેને કાળ કહે છે એ કાળનો ઉપયોગ લય, તાળ, માર્ગ વગેરેમાં તથા સ્વરોનું ઉચ્ચારણ કરવામા થાય છે જેમકે, ઠરાવીને ગાવું ઉતાવળે ગાવુ અને બહુ ઠરાવી નહિ તેમ બહુ ઉતાવળે નહિ એ રીતે ગાવુ એ ઉપરથી એકંદર કાળના ૩ ભાગ પડે છે અને તેના પેટા ભાગ બે થાય છે મળીને કુલ પાચ ભાગ તે નીચે પ્રમાણે:—

| મુખ્ય ભાગ. | પેટા ભાગ |
|---|---|
| ૧. શુદ્ધ વિલંબકાળ | ૧ મધ્યવિલંબ. |
| ૨. મધ્યકાળ | ૨ મધ્યદ્રુત. |
| ૩. દ્રુતકાળ | |

આ રીતે પેટા કાળોના ભાગ પાડ્યા પછી જણાવે છે કે, શુદ્ધ વિલંબકાળમાં ૧૫ સેકંડમા ૧૬ ગુરુ અક્ષરોનો ઉચ્ચાર બરોબર કરી શકાય છે. હવે તેટલા જ અક્ષરો જરા ઝડપથી ઉચ્ચાર કરીને ૧૦ સેકંડમા પૂરા કરીએ તો તેને મધ્યવિલંબકાલ પ્રમાણે બોલ્યા એમ કહેવાય. હવે તેથી અર્ધા વખતમાં એટલે પાચ મિનિટમા તેટલાજ અક્ષરોનો ઉચ્ચાર ઝટ કરીએ તો તે મધ્યકાળમા બોલ્યા એમ કહેવાય. મધ્યથી અર્ધા વખતમા જે બોલાય તો તે દ્રુતગતિ થઇ એમ કહેવાશે."

લયના સ્વરૂપ વિષે પ્રોફેસર સાહેબ એથી વિશેષ કશુ કહેતા નથી. પરતુ એ કહેવુ કઇક ઠીક છે ને દોષવાળું પણ છે. ઘડીકમા લયને 'કાળ' કહે છે ને તે કાળની જે વ્યાખ્યા કે સમજુતી આપે છે તે તો તાલના પ્રથમ પ્રાણરૂપ (કે જેનો વિસ્તાર પાઠ ૭ તથા ૮ મા કરવામા આવ્યો) છે. તેઓ પોતેજ કહે છે કે, "એ કાળનો ઉપયોગ લય, તાળ, માર્ગ વગેરેમા થાય છે, તથા સ્વરોનુ ઉચ્ચારણ કરવામા થાય છે." આ વાક્ય તાળના પ્રથમ પ્રાણને ઘટી શકશે લયના સ્વરૂપનો તેમા લેશ પણ અશ નથી. ને પછી બીજા જ વાક્યમા સમજાવે છે કે, "જેમકે, ઠરાવીને ગાવુ, ઉતાવળે ગાવુ અને બહુ ઠરાવીને નહિ તેમ બહુ ઉતાવળે નહી એ રીતે ગાવુ" આ વાક્ય માત્ર લયની બાબતને લાગુ પડી શકે તેવુ છે. ને પછી તેઓ જ્યા જ્યા "કાળ" શબ્દ વાપરે છે ત્યા ત્યા "લયનો" વાચક સમજવાનો છે 'શુદ્ધવિલંબકાળ' ક્યાથી લાવ્યા ? તથા મધ્યવિલંબ ને મધ્યદ્રુત ક્યાથી લાવ્યા, ને તે શી રીતે થતા હશે તે સમજાતુ નથી. તેનો અર્થ પોતે સમજાવે છે કે, "શુદ્ધવિલંબકાળમા ૧૬ ગુરુ અક્ષરોનો ઉચ્ચાર ૧૫ સેકંડમાં કરી શકાય છે.' ને તેટલાજ અક્ષરોનો જરા ઝડપથી ઉચ્ચાર કરીને ૧૦ સેકંડમા પૂરા કરીએ તો મધ્યવિલંબકાળ પ્રમાણે બોલ્યા એમ કહેવાશે. ને તેથી પણ અર્ધા એટલે ૫ સેકંડ જેટલા વખતમા તેટલાજ અક્ષરો ઝટ બોલી જઇએ તો મધ્યકાળમાં બોલ્યા એમ કહેવાશે" એટલે કે, આ હિસાબથી મધ્યકાળથી બમણી તે મધ્યવિલંબલય, અને મધ્યવિલંબથી બમણી તે શુદ્ધવિલંબ એવુ દરેક લયનુ લક્ષણ થયુ. આમ હોય તો મૌલાબક્ષનું કહેવુ ખોટુ છે. કદાચ નીચે પ્રમાણે દરેક લયના ભાગ પાડી શકાય, જેમકે –

"જલદગતિથી કે દ્રુતલયથી ગવાઈ" એમ કહેવાશે, અને તે જ કવિતા જો બહુજ ધીમેથી ગાઈશું તો તે "વિલંબલયથી ગવાઇ" એમ કહેવાશે. આ પ્રમાણે ત્રણ રીતે કવિતા બોલતી વખતે, દરેક લયમાં તે કવિતાના દરેક લઘુઓ તે લઘુ તરીકે જ રહેશે. તેમની અક્ષર વિષયક કિંમતમાં કે કાળ વિષયક કિંમતમાં વધારો ઘટાડો નહિ થવાનો; તેમાં પણ પિંગળના નિયમે અક્ષર તરીકે તો તે કાયમ જ રહેશે; પરંતુ દરેક અક્ષર જે જે (કાળ કે) લયમાં બોલાશે તેની એક એક માત્રાની કાળવિષયક કિંમત, એકબીજી લયની અપેક્ષાથી બમણી કે અરધી અરધી થશે. પણ પોતપોતાની લય પરત્વે તો દરેક લઘુ એક માત્રાવાળો જ ગણાશે. જેમકે, મધ્યલયના એક લઘુની અપેક્ષાથી, દ્રુતલયના ૧ લઘુની કિંમત ૦ાા માત્રા ગણાશે, ને વિલંબલયના એક લઘુની કિંમત ૨ માત્રા જેટલી ગણાશે; પરંતુ મધ્યલયનો એક લઘુ મધ્યલયની અપેક્ષાએ (નજરે) એક જ માત્રાનો; દ્રુતલયનો એક લઘુ, દ્રુતલયની નજરે એક જ માત્રાનો; ને વિલંબલયનો ૧ લઘુ વિલંબલયની નજરે ૧ માત્રાની કિંમતનો જ ગણાશે. એ કારણને લીધે ગાયન લખતી વખતે તેના મથાળા ઉપર તે ગાયન કયી લયનુ છે તે લયનું નામ લખવામાં આવે છે લયને કેટલાક 'કાળ' પણ કહે છે. જેમકે મધ્યકાળ, દ્રુતકાળ, વિલંબકાળ લયને ગતિ કહેવી તે ઠીક છે પરંતુ "કાળ" કહેવું યોગ્ય નથી, કેમકે કાળ તો તાલનો પ્રથમ પ્રાણ છે.

લયની સાથે માર્ગનો સંબંધ છે. ધ્રુવ, ચિત્ર, વાતિક અને દક્ષિણ એ ચાર માર્ગ વિષે પૂર્વે કલમ ૧૨૩–૨૪માં કહ્યું જ છે. તેમાના દરેક માર્ગમા ત્રણ ત્રણ પ્રકારની લય થઈ શકે છે. તે સર્વમાં આપણે તો વ્યવહારમાં ધ્રુવમાર્ગ અને તેમાની ત્રણ લયો કામની છે. વિલંબલયને હિંદુસ્થાનમા ઠા કે "ઠાની લય" કહે છે. મધ્યલયને 'ચાલૂ' કે "સરખી લય" કહે છે અને દ્રુતલયને "જલદ લય" પણ કહે છે. જલદ લયને કેટલાક "દુગન લય" (દ્વિગુણિત લય) કહે છે, પરંતુ તે અયોગ્ય છે. કેમકે, દુગનલય તે તો ૮ માત્રાની માનુષી જાતિનો પ્રકાર છે. જે તાલમા જેટલી માત્રાઓ હોય, તેના દ્રુત કરીને તાલ આપવો તે કંઇ દુગનલય કે દ્રુતલય થઈ ન કહેવાય. કારણ કે, દ્રુતલય પોતે મધ્યલયની અપેક્ષાથી અરધી લય ગણાય; ને તેથી દ્રુતલયની બે આવૃત્તિઓ થાય ત્યારે તે મધ્યલયની બરાબર થશે; ને તેમ ગણતા છતાં પણ દ્રુતલય પોતે, પોતાની અપેક્ષાથી સૂક્ષ્મ રીતે તો **મધ્યલય** જ છે, કેમકે લયના 'વિલંબ' 'મધ્ય' એવા પ્રકારો તો કોઈ એક લયને મુખ્ય વ્યવહારયોગ્ય–સામાન્ય ગણી, પછી તેની અપેક્ષાએ બીજી લયોનું માપન (સરખામણી) કરવામાં આવે છે. તેથી દ્રુતલયને જો વ્યવહારયોગ્ય ગણીએ તો પછી પોતાની દૃષ્ટિએ તો તે મધ્યલય જ છે.

લય વિષે પ્રોફેસર મોલાબક્ષ શું કહે છે?

**૧૩૮.** પ્રોફેસર મોલાબક્ષ પોતાના **સંગીતાનુભવ** ગ્રંથમા લખે છે કે, ગાનારે અથવા વગાડનારે જે નિયમને અનુસરીને એક ચીજ (ગાયન) ગાવા અથવા વગાડવાની શરૂઆત કરી હોય, તેને પૂરી કરતા સુધી તેજ નિયમ પ્રમાણે કાયમ રાખવી તેને લય કહે છે. લયની આ વ્યાખ્યા કંઈક ઠીક છે. આ પછી "કાળ અને માર્ગ વિષે"

| માર્ગનું નામ. | માત્રા. | વિલંબલયની એક માત્રાનું માન કેટલી માત્રા જેટલું? | મધ્યલયની એક માત્રાનું માન. | દ્રુતલયની એક માત્રાનું માન. |
|---|---|---|---|---|
| ૧. ધ્રુવ | ૧ | ૨ | ૧ | ૦॥ |
| ૨. ચિત્ર. | ૨ | ૪ | ૨ | ૧ |
| ૩. વાર્તિક. | ૪ | ૮ | ૪ | ૨ |
| ૪. દક્ષિણ. | ૮ | ૧૬ | ૮ | ૪ |

આ પ્રમાણે માર્ગ અને લયનો વિવેક છે. એકજ ગાયન જે માર્ગનું ગાઇએ, તે સાધારણ રીતે જેમ ગાવામાં આવે તેમ ગાવું તે તે માર્ગની મધ્ય લય, તેથી બમણું ધીમું ગાવું તેને તે માર્ગની વિલંબ લય અને મધ્યથી ૦॥ કાળમાં અથવા બમણી ઝડપે ગાઈ જવું તે દ્રુતલય કહેવાય છે. આ દેશમાં વ્યવહારમાં તો ધ્રુવમાર્ગ અને તેમાની ૩ લયો જ વપરાય છે. હિંદુસ્થાનના સારા ગવૈયાઓ ચિત્રમાર્ગ અને તેની લયોનો ઉપયોગ કરે છે, ને સારા સારા ધ્રુપદીયાઓ ( બિલપદ ગાનારાઓ ) વાર્તિક તથા જવલ્લે દક્ષિણ માર્ગનો ઉપયોગ કરે છે.

દરેક લયનું કાળમાન

**૧૪૦.** દરેક લયના કાળનું પ્રમાણ વ્યવહાર માટે (હાલનાં વપરાતાં ઘડીયાળો સાથે) ઠેરવવાની જરૂર છે. પૂર્વે કલમ ૬૫ મા જણાવ્યા પ્રમાણે એક માત્રાનો વખત એક સેકંડ જેટલો આપણે ઠેરવ્યો હતો તેજ વખત અહિં પણ મધ્યલયની ૧ માત્રાનો કાયમ રાખ્યો છે. હવે વ્યવહાર માટે આપણે ધ્રુવમાર્ગ કાયમ રાખ્યો છે તો તે માર્ગના મધ્યલયની ૧ માત્રા એક સેકંડ જેટલી સમજવી. એ પ્રમાણ સ્વીકારતાં જૂદા જૂદા માર્ગની જૂદી જૂદી લયોની એક એક માત્રા કેટકેટલા સેકંડ જેટલી ગણવી જોઇએ તેનું કોષ્ટક આ પ્રમાણે–

| કયા માર્ગની? | મધ્યલયની ૧ માત્રા કેટકેટલા સેકંડની? | વિલંબલયની ૧ માત્રા કેટકેટલા સેકંડની? | દ્રુતલયની ૧ માત્રા કેટકેટલા સેકંડની? |
|---|---|---|---|
| ૧. ધ્રુવ. | ૧ | ૨ | ૦॥ |
| ૨. ચિત્ર. | ૨ | ૪ | ૧ |
| ૩. વાર્તિક. | ૪ | ૮ | ૨ |
| ૪. દક્ષિણ. | ૮ | ૧૬ | ૪ |

## ૯. યતિ.

યતિ એટલે શું?

**૧૪૧.** સંગીતરત્નાકરમાં યતિનું લક્ષણ આપતાં કહ્યું છે કે, **लयप्रवृत्ति नियमो यतिरित्यभिधीयते** ॥ ૫૦ ॥ ( તાલાધ્યાય ). એટલે કે, લયની પ્રવૃતિનો જે નિયમ તે યતિ કહેવાય છે. તે પાંચ જાતની છે. તેમાં **સમા, સ્રોતોગતા** અને **ગોપુચ્છા** એ ત્રણ સંગીતરત્નાકરમાં કહી છે ને મૃદંગા તથા પિપીલિકા એ બે યતિઓ પારિજાતમાં વધારે કહી છે. મળીને કુલે પાંચ યતિઓ થાય છે. લયની પ્રવૃત્તિનો નિયમ તે શું એ જાણવું જોઇએ. તે પહેલાં

| વિલમ્બિત લય | | | મધ્યલય | | | દ્રુતલય | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પ્રકાર | માત્રા | | પ્રકાર | માત્રા | | પ્રકાર | માત્રા |
| (૧) | વિલંબ | ૪ | (૪) | મધ્યવિલંબ | ૨ | (૭) | દ્રુતવિલંબ | ૧ |
| (૨) | વિલંબમધ્ય | ૨ | (૫) | મધ્ય | ૧ | (૮) | દ્રુત | ૦ાા |
| (૩) | વિલંબદ્રુત | ૧ | (૬) | મધ્યદ્રુત | ૦ાા | (૯) | દ્રુતાણુલય | ૦ા |

આટલા ૯ પ્રકાર તુલે પડી શકશે પણ તેમાની બધી લયોની સરખામણી કરી (વ્યાવર્તક અંશો પૃથક્ કરી) જોતા ૨ અને ૪ અંકવાળી લય એક છે ૩, ૫ અને ૭ અંકવાળી લય સમાન છે ૬ અને ૮ અંકવાળી લય સમાન છે બાકી રહી ૧ અને ૯ મા અંકની તેમા ૯ મા અંકનીને લય ગણી શકાય તેમ નથી, ને ૧ લા પ્રકારને તો લય તરીકે ગણવી જ જોઇએ આમ પૃથક્કરણ કરતા લય ૩ પ્રકારની જ કહી શકાય

**માર્ગ અને લયનો સંબંધ** ૧૩૯. માર્ગ અને લયનો સંબંધ છે જ તે સંબંધ ખ્યાલમા આવે એવા હેતુથી દરેક માર્ગમા ત્રણ ત્રણ લયો અને તેની માત્રાનુ માનમાન કેવુ કેવુ રાખી શકાય તેનુ એક કોષ્ટક આપીએ છીએ *

* સંગીત રત્નાકરના ટીકાકાર કલ્લિનાથનો પણ એજ અભિપ્રાય છે

× यःस शीघ्रतमः । स एव द्रुतलय इत्यर्थः । × । तस्माद्द्रुतलयाद्द्विगुणो विश्रान्ति कालो मध्यलयः । तस्मान्मध्यलयाद्द्विगुणो विश्रांतिकालो विलंबित लयः । एवमेककलादिष्वेकैकस्मिन्मार्गे विश्रांतिकाल प्रमाणभेदाल्लय त्रयं दर्शितम् । यथा लोक एकस्मिन्नेव मार्गे त्रयोऽपि गन्तु प्रवृत्ताः । तत्रैको धावति तस्य गतिः शीघ्राभवति । ततो मन्दमन्यो गच्छति तस्य गतिर्मध्यमा भवति । ततोऽपि मन्दमपरो याति तस्य गतिर्विलम्बा । एव पादसन्यासक्रियाविश्रान्तिकालवैषम्याद्गतिभेदः । तथा ताले लयभेदो द्रष्टव्यः

॥४८॥ આ ઉપરાંત ૪૮ મા શ્લોકની ટીકામા જણાવે છે કે, દક્ષિણ માર્ગ ચિરભાવ, ચિત્ર માર્ગમા ક્ષિપ્રભાવ અને વાર્તિકમાર્ગમા મધ્યભાવ સમજી તેમા અનેક લયો થાય છે આ ત્રણ માર્ગમાથી વાર્તિકમાર્ગ મધ્યસ્થ માનીને વળી કહ્યુ છે કે, ચિત્રમાર્ગમાં ૧૦ લઘુનો ઉચ્ચાર કાળ થવાથી જે લય થાય તે દ્રુત, વાર્તિકમાર્ગમા તેજ પ્રમાણે બમણી કળાનો ઉચ્ચાર થવાથી જે લય થાય તે મધ્ય અને દક્ષિણમાર્ગમા ૪ કળાનો ઉચ્ચાર થવાથી જે લય થાય તે વિલંબિત કહેવાય છે એ કહેવુ માર્ગ તાલના સંબંધમા છે આટલુ થયા પછી દૃષ્ટાંત આપ્યુ છે કે, यथा लोक एकस्यैव ग्रामस्य गन्तुः प्रति मार्गत्रये सति तत्र सन्निहितेन मार्गेणाऽऽगत शीघ्रमागत इत्युच्यते । ततो द्विगुणदूरेण मार्गेणाऽऽगतः पूर्वापेक्षया मध्यमभावेनाऽऽगत इत्युच्यते । ततोऽपि द्विगुणदूरेण मार्गेणाऽऽगतः पूर्वोत्तरापेक्षया विलंबाऽऽगत इत्युच्यते । एवं गमनक्रियावैषम्याभावेऽपि मार्गभेदाद्द्रुतादिव्यवहारः । तथा प्रकृतेऽपि । વગેરે

ગમે તે રીતે દરેક અંગની—ગાળાની માત્રાઓ ગમે તે પ્રકારે પૂરી થવી જોઇએ. આ પ્રમાણે આ સરગમનો તાલ ૧૬ માત્રાનો છે, ને તેની પ્રવૃત્તિ જે જે રીતે ( એટલે કે ગમેતેમ લઘુ, ગુરૂ, દ્રુત કે પ્લુત વગેરેથી ) થતી હોય તેનો જે નિયમ તે યતિ કહેવાય છે

**૧૪૨.** આટલી સ્પષ્ટતા થયા પછી હવે દરેક યતિનાં લક્ષણો જોઇએ.

૧. **સમાયતિ**—તાલના અંગમાં જેટલી માત્રાઓ આવવાની હોય તે અંગના પ્રથમ, વચમાં અને છેલ્લે જો લયનું સરખાપણું કે એકત્વ હોય તો **તે સમાયતિ** કહેવાય છે. જેમકે **સ स रि रि । ग ग म म ।** વગેરે. આના પહેલા અંગમાંની બધી ( ચારે ) માત્રાઓ છુટી છુટી હોવાથી શરૂઆતમાં, વચમાં ને છેલ્લે સરખી લય ચાલી જાય છે તેથી તેવી જાતની લયની પ્રવૃત્તિ તે **સમાયતિ** કહેવાય છે. સમાયતિને કોઈ " સમયતિ " પણ કહે છે.

૨, **સ્રોતોગતા યતિ**—આરંભ, મધ્ય અને અંતે જો અનુક્રમે વિલંબ, મધ્ય અને દ્રુત લયવાળા સ્વર હોય તો, અથવા વિલંબ મધ્ય, અથવા મધ્ય, દ્રુતલયના સ્વરો આવે તો તે **સ્રોતોગતા** યતિ થાય છે. જેમકે, **सा स स् स् ।** અથવા **सा स स ।** અથવા **स स स् स् स् स् ।**

૩ **ગોપુચ્છાયતિ**—દ્રુત, મધ્ય અને વિલંબ લયથી કે મધ્યમા દ્રુત અને અંતે વિલંબિત લયથી ગોપુચ્છાયતિ થાય છે જેમકે **स् स् स सा ।** અથવા **स स् स् सा ।**

સંગીતપારિજાતમા કહ્યું છે કે, મધ્યથી આરંભ અને અંતે વિલંબિત લય હોય તો ગોપુચ્છા થાય છે. જેમકે **स स सा ।**

આ ત્રણ યતિઓ અતિ પ્રાચીન જે સંગીતરત્નાકર તેમા છે, ને પારિજાતમા પણ છે. પરંતુ પારિજાતમા એથી પણ બે યતિઓ વિશેષ આપ્યા છે. તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

૪. **મૃદંગા યતિ**—આરંભમા ને અંતમા દ્રુતલયનો સ્વર તથા વચમા મધ્યલયનો સ્વર હોય અથવા આરંભમા ને અંતમા મધ્યલયનો સ્વર હોય તો તે મૃદંગા યતિ થાયછે. એ એના ઉદાહરણો **स् स् स रि रि् रि् ।** વગેરે. તેમજ **स स् स् स रि ।**

૫. **પિપીલિકાયતિ**—મૃદંગાયતિથી ઉલટી રીતના લયવાળા સ્વરો હોય તે **પિપીલિકાયતિ** જાણવી.

**૧૪૩.** આ રીતે યતિનું સ્વરૂપ પ્રાચીન ગ્રંથોમા છે. તે સ્વરૂપ સાથે પ્રો૦ મૌલાબક્ષનું લક્ષણ જૂદું પડી જાય છે. હવે દરેક યતિના તેમણે આપેલા લક્ષણો તપાસીએ તેઓ લખે છે કે, " યતિના મુખ્ય પાચ પ્રકાર છે. (૧) સમયતિ. (૨) વિષમયતિ. (૩) ગોપુચ્છયતિ. (૪) મૃદંગયતિ અને (૫) પ્લુતયતિ. સમયતિની અંદર એક સ્વર પર તાલ આવે અને બીજા કોઈ સ્વરનો ઉચ્ચાર થાય ત્યાં સુધી તેને ખેંચવો; તેને સમયતિ કહે

યતિ વિષે પ્રો૦ મૌલાબક્ષનો ખુલાસો

**યતિ** વિષે પ્રો૦ મૌલાબક્ષનું લક્ષણ તપાસીએ. યતિ માટે પ્રો૦ મૌલાબક્ષ લખે છે કે "યતિ શબ્દ યમ્ ધાતુ ઉપરથી નીકળ્યો છે. યમ્ એટલે કાબૂમાં રાખવું. સ્વરને કાબૂમ રાખી તેનું પોતાની મરજી માફક આકર્ષણ કરવું તેને **યતિ** કહે છે." આ વ્યાખ્યા બરાબ નથી, પ્રાચીન ગ્રંથનો એવો આશય નથી. યતિ એટલે સ્વરને કાબૂમા રાખી તેનું મરજી માફક આકર્ષણ જ માત્ર કરવાનુ હોય તો તે તાલ કે કાળની સાથે સબધ ધરાવના ૧૦ પ્રાણમાનો કોઈ પ્રાણ નથી, પણ સ્વરના આકર્ષણ કે વિકર્ષણનો એક પ્રકાર ગણવે જોઈએ. પણ લય એટલે કાળની ગતિ, અને તે ગતિની ચાલવાની જે પ્રવૃત્તિ—ચાલ, તેન જે નિયમ તે જ યતિ. એ નિયમોના પ્રકાર ઉપરથી યતિના પ્રકારો પાડી શકાય. આ બ બત બરાબર ખ્યાલમાં આવી શકે એટલા માટે ત્રિતાલની સરગમ આપી સમજાવીએ.

સરગમ તાલ ત્રિતાલ. માત્રા ૧૬. મધ્યલય

स स रि रि । ग ग म म । प प ध ध । नि नि सं सं

सं स नि नि । ध ध प प । म म ग ग । रि रि स स

આ સરગમ મધ્યલયની છે, ને તેનો તાલ ત્રિતાલ છે. તેની ૧૬ માત્રા છે તો સ રગમના લઘુઓ (અક્ષરો) પણ સોળ જ છે. આખી સરગમનો તાલ, ને તેના લઘુએ સરખી રીતે સરલતાથી ચાલ્યા જાય છે તેથી, આખી સરગમના તાલની ચાલ-પ્રવૃત્તિનો નિયમ એકસરખો, બહુજ સરલતાથી ચાલ્યો જાય છે. પરંતુ બધી સરગમો તેમજ ગાયનની કવિતાઓના સ્વરો જે તાલમા બોલાય છે તે તાલની જેટલી માત્રાઓ હોય છે તે દરેક માત્રા કંઈ છૂટી છૂટી હોતી નથી. કદિ કોઈ અક્ષર ગુરૂ હોય છે, તો કદિ કોઈ અક્ષર કે સ્વર દ્રુત હોય છે, ને કદિ કોઈ અક્ષરો ત્રણ ત્રણ માત્રાના પણ હોય છે; ને એમ મળીને તાલનો આખો ગાળો પૂરો થાય છે, તેમા તાળી કે ખાલીના પેટા ગાળાઓ પણ એવીજ રીતે પૂરા થાય છે. ઉપરનીજ સરગમને જૂદા જૂદા રૂપમા આપીશું એટલે એ વાત સમજી શકાશે.

૧— साऽ रि रि | ग मऽ ग | प प धऽ | नि नि नि साऽ |

साऽ नि नि | ध प पऽ | म म गऽ | रि रि रि साऽ |

૨— स स साऽ रि | ग म म मऽ | प प प ध ध | नि नि सं सं सं |

सं सं साऽ नि | ध ध ध धऽ | प प प म म | ग ग रि रि स |

એ દાખલા જ બસ છે. આ બંને સરગમોનો તાલ એક જ છે. ને તે તાલનો દરેક (અંગનો) ભાગ ચાર ચાર માત્રાનો છે. પણ દરેક ચચ્ચાર માત્રાનો ગાળો કંઇ ફક્ત ચાર ચાર છુટા છુટા લઘુથી જ ભરાતો નથી, કોઇ ગાળામાં ૧ ગુરૂ ને બે લઘુ હોય, તો કોઇમાં પ્રથમ લઘુ, વચમાં ગુરૂ ને છેલ્લે લઘુ મળીને ૪ માત્રાઓ પૂરી થાય. એમ

એકસેન્ટ (આઘાત) નો પ્રકાર કહી શકાય. મૃદંગયતિમા માત્ર સંપૂર્ણ અશે યતિત્વનો ધર્મ છે. પરંતુ તેનું લક્ષણ પ્રાચીન લક્ષણથી બીજી રીતનું છે.

## ૧૦. પ્રસ્તાર.

**૧૪૪.** તાલનો દશમો પ્રાણ પ્રસ્તાર છે. પૂર્વે અંગો વિષે કલમ ૮૬ થી ૯૧ સુધી વિસ્તાર કરવામાં આવ્યો છે. તેમાં જણાવ્યું છેજ કે, મુખ્ય ૬ અંગો તથા તે અંગોના મિશ્રણથી મિશ્ર અંગો અનેક બનાવી શકાય છે. કોઈ પણ અંગ લઇએ, પછી તે મુખ્ય અંગ હોય કે મિશ્રઅંગ હોય, તે અંગ જેટલી માત્રાની કિંમતનું હોય તેનાં કેટલાં રૂપો નીકળી શકે તે કહાડવાની રીતને પ્રસ્તાર કહે છે. એક માત્રાના અંગથી માંડીને તે ૧૬ માત્રાના અંગ સુધીનાં જે મુખ્ય અને મિશ્રઅંગો છે તે દરેકનાં રૂપો નીચે પ્રમાણે થાય છે.

| | અંગનાં નામ. | ચિન્હ | ગણિત | | કેટલાં રૂપ. |
|---|---|---|---|---|---|
| ૧ | માત્રાનું વિરામ અંગ. | ⌣ | ૧ | = | ૧ |
| ૨ | ,, દ્રુત અંગ. | ० | ૧ + ૧ | = | ૨ |
| ૩ | ,, દ્રુતવિરામ અંગ. | ०̆ | ૨ + ૨ | = | ૪ |
| ૪ | ,, લઘુ અંગ. | । | ૪ + ૪ | = | ૮ |
| ૫ | ,, લઘુવિરામ અંગ. | । ̆ | ૮ + ૮ | = | ૧૬ |
| ૬ | ,, લઘુદ્રુત અંગ. | ०। | ૧૬ + ૧૬ | = | ૩૨ |
| ૭ | ,, લઘુદ્રુતવિરામ અંગ. | ०̆। | ૩૨ + ૩૨ | = | ૬૪ |
| ૮ | ,, ગુરૂઅંગ. | ઽ | ૬૪ + ૬૪ | = | ૧૨૮ |
| ૯ | ,, ગુરૂવિરામ અંગ. | ઽ̆ | ૧૨૮ + ૧૨૮ | = | ૨૫૬ |
| ૧૦ | ,, ગુરૂદ્રુત અંગ. | ०ઽ | ૨૫૬ + ૨૫૬ | = | ૫૧૨ |
| ૧૧ | ,, ગુરૂદ્રુતવિરામ અંગ. | ०̆ઽ | ૫૧૨ + ૫૧૨ | = | ૧૦૨૪ |
| ૧૨ | ,, પ્લુત અંગ. | ।ઽ | ૧૦૨૪ + ૧૦૨૪ | = | ૨૦૪૮ |
| ૧૩ | ,, પ્લુતવિરામ અંગ. | ̆।ઽ | ૨૦૪૮ + ૨૦૪૮ | = | ૪૦૯૬ |
| ૧૪ | ,, પ્લુતદ્રુત અંગ. | ०।ઽ | ૪૦૯૬ + ૪૦૯૬ | = | ૮૧૯૨ |
| ૧૫ | ,, પ્લુતદ્રુતવિરામ અંગ | ०̆।ઽ | ૮૧૯૨ + ૮૧૯૨ | = | ૧૬૩૮૪ |
| ૧૬ | ,, કાકપદ અંગ. (ચતુર્મુખ) | × | ૧૬૩૮૪ + ૧૬૩૮૪ | = | ૩૨૭૬૮ |

આ પાઠમાળામા જે ૨૩ તાલો આપ્યા છે, તેનાં અંગો જોતાં કોઇ પણ તાલનું અંગ પાચ માત્રાથી મ્હોટું નથી. અને પ્રત્યંગ ચાર માત્રાથી મ્હોટું નથી. જેમકે, ધમાર તાલનું ।̆ ।̆ । આવુ સ્વરૂપ છે તેમાં ।̆ અંગો પાંચ પાચ માત્રાના છે, ને ત્રિતાલનું ।ઽ। આવું સ્વરૂપ છે, તેમા ઽ આ અંગ ૮ માત્રાનું છે તેથી (કલમ ૯૧ પ્રમાણે) તેમા ચાર માત્રાનું અગ અને ૪ માત્રાનું પ્રત્યંગ છે. તેથી ૪ કે પાંચ માત્રા સુધીનાં અંગનો પ્રસ્તાર કહાડી જૂદાં જૂદા રૂપો આપીએ છીએ.

**૧૪૫. પ્રસ્તારથી રૂપો કહાડવાની રીત**—જે અંગનો પ્રસ્તાર કહાડવો હોય તે

છે. સમયતિ એ માત્ર બેજ સ્વરોની મીલાવટ હોય છે. તેમાં પ્રથમના સ્વરનું પૂર્ણ ઉચ્ચારણ અને તેની સાથે બીજા સ્વરના પ્રથમના આકારનું માત્ર ઉચ્ચારણ જોડીને કરવું, તેને સમયતિ કહે છે. જેમકે, सा। रीं = सा। आ = વિષમયતિ બે સ્વરો વચ્ચે તાલસ્થંભ (ઉભી લીટી) રાખેલો હોય, ત્યાં પ્રથમ સ્વરનો ઉચ્ચાર કરવો, અને બીજા સ્વર ઉપર તાલ આપવો, એટલે વિષમયતિ થાય છે. જેમકે, सा। री सा। आ "

પ્રો૦ મૌલાબક્ષની સમયતિની વ્યાખ્યા પ્રાચીન વ્યવસ્થાને મળતી નથી આવતી, ને વિષમયતિ તો પ્રાચીન ગ્રંથોમાં છે જ નહિ. તોપણ આપણે એ વ્યાખ્યાઓ ખરી છે એમ સ્વીકારીએ તો સવાલ એ થાય છે કે, સમગ્રહ અને વિષમગ્રહના પ્રકારમાં અને આમા તફાવત શો ? તેનો ખુલાસો થઈ શકતો નથી. ને તેમાં લયની પ્રવૃત્તિના નિયમની વાત કયા રહી ? અસ્તુ ! હવે બીજાં લક્ષણો જોઇએ. "ગોપુચ્છયતિ ત્રણ ચાર અથવા તે કરતા વધારે સ્વરો મળાને થાય છે. જેમકે सा री ग. सा री ग म (आ आ) વગેરે.

**પ્લુતયતિ**—જે સ્વરો અથવા વર્ણ ઉપર પ્લુતયતિનું ચિન્હ રાખ્યું હોય તે સ્વરમાના અથવા વર્ણોમાંના આદિસ્વરનુ અથવા વર્ણોચ્ચાર કરી તે પછી નાનો ઉચ્ચારણ અ૦ આ૦ ઉપર ખટકો અથવા ઝોકો દેવો. આ યતિ ઘણું કરીને નીચલી અને મધ્યમ સપ્તકના સ્વરોમા થાય છે. જેમકે,



सा री ग म प ध सा
आ

**મૃદંગયતિ**—મૃદંગયતિ ત્રણ ચાર અથવા વધારે સ્વરો મળીને થાય છે. મૃદંગયતિમાં પ્રથમ સ્વરનો ઉચ્ચાર સાધારણ રીતે કરીને ઉત્તરોત્તર પહોળો અવાજ કરતા જવો તે જેટલા સ્વરો સુધી મૃદંગયતિનો પ્રથમનો ભાગ હોય ત્યા સુધી અનુક્રમે પોહોળો કરી અને ઉત્તરાર્ધનો પ્રથમ પ્રમાણે સાધારણ ઉચ્ચાર કરવો જેમકે.—स ग म = स आ अ

(સગીતાનુભવ પૃ૦ ૨૧–૨૨.)

આ પ્રમાણે પ્રો૦ મૌલાબક્ષે માહીતી આપી છે. તેમાં **પ્લુતયતિ** નવીન જણાય છે. તે પિપીલિકાનો અપભ્રંશ થવાથી થયો હશે એમ તેના સ્વરૂપ ઉપરથી કહી શકાતું નથી. ને મૃદંગયતિનું લક્ષણ પ્રાચીન સાથે મળતું આવતું નથી. પરંતુ પ્રો૦ મૌલાબક્ષ જે યતિઓ વિષે કહે છે તેમાથી કેટલા યતિમા યતિત્વના ધર્મો છે તે જેવું જોઇએ. જે સ્વરસમૂહો તાલથી નિયમિત હોય, ને તેમાં લયની પ્રવૃત્તિના નિયમનું કંઈ પણ અંગ હોય તેને આપણે યતિત્વનો ધર્મ કહીશું. એ ધર્મ સમ અને વિષમયતિમાં નથી. તે તો ચોખ્ખી રીતે સમ અને વિષમગ્રહનો પ્રકાર છે. ગોપુચ્છ યતિમાં યતિત્વનો કંઇક ધર્મ છે એમ કહી શકાશે. પ્લુતયતિ એ યતિ છેજ નહિ, ને તેઓ જેને પ્લુતયતિ કહે છે તેને

| | | | |
|---|---|---|---|
| (૫) | ŏ ˘ | ३—१ | साऽ॰ स |
| (૬) | ˘ o ˘ | १—२—१ | स साऽ स |
| (૭) | o ˘ ˘ | २—१—१ | साऽ स स |
| (૮) | ˘ ˘ ˘ ˘ | १—१—१—१ | स स स स |
| (૧) | I | લઘુવિરામનો પ્રસ્તાર. ૫ | सा⌒स |
| (૨) | ˘ \| | १—४ | स सा४ |
| (૩) | o ŏ | २—३ | साऽ साऽ॰ |
| (૪) | ˘ ˘ ŏ | १—१—३ | स स साऽ॰ |
| (૫) | ŏ o | ३—२ | साऽ॰ साऽ |
| (૬) | ˘ o o | १-२-२ | स साऽ साऽ |
| (૭) | o ˘ o | २-१-२ | साऽ स साऽ |
| (૮) | ˘ ˘ ˘ o | १-१-१-२ | स स स साऽ |
| (૯) | \| ˘ | ४—१ | सा४ स |
| (૧૦) | ˘ ŏ ˘ | १—३—१ | स साऽ॰ स |
| (૧૧) | o o ˘ | २—२—१ | साऽ साऽ स |
| (૧૨) | ˘ ˘ o ˘ | १-१-२-१ | स स साऽ स |
| (૧૩) | ŏ ˘ ˘ | ३—१—१ | साऽ॰ स स |
| (૧૪) | ˘ o ˘ ˘ | १-२-१-१ | स साऽ स स |
| (૧૫) | o ˘ ˘ ˘ | २-१-१-१ | साऽ स स स |
| (૧૬) | ˘ ˘ ˘ ˘ ˘ | १-१-१-१-१ | स स स स स |

અંગ પ્રથમ લખવું તેની નીચે તેથી ઓછી માત્રાનુ અંગ લખવું. એટલે કે, જો આપણે લઘુઅંગ (૪ માત્રાના અગનો) પ્રસ્તાર કહાડવો હોય તો પ્રથમ લઘુઅંગનું ચિન્હ લખવું, તેની નીચે ૩ માત્રાના અગનુ દ્રુતવિરામનું ચિન્હ લખવું; આ પ્રમાણે લખતાં બાકીની ૧ માત્રાનું અંગ તેની જોડમાં ડાબી તરફ લખવું; આથી બીજું રૂપ થશે. પછી બીજા રૂપમા જેટલાં ચિન્હ હોય તેમાથી ડાબી બાજુએ જે રૂપ હોય તેની નીચે, તેથી ઓછી કીંમતનું ચિન્હ મૂકવું ને જમણી તરફ ઉપર જે ચિન્હો હોય તેજ નીચે મૂકી દેવાં, ને બાકીની ખુટતી માત્રાનુ ચિન્હ ડાબી તરફ મૂકી માત્રાઓ પૂરી કરવી. પણ જો તેજ રૂપ જો માત્ર એકજ માત્રા (વિરામ)નુ હોય તો તેની પાસેના જમણી તરફના તેથી મોટા ચિન્હની નીચે, તેના કરતા નહાનુ ચિન્હ મુકવુ ને જમણી તરફ ઉપરનાંજ ચિન્હો મૂકી દઈ, ખુટતી માત્રાનાં ચિન્હો ડાબી તરફ મૂકવા એ જ નિયમ તમામ રૂપોને માટે જાણી લેવો મતલબ કે, પિંગળમા ગુરૂ લઘુનો પ્રસ્તાર કરવાની જે રીત છે તેજ રીત અહિ સમજી લેવી. તેમા " ઉપર ગુરૂ નીચે લઘુ " એ રીત પ્રસિદ્ધ છેજ. તેમ લઘુની નીચે દ્રુતવિરામ, દ્રુતવિરામની નીચે દ્રુતઅંગ, ને દ્રુતઅંગની નીચે વિરામ અગ લખવાં. એમ છેલ્લે સર્વે વિરામ અગો આવતા સુધી પ્રસ્તાર કહાડવો આ રીત પ્રમાણે ૧ માત્રાના અગથી તે ૫ માત્રાના અગ સુધી પ્રસ્તાર કહાડી બતાવીએ છીએ.

| પ્રસ્તારના રૂપ ચિન્હના પ્રકારથી | | પ્રસ્તારનાં રૂપ સખ્યાના પ્રકારથી | સ્વરની નીચે કાળ આપી સ્વર પ્રકારથી |
|---|---|---|---|
| (૧) ◡ | વિરામ અગનો પ્રસ્તાર. | ૧ | स |
| (૧) ० | દ્રુત અંગનો પ્રસ્તાર. | ૨ | सा ऽ |
| (૨) ◡ ◡ | | ૧—૧ | स स |
| (૧) ◡० | દ્રુતવિરામનો પ્રસ્તાર. | ૩ | सा ऽ. |
| (૨) ◡ ० | | ૧—૨ | स सा ऽ |
| (૩) ० ◡ | | ૨—૧ | सा ऽ स |
| (૪) ◡ ◡ ◡ | | ૧-૧-૧ | स स स |
| (૧) । | લઘુઅગનો પ્રસ્તાર | ૪ | सा ४ |
| (૨) ◡ ◡० | | ૧—૩ | स सा ऽ. |
| (૩) ० ० | | ૨—૨ | सा ऽ सा ऽ |
| (૪) ◡ ◡ ० | | ૧—૧—૨ | स स सा ऽ |

| | | | |
|---|---|---|---|
| (૫) | ŏ ˘ | ૩—૧ | सा$_{s\circ}$ स |
| (૬) | ˘ o ˘ | ૧—૨—૧ | स सा$_{s}$ स |
| (૭) | o ˘ ˘ | ૨—૧—૧ | सा$_{s}$ स स |
| (૮) | ˘ ˘ ˘ ˘ | ૧—૧—૧—૧ | स स स स |

લઘુવિરામનો પ્રસ્તાર. ૫

| | | | |
|---|---|---|---|
| (૧) | Ĭ | | सा⁀स |
| (૨) | ˘ I | ૧—૪ | स सा$_{४}$ |
| (૩) | o ŏ | ૨—૩ | सा$_{s}$ सा$_{s\circ}$ |
| (૪) | ˘ ˘ ŏ | ૧—૧—૩ | स स सा$_{s\circ}$ |
| (૫) | ŏ o | ૩—૨ | सा$_{s\circ}$ सा$_{s}$ |
| (૬) | ˘ o o | ૧-૨-૨ | स सा$_{s}$ सा$_{s}$ |
| (૭) | o ˘ o | ૨-૧-૨ | सा$_{s}$ स सा$_{s}$ |
| (૮) | ˘ ˘ ˘ o | ૧-૧-૧-૨ | स स स सा$_{s}$ |
| (૯) | I ˘ | ૪—૧ | सा$_{४}$ स |
| (૧૦) | ˘ ŏ ˘ | ૧—૩—૧ | स सा$_{s\circ}$ स |
| (૧૧) | o o ˘ | ૨—૨—૧ | सा$_{s}$ सा$_{s}$ स |
| (૧૨) | ˘ ˘ o ˘ | ૧-૧-૨-૧ | स स सा$_{s}$ स |
| (૧૩) | ŏ ˘ ˘ | ૩—૧—૧ | सा$_{s\circ}$ स स |
| (૧૪) | ˘ o ˘ ˘ | ૧-૨-૧-૧ | स सा$_{s}$ स स |
| (૧૫) | o ˘ ˘ ˘ | ૨-૧-૧-૧ | सा$_{s}$ स स स |
| (૧૬) | ˘ ˘ ˘ ˘ ˘ | ૧-૧-૧-૧-૧ | स स स स स |

તબલા અને પખવાજ વગાડનારાઓને માટે પ્રસ્તારનો ઉપયોગ ઘણો છે. એ વિ તબલાના પાઠમા વગાડવાના શબ્દોથી સમજાવવામા આવશે

૧૪૬ આ ૧૦ પ્રાણુ આપણા દેશમા બહુ જાણુવામા નથી તેથી તાલ વિષે કોઇ કેમ ધારે છે ને કોઈ ભલતું જ માની બેસે છે તાલના ૧૦ પ્રાણ

૧૦ પ્રાણુની યોગ્યતા

તે માત્રારૂપ જે કાળ અને તાલ એના ચોક્કસ બધનો છે. કાળ, માર્ગ, ક્રિયા, અંગ, ગ્રહ, જાતિ, કળા, લય, યતિ અને પ્રસ્તાર એમા કાળ, માર્ગ અને લય એ ત્રણે માનાનુ માન ચોક્કસ રીતે જાળવી રાખવાનો વિચાર ચલાવે છે અંગ અને ક્રિયા તાલ( તાળી કે ખાલી )નું માપ નક્કી કરે છે, અને એ નક્કી કરેલા કાળરૂપ ક્ષેત્રના માપમા કાયમ રહી ગ્રહ, જાતિ, યતિ તથા પ્રસ્તાર એ ક્ષેત્રને અનેક રીતે ખેડે છે, ને તે ખેડવાની કુશળના ચાલાક ખેડુત ( ગાયક કે વાદક ) ઉપર આધાર રાખે છે.

કાળના ૧૦ પ્રાણુનું જ્ઞાન થવાથી કાળરૂપ જે ઇશ્વિર તેનું કઇક ભાન થાય છે ને તેની જૂદી જૂદી લય તથા ગતિઓનો મન ઉપર સસ્કાર થવાથી તેથી જે અનેક જાતના રમોનુ ભાન થાય છે તે તો વળી જૂદુજ. એક માત્રા જેટલા કાળના અવકાશમા ગાયક કે વાદક જેમ વધારે સ્વરો પ્રકટ કરી તાન આલાપ ઉપજાવે તેમ અલૌકિક આનદની પ્રતીતિ થાય છે, તેમ આ સૃષ્ટિમા એક ક્ષણુ જેટલા કાળમા જે અનત વિકારો પલટાઈ જતા હશે તે કેવી રીતે પલટાતા હશે, અને તે પલટાવાથી સમષ્ટિરૂપ ઇશ્વિર નિરિચ્છપણે જીવન્મુક્ત જ્ઞાની પુરૂષોને કેવો વિલક્ષણ આનદ આપતો હશે તે તો જાણુનાર જ જાણે !! જેમ એક લઘુ જેટલા કાળમાં મોઈ ગવૈયો એટલી તૈયારીની તાન લે કે તે સાભળી આપણે ગમકી જઈ ભાન ભુલી જઇ "અહાહા, અહાહા" એવા ઉદ્ગારો કહાડીએ છીએ, તો પછી જે સૃષ્ટિકર્તા આ સમસ્ત બ્રહ્માડના પ્રકૃતિ દ્રવ્યના અનત પરિણામો દરેક ક્ષણુમા અનહદ કુશળતાથી કર્યાજ જાય છે તેના તાન આલાપથી ને તૈયારીથી, તેના પૂર્ણ સ્વરૂપને અનુભવનારા જ્ઞાની પુરૂષોને કેટલો આનંદ થતો હશે ? આ વિષય આપણી કલ્પનાથી બહાર છે, જેથી એવા અનત, અમેય કાલસ્વરૂપ ભગવાનને મનથી અને વાણીથી કઈ પણ ઉપમા નહિ આપતા મુગા રહી નમસ્કાર કરીએ



## પાઠ ૧૨ મો.

### સંગીતલેખન પદ્ધતિ. ( નોટેશન સિસ્ટમ. )

### ( NOTATION SYSTEM )

સંગીતલેખન એટલે શું? -

૧૪૭. કોઇ પણ ગાયન જે રીતે ગાવામાં આવતું હોય તેજ રીતથી (૧) તે ગાયનના દરેક અક્ષરો જે જે સ્વરમાં બોલાતા હોય તે તે **સ્વરો** તથા (૨) તે સ્વર સહિત બોલાયલા ગાયનના અક્ષરો કેટકેટલા કાળ સુધી લંબાય છે કે ટુંકાય છે તેના **કાળ** બતાવનાર ચિન્હો, (૩) તેમજ ગાયનના કોઈ અક્ષર ઉપર ભાર મુકવો પડે, અથવા કોઈ અક્ષર મોટેથી થડકાઇને બોલવો કે ધીમેથી બોલવો વગેરે જે ખાસ **ક્રિયાઓ** કરવી પડે છે તે, એ ત્રણે બાબતો બતાવવા માટે તે તે બાકૃત વિષેની ખાસ નિશાનિઓ અથવા વિષયદર્શક **સંજ્ઞાઓ** નક્કી કરી, તે સંજ્ઞાઓ ગાયનના સ્વરોને જોડીને, તેની નીચે ગાયનની કવિતાના અક્ષરો લખી, આખુ ગાયન લખવાની રીતને **સંગીતલેખન પદ્ધતિ** કહે છે. એને માટે એક દાખલો આપીશું એટલે સમજાશે. દાખલા માટે લલિત છંદ લઇએ·

| | | | |
|---|---|---|---|
| નર ગણી ગણે, | ન્યાલ હુ થયો, | લલિત લક્ષણો, | જ્ઞાનમા ગયો. ૧. |
| અથવા— કરણરાય તું, | ક્યાં હરે ગયો, | નગર છોડીને, | શીદને ગયો. ૧. |
| અથવા— અરર ઓ પ્રભૂ, | શું હવે થશે, | દિન વિયોગના | શી રીતે જશે: ૧ |

લલિત છંદની જૂદી જૂદી એ ત્રણ કવિતાઓ આપણામાં જે બોલાય છે તેની એક એક કડી આપી છે એ કવિતાઓ જે સાદી ઢબથી બોલાય છે તેજ સાદી ઢબથી ગવાતાં તેના દરેક અક્ષરો જે જે સ્વરોમા બોલાય છે તે સ્વરો લખી નીચે પ્રમાણે કવિતા લખીએ છીએ. જેમકે—

**સ સ સ સા રિ મ ગ મ પ મ ગ રિ ગ રિ સા રિ ગ રી ગ રી સ સા**
ક ર ણ રા ય તું ક્યા હ રે ગ યો ન ગ ર છો ડી ને શી દ રે ગ યો,
અ ર ર ઓ પ્ર ભુ શુ હ વે થ શે દિ ન વિ યો ગ ના શી રીં તે જ શે.

આ રીતે આ કવિતા તદ્દન સાદી ઢબથી બોલતાં કે ગાતા, તેના અક્ષરો જે જૂદા જૂદા સ્વરમાં બોલાય છે તે સ્વરો, કવિતાના દરેક અક્ષરોની ઉપર મૂકયા છે હવે ફરીવાર એ કવિતા બોલશો અને બોલતી વખતે દરેક અક્ષર ઉપર ધ્યાન આપશો તો જણાઈ આવશે કે કોઈ અક્ષર સાધારણ રીતે બોલાય છે ને કોઈ અક્ષર ઘણા વખત સુધી લબાવવો પડે છે. જેમકે, ( કરણરાયમા ) 'રા' એ અક્ષર "કરણ" કરતાં લંબાવીને બોલાય છે, ને 'તુ' એ અક્ષર 'રા' કરતાં પણ બહુજ લબાવીને બોલવામાં આવે છે. એવીજ રીતે રે, યો, છો, ને, શી, રે, યો આટલા અક્ષરો લબાવવામાં આવે છે. હવે એ લબાવવામાં આવતા અક્ષરો કેટકેટલી માત્રા ( કાળ ) સુધી લંબાય છે તેનાં ચિન્હો સ્વરની નીચે આપી ફરી તેજ સ્વરો અને કવિતા લખી જઇએ.

स स स सा रि म ग म प म ग रि ग रि सा रि ग रीं ग रीं स सा

ક ર ણુ ગા ય તું ક્યા હ રે ગ યો ન ગ ર છો ડી ને શી દ રે ગ યો

આ પ્રમાણે દરેક સ્વર લંબાવીએ કે ટુંકાવીએ તે પ્રમાણે કવિતા લખી. પરંતુ એનો તાલ કયો, તેનો જે તાલ હશે તેની માત્રાઓ કેટલી, ને તે પ્રમાણે કયા અક્ષર ઉપર તાળી કે ટકોરો મારવો અને કયા અક્ષર કે સ્વર ઉપર ખાલી આપવી, તેમજ દરેક તાળીનો ગાળો જેટલી માત્રાઓનો હોય, ને આખા ગાયનમાં કુલે જેટલી તાળીઓ પડતી હોય તે સર્વે માત્રાઓનો સરવાળો ગણતાં બધો મેળ મેળવી શકાય તે સારું તાળી ને ખાલીના માપથી સ્વરોના ભાગ પાડવા એ બધી ક્રિયા બતાવવા સારૂ તાળી કે ખાલીના કે ભાગ પાડવાના ચિન્હો આપી વળી એજ કવિતા વધારે ચોક્કસ અને સ્પષ્ટ રૂપમાં લખીએ.

લલિતવૃત્ત. સાદી ઢબ. તાલ દાદરો. માત્રા ૬.

स स स सा रि | म | ग म प म | ग | रि ग रि सा रि | ग | रीं ग रीं स | सा |

ક ર ણુ ગ ય તું ક્યા હ રે ગ યો ન ગ ર છો ડી ને શી દ રે ગ યો

આ ઢબ બોલવામાં દાદરો તાલ આવે છે તેની ૬ માત્રા છે તેથી દરેક ૭ ૭ માત્રાના સ્વરોનો એક એક ભાગ, સ્વરો વચ્ચે ઊભી લીટી કરીને છુટા પાડયો છે, તેથી એના દરેક ભાગમાં ૭ ૭ માત્રાઓ ગણવાનું ઠીક થઈ પડે છે

આવા આવા જૂદી જૂદી જાતના ચિન્હોથી કવિતા લખવાની રીતને **સંગીતલેખનપદ્ધતિ** કહે છે આ પદ્ધતિથી કવિતા કે ગાયનના સ્વર, તાળ, માત્રા, અને બીજી કોઈ પણ જાતની વિશેષ ક્રિયાઓ એ બધાનો ચોક્કસ હિસાબ રહે છે ને તેથી ગાનાર વગાડનારને બહુજ સરલ થઈ પડે છે એને **સંગીતલેખન** એવું ટુંક નામ આપી, એ પદ્ધતિ વિષે હવે વિશેષ વિચાર કરીએ

કોઈ પણ ગાયન કે સ્વરોની રચના કે વાદ્યમાં વગાડવની ગત અથવા તબલા વગેરે **લય** વાદ્યો વગાડવાના શબ્દો (પરન–પાટવર્ણ) કે એકાદ નાચની ગતના શબ્દો એ બધું આ પદ્ધતિથી લખવામાં આવે છે, માટે તે પદ્ધતિ સંગીતમાં અતિશય ઉપયોગી હોઈ શકે એ ચોખ્ખું જ છે

૧૪૮ કયાં હિંદુસ્થાન ને કયાં યૂરોપ કે અમેરિકા!! પણ એ દેશોમાંથી દર અઠવાડીયે હજારો ગાયનો આ પદ્ધતિથી લખાઇને આવે છે ને તમામ હિંદુસ્થાનમાં બેંડ વગાડનારાઓ તેનો ઉપયોગ કરે છે જેમ તમારો ફોટોગ્રાફ તમારા કોઈ પરદેશી મિત્રને મોકલશો તો તે તમારી આકૃતિ બરાબર અનુભવશે, તેવી રીતે સંગીતલેખન એ ગાયન કે કવિતાનો કે તમારા મગજમાં રમી રહેલી એકાદ સુરાવટ એ બધાનો ફોટો છે ધારો કે તમે એક ગાયન તાલ સુરમાં બરાબર ગાયું હવે તે ગાયન તમે જો **સંગીતલેખનથી** લખીને

સંગીતલેખનથી થતા લાભ

વિલાયતમાં મોકલશો તો ત્યાંના લોકો તુરત જ વાંચીને, તમે જેવું ગાતા હતા તેવુંજ ગાશે અને વગાડશે. સંગીતલેખનથી સંગીત સદા જીવતું રહે છે એ મ્હોટો લાભ છે. આ-જથી હજાર પાંચસેં વર્ષ ઉપર જે કવિઓ થઈ ગયા તેઓએ પોતાનાં બનાવેલાં સંગીતો જો આ પદ્ધતિથી લખી રાખ્યાં હોત તો આજે તે બહુજ કીમતી થઈ પડયાં હોત, પરંતુ આજે તો તેમની શબ્દમય કવિતારૂપ રચનાઓ જ માત્ર રહી ગઈ છે, ને તે સાથેની કવિતા મનમાં ઉપજેલી સુરાવટ, તેનો તો આજે પત્તો પણ નથી ( તદ્દન નાશ પામ્યા જેવી થઈ છે ). પ્રેમાનંદ, મીરાંબાઈ, નરસિંહમહેતા, દયારામ વગેરે સારા સારા કવિઓનાં જે ગાયનો આજે આપણે ગાઇએ છીએ તેના સ્વરો, એ મૂળ કવિઓ જે સુરાવટથી ગાતા હશે તેજ સુરાવટથી હાલ ગાવામાં આવે છે કે કેમ એ ચોક્કસપણે કહી શકાશે નહિ. પ્રેમાનંદ જેવા કવિએ આપેલા અનેક રાગોના સ્વરો નાશ જ પામ્યા છે. હાલના સાહિત્યના પોષકો જૂના સાહિત્યને છપાવી વ્યવસ્થિત કરવામાં જેટલું લક્ષ આપે છે તેટલું લક્ષ, એ સાહિત્યોના સ્વરોનું શોધન કરવામાં બીલકુલ આપતા નથી, ને એ વિષે તેમને કશો પણ ખ્યાલ નથી. એથી પરિણામ એ આવે છે કે માત્ર શબ્દમય ક-વિતાઓનાં અલંકાર વિનાનાં નિસ્તેજ ખોળીયાં પડી રહે છે.

હાલમાં આપણા ગુજરાતમાં જે સારા સારા કવિઓ છે તેમને સંગીતના જ્ઞાન સાથે આ પદ્ધતિ એટલી બધી ઉપયોગી છે કે, તે વિષે લખવા જતાં ગ્રંથનો વિસ્તાર થઇ જાય. આ પદ્ધતિથી એક મહોટો ફાયદો એ છે કે, અક્ષરમેળ અને માત્રામેળ છંદો, કે જેમનાં માપ તો પિંગળમાં નિયમિત થઈ ગયાં છે, પરંતુ તે સિવાય આજકાલ નાટકોમાં જે હજારો નવી નવી પદ્ય રચનાઓ થવા માંડી છે, તેમજ મીરાં, નરસિંહમહેતા, દયારામ, સુરદાસ, કબીર વગેરે પ્રાચીન કવિઓનાં અનેક પદો, તથા વ્યવહારમાં ગવાતાં સેંકડો સ્ત્રીગીતો, એ બધામાંથી કોઇ પણ અમુક સંગીતના માપવાળી કવિતા રચવી હોય તો ગુંચવણ પડતી નથી, ને આ પદ્ધતિથી એ કવિતા સરલ થઈ પડવા ઉપરાંત તેના માપનું ધોરણ મનમાં રમી રહે છે, ને નવીન કવિતા બહુજ સરલ રીતે બનાવી શકાય છે પરંતુ આ વિષય હાલના કવિઓ નહિ જાણતા હોવાથી પિંગળની બહારનાં પદ્યો બનાવતી વ-ખતે એવી ભૂલો કરે છે કે, માત્રાઓનો મેળ મળતો નથી, ને તાલની જગાઓ બરાબર છુટી નહીં પડતાં ગોટાળા ભરેલું થઈ પડે છે. હાલના કવિઓની કવિતાનાં અનેક ઉદાહ-રણો લઈ એ ભૂલ બતાવી શકાય તેમ છે. પ્રાચીન કવિઓએ પણ એવીજ ભૂલો કરી છે. દયારામ જેવાએ પણ એવી ભૂલો કરી છે તો બીજાની વાત જ શી!!

માટે જો કવિતાનું કુદરતી માપ સમજવું હોય, ને પોતે બનાવેલી કવિતા આપણા મગજમાં જે સ્વરોની રચનાને લઇને ઉત્પન્ન થઈ તેજ સ્વરરચનાને કાયમ કરવી હોય, ને હાલ થોડાં ઘણાં પણ લોકપ્રિય પ્રાચીન સંગીતો લોકોને મ્હોએ પરંપરાથી ગવાતાં આવે છે તેમને કાયમ રાખવાં હોય તો આ પદ્ધતિમાં એ બધું સાહિત્ય લખાઈ છપાઈ વ્યવસ્થિત રાખવું જોઇએ.

સંગીતકલામાં એ પદ્ધતિ તો અતિશય જ ઉપયોગી છે. એ પદ્ધતિ જ્યારે સામવે-દની રચના થઈ ત્યારે ઉત્પન્ન થઈ હતી, પરંતુ તે ત્યાંજ અટકી પડી પછી એણે ઈ-

સં૦ ૧૩-૧૪ સૈકા સુધી કંઇક થોડો દેખાવ દીધો. પછી આપણું સંગીત મુસલમાનોના હાથમાં સપડાયું ત્યારથી પ્રાચીન પદ્ધતિ વ્યવહારમાંથી ચાલી ગઈ ને કદાચ રહિ તો કોઈ કોઈ ગ્રંથોમાં ગુપ્તપણે પડી રહી મુસલમાનોએ આપણી સંગીતકલાને બહુજ સરસ કેળવી એમાં શક નથી; પરંતુ તેમનામાં વિદ્યાનો છાંટો ન મળે તેથી તાનસેન, બેજુબહાવરા વગેરેનાં તેમજ તે પછીના મુસલમાન કળાવાનોએ રચેલાં સંગીતો પરંપરાથી મોએ રાખવા માંડયાં. એથી એ પરિણામ આવ્યું કે, આ પદ્ધતિ નાશ પામી ને ઉત્તમોત્તમ રાગ રાગણીઓનાં સંગીતો, રચનાર પુરૂષમાં જે ઉત્તમતાથી ઉત્પન્ન થયાં તે ઉત્તમતા તેમના મરણ પછી તેમની સાથે બળી ભસ્મ થઈ, ને ગુરૂની ખરી ખુબી શિષ્યમાં નહિ, ને શિષ્ય વળી પોતાના થોડા જ્ઞાન ઉપર મુસ્તાક બની તેમાં ફેરફાર કરી જે ભ્રષ્ટ રૂપ થાય તે વળી તેના ઉપશિષ્યમાં તેથી પણ ઉતરતી સ્થિતિમાં ઉતારી આપે. આવી સ્થિતિ થવાથી હજાગે સારાં સારાં ગાયનો હાલ ગવૈયાઓને મોઢે છે ને તેઓ તેમાં જે સરસ કુશળતા વાપરી જે આનંદ બતાવે છે તે બધું જતું રહેશે, ને શુષ્ક સંગીત પાછળ પડયું રહેશે. જેથી આપણા દેશમાં આ પદ્ધતિ બધે પ્રસરે ને જે સંગીતના હિતેચ્છુઓ છે તેઓ આ કળાને સારા પાયા ઉપર આણી પ્રાચીન અર્વાચીન સંગીતને કાયમ કરે તોજ સંગીત જીવતું રહેશે; નહિ તો તે નાશ પામશે કે કેમ તેની ફિકર કરવા જેવું છે.

ગાયનશાસ્ત્ર શીખનાર નવા અભ્યાસીને માટે સંગીત લેખનપદ્ધતિ કેટલી બધી ઉપયોગી છે તે વિષે વધારે લખવાની જરૂર જ નથી. ગમે તે ગાયનો કે સુંરાવટો તાલ માત્રાથી અને સ્વરોનાં ચિન્હોથી લખીને રાખ્યાં હોય તો (એક વખત આ પદ્ધતિ જાણી લીધા પછી) વિદ્યાર્થીને માત્ર કસરત (પ્રેકટીસ) કરવાની જ બાકી રહે છે. પછી શિક્ષકની જરૂર જ પડતી નથી, ને આ પદ્ધતિથી તેનું જ્ઞાન નિર્મળ થાય છે.

**૧૪૯.** આ પદ્ધતિ પ્રથમ તો સારી રીતે ખીલવીને ફેલાવો કરવાનું માન કલકત્તાવાળા પ્રસિદ્ધ સુરેન્દ્રમોહન ટાગોરને છે. તેમણે અંગ્રેજી લેખનપદ્ધતિને સામે રાખી તેના જેવી આર્ય પદ્ધતિ ચાલૂ કરીને અનેક ગ્રંથો છપાવ્યા. ત્યાર પછી અનેક વિદ્વાનોએ જૂદી જૂદી પદ્ધતિઓ કહાડી, પરંતુ તે સર્વેમાં વડોદરાના સંગીતના આચાર્ય અને અમારા ગુરૂ મરહુમ પ્રોફેસર મૌલાબક્ષ એમની પદ્ધતિ જ વખાણવા લાયક છે. એ પદ્ધતિ અંગ્રેજીમાં જે બે પદ્ધતિઓ ચાલૂ છે તેના કરતાં વિશેષ સરલ હોઈ આર્ય સંગીતને વધારે અનુકૂળ છે. સંગીતલેખન પદ્ધતિ તેમણે પ્રથમ શરૂ કરીને, તેનો પ્રસાર વડોદરા રાજ્યમાં ગાયનશાળાઓ દ્વારા કર્યો, તેથી અનેક શિષ્યો એ પદ્ધતિથી શીખીને તૈયાર થયા છે. અમે એમની પદ્ધતિમાં સહેજ ફેરફાર કરી આ ગ્રંથમાં કાયમ રાખી છે. તે ફેરફાર પ્રાચીન ગ્રંથોના આધારથી, અંગ્રેજી લેખન પદ્ધતિ ઉપરથી, છાપખાનાની સગવડ ઉપર આધાર રાખી તથા સરલતા ઉપર લક્ષ રાખી કેટલાંક ચિન્હો ફેરવી, કેટલાંક નવાં બનાવી કર્યો છે; એ વિષે ગયા પાઠોમાં જે તે વિષયોના વર્ણનમાં જણાવ્યું જ છે. મુંબઇ ઇલાકામાં જૂદા જૂદા વિદ્વાનોએ પોતપોતાની પદ્ધતિઓ બનાવી છે. વડોદરાના પ્રોફેસર ફેજમાહમદ તથા પૂનાના રા. રા. નારાયણરાવ બનહટી બી. એ. તેમજ ભાવનગરના શ્રીમન્મહારાજા સાહેબ તેમ બીજાઓની

જુદી જુદી સંગીત-લેખન પદ્ધતિઓ.

પદ્ધતિઓ તેમના ગ્રંથોમા જોવામા આવે છે આથી જેને જે ફાવે તે પોતે નવી નવી પદ્ધતિઓ રચે ને તેથી સમગ્ર હિંદમા હજારો પદ્ધતિઓ ઊભી થાય, ને એક પદ્ધતિનું ઓળખાણ બીજાને ન થતા અવ્યવસ્થા થાય એ સિવાય બીજો લાભ થવાનો નહિ. તે કરતા તો એકજ પુરૂષ જે પદ્ધતિ ચલાવે ને તે પદ્ધતિનો જો બહોળો પ્રચાર થએલો હોય તો તેજ પદ્ધતિને સુધારી તેનો ઉપયોગ કરવામા આવે એ માર્ગ યોગ્ય ગણાય એ સ્પષ્ટ જ છે. જેથી હવે પ્રો૦ મૌલાબક્ષની પદ્ધતિને અનુસરતી સગીતલેખનપદ્ધતિના ચિન્હો મુકરર કરવાનો પ્રયત્ન કરીએ.

૧૫૦ સગીતલેખન અથવા નોટેશનનો આધાર દરેક રીતે ચિન્હો કે નિશાનીઓ ઉપર છે તેથી એ ચિન્હોને આપણે ૩ વર્ગમા વહેંચી નાખીએ જે ચિન્હોથી સ્વરો સબધી વ્યવસ્થા સૂચવાય છે તેને આપણે **સ્વરલેખન** કહીશુ, જે ચિન્હોથી કાળ કે તાલ સબધી વ્યવસ્થા સૂચવવામા આવે છે તેને **કાળલેખન** કહીશુ અને જે ચિન્હોથી ગાવા કે વગાડવા માટે કેટલીક ખાસ ક્રિયાઓ કરવામા આવે છે તેની સૂચના થઇ શકે એવા લેખનને આપણે **વિશેષક્રિયાલેખન** કહીશુ એટલે કે સ્વરોના ચિન્હથી **સ્વરલેખન** થશે, કાળના ચિન્હોથી કાળલેખન થશે અને કેટલાક ક્રિયા સૂચક ચિન્હોથી **વિશેષક્રિયાલેખન** થશે આ રીતે દરેક વર્ગમા જે જે ચિન્હો રાખવા જોઇએ તે ચિન્હોની સમજુતી આપીએ છીએ

સગીતલેખનના ચિન્હોના ૩ વર્ગ

## ૧૫૧ સ્વરલેખનનાં ચિન્હો.

**(૧) સાત શુદ્ધ સ્વરોનાં ચિન્હ**—ષડ્જ, ઋષભ, ગાધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત સ્વરને માટે અનુક્રમે **સ રિ ગ મ પ ધ નિ** એવી અક્ષરરૂપ સજ્ઞાઓ છે તે વિષે પૂર્વે કલમ ૧૯ મા જણાવ્યુજ છે

**(૨) કોમલ સ્વરોનાં ચિન્હ**—કોઈ પણ સ્વર કોમળ હોય તો તે સ્વરની ઊપર ડાબી તરફ ˇ આવુ ચિન્હ કરવા વિષે પૂર્વ કલમ ૩૫મા જણાવ્યુજ છે જેમકે **રિ ગ ધ નિ** એ ચારે સ્વરોને કોમલ લખીને બતાવવા હોય તો **ˇરિ ˇગ ˇધ ˇનિ** આ પ્રમાણે લખાય.

**(૩) તીવ્ર સ્વરોનાં ચિન્હ**—કોઈ પણ સ્વર તીવ્ર હોય તો તે સ્વરની ઊપર જમણી તરફ ^ આવુ ચિન્હ કરી લખવા વિષે પૂર્વે કલમ ૩૫મા જણાવી ગયા છીએ જેમકે **મ** તીવ્ર લખવો હોય તો **મ^** આમ લખાય

**(૪) સપ્તકનાં ચિન્હ**—જો કોઈ સ્વર મધ્યસપ્તકથી ઉતરતો (એટલે કે મન્દ્ર સપ્તકનો) હોય તો ( તે સ્વર કોમલ હોય કે તીવ્ર હોય તો પણ ) તે સ્વરના માથા ઉપર • આવુ બિંદુ કરવામા આવે છે. જેમકે **સ રિ ગ મ મ^ ધ નિ મ** વગેરે જો કોઈ સ્વર મધ્યસપ્તકથી ચઢતો (એટલે કે, તાર સપ્તકનો) હોય તો ( તે સ્વર કોમલ હોય કે તીવ્ર હોય તો પણ ) તે સ્વરના માથા ઉપર ׀ આવી ઊભી લીંટી કરવામા આવે છે જેમકે,

स रि ग म प, ग॑ म॑ ध॑ नि॑ વગેરે મન્દ્રથી ઉતરતા અનુમન્દ્રને માટે તેમજ તારથી ચઢતા અતિતારને માટે કયા ચિન્હો છે તેને માટે કલમ ૪૫-૪૭ મા જણાવ્યુ છે

પ્રો૦ મૌલાબક્ષે કોમલને માટે V આવુ, એટલે અંગ્રેજી 'વી' જેવુ ચિન્હ રાખ્યુ છે અને તીવ્ર માટે સ્વરની - નીચે આવી લીટીનુ ચિન્હ રાખ્યુ છે જેમકે रि કોમલ લખવી હોય તો रिV આવી રીતે લખવામા આવે છે ને म તીવ્ર લખવો હોય તો म, આમ લખવામા આવે છે મન્દ્રસપ્તકને માટે સ્વરની નીચે આડી લીટી, ને તારને માટે સ્વરની ઉપર આડી લીટીનો નિયમ રાખ્યો છે જેમકે, મન્દ્રના સ્વરો स॒ रि॒ ग॒ म॒ વગેરે, તેમજ તારના સ્વરો स॑ रि॑ ग॑ म॑ વગેરે એ રીતે કોમલ તીવ્ર, મન્દ્ર અને તાર એ ચારે વિધેના ચિન્હો પ્રો૦ મૌલાબક્ષે કલ્પનાથી બનાવ્યા છે, પરતુ ઉપર જે ચિન્હો આપ્યા છે, તેમા કોમલ તીવ્રના ચિન્હો અર્થને અનુસરી છાપખાનાની સવડ જોઈ રાખ્યા છે ને મન્દ્ર તથા તારના ચિન્હ પ્રાચીન ગ્રથોમાં છે તે રાખ્યા છે

## ૬૫૨ કાળલેખનના ચિન્હો.

(૫) અમુક કાળના ચિન્હો—કોઈ પણ સ્વર કે અક્ષર જેટલી માત્રા કે કાળ સુધી લબાવવો હોય તેટલી માત્રાના ચિન્હને માટે પૂર્વ કલમ ૬૩ તેમજ ૬૮ થી ૭૬ સુધીમા જણાવ્યુ છે, તેજ ચિન્હો અત્રે સમજવા તે નીચે પ્રમાણે —

| કાળના નામ— | મહાહંસપદ | હંસપદ | કાકપદ (દ્વિગુરૂ) | ગુરૂ | લઘુ | દ્રુત | અણુ | ત્રુટિ |
|---|---|---|---|---|---|---|---|---|
| તેના ચિન્હ— | † | ^ | ४ | ऽ | I | ` | ॅ | ॆ |
| ચિન્હ જોડેલા સ્વરો | सा† | सा^ | सा४ | साऽ | स | स॒ | स॒ | स॒ |
| ઉપરના ચિન્હવાળા સ્વરો કેટલી માત્રા લબાવવા | ૧૬ | ૮ | ૪ | ૨ | ૧ | ૦॥ | ०। | ⅛ |

(૬) આઠકાળની વચ્ચેનાં કાળના ચિન્હ—પૂર્વ કલમ ૮૦ મા જણાવ્યા પ્રમાણે ૦॥ માત્રા તેમજ ૧॥ ૩, ૬, ૧૨ માત્રાના ચિન્હો વિષે કહ્યુ હતુ તેજ વ્યવસ્થાને સાર્ધ ( ડૉટેડ Dotted ) કાળ એવુ નામ આપ્યુ છે એટલે કે, ઉપર બતાવેલા ૮ કાળમાના કોઈ પણ ચિન્હની આગળ ० આવુ મીડુ આવે તો તેની કીંમત ૧॥ ગણી સમજી માત્રાઓ ગણવી ઉપરના કાળમાથી યોગ્ય કાળ લઈ તેના ચિન્હની આગળ મીડુ મુકી બતાવીએ

| કાળનું નામ | હંસપદ | કાકપદ | ગુરૂ | લઘુ | દ્રુત |
|---|---|---|---|---|---|
| માત્રા | ૮ | ૪ | ૨ | ૧ | ૦॥ |
| ચિન્હ | ^ | ४ | ऽ | I | ` |
| દાખલો | सा^ | सा४ | साऽ | स | स॒ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મીડું જોડી, ૧॥ ગણી કીમત કેવી રીતે થાય છે? | सा ^ | सा ४०. | सा ऽ० | स ० | स । |
| મીડું જોડતાં કેટલી માત્રા થાય? | ૧૨ | ૬ | ૩ | ૧॥ | ०॥। |

આવા કાળને સાર્ધ (દોઢ ગણા) કાળ કહે છે. તે સિવાય ૯, ૭ અને ૫ માત્રાના કાળ માટે ઉપરના કાળના બે કે ત્રણ સ્વરો જોડી દઈ નિર્વાહ ચલાવવો. જેમકે, सा^ स આમ હોય ત્યાં ૯ માત્રા સમજવી; सा४० स આમ ૭ માત્રા થઈ શકે, ને सा४ स આમ પાંચ માત્રા થઈ શકે. એમ મિશ્ર વ્યવસ્થા જાણી લેવી.

આ બધા કાળનાં ચિન્હો સ્વરોની નીચે જોડતી વખતે એટલુ ધ્યાનમાં રાખવું કે, ગુરૂ અને તે ઉપરાંતના કાળ માટે स रि नि ને બદલે सा री नी એમ દીર્ઘ અક્ષરો લખવા, ને ग म प ध એ અક્ષરો તો ગમે તે કાળમાં તેજ રાખવા, કેમકે તેમને गा मा पा धा એમ લખીએ તો તેના ઉચ્ચાર કાનને ખગબ લાગશે, ને 'અશુદ્ધ ગણાશે તે જૂદું જ. જો કે પ્રાચીનો તેમ પણ કરતા, પરંતુ તેની નીચે ગુરૂ કે તે ઉપરાતના કાળનાં ચિન્હો જોડતા નહોતા, પરંતુ આપણે તો તે ચિન્હો જોડવાનો નિયમ રાખ્યો છે, એટલે તેમ કરવું યોગ્ય ધાર્યું નથી. એને માટે પણ પૂર્વે કલમ ૭૮ની ટીપમા ખુલાસાથી જણાવ્યું છે.

પ્રો૦ મૌલાબક્ષે ગુરૂ, લઘુ, દ્રુત, અણુ, ત્રુટિ એ પાંચેના જે ચિન્હો સ્વીકાર્યાં છે તેજ અહિં અમે પણ સ્વીકાર્યાં છે. દ્વિગુરૂનુ ચિન્હ 8 આમ અગ્રેજી આકડા પ્રમાણે તેમણે રાખ્યું છે તે સુધારી મેં ૪ આમ બાળબોધ ચોગડા પ્રમાણે રાખ્યું છે. હંસપદને તેઓ કાકપદ કહે છે પણ માત્રા તો ૮ માને છે. ૮ માત્રાનું ચિન્હ તેમણે ⩓ આવું રાખ્યું છે તે સુધારી મ્હેં ^ આવું રાખ્યુ છે. કેમકે, ૮ માત્રાના કાળનુ નામ હસપદ ઠર્યું ત્યારે આપણામા પ્રાચીનકાળથી ગ્રયો લખવામા હંસપદના ચિન્હનો જે ઉપયોગ થતો તેજ આપણે કાયમ રાખવું જોઇએ. વળી ૧૬ માત્રાના મહાહંસપદ કાળ માટે તેમણે કશું કહ્યું જ નથી એટલે તેના ચિન્હની સરખામણીની વાત ક્યા રહી? તે ચિન્હ મેં નવું યોજ્યું છે. કોઈ પણ ચિન્હની આગળ મીડુ મુકી તેની કિંમત ૧॥ ગણી માનવી તે વ્યવસ્થા પ્રો૦ મૌલાબક્ષે અંગ્રેજી નોટેશનમાંથી લીધી છે તે મેં પણ સ્વીકારી છે.

(૭.) **મુખ્ય અંગોનાં ચિન્હ**—પૂર્વે કલમ ૮૭મા મુખ્ય ૬ અંગો તથા તેમનાં ચિન્હો માટે કહ્યુ છે તેજ ચિન્હો અહિં સમજવાં. એ ચિન્હો સ્વરની નીચે જોડવામાં આવતાં નથી, પણ તાળનાં સ્વરૂપો બતાવવામા તેનો સ્વતંત્ર ઉપયોગ થાય છે. જેમકે દાદરો તાલ હોય તો ०। આવું સ્વરૂપ લખાય, ત્રિતાલ હોય તો ।ऽ। આવું સ્વરૂપ લખાય વગેરે. એ બધી સમજણ પૂર્વે કલમ ૮૬થી ૯૧ સુધીમાં વિસ્તારથી આપવામાં આવી છે. આ સ્વરૂપો ગાયનના મથાળા ઉપર તાલની પાસે આપવામાં આવે છે. એ ચિન્હોની માદી નીચે આપી જઇએ છીએ.

| મુખ્ય અંગનું નામ | વિરામ | દ્રુત | લઘુ | ગુરૂ | પ્લુત | કાકપદ. |
|---|---|---|---|---|---|---|
| કેટલી માત્રા ? | ૧ | ૨ | ૪ | ૮ | ૧૨ | ૧૬ |
| તેનું ચિન્હ | ◡ | ० | । | ऽ | ऽ̊ | × |

(૮) **મિશ્ર અંગોનાં ચિન્હ**—પૂર્વે કલમ ૮૮ મા આ ચિન્હો આપવામા આવ્યા જ છે મુખ્ય અંગના ચિન્હો લઈ તેના મિશ્રણથી મિશ્ર કે પેટા અંગોના ચિન્હો બનાવવા વિષે એજ કલમમા સમજાવ્યુ છે આ ચિન્હો પણ ગાયનને મથાળે જ આપવામા આવે છે થોડાક ચિન્હો નિચે પ્રમાણે —

| મિશ્ર અંગનું નામ | દ્રુતવિરામ | લઘુવિરામ | લઘુદ્રુત | લઘુદ્રુતવિરામ | ગુરૂવિરામ |
|---|---|---|---|---|---|
| કેટલી માત્રા | ૩ | ૫ | ૬ | ૭ | ૯ |
| મિશ્ર ચિન્હ કેવી રીતે થઈ શકે ? | ०̆ | ।̆ | ।॰ | ।॰̆ | ऽ̆ |

આ બધા મુખ્ય અને મિશ્ર પ્રકારના ચિન્હો પ્રો૦ મૌલાબક્ષે પ્રાચીન ગ્રંથમાંથીજ લીધા છે તે મેં માન્ય રાખ્યા છે માત્ર કાકપદઅંગનુ ચિન્હ તેમણે Λ આવુ રાખ્યુ છે તે મે સુધારીને × આવુ રાખ્યુ છે

(૯) **તાળી, સમ અને ખાલીનાં ચિન્હો** ગાયનના જે અક્ષર કે સરગમના જે સ્વર ઉપર તાળી કે ઠમેરો મારવામા આવે છે તે અક્ષર કે સરગમની નીચે – આવી આડી લીટી કે ÷ આવુ ભાગાકારનુ ચિન્હ કરવુ તેમા – આ ચિન્હવાળી તાળીને **સાદા તાલની તાળી** સમજવી અને ÷ આ ચિન્હવાળી તાળીને **સમવાળા તાલની** સમજવી એ બને ચિન્હોને સશબ્દ ક્રિયાના ચિન્હ સમજવા જે અક્ષર કે સ્વરની નીચે ખાલી આપવામા આવે તેની નીચે ० આવુ મીડુ મુકવામા આવે છે એને નિઃશબ્દ ક્રિયા કહે છે જેમકે, **સા રી ગ મ પ ધ ની સાં**

(૧૦) **અંગપૂર્ણ ચિન્હ** ( સ્થંભ કે બાર BAR ) જે તાલમા જેટલી તાળીઓ અને ખાલી આપવામા આવે તે તાળી તથા ખાલી કેટકેટલી માત્રાને અંતરે પડે છે, એટલે કે તેનો ગાળો કેટલી માત્રાનો હોય છે તે જણાવવા માટે એ ગાળો પૂરો થાય કે ત્યાં આગળ । આવી આડી લીટી કરી, પછી બીજો ગાળો શરૂ કરવામા આવે છે જેમકે **સા રી | ગ મ | પ ધ | ની સા |** ગાયનનો જે તાલ હોય તેના અંગોની માત્રાના ગાળા આવી રીતથી છુટા છુટા પાડવાથી આખા તાલની બધી માત્રાઓ ગણવી ઠીક થઈ પડે છે આ દાખવામા ત્રિતાલની ૧૬ માત્રામાં જે ૩ તાલ ને ૧ ખાલી આપવામા આવે છે તેમા દરેક તાળી( અંગ )નો ગાળો ચાર ચાર માત્રાનો છે તેથી દરેક ૪ માત્રા પૂરી થાય કે ત્યાં આગળ આવી લીટી કરી ગાળો છુટો જણાવ્યો છે આ વિષે પાઠ ૧૦ મામા દરેક તાલ વિષે વિસ્તારથી સમજાવ્યુ છે

## ૧૫૩. વિશેષ ક્રિયાલેખન માટે ચિન્હો.

સ્વર અને કાળ સિવાય જે કેટલીક ખાસ ક્રિયાઓ સ્વરને ઉચ્ચારવા કે વાદ્યમાંથી શબ્દ અથવા સ્વર પ્રકટ કરવા માટે કરવામાં આવે છે તેને **વિશેષ ક્રિયાલેખન** કહીશું. અંગ્રેજીમાં એને માટે એક્સ્પ્રેશન ( Expression ) નોટેશન કહે છે. " એક્સ્પ્રેશન " એ શબ્દમાં અમુક સ્વર કે તેના સમૂહને મંદ, ગહેરો અથવા બહુજ મંદ કરવો કે કેમ એટલી જ બાબતનાં ચિન્હોનો સમાવેશ કરવામાં આવે છે. પણ આપણે તેને બદલે જે " વિશેષ ક્રિયા " એવો જે શબ્દ વાપર્યો છે તેમાં તો સ્વરના મંદપણાનો, સ્પષ્ટ કે પ્રકાશિતપણાનો અને તે ઉપરાંત આપણે બીજી અનેક બાબતોની ક્રિયાઓનો સમાવેશ કરીશું.

**(૧૧.) ગાયનના આરંભનું ચિન્હ**—અંગ્રેજીમાં ગાયનની શરૂઆતમાં કેટલાંક ચિન્હો રાખવામાં આવે છે તે અર્થ સાથે છે. **પ્રો૦ મૌલાબક્ષે** તેમ બીજા ગ્રંથકર્તાઓએ પોતપોતાના નામે લેખનપદ્ધતિ ચલાવવાનો આગ્રહ રાખી, શરૂઆતમાં પોતાના નામનો આદ્યાક્ષર રાખવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ તે યોગ્ય નથી. ખરૂં પૂછો તો એવા ચિન્હની કંઈજ જરૂર નથી. તોપણ અમારા ધ્યાનમાં એમ આવે છે કે, તમામ નાદ, શબ્દ કે અક્ષરો જેમાંથી ઉત્પન્ન થાય છે તે તત્વને માટે ॐ ( ઓમ્ ) નું ચિન્હ આપણા વિદ્વાનોએ રાખ્યું છે. તેજ ચિન્હ ગાયનની શરૂઆતમાં રાખવામાં આવે તો સારૂં. એ ચિન્હથી એવો અર્થ સમજવો જોઇએ કે, હવે પછી જે ગાયન કે સુરાવટ આવશે તે ॐ રૂપ **નાદબ્રહ્મ**માંથી જ વિસ્તાર પામ્યાં છે, ને તે સુરાવટ—નાદ રૂપ જે ઇશ્વર તેની સ્વર અને કાળની શ્રવણપ્રત્યક્ષ થતી પ્રતીતિઓ માત્ર છે. જેમકે, ॐ **स रि । ग म । प ध । नि सां ।**

**(૧૨.) ગાયનની કડી બે વખત બોલવા વિષેનું ચિન્હ**—ગાયનની કડી જે બે વખત બોલવી હોય તો તે ગાયનનો ભાગ જ્યાં પૂરો થાય ત્યાં । આવા સ્થંભની ડાબી તરફ આવાં બે મીંડાં કે વિસર્ગનું ચિન્હ મૂકવું. જેમકે, **सा रीं । ग म । प ध । नी सां** ః આમ હોય તો **सा** થી તે **सां** સુધીની કડી બે વખત બોલી જવી. જો તેજ કડીની પછીની કડી પણ બે વખત ગાવી કે બોલવી પડે તો સ્થંભની જમણી તરફ વિસર્ગનું ચિન્હ મુકવું. જેમકે, ః દાખલો, **स रि ग म ।ః प ध नि सं ।** આમ હોય તો પધનિસં બે વખત બોલવું; પણ જો **स रि ग म ః प ध नि सं ।** આમ હશે તો "સરિગમ" બે વખત બોલીને "પધનિસં" પણ બે વખત બોલવાં. પ્રો૦ મૌલાબક્ષે એને માટે ২ આવું ચિન્હ સ્વીકાર્યું છે, ને તે સ્થંભને ২। આવી રીતે જોડવાનુ કહે છે.

**(૧૩.) અમુક સ્વરો બે વખત બોલવા વિષેનું ચિન્હ** * આવું રાખ્યુ છે. તેને તારાનુ ચિન્હ કહે છે. જે સ્વરથી જે સ્વર સુધી બે વખત બોલવું હોય તે સ્વરો ઉપર * આવું ચિન્હ કરવામાં આવશે. જેમકે **स स रि ग । स॑ रि ग म । प म ग रि॑ । ग म प ध । नि सं रि स.** આમાં * ચિન્હવાળા **स** થી તે * ચિન્હવાળા **रि** સુધીના સ્વરો બેબે વખત બોલી કે વગાડી પછી આગળ ચાલવુ.

(૧૪) **ગાયનની પૂર્ણતાનું ચિન્હ**—ગાયનની પૂર્ણતા જ્યા થાય તે સ્થળે ।। આવી બે લીટીઓ મુકવી, એટલે કે, બે સ્થભ પાસે પાસે મુકવા એને માટે મૌલાબક્ષે એરાળ ચિન્હ રાખ્યુ છે તે યોગ્ય નથી

(૧૫) **માત્રાલોપ (રેસ્ટ) ચિન્હ**—ગાયન ગાતી વખતે કે વગાડતી વખતે જો વચમા કોઈ અક્ષર કે સ્વરનો ઉચ્ચાર થતો નથી ત્યારે તે સ્થળે જેટલી માત્રાઓનો વખત નાખી દેવો પડે છે, અથવા માત્રાનો લોપ કરવો પડે છે તેટલી માત્રાવાળું ચિન્હ સ્વરની જોડે મુકવામા આવે છે. **स रि I ग । स रि ग I ।** વગેરે. આ દાખલામા **स रि** બોલ્યા પછી I એક માત્રા ખાલી રાખવી પડી છે. એવે વખતે **स रि** બોલીને મનમા 'એક' એવો ઉચ્ચાર કરી પછી મોટેથી **ग** નો ઉચ્ચાર કરવો એજ પ્રમાણે **स रि ग** બોલી મનમાં " એક " બોલવુ. આ પ્રમાણે જેટલી માત્રા મૂકી હોય તેટલી માત્રા મનમા ગણી જવી. એક માત્રાનો લોપ હોય તો લઘુ મુકવો. તે I આ રીતે મુકવો. દ્રુતનો લોપ હોય તો ꜀ આમ મુકવો અને અણુનો લોપ હોય તો ꜀ આમ મુકવો. ગુરૂ, દ્વિગુરૂ વગેરે લોપને માટે તે તે કાળના ચિન્હો મુકવા. એને અગ્રેજીમા રેસ્ટ (વિશ્રામ) કહે છે

(૧૬) **'સ્વરસંયોગ ચિન્હ**—ગાયનનો કોઈ અક્ષર જ્યારે બે ત્રણ સ્વરમા બોલાતો (ગવાતો) હોય ત્યારે તે અક્ષર જેટલા સ્વરમા બોલાય તે બધા સ્વરો ઉપર ⌐‾‾¬ આવુ ચિન્હ કરી સ્વરોનો સંયોગ કરવાની જરૂર છે. જેમકે, " પૂનમચાંદની " એ ગાયન (ગરબી) આપણે બોલીએ છીએ ત્યારે તેના **ચાં** અને **દ** તથા **ની** એ અક્ષરો બે કે ત્રણ સ્વરોમા બોલાય છે. જેમકે **सा स स । रि ग म ग ।** (પૂ ન મ ચા દ)

**म म ग म ।** આમા 'ચા આ' 'દ અ' તથા 'ની ઈ ઈ ઇ' એવા ઉચ્ચારો થઇ (ની)

આકાર, અકાર, ઇકાર એ ત્રણ સ્વરોમા લબાઇ જાય છે હવે એ પ્રમાણે અક્ષરનો લબાવવામા આવતો ભાગ, જે સ્વરમા આવતો હોય, તે સ્વરો મૂળ બોલાતો અક્ષરનો જે સ્વર હોય, તે સ્વરના પાસે મૂકી, એ બધા સ્વરો ⌐‾‾‾‾‾¬ આવા કૌંસથી જોડી દેવા તેને આપણે સ્વરસંયોગનું ચિન્હ કહીશુ પ્રો૦ મૌલાબક્ષ તેને **યતિ** કહે છે, ને તેઓ કૌંસને બદલે ⌒ આવી કમાનથી સ્વર જોડવાનું કહે છે, પરંતુ છાપખાનામા તે ચિન્હવાળો ટાઈપ માત્ર બે કે ત્રણ સ્વરોને જોડવા હોય તોજ ઉપયોગી થઈ પડે છે. પણ ત્રણથી વધારે સ્વરને માટે એવી પહોળી કમાનોના ટાઇપ તૈયાર નથી હોતા. જેથી એને બદલે ⌐‾¬ આવુ ચિન્હ વાપરવુ પ્રેસની અનુકુળતાને માટે સારૂ છે કેમકે, એ આકૃતિ ગમે તેટલી લબાઈ સુધી લબાવી શકાય છે, ને તેથી ૩ કે તેથી વધારે સ્વર સમૂહોને સારી રીતે બાધી શકાય છે જેમકે **स रि ग म प ध नि स.** વગેરે

ગમે તે કાળના ચિન્હથી એકજ જાતના બે સ્વરો બાધેલા હોય તો તે બે અથવા એથી

વધારે સ્વરોને બદલે એકજ સ્વર, બ નેના કાળના સરવાળા જેટલો લંબાવવો. જેમકે, **સા સ** આમ હોય તો **સ** બે વખત નહિ બોલતાં એકજ વખત બોલવો, પણ તે પાંચ માત્રા સુધી લંબાવવો. એકજ જાતના સ્વરો ન હોય ને બેથી વધારે સ્વરો બાંધેલા હોય તો તે દરેક સ્વરનો ઉચ્ચાર જુદો જુદો કરવો, પણ તેની નીચે જો કવિતાનો-ગાયનનો અક્ષર હોય તો, તે ગાયનનો અક્ષર જેટલા સ્વરના સમૂહ નીચે બંધાયો હશે તેટલા સ્વરોનો ઉચ્ચાર નહી કરતાં ગાયનનો અક્ષર જેવો હોય તે પ્રમાણે અ, અ, અ, અ અથવા આ, આ, આ, આ, અથવા ઈ, ઈ, ઈ ઈ અથવા ઉ, ઉ, ઉ, ઉ કે એ, એ, એ, એ, એ પ્રમાણે અકાર, આકાર, ઇકાર, ઉકાર કે એકાર પ્રમાણે ઉચ્ચાર કરવો જેમકે **મ મ ગ મ** (ની · ·) આમ હોય ત્યા 'ની' અક્ષર પ્રથમ **મ** સ્વરમાં બોલી પછી **મ ગ મ** એ ત્રણ સ્વરમાં " ઈ, ઈ ઈ" એમ ઉચ્ચાર કરી લબાવવો.

(૧૭) **જાતિદર્શક ચિન્હ**—જાતિને માટે પાઠ ૧૧ માં સ્પષ્ટતા કરી છે. સાધારણ વ્યવહારમા ૪ માત્રાના અંગનો ભાગ ચાલૂ ગણતા તેમાં ૪ અક્ષરો કે સ્વરો ગણવામાં આવે છે, તેને બદલે ૩, ૫, ૭, ૯ કે ૧૧ સ્વરો સમાવવા પડે ત્યારે તે પ્રમાણે ધીમે કે ઉતાવળથી બોલી જવા પડે છે. એ બાબત જણાવવા માટે તે બધા સ્વરો-અક્ષરો લખીને તેમની ઉપર સ્વરસયોગ ચિન્હ લખી તેની વચમા (જેટલા સ્વરો ૪ માત્રાના અવકાશમા બોલી જવા હોય) તેટલા સ્વરોનો આકડો લખવો. જેમકે, ૪ માત્રામાં ૫ અક્ષરો સમાવીને બોલવુ હોય તો **સ રિ ગ મ પ** (૫) આમ લખવું. આનો અર્થ એ થશે કે, સ રિ ગ મ પ એ પાંચ સ્વરાક્ષર છે તો પણ તેમને એવી ખુબીથી ઝપાટાથી બોલવા કે, તે સર્વેનો વખત ૪ માત્રા જેટલોજ થાય આ બધો વિસ્તાર જાતિ નામના છઠ્ઠા પ્રાણમાં સમજાવેલ છે જ.

(૧૮) **આઘાત (એક્સેન્ટ Accent) ચિન્હ**—જે સ્વર કે સ્વરો આઘાત માર્યા પ્રમાણે થડકાવીને કે ભાર દઈને બોલવા હોય તે સ્વરને માથે ◦ આવું ચિન્હ કરવું. જેમકે, **સ રિ ગ મ** એમા **રિ ગ** થડકાવીને બોલવા હોય તો **સ રિ̊ ગ̊ મ** આમ લખવું.

(૧૯) **સ્વરકંપનું ચિન્હ**—જો કોઈ સ્વરને કંપાવવો હોય તો તે સ્વરના માથા ઉપર ~~~~ આવું ચિન્હ મુકવુ. જેમકે, કરણરાય **તું** એમા 'તું' લંબાવીને કંપાવવો હોય તો તેના માથા ઉપર કે તે જે સ્વરમા બોલાતો હોય તે સ્વરના માથા ઉપર ~~~~ આવું ચિન્હ મુકવું. જેમકે, **સ સ સ સા રિ મ** (ક ર ણ રા ય તું) । એજ પ્રમાણે જો ઘણા સ્વરો લબાવવા હોય તો તે સઘળા સ્વરો ઉપર એજ ચિન્હ મુકવું જેમકે, **સા રી ગ મ પ ધ ની સાં** સ્વરને કંપાવવો કેવી રીતે તેને માટે એક દ્રષ્ટાંત એવું છે કે, હારમોનિયમના પડદાની નીચલી બાજુએ બેચવાના બરનો આવે છે તેને ડૅાટ કહે છે. તેમા જમણી બાજુનો

વગાડવા. જો સા^(S) આમ હોય તો સા એ હંસપદનો છે તેની ગુરૂ સુધી કીમત કહાડી [ગુરૂ (S) કરીને] ૪ સા(S) વગાડવા. આ વાત નીચેના લેખનથી સ્પષ્ટ થશે.

(૧) સા^(S) આમ લખ્યુ હોય તો સા સા સા સા આમ ગાવું વગાડવું.

(૨) સા^(I) આમ લખ્યું હોય તો સ સ સ સ સ સ સ સ આમ વગાડવું.

(૩) સા^(-) આમ લખ્યું હોય તો સ્ સ્ સ્ સ્ વગેરે ૧૬ દ્રુત ગાવા કે વગાડવા.

(૪) સા(I) આમ લખ્યુ હોય તો સ સ સ સ આમ ગાવુ કે વગાડવું.

(૫) સા આમ લખ્યુ હોય તો સ્ સ્ વગેરે ૮ દ્રુત ગાવા કે વગાડવા.

(૬) સા(-) આમ લખ્યુ હોય તો સ્ સ્ સ્ સ્ આમ ગાવું કે વગાડવું, વગેરે

૧૫૪. હવે જેને અગ્રેજીમા ખાસ એક્સપ્રેશન (Expression) નોટેશન કહે છે એ વિષેના ચિન્હોની ગોજના કરી આ પ્રકરણ પૂરૂ કરીએ

કોઈ પણ એક સ્વર ત્રણ રીતે ગાઈ કે વગાડી શકાય છે. પ્રથમ તો એ સ્વર, બીજા બધા શબ્દો કોઇ પણ જાતના દાબ વિના કે મહેનત પડયા વિના સહેલતાથી બોલી શકીયે છીએ તેવી રીતે ગળામાથી કહાડવો અથવા કોઇ પણ વજામાથી વગાડવો, તેને આપણે સ્વરની મધ્ય અથવા સાધારણ સ્થિતિ કહીશુ એ સ્થિતિને અગ્રેજી સંગીતમા મીડીયમ (Medium) કે મેઝો (Mezzo) એટલે મધ્યમ કહે છે. જો તેજ સ્વર, આપણે ધીમેથી-નરમાશથી પણ તેનો નાદ જે મધ્યમ સ્થિતિમા હોય છે તેના કરતા નહાના નાદથી ગળામાથી કહાડીશુ અથવા વગાડીશુ તો, સ્વરની એ સ્થિતિને આપણે મદ કે મૃદુ-નરમ સ્થિતિ કહીશુ અગ્રેજી સગીતમા એને પીઆનો (Piano) કહે છે. હવે જો તેજ સ્વર મધ્યમસ્થિતિ કરતા વધારે સ્પષ્ટપણે કે પ્રકાશિતપણે બોલીએ કે વગાડીએ તો તેની સ્થિતિને આપણે કર્કશ કે કઠોર અથવા પ્રકાશિત સ્થિતિ કહીશુ. એને અગ્રેજી સગીતમા ફોર્ટ (Forte) કહે છે. સ્વરની આ ત્રણ સ્થિતિઓ સમજી શકાય તે માટે હારમોનિયમ લઇ, તેના બધા પડદાઓમાથી કોઇ પણ એકજ પડદો દબાવીને ધમણ સાધારણ રીતે જેમ ચલાવવી જોઇએ તેમ ચલાવવાથી તેમાથી નીકળતા સ્વરની સ્થિતિ તે મધ્ય કહેવાશે. હવે એજ સ્વરનો પડદો દાબી રાખી, ધમણ બહુજ ધીમે ધીમે-(બહુજ થોડો પવન ભરાય એવી રીતે)થી ચલાવશો તો સ્વર બહુજ નહાનો નીકળશે. આ સ્થિતિવાળો સ્વર તે નરમ કે મૃદુ કહેવાય છે. એનેજ આપણે મંદ કહ્યો છે. હવે જો એજ સ્વરને બહુજ જોરથી ધમણ ચલાવી વગાડશો તો તેથી સ્વર મહોટો નીકળશે. આ સ્થિતિવાળો સ્વર તે સ્પષ્ટ કે પ્રકાશિત હોવાથી કર્કશ કે કઠોર કહેવાશે. તેનેજ આપણે કર્કશ કહ્યો છે સ્વરની એ ત્રણે સ્થિતિઓ અને તેમની પેટા સ્થિતિઓ બતાવવા

માટે અંગ્રેજી સંગીતમાં સ્વરના માથા ઉપર એ સ્થિતિવાળા શબ્દોના પ્રથમ અક્ષરનો ઉપયોગ કરે છે, આપણે પણ તેમજ કરીએ. મધ્યમ સ્થિતિ માટે તો કોઇ જાતના ચિન્હની જરૂર નથી, પણ મંદ સ્થિતિ બતાવવા માટે સ્વરના માથા ઉપર मं અને કર્કશ કે કઠોર સ્થિતિ બતાવવા માટે સ્વરના માથા ઉપર क લખીશું. જેમકે, मं/स, क/स. મંદ મધ્ય અને કર્કશ એ ત્રણ સ્થિતિઓ અને તેની પેટા સ્થિતિઓ નીચે પ્રમાણે અંગ્રેજી સંગીતમાં પાડવામાં આવે છે.

| | ૧ | (પેટામાં) | ૨ | પેટામાં | ૩ | |
|---|---|---|---|---|---|---|
| અતિમંદ ૧ | મંદ ૨ | મંદ અને મધ્યની વચલી સ્થિતિ. મધ્યમંદ ૩ | મધ્ય ૪ | મધ્ય અને સ્પષ્ટની વચલી સ્થિતિ મધ્યકર્કશ ૫ | કર્કશ=કઠોર ૬ | અતિ-કર્કશ ૭ |

(૨૪) આ પ્રમાણે ૭ સ્થિતિમાં એક એક સ્વરને આણી શકાય છે. એ દરેકનાં અંગ્રેજી નામ તેની અંગ્રેજી સંજ્ઞા અને આપણી સંજ્ઞાઓ આ પ્રમાણે—

| નામ. | અંગ્રેજી નામ | અંગ્રેજી સંજ્ઞા | આપણી સંજ્ઞા | સંજ્ઞા કેવી રીતે જોડવી? |
|---|---|---|---|---|
| ૧. અતિમંદ— | Pianissimi | P. P | मं: | मं<br>स |
| ૨. મંદ— | Piano | P | मं | मं<br>स |
| ૩. મધ્યમંદ— | Mezzo-Piano | M. P | म. | म·<br>स |
| ૪. મધ્ય— | Mezzo | M | | स |
| ૫. મધ્યકર્કશ— | Mezzo-Forte | M. F | क. | क<br>स |
| ૬. કર્કશ— | Forte | F | क | क<br>स |
| ૭. અતિકર્કશ | Fortissimo | F F | कः | क<br>स |

(૨૫) એકજ સ્વરને ઉપરની કોઈ પણ એક સ્થિતિમા આણવા માટે નિશાનીઓ વિષે થયું. પણ એકજ સ્વરને કે એથી વધારે સ્વરોના સમૂહને અતિમંદથી ચઢાવતા ચઢાવતા કર્કશ કે અતિકર્કશથી સુધી ચાલ્યા જવું તેને માટે સ્વર કે સ્વરો ઉપર < આવું ચિન્હ કરવામા આવે છે. કોઈ એકજ સ્વર કે વધારે સ્વરસમૂહની આવી ગતિને અંગ્રેજીમા ક્રેસેન્ડો ( Crescendo ) કહે છે. એથી ઉલટી રીતે એકજ સ્વર કે સ્વરસમૂહ અતિ કર્કશથી બોલતા કે વગાડતા અતિમંદ સુધી ઉતરતા આવી જવું તેને માટે એજ ચિન્હ અવળું > આવી રીતે કરવુ. એકજ સ્વર કે સ્વર સમૂહની આવી ઉલટી ગતિને અંગ્રેજી સંગીતમાં ડી ક્રેસેન્ડો ( Decresendo ) કહે છે.

(૨૬) ગાયન ગાતાં કે વગાડતાં જે સ્વરને ગાનાર કે વગાડનારની મરજી મુજબ લંબાવવો હોય, કે તે સ્વર ઉપર સ્વતંત્ર આલાપ કરી પાછું તાલમાં આવી મળવું હોય તો તે સ્વર ઉપર ✠ આવું ચિન્હ કરવું.

મુરકી, ગીટકીડી વગેરે માટે મૌલાબક્ષે બતાવેલા ચિન્હ

**૧૫૫.** આટલાં ચિન્હો સંગીતલેખનને માટે હાલ સંપૂર્ણ ગણાશે. યૂરોપિયન સંગીતલેખનમાં જેટલાં ચિન્હો તથા જેટલા વિષયો છે તે બધાનો સમાસ આટલાં ચિન્હોમાં સાધારણ રીતે થયો છે એમ કહીશું તો અયોગ્ય નહિ ગણાય. એ ચિન્હો આપણા સંગીતને તદ્દન અવશ્યનાં ને ઉપયોગી છે. પ્રો૦ મૌલાબક્ષે આ પદ્ધતિ યોજીને ચાલૂ કરીને લોકમાન્ય કરી તેનું સર્વ માન એ પુરૂષને ઘટે છે. પરંતુ તે પદ્ધતિમાં સુધારો વધારો કરી પૂર્ણરૂપમાં મૂકવા જેટલો પ્રયાસ કરવો જોઇએ તેટલો તો નહિ પરંતુ કંઇક અંશે ઉપર પ્રમાણે ચિન્હોની યોજનાઓ કરી છે પ્રો૦ મૌલાબક્ષે જે ચિન્હો પોતે નવાં જ યોજ્યા છે ને જેનો ખપ ઊંચા પ્રકારનાં ઉસ્તાદી સંગીતોમાં વારંવાર થાય છે, ને જેને **મુરકી** તથા **ગીટકીડી** કહે છે તેનાં ચિન્હો કે સ્વરો લખવાની જે સરસ યુક્તિ વાપરી છે તે ઘણીજ કીંમતી છે સંગીતલેખનમાં તે એક અમૂલ્ય ઉમેરો ગણાશે. તે ચિન્હો નીચે આપીએ છીએ. ( સંગીતાનુભવ ૨૩ જુઓ )

(૨૭)
नि़ म़ रि़ ग़ म़ प़ ध़ नि़ स़
सा रीं ग रीं ग म प ध नीं
ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ
} આને **જમજમા** કહેછે.

गरि़ मग़ पम़ धप़ निध़ सनि़ रिस़
सा रीं ग म प ध नीं
ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ
} આને મુર્કી કહેછે.

सनिस़ रिसरि़ गरिग़ मगम़ पमप़ धपध़ निधनि़
रीं ग म प ध नीं सां
ऽ ऽ ऽ ऽ ऽ ऽ ऽ
} આને ગીટકીડી કહે છે.

આ પ્રકરણ પૂરૂં કરતાં પૂર્વે જણાવવું જોઇએ કે, હવે પછીના પાઠોમાં આપવામાં આવેલી સરગમો અને અનેક જાતનાં ગાયનોનું સંગીતલેખન ઉપરનાં જ ચિન્હોથી લખવામાં આવશે, માટે વિદ્યાર્થીએ આ બધા ચિન્હો ધ્યાનમાં રાખવાં. આ પાઠની પહેલાં આવી ગયેલા પાઠો જો બરાબર ધ્યાન આપી વાચવામાં આવશે તો આ ચિન્હો નહિ ભૂલી જવાય.

સંગીતલેખન વિષે અજ્ઞાન તે દૂર થવાની જરૂર

**૧૫૬.** સંગીતલેખનના સંબંધમાં આપણા ગવૈયાઓમાં અને સંગીતમાં સારૂં સમજનારાઓમાં એક પ્રકારની અજ્ઞાનતા જોવામાં આવે છે. તેમનું કહેવું એ છે કે, "ગાના કીસતરેહસેં લીખા જાતા હૈ?" એટલે "ગાયન કે જે હવાઈ બાબત છે તે કેવી રીતે લખી શકાય?" આ વિષય ઉપર વિવાદ ચલાવ માટે તેઓ મીંડ જેવા સ્વરો ગળામાથી કહાડીને કે સીતાર કે બીન જેવા કોઈ પણ તંતુવાદ્યમાથી મીંડ ક-

## પાઠ ૧૩ મો.
## સ્વર અને તાલ વિષે
## ખાસ જાણવા જેટલી બાબતો.

પહેલા વિભાગમા આપેલા પાઠોમા **સ્વર** અને **તાલ** એ વિષે સંગીતના દરેક અભ્યાસીએ જેટલુ જાણવુ જોઇએ તે વિષે શાસ્ત્રીય વિચારથી વિસ્તારથી સમજાવવામા આવ્યુ છે, જે ઉપરથી તે તે વિષયોના શાસ્ત્રીય નિયમોનુ જ્ઞાન સહેલાઇથી થશેજ તોપણ એ બધુ સમજવામા અઘરૂં લાગતુ હોય તો ફક્ત નીચેની બાબતો ધ્યાનમા રાખવી જ જોઇએ ખરૂ છે કે, તદ્દન નવા ( અપરિચિત ) અભ્યાસીને માટે એ બધુ અઘરૂ લાગશે તોપણ નીચેની બાબતો જરૂર ધ્યાનમા રહેવીજ જોઇએ, તે વિના લગાર પણ ચાલી શકે તેમ નથી

### સ્વર વિષે.

(૧) સ્વરો સાત છે તેમના નામ—**પડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત** અને **નિપાદ** એ સાતેની અનુક્રમે **स रि ग म प ध नि** એ સાત સંજ્ઞાઓ કે નિશાનીઓ રાખવામા આવી છે આ સાતે સ્વરોને શુદ્ધ (નેચરલ) સ્વર કહે છે

(૨) સ્વરોના ૨ પ્રકાર છે અવિકૃત અને વિકૃત અવિકૃત એટલે વિકાર નહિ પામે તેવા, અને વિકૃત એટલે વિકાર પામે તેવા. અવિકૃત સ્વરો **स** અને **प** એ બેજ છે. ને બાકીના **रि ग म ध नि** એ પાચ સ્વરો વિકૃત છે સ્વર વિકાર પામવાથી તે **કોમળ** કે **તીવ્ર** થાય છે કોમળ ( ફ્લૅટ ) એટલે શુદ્ધના કરતાં નરમ, નીચો કે ઉતરતો સ્વર સમજવો, અને તીવ્ર ( શાર્પ ) એટલે શુદ્ધ સ્વરના કરતા તીખો, ચઢતો કે ઊંચો સ્વર સમજવો જે સ્વર કોમળ હોય તે સ્વર, શુદ્ધ સ્વરના કરતા નીચેનો પેટા સ્વર ગણાય છે અને જે સ્વર તીવ્ર હોય તે સ્વર, શુદ્ધ સ્વરના કરતા ઊપરનો પેટા સ્વર ગણાય છે **रि ग म ध नि** એ પાચ શુદ્ધ સ્વરોની આસપાસ જે જગા હોય છે તે જગામા પાચ નવા પેટા સ્વરો પાડવામા આવે છે તેમા **रि ग ध नि** એ ચાર શુદ્ધ સ્વરોનો એક એક પેટા સ્વર તે **रि ग ध नि** કોમલ કહેવાય છે, અને ફક્ત **म** શુદ્ધ સ્વરનો એક નવો પેટા સ્વર થાય છે તેને **તીવ્ર म** કહેવામાં આવે છે એમ **रि ग ध नि** એ ચાર કોમળ અને **म** તીવ્ર મળી કુલ ૫ વિકૃત સ્વરો ( પેટા સ્વરો ) થાય છે એ પાચ વિકૃત અને સાત શુદ્ધ સ્વરો મળીને ૧૨ મિશ્ર સ્વરોનો સમૂહ ગણાય છે

(૩) ૭ મુખ્ય શુદ્ધ સ્વરોના સમૂહને **સપ્તક** કહે છે આખા સપ્તકમા ૭ મુખ્ય સ્વરો હોય છે, તે ઉપરાત ઉપર કહ્યા તે પાચ પેટા સ્વરો તેમાજ ગણવામા આવે છે મળીને આખા સપ્તકમા ૭ શુદ્ધ, ૪ કોમલ ( **रि ग ध नि** ) અને ૧ તીવ્ર ( **म** ) મળી કુલ ૧૨ સ્વરોનો સમૂહ ગણવામાં આવે છે

(૪) સાત મુખ્ય મુખ્ય સ્વરોના સમૂહનું ૧ સપ્તક એવા બધા મળીને ૭ સપ્તકો હોય છે, તેમાથી ગાવા વગાડવામા તો ફક્ત ૩ સપ્તકો જ વપરાય છે તેમના નામ **મન્દ્રસપ્તક, મધ્યસપ્તક** અને **તારસપ્તક** એ ત્રણેમા મધ્યસપ્તક મુખ્ય છે મધ્યથી ઉતરતું સપ્તક તે મન્દ્ર સપ્તક છે અને મધ્યથી ચઢતું તે તાર સપ્તક છે. એ દરેક સપ્તકમા ૭ મુખ્ય અને ૫ વિકૃત-પેટા સ્વરો મળીને બાર મિશ્રસ્વરોનો સમૂહ હોય છે

(૫). ગાયનવાદનના અભ્યાસીઓની સગવડ માટે સ્વરોનાં કોમલ તીવ્રનાં અને સપ્તકનાં ચિન્હો યોજવામાં આવ્યાં છે. તેમાં જે સ્વર કોમલ હોય તે સ્વરની ઉપર ડાબી બાજુએ ~ આવું અર્ધચંદ્રાકાર ચિન્હ નક્કી કરવામાં આવ્યું છે; અને જે સ્વર તીવ્ર હોય તેને માટે સ્વરની ઉપર જમણી બાજુએ એજ ચિન્હ ઊંધું રાખવામાં આવ્યું છે. જેમકે, **રિ ગ ધ નિ** કોમળ લખવા હોય તો **રિ ગ ધ નિ** આમ લખવા, અને **મ** તીવ્ર લખવો હોય તો **મ** આમ લખવો. શુદ્ધ સ્વરને માટે કોઈ પણ પ્રકારના ચિન્હની જરૂર નથી.

(૬). જેમ કોમળ તીવ્રના ચિન્હની જરૂર છે તેમ સપ્તકોનાં ચિન્હની પણ જરૂર છે. મુખ્ય સપ્તક તો મધ્યસપ્તક છે, જેથી તેને માટે કોઈ પણ જાતના ચિન્હની જરૂર નથી. મન્દ્રસપ્તકના સ્વરો લખવા માટે સ્વરના માથા ઉપર ˙ આવું મીંડું મૂકવામાં આવે છે, અને તાર સપ્તકના સ્વરોને માટે સ્વરના માથા ઉપર । આવી ઊભી લીટી કરવામાં આવે છે. જેમકે, મન્દ્રસપ્તકના સ્વરો **સ રિ ગ મ પ ધ નિ** આ પ્રમાણે, અને તાર સપ્તકના સ્વરો **સ રિ ગ મ પ ધ નિ** આમ લખવામાં આવશે.

## કાળ અને તાલ વિષે.

(૧) સંગીતમાં **સ્વર** જેમ મુખ્ય છે તેમ **તાલ** પણ મુખ્ય છે. તાલ એટલે અમુક માત્રાને અંતરે તાળી, ટકોરો કે આઘાત કરવો તે. જેમકે, ૪ માત્રાને અંતરે તાળી મારીએ તો તે "૪ માત્રાનો એક તાલ" થશે, પાંચ પાંચ માત્રાને અંતરે તાળી આપીએ અથવા તો ૭ ૭ માત્રાને અંતરે તાળી મારીએ તો જુદા જુદા તાલ ગણાશે. એવી રીતે તાલ તો અનેક છે પણ ચાલૂ વ્યવહારમાં તો બહુજ થોડા તાલ વપરાય છે.

(૨). કોઈ પણ તાલ અમુક અમુક માત્રાના જથાથી બને છે. તે માત્રાઓ મોઢેથી "એક, બે, ત્રણ, ચાર વગેરે પ્રમાણે બોલી અથવા મનમાં ગણીને" ગણવામાં આવે છે. તેમાં માત્રા એટલે શું તે જાણવું જોઇએ. માત્રા એટલે કોઈ પણ અક્ષરને અથવા સંખ્યાને બહુ ઝડપથી કે બહુ ઉતાવળથી નહિ એવી રીતે બોલતાં સાધારણ રીતે જેટલો વખત લાગે છે તેટલો વખત સમજવો

(૩). ગાયનમાં કેટલીક વખતે કોઈ સ્વર કે અક્ષર ૨-૩-૪-૫-૬-૭-૮ કે તેથી પણ વધારે માત્રાના વખત સુધી લંબાવવો પડે છે, અથવા ॥ ॥ કે । માત્રાની ઝડપથી બોલી જવો પડે છે. જેથી કોઈ પણ અક્ષર કેટકેટલા વખત (માત્રા) સુધી લંબાયો કે ઝડપથી બોલાયો તે વિષેના કાળની ગણતરી કરવા માટે વિદ્વાનોએ ૮ કાળ પાડયા છે. તેમના નામ, તે દરેકમાં કેટલી માત્રા ગણાય છે તથા તે દરેકને માટે કયાં ચિન્હો ઠરાવવામાં આવેલાં છે તે નીચે પ્રમાણે.

| કાળનાં નામ. | માત્રા. | ચિન્હ. | કાળનાં નામ. | માત્રા. | ચિન્હ. |
|---|---|---|---|---|---|
| ૧. મહાહંસપદ. | ૧૬ | ⫯ | ૫. લઘુ. | ૧ | ' |
| ૨. હંસપદ. | ૮ | ^ | ૬. દ્રુત. | ॥(½) | ⌒ |
| ૩. દ્વિગુરૂ (કાકપદ) | ૪ | ß | ૭. અણુ. | ।(¼) | ≍ |
| ૪. ગુરૂ. | ૨ | S | ૮. ત્રુટિ. | ।⌒(⅛) | ≋ |

(૪). આમાંથી મહાહંસપદ અને ત્રુટિ એ બે કાળનો ઉપયોગ વ્યવહારમાં બહુ થતો નથી, જેથી હંસપદથી તે અણુ સુધીના કાળનો ઉપયોગ ડગલે ડગલે થાય છે. કોઈ સ્વર કે અક્ષર ૮ માત્રા સુધી લંબાય તો તેને હંસપદ કહેવો, ને તે સ્વરની નીચે તેનું

તંબુરાનો પ્રથમ તાર મન્દ્રસપ્તકના પંચમમાં, બીજો અને ત્રીજો એ બે જોડીના લોખંડના તાર મધ્યસપ્તકના ષડજમાં, અને છેલ્લો ખરજ ( મન્દ્રસપ્તકના ષડ્જ ) માં મેળવીને પછી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે જમણા હાથમાં તંબુરો લઈ, જમણા કાન આગળ દાંડીનો સ્પર્શ થાય એમ ધરી, વીરાસનવાળી તંબુરો છેડવો ( વગાડવો ). તે છેડવાની રીત નીચે પ્રમાણે છે —

૧—ત્રિતાલ, ખ્યાલ. ટપ્પા, અસ્તાઈ, તિલવાડા, પંજાબી, ધ્રુવપદ, વગેરે જેવા તાલો, કે જેમાં ચાર ચાર માત્રાના ભાગ પડે છે, અને તાળીઓ અપાય છે; તો એવા તાલોમાંનાં ગાયન ગાતી વખતે, પંચમનો તાર જમણા હાથની વચલી આંગળીથી છેડવો, અને પછી અંગુઠા પાસેની ૧ લી આંગળીથી લોખંડના બે તાર છેડવા, અને પછી તેજ આંગળીથી છેલ્લો ખરજનો તાર છેડવો. એમ ચારે તાર "એક, બે, ત્રણ, ચાર" એવી રીતે આપણે ગણતા હોઇએ તે પ્રમાણે અનુક્રમે છેડવા; ધારો કે તમે ત્રિતાલનું ગાયન ગાઓ છો, તેની ૧૬ માત્રા છે અને દરેક તાલ ચાર ચાર માત્રાને અંતરે પડે છે, તો એ ચાર માત્રાઓ જાણે તમે તંબુરા ઉપર ચારે તાર છેડીનેજ ગણતા હો તેમ છેડતા જવું. એથી તાલ, લય અને સ્વરમાંથી ખસી જવાશે નહી.

૨—દીપચદી, ઝુમરો એવા તાલોમાં કોઈ ગાયન હોય છે તો તેમાં ૩ અને પછી ૪ માત્રાને ગાળે તાલ આવે છે, તેમાં ૩ માત્રાનો ગાળો આવે ત્યારે, પહેલો તાર ન છેડતાં જોડ અને ખરજનો તાર એ ત્રણ તારને આપણે જાણે "એક, બે, ત્રણ" એમ ગણતા હોઇએ તેમ છેડીને પછી ચાર માત્રાના ગાળા વખતે દરેક તાર ઉપર પ્રમાણે છેડવા.

૩—ધમાર તાલમાં પાંચ માત્રાનાં એવાં બે અંગ આવે છે. જ્યારે એવા પાંચ માત્રાના અંગવાળો તાલ આવે તે વખતે પહેલો પંચમનો તાર બે વખત છેડવો અને પછી બાકીના તાર અનુક્રમે છેડવા.

એટલું ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, દાદરો, ઠુમરી, લાવણી, કેરબા, જેવાં (અતાઈ) ગાયનો ગવૈયાઓ કદી પણ ગાતા નથી, કેમકે તે ગાયનો હલકાં ગણાય છે. તેવાં ગાયનો ગાતી વખતે તંબુરાનો ઉપયોગ થતો પણ નથી. કેમકે તેથી તંબુરાનું ગાંભીર્ય, તેનો શાસ્ત્રીય ઉપયોગ, વગેરેનો ગેરઉપયોગ કર્યા જેવું થાય છે; તોપણ બીજાં કોઈ વાજીંત્રો ન હોય તોપણ તંબુરો તો હોવોજ જોઇએ; ને તેવે વખતે તંબુરાનો ઉપયોગ કરવો ગેર વ્યાજબી નહીજ ગણાય. દાદરા, ઠુમરીનાં ગાયનો લાસ્યના અંગમાં ગણાય છે, અને તેને ગાવા માટે સ્ત્રીઓનાં મધુર અવાજોની જરૂર છે. પુરૂષોમા પણ તેવા અવાજ ઘણાના હોય છે. એવા અવાજવાળા સ્ત્રીપુરૂષો ઠુમરીના વર્ગના ગાયનો ગાય ત્યારે તેમની સાથે સારંગી, દિલરૂબા, કે હારમોનિયમ વગાડવામા આવે છે, કેમકે તેઓ ગાતી વખતે તેમના ગળામાંથી જે સ્વર જેટલા પ્રમાણમાં મધુર અને ઝીણો નીકળે તેટલાજ પ્રમાણમાં વાદ્યમાંથી દરેક સ્વરો ઉત્પન્ન કરવા માટે સારંગી, દિલરૂબા, ફિડલ એ વાજીંત્રો બહુ સારાં છે, ને તેવે વખતે તંબુરાનો ઉપયોગ નહીજ કરવામા આવતો. એકંદરે ટુંકામાં કહીએ તો સાર એ નીકળે છે કે, મર્દાની ગાયનો ( તાંડવ ગીતો ) ગાતી વખતે તંબુરાનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે.

તંબુરો વગાડવામાં જમણો હાથ રોકાયલો હોય છે ત્યારે ડાબો હાથ છુટો જ રહે છે. ડાબા હાથથી તાલના આઘાતો, અને ખાલીની જગાઓ આપવી, તે ઉપરાંત ગાયનના અર્થ પ્રમાણે હાથથી ભાવપ્રદર્શિત કરવો, એ વગેરે ક્રિયાઓ કરવાની હોય છે.

## સિતાર.

કોઈ પણ તંતુવાદ્ય શીખનારે પ્રથમ સ્વરનું જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. તે જ્ઞાન જો ન મેળવેલું હોય તો તેણે તંતુવાદ્યો શીખવાનું હાથમાં ન લેવું, કેમકે તે મેળવવા માટે પડદા સુરીલી જગાઓમાં ઊંચા નીચા કરવા માટે જો સ્વરજ્ઞાનની ખામી હોય તો આખું વાદ્યંત્ર બેસુરૂં થઈ જાય છે અને કાનને ખરાબ લાગી, ઉત્તમ વાદ્યનો આનંદ લઇ શકાતો નથી. જેથી પ્રથમ સ્વરજ્ઞાન મેળવવા સિવાય બધું નકામું છે. તો પણ જેને થોડુંક પણ સ્વર જ્ઞાન છે એવા અભ્યાસીએ સિતારનો ઉપયોગ કેવી રીતે કરવો તેને માટે અત્રે જણાવવામાં આવે છે.

**સિતારના પ્રકાર**—સિતાર બે જાતની હોય છે. **તરફ્વાળી, અને તરફ્વિનાની.** તરફ એટલે સિતારની દાંડીની ઉપર ૧૨ થી ૧૫ કે ૧૭ ખુંટીઓ સુધીની ગોઠવણ રાખી, તેમાં એક એક તાર પરોવી, તે બધા તાર ઘોડીની નીચે એક નહાની ઘોડી ઉપરથી લઈ, સિતારના મૂળમાં બાધેલા હોય છે. તેને હિંદુસ્થાનમાં **તરફ** કહે છે. એવી સિતારમાં મંદ્રસપ્તકના **પંચમ**થી તે તારસપ્તકના **મધ્યમ** સુધી બધા તાર મેળવવામાં આવે છે. એથી સિતાર ઉપર જ્યારે જ્યારે જે જે સ્વરના પડદા ઉપર તાર દબાવીને આઘાત કરવામાં આવે છે ત્યારે ત્યારે તે તે સ્વર નીચેની તરફમાં એની મેળે બોલી ઉઠે છે, ને સ્વરોનું આંદોલન બહુ સારૂ થાય છે. તરફ્વાળી સિતારને માટે બહુજ ઊંચા પ્રકારના સ્વરજ્ઞાનની જરૂર છે. જેથી અભ્યાસીએ શરૂઆતમા તેવી સિતારનો ઉપયોગ ન કરવો. માત્ર સાદી સિતાર જ લેવી.

સિતારના પડદા ઓછા કે વધતા રાખવામા આવે તે ઉપરથી તેના બે પ્રકાર પાડવામાં આવે છે; મેરૂથી તે તારતરપ્રણુ સુધીના બધા કોમલ તીવ્રના ચોવીસે પડદા બાંધવામાં આવે તો તેવી સિતારને **અચલથાટ**ની સિતાર કહે છે. અને એથી ઓછા પડદા હોય તો તેને **ચલથાટ**ની સિતાર કહે છે. **ચલથાટ**ની સિતારમાં ૧૭ કે ૧૬ પડદાજ રાખવામાં આવે છે. ખરી રીતે તો દરેક સપ્તકમા સાત સ્વરના સાતજ પડદા અને એક તીવ્ર મધ્યમનો વધારાનો પડદો એમ આઠજ પડદા રાખવામાં આવે છે. પણ નવીન અભ્યાસીને સ્વરનુંજ્ઞાન ઓછું હોય છે તેથી દરેક સ્વરના જુદા જુદા પડદા રાખવાની જરૂર રહે છે. સિતારના ચિત્રમાં આપેલા પડદાના નંબરોમાંથી ૮, ૧૦, ૧૫, ૧૭, ૨૦, ૨૨, ૨૪ એટલા નંબરવાળા પડદા ન હોય તો બાકી ૧૭ પડદા રહેશે. એવી સિતારને **૧૭ પડદાવાળી** અને જો નંબર ૩ નો પડદો કહાડી નાખવામાં આવે તો તેને **૧૬ પડદાવાળી** સિતાર કહે છે.

સારા અભ્યાસીને માટે તો જેમ ઓછા પડદા હોય તેમ સારૂ, કેમકે સાત સ્વરની વચ્ચેના કોમલ તીવ્ર સ્વરો વગાડવા હોય તો આગલા કે પાછલા પડદા ઉપર તાર ખેંચીને જ વગાડી શકાય છે અથવા તો શુદ્ધ સ્વરનો જે પડદો હોય તેને તેના પાછલા સ્વરના

પડદાની વચ્ચે બરાબર અરધા અંતર ઉપર મેરૂ તરફ ઊંચો ચઢાવી ( પાછળ ખસેડી ) એટલે કે કોમલ સ્વરના સ્થાન ઉપર ખસેડી વગાડી શકાય છે. જેથી એવા અભ્યાસીના હાથમાં જો **અચલથાટ**વાળી સિતાર આવે છે તો હાથ ગુંચવાઈ જાય છે. નવા અભ્યાસીએ **ચલથાટ**વાળી સિતારનો ઉપયોગ કરવો. અહિંઆં **થાટ** એટલે શું તે કહેવાની જરૂર નથી. કેમકે પાઠ ૧૬ મામાં એ વિષે સમજાવેલું જ છે. પણ અહીં તો "સ્વરોના પડદાની સંસ્થા" કે "પડદાઓનું સંસ્થાન" કે જેમાં બધી ગગરાગણીઓ રહેલી છે. જુદા જુદા રાગો કોમલતીવ્ર સ્વરોના યોગથી બને છે તો તે બધા સ્વરો જેમાથી ઉત્પન્ન કરવામાં આવે છે તે બધા પડદાઓનું જે સંસ્થાન તે **થાટ** એવો અર્થ સમજવો.

**સિતારના તાર અને પડદાની રચના**—વિષે ઉપર સમજાવેલું જ છે. તે પ્રમાણે પડદા અને તાર બાંધી સ્વરોમાં બરાબર મેળવીને સિતાર વગાડવી. આમાં વગાડવાનો તાર મુખ્ય પહેલો (લોખંડનો મધ્યમનો) બાજનો તાર હોય છે. અને તે સાતમા નંબરના પડદાને **स** ગણીને ત્યાથી આરંભ કરી તે પડદા ઉપર દાબીને વગાડવામાં આવે છે. પડદા અને તાર મેળવવા વિષે આકૃતિઓ જોવાથી વિશેષ સમજણ પડશે.

નવા અભ્યાસીના હાથમાં જે સિતાર આવે છે તેમાં તો પડદા તૈયાર બાંધેલા આવે છે. એજ પડદા કરીગરે બરાબર સ્થાન ઉપર બાંધ્યા છે કે નહી તેનો પડતાળો **મેરૂથી** ઘોડીની વચમાંના અંતર ઉપર તે તે સ્વરોના સ્થાન માપીને જોઈ લેવો. સિતાર બધા ( ચોવીસે ) પડદાની હોય, એટલે કે તે "અચલ થાટ" ની હોય, અથવા ૧૭ પડદાની હોય તો તો મેરૂથી આરંભ કરતાં સાતે પડદા બંનેમા હમેશ. દિલરૂબામા પણ આ આરંભના સાતે પડદા હોય છે. માત્ર ૧૬ પડદાવાળી સિતારમા ૩ જા નંબરનો પડદો હોતો નથી. આટલી બાબત ખ્યાલમા રાખીને સિતાર, દિલરૂબામાં ઉપરના ચારે તાર કેવી રીતે મેળવવા તેની ખીજી એક રીત આપીએ છીએ.

આપણી સામે સિતારને રાખીએ તો જમણા હાથથી ડાબી તરફનો અનુક્રમ રાખતાં પહેલો તાર લોખંડનો, કે જેને **મધ્યમ** કે **બાજનો** તાર કહે છે તે હોય છે. તેની પાસેનો બીજા નંબરનો પિત્તળનો તાર પ્રથમ આપણી મરજી પ્રમાણે એટલો ઊંચો ચઢાવવો કે તાર તૂટી ન જાય. પછી તેની જોડના ત્રીજા નંબરના પિત્તળના તારને આ બીજા નંબરના તારમાં મેળવવો. આ રીતે બંને જોડના તારોને એકજ સ્વરમાં મેળવ્યા પછી તેમાથી ઉત્પન્ન થતો **સ્વર તે स છે** એમ સમજવું. હવે પ્રથમનો જે લોખંડનો તાર હોય છે તે મધ્યમ સ્વરમાં મેળવવાની જરૂર છે, તે મેળવવાની સહેલી રીત એ છે કે, પાંચમા પડદા ઉપર જોડનો **स** સ્વરવાળો તાર દાબીને વગાડવાથી જે સ્વર ઉત્પન્ન થશે તે સ્વરમાં આ લોખંડનો તાર મેળવવો; પણ જો ૧૬ પડદાવાળી સિતાર હશે તો ચોથા પડદા ઉપર **स** સ્વરવાળો તાર દબાવી તેમાં મેળવવો. આ પ્રકારે પ્રથમના ત્રણે તાર મેળવ્યા પછી ચોથા નંબરવાળો તાર લોખંડનો હોય તો તો તે તાર, પહેલો તાર બીજા નંબરના પડદા ઉપર દાબીને વગાડતાં જે સ્વર ( પંચમ ) ઉત્પન્ન થશે તે સ્વરમાં મેળવવો. અને પાચમો પિત્તળનો જાડો તાર

પણ ચોથા નંબરના સ્વરની જોડે દાબા સ્વરમાં એટલે કે, તે ઉતરતા મંદ્રસપ્તકવાળા પંચમ સ્વરમાં મેળવવો. આ પ્રમાણે ચોથો અને પાંચમો એ બે તાર અનુક્રમે લોખંડનો અને પિત્તળનો હોય છે, તે કેટલાકના મત પ્રમાણે એથી ઉલટા એટલે ચોથો પિત્તળનો અને પાંચમો લોખંડનો હોય તો એથી ઉલટા પ્રકારે એટલે કે, મંદ્રપંચમ અને મધ્યસપ્તકના પંચમમાં મેળવવા. દિલરૂબામાં તો ફક્ત આમાંનો એક જ ( એટલે કે ૪ થા નંબરનો જ ) તાર હોય છે. હવે સિતારમાં માત્ર દાંડી ઉપરના બે ચિકારીના લોખંડના જે તાર હોય છે, તેમાંનો પહેલો મધ્યસપ્તકના સં માં મેળવવો ( એટલે કે, ૭ મા નંબરના પડદા ઉપર પહેલા તારને દાબતાં જે સ્વર નીકળશે તે સ્વરમાં. પણ જો ૧૬ પડદાવાળી સિતાર હશે તો ૯ મા નંબરના પડદા ઉપર પહેલા તારને દબાવતાં જે સ્વર ઉત્પન્ન થશે તે સ્વરમાં મેળવવો; ) અને બીજો કે જે છેલ્લો સાતમો તાર છે તે એથી પાંચ સ્વર ચઢતો જે પંચમ તે સ્વરમાં અથવા તો છેક તાર સપ્તકના સં માં મેળવવો.

**સિતાર પકડવાની અને વગાડવાની રીત**—પલાંઠીવાળી સિતારની દાંડી ડાબા હાથમાં રાખવી, ને તુંબડાનો ભાગ જમણા પગની જાંઘની બહાર બાજુ ઉપર એવી રીતે રાખવો કે તે જાંઘને આધારે રહી શકે; ને જમણા હાથના કાંડાની ઉપરનો અને કોણીની નીચેનો માંસવાળો ભાગ તુંબડાની ઉપર દબાયલો રહે; આથી જાંઘ અને હાથના દબાણની વચ્ચે સિતાર ડાબા હાથમાં પકડ્યા સિવાય છુટી ન્હી શકશે. ડાબો હાથ છુટોજ રહે છે; કેમકે તે હાથથી પડદા ચલાવવા પડે છે. આ પ્રમાણે સીતારને પકડવાનો કાબુ ધરાવ્યા પછી, જમણા હાથનો અંગુઠો થોડી ઉપરના છેલ્લા પડદાની નીચેના દાંડીવાળા ભાગની બાજુ ઉપર ટેકવી રાખવો, અને અંગુઠાની પાસેની પહેલી આંગળીમાં તારની બનાવેલી **નખી** કે **મિજરાફ** પહેરીને પછી પ્રથમના તાર ઉપર આઘાત કરીને સિતાર વગાડવી. આ પ્રમાણે ડાબા હાથે પડદા દબાવવા અને જમણા હાથે એમ આગળ વગાડતા જવું.

**ડાબા હાથની આંગળીઓ ચલાવવાની રીત**—પ્રથમ ડાબા હાથનો અંગુઠો દાંડીની પાછળી સપાટી ઉપર ટેકવી, પછી પહેલી અને બીજી આગળીઓથી પડદા દબાવતા રહેવા. કેટલાક ઉસ્તાદો તો ચારે આગળીઓનો ઉપયોગ કરવાનું કહે છે, પણ એને માટે એકજ નિયમ નથી થતો; કેમકે બધી સિતારો કંઈ સરખી હોતી નથી. દાંડીની લંબાઈ ઓછી વધતી હોય તે પ્રમાણમાં પડદાનું અંતર ઓછુ વધતુ રહે છે, જેથી તદન નહાની સિતારમાં કદાચ બધી આગળીઓનો ઉપયોગ થઈ શકે, પણ સાધારણ રીતે તો બે આંગળીનોજ વિશેષ વપરાસ થાય છે. સાત સ્વરના આરોહ અવરોહમાં તથા ઓછા વધતા સ્વર સમૂહો વગાડવામાં આગળીઓ પડદા ઉપર કેવી રીતે ચલાવવી તેના દાખલા સિતારની ગતોને આરંભે આપેલા છે તે ધ્યાનમાં રાખવા. કોઈપણ તંતુવાદ્યમા ડાબા હાથની આગળીઓથીજ પડદા ચલાવવામા આવે છે, ને તેમા મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની હોય છે તે એ કે, સરલ રીતે ઝડપથી સ્વરો જે રીતે વાગી શકે તેરીતે આંગળીઓ પોતાને ફાવે તે પ્રમાણે ચલાવવી. સિતારને માટે આપેલી ગતોમાં શરૂઆતમા જે થોડાક દાખલા આપેલા છે તે ઉપરથી આંગળીઓ ચલાવવાની યુક્તિ સમજી શકાશે.

**જમણા હાથની આંગળીથી તાર છેડવાની રીત**—જમણા હાથના અંગુઠાને સિતારના ગળાની પાસેની દાંડીના ભાગ ઉપર ટેકવીને, પછી, તેની પાસેની પહેલી આંગળીમાં મીજરાપ પહેરી, પેહેલા તાર ઉપર આઘાત કરવો. આ આઘાત જો આંગળી આપણી તરફ લાવીને કરવામાં આવે તો તેને **दा** કહે છે, અને એજ આઘાત જો આપણી સામી બાજુ તરફ આંગળી લઈ જઇને પણ જરાક જોરથી કરવામાં આવે તો તેને **रा** કહે છે. એમ એકવાર આપણી તરફ અને બીજીવાર સામી તરફ. એમ વારંવાર આંગળીના આઘાતોથી **दारा, दारा** એમ વગાડ્યા કરવું. લઘુ કે ગુરૂ કાળના સ્વરો હોય તો તેને માટે **दा** કે **रा** નો ઉપયોગ કરવામાં આવે છે, પણ જો એ દ્રુત સાથે આવે તો એજ **दारा** ને ઝડપથી વગાડી જઇએ તો તેને **दिड** કહે છે. જે સ્વર ઉપર વધારે જોરથી આઘાત કરવાની જરવાની જરૂર પડે ત્યાં **डा** નો ઉપયોગ કરવોજ જોઇએ. **दिड** ને બદલે કોઇવાર **दृडा** કે **दाह्** શબ્દ પણ વપરાય છે.

**સિતાર વગાડવા માટે સ્વરોના 'પાઠ અને ગતો**—સિતાર ઉપર આંગળીએ સારી રીતે ચાલી શકે તે માટ પ્રથમ અભ્યાસીએ પાઠ ૧૪ માં બતાવેલ આરંભક સરગમો અને પાઠ ૧૫ માં આપેલા અલંકારો વગાડવા, અને ત્યારબાદ તેજ આરંભક સરગમો તથા અલંકારો ૧૬ મા પાઠમાં જણાવેલા મુખ્ય ૧૨ થાટમાંથી કાફી, કાલંગડો, ભૈરવી, કલ્યાણ તોડી અને પુરીયા એ ૭ થાટોમાં વગાડી જવા. એટલું થશે એટલે હાથ તથા આંગળીઓને સારી કસરત મળી તૈયાર થશે. તેમજ સ્વરજ્ઞાન, કોમલ તીવ્ર પદ્દાની માહીતી વગેરે થશે. સીતાર ઉપર વગાડવા માટે કેટલીક ગીતો આ પાઠને છેડે આપવામાં આવીજ છે તેનો અભ્યાસ કરવો તેથી આનંદ મળશે.



## સિતાર અને દિલરૂબામાંની તરફ વિષે.

"તરફ" એ ત્રાપા શબ્દ ઉપરથી થયો હશે એમ જણાય છે વાસની લાકડીઓને જોડાજોડ બાંધી લઈ, તેનો ત્રાપો બનાવી તે નદી કે તલાવમાં તરવાના ઉપયોગમા લેવાય છે તે જાણીતુંજ છે, તે પ્રમાણે જુદા જુદા તાર બાંધી તેનો ત્રાપો એટલે તરફ બનાવી, નાદ સરોવર તરવામાં એનો ઉપયોગ કરવામાં આવે છે, સિતાર, દિલરૂબા અને તાઉસમાં તરફની રચના હોય છે. તેના તારો, દાંડીની બાજુ ઉપર ખુંટીઓ બેસારી, તેને બાંધીને ઘોડીની નીચે બીજી નહાની ઘોડીની ઉપરથી લઈ જઈ, અથવા ઘોડીની વચમાં કાણાં પાડી તેમાંથી પસાર કરી વાજીંત્રના મૂળમાં બાંધેલી હોય છે. તરફનો આરંભ મેરૂ તરફથી નીચેથી કરવામાં આવે છે. ત્યાંથી દરેક તાર મંદ્રથી માંડીને તે તારસપ્તકના સ્વરો સુધી મેળવવામાં આવે છે. તરફ કેટલી રખાય છે તેનો નિયમ નથી. તો પણ ઓછામાં ઓછી ૮, તેથી વિશેષ ૧૨ અને તેથી વિશેષ ૧૭ સુધી રખાય છે; મોટી સારંગી અને મોટા દિલરૂબાના માથા ઉપર વળી બીજી સાત તરફ વધારે ગોઠવેલી હોય છે. તે સાતે તરફના તાર પીતળના હોય છે અને તે મંદ્રસપ્તકના સાતે સ્વરમાં મેળવવામાં આવે છે. વધારે ઓછી તરફ રાખવી એ વિષેનો મુખ્ય આધાર વાજીંત્રની લંબાઈ અને દાંડીની પહોળાઈ ઉપર છે.

આ પ્રમાણે જુદી જુદી તરફો હોય તો કેવી રીતે મેળવવી તે નીચેના ક્રમ ઉપરથી સમજી લેવું.

**૮ તારની તરફ**—ન્હાની સિતાર અથવા દિલરૂબાને આઠ તારની તરફ રાખવામાં આવે છે. આવી તરફમાં લોખંડના ઝીણા તાર ચઢાવવા; અને તે અનુક્રમે **स रि ग म प ध नि सं** એ સ્વરોમાં મેળવવા. જો એવા વાજીંત્રમાં જે ગાયન, ગત કે રાગની છેડ કરવી હોય તો તે ગાયન વગેરેમાં જે કોમલતીવ્ર સ્વર આવતા હોય તે પ્રમાણે તરફના તે તે સ્વરના તાર પણ કોમલ તીવ્ર સ્વરોમાં મેળવવા.

**૧૨ તારની તરફ**—સાધારણ મધ્યમ કદના સિતાર, દિલરૂબાને ૧૨ તારની તરફ રાખવામાં આવે છે. તેમાંના બધા તાર જો લોખંડના જ હોય તો તે અનુક્રમે **स रि ॅग ग म मॅ प ध ॅनि नि सं रिं** એ સ્વરોમાં મેળવવા. પણ જો તેમાંના પ્રથમના ચાર તાર પીતળના હોય તો તે ચાર તાર અનુક્રમે **मं प धं निं** એ ચાર સ્વરમાં મેળવી બાકીના લોખંડના ૮ તાર **स थी सं** સુધીના સ્વરોમાં અનુક્રમે મેળવવા. એમાં પણ ગાયનના રાગ પ્રમાણે તરફના તે તે તાર કોમલ તીવ્ર કરી લેવા.

**૧૭ તારની તરફ**—એમાં પ્રથમના પિત્તળના ૭ તાર મંદ્રસપ્તકના **सं** થી તે **निं** સુધી મેળવવા અને બાકીના ૧૦ લોખંડના તાર **स** થી તે **गं** સુધી મેળવવા. ગાયન કે ગત જે રાગમા હોય તે રાગના કોમલતીવ્ર સ્વરો પ્રમાણે ફેરફાર તરફમાં કરી લેવો. તરફથી વાજીંત્રનો અવાજ બમણો થાય છે અને નાદનો રણકાર સારી રીતે અનુરણન પામે છે. તેમજ વાજીંત્રમાં અવર્ણનીય મધુરતા આવે છે.

આ ઉપરાંત ઓછી વધતી તરફો હોય તો તે કયા સ્વરોમાં મેળવવી તેને માટે વાજીંત્ર ખરીદતી વખતેજ કારીગર પાસેથી સમજુતી લઈ તે પ્રમાણે મેળવવાનું રાખવું.

## दिलरुबा अने ताउस.

દિલરૂબા અને તાઉસની રચના સરખી છે, માત્ર આકૃતિમાં થોડોક ફેર છે. તાઉસનો નીચેનો ભાગ મોરની આકૃતિવાળો હોય છે એટલુંજ માત્ર. દિલરૂબા અને તાઉસની ઉપર પડદાની ગોઠવણ સિતાર પ્રમાણેજ હોય છે. માત્ર દિલરૂબામા મધ્યસપ્તકમાં ॅरि ( કોમલરિ ) ॅध ( કોમલધ ) અને તારસપ્તકમા ॅरिं ( કોમલરિ ) એ ત્રણ પડદા નથી હોતા. એ પડદા નહી હોવાથી બાકી પડદાનું જે સંસ્થાન રહે છે તેને કાફીનો થાટ કહે છે. કાફીના થાટમાં ॅग ॅनि ના પડદા હોય છે છતાં શુદ્ધ **ग नि** ના પણ પડદા રાખેલા હોય છે. દિલરૂબા ઉપર કારીગરો જે પડદા બાંધે છે તે આ પ્રમાણેજ બાંધીને તૈયાર વેચે છે. આ વાજીંત્રના પડદા ઉપર આંગળીઓ ચલાવવાની રીત સિતાર પ્રમાણે જ છે. ઘોડાની પુછડીના વાળ ભેગા કરી તે વાળ એક લાકડીને બાંધી તેનાથી પહેલા તાર ઉપર ઘર્ષણ કરીને વગાડવામાં આવે છે. એને ગજ કહે છે. અંગ્રેજીમાં બો ( Bow ) કહે છે અને તેનો અર્થ " ધનુષ્ય " એવો થાય છે, એ અર્થને મળતો **કામઠી** એવો શબ્દ કાઠીયાવાડ તરફ વપરાય છે. ઘોડાના વાળ જેમ ચોખ્ખા હોય તેમ ઘર્ષણ સારૂં થાય છે, અને અવાજ પણ ચોખ્ખો નીકળે છે. જો એ વાળને ભૂલથી તેલ કે ચરબીનો અંશ લાગી જાય છે તો ઘર્ષણ બરાબર થતુ નથી, તથા તેને વારંવાર સાફ રાખવા માટે જેને **બેરજો** કે **રાંજન** કહે છે તે વાળ ઉપર ઘસવામા આવે છે. કોઈ પણ ગાંધીની દુકાનમા બેરજો મળી શકે છે. એક પૈસાનો કાંકરો લઇ રાખવામાં આવે તો તે ઘણો વખત પહોંચી શકે છે.

ગજ જમણા હાથમાં રાખી જે તાર ઉપર ચલાવવો ( ઘસવો ) હોય તે તાર ઉપર " ડાબીથી જમણી તરફ " અને " જમણીથી ડાબી તરફ " ચલાવીને લાંબા વખત સુધી સ્વર કાયમ રાખી શકાય છે. સિતારમાં માત્ર ગત તોડાનું જ કામ થાય છે, પરંતુ દિલરૂબામાં તો ગાવાની બરાબર નકલ થાય છે; અને તેનો સ્વર અખંડ કાયમ રાખી શકાય છે. માધુર્યમાં બંને પરસ્પરથી ભિન્ન છે; છતાં સરલ રીતે અવાજની સંપૂર્ણ અંશે નકલ કરનાર તો દિલરૂબાજ છે; એમાં કશો શક નથી. સિતારમાં પણ ગાવાની નકલ કરી શકાય છે પરંતુ તેમાં મીંડ, ઘસીટ, જમજમાં વગેરે કઠણ ક્રિયાઓ કરવી પડે છે, જે સારા ઉસ્તાદોથીજ એ કરી શકાય છે.

દિલરૂબા અને તાઉસના અભ્યાસીએ સિતાર અને તેના તાર, પડદા, વગેરેના વર્ણન વિષે જે લખેલું છે તે બરાબર ધ્યાનમાં રાખવું; કેમકે દિલરૂબા અને તાઉસની ઉપરના તાર તથા તેના પડદાની રચના, એ વિષે જે જાણવાનું છે તે તેના વર્ણનમાં જણાવવામાં આવ્યુંજ છે. ડાબા હાથની આંગળીઓથી પડદા કેવી રીતે ચલાવવા તે વિષેના થોડાક દાખલા આપેલા છે તે સિતાર અને દિલરૂબા એ બંનેને માટે સમજી લેવા, અને તે પ્રમાણે દરેક પડદા ઉપર જે તે આંગળીથી તાર દબાવીને વગાડતા જવું. જમણા હાથથી ગજ ભાર આપીને કે નરમ હાથથી ઘસવામાં આવે તે પ્રમાણમાં મોટો નાનો સ્વર ઉત્પન્ન થશે. નવા અભ્યાસીએ આરંભક સરગમો, અલંકાર, થાટ પલટાનો અભ્યાસ કરવો. એથી આંગળીઓ સારી ચાલશે, અને મગજ પણ સુરીલું બનશે. આગળના ભાગમાં જે છંદો અને ગીતો આપ્યાં છે તે પણ વગાડવાં.

દિલરૂબાના અભ્યાસીને માટે એક વાત જણાવવા જેવી છે તે એ છે કે, દિલરૂબા ઉપર જે પડદા બાંધેલા હોય છે તે કાફીના થાટના હોય છે એટલે કે ग॒ नि॒ કોમલના પડદા બાંધેલા હોય છે, ને તેના શુદ્ધ ( ग नि ) હોય છે તે તો જુદાજ, પણ रि॒ ध॒ કોમલના પડદા બાંધેલા હોતા નથી, તો તે બે સ્વરો શીરીતે વગાડવા તેની સમજુતી આ પ્રમાણે છેઃ स અને रि ની વચ્ચે જે અવકાશ-અંતર છે તેની વચમાં તાર ઉપર આંગળી એવી રીતે રાખવી કે તે તાર શુદ્ધ रि ના પડદા ઉપર બેસી શકે નહી એ રીતે આંગળી રાખીને પછી જમણા હાથે ગજનો ઘસારો કરવો. એજ પ્રમાણે ध॒ કોમલ प ध ની વચલા અંતરના મધ્યમા તાર ઉપર આંગળી રાખીને વગાડવો.

## फिडल के वायोलीन

ફિડલ એ અંગ્રેજી વાજીંત્ર છે. તેને અંગ્રેજીમાં વાયોલીન પણ કહે છે. આપણા દેશમાં ભીખ માગતા રાવળીયા, ભરથરી વગેરે ભીખારીઓ " રાવણ હથ્થો " એ નામનું વાજીંત્ર વગાડે છે, તેની રચના અને વગાડવાની પદ્ધતિ આ વાજીંત્રને મળતી છે; પણ ફિડલ એ જરાક સુધારેલું વાજીંત્ર છે. આપણા હિંદુસ્થાનમાં મદ્રાસ કર્ણાટક તરફના દેશોમાં ફિડલનો અતિશય પ્રસાર થએલો જોવામાં આવે છે. ત્યાં તો પ્રત્યેક કુશળ સ્ત્રીપુરૂષ ફિડલ જાણતા ન હોય એ અશક્ય જેવુંજ સમજવું. ગળથુથીમાંથીજ ફિડલનો ઉપયોગ થાય છે એમ કહીએ તો ખોટું ન ગણાય. આ વાજીંત્રની એક ખુબી એ છે કે, મેરૂથી માત્ર ૮-૧૦ આંગ-

ળના જેટલા ભાગમાં જ ત્રણે સપ્તકોના સ્વરો વાગી શકે છે, તેથી ગમે તેટલી તૈયારીથી ઝડપમાં ગમે તેટલા સ્વરો ઉત્પન્ન કરી શકાય છે. એ પ્રકારની તેમાં જેમ સરલતા છે તેમ તેમાં એ પણ એક ખામી છે કે, તે દિલરૂબા કે સિતાર જેટલું બહુ સુમધુર નથી. સિતાર કે દિલરૂબાને ઉપરથી છેડતાં તેના સ્વરના સુંદર રણકારા જેટલા કર્ણમધુર લાગે છે, તે પ્રમાણમાં ફિડલને છેડી જોતાં લાગતા નથી. તેથી તે જરા શુષ્ક વાદ્ય છે; એવું શુષ્ક વાદ્ય, સંપૂર્ણપણે સુંદર લાગવા માટે તેના ઉપર પુષ્કળ તૈયારી કરવી પડે છે ત્યારે જ તે આપણા હાથમાં આવી શકે છે. ફિડલનો બીજા વાજીંત્ર સાથે સારો યોગ બને છે. તેમાં હારમોનિયમની સાથે તેને ઘણી દોસ્તી છે.

ફિડલ ઉપર આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ચાર તાર ચઢાવવામાં આવે છે. તે ચાર તારોને મેળવવાની જુદી જુદી રીતો, આંગળીને બહુ મેહેનત ન પડે તે ઉપરથી ઉત્પન્ન થએલી છે. ડાબા હાથનો અંગુઠો અને તેની પાસેની પેહેલી આંગળી વચ્ચે જે ચામડીની પાળનો ભાગ છે તે પાળ, ફિડલમાં ખુંટીઓની નીચે જે ગાળાવાળી ખાંચ હોય છે તેમાં (પાળ) રાખીને મજબુત પકડી, આંગળીઓ ખુલી રાખવી; અને ઘોડી તરફનો ભાગ આપણા ડાબા ખભા ઉપર રાખી તેને ડાબા ગાલની નીચેના ભાગથી દબાવી રાખવો. આથી ફિડલ વગાડતી વખતે હાલી શકશે નહી. પછી જમણા હાથમાં વાળનો ગજ રાખી દરેક તાર છેડવાથી સ્વરો નીકળશે.

ફિડલમાં સ્વરો ઉત્પન્ન કરવા માટે સિતાર, દિલરૂબાની માફક કંઈ પડદા નથી હોતા. માત્ર જે જગા ઉપર અમુક સ્વર વાગી શકે ત્યાં આંગળીથી તાર દાંડી ઉપર દબાવવો પડે છે. જેથી પ્રથમ સ્વરોનાં સ્થાન પ્રથમથીજ નક્કી કરવાં પડે છે. એ સ્થાન પૂર્વે કહ્યા પ્રમાણે મેરૂ અને ઘોડીની વચ્ચેના લંબાઇના પ્રમાણથી ગણીને નક્કી કરવાં. તોપણ સરલતાની ખાતર ટુંકામાં અત્રે જણાવીએ છીએ. બધાં ફિડલોની લંબાઈ સરખીજ હોય છે, મેરૂથી તે ઘોડી સુધીનું અંતર બરાબર એક ફુટનું હોય છે. તેથી એ પ્રમાણે અંતર ગણીને ઘોડી જો લગાર આઘી પાછી હોય તો તે બરાબર સ્થાન ઉપર મુકવી. પછી મેરૂથી ૧। ઇંચ ઉપર સીસપેનથી આંકો કરવો, ત્યાં પહેલી આંગળીથી रि શુદ્ધ વાગી શકશે, પછી મેરૂથી ૨॥ ઇંચે સીસપેનથી બીજી લીંટીનો આંકો કરવો, અને ત્યાં બીજી આંગળીથી ग શુદ્ધ વગાડવો. એ પછી મેરૂથી ૩ ના ઇંચ ઉપર આંકો કરી, ત્યાં ત્રીજી આંગળીથી म શુદ્ધ વગાડવો; ને છેલ્લે ૪ થા ઇંચ ઉપર આંકો કરી, ત્યાં ચોથી આંગળીથી શુદ્ધ पंचम વગાડવો. આટલા આંકાથી શુદ્ધ रि ग म प એ ચાર સ્વરો વાગશે. કોમલ સ્વરોનાં સ્થાન તેના શુદ્ધ સ્વરની અને તેની પાછળના સ્વરની વચ્ચે સમજવાં. જેમકે ॅरि કોમલનું સ્થાન મેરૂ (स) અને रि શુદ્ધની વચ્ચે જાણવું, ॅग કોમલનું સ્થાન रि શુદ્ધ અને ग શુદ્ધની વચ્ચે સમજવું; તીવ્ર मध्यमનું સ્થાન શુદ્ધ मप વચ્ચે સમજવું. આ પ્રમાણે અંતરો ગણીને સ્વરના આંકા કરીને પછી તે તે સ્વરો વગાડવા માટે ઉપર કહી તે આંગળીનો ઉપયોગ કરવો. સ્વરોનાં સ્થાન જાણી લઈ આંકા કરવા. અત્રે એક વાત ખાસ જાણવા જેવી છે કે એકે ઉપરના તાર જો તે સ્વરમાં બરાબર મળ્યાં નહીં હશે, ને જો લગાર પણ બેસુરા હશે તો આ પ્રમાણે

છે અને **બાંહ્યું** એ ડાબા હાથમાં રહે છે. તબલાને ( બાંહ્યા સાથે જ ) કેટલાક નર! કહે છે, કાઠીઆવાડના ઘણા ભાગમાં તેને ઘુઘ્ઘડ એ નામથી પણ ઓળખે છે. તબલું એ લાકડાનો જાડો કટકો લઈ, તેને અંદરથી કોતરી પોલું બનાવી તે ઉપર ચામડું મઢી લઇને બનાવેલું હોય છે. તે ચામડું તેની સાથે જોડેલ દોરડી કે **વાધર** ( ચામડાની પટીઓ ) ને ખેંચીને, અને પછી તે વાધર તથા તબલાની દિવાલ એ બંને વચ્ચે લાકડાના કટકા રાખી તેને ઉંચા નીચા ખસેડીને, તબલાનું ચામડું ઉંચા નીચા સ્વરમાં મેળવી શકાય છે. બાંહ્યાની રચના પણ લગભગ તેવીજ છે. બાંહ્યાને કેટલાક **ભોંણીયું** કે ડગ્ગો પણ કહે છે. તે માટીની કુંડી કે ત્રાંબાની કુંડી ઉપર ચામડું મઢીને બનાવે છે. "ડાબું" એને હિંદુસ્થાનની ભાષામાં "**બાંહ્યા**" કહે છે, તે ઉપરથી ડાબા હાથમાં રહીને વાગનારૂં તે બાંહ્યું એવો અર્થ સ્પષ્ટ સમજી શકાય છે. તબલાને ચામડું મઢી લીધા પછી તેના ઉપર શાહીનો મસાલો ચોપડે છે, ત્યારેજ તે સુસ્વરમાં વાગે છે ( બોલે છે ). બાંહ્યા ઉપર પણ તેમજ કરવું પડે છે. કેટલાક બાંહ્યા ઉપર શાહી નહિ ચઢાવતાં ખપ પડે ત્યારે ઘઉંનો લોટ પાણીમાં જરા સખત ભીંજવી તે ઉપર વચલા ભાગમાં ચોઢે છે. તબલા કે બાહ્યામાં **ચાંટ**, **લવ** અને **થાપ** કે **શાહી** એ ત્રણ જગાઓ હોય છે. કિનારની આસપાસનો ભાગ તે ચાંટ કહેવાય છે. શાહીવાળો વચલો ભાગ તે **થાપ** કહેવાય છે. એને ચાટ તથા થાપની વચલો ભાગ **લવ** નામથી ઓળખાય છે. એ બધા ભાગો અને એ દરેક ભાગ ઉપર જમણા તથા ડાબા હાથની કયી કયી આંગળીઓથી કયા કયા અક્ષરો એટલે બોલ વાગી શકે છે તે આકૃતિઓ અને સમજુતી ઉપરથી સમજી શકાશે. તો પણ આ વિષય કોઈ સારા અનુભવી પાસેથી શીખ્યા વિના પોતાની મેળે સારી રીતે આવડી શકે એવું દૃષ્ટાંત આજસુધી મારા જોવામાં આવ્યું નથી. તબલું વગાડવું એ બીજાં બધાં વાજીંત્રોની માફક અઘરૂં છે પોતાની આખી જીંદગી અર્પણ કરીને તે એકજ બાબતમાં કુશળ બજવૈયા તરીકે નામના મેળવી શકાય એવો આ વિષય છે; તો પણ દરેક તાલના ઠેકા, તોડા, મોહોરા, થાપ એટલું સાધારણ રીતે દરેક અભ્યાસીએ તો અવશ્ય જાણવુંજ જોઇએ. "તાલવાદન" એ એકંદર વર્ણનૃત્ય છે, અને તે નૃત્ય છંદ-પિંગળમાં આવતા વર્ણનૃત્યના કરતાં અમુક તરેહનું છે; તેનો ખ્યાલ તબલાના ઠેકા, પરન વગેરેના અભ્યાસથી સારી રીતે આવી શકે છે. આપણા ગુર્જર સાક્ષર કવિ વર્ગે આ બાબત બહુજ ધ્યાનમાં રાખવી ઘટે છે.

તબલા અને બાંહ્યા ઉપર વગાડતા શીખવાની ઇચ્છા રાખનારાએ પ્રથમ તો કોઈ સારા અનુભવી પાસેથી "થાપ કેમ મારવી," આંગળીઓનો ઉપયોગ કેવી રીતે કરવો તથા **ના**, **ધા**, **ધીં** વગેરે જેવા મુખ્ય અક્ષરોથી બનેલા દરેક તાલના મૂળ સાદા ઠેકા શીખી લઇને પછી આ પુસ્તકની મદદથી આગળ અભ્યાસ વધાર્યા કરવો. નિદાન એટલો અભ્યાસ ન થાય તો કંઈ હરકત નહી, પણ દરેક તાલમાં આપેલા ઠેકા, મોહોરા, પરનો એ બધાના શબ્દો માત્ર મોએથી બોલીને હાથથી તાળી આપવાનો અભ્યાસ તો કરવોજ જોઇએ. કેમકે તેટલું થાય તો પણ ઘણું છે. તેથી જીભને તથા મનને એક જાતની કસરત મળવા ઉપરાંત મનની અવધાનની-એકાગ્રતાની શક્તિ ખીલી નીકળશે.

## એક અક્ષરના બોલ.

તબલા અને બાંહ્યા ઉપર જે અક્ષરો વગાડવામાં આવે છે તેને સંસ્કૃતમાં पाटवर्ण કહે છે. તેમાં આવતા બધા અક્ષરો નીચે વર્ગવાર આપીએ છીએ અમુક વર્ગમાં જે અક્ષર મુખ્ય હોય તે આપીને તેની આગળ કૌંસમાં એજ વર્ગના બીજા અક્ષરો આપ્યા છે. એથી એમ સમજવાનું છે કે, મુખ્ય અક્ષર જે રીતે વગાડવામાં આવે છે તેજ રીતે કૌંસની અંદરના અક્ષરો પણ વગાડવામાં આવે છે; છતાં જે જુદા જુદા અક્ષરો વપરાય છે તે બોલની ગતિનો પ્રવાહ કાનને મનોરંજક લાગવા પરત્વે તથા આઘાત પ્રત્યાઘાતના ભરેલ અને ખાલી જગાઓની યોજના પરત્વે વપરાય છે.

(૧) धा (घ), धी (धीं घें). આ ( મહાપ્રાણી ) અક્ષરો તાલનો આઘાત જે માત્રા ઉપર પડે છે તે માત્રા ઉપર આવે છે, અને તે તબલા તથા બાંહ્યા એ બંને ઉપર એક સાથે વગાડવામા આવે છે.

(૨) ता (त), ना (न), ती (तु तीं). આ અક્ષરો તાલની જે ખાલી માત્રાઓ હોય તે ઉપર આવે છે અને તે ફક્ત તબલા ઉપર જ વગાડવામા આવે છે

(૩) ट (टी, री), र्दी, थों, गे (ग, घो, घे, धुं, धु, धुं), क (कि, ड) तत्‌ (कत्‌, डा, दिन्‌, घेत्‌)

આ બધા અક્ષરો સર્વસાધારણ છે. અને તે ઠેકામાં કે પરનોમા બધે વપરાય છે, તોપણ તેમાંના જે અક્ષરો મૃદુ કે અલ્પપ્રાણી છે તે ખાલીવાળા અંગમાં આવે છે અને જે કઠોર કે મહાપ્રાણી છે તે તાલના આઘાતવાળા અંગમાં આવે છે એવો નિયમ જોવામાં આવે છે.

## બે અક્ષરના બોલ.

(१) धागे, घेघे. धिन, धुम, धींक, धिट, धिड, धान, धिरि — તાલના અંગમાં આવતા બોલ.

(२) [तागे / नागे], तेते, तिन, किन, तींक, [तिट, / किट] किड, तान, [तिरि / तिर] — ખાલીના અંગમા આવતા બોલ.

(३) नग, दिग; गन, गदि; गिन, गेन; तक; कत; कत्ता; — સર્વ સાધારણ અંગોમા આવતા બોલ.

આકા કરેલાં સ્થાનો ઉપર જે તે સ્વર બોલી શકશે નહી. જેથી તાર બરાબર મેળવવા ને પછી પણ દરેક વખતે તાર બરાબર મળેલા કાયમ છે કે નહી તે તપાસતા રહેવું.

ફિડલના ચારે તાર કયા કયા સ્વરમાં મેળવવા તે વિષે જુદી જુદી પદ્ધતિઓ જણાવીએ છીએ. પહેલી પદ્ધતિ જે સર્વ સાધારણ છે તે આ પ્રમાણે છે.

| કયી આંગળીથી ? | ૪ થો તાર (૩ જા કરતાં થોડો જાડો) મંદ્રસપ્તકના स સ્વરમા મેળવવો | ૩ જો તાર (બીજા કરતાં થોડો જાડો) મંન્દ્રસપ્તકના प સ્વરમાં મેળવવો | ૨ જો તાર (પહેલાં કરતાં થોડો જાડો) મધ્યસપ્તકના स સ્વરમાં મેળવવો. | ૧ લો તાર (છેક ઝીણો) મધ્યસપ્તના प સ્વરમાં મેળવ |
|---|---|---|---|---|
| ૧ લી આંગળીથી | કો० ॅरिं (મંદ્ર) | કો० धॅं (મંદ્ર.) | કો० ॅरि (મધ્ય) | કો० ॅध |
| | શુ० रिं ,, | શુ० धं ,, | શુ० रि ,, | શુ० ध |
| ૨ જી આંગળીથી | કો० गॅं ,, | કો० ॅनिं ,, | કો० गॅ ,, | કો० ॅनि |
| | શુ० ग ,, | શુ० निं ,, | શુ० ग ,, | શુ० नि |
| ૩ જી આંગળીથી | શુ० म ,, | स (મધ્ય)* | શુ० म ,, | स (તાર |
| | તી० मॅ ,, | કો० ॅरि ,, | તીવ્ર० मॅ ,, | કો० ॅरिं ,, |
| ૪ થી આંગળીથી | શુ० प ,,* | શુ० रि ,, | શુ० प ,,* | શુ० रिं ,, |

આમાં * ચિન્હવાળા સ્વરો પહેલા ૩ તાર ચઢાવેલા હોય છે તે તારમાંજ બોલે છે, જેથી ચોથી આગળીથી એ સ્વરો વગાડવાની જરૂર રહેતી નથી.

આ પદ્ધતિ સર્વ સાધારણ છે, પરંતુ તેમાં કઠિનતા એ છે કે, તારસપ્તકના પંચમ સુધી જવું હોય તો, આખો હાથ ખસેડીને આંગળીઓને દાંડી ઉપર છેક નીચે ઉતારવી પડે છે, ને તેમ કરતા ફિડલને ખભા અને ગાલની વચ્ચેના ભાગમાં દબાવવુ પડે છે, ને તે ઉપરાંત આગળીઓ ઝડપથી સુરના સ્થાન ઉપર સ્થિર રહી શકતી નથી. એ કારણથી નીચે બતાવેલી પદ્ધતિઓ પ્રમાણે ચારે તાર નીચે બતાવેલા સ્વરોમાં મેળવવા.

| | ૪થો તાર. | ૩ જો તાર | ૨ જો તાર. | ૧ લો તાર. |
|---|---|---|---|---|
| બીજી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમાં મેળવવા. | स | म | स | प |
| ત્રીજી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમાં મેળવવા. | स | म | स | ध |
| ચોથી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમાં મેળવવા | म | स | प | सं |
| પાંચમી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમાં તાર મેળવવા | मं | स | म | रिं |
| છઠ્ઠી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમાં તાર મેળવવા. | म | स | प | रिं |
| સાતમી પદ્ધતિ પ્રમાણે કયા સ્વરોમા તાર મેળવવા | म | रि | ध | गं |

આ પ્રમાણે જુદી જુદી પદ્ધતિઓ છે, તે સર્વેમાં પહેલી, બીજી, એ બેનો શરૂઆતમાં ઉપયોગ કરવો, અથવા તો ચોથી પદ્ધતિનો ઉપયોગ કરવો. પાંચમી તથા છઠ્ઠી એ બે પદ્ધતિઓ પણ સારી છે.

ફિડલને મેળવવાની પંચાત બહુ પડે છે. જેને સ્વરજ્ઞાન છે તેની વાત તો જુદી છે, પણ જેનાથી **સ મ** કે **પ** એ મુખ્ય સ્થૂળ સ્વરો મળ્યા કે નહી, એ વગેરે કશું પારખી શકાતું નથી તેને માટે ફિડલ તો નકામું જ છે. એજ કારણથી પ્રથમ ગાયન અને ત્યાર પછી વાદન કહ્યું છે. જેને સાધારણ સ્વર જ્ઞાન છે તેણે ચારે તાર ઉપરમાંની પોતાને ફાવે તે કોઈ પણ પદ્ધતિથી મેળવી, સ્વરોનાં સ્થાન પ્રથમથી જ નક્કી કરી, આંગળીઓનો ક્રમ એજ પ્રમાણે સમજી વગાડવું. ગમે તે પદ્ધતિથી ફિડલ મેળવવામાં આવે તો પણ આંગળીઓનો અનુક્રમ એકજ કાયમ રહેશે. એટલે કે મેરૂથી શરૂ કરતાં આગળનો જે સ્વર હશે તેના કોમલ કે શુદ્ધને માટે અંગુઠા પાસેની પહેલી આંગળી; ત્યાર પછીના બીજા સ્વરના કોમલ કે શુદ્ધને માટે બીજી આંગળી, ત્રીજા સ્વરને માટે ત્રીજી અને ચોથાને માટે ચોથી આંગળી સમજવી. આ નિયમ કાયમ રીતે ચાલુ છે.

ફિડલના આરંભના અભ્યાસીએ આરંભક સરગમો, અલંકારો, થાટ અને પલટાનો અભ્યાસ કરવો. એથી ફિડલ સંપૂર્ણ રીતે કાબુમાં આવી જશે. એટલું થયા પછી આ પાઠમાળામાં આગળ ૩ જા ભાગમાં જે ગાયનો આપ્યાં છે તે સર્વે વગાડી જવાં. એથી વિશેષ હાલ ફિડલના વાદનની બાબતમાં કશું જાણવા જેવું રહેતું નથી. ગજ જમણા હાથથી કેવી રીતે પકડવો તે સર્વે જાણે છે, માત્ર તેના ઓછા વધતા ભાર દઈને વગાડવા ઉપરથી સ્વર મૃદુ કે વિસ્તારવાળો ઉત્પન્ન થાય છે એટલું જ.

## તાલ વાદન.

ગાયનકળામાં ગાયન એ જેમ મુખ્ય છે તેમ તાલ એ પણ મુખ્ય છે. તાલ એટલે શું તે વિષે પૂર્વે વિસ્તારથી સમજાવેલું છે. કોઈ પણ તાલ અમુક માત્રાઓના મેળથી બને છે એ ચોખ્ખું જ છે; તે જ માત્રાઓની ગણત્રી મૃદંગ, ઢોલક, તબલા વગેરે જેવા વાદ્યોમાં કરી બતાવવી તેનું નામ **તાલવાદન** કહેવાય છે. તાલવાદનમાં અવનદ્ધ અને ઘન વાદ્યો વપરાય છે, પરંતુ તે સર્વેમાં **મૃદંગ** ( પખવાજ ) અને તબલાંનો ઉપયોગ બહુ થાય છે. મૃદંગ એ બહુ પ્રાચીન વાજીંત્ર છે, તેને વચમાંથી કાપીને, વગાડવાની સરલતા ખાતર તબલાંની રચના પછીથી થએલી છે. એ બંનેનાં ચિત્રો જોવાથી સમજી શકાશે. આજકાલ આખા હિંદુસ્થાનમાં તબલાનો ઉપયોગ બહુ થાય છે. તબલું વગાડતાં આવડે તો બાકીનાં લયવાદ્યો સહેલાઈથી વગાડી શકાય છે. તે માટે અહીં તબલાંની અને તે ઉપર વગાડવાના બોલો ( પાટવર્ણ ) ની માહિતી આપીને કેટલાક તાલના ઠેકા ( એટલે તાલમાં આવતી દરેક માત્રાને બદલે વગાડવાના બોલ ) આપીએ છીએ.

તુબલું- એ બે વાજીંત્રો મળીને થએલું છે; તેમાં તબલું એ જમણા હાથ

ત્રણ અક્ષરના બોલ.

धार्दिता, धिद्दान्, धिकिट, तगन, नगन, दिगन, नरन, न्डान्, किरान् त्रन्, त्रान्, त्डन्, तिकिट, थुकिट.

ચાર અક્ષરના બોલ.

धागेतिट, तागेतिट; घेघेकिट, तिटकिट; घिटधिट, धिटतिट, तिटतिट; धुमकिट, थुमकिट; धिरकिट, तिराकिट; धिडनग, किडनग;.
नगतिट; तकतक, किटतक, गदिगिन, दिगतागे.

પાંચ અક્ષરના બોલ.

नगनगन. धागेदिगन.

છ અક્ષરના બોલ.

धिकिट धिकिट, तकिट तकिट; धिरि किटतक, तिरिकिटतक;
धुमाकिटतक, थुमकिटतक; धागेतिट किट, तागे तिटकिट;
दिगन दिगन; तगन तगन; नगन नगन; थुकिट थुकिट;

આ પ્રમાણે ૭, ૮, ૯ કે ગમે તેટના વર્ણના સમૂહો ગોઠવી જુદી જુદી લય પ્રમાણે રચના કરવામાં આવે છે હવે આ બધા બોલ તબલા ઉપર અને બાયા ઉપર કેવી રીતે વગાડવા તે વિષે સમજુતી નીચેના કોઠાઓમા આપવામા આવી છે

તબલા અને બાયાની આકૃતિમાં બતાવેલા ભાગો અને તે તે ભાગો ઉપર વગાડવાના બોલો ત્યાંજ લખ્યા છે તે ઉપરથી બોલ કઇ જગા ઉપર વગાડવો તેની સમજણ પડશે તેનીજ સાથે જમણા અને ડાબા હાથની આંગળીઓ ઉપર બોલના અક્ષરો બતાવેલા છે તે ઉપરથી કયી આંગળીથી કયો બોલ વગાડવો તે પણ સમજી શકાશે.

તાલ વિષેના પાઠમાં જણાવેલુજ છે કે, આડચોતાલ, સુલશાક, ઝપા, ધમાર, તેવરો અને ચોતાલ એ બધા તાલો ધ્રુવપદના વર્ગમાંના છે. જેથી ગાયનોના ધ્રુવપદો અને તે સિવાયનાં અસ્તાઇ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી વગેરે એવા બે પ્રકારો છે. અને તે પ્રકાર પ્રમાણે તાલવાદનમા બે પ્રકારની પદ્ધતિઓ છે, એ પદ્ધતિને હિંદુસ્થાનમા બાજ કહે છે ધ્રુવપદનો બાજ જરા વધારે ગભીર ગણાય છે, અને તે પ્રમાણે તેવી જાતના તાલોના બોલ પખવાજ કે તબલામાં વગાડવા માટે સાધારણ બોલના કરતાં જરા વિશેષ ગભીર અવાજથી ઉત્પન્ન થાય તેવી રીતે વગાડવા પડે છે. જેથી ધ્રુવપદના બાજમાં વાગતા કેટલાક મુખ્ય અક્ષરો કેવી રીતે વગાડવા તે વિષે થોડી સમજુતી નીચેના બીજા કોઠામા આપી છે

## બોલ વગાડવાની સમજુતીનો કોઠો.

| નંબર. મુખ્ય (પ્રકૃતિ રૂપ) અક્ષર. | સમાન પ્રકૃતિ રૂપ તેનાજ જેવા બીજા અક્ષરો. | શાના ઉપર ? કઈ જગા ઉપર ? | કયા હાથની કયી આંગળીઓથી ? | વગાડવાની બારીકી વગેરે. |
|---|---|---|---|---|
| ૧ ઘા (તબલા અને બાયા ઉપર એકજ સમયે આ અક્ષર વગાડવો જોઇએ) | | તબલા ઉપર ચાંટની જગાએ | જમણો હા૦ ૧લીઆંગળી૦ | જોરથી આઘાત કરી આંગળી ઉપાડી લેવી |
| | | બાયા ઉપર લવની જગાએ | ડાબા હાથની છેલ્લી ચારે આંગળીથી | આંગળીઓ જરાક નમાવી જોરથી આઘાત કરી ઉપડવી. |
| ૨ ધીં (૧) (તબલા બાંયા બને ઉપર એકજ સમયે આ અક્ષરો વગાડવા જોઇએ) | ઘ, ઘે. ધીં | તબલા ઉપર શાહીની જગાએ | જમણા હા૦ ૧ લી આંગળી | આંગળી જોરથી મારીને ઉપાડી લેવી અને પહેલેથી છેલ્લે સુધી વચલી આંગળી અડકાડી રાખવી |
| | | બાયા ઉપર લવની જગાએ | ડાબા હાથની બધી આંગળીઓથી | આંગળીઓ અડધી નમાવીને જોરથી આઘાત કરી ઉચકી લેવી. |
| ૩ ના | न | તબલા ઉપર ચાંટની જગાએ | જમણાહાથની ૧ લી આંગળી | જોરથી આઘાત કરી ઉપાડી લેવી. |
| ૪ તા | त | " | " | " |
| ૫ તીં (૨) | म तु, तीं, दी धीं थों | તબલા ઉપરલવ કે શાહીની જગા | " | " |
| ૬ ક (૩) | कि, कत् तत् दित, धेत्. | " | જમણાહાથની ૨-૩આંગળીથી | જોરથી મારીને ઉપાડી લેવી નહી. |
| | | બાયા ઉપર શાહીની જગા | ડાબા હાથની બધીઆંગળીથી | બધી આંગળીઓ અડધી નમાવીને વગાડી હાથ ઉચકી લેવો. |
| ૭ ગ | गी, गे, घी, घे घुं, घु, घुं. | બાયા ઉપર લવની જગોએ | ડાબા હાથની બધીઆંગળીથી | " |
| ૮ ટ | री | તબલા ઉપર શાહી ઉપર | જમણા હાથની ૧લીઆંગળીએ | સાધારણ જોરથી મારીને તરતજ ઉચકી લેવી નહી |
| ૯ ટી | | (લવ " કે શાહી ઉપર) | " | જોરથીમારીનેઉચકીલેવી. |
| ૧૦ દ | | તબલા ઉપર શાહી " | જમણા હાથની છેલ્લી ૩આંગળી | આંગળીઓ જોડીને જરાક નમાવી સાધારણ અદ્ધર મારવો. |
| ૧૧ ડી | | તબલા ઉપર લવની જગાએ | જમણા હાથની ૧લી આંગળી | જોરથી મારીને ઉપાડી લેવી |

ટીપ—(ઉપરના કોઠાની)

(૧) ધીં ની સાથેજ જ્યારે રી (ધીરી) વગાડવામાં આવે ત્યારે ધી અક્ષર જમણા હાથની છેલ્લી ૩ આંગળીઓ જોડી દઇને શાહીની ઉપર વગાડવો.

(૨) તીં ની સાથે રી અથવા ટ વગાડવાનો આવે ત્યારે તી અક્ષર જમણા હાથની છેલ્લી ૩ આગળીઓ જોડી દઇને શાહી ઉપર વગાડવો જેમકે **तीरीकिटतक**

પણ તીંની સાથે ( રી તથા ટ સિવાય ) બીજો કોઇ પણ બોલ આવે તો તબલા ઉપર જમણા હાથની વચલી (અંગુઠા પાસેની બીજી) આંગળીથી શાહીની જગા ઉપર ટકોરો મારવો અને તેજ વખતે છેલ્લી આંગળી શાહીની પાસેના ભાગ ઉપર ભાર દીધા વિના અડકાડી રાખવી.

(૩) બજવૈયાઓમા क ને માટે મતભેદ છે. કેટલાક ફક્ત બાયા ઉપર વગાડવાનું કહે છે, ને કેટલાક તબલા ઉપર વગાડવા વિષે કહે છે જે રીતે વગાડવાનું કહેલું હોય તે રીતે ઉપર પ્રમાણે વગાડવું, પરંતુ कि, कत् વગેરે બાકીના અક્ષરો તો માત્ર તબલા ઉપ-રજ વાગી શકે છે

## ધ્રુવપદના બાજના બોલો વગાડવાનો કોઠો.

| અક્ષર | શાની ઉપર ? કઇ જગોએ ? | કયા હાથની કઇ આગળીઓથી ? | કેવી રીતે વગાડવુ |
|---|---|---|---|
| घा | તબલા અને બાંયા બને ઉપર એકજ વખતે તબલામા શાહી ઉપર. | જમણા હાથની પાંચે આગળીથી | પાંચે આગળી જોડી દઇ તીરકસ ધરીને, અ બો પજો થોડો પોલો રાખી તબલા ઉપર એવી રીતે આઘાત કરવો કે તેમાથી અવાજનો પડઘો (ઊંકાર) ચાલુજ રહે. આને થાપ કહે છે |
| | બાયામાં શાહી તથા તેની ઉપરના ભાગ સુધી. | ડાબા હાથની , ,, | ડાબાહાથે બાયા ઉપર પજો પોલો રાખી આગળીઓની નીચેનો મામવાળો ભાગ મારવો |
| ता–रा, क, का. | ફક્ત તબલા ઉપર घा પ્રમાણે | (તબલામાં ઉપર પ્રમાણે) | (તબલામા ઉપર પ્રમાણે ) |
| कि. | તબલા ઉપર શાહી ઉપર | જમણા હાથની છેલ્લી ૩ આંગળીથી | જોડીને આઘાત કરવો |
| त | ફક્ત બાંયા ઉપર શાહી ઉપર | ડાબા હાથની છેલ્લી ચારે આગળીઓથી | આંગળીઓ જોડીને વગાડી બીજો અક્ષર વગાડવાનો આરંભ કરતાં સુધી હાથ ઉચકવો નહી |
| गी. घु. | ,, | ,, | બાયા ઉપર અડધી હથેળી પડવી જોઇએ |

એ સિવાય બાકી રહેલા કોઇ પણ અક્ષરો પૂર્વ કહ્યા પ્રમાણે વગાડવા

## १ त्रिताल.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४ १५ १६

(१) ना धि धिध न्ना | ना धि धिध न्ना | ना ति त्ति न्ना | ना धि धिध न्ना

(२) धा धिं धिं न्धा | धा धिं धिं न्धा | धा तिं तिं ता | ता धिं धिं न्धा

(३) ना धि धिध न्ना | ना धि धिध न्ना | तिं तिं तिर् किट् | ना धि धिध न्ना

(४) धा धिं धागे धिं | धा धिं धागे धिं | धा तिं तागे तिं | ता धिं धागे धिं

(५) धागे धिं धिं न्धा | धा धागे त्रक् धिं | धागे तिं तिं न्ता | ता धागे त्रक् धिं

(६) धा धा तिर् किट् | धा धा ति ना | ता ता तिर् किट् | धा धा धि ना

**मुखड़ाना बोल** ( ઠેકા શરૂ કરવાની પહેલાં કેટલાક બોલો વગાડી સમના તાલ ઉપર આવી પડવા માટે જે ટુકડો લેવામાં આવે છે તેને **मुखडो** ( આમુખ ) કહે છે તેના બોલ )

नं० १ तत्तुन्ना किट् नग् धिर् किट् तक् | धा

नं० २ ताक् तुन्ना किट् नग् तिरि किट् | ता तुन्ना किट् नग् तिर् किट् तक् | धा

नं० ३ तींक् तिन्ना किट् तक् ता तिरि | किट् तक् तिरि किट् तक् ता तिरि किट् | धा

વિલમ્બલય ગણીને ઉપરના બોલો આપ્યા છે.

તબલામાં કોઇ પણ ઠેકો વગાડવાની શરૂઆત કરવા પહેલાં જેમ મુખડાના બોલ વગાડવામા આવે છે તેમ સમ ઉપર આવવા માટે જે ટુકડા લઇ વગાડવામાં આવે છે તેને तोडा के मोहरा (अवसान) છે એની સાધારણ રીત એવી છે કે, તોડાના બોલ ૩ વખત વગાડી છેલ્લે સમ ઉપર આવી પડવું. એવા મોહોરાના ૨—૩ નમુના આપીએ છીએ.

नं० १ तिरि किट् धा | तिरि | किट् धा तिरि किट् | धा
नं० २ गदि गन् धा गदि | गन् धा गदि गन् | धा

આ બોલો દ્રુત લયમા લેવા.

नं० ३ धा तिरि किट् तक् धीं धा तिरि | किट् तक् धीं धा तिरि किट् तक् | धीं
नं० ४ तिरि किट् गदि गन् धा तिरि किट् | गदि गन् धा तिरि किट् गदि गन् | धा

મધ્ય લય માટે યોગ્ય છે

હિંદુસ્થાનના બજવૈયાઓ આ પદ્ધતિને "तीन धा छेके सम उपर, आना" એમ કહે છે.

ત્રિતાલમાં તિશ્ર, ખંડ, મિશ્ર, સંકીર્ણ વગેરે જાતિની લય પ્રમાણે વગાડવાની કદાચ જરૂર પડે તો તેને માટે જુદા જુદા બોલ નીચે પ્રમાણે યોજીને વગાડવું આ બોલ ઉપરથી કોઇ પણ તાલમાં તિશ્ર, ખંડ, મિશ્ર વગેરે લયમા વગાડવા માટે યોજના કરી લેવી.

| | સમ અને તે પછીના બને તાલો માટે વગાડવાના બોલ | ખાલી માટે વગાડવાના બોલ |
|---|---|---|
| ચતુશ્ર–મૂળ–જાતિ. | ना धि धि न्ना | ना ति ति न्ना |
| તિશ્રજાતિ–પોણીલય. | ना धी ना (३) | ना ती ना (३) |
| તિશ્રજાતિની દુગન ૧॥ ગણી લય | धीना धाधी धीना (३) | तीना ताती तीना (३) |
| ખંડ જાતિ– ૧। ગણી લય માટે | धी ना धी धी ना (५) | ती ना ती ती ना (५) |

મિશ્રજાતિ– ૧।। ગણી લય માટે. { धीना धींना धीधीना | तींना तींना तीतीना

દુગન લય માટે   धींना धींना धाधीं धींना | तींना तींना ताती तींना

સંકીર્ણજાતિ ૨। ગણી લય માટે { धीना धाधीं धीना धीधीना | तीना ताती तीना तीतीना

ચૌગુન ( ચાર ગણી લય માટે) { धगिनधातूकाधिनगिनतूकाधिनागिन | नगिनतातूकातिनाकिनतूकातिनाकिन

## जलद त्रिताल.

धा धीं धा | धा धीं धा | धा तीं ता | ता धीं ता

આ તાલની પોતાની લય પ્રમાણે તો ૧૬ માત્રા ગણી શકાય, પરંતુ મધ્યલયની સરખામણીએ તો તેની ૮ માત્રા જ થશે અહિં મધ્યલય પ્રમાણે ઠેકાના અક્ષરો લખ્યા છે, તોપણ તેનો ઉપયોગ ગમે તેટલી દ્રુતલયથી કરી શકાશે

## २ पंजाबी.

धा तीं क धा | धा तीं क ता | ता तीं क धा | धा तीं क धा |

## ३. ख्याल अथवा तिलवाडा.

(१) त्रक धीं | धीं धा धा धीं | धा त्रक धीं | धीं धा धा तीं | ता

(२) धा धि | ना ता धीं धीं | धा त्रक धा धि | ना ता तीं तीं | ता त्रक

(३) धा त्रक धीं धीं | धा ना तीं तीं | ता त्रक धीं धीं | धा ना धीं धीं

આ ત્રણે ઠેકા મધ્યલયને માટે ઉપયોગમાં લેવા. ખ્યાલ, તિલવાડો, ટપ્પો, આડ્ડો એ બધા તાલો ત્રિતાલના પ્રકારરૂપ છે, માત્ર એ બધા તલો બહુજ વિલંબલયમાં આપવામાં આવે છે એટલું જ. એટલી ખાસ વાત ધ્યાનમાં રાખી ખ્યાલની ચલુ (મધ્ય) લયમાં આ ઠેકાઓનો ઉપયોગ કરવો.

(૪) तिरि किट् धीं | धीं धा धागे धीं | धा तिरिकिट् धीं |

धीं धा धागे तीं | ता विलંબલયને માટે આ ઠેકો સારો છે.

(૫) धीं धा धा तिरिकिट् धिड्नग | धीं धा धा धीं धा धा |

धीं धा धा तिरिकिट धिडनग | तीं ताता तीं ताता |

અતિવિલંબલયમાં ઉપરનો કોઇ પણ ઠેકો ઉપયોગમાં લઇએ તો પણ ચાલે, પણ આપણા હાથમાં તેટલી હા લય જો રહેતી નથી એમ લાગે તો, આનો ઉપયોગ કરવાથી લય હાથમાં રહેશે.

## अद्धा ( ख्यालनो बीजो प्रकार )

(१) ता धि | धि न्धिन्ता | धीं ता धि | धि न्धि न्ता | ऽ (मध्यलयमां)

(२) ता धीं | ऽ धीं न्ता | धीं न्ता धीं | ऽ धीं न्ता | ४ ( विलंबलयमां )

## ४ टप्पा.

(१) धीं क् धिं | न्ना धीं क् धि | न्ना तीं क् तिं | न्ना धीं क् धिं | न्ना

(२) ना धीं क धीं | न्ना. धीं क धीं | न्ना. तीं क तीं | न्ना. धीं क धीं

(३) ध्रक् धे धिं | धा ध्रक् धे धिं | धा ध्रक् धे धिं | धा ध्रक् ते तिं | ता

## ५. दादरो. मात्रा ६.

१ २ ३ ४ ५ ६
(१) धिं धिं धा धा तु ना ( रूपक तरीके उपयोगमां लेवो )

(२) धा ति ना धा तु ना ( दादरा तरीके ,, )

(३) धिं धिं ना धागे तिं तक् ( ,, ,, )

मुखडा–ति ति् ना् किट्ठतक् तिरिकिट्ट तक् ता तिरि किट्ट |

परन–(१) धि धिन् गिन् तीं त्तिन् किन् |

(२) धात्रक् धगेन् धगे तुना् धिन् | तत्रक् तगेन् धगे तुना् धिन् |

(३) धगिन् धगिन् धागे धिन् गिन | तगिन् तगिन् धागे धिन् गिन् |

(४) धा तिं धा तिरि किट्ट तुना् तिरि किट्ट |

मोहरो—तकिट् थुकिट् तकिट् थुकिट | कडान्

## ६. लावणी–धुमाळी–चलती–मानुषीजाति एकताल.

१ २ ३ ४ ५ ६ ७ ८
(१) तक् धीं तक् तक् | धीं धीं धा तीं | ( धुमाळी, लावणी )

(२) तक् धीं धागे त्रक् | धीं धीं धा तीं | ,,

(૩) धा त्रक् धीं धीं | धा तिं ना तिं | ,,

(४) धा धी धा धी | धा तिं ना धिं | ( चलती, लावणी )

१ २ ३ ४
(५) धा ती तृक् धी | ચાર માત્રાના એકતાલામા ( કેરવામાં ) વગાડવા માટે

(६) धा ता तृक् धा | ,, ,, ,,

(७) धागेन् धिनक् धीन् | ,, ,, ,,

(८) धीं ग् धा तिं ना क | ,, ( ઠૌંચ તાલમાં ) ,,

(८) धीग् धा धि ना क् | ऽ ता ति ना क् | આઠ માત્રાના ( વિલંબ ) ઠૌંચને માટે

मोहरो ( थाप )

ता क ता क ता | ता ता. त कत् | ता ( ચલતી, ઠૌંચ વગેરે માટે )

तकिट धुकिट तक | तक तकिट धुकिट | कड़ान् ( ભરતી લાવણીને માટે )

कड़ान् घेघे कीट कड़ान् | कीट कड़ान् घेघे कीट | कड़ान् ( ,, )

## ७. दीपचंदी–होरी. मात्रा १४

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४
(१) धा धीं | धा धा तीं | ता तीं | धा धा धीं |

(२) धा धि न | धा धा ति न | ता ति न | धा धा धि न |

(૩) धि घ्नि गिन् | धिधि घ्नि गिन् | ति त्तिन् क्निन् | धि धि घ्नि गिन् |

(४) धा धीं | धा धा तीं | ता तीं | धा तिरि किट् तक् |

परन-रेला- धा तिरि किट् | धा तिरि किट् तक् | ता तिरि किट् |

धा तिरि किट् तक् | આ પ્રમાણે રેલો બાંધીને પછી સમ ઉપર આવવા માટે નીચે પ્રમાણે મોહોરો લેવો—

धा धा | धा तिरि किट् तक् | धा धा | धा तिरि किट् तक् |

(२) धागेन् धात्रक्|धिनाकिट् धागेत्रक्|तींकतिना किट्तक्|कहांधाक्ढाधा कहा|धा

(३) धाक्धिन्नाकत्ता | धाक् धाक् धिन्नाकत्ता | ताक् तिन्नाकत्ता | गुदिगन्धा

गुदिगन्धा गुदिगन् | धा

## ८. झुमरो. मात्रा १४.

( विलंबलय )

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४
(१) धीं धीं त्रक | धीं धीं धागे त्रक | तीं तीं त्रक् | धीं धीं धागे त्रक् |

આમાના धीं धीं धागे त्रक् એ છેલ્લા બોલને બદલે કેટલાક क्धा धि धि ना धि धि ना એ ટુકડો લેછે, અને કેટલાક कत्ता त्रक् धिन् गिन् धागेन् धात्रक् આવો પણ ટુકડો લેછે

## ९. तेवरो. मात्रा ७.

१ २ ३ ४ ५ ६ ७
(१) धीं श्रक् धीं | न्धा त्रक् | धि न्ना |

(२) धा दिं ता | किट् तक् | गदि गन् |

## १०. गजल. मात्रा ७.

१ २ ३ ४ ५ ६ ७
(१) धीं न्धा न्धा | तीं न्त् क् |

અથવા

કોઇ પણ ગઝલને ગજલના તાલમાં શરૂઆતમા ગાયા પછી આખરે તેની લય પ્રથમ દીપચદીમા અને પછી ચલતી ( લાવણી ) મા ફેરવાઇને પુન ગઝલના તાલ ઉપર અવાય છે, તે વખતે દીપચદીની લયમા નીચેનો ઠેકો વગાડવો જેમકે—धागे | धा तीं | तागे | धा धीं | આ લય પૂરી થયા પછી જ્યારે લાવણીની લય શરૂ થાય ત્યારે धागे धाति | तागे धाधी અથવા તો धा त्रक् धि धि | धाति ताति | આ ઠેકો વગાડીને છેવટે गदिगन् धा गदि | गन् धा गदिगन् | धा આ પ્રમાણે સમ ઉપર આવી પડવુ

## ११. झपताल ( झंपा ) मात्रा १०

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १०
(१) धि न्ना | धि धिध न्ना | ति न्ना | धि धिध न्ना |

(२) धि त्रक् | धि धि न्ना | ति त्रक् | धि धि न्ना |

(३) धीं | धातुना | कत्ता | धि ति ना |

(४) धा | धा गे कि | ट तूक् | धा किट | ( પખવાજ ઉપર વગાડવા માટે )

(५) धा किट् | तुक् गृदिगन् | धागे किट् | तुक् गृदिगन् |

(૬) ઝપતાલના તાલ કેટલાક ઠેકાણે આ સ્વરૂપ પ્રમાણે આપે છે, અને તે આ દેશમાં હવેલીઓ ( વૈષ્ણવોના મંદિરો ) માં આપે છે, તો તેને માટે નીચેનો ઠેકો વગાડવો.

धा धा धीं | धा धीं ता | क्टितक् गृदिगन्

## १२. सूलफाक. मात्रा १०

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १०

(१) धि त्रक् धि न्ना | तिं त्रक् | धि न्ना ति न्ना |

(२) धा धा धि ता | क्टि धा | क्टितक् गृदिगन् |

परन.

(१) धा क्टि धा क्टि क्टि | धा धा क्टि | कूंदिदता क्टितक गृदिगन |

(२) धा क्टि धुम् क्टि तक्टि तकाक्टि | तक् तक् धुम् क्टि |

तक् धुम् क्टि धुम् क्टि तक् गृदिगन् |

(૩) धा क्डि्तक् धुम् क्डि् तक् गदिगन् | धा धा क्डि् तक् | गदि गन् धा धा |

क्डि् तक् गदि् गन् |

## १३. आड चौताल. मात्रा १४

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४

(१) धि धि | धा त्रक् तु ना | क त्ता धि धि | ना धि धिं न्ना |

(२) " | " | क त्ता त्रक् धि | " |

## १४. धमार. मात्रा १४.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४

(१) त धि ट धि ट | धा घे ति ट | ति ट ता |

(२) " | " | क्डि्तक् गदिगन् |

(३) " | धा धा धि ता | " |

परन.

धा क्डि्तक् धुमक्डि् | तक् धित्ता तक् धा | धिता क्डि्तक् | गदिगन् धा धा

क्डि् | तक् गदिगन् धा धा | क्डि्तक् गदिगन् | धा

## १५. सवारी १६ मात्रानी. विलंबलय.

धीृ न्नाृ धीृ न्नाृ | कत्ता धृक् धि न्ना धिधिन्ना | तीं क् तिन्ना ता धृक् तिना |

कत्ता धि धिध न्ना धि धिध ना | આ છેલ્લા ટુકડાને બદલે કેટલાક બજવૈયાઓ નીચે પ્રમાણે વગાડે છે.

कत्ता धृक् धिन् गिन् धृगिन् धाधृक्

## १६. सवारी. १५ मात्रानी विलंबलय.

धाृ धाृ धीृ न्नाृ | धि न्धिन्ना धृक् तुना क्रिड्नग् |

कत्ता धि धिध न्ना धि धिध न्ना | धि न्धाड् धि न्धाड् |

## १७. फरोदस्त. मात्रा १३.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३

धि न्ना | धि न्ना | कृत्तृ धृक् | धि न्धा गे धि न्धा गे | ति न्ति न्ना धृक् |

## १८. एका. मात्रा १२.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२

(१) धि धिं धा धृक् | तु न्ना क त्ता | धि धृक धि न्ना |

(२) " | " | धगे धृक धि न्ना |

(३) धिं धिं धा धा | तु न्ना धि धिध | न्ना धि धिध न्ना | ( जलद लय माटे)

## १९. ध्रुवपद–चौताल. मात्रा १२.

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२

(१) धा धा दिं ता | क्टि् धा दिं ता | किट् तक गदि गन् |

(२) धा धिन् नग् धी | धिन् नग् धिन् नग् | तिट् कत गदि गन् |

(३) धा धा दिं ता | क्टि् धा दि ता | ति टि क्टि ट धि कि ट् धा न् |

## परन.

(१) धा किट धा किट किट | धा धा किट तक् धा किट | कत्ति ट्टा

किट् तक गदि गन् |

(२) धा धा दीता | क्टि्तक् गदिगन् धा धीता | धा धीता क्टि्तक गदिगन् |

(३) धा क्टि् तक्टि्त् का क्टि् तक धुम् | क्टि् तक गदि गन् धा धा क्टि्तक् |

गदि गन् धा धा क्टि् तक गदि गन् |

(४) धा क्टि् तक्टि् तका धुमक्टि् | तक्टि् तका तक्टि् तका |

धा क्टि् तक धुम् क्टि् तक गदि गन् |

(५) धा क्टि् तक्टि्तका क्टि् धुम् क्टि् | तक्टि्तका क्टि्

तक् धुम् क्डि तक्डि | द् तकाक्डि धुम् क्डि तक् गदि गन् |

(६) धा धि धा क्डि तक्डि तका क्डि | धुम् क्डि तक्डि तका क्डि तक्धुम् |

क्डि तक्डि तका क्डि तक् गद्दि गन् |

(७) धा क्डि तक्डि दूतका गिड् धीं | धीं गिड् धीं धा धि धा क्डि |

तक्डितका धी त्ता | तक् धुं क्डि तक् धुं तक् धुं | क्डि तक् धुं तु त्थुं |

दा दा दा दा तक्डित् का | धा धि न्न धा धी | धाक्डि तक्डित् काक्डि

तक्धुं | क्डि तक्डि द् तका क्डि तक् गदिगन् |

(१) धाधादींता | क्डितक् गदिगन् धा क्डितक् | गदिगन् धा क्डितक् गदिगन् | धा

(२) धा धा धि ता | ताता कुडान् धा ताता | कुडान् धा ता ता कुडान् | धा

(३) कुडान् धित्ता धि धि त्ता घे घे | तिड्कित् गदिगन् धा घेघे तिड्कित् |

गदिगन् धा घेघे तिड्कित् गदिगन् | धा

(४) कुडान् धित्ता तिड्कित् गदिगन् | धा त्त ध्धा तिड्कित् गदि गन् धा |

त्त ध्धा तिड्कित् गदिगन् धा त | धा

## સિતાર અને દિલરૂબાના પડદા કયી આંગળીઓથી વગાડવા તેના કેટલાક દાખલા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| આંગળીનો નંબર. | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ |
| આરોહી સ્વર— | स | रि | ग | म | प | ध | नि | सं |
| આંગળીનો નંબર. | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ |
| અવરોહી સ્વર— | सं | नि | ध | प | म | ग | रि | स |

આ પડદા ડાબા હાથથી ચલાવવાના હોય છે. તેમાં અંગુઠાનો ઉપયોગ 'તો થતોજ' નથી, જેથી તેની પાસેની પહેલી આંગળી તે ૧ લો નંબર, બીજી આંગળી તે ૨ જો નંબર. એમ ૩-૪ નંબરને માટે જાણી લેવું. નીચેના દાખલામાં સ્વરો ઉપર જે નંબર આપ્યા છે તે આ રીતે જ આપવામાં આવેલા છે.

### મનોયત્ન ૧૪ મું.

| | (૧) | (૨) | (૩) | (૪) |
|---|---|---|---|---|
| | ૧ ૨ ૧ | ૧ ૧ ૨ ૨ ૧ ૧ | ૧ ૧ ૨ | ૧ ૧ ૧ ૨ |
| આરોહી | स रि स | स स रि रि स स | स रि ग | स रि ग म |
| | ૧ ૧ ૨ | ૧ ૧ ૧ ૧ ૨ ૨ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ ૧ |
| અવરોહી | सं नि सं | सं सं नि नि सं सं | सं नि ध | सं नि ध प |

| (૫) | (૬) | (૭) |
|---|---|---|
| ૧ ૨ ૧ ૧ ૨ | ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૨ | ૧ ૧ ૨ ૨ ૨ |
| स रि स रि ग | स रि स रि स रि ग म | स रि ग ग ग |
| ૨ ૧ ૨ ૧ ૧ | ૨ ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૧ | ૨ ૧ ૧ ૧ ૧ |
| सं नि सं नि ध | सं नि सं नि सं नि ध प | सं नि ध ध ध |

| (૮) | (૯) | (૧૦) |
|---|---|---|
| ૧ ૧ ૨ ૧ | ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨ ૧ | ૧ ૨ ૧ ૧ |
| स रि ग रि | स रि स रि स रि ग रि | स ग रि स |
| ૨ ૧ ૧ ૨ | ૨ ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨ | ૧ ૧ ૧ ૨ |
| सं नि ध नि | सं नि सं नि सं नि ध नि | सं ध नि सं |

| (૧૧) | (૧૨) |
|---|---|
| ૧ ૧ ૨ ૨ ૧ ૧ ૧ ૧ | ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ |
| स स ग ग रि रि स स | स स स स रि रि ग म |
| ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૨ | ૨ ૨ ૨ ૨ ૧ ૧ ૧ ૧ |
| सं सं ध ध नि नि सं सं | सं सं सं सं नि नि ध प |

**સમજુતી**—આ ૧૨ દાખલા ઉપરથી આંગળીઓ ચલાવવાની પદ્ધતિ સમજી શકાશે. આમાંના દાખલાના આરોહ અવરોહના પૂરા સ્વરો અલંકારના પાઠમાં આપેલા છે. પહેલા દાખલામાં જે રીતે **स रि स** વગાડવામાં આવે તેજ રીતે **रि ग रि, ग म म** એ આગળના સ્વરો તેજ આંગળીઓથી વગાડવા. અવરોહમાં પણ તેમજ સમજી લેવું જેમકે, **स नि सं** જે રીતે વાગી શકે તેજ રીતથી **नि ध नि, ध प ध** વગેરે સ્વરો વાગી શકશે. એમ દરેક દાખલામાં આપેલા સ્વરોના સમૂહ ( અલંકારો ) માટે જાણી લેવું આટલા અભ્યાસ પછી સિતારમાં વગાડવા માટે હવે જે ગતો આપવામાં આવે છે તેના સ્વરોની આંગળીઓ ચલાવવાનું ધોરણ મનમાં રમી રહેશે

## સિતારમાં વગાડવા માટે રાગોની ગતો.

### १. राग कल्याण. त्रिताल. मात्रा १६.

ॐ ग् ग् | रि स् स् नि स | रि रि ग रि् रि् | ग म् म् प मं | ग रि स :|:

ॐ ,, | ,, | नि ध् ध् प मं | ,, | ,, |

### २. राग कल्याण—त्रिताळ. मात्रा १६.

ॐ ग् ग् | रि स् स् निं स | रि रि ग रि् रि् | ग प् प् मं प | मं ग रि ग् ग् |

ॐ रि स् स् नि स | ध नि् निं् ध प | प ध् ध् प नि | ध स स :|

ॐ ग् ग् | मं ध् ध् प स | नि रि सं स् स् | नि रिं् रिं् ग गं | ग रि स स् सं् |

ॐ नि ध् ध् प प | मं ध् ध् प प | मं ग् ग् रि ग | रि रि म |

## ३. राग कल्याण. ताल त्रिताल. मात्रा १६.

ॐ ग रि् रि् गु | स स् स् री | ध नि् नि् स् स् ग् ग् | रि रि् स नि् स |

ॐ प धं् धं् पं स | निं स् स् ध निं | स री ग | रि स निं स |

ॐ प प् म् ग रि | ग म् मं् प ध | नि ध् धू प मं | ग रि सा |

## ४. राग खमाच. ताल त्रिताल मात्रा १६,

ॐ स स् स् ग ग | म म् म् प ध | म प म ध् ध् | प् धू म ग ग |

ॐ प सं् सं् नि सं | धं नि् नि् प ध | ,, | प म ग ग |

## ५. राग खमाच. ताल त्रिताल, मात्रा १५.

ॐ स स् स् ग ग | म म् म् प ध् ध् | सं नि ध प् ध् | म प् ध् म ग :|

ॐ सं नि सं् नि् सं् रिं् | स नि ध प् ध् | ,, | ,, |

## ६. राग माढ. ताल त्रिताल. मात्रा १६

ॐ स् नि् | स ग् म् प ध | नि प् ध् प प् प् | ध प् प् नि नि् ध् |

ॐ सं सं सं सं् रिं् | नि मं् सं् ध प | ग प् म् रि स |

ॐ स ध् ध् ध प | म ग ग |

## ७. राग झींझोटी. त्रिताल. मात्रा १६.

ॐ प् प् | ध स् स् री ग | ग म् म् री ग | प म ग री | स नि ध :|:

ॐ प् प् | ध स् स् री री | ध स् स् री री | ,, | ,, |

## ८. राग काफी. ताल त्रिताल. मात्रा १६.

ॐ स नि | स रि रि स म | ग रि स नि | स रि रि रि रि ग | ग रि स

ॐ रि | प प म | प ध् ध् नि नि स् स् | नी नि ध ध् प | म् म् ग् ग् रि |

ॐ रि नि नि ध नि | प ध् ध् म प | ग म् म् ग प | म :|S

ॐ म् म् म प नि | प ध् ध् नि नि स् स् | रिं स नि ध | प म ग रि | नि ध प म |

ॐ ग रि स नि | स रि रि रि रि ग | ग रि स रि | प * |

## ९. राग बिहाग. ताल त्रिताल. मात्रा १६.

ॐ स् नि | स ग् म् प नि् ध् | सं नि मं प् प | ग् म् ग रि ग् म् प् ध | म प् म् ग रि :|

ॐ ग् ग् | म प् प् नि नि | स् गं रिं स् नि् ध् म् प् | ,, | ,, |

## १०. राग भूप. ताळ त्रिताल. मात्रा १६.

ॐ ग् ग् | रि स् धं पं धं स् रि | प ग ग रि रि | ग प् प् ध प् प् | ग रि स :|

ॐ * ,, | ,, | प ग् ग् ध प् प् | सं ध् ध् सं सं सं | *

ॐ रिं रिं सं गं रिं | सं ध प गं गं | रिं सं सं ध सं | प ध् ध् प सं |

ॐ सं ध प् ग् रि | અથવા—

* થી * સુધીનો ટુકડો લઈને આગળ આ પ્રમાણે વગાડવું.

ॐ सं ध सं रिं | गं रिं सं गं गं | रिं सं सं ध सं | प ध् सं रिं गं रिं सं |

ॐ ध् सं ध् प् ग् रि |

## ११. राग हमीर. जलद त्रिताळ. मात्रा ८.

ॐ प् प् | म ध् प् | ग म | ध ध | ध प् प् | ध नि् नि् | सं सं | नि ध | प |

ॐ प् प् | म ध् प् | ग ग | ग ध् ध् | प प | ग ग् ग् | प प | रि स | सा |

## १२. राग हमीर. ताळ तित्राल. मात्रा १६.

ॐ नि ध् ध् प् प् प् प् | म प् ग, ग् म | ध ध् नि् | मं सं सं सं |

ॐ नि ध् ध् प् प् प् प् | म प् ग ग् ग | ग ध् ध् म् म् प् प् | ग ग् रि रि् स |

ॐ स स् ग ग् म | ध ध नि सं | नि रिं रिं सं सं मं सं | नि नि् ध ध् प |

## १३. राग हमीर. ताल त्रिताल. मात्रा १६.

ॐ सं सं | ध प् प् ग म | ध ध् ध् ध प् प् | प नि् ध् नि सं | नि ध प :|

ॐ सं सं | ध प् प् ग म | ग ग ग् म् रि रि् |

ॐ रि ग् ग् प् ध् म् प् | म् म् रि स |

## १४. राग सोरठ. ताल त्रिताल. मात्रा १६.

ॐ स् स् | रि रि् रि् म प | सं नि सं नि् नि् | | ध प् प् ध म | ग रि ग :|

ॐ म् म् | ग रि् रि् नि स | नि स् म् रि म | प नि् नि् ध प | म ग् रि् ग |

## १५. राग जयजयवंती. ताल त्रिताल. मात्रा १६.

ॐ पं | रि रि रि रि् रि् | रि ग् ग् म प | म ग ग म् म् | ग रि् रि् ग स |

ॐ नि स् स् रि ग | रि स् स् नि ध | नि स स रि् रि् | स नि् नि् धं |

ॐ प | स म् स् सं सं | नि ध् ध् नि सं | नि् ध् प् म् ग् रि् रि् ग् | रि स् नि् धं |

## १६. पिलू जिल्हा. ताल त्रिताल. विलंबलय मात्रा १६.

ॐ स निं | प् निं निं सा् सा | गु ग रि सा प् म् प् म् | गु ग रि स रिं नीं |

ॐ सा सा सा ऽ म म | ग ग ग म ग म प | गं मं ग रि सा

ॐ प् म् प् म् | गु ग रि स रि नी | सा सा मा |

## १७. गारा. ताल त्रिताल, मात्रा १६.

ॐ ध नि स रि। ग् म् ग् रि् गस। रि् म् स् स् रि नि। स रि् रि् स् स् नि् नि् |

ॐ ध ध् प प् ग। म नि् नि् ध नि। प ध नि् नि् स स्। री रि् नि नि् स |

## १८. राग हींडोल. ताल त्रिताल. मात्रा १६.

ॐ स् स्। स ग् ग् म ध। सं सं सं सं् सं्। नि ध् ध् म नि। ध म ग ऽ।

ॐ ग् ग्। म ध् ध् सं सं। मं गं सं नि् ध्। म ध् ध् सं नि। ध म ग |

## १९. राग सारंग. ताल त्रिताल. मात्रा १६.

ॐ नि् नि्। म प् प् नि स। रि रि रि प् म्। रि स् स् नि स। रि स स ऽ।

ॐ रि् रि्। म प् प् नि प। सं नि प नि् नि्। म प् म् रि प। म रि स |

## २०. राग गौंड सारंग. ताल त्रिताल. मात्रा १६.

ॐ ग् म्। रि स् रि् नि स। ग रि म ग। प म् म् ध प। ग् म् रि् म् ग ऽ।

ॐ ग रि्। म ग् ग् प म् म्। ध प् प् सं नि। ध प ग म। " |

## २१. राग श्री. ताल त्रिताल. मात्रा १६.

ॐ स् स् । स प् प् मं प । ध ध ध प् प् । मं प् प् मं ध । ग रि रि ः।

ॐ स् स् । „ । रिं नि ध प् प् । मं प् प् ध रि । प् रि् ग् रि् रि ।

## २२. राग बीलावल. ताल त्रिताल मात्रा १६.

ॐ रि् रि् । ग प ध नि । सं नि सं नि् सं् । प ध् नि् ध प । म ग री

ॐ ग् ग् । रि स् स् निं ध । स स् स् रि ग । प ध् नि् सं नि् ध् प् ।

ॐ ध् नि् ध् प् म् ग् ।

## २३. अलैया बिलावल. त्रिताल. मात्रा १६.

ॐ रि् रि् । ग प् प् ध नि । सं स सं नि् सं् । ध नि् नि् सं नि । ध प म् ग् ः।

ॐ रि् रि् । ग प् प् ध नि । स ग् रिं सं नि् ध् प् । ग् प् ध् नि् सं रिं सं नि् ।

ॐ ध् प म् ग् म् ः।ः रि् रि् । ग प् प् ध नि । सं नि सं नि् सं् । ध नि् नि् सं नि ।

ॐ ध प ग म् म् । ग रि् रि् निं स । स ध् ध् ध प । ध नि् नि् सं नि । धपग्म् ।

## २४. राग कालंगडो. ताल त्रिताल. मात्रा १६.

ॐ स् रि् । निं स् म् रि ग । रि म म ग् ग् । म ध् ध् प म । ग रि स ः।

ॐ म् ग् । म ध् ध् प ध । म प् प् ग म । म ध् ध् प म । ग रि स ः।

ॐ म् म् | ध म् ध् नि सं | रिं रिं सं सं सं | नि सं सं निं रिं | नि ध प :|

ॐ म् ग् | म नि नि ध प | म प् म् ग ग | म ध् प म् ग् म् | ग रि स |

## २५. राग भैरवी. ताल त्रिताल मात्रा १६.

ॐ रि रि | नि स स ग म | ध प प ध ध | प ध प ध नि | नि ध प :|

ॐ ध ध | म प प ग म | ग ध ध प ध | म प प ग म | ग रि स |

## २६. राग भैरवी. ताल त्रिताल. मात्रा १६.

ॐ रि रि | नि स स ग म | प ध प ध ध | म प प ग म | ग रि स :|

ॐ प प | ध म म ध नि | सं स सं स स | सं स स रिं गं | गं रिं सं |

ॐ गं गं | रिं गं गं सं रिं | नि स स प ध | म प प ग म | ग रि स |

## २७. राग आसावरी. ताल त्रिताल. मात्रा १६.

ॐ स स | रि म म प नि | ध प प प ध | म प प ध म प | ग रि स :|

ॐ ग ग | रि स स ध स | रि म म प ध | स नि ध ध प प | ग ग रि रि स स |

## २८. राग भीम पलासी. त्रिताल मात्रा १६.

ॐ स रि | नि स स ग म | प नि ध प प | ग म ग म प म | म ग री रि :|

ॐ ,, | ,, | प सं नि ध प | म प म ग म | नि ध प म ग रि |

# મનોયત્ન ૧૫ મું.

## સાર્ધકાળના સ્વરોના અભ્યાસ માટે કેટલાક દાખલા.

(૧) साऽ सा. स् | रीऽ री. रि् | વગેરે. એ પ્રમાણે આરોહ અવરોહ કરવો.

(૨) सा. स् साऽ | री. रि् रीऽ | ,, ,,

(૩) स स सा. स् | रि रि री. रि् | ,, ,,

(૪) स सा. स् स | रि री. रि् रि | ,, ,,

(૫) सा. स् स स | री. रि् रि रि | ,, ,,

(૬) सा. स् सा. स् | री. रि् री. रि् | ,, ,,

આ દાખલાઓથી અભ્યાસીને કાળ તાલની વાકી ગતિનું સારૂં જ્ઞાન થશે

## કાળના વિશ્રામ ( રેસ્ટ ) ને માટે કેટલાક દાખલા.

| | | |
|---|---|---|
| (૧) साऽ । \| रीऽ । \| વગેરે | (૧૦) । स स स \| | (૧૯) स. ।् स. ।् |
| (૨) साऽ ऽ \| रीऽ ऽ \| ,, | (૧૧) स । स स \| | (૨૦) ।् स. ।् स. |
| (૩) ऽ साऽ \| ऽ रीऽ \| ,, | (૧૨) स स । स \| | (૨૧) स. स. । |
| (૪) साऽ स । \| रीऽ रि । \| ,, | (૧૩) स स स । \| | (૨૨) !. स् !. स् |
| (૫) साऽ । स \| रीऽ । रि \| ,, | (૧૪) ऽ स स \| | (૨૩) !. स् ।् स. |
| (૬) स ऽ स \| रि ऽ रि \| ,, | (૧૫) स स ऽ \| | (૨૪) ।् स् स् स् |
| (૭) । स साऽ \| । रि रीऽ \| ,, | (૧૬) स ऽ स \| | (૨૫) स् ।् स् स् |
| (૮) स । साऽ \| रि । री \| ,, | (૧૭) । स । स \| | (૨૬) स् स् ।् स् स् स् |
| (૯) स साऽ । \| रि रीऽ । \| ,, | (૧૮) स । स । \| | (૨૭) स् स् स् ।् स् स् \| |

આ દાખલાઓમાં જ્યાં ऽ- આવું ચિન્હ આવે ત્યાં મનમાં "એક, બે, ત્રણ" એમ ગણીને આગલા સ્વરોનો ઉચ્ચાર કરવો જો ऽ આવું આવે ત્યાં મનમાં બે માત્રાઓ ગણવી, । ચિન્હ આવે ત્યાં મનમાં 'એક' એમ બોલી પછી આગલા સ્વરનો ઉચ્ચાર કરવો. ! આવું ચિન્હ આવે ત્યાં મનમાં દોઢ માત્રા ગણવી વગેરે સમજવું આ દાખલા પ્રયોગમાં ઉતારવા કહ્યું છે, માટે શિક્ષકની મદદ લેવી

# પાઠ ૧૯ મો.

## સ્વર રચનાનો વિસ્તાર.

(ગ્રામ, મૂર્ચ્છના, તાન, ક્રમ અને વાદી સંવાદી વ્યવસ્થા.)

આ પાઠમાળાના પ્રથમ વિભાગમાં આપેલા સ્વરો વિષેના ૬ પાઠો અને આ બીજા વિભાગમાં આપેલા બધા પાઠોનો સારો અભ્યાસ કરીને, ત્રીજા વિભાગમાં આપેલાં સંગીતોનો જો સારી રીતે ગાઇ વગાડીને સારો અભ્યાસ કરવામાં આવ્યો હશે તો, પછી સ્વરોનો વિસ્તાર કરવા વિષેના, અને તેના પરસ્પર સબંધના નિયમો શાસ્ત્ર છે તે વિષે હવે જે જે લખવામાં આવશે તે બધું સારી રીતે સમજી શકાશે, અને અનુભવમાં પણ મુકી શકાશે. ગાયનશાસ્ત્રમા ગ્રામ, મૂર્ચ્છના, ક્રમ, તાન, અને વાદીસંવાદીના જે વિષયો આપેલા છે તે વિષે ટુકામાં સમજાવીએ છીએ

## ગ્રામ.

"ગ્રામ" એ શબ્દ ગામ અથવા ગામડું એ શબ્દ ઉપરથી ઉત્પન્ન થયો છે એટલે કે, કોઈ ગામમાં જેમ મનુષ્યોનાં અનેક કુટુંબો રહે છે, તેમ બધા સ્વરો, અને તે સ્વરોથી ઉત્પન્ન કરવામા આવતી (મૂર્ચ્છના, તાન, રાગાદિ) અનેક પ્રકારની રચના, જે સ્વરને આરંભક સ્વર તરીકે ગણીને ત્યાંથી (આરોહ અવરોહાદિ) કરવામા આવે છે તે સ્વરને ગ્રામ કહે છે જેમકે, આપણે હારમોનિયમનો કોઇ પણ એક પડદો લઇએ, અને તે પડદો स સ્વર છે એમ ગણીએ, અને ત્યાંથી આગળ रि ग म प ध नि सं એવી આરોહ અવરોહાદિ રચના કરીએ તો, તે પડદો ગ્રામ તરીકે ગણાશે, અને એ પડદાને स ગણીને ત્યાંથી આરંભાએલી બધી સ્વર રચના, એ સ્વરમા વસેલી ગણાશે. જેથી એ બધી સ્વર રચનાનો આશ્રયીભૂત (આશ્રયવાળો) જે મુખ્ય સ્વર તે "ગ્રામ" કહેવાશે. હવે એ સ્વર ષડ્જ (ત્યાંથી આગળના रि ग म વગેરે છ સ્વરોનો ઉત્પન્ન કરનાર) હોવાથી તે ગ્રામનું નામ ષડ્જગ્રામ કહેવાશે. મતંગાચાર્ય તો સ્પષ્ટ કહે છે કે, यथा कुटुंबिनः सर्वे एकीभूतावसन्ति हि । सर्व लोकेषु सग्रामो यत्रानित्यं व्यवस्थितिः એટલે કે, જેમ સર્વે કુટુંબીઓ એકઠા થઇને રહે તે ગ્રામ કહેવાય છે, તેમ અહિં પણ સ્વરો એકઠા થઇને રહે તે ગ્રામ કહેવાય સંગીત સમયસાર નામના પ્રાચીન ગ્રંથમાં ગ્રામની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે

स्वराणां मूर्च्छना तान जाति जात्याशकात्मनाम् ।
व्यवस्थित श्रुतीनां हि समूहो ग्राम इष्यते ॥

સ્વરોની મૂર્ચ્છના (સ્વરોના અમુક પ્રકારના આરોહ અવરોહ), તાન જાતિ અને તેના અશરૂપ સ્વરો, તથા વ્યવસ્થિત શ્રુતિઓ (સાત મુખ્ય સ્વર અને તેની વચ્ચેના બીજા

ઝીણા સ્વરો) નો જે સમૂહ તે ગ્રામ કહેવાય છે સંગીતરત્નાકરમાં પણ ग्राम'स्वर-समूहःस्यान्मूर्च्छनादेःसमाश्रयः ( મૂર્છના આદિનો આશ્રયરૂપ જે સ્વરોનો સમૂહ તે ગ્રામ કે ગામડું કહેવાય છે) આ પ્રમાણે જ કહ્યું છે

કોઈ પણ સ્વરરચનાનો આરંભ, પહેલા આરંભક સ્વર તરીકે કોઇ એક સ્વરને સ્થાપીને પછી ત્યાંથીજ કરવામાં આવે છે, અને તેવો સ્વર તે ષડ્જ એ એકજ છે તેથી ગ્રામ તો એકજ ષડ્જગ્રામ જ હોઇ શકે. પરંતુ પ્રાચીન શાસ્ત્રકારોએ તે ઉપરાંત મધ્યમ-ગ્રામ અને ગાંધારગ્રામ એવા બે ગ્રામ જુદા માનીને કુલ ૩ ગ્રામ સ્વીકાર્યા છે, અને પછી કહ્યું છે કે તેમાંથી બે ગ્રામનો ઉપયોગ થાય છે ને ગાંધાર ગ્રામનો હાલ ઉપયોગ થતો નથી

અંગ્રેજી સંગીતમાં ગ્રામનો વિચાર અતિશય કરેલો છે તેમાં તો બધા મળી ૨૯ ગ્રામ શાસ્ત્રીય રીતે ગણવામાં આવેલા છે, અને તે કેવળ જુદીજ દૃષ્ટિથી ગણેલા છે તેઓ ગમે તેટલા ગ્રામ ગણે તોપણ દરેક ગ્રામમાં તેઓ જે સ્વરને આરંભકસ્વર ( કી નોટ ) ગણે છે તે, એજ સ્વરથી આરંભાએલા આરોહ અવરોહનો આશ્રીભૂત સ્વર હોવાથી, એ બધી સ્વર રચનાનો તો તે ષડ્જગ્રામ જ થએલો ગણાશે આપણા સંગીતમાં આ પ્રકા-રની વ્યવસ્થા છે, અને તેથીજ તે યૂરોપિયન સંગીતના કરતાં વધારે શાસ્ત્રીય છે, આ બધો વિષય જરા કઠણ છે તેથી હાલ તેને બાજુ ઉપર રાખી, મુખ્ય ગ્રામ એક ષડ્જ-ગ્રામ છે એટલું જ હાલ ધ્યાનમાં રાખવું બસ છે

હારમોનિયમમાં આપેલા સ્વરોના પડદામાંથી તમારી મરજીમાં આવે તે સ્વરને સા ગણો અને ત્યાંથી પૃ ૬ ૧૬ પૃષ્ઠ ૧૭૦ મા આપેલા બાર ઠાટમાંથી ગમે તે ઠાટનો, પાઠ ૪, પૃષ્ઠ ૨૭ મા વિકૃત સ્વરમાળા ચક્રનું કોષ્ટક આપેલું છે તે નિયમે ક્રમેથી આરોહ અવ રોહ કરશો તો, તેમાં જે સ્વરને સા ગણશો અને તે સ્વર હારમોનિયમ ઉપર અનુક્રમે ગણતા જે સ્વર હશે તે સ્વરને અંગ્રેજી સંગીતમાં કીનોટ કહેવાશે અને ત્યાંથી સ્વરોનો આરોહ અવરોહ કરતાં જે સ્વરમાળા થશે તે સ્કેલ કહેવાશે તે સ્કેલ જો શુદ્ધ સ્વરોનો હશે તો તે મેજરસ્કેલ કહેવાશે, અને જો અમુક ક્રમથી કોમળ સ્વરનો હશે તો માયનર સ્કેલ કહેવાશે એટલે આવા ક્રમથી સ થી નિ સુધીમાં આવતા બધા બારે સ્વરોમાંથી ગમેતેને કીનોટ તરીકે ( આરંભક સ્વર ) ગણીને ત્યાંથી સ્વરમાળા ( સ્કેલ ) બનાવવામાં આવે છે એમાં એમ બને છે કે, અમુક નંબરના સ્વરને કીનોટ ગણીને ત્યાંથી આરંભ કરવામાં આવે તો તે નંબરનો જે સ્વરનાદ હશે તેને ગ્રામ તરીકે ગણવો એ જરાએ અશાસ્ત્રીય નથી આ દુનિયામાં ન્હાનામાં ન્હાના નાદ થી માંડીને તે ઊંચામાં ઊંચા નાદ સુધી જેટલા નાદ મળી આવ્યા છે તેના ૬ થી ૭ સપ્તકો કરવામાં આવ્યા છે, અને તે નાદો

સ્વતઃ સિદ્ધ સ્થિર છે, તો તેમાંના જે નબરના નાદને કીનોટ–આરંભક સ્વર અથવા ગ્રામ સ્વર–તરીકે ગણીએ તો તે સપ્તિના અનુક્રમમાં જેટલામા નંબરવાળો સ્વરૂપનાદ થતો હશે તેજ સ્વરને ગ્રામ ગણી શકાશે. આથી સપ્તિના સિદ્ધનાદો તરીકેની નજરે ગ્રામની સંખ્યા વધારેમાં વધારે ૧૨ થી વધારે, અને ખરેખરી રીતે ઓછામાં ઓછી માત્ર ૧૨ સુધી ગણી શકાશે, પરંતુ એ બધા સિદ્ધ—સ્થિર નાદોમાંથી કોઈ નાદને જો આપણે અમુક કામ પુરતો આરંભક સ્વર ( કીનોટ ) ગણીએ તો તે સમય પુરતો તો તેને ષડ્જગ્રામ જ ગણી શકાશે; અને ખરી રીતે જોતાં તેમ માન્યા વિના બધી સ્વરરચના ઉત્પન્ન કરી શકાતી જ નથી. પરંતુ આવી દૃષ્ટિ યૂરોપિય સંગીતમાં નથી, અને તેમના રાગોની વ્યવસ્થા જુદાજ તત્વ ઉપર બંધાએલી હોવાથી, તેમની ગ્રામાદિ વ્યવસ્થા દોષિત અને સાધારણ જિજ્ઞાસુને ગોટાળા ભરેલી થઇ પડી છે.

આ રીતે સમજી શકાશે કે, મુખ્ય ગ્રામ તે માત્ર ષડ્જગ્રામ જ છે, અને ગૌણરૂપે કદાચ મધ્યમને ગ્રામ તરીકે માનવો હોય તો તે માની શકાય તેમ છે, પરંતુ તેમાં અનેક પક્ષ, અનેક દૃષ્ટિઓ અને અનેક રીતો છે. જેથી હાલ તુરત ષડ્જગ્રામ એ જ માત્ર મુખ્ય છે એટલું જ ધ્યાનમા રાખવાની જરૂર છે

## મૂર્છના.

મૂર્છના શબ્દમા ' मूर्च्छा ' ધાતુ છે. તેનો અર્થ " મોહ પામવુ," ' વધવુ,' ' વ્યાપવુ ' એવો થાય છે. એ ધાતુ ઉપરથી નારીજાતિ વાચક મૂર્છના એ શબ્દ ઉત્પન્ન થએલો છે. ગાયનશાસ્ત્રમાં એ શબ્દનો અર્થ એવો સ્વીકારાયો છે કે જેના વડે રાગ મૂર્છા પામે, એટલે કે વધે, વિસ્તાર પામે, વ્યાપે તે મૂર્છના. અથવા જે ( સ્વર રચના ) થી સાભળનારાઓ મોહ પામે તે મૂર્છના આ શબ્દના અર્થ પ્રમાણે એવી કયાં રીતે સ્વરરચના કરવામાં આવે કે જેથી કરીને રાગ વધે, તેનો પ્રદેશ વધારે વિસ્તારવાળો થઇ શકે, અને એ વિસ્તારથી સાંભળનારને આનંદ કે મોહ ઉત્પન્ન થાય ? તો તેને માટે એ રીત છે કે,—

क्रमात्स्वराणां सप्तानामारोहश्चावरोहणम् ।
मूर्च्छनेत्युच्यते.. ......... ......... .. .. .. ॥ સંગીત રત્નાકર૰

પાચ, ૭ કે સાત એમ આપણી મરજીમા આવે તેટલા સ્વરો લઇને તેમનો " ક્રમેથી જે આરોહ અવરોહ કરવામા આવે તે મૂર્છના કહેવાય; દાખલા માટે આપણે સાત સ્વરો લઇને તેના ક્રમથી કરીને નીચે પ્રમાણે આરોહ અવરોહથી ગ્રંથોમાં કહેલી રીત પ્રમાણે મૂર્છનાઓ કરીએ —

ક્રમનો મૂર્છનાનું

| અંક | નામ. | આરોહ | | | | | | | : | અવરોહ. | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. | ઉત્તરમંદ્રા. | સ | રિ | ગ | મ | પ | ધ | નિ | : | નિ | ધ | પ | મ | ગ | રિ | સ |
| ૨. | રજની. | નિં | સ | રિ | ગ | મ | પ | ધ | | ધ | પ | મ | ગ | રિ | સ | નિં |
| ૩. | ઉત્તરાયતા. | ધ | નિં | સ | રિ | ગ | મ | પ | : | પ | મ | ગ | રિ | સ | નિં | ધં |
| ૪. | શુદ્ધષડ્જા. | પં | ધં | નિં | સ | રિ | ગ | મ | : | મ | ગ | રિ | સ | નિં | ધં | પં |
| ૫. | મત્સરીકૃતા. | મં | પં | ધં | નિં | સ | રિ | ગ | : | ગ | રિ | સ | નિં | ધ | પ | મં |
| ૬. | અશ્વક્રાન્તા. | ગ | મં | પં | ધ | નિં | સ | રિ | : | રિ | સ | નિં | ધ | પં | મં | ગ |
| ૭. | અભિરૂદ્ગતા. | રિં | ગ | મં | પ | ધં | નિં | સ | | સ | નિ | ધ | પં | મં | ગં | રિં |

આ પ્રમાણે સાત પ્રકારે આરોહ અવરોહ થઇ શકશે, અને તે દરેક પ્રકાર તે એક એક મૂર્છના તરીકે ગણાશે. આ ઉપરથી સમજી શકાશે કે, કોઇ પણ એક રાગ લઇ તેના જે સ્વરો હોય તેને ઉપરના ક્રમથી ગાવા વગાડવામા આવે તો તે રાગ વધે, વિસ્તાર પામે અને તેથી સાભળનાર આનદ પામે, માટે આવી વ્યવસ્થાવાળા સ્વરોના આરોહ અવરોહને **મૂર્છના** એવુ ખાસ નામ આપવામા આવેલું છે

એવીજ રીતે પાચ સ્વરો લઇએ તો તેની પાચ મૂર્છનાઓ થશે, ૭ સ્વરો લઇએ તો ૭ મૂર્છનાઓ થશે અને તે પાચ ૭ કે સાત સ્વરો જે થાટના લેવામાં આવે, અને તે થાટમાં જે જે સ્વરો કોમળ કે તીવ્ર હશે, તે તે પ્રમાણે એ સ્વરો કાયમ રાખીને તેવા કોમળ તીવ્ર સ્વરોની મૂર્છનામા યોજના કરવામા આવે છે

યૂરોપિયનોના મેજર માયનર સ્કેલોની સરખામણી કઇક આ મૂર્છનાના તત્વ સાથે કરી શકાય તેમ છે, પરતુ સર્વ રીતે તો નહીજ.

આ પ્રમાણે આ તત્વ ઉપર પ્રાચીનકાળમાં મૂર્છનાની રચના સ્વીકારાએલી હતી; પરંતુ ત્યાર પછીના તાનસેનાદિ ગ્રંથકારોએ જુદોજ માર્ગ સ્વીકારીને એમ બતાવેલું છે કે **मूर्च्छना तहांबसत है जहां श्रुतिको विश्राम** એટલે કે, જ્યાં શ્રુતિનો વિશ્રામ હોય છે ત્યાંજ મૂર્છના વસે છે. એજ આશયને લઇને સંગીતદામોદર નામના ગ્રંથમાં **स्वरः संमूर्च्छितो यत्र रागतां प्रतिपद्यते । मूर्च्छनामिति तामाहुः** × × | એટલે કે રાગનો પ્રતિપાદક સ્વર જ્યાં મૂર્છા પામે તે મૂર્છના એમ કહ્યુ છે. હનુમાનના મત પ્રમાણે, એક સ્વરનું તેની જોડેના સ્વર સુધી જઇ વિરામ પામવુ તે મૂર્છના ગણાય છે, અને ભરતના મત પ્રમાણે ગાયનમા અથવા વાજીંત્રમાં સ્વરને જે કંપાવવો તે મૂર્છના ગણાય છે. એમ બધા ગ્રંથોનો આશય ધ્યાનમા લેતા "સાત સ્વરોનો ક્રમથી આરોહ અવરોહ કરવાથી રાગ વધે છે અને વિસ્તાર પામે છે માટે તે પક્ષ રાગના "વિસ્તાર"

તરીકે સારો છે, અને તાનમાં જે સ્વર મુખ્ય એટલે કે અંશ અથવા વાદી હોય તેને બીજા સ્વર સુધી લઇ જઇને અથવા કંપાવીને જે મોહ ઉત્પન્ન કરનો એવો જે બીજાઓનો પક્ષ છે રાગમાં "મોહ ઉપજાવવા" તરીકે સારો છે માટે મૂર્છનાનો આટલો વિવેક હાલ ધ્યાનમાં રખાય તો બહુ છે

## ક્રમ.

કોઇ એક મૂર્છના લઇ, તેમાંનો એક પછી એક સ્વર અનુક્રમે લઇ, ત્યાંથી ફક્ત આરોહ કરવામાં આવે તેનું નામ ક્રમ જેમકે, ઉપર આપેલી પહેલી ઉત્તરમંદ્રા નામની મૂર્છના લઇએ તો તેના નીચે પ્રમાણે સાત સ્વરક્રમ થશે

| | | | |
|---|---|---|---|
| ૧ લો ક્રમ | स रि ग म प ध नि | ૫ મો ક્રમ | प ध नि स रि ग म |
| ૨ જો ,, | रि ग म प ध नि स | ૬ ઠ્ઠો ,, | ध नि स रि ग म प |
| ૩ જો ,, | ग म प ध नि स रि | ૭ મો ,, | नि स रि ग म प ध |
| ૪ થો ,, | म प ध नि स रि ग | | |

જો મૂર્છનામાં કોમલ તીવ્ર સ્વરો હોય તો તેના ક્રમમાં પણ તેજ સ્વરો આવશે તે સ્પષ્ટ જ છે આ ક્રમની રચનામાં લેવાતા સ્વરો કેવી રીતથી લેવા તે ઉપરના ક્રમ ઉપરથી સમજાશે તો પણ તેની ટુંકી રીત એ છે કે, જે સ્વરથી આરંભ કર્યો હોય તેની પછીના બધા સ્વરો લઇને પછી પૂર્વના બાકી રહેલા સ્વરો લેવા જેમકે, ઉપરનો પાંચમો ક્રમ प થી આરંભાયો છે, તો प થી नि સુધીના સ્વરો લઇને પછી પૂર્વ બાકી રહેલા स रि ग म એ ચાર સ્વરો લઇ લેવા ( 'तानुच्चार्यान्त्य स्वरास्तान्' 'पूर्वानुच्चारयेत्' क्रमात् । स. र० )

આ પ્રમાણે પાંચ સ્વરની મૂર્છનાના ક્રમ પણ પાંચ અને ૭ સ્વરની મૂર્છના ક્રમ પણ ૭ જ હોઈ શકે તે સ્પષ્ટ છે

## તાન.

તાન ' શબ્દ तन् ધાતુ ઉપરથી થયો છે એ ધાતુનો અર્થ "વિસ્તારવું" એ છે ને તે ઉપરથી ( *तन्यते विस्तार्यते इति तानः* ) વિસ્તાર કરી શકાય તે તાન તાનથી રાગનો વિસ્તાર કરી શકાય છે કોઈ એક મૂર્છના લઈ તેના ફક્ત આરોહ કરવા તે તાન મૂર્છના કેવી રીતે થાય છે તે વિષે પૂર્વે સમજાવેલું જ છે સ્વરમાળામાંના સ્વરોનો ક્રમથી આરોહ અને અવરોહ કરવો તે મૂર્છના અને તેમાંથી અવરોહ બાદ કરતાં બાકી જે આરોહ રહે તે જ તાન, એટલો મૂર્છના અને તાનમાં ભેદ રાખેલો છે એટલે આરોહ ક્રમવાળી મૂર્છનાઓ તે તાન એમ સ્વીકારાએલું છે. જો મૂર્છના ઓડવ (પાંચ સ્વરની)

હોય તો તેની તાન પણ પાંચ જ થાય, જો પાડવ ( ૭ સ્વરની ) હોય તો તેની તાન પણ ૭ જ થાય એ સમજી શકાય તેમ છે. તાન શબ્દનો આ પ્રાચીન અર્થ જરા સંકુચિત છે અને હાલમાં તો પૂર્વે આપેલા સર્વે અલંકારો તથા સ્વરોના પલટા તે બધા તાનમાં જ ગણાય છે.

આ પ્રમાણે ગ્રામ, મૂર્છના, ક્રમ અને તાન એ ચાર વિષયોની સામાન્ય રચના ટુંકામાં સમજાવવામાં આવી. હવે પુનઃ એ ચારે વિષે ટુંકામાં કહીએ તો એમ કહી શકાય કે, સર્વે પ્રકારની સ્વરોની રચનાનો આશ્રયભૂત એવો જે આરંભક સ્વર તે ગ્રામ, અને તે સ્વર ષડ્જ હોવાથી ગ્રામ માત્ર એક ષડ્જ ગ્રામ જ છે. મૂર્છના એટલે ૫, ૬ કે ૭ સ્વરો અનુક્રમે આપ્યા હોય (પછી તેમાં ગમે તેટલા કોમલ કે તીવ્ર સ્વરો હોય તેનું કંઈ નહીં, પરંતુ) તે આપેલા સ્વરોના ક્રમે કરીને, તેની નીચેના સ્વરો એક પછી એક લઇ આરોહ અવરોહ કરવા તે મૂર્છના. એ મૂર્છનાનાં આપેલા સ્વરોને એક પછી એક એવા ક્રમથી લઇ આરોહ કરીને, પછી તેમાંના બાકી ખુટતા સ્વરો લઇ જે આરોહ કરવામાં આવે તે ક્રમ, અને મૂર્છનાથી થતા આરોહ અવરોહમાંથી, અવરોહ બાદ કરીએ તો બાકી રહેતા બધા આરોહો તે તાન કહેવાય છે; તે ઉપરાંત ગમે તે પ્રકારના સ્વરોના ઝડપથી ગવાતા કે વગાડવામાં આવતા અલંકારો કે પલટા તે બધા તાનમાં જ હાલ ગણવામાં આવે છે. આમ ગ્રામ એ સ્વરરચનાની ઉત્પત્તિનો આશ્રયરૂપ બની, તેમાંથી મૂર્છના, ક્રમ, અને તાન એ ત્રણેનો વિસ્તાર થાય છે. આ પ્રમાણે સ્વરવિસ્તારનો વિચાર કર્યા પછી હવે સ્વરોની પરસ્પર મધુરતા અને તેમની યોગ્યતા વિષે થોડું જાણવાની જરૂર છે.

## સ્વરસંવાદ.

### સ્વરોની પરસ્પર એક્તા અને વિરૂદ્ધતા.

( વાદી, સંવાદી, અનુવાદી અને વિવાદી સ્વર વિષે. )

આ વિષય અમારા બનાવેલ નાદલહરી ( પૃષ્ઠ ૯૮ થી ૧૧૦ સુધી ) અને શ્રુતિસ્વર સિદ્ધાન્ત ( પૃષ્ઠ ૭૭ થી ૮૨ સુધી ) એ બે ગ્રંથોમાં ખુલાસાથી સમજાવેલો છે, તોપણ એ વિષે ટુંકામાં જણાવી લઇએ. સ્વરસપ્તકમાંના સાતે મુખ્ય સ્વરો લઇએ તો, તેમાંના કેટલાક સ્વરો (હારમોનિયમમાં કે કોઇ પણ વાજીંત્રમાં) એકજ કાળમાં સાથે વગાડવાથી કાનને સારા લાગે છે, અને કેટલાક સ્વરો સારા લાગતા નથી, એ સાદા તત્વ ઉપરથી સ્વરોની એક બીજા સાથેની એક્તા કે વિરૂદ્ધતા સમજી શકાય તેમ છે. જો તમે હારમોનિયમમાં સ સ્વરનો પડદો દબાવશો, અને તેની સાથે પ નો પડદો દાબીને એ બંને સ્વરો એકી સાથે સાંભળશો તો તે બંને સ્વરો એક બીજામાં ભળી ગએલા સંભળાશે; એટલે કે આ ઉપરથી પહેલો અને પાંચમો સ્વર એક બીજા સાથે અતિશય સ્નેહ રાખે છે એમ સમજાશે. તેમજ સના પડદાની સાથે ની પડદો દબાવી સાંભળશો તો તે પણ

એજ પ્રમાણે એક બીજામાં મળી જશે; તોપણ म ના કરતાં प નો સ્વર स સાથે વધારે સ્નેહ ધરાવી એકરસ જેવો બળી જાય છે, અને મધ્યમ કઇક ઓછો પરંતુ તેવાજરૂપમાં એકરસ મળી જાય છે. આ ઉપરથી સાત સ્વરમાંના ગમે તે સ્વરને લઇને, તેની સાથે બીજા સ્વરો સરખાવવા હોય તો, પ્રથમ આ મુખ્ય સ્વરને વાદી કહેવામાં આવે છે; અને તેનાથી પાંચમો તથા ચોથો એ બે સ્વરો આવે તો તે બે સ્વરોને સંવાદી કહેવામાં આવે છે. જેમકે આપણે स સ્વર લઇને તેની સાથે બીજા સ્વરો સરખાવવા છે તો પ્રથમ स સ્વર વાદી તરીકે ગણાશે, અને તેની સાથે મળી જતા प म એ બે સ્વર સંવાદી ગણાશે. ત્યારે આ પ્રમાણે વાદી એક હોઈ, તેના સંવાદી બબે સ્વરો હોય શકે છે; તેમાં પ્રથમ તો स ની સાથે જેમ प નો અતિશય સ્નેહ છે, તેમ જે સ્વરની સાથે તેનાથી પાંચમો સ્વર હોય તે **પંચમસંવાદી** ગણાશે, અને स ની સાથે જેમ म નો તેથી ઓછો, પણ ઠીક ઠીક સ્નેહ છે, તેમ જે સ્વરની સાથે તેનાથી ચોથો સ્વર હોય તે **મધ્યમસંવાદી** થશે.

**અનુવાદી**—હવે स ની સાથે प અને म એ જેમ વિશેષ સ્નેહ ધરાવે છે, તેમ તેની સાથે, આરોહ કે અવરોહમાં ત્રીજો (ग) સ્વર લઇને એકજ સમયમાં વગાડીએ તો તે સ્વર પણ प म કરતાં ઓછો સ્નેહ ધરાવે છે એમ જણાઇ આવશે. આ સ્વરને શાસ્ત્રમાં **અનુવાદી** કહેલ છે. જેમકે, स ની સાથે, તેનાથી ત્રીજો સ્વર જે ग, તે બંને એકી વખતે વગાડીશું તો તે કાનને બેસુરા કે ખરાબ નહી લાગે; તેમજ અવરોહમાં ત્રીજો સ્વર જે ध તે વિષે પણ સમજી લેવું આ પ્રમાણે સંવાદી સ્વરોની માફક અનુવાદી સ્વરો પણ બબ્બેજ હોય છે. તેમાંના એકને **આરોહીઅનુવાદી** (આરોહમાં ગણવાથી આવતો ત્રીજો સ્વર) અને બીજાને **અવરોહીઅનુવાદી** (અવરોહમાં ગણવાથી આવતો ત્રીજો સ્વર) કહી શકાશે. જેમકે स વાદી છે, તો તેનો આરોહી અનુવાદી ग છે, અને અવ-રોહીઅનુવાદી ध છે. વળી આ બધા અનુવાદીઓ સાત મુખ્ય—શુદ્ધ સ્વરો ઉપરથીજ ગણ-વામાં આવે છે, તેથી તે બંનેને મુખ્યઅનુવાદીઓ તરીકે ગણવા જોઇએ. તબુરાને બહુ સુક્ષ્મ મેળવેલો હોય તો તેમાંથી ग નો સ્વર સ્વતંત્ર સંભળાય છે, અને ટયૂનિંગ ફોર્કમાં ध નો સ્વર સંભળાય છે. જેથી અનુવાદી સ્વરો ષડ્જપંચમના સંવાદમાંથી સ્વતંજનત તરીકે પ્રસવ પામે છે. એ બહુ ધ્યાન આપવા યોગ્ય ચમત્કાર છે.

સાત સ્વરને લેતાં તેના આરોહમાં ને અવરોહમાં જેમ મુખ્યાનુવાદીઓ બે થાય છે, તેમ એક સપ્તકમાંના બારે સ્વરોને ક્રમે લેતાં તેમાંના પણ કેટલાક સ્વરો અનુવાદી થઇ શકે છે, તેને ગૌણ (પેટા) અનુવાદી એવું નામ આપીશું. જેમકે, બાર સ્વરની સ્વર-માળામાં स થી આરોહમાં ચોથો સ્વર કોમળ गॅ આવે છે,-તો તે स ની સાથે કિંચિત સ્નેહ ધરાવી શકે છે. જેથી બાર સ્વરમાંનો કોઇ એક સ્વર લઇ તેને વાદી ગણીએ તો તેનાથી ચોથો સ્વર આરોહમાં જે હોય તે ગૌણાનુવાદી સમજવો. આમ આરોહમાં જેમ થાય છે તેમ અવરોહમા પણ ગૌણાનુવાદી થાય કે નહી? એવો સવાલ ઊભો થાય તો તે યોગ્ય છે; હવે તે પ્રમાણે અવરોહમાં ચોથો સ્વર શોધવા જઇશું તો ( सं नि॑ नि

ધ ધ ) શુદ્ધ ધ સ્વર આવશે, અને તે તો ઉપર અવરોહી અનુવાદીમાં આવી જાય છે. એટલે આ રીતે અવરોહમાં ગૌણાનુવાદીને શોધવાનું ને સ્વીકારવાનું રહેતું નથી.

**વિવાદી**—ઉપર પ્રમાણે એક વાદી, તેના બે સંવાદી અને બે અનુવાદી સ્વરો મળી કુલ પાંચ સ્વરો પરસ્પર વધતા ઓછા પ્રમાણથી સ્નેહ ધરાવે છે. હવે આ પ્રકારે-સાત શુદ્ધ સ્વરોમાંથી પાંચ સ્નેહી સ્વરો ગણતાં બાકી જે બે સ્વરો રહેશે. ( જેમકે આરોહીમાં रि અને અવરોહીમાં नि ) તે પરપર વિવાદી જાણવા. વિવાદી સ્વરો, વાદીસ્વરની બંને તરફ રહેલા હોય છે; જેમકે स ની એક તરફ रि ને બીજી તરફ नि. આ સ્વરોને વિવાદી કહેવાનું કારણ એ છે કે, તેમાંનો કોઇ પણ સ્વર વાદી ( स ) ની સાથે વગાડવાથી તેમનું મિશ્રણ કાનને બેસુરૂં લાગવાથી અસહ્ય થઇ પડે છે.

આ બધા વિવેચનનો તમે હારમોનિયમમા પ્રત્યક્ષ અનુભવ લેશો તો આ વતની સત્યતા જણાઇ આવશે; ને સ્વરોનો પરસ્પર સબંધ સમજી શકાશે. શાસ્ત્રકારોએ આ ઉપરથી વાદીને રાજાની ઉપમા આપી છે, સવાદીને પ્રધાન ( અમાત્ય ) ની ઉપમા આપી છે. કેમકે પ્રધાન જેમ રાજાના પ્રતિનિધિ તરીકે રાજાનુંજ કામ બજાવી શકે છે તેમ વળી રાજાની પાછળ જેમ બીજા નોકરો રાજાની સહાયતામા રહીને તેનું કામ બજાવ્યા કરે છે તેમ અનુવાદીને નોકર કે સેવકની ઉપમા આપી છે; અને વિવાદીને શત્રુની ઉપમા આપી છે એજ કારણથી કેટલાક ગ્રંથ કર્તાઓએ વિવાદી એટલે " રાગમા જે સ્વર વર્જ્ય ( બાદ ) હોય તે ' એમ સ્વીકાર્યું છે કેમકે જે સ્વર બાદ કરેલો હોય તે લેવાથી આનંદમાં કે એકંદર મધુરતામાં હાનિરૂપ થઇ પડે છે.

ત્યારે આ ઉપરથી સમજી શકાશે કે, જે સ્વરને મુખ્ય તરીકે સ્વીકારવામાં આવે તે સ્વર વાદી છે, તેની સાથેનો પાચમો તથા ચોથો સ્વર સંવાદી હોય છે; અને આરોહ અવરોહમાનો ત્રીજો સ્વર અનુવાદી હોય છે. ને બાકી રહેલા બે સ્વરો વિવાદી હોય છે અમ કોઇ પણ સ્વરને ( પછી તે શુદ્ધ હોય કે કોમલ તીવ્ર હોય તોપણ ) વાદી ગણવામા આવે તો તેના સંવાદી, અનુવાદી અને વિવાદી સ્વરો ઉપરનાજ નિયમોથી ક્યા ક્યા હોઇ શકે તે આગળના કોઠામા આપવામા આવ્યા છે.

અગ્રેજી સગીતમા જેને કૉંગ્કૉર્ડ ( સ્વરૈક્ય ) અને ડિસકૉર્ડ ( ડિસ્સોનેન્સ કે સ્વરવિરોધ ) કહે છે તેના સંપૂર્ણ નિયમો આ વ્યવસ્થામાં આવી જાય છે. વાદી સંવાદીનું સ્વરૈક્ય સારૂં થાય છે, ને વાદી અનુવાદીનું સ્વરૈક્ય થોડુ થાય છે. એમ એક વાદી પછી અનુવાદી અને પંચમભાવ સંવાદી એમ ત્રણ સ્વરો હારમોનિયમ ઉપર એકદમ વગાડવામા આવશે તો તે **સ્વરત્રયી** કાનને વિચિત્ર મધુરતા આપશે આવી રીતના સ્વરોનું ઐક્ય થવું તેને હાર્મની કહે છે. અને તે આ રીતે ઐક્ય પામતી સ્વરોની ત્રયીને તેમના સગીતમા હાર્મોનિકટ્રાઇડ એવું નામ આપવામાં આવેલું છે

આ પ્રકારે **स ग प** એ ત્રણ સ્વરો જે રીતે એક્તા ( હાર્મની ) ધરાવે છે, તેમ **स ग॑ प** એટલે વાદી, પછી બીજો ગૌણાનુવાદી, અને ત્રીજો પંચમભાવ સંવાદી એ ત્રણે સ્વરો પણ પરસ્પર થોડી એક્તા ધરાવે છે. જેથી **स ग प** અથવા એ પ્રમાણવાળા કોઈ પણ ૩ સ્વરોના ઐક્યને **મહાસ્વરૈક્ય** અને **स ग॑ प** પ્રમાણવાળા ૩ સ્વરોના ઐક્યને **લઘુસ્વરૈક્ય** કહી શકાશે આ નિયમ ધ્યાનમા રાખીને, ગમે તે સ્વરને વાદી કલ્પીએ તો તેની સાથે ઐક્ય ધરાવતું અનુવાદી તથા સંવાદીનું મળીને થતું સઘળું ૩ સ્વરનું ઐક્ય ( હાર્મોનિક ટ્રાયડ ) કયા કયા સ્વરોથી થઈ શકે તે પણ નીચેના કોઠામાં આપ્યુ છે, એજ પ્રમાણે ચાર સ્વરનું થતું ચતુસ્વરૈક્ય તે પણ આપ્યુ છે

આજ કાલ યૂરોપના બધા દેશોમા **હાર્મની** ( સ્વરૈક્ય ) ના શાસ્ત્રને અતિશય ઊંચુ ગણવામા આવે છે મિષ્ટ લાગે એવા મધુરસ્વર સમૂહોનું એકજ સમયમા થતું સ્વરૈક્ય અથવા એકજ કાળમા બેથી વધારે સ્વરો એકી વખતે વગાડતા સ્વરોનું ઐક્ય જળવાય તેને **હાર્મની** કહે છે અને વાદી, અનુવાદી, સંવાદીના પ્રમાણથી ઉપજ્ઞ કરેલી અમુક નિયમવાળી સ્વરમાળા બનાવી, તેમાંના બધા સ્વર ક્રમે ક્રમે વગાડી કે ગાવાથી અમુક પ્રકારની રસિક લાગણી ઉત્પન્ન કરે તેને **મેલડી** કહે છે, એટલે કે ઉપરના નિયમે ઉત્પન્ન કરવામા આવતી **રસિકસ્વરમાળા** તે મેલડી એને " સ્વરક્રમ માધુર્ય " એવુ નામ પણ આપી શકાય આપણા ગાયનશાસ્ત્રમાની તમામ રાગ રાગણીઓના સ્વરો આ મેલડીના નિયમથીજ બનાવવામા આવેલા છે એમ આગળ ઉપર રાગના સ્વરો આપ્યા છે તે જોવાથી સમજી શકાશે આગળના કોઠામા એક સપ્તકમાં એક એક સ્વરને વાદી બનાવતા, ઉપરના નિયમે મધુરસ્વરક્રમથી થતી સ્વરમાળા કેવી રીતે થઈ શકે તે આપેલ છે વાદી સંવાદી સ્વર રચનાની વ્યવસ્થાના જ્ઞાનનો ઉપયોગ રાગમા થતો હોવાથી આટલા વિસ્તારથી આ વિષય સમજાવવો પડયો છે દરેક સ્વરના સંવાદી, અનુવાદી સ્વરો કયા કયા તે નીચેના કોઠા ઉપરથી ધ્યાનમાં આવશે, માટે અભ્યાસીએ એ કોઠાનું મનન સારી રીતે કરવુ

કોઈ પણ રાગમા જે સ્વરો આવે છે તે કયા નિયમથી રાખવામા આવેલા છે તે નીચેના કોષ્ટક ઉપરથી સારી રીતે સમજી શકાશે આર્ય ગાયન વિદ્યાના તમામ રાગોના સ્વરોની ક્રમરૂપ માળાઓ જે નિયમથી સ્થપાઈ આપેલી છે તે સર્વેની કુંચીરૂપે આ કોષ્ટક છે માટે દરેક વિદ્યાર્થીએ આનુ સતત ચિંતન કરવુ જોઈએ

# સ્વર સંવાદનું કોષ્ટક.

| વાદી. | સ્વરરૂપ. | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સંવાદી. | | અનુવાદી. | | | પાંચ સ્વરોની મધુર સ્વરક્રમ માલા. | | | | |
| | | | મુખ્ય | | ગૌણ. | ચતુઃ સ્વરરૂપ. | | | | |
| | સ—પ ભાવે | સ—મ ભાવે | આરોહણમાં | અવરોહણમાં | | ત્રિ સ્વરૈક્ય (હારમોનિક ટ્રાયડ) | | | | |
| स | प | म | ग | ध | गॅ | स | ग | प | नि | रि |
| ˇरि | धॅ | म॑ | म | ˇनि | ग | ˇरि | म | ˇध | स | ˇग |
| रि | ध | प | म॑ | नि | म | रि | म॑ | ध | ˇरि | ग |
| गॅ | ˇनि | ˇध | प | स | म॑ | ˇग | प | ˇनि | रि | म |
| ग | नि | ध | धॅ | ˇरि | प | ग | ˇध | नि | ˇग | म॑ |
| म | सं | ˇनि | ध | रि | ˇध | म | ध | स | ग | प |
| म॑ | ˇरिं | नि | ˇनि | ˇग | ध | म॑ | ˇनि | ˇरि | म | धॅ |
| प | रिं | स | नि | ग | ˇनि | प | नि | रि | म॑ | ध |
| धॅ | ˇगं | ˇरि | सं | म | नि | ˇध | स | ˇग | प | ˇनि |
| ध | गं | रि | ˇरि | म॑ | स | ध | ˇरि | ग | ˇध | नि |
| ˇनि | मं | गॅ | रि | प | ˇरि | ˇनि | रि | म | ध | स |
| नि | मं | ग | गॅ | ˇध | रि | नि | गॅ | म॑ | ˇनि | ˇरि |

# પાઠ ૨૦ મો.

## રાગ વિદ્યાનાં મૂળતત્વો.

જુદા જુદા નાદો–સ્વરોથી જુદા જુદા મનોભાવ બતાવવા એ સંગીતનો મુખ્ય વિષય છે, સ્વરોમા કેવી કેવી શક્તિઓ રહેલી છે, તેમજ કેવા કેવા સ્વરસંયોગોથી કેવી કેવી અસર કરી શકાય છે એ જો સમજવામાં આવે તો ચોક્કસ જાતની ભાવનાઓ નાદદ્વારા બતાવી શકાય એમાં કાંઈ જ શક નથી. સંગીતશાસ્ત્રમાં જેને રાગ કહે છે તે નાદદ્વારા ચોક્કસ રસવાન્ ભાવનાઓ બતાવનારી સ્વર સૃષ્ટિ છે સાત સ્વરોમાંના અમુક અમુક સંવાદિ સ્વરો લઇ, તે સઘળા સ્વરોની એક મધુર માળા બનાવી, તેનો જ વિસ્તાર કેવી રીતે કરવો એ બધો રાગવિદ્યા-કલાનો વિષય છે હિંદુસ્થાન એક મહાન વિસ્તીર્ણ પ્રદેશ છે, અને એના ચારે ખૂણાઓમા અનેક વિદ્વાનો અને કુશળ ગાયકોના પ્રયત્નથી અનેક રાગરાગણિઓ અસ્તિત્વમા આવી છે ને તેમ જોતા આ વિષયમા મતભેદ હોવાનો સંભવ છે એ ખરૂ છે, પરંતુ એવો મતભેદ પુષ્કળ હોય તોપણ રાગ શાસ્ત્રના સર્વસામાન્ય સિદ્ધ નિયમોને માટે કોઇનો મતભેદ નથી વળી આ વિષય ઉપર પ્રાચીન અર્વાચીન કાળમાં જેટલા ગ્રંથો રચાયા છે તે સર્વેમા કોઇને કોઈ અપૂર્ણતા રહી ગએલી છે, અને કેટલીક બાબતોનો ચોક્કસ નિર્ણય નથી મળી આવતો એમ પણ છે ને કોઇક પ્રસગે તો એકજ વિષયના સંબંધમા દરેકનો મત એક બિંદુમાં નહી મળતા પરસ્પરથી વિરૂદ્ધ દિશામા જ ચાલ્યો જાય છે જેથી એ મતભેદો, એ કલ્પનાઓ કે જે જાણવાથી વિદ્યાર્થીઓને હાલ કંઈ પણ લાભ નથી અને કેટલાય વિષયોના મૂળથી ઉત્પન્ન થએલા અજ્ઞેય તર્કો એ વગેરે સંબંધે કંઈ પણ સૂક્ષ્મ વિચાર નહી કરતા માત્ર ચાલૂ વ્યવહારમા આખા હિંદુસ્થાનમા જે રાગરાગણિઓ હાલ ગવાય છે તેનુંજ થોડુ સ્પષ્ટિકરણ આપવામા આવે છે એટલે કે હાલ ચાલૂ પ્રયોગમાં જે કંઇ સર્વતોમુખ ગવાય કે વગાડાય છે તે ધ્યાનમા રાખી તે સંબંધી જ માહિતી આપવામાં આવે છે અત્રે જે કંઇ જણાવવામા આવ્યું છે તેનો સારી રીતે અભ્યાસ કર્યા પછી એક એક રાગનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ, તેનું નાદાત્મક અને દેવતાત્મક સ્વરૂપ કેવુ હોઇ શકે, અને તે સ્વરૂપોની ઉત્પત્તિ કયા નિયમ કે કલ્પના ઉપરથી મૂળ ઉત્પન્ન થએલી હોવી જોઇએ, એ વગેરે સૂક્ષ્મ માહિતી મેળવવાની જિજ્ઞાસા જો થાય તો તેવા વિદ્યાર્થીઓને અહિં આ પેલી માહિતી સર્વ રીતે અપૂર્ણ જ લાગશે એ સ્પષ્ટ જણાવવુ જોઇએ, એવા વિદ્યાર્થીઓને માટે ભવિષ્યમા આ પાઠમાળાનો બીજો ભાગ રચવામા આવશે તેમાં માત્ર રાગસંબંધી તાત્વિક તથા ઐતિહાસિક સર્વ વિષયોનો સંગ્રહ કરવામા આવશે જેથી આ વિષયના આરંભક અભ્યાસીએ પોતાની સર્વ જિજ્ઞાસાઓને જરા ખેંચી રાખી, અત્રે આપેલી સ્થૂલ માહિતી ઉપરજ સંતોષ માની લઈ અભ્યાસ કરવો, એટલું ખાસ જણાવવામા આવે છે

રાગ એટલે શુ તે વિષેનુ લક્ષણ મતંગાચાર્યે આ પ્રમાણે આપ્યુ છે

**योऽसौ ध्वनिविशेषस्तु स्वरवर्णविभूषितः ।**
**रंजको जनचित्तानां स रागः कथितो बुधै ॥**

જે ધ્વનિ વિશેષ (સ્વર) "સ્વરવર્ણથી વિભૂષિત" થતાં મનુષ્યના ચિત્તનો રંજક હોય તેને વિદ્વાનોએ રાગ કહ્યો છે. રાગવિબોધમાં સોમનાથે એવું જ લક્ષણ આપ્યું છે. તેમાં 'સ્વરવર્ણવિભૂષિત' એ પદનું સ્પષ્ટીકરણ કરતાં લખે છે કે **स्वराणां वर्णा ग्रहांश न्यासादि युक्ता गानक्रिया तयाभूषितः स्वरवर्णविभूषितः** એટલે ગ્રહ, અંશ, ન્યાસ વગેરે સ્વરોથી યુક્ત એવી ગણગાગએલી જે ગાયન ક્રિયા ને સ્વરવર્ણવિભૂષિત. એને જ મળતી બીજી એક વ્યાખ્યા જોવામાં આવે છે.

**स्वरवर्ण विशिष्टेन ध्वनिभेदेन वा जनः ।**
**रज्यते येन कथितः सरागः संमतः सताम् ॥**

જે વિશિષ્ટ સ્વરવર્ણથી અથવા ધ્વનિભેદથી મનુષ્યના મનનું રંજન કરી શકાય છે તેને રાગ કહેલ છે. આ લક્ષણ ઉપરથી એટલું જ સમજવાનું છે કે, કોઈ પણ એક સ્વર લઈ, તેને જો વાદી કે અંશ તરીકે માનીએ, તો તેના સંવાદિ અનુવાદિના નિયમથી મધુર સ્વરમાલા બનાવી, તેને ગ્રહ ન્યાસાદિના નિર્બંધમાં આણી જુદી જુદી રચનાઓ (ધ્વનિ ભેદો) કરવામાં આવતાં, તેથી મનુષ્યના મનનું જે રંજન થઈ શકે છે તેને રાગ સમજવો.

હવે રાગોની સંખ્યા કેટલી છે તે, અને તેનું વર્ગીકરણ કેવી રીતે કરવામાં આવેલું છે તે સંબંધમાં આ પ્રમાણે જુદાં જુદાં મતો છે.

(૧) સંગીતના જેટલા શાસ્ત્રીય ગ્રંથો આજસુધી મળી આવ્યા છે તે સર્વમાં **સંગીતરત્નાકર** પ્રાચીન છે. તેમાં ૨૬૪ રાગો કહેલા છે અને તે રાગ, ગ્રામરાગ, ઉપરાગ, ભાષારાગ, વિભાષારાગ, અંતરભાષા, રાગાંગ, ભાષાંગ, ક્રિયાંગ, ઉપાંગ એ ૧૦ વર્ગમાં વહેંચી દીધેલા છે.

(૨) રાગાર્ણવ નામના સંગીતના ગ્રંથમાં ૩૬ રાગોને મુખ્ય માન્યા છે. તેમાં ભૈરવ પંચમ, નટ, મહારી, માલવગૌડ અને દેશાંગ એ છને મુખ્ય રાગ માની, તે દરેકના આશ્રિત પાંચ પાંચ રાગો મળી ૩૦ રાગ અને મુખ્ય ૬ રાગ, મળી કુલે ૩૬ રાગ સ્વીકારેલા છે.

(૩) કેટલાક ગ્રંથકર્તાઓએ ભૈરવાદિ ૭ રાગ એટલે પુરુષો, તે દરેકની પાંચપાંચ સ્ત્રીઓ, તથા તે પાંચ પાંચ પુત્રો મળી કુલ ( ૬+૩૦+૩૦= ) ૬૬ રાગરાગણિ અને પુત્રોનો પરિવાર કહ્યો છે.

(૪) કેટલાક ગ્રંથકર્તાઓએ ૪૮ પ્રસિદ્ધ રાગ ગણ્યા છે. એટલે તે એવી રીતે કે શ્રીરાગાદિ ૬ પુરુષો, તે દરેકની એક એક સ્ત્રી, મળી ૬ સ્ત્રીઓ અને દરેક રાગના ૬-૬ પુત્રો મળી કુલે ( ૬ + ૬ + ૩૬ = ) ૪૮ રાગ મુખ્ય માન્યા છે.

(૫) કેટલાકના મત પ્રમાણે ભૈરવાદિ ૬ રાગ, તેમની પાંચ પાંચ સ્ત્રીઓ તે-રાગણિઓ, તે દરેક રાગના આઠ આઠ પુત્રો, અને તે દરેક પુત્રોની એક સ્ત્રી મળી કુલે એકંદર ( ૬ + ૩૦ + ૪૮ + ૪૮ = ) ૧૩૨ રાગ રાગણિઓનો પરિવાર થાય છે. તેમાં પણ કેટલાક મતભેદ છે.

(૬) અસલના વખતમાં તમામ રાગરાગણીઓની સંખ્યા ૧૬૦૦ હતી. એની ઉત્પત્તિના સંબંધમાં એમ કહેલ છે કે, શ્રીકૃષ્ણની સાથે ૧૬૦૦ ગોપીઓ રાસક્રીડા રમવામાં હતી. તે પ્રસંગે એક એક ગોપીએ એક એક રાગ ગાઇને શ્રીકૃષ્ણને રીઝવ્યા ને એ રીતે ૧૬૦૦ રાગોની ઉત્પત્તિ ગોપીઓના મુખમાંથી થઇ.

(૭) શંકરના મત પ્રમાણે મુખ્ય પાંચ રાગો છે. રાગોના ૩ પ્રકાર છેઃ **શુદ્ધ, સાલગ** અથવા છાયાલગ અને **સંકીર્ણ.** તેમાં શુદ્ધ એટલે બીજા કોઈ પણ રાગની સહાયતા વિના, પોતે જ રંજન કરવાની શક્તિ ધરાવી શકે તેવા રાગને **શુદ્ધરાગ** કહે છે; જે બીજા રાગોની સહાયતાથી ખુશી કરી શકે, એટલે કે જેમાં બીજા રાગોની થોડી છાયા આવે તે **છાયાલગ** અને જે શુદ્ધ તથા છાયાલગ એ બંનેના મિશ્રણથી રંજન કરી શકે તે **સંકીર્ણરાગ** કહેવાય છે.

શંકરને પાંચ મુખ કહેવાય છે, અને તે દરેક મુખમાંથી એક એક રાગ નીકળેલો છે, ને પાર્વતીના મુખમાંથી એક રાગ નીકળ્યો કહેવાય છે. :એમ મળી મુખ્ય ૬ રાગ આ પ્રમાણે છેઃ ૧ ભૈરવ, ૨ માલકૌંસ, ૩ હિંડોલ, ૪ દીપક, ૫ શ્રીરાગ, ૬ મેઘરાગ. એ દરેકની પાંચ પાંચ સ્ત્રીયો છે. વળી એ છએ રાગના કેટલાકના મત પ્રમાણે પાંચ પાંચ પુત્રો છે, અને કેટલાકના મત પ્રમાણે આઠ આઠ પુત્રો છે, ને તેટલા પુત્રોની પાછી એક એક સ્ત્રી રાગણી સ્વીકારવામાં આવેલી છે. એ સંબંધમાં શંકરે પોતે કહેલું છે કે મ્હેં મ્હારા પાંચે મુખોથી અને પાર્વતીના એક મુખથી કુતૂહલથી પ્રથમ છ રાગો ઉત્પન્ન કર્યા; તે જ **શુદ્ધ** રાગ છે. એ શુદ્ધરાગોની છાયાથી ૩૬ **સાલગ** રાગો થયા, અને તેમના મિશ્રણથી પુનઃ અસંખ્ય **સંકીર્ણ** રાગો થએલા છે. શુદ્ધ રાગો તે શિવરૂપે છે. સાલગ તે શક્તિરૂપે છે અને એ બંનેના મિશ્રણથી થએલા તે સંકીર્ણરૂપ છે.

મુખ્ય છ રાગ તેની સ્ત્રીઓ તથા તેના પુત્ર અને વળી તેની સ્ત્રીઓ વગેરે મળી થતો છએ રાગનો પરિવાર દરેક રાગ કયી ઋતુમાં ગવાય છે તે ઋતુ અને રસનુ કોષ્ટક નીચે આપવામાં આવ્યું છે તે જોવાથી એ રાગોની સઘળી વ્યવસ્થા સમજી શકાશે. તે ઉપરાંત બીજા સંકીર્ણ રાગો ઘણા છે. મુખ્ય છ રાગ અને તેની રાગણીઓ વગેરે વિષેની માન્યતા જુદી જુદી છે. તેમાં ભરતનો મત જુદો છે, ને હનુમાનનો તેમજ બીજા ગ્રંથ કર્તાઓનો મત જુદો જુદો છે. આ દેશમાં હનુમાનનો મત વધારે માન્ય છે એમ કહેવાય છે. તે ગમે તે હો, પરંતુ એ વિષેની કલ્પના ગાયકવર્ગમાં કયા પ્રકારની હતી, તેને માટે પ્રમાણરૂપ ગ્રંથ જો કોઈ હોય તો હિંદીભાષામાં રચાયલો **સુરતરંગિણી** નામે ગ્રંથ છે, અને તે લગભગ ૨૦૦ વર્ષની પહેલાંનો રચાયલો છે. તેમાં સ્વીકારેલો રાગપરિવાર નીચે આપીએ છીએ તે જોવાથી સમજણ પડશે.

(૮) રાગોની સંખ્યા અતિશય છે. સમુદ્રના તરંગોની સંખ્યા જેમ થઈ શકતી નથી તેમ રાગોની પણ સંખ્યા થઈ શકતી નથી એમ સોમનાથ, મતંગાચાર્ય વગેરે કહે છે. **રાગાર્ણવ** નામના માન્ય ગ્રંથમાં તો કહ્યું છે કે—

**न रागाणां न तालानामंतः कुत्रापि विद्यते ॥**

રાગો અને તાલોનો પાર ક્યાંથી પામી શકાય?

# ષટ્ રાગ પરિવાર.

| ક્રમ | રાગનું નામ | શંકરના કયા મુખથી ઉત્પન્ન થયો ? | તે રાગની ઋતુ અને ગાવાનો સમય | કયા રસને ઉત્પન્ન કરે તે | સ્ત્રી રાગણીઓ | દરેક સ્ત્રીના પુત્રરાગ ( ઉપરાગ ) | દરેક પુત્રની સ્ત્રી (ઉપ રાગણીઓ) |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભૈરવ | આઘોર | ગ્રીષ્મ<br>પ્રાત કાળ | શાંત<br>રૂદ્ર<br>ભયાનક | ૧ મધુમાધવી<br>૨ ભૈરવી<br>૩ બંગાલી<br>૪ વેરાડી<br>૫ સૈંધવી | ૧ બડહંસ<br>૨ ખટ<br>૩ બરવા<br>૪ બીભાસ<br>૫ દેસકાર | ૧ સોરઠી<br>૨ પૂરવી<br>૩ જેતશ્રી<br>૪ ઇમનકેદારી<br>૫ જેજેવંતી |
| ૨ | માન કૌસ | વામદેવ | વસંત<br>રાત્રિનો ૪ થો પહોર | શૃંગાર<br>હાસ્ય<br>રૌદ્ર<br>અદ્દભુત | ૧ તોડી<br>૨ ખમાયચી<br>૩ ગોડી ગૌરી<br>૪ ગુનકલી<br>૫ કકુભ | ૧ બાઘેમર<br>૨ સુઘરાઈ<br>૩ ચૈત<br>૪ ગૌરા<br>૫ અડાણા | ૧ કેદારનટ<br>૨ શુદ્ધનાટ<br>૩ યમની<br>૪ ગોધની<br>૫ ખેમ |
| ૩ | હિંદોલ | તત્પુરૂષ | શરદ<br>રાત્રિનો ૪ થો પહોર | શૃંગાર<br>વીર | ૧ બીલાવલ<br>૨ રામકલી<br>૩ દેશાખ<br>૪ પટમંજરી<br>૫ લલિત | ૧ દેવગીરી<br>૨ બીરાવરી<br>૩ સૂહા<br>૪ અલૈયા<br>૫ પંચમ | ૧ ધવલગીરી<br>૨ મારૂ<br>૩ ઇમનકલ્યાણ<br>૪ પુરીયા<br>૫ હમીર |
| ૪ | દીપક | પાર્વતીના મુખમાંથી | હેમંત<br>સાંજે અને રાત્રિનો ૧ લો પહોર | વીર<br>અદ્દભુત | ૧ કેદારા<br>૨ કાનડા<br>૩ દેશી<br>૪ કામોદ<br>૫ નટ | ૧ જૈત<br>૨ નાયકી<br>૩ કાફી<br>૪ શામ<br>૫ છાયાનટ | ૧ પરજ<br>૨ કામોદનટ<br>૩ લચ્છીસાખ<br>૪ નટમલ્હારી<br>૫ બીહાગરા |
| ૫ | શ્રીરાગ | સદ્યોજાત | શિશિર<br>દિવસનો ૪ થો પહોર | શૃંગાર<br>વીર | ૧ વસંતી<br>૨ માનવી<br>૩ માલશ્રી<br>૪ આસાવરી<br>૫ ધનાશ્રી | ૧ વરાર<br>૨ ચોરાસટંક<br>૩ લાચારી<br>૪ જોગીયા<br>૫ ગંધાર | ૧ લંકદહન<br>૨ સોહની<br>૩ પહાડી<br>૪ ગૌરસારંગ<br>૫ શંકરાભરન |
| ૬ | મેઘ | ઇશાન | વર્ષા<br>દિવસે ૩ જો પોહોર અથવા ૬ ઠો પહોર કે હમેશા. | વીર<br>શૃંગાર<br>ભયાનક<br>હાસ્ય | ૧ મલ્હારી<br>૨ ભુપાલી<br>૩ ગુર્જરી<br>૪ ટંક<br>૫ સારંગ | ૧ ગોડ<br>૨ કલ્યાણ<br>૩ બૃંદાવની<br>૪ ત્રિવન<br>૫ સાવંત | ૧ મુલતાની<br>૨ હેમ<br>૩ ખંભાવતી<br>૪ માલીગૌર<br>૫ મલોહા |

રાગોના સ્વરોની રચના બાદ કરતાં, સ્ત્રી પુત્રાદિ વિષે આપણામાં કેવી કેવી કલ્પનાઓ કરેલી છે તે જાણવા ખાતર જ આટલું વિવેચન કરવામાં આવેલું છે, એમાં અભ્યાસીને

અભ્યાસના કામમાં તાત્કાલિક ઉપયોગી થઇ પડે એવું કશું નથી; એ બધો વિષય જરા કઠીન અને તાત્વિક છે. જેથી એ બધી બાબતો બાજુ ઉપર રાખી રાગ અને તેની સ્વરરચના વિષે અભ્યાસીને માટે જે ખાસ જરૂરનું છે તે વિષે હવે જરા વિસ્તારથી જણાવવામાં આવે છે.

# રાગોનું નાદાત્મક સ્વરૂપ.

ગાયન શાસ્ત્રકારોએ રાગોનું સ્વરૂપ બે રીતે કલ્પેલું છે; (૧) **દેવતાત્મક** અને (૨) **નાદાત્મક**. તેમાં દેવતાત્મક સ્વરૂપ એટલે કોઈ એક રાગ લઇને, તે રાગ પુરૂષ રૂપે છે કે સ્ત્રી રૂપે છે; જો પુરૂષ રૂપે હોય તો તેની કેવી પ્રકૃતિ છે, તેની સ્ત્રીયો કઈ કઈ છે, તેના રંગ, રૂપ, આકૃતિ વગેરે કયા પ્રકારના છે તેનું વર્ણન કરવું; જો તે રાગ સ્ત્રી રૂપે હોય તો તેની માનસવૃત્તિ કેવા પ્રકારની છે, કેવા પ્રકારની પ્રવૃત્તિ ગમે છે, કયા પ્રકારની નાયિકા છે, તેના પુત્રો, રંગ, રૂપ, પોષાક અને દેશ કેવા પ્રકારનો છે તથા તેની બીજા રાગ સાથે શી સમાઈ છે તે બધું બતાવવું તે દેવતાત્મક સ્વરૂપ ગણાય છે. અને અમુક રાગ આટલા સ્વરોથી થાય છે, તેમાંનો અમુક સ્વર મુખ્ય છે, ને તેનો વિસ્તાર અમુક આરોહ કે અવરોહ ક્રમે કરી શકાય છે, એ વગેરે બતાવવું તે નાદાત્મક કે સ્વરાત્મક સ્વરૂપ છે. આ બેમાંથી આરંભક અભ્યાસીઓને માટે રાગોનું સ્વરાત્મક સ્વરૂપ સમજાવવામાં આવે છે.

પૂર્વે જણાવવામાં આવ્યું જ છે કે, સંગીત **માર્ગ** અને **દેશી** એ બે પ્રકારનું છે. તે પ્રમાણે રાગ પણ બે પ્રકારના છે: **માર્ગરાગ** અને **દેશીરાગ**. માર્ગરાગો એકથી તે ચાર સ્વર સુધીના ગણાય છે, ને પાંચ, છ, તથા સાત સ્વરના મિશ્રણથી દેશીરાગોની રચના થાય છે. જે રાગોમાં પાંચ સ્વરો આવે તે રાગો **ઔડવ** કહેવાય છે. ઔડવ એટલે "પાંચ" એ અર્થ 'ઉડુ' એટલે આકાશતત્ત્વ, અને તે તત્ત્વ છેલ્લું (સૂક્ષ્મ) પાંચમું છે, તે ઉપરથી સાધવામાં આવ્યો છે. જેમા પાંચ સ્વર આવે તે **ઔડવરાગ** કહેવાય છે. તેમજ જેમાં છ સ્વર આવે તે તેથી **ષાડવરાગ** કહેવાય છે અને જેમાં સાતે સ્વર લાગે તે **સંપૂર્ણરાગ** કહેવાય છે. તે ઉપરાંત એવા પણ ઘણા રાગ છે કે, જેમાં સાતે સ્વરો આવે ખરા પણ તેમાં આરોહમાં પાંચ કે છ સ્વરો અને અવરોહમાં સાતે સ્વરો આવે છે; અથવા તો આરોહમાં સાતે સ્વરો લાગે ને અવરોહમાં પાચ, છ, કે સાતે સ્વરો આવે. આ પ્રકારની રચનાવાળા રાગોનો જે વર્ગ છે તેને **વક્રસંપૂર્ણ** રાગો કહે છે. એટલે તે રાગોમાં સાતે–બધાં–સંપૂર્ણ સ્વરો આવે ખરા, પણ તે આરોહ કે અવરોહમાં જરા વાંકી (વક્ર) રીતે આવે; તેથી એ વર્ગનું નામ વક્રસંપૂર્ણ રાખ્યું છે. વળી આરોહ કે અવરોહમાં અનિયમિત સ્વરો આવીને બનતા રાગોના વર્ગને **સંકીર્ણ** નામ આપીએ તો ચાલે. ત્યારે આ પ્રકારે ઔડવ, ષાડવ, સંપૂર્ણ, વક્રસંપૂર્ણ અને સંકીર્ણ એ પાંચ વર્ગો સ્વરરચના ઉપરથી પાડવામાં આવ્યા છે. એ દરેક વર્ગમાં આવતા વ્યવહારમાંના મુખ્ય મુખ્ય રાગો કયા કયા અને તેના સ્વરો કયા કયા છે તે વગેરે ધી બાબતો [illegible] માં આપવામાં આવશે.

# અંશ, ગ્રહ, ન્યાસ.

પૂર્વે રાગની વ્યાખ્યા આપતી વખતે સમજાવેલું છે કે કોઈ એક સ્વર ( योऽसौ ध्वनिविशेषः ) ને ખાસ મુખ્ય માનીને, તેને ગ્રહ ન્યાસ અલંકાર વગેરે સ્વરોથી શણગારીને જે સ્વરસૃષ્ટિ રચી ગાયનક્રિયા કરવામાં આવે છે અને તેથી મનને આનંદ મળી શકે છે તે રાગ કહેવાય છે. દરેક રાગમા જેટલા સ્વર આવતા હોય તેમાંના એક સ્વરને મધ્યબિંદુની માફક મુખ્ય સ્વર તરીકે સ્થાપીને પછી તેની આસપાસનુ વર્તુલ વધારે ઓછું વિસ્તારવાળું કરવામાં આવે છે. ને એ પ્રમાણે ગગમાં જે સ્વરને મુખ્ય માનવામાં આવે છે તેને અંશસ્વર કહે છે. રાગનો બધો આધાર એ સ્વર ઉપર જ રહે છે. અંશનું લક્ષણ ભરતાચાર્ય આ પ્રમાણે બહુજ સરસ આપ્યુ છે.

(१) रागश्चयस्मिन्वसति (२) यस्माचैव प्रवर्तते ।
(३) तेनैव तारमन्द्राणां (४) योऽसर्थं मुपलभ्यते ॥
(५) (६) (७) (८) (९)
ग्रहापन्यास विन्यास संन्यास न्यास योगतः ।
(१०) अनुवृत्तश्चयश्चेह सोंऽशः स्याद्दशलक्षणः ॥

(૧) રાગ જેમા વસે છે, (૨) જેથી પ્રવર્તે છે, (૩) તેના તારસ્વરોની અને (૪) મંદ્ર સ્વરોની અત્યર્થતા મેળવી શકાય છે, (૫) ગ્રહ, (૬) અપન્યાસ, (૭) વિન્યાસ, (૮) સન્યાસ (૯) ન્યાસનો જે ઉપરથી યોગ કરી શકાય છે અને જે (૧૦) પ્રયોગમા અતિશય આવર્તન પામનારો ( વ્યાપક ) છે, એ દશ લક્ષણો જેમાં હોય તેને અંશ કહેવાય છે.

સગીત રત્નાકરમા ટુકામાં કહ્યુ છે કે, પ્રયોગમા બહુ વપરાતો હોય એવો જે વ્યાપક સ્વર, તે ( રાગના એક ભાગ-અંશ તરીકે વપરાતો હોવાથી ) અંશ કહેવાય છે. પારિજાતમા કહ્યુ છે કે (रागाणां जीवभूता ये प्रोक्तास्तेंऽशस्वरा बुधैः ) રાગોના જીવરૂપ જે સ્વર તેમને અંશ કહે છે. આ ઉપરથી અંશ એટલે શુ તે સમજી શકાશે દરેક રાગમાં અંશ તરીકે જે સ્વરને સ્થાપવામાં આવે છે તે સ્વર આવતા પાઠમા રાગોના કોષ્ટકમાં આપવામાં આવેલ છે

ગયા પાઠમાં વાદી સંવાદિ વિષે વિસ્તારથી સમજાવેલું છે જ. જે રાગમાં જે સ્વર અંશ હોય તે સ્વરને વાદી સમજીને પછી તેને આધારે તેની પછી અનુવાદી તથા સંવાદી સ્વરો ક્રમે ક્રમે લઈ રાગનો વિસ્તાર કરવો.

ગ્રહ—રાગમા અંશ સ્વરની જેમ જરૂર છે તેમ ગ્રહ સ્વરની પણ જરૂર છે. ગાયન કે આલાપનો આરભ ( શરૂઆત ) જે સ્વરથી કરવામા આવે છે, અથવા જે સ્વરથી રાગ કે

ગીતનુ ગ્રહણ કરવામાં આવે છે તેને **ગ્રહ** કહે છે. ધારો કે હમીર કલ્યાણ રાગમા અંશસ્વર **ધ** છે. પરંતુ તે સ્વર **સ** સ્વરના કરતાં એટલો ઉંચો છે કે ત્યાંથી શરૂઆત કરવા જતા બહુ સારૂં ન લાગે, તો તેવે પ્રસગે **સ** કે તેની આસપાસના સ્વરથી ગાયન કે આલાપ શરૂ કરી, ત્યાંથી આગળ ચાલ્યા જઈ અંશ સ્વર ઉપર ઠરવાનું હોય છે. જેથી અંશ તરીકે જેમ મોઇ સ્વરને મુકરર કરવો પડે છે તેમ ગ્રહ સ્વર પણ નક્કી કરવામા આવે છે. કેટલીક વખતે એકજ સ્વર અંશ તથા ગ્રહ તરીકે રાખવામાં આવે છે દરેક રાગમાં સ્વીકારવામા આવતો ગ્રહસ્વર આવતા પાઠમાં રાગના કોષ્ટકમાં આપવામા આવેલ છે

**ન્યાસ**—ગીતનો આરભ જે સ્વરથી કરવામા આવે તેને જેમ **ગ્રહ** કહે છે, તેમ ગીત કે આલાપની સપૂર્ણતા જે સ્વર ઉપર કરવામા આવે છે તેને **ન્યાસ** કહે છે. ન્યાસ નો અર્થ 'ત્યાગ' થાય છે, અને તેથી ગીતનો ત્યાગ એટલે કે ગીતનો અત જે સ્વર ઉપર કરવામા આવે છે. ( **न्यस्यते त्यज्यते येन गीतमिति न्यासः** ) તે ન્યાસ કહેવાય છે ઘણી વખતે એકનો એકજ સ્વર અંશ, ગ્રહ તથા ન્યાસ તરીકે રાખવામા આવે છે દરેક રાગમા ન્યાસ તરીક જે સ્વરને માનવામા આવે છે તે કોષ્ટકમા આપેલ છે

# રાગનો સમય.

અમુક રાગ દિવસ કે રાત્રિના અમુક જ વખતમા ગાવો એવો ચોક્કસ નિયમ છે, અને તેનો નિર્ણય પ્રાચીનોએ સ્વર રચના ઉપરથી કરેલો છે પાછળ બતાવેલા ભૈરવ માલકોસ, હિ દોલ, દીપક, શ્રી, અને મેઘરાગ એ છ રાગો તે તે ઋતુમા ગવાય છે, એ અને બીજા દરેક રાગો દિવસ કે રાતના અમુક પહોરમા ગાવાનો નિયમ બહુ જુના વખતથી નક્કી થએલો છે રાતદિવસ મળી ૨૪ કલાકમા છએ ઋતુઓનો અનુભવ મળી આવે છે જેથી જે ઋતુમાં જે રાગો ગવાય છે તેજ રાગો દિવસના તે તે ભાગમા ગાઈ શકાય છે આખા વર્ષની છ ઋતુઓ રાતદિવસના કયા ભાગ સાથે સબધ ધરાવે છે તે નીચેની વ્યવસ્થા ઉપરથી સમજી શકાશે

### વર્ષ અને દિવસની ઋતુઓનો મેળ.

| વર્ષની ૬ ઋતુ ઓના નામ | તે કયા માસમા આવે છે તે માસ | દિવસમાં તે ઋતુઓ કયા ભાગમા જણાય છે તે | દરેક ઋતુમા વાત, પિત્ત કે કફમાંથી કોની સત્તા? |
|---|---|---|---|
| ૧ વસત | ચૈત્ર, વૈશાખ | સવારના ૧ થી ૧૦ ઘડી સુધી | વાયુનો વધારો |
| ૨ ગ્રીષ્મ. | જેઠ, અષાડ | બપોરની ૧૧ થી ૨૦ ,, | ,, કોપ અને કફના વ્યાધિઓનું શમવુ |
| ૩ વર્ષા | શ્રાવણ ભાદરવો. | ત્રીજા પહોરની ૨૧ થી ૩૦ ,, | પિત્તનો વધારો |
| ૪ શરદ્ | આસો કારતક | સાંજ (પ્રદોશ) ૩૧ થી ૪૦ ,, | ,, કોપ અને વાયુના વ્યાધિઓનું શમવુ |

| | | | |
|---|---|---|---|
| ૫ હેમંત. | માગશર, પોષ. | મધ્યરાત્રિની ૪૧ થી ૫૦ „ | કફનો વધારો અને પિત્તના વ્યાધિઓનું શમવું. |
| ૬ શિશિર. | માહ, ફાગણ. | રાતને અંતે ૫૧ થી ૬૦ „ | કફનો કોપ. |

આ ઉપરથી રાત્રિદિવસ એ આખા વર્ષનું પ્રતિબિંબ છે એ સમજી શકાશે. અને આ પૃથ્વી ઉપર ઋતુઓના ઉત્પાદક સૂર્યચંદ્રાદિ ગ્રહો છે, તો એ ઋતુઓની અસરમાં આવતા મનુષ્યો અને પ્રાણિઓના દેહો, નસો તથા તેમાંના વાત, પિત્ત, કફ ઉપર તેની અસર થાય એ સ્પષ્ટ છે. આમ હોવાથી શરીર કે જે એક પ્રકારની વીણા (ગાત્રવીણા) છે, તો તેમાંથી નીકળતા સ્વરો પણ શરીરના વાત, પિત્ત, કફની સત્તા પ્રમાણેજ ઉત્પન્ન થઈ શકશે. શરદી કે ઠંડીથી નસો ગંઠાઈ જાય છે ત્યારે તેમાંથી મન્દ્ર (જાડા) કે ગંભીર સ્વરો જ સારા નીકળી શકે છે. અતિશય ગરમીથી નસો ઢીલી થાય છે ત્યારે તેમાંથી તારસ્વર કે ઉચ્ચ સ્વરો જ સારી રીતે અભિવ્યક્ત થઈ શકે છે; ને સમાન શરદી-ગરમીથી મધ્યમ પ્રકારના સ્વરો સારી રીતે ઉત્પન્ન થઈ શકે છે. આ જેમ કંઠની નસોની બાબત થઈ તેમ કાનના તંતુઓનું પણ તેમ જ છે, ને તે પણ શરદી ગરમીને લીધે નીચા કે ઊંચા સ્વરો ગ્રહણ કરી શકે છે. શરદી ગરમીની અસર વાજીંત્રો ઉપર પણ થાય છે તો પછી મનુષ્ય ઉપર તો થવી જ જોઇએ. એજ હેતુથી આપણામાં સ્વીકારાએલા ૩ ગ્રામની વહેંચણી જુદા જુદા સમયને માટે કરી છે, તેમાં ષડ્જ ગ્રામ દિવસના તથા રાત્રિના પ્રથમ ભાગમાં, મધ્યમ ગ્રામ દિવસના તથા રાત્રિના વચલા ભાગમાં અને ગાધાર ગ્રામ દિવસના તથા રાત્રિના અંત ભાગમાં રાખી તેમાં ગાવાની ભલામણ કરેલી છે.

દિવસ અને રાત્રિના ભાગમાં ગવાતા રાગોના સ્વરો ઉપર દૃષ્ટિ નાખતાં ઉપરના તત્ત્વ પ્રમાણે જ નીચેના સામાન્ય નિયમો મળી આવશે

(૧) સ્હવારના રાગ.
કોમળ સ્વરો વધારે ને તેમાં **રિ ધ** કોમળ તો ખાસ હોય છે. **મ** શુદ્ધ જ ઘણો ખરો આવે છે. વળી ધ તથા ગ સ્વર અંશ તરીકે વપરાય છે ( ભૈરવ, આસાવરા, તોડી, ભૈરવી વગેરેમાં. )

(૪) ત્રીજા પહોર પછીના રાગ.
**ગ નિ** શુદ્ધ અને **મ** તીવ્ર વધારે હોય છે. તથા **રિ ૫** અંશ તરીકે ખાસ વપરાય છે. સાંજના મુખ્ય રાગોમાના શ્રીરાગાદિમાં **રિ** તથા પૂરિયા, પૂર્વી વગેરેમાં **૫** અંશ હોય છે.

(૨) દિવસના મધ્ય ભાગમાના રાગ.
આમા **ગ નિ** નું કોમળપણું, ને **રિ ધ** નુ અલ્પત્વ ખાસ હોય છે. આ સમયનો મુખ્ય રાગ સારંગ છે. ને તેનુંજ મિશ્રણ આ વખતના બધા રાગોમા હોય છે; તેમ ધનાશ્રી, ભીમપલાસી વગેરેમાં **રિ ધ** આરોહમાં નથી હોતા.

(૫) રાત્રિના મધ્ય ભાગમાંના રાગ.
**ગ નિ** નું કોમળપણું, ને **ધ** સ્વરનું અલ્પત્વ ખાસ જોવામા આવે છે. આ વખતમાં ગવાતા કાનડા અને તેના તમામ ભેદોમાં એજ નિયમ જળવાયલો છે વળી અવરોહમાં **મ રિ** નો લાગ ખાસ હોય છે

(૪) રાત્રિના પ્રથમ ભાગમાંના રાગ. સવારે **રિ ધ** નું કોમળપણું હતું તેનું હવે આ સમયમાં શુદ્ધપણું થતું આવે છે **મ** નું તીવ્રત્વ ખાસ ધ્યાન આપવા લાયક હોય છે, ને મંદ્રથી મધ્ય સપ્તકના અર્ધ સુધી ગતિ વિશેષ હોય છે. જેમકે કલ્યાણ અને તેના ભેદો.

(૬) રાત્રિના છેલ્લા ભાગમાં. અહિં **રિ ધ** નો વેગ ઉતરતો આવી કોમળ થતો જાય છે, ને **મ પ** કે **સ** અંશ તરીકે વપરાય છે. ને તે સર્વેની ગતિ મધ્યસપ્તકના અર્ધથી તે તાર સપ્તકના અર્ધ સુધી થતી રહે છે. જેમકે, માલકૌસ, વસંત, લલિત, પરજ, શંકરા બીલાવલ વગેરે.

આ પ્રમાણે જે તે સમયનાં ખાસ લક્ષણો છે, એમાં અપવાદરૂપ રાગો ઘણા આવે છે, પણ તે અપવાદ ઉપરના નિયમો ઉપરથી સુધારી શકાય તેમ છે. આ વિષય ઘણો કઠિણ અને સૂક્ષ્મ છે, તોપણ સામાન્ય રીતે ઉપરના નિયમો ધ્યાનમાં રખાય તો એ ઘણું છે. દરેક રાગ કયા સમયમાં ગાવો તે પણ કોષ્ટકમાં જણાવેલું છે. સ્વરોના કુદરતની સાથેના સંબંધ ઉપર પુષ્કળ મનન થઈ શકે તેમ છે અને તે ઉપરથી આર્ય શાસ્ત્રકારોની સૂક્ષ્મબુદ્ધિનું આશ્ચર્ય ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે. યુરોપિયન સંગીતમા આ વિષય આવતો જ નથી.

# શ્રુતિ.

રાગમાં જે સ્વરમાલા વપરાય છે તેમાં બાર સ્વર ઉપરાંત કેટલાક સૂક્ષ્મ સ્વરો પણ વપરાય છે. તેવા સૂક્ષ્મ સ્વરોને ગાયનશાસ્ત્રીઓએ **શ્રુતિ** એવું નામ આપેલું છે. આ વિષય શાસ્ત્રકારોએ ગ્રંથોમાં વિસ્તારથી ચર્ચેલો છે, જેથી એ વિષે ટુંકામાં જણાવીએ છીએ. **સ રિ ગ મ પ ધ નિ** એ સાત શુદ્ધ સ્વરો અને તેની વચમાંના **॑રિ ॑ગ ॑મ ॑ધ ॑નિ** એ પાંચ સ્વરો મળીને એક સપ્તકમાં જે બાર સ્વરો હોય છે, તે બારે સ્વરોની વચમા એક એક સૂક્ષ્મસ્વર નાખીએ તો તેથી જે બીજા નવા બાર સૂક્ષ્મસ્વરો થશે તેને જ શ્રુતિ કહે છે. શ્રુતિ એટલે સૂક્ષ્મસ્વર, અથવા ½ સ્વર. આવા સૂક્ષ્મ સ્વરોનો ઉપયોગ રાગમાં થાય છે, ને તેની મીઠાશ કાનને જુદી જુદી લાગે છે. એનો અનુભવ તમારે લેવો હોય તો આ પ્રમાણે પ્રયોગ કરવો.

કાલંગડો અને ભૈરવ એ બંને રાગોમાં **રિ ધ** કોમલ લાગે છે. હવે સિતાર કે દિલરૂબામાં **સ** અને **રિ** ની વચમાં કોમલ **રિ** નો પડદો કાયમ કરવો, અને **પ** તથા **ધ** ની વચમાં કોમલ **ધ** નો પડદો કાયમ કરવો. આ પ્રમાણે પડદા બાંધીને પછી તેમાં કાલંગડાનો રાગ વગાડી **રિ ધ** ની કોમળતા ધ્યાનમાં રાખવી, પછી એજ પડદાઓને જરાક ઊંચા ( એટલે કે **સ** અને **પ** ની પાસે ) ચઢાવશો તો તે બે પડદા કોમલના કરતાં પણ વધારે કોમલ થએલા ગણાશે. હવે એજ પડદા કાયમ રાખી તેમાં ભૈરવ રાગ વગાડશો તો તમારા ધ્યાનમાં એવું આવશે કે, એ અતિકોમળ થએલા સ્વરોની મીઠાશ ઓછી નહી થતાં ઉલટી વધી છે. એ પ્રમાણે દરેક રાગમાં કોમલના કરતાં પણ જે વધારે કોમલ ( અતિકોમળ કે

પૂર્વે, ) અને તીવ્રના કરતાં પણ વધારે તીવ્ર સ્વરોનો ઉપયોગ કરવામાં આવે છે તેનું જ નામ શ્રુતિ છે. આ વિષય ઉપર અમે **શ્રુતિસ્વર સિદ્ધાન્ત** એ નામનો વિસ્તારથી લેખ લખેલો છે. જેથી એ વિષેનું વિસ્તારથી જ્ઞાન મેળવનારને માટે એ ગ્રંથ જોવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. આ વિષય ઘણો જ બારીક છે, તો પણ એ બાર સૂક્ષ્મ શ્રુતિઓ ચાલુ બાર સ્વરોની વચમાં આવવાથી આખા સપ્તકના સૂક્ષ્મ વિભાગો કેવી રીતે પડે છે તે જાણવાથી સ્વરની બારીકી વિષે વિશેષ ખ્યાલ આવી શકશે. ચાલુ બાર સ્વરોની વચમાં બીજા ૧૨ સૂક્ષ્મ સ્વરો નાખતાં તેનાં નામો કેવી રીતે પડશે, તેમજ તેનાં ચિન્હો ક્યાં ક્યાં સ્વીકારી શકાશે અને તે દરેક શ્રુતિની સંવાદી અનુવાદી શ્રુતિઓ કયી કયી થશે તે નીચેના કોઠા ઉપરથી સમજી શકાશે.

**ચાલુ ૧૨ સ્થૂલ સ્વરો અને તેમની વચ્ચેના ૧૨ સૂક્ષ્મ સ્વરો મળીને થતી કુલ ૨૪ શ્રુતિઓનું કોષ્ટક.**

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ સૂક્ષ્મ સ્વરો (શ્રુતિ) | | ૧ °रि | | ૨ रि॓ | | ૩ °ग | | ૪ ग॓ | | ૫ म॓ | | ૬ म° | | ૭ म॓ | |
| | | अतिकोमल रि / पूर्व रि | | कोमलतर रि / पूर्व रि | | अतिकोमल ग / पूर्व ग | | कोमलतर ग / पूर्व म | | पूर्व म | | तीव्र म | | तीव्रतम म / पूर्व प | |
| ૧૨ સ્થૂલ સ્વરો. | ૧ स | | ૨ ॓रि | | ૩ रि | | ૪ ग॓ | | ૫ ग | | ૬ म | | ૭ म॓ | | प |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ સૂક્ષ્મ સ્વરો (શ્રુતિ) | | ૮ °ध | | ૯ ध॓ | | ૧૦ °नि | | ૧૧ नि॓ | | ૧૨ नि° | | ૧ °रि | | ૨ रि॓ |
| | | अतिकोमल ध / पूर्व ध | | कोमलतर ध / पूर्व ध | | अतिकोमल नि / पूर्व नि | | कोमलतर नि / पूर्व नि | | तीव्र नि / पूर्व स | | | | |
| ૧૨ સ્થૂલ સ્વરો | ૮ प | | ૯ ॓ध | | ૧૦ ध | | ૧૧ नि | | ૧૨ नि | | ૧ स | | ૨ ॓रि | ૩ रि |

આ પ્રમાણે કુલ ૨૪ શ્રુતિઓ એક સપ્તકમાં આવી શકે છે પ્રાચીનશાસ્ત્રકારોએ ૨૨ શ્રુતિઓ માનેલી છે, તેમાં જ ૨ શ્રુતિઓનો સુધારો વધારો કરીને અમે ૨૪ માની છે; શ્રુતિ એટલે ¼ સ્વર ( ક્વાર્ટર નોટ ) એમ જે ઉપર કહ્યુ છે તે આ ઉપરથી સમજી શકાશે. એટલે એવી રીતે કે, આખા સપ્તકમાં જે બાર સ્વરો છે તે બધા શુદ્ધ સ્વરોની અપેક્ષાએ અર્ધ સ્વરો છે, અને તે બારે સ્વરોની વચમાં એક એક પેટાસ્વર નાખતાં કુલે થતા ૨૪ સ્વરો તે ¼ સ્વરની કીંમતવાળા થાય એ સમજી શકાય તેમ છે. વળી આ નવી ૧૨ શ્રુતિઓને આપવામા આવેલા સ્વરનાં નામો પણ સમજી શકાય તેવાં છે. કોમલસ્વર અને તેની પાછળનો શુદ્ધસ્વર, એ બંનેની વચમાની શ્રુતિને ( સૂક્ષ્મસ્વરને ) અતિકોમલ કે

અર્ધકોમલ ( ડબલ ફ્લૅટ ) કહેવીજ જોઇએ. તેને જ પારિજાતમાં " પૂર્વ " એ સંજ્ઞા આપેલી છે. વળી કોમળ તથા તેની આગળના શુદ્ધ સ્વરની વચમાંની શ્રુતિને " મૃદુ " સંજ્ઞા રાગવિબોધમાં આપેલી છે તેનો આપણે અહિં ઉપયોગ કરીએ તો ચાલે તેમ છે, અથવા તેને જ " કોમલતર " એવું નામ આપવામાં આવે તો તે અયોગ્ય નથી. જેમકે, ॅरि કોમલ અને स ની વચમાં એક સ્વર નાખીએ તો તે સ્વર ॅरि કોમલના કરતાં થોડો નીચો હોવાથી તેને " અતિકોમલ रि " કહી શકાશે, તેમજ ॅरि કોમલ તથા તેની આગળના શુદ્ધ रि ની વચમાં જે સ્વર નાખવામાં આવે તે, કોમલ रिના કરતા થોડોક ઊંચો હોવાથી " કોમલતર रि " કહેવામાં આવે, અથવા શુદ્ધ रि ના કરતાં જરા નીચો હોવાથી " મૃદુ रि " ( નરમ रि ) એવું નામ આપીએ તો હરકત જેવું નથી. એજ નિયમે ग ध नि ના અતિકોમલ અને મૃદુ ભેદો વિષે સમજી લેવું. म અને नि ના તીવ્રાદિ ભેદો સ્પષ્ટ જ છે. પૂર્વ પાઠ ૪ માં स અને प ના અવિકૃતપણા વિષે સ્પષ્ટતાથી જણાવેલું જ છે. તે બે સ્વરો અવિકૃત હોવાથી તેમના કોમલ, તીવ્ર કે કોઈ જાતના ભેદો પાડી શકાશે નહી. જેથી म અને प ની વચમાની શ્રુતિઓનાં म સ્વરની અપેક્ષાએ તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ એવાં નામો જ પડી શકશે. હવે અત્રે જણાવવું જોઇએ કે, સ્થૂલ ૧૨ સ્વરમાંના શુદ્ધ म प ની વચમાંના સ્વરને " તીવ્ર मं " એ નામથી આપણે અત્યાર સુધી જેને કહેતા આવ્યા છીએ તે ખરેખર તીવ્ર નથી પણ ' તીવ્રતર म ' છે, એને કર્નાટક તરફ પ્રતિમધ્યમ એ નામ આપવામાં આવેલું છે. તેને આ તરફ તીવ્રमं એવું નામ આપેલું છે તે વ્યવહાર અર્થે સામાન્ય રીતે સ્થૂલ નામ આપી ચલાવી લેવામાં આવેલુ છે; પરંતુ તેને આપણે પણ **પ્રતિમધ્યમ** કહીએ તો તે સ્વર, અને શુદ્ધ म એ બંનેની વચમા એક સ્વર નાખીએ તો તે સ્વર म કરતા ચઢતો હોવાથી તેને તીવ્ર म કહી શકાશે, પ્રતિમધ્યમને ' તીવ્રતર म ' અને તે સ્વર તથા प ની વચમાંના સ્વરને ' તીવ્રતમ म ' કહી શકાશે. આજ નિયમે नि તથા स ની વચમા એક પેટા સ્વર નાખીએ તો તે नि કરતા થોડો ઊંચો હોવાથી તેને ' તીવ્ર नि ' કહેવો એ યોગ્ય જ છે.

કોમલ તીવ્ર સ્વરોને માટે આપણે ॅ અને ॑ એ બે ચિન્હો વાપર્યાં છે તેવાં જ ચિન્હો સહેજ ફેરફારથી અતિકોમને માટે સ્વરના માથા ઉપર ડાબીતરફ ॰ આવું અને મૃદુને માટે સ્વરના માથા ઉપર જમણી તરફ ॅ આવું ચિન્હ કાયમ કરી શકાશે તેમજ તીવ્રને માટે સ્વરના માથા ઉપર જમણી તરફ ॰ આ ચિન્હ, તીવ્રતરને માટે ॑ આવુ અને તીવ્રતમને માટે ॑ આવુ ચિન્હ રાખી શકાશે. અને તે બને ત્યા લગી સાર્થ ગણાશે.

આ પ્રમાણે શ્રુતિઓનો વિવેક છે. હવે સ્વર અને શ્રુતિ એ બે કંઈ ભિન્ન નથી, તેની ભિન્નતા માત્ર, જે શ્રુતિ ઉપર સાત સ્વરો આવે તે શ્રુતિઓ સ્વર તરીકે અને બાકીની તે માત્ર શ્રુતિઓ, એવી સ્થૂલ ગણતરી ઉપરથી જ સ્વીકારવામા આવે છે. આપણા દરેક રાગમા કોઈ પણ એક શ્રુતિ મુખ્ય હોય છે, ને તે શ્રુતિ તે રાગમા આવવાથી રાગનુ સ્વરૂપ સારી રીતે સ્પષ્ટ થાય છે. એ રીતે જોતા જે રાગમાં જે શ્રુતિ મુખ્ય હોય ત્યા તેને શ્રુતિ નહી કહેતાં સ્વર કહેવાશે, અને જ્યાં એ મુખ્ય નહી હશે ત્યાતો તે માત્ર શ્રુતિ તરીકે જ

ગણાશે. એમ શ્રુતિ તથા સ્વરનો ભેદ સાપ અને તેના કુડાળા જેવો છે. એજ આશયથી સંગીતપારિજાતના કર્તાએ કહ્યું છે કે—

> श्रुतयःस्युः स्वरा भिन्नाः श्रावणत्वेन हेतुना ।
> अहि कुंडलीवत् तत्र भेदोक्तिः शास्त्र संमता ॥
> सर्वाश्च श्रुतयस्तत्तद्रागेषु स्वरतां गताः ।
> रागाहेतुत्व एतासां श्रुतिसंज्ञैव संमता ॥

શ્રુતિઓથી સ્વરો જુદા છે એ માત્ર કાનના સાંભળવાના હેતુ ઉપર આધાર રાખે છે. તેમનો પરસ્પરથી જે ભેદ શાસ્ત્રમાં કહ્યો છે તે સાપ અને તેના કુંડળાના ભેદ જેવો છે. કેમકે સર્વે શ્રુતિઓ તે તે રાગોમાં સ્વરરૂપે પ્રાપ્ત થાય છે અને જ્યાં એ રાગની ઉત્પત્તિમાં કારણરૂપ નથી હોતી ત્યાં તો એમની શ્રુતિ એજ સંજ્ઞા માનવામાં આવેલી છે.

શ્રુતિ એટલે શું અને તે કેટલી છે તે આ ઉપરથી સમજી શકાશે. દરેક રાગમાં કોઇને કોઈ શ્રુતિ વપરાય છે, પરંતુ તે બધી બાબત એટલી સૂક્ષ્મ છે કે, આરંભક અભ્યાસીને માટે હાલ કશા કામની નથી. સંગીતના ગ્રંથોમાં આ વિષય મુખ્ય ગણાય છે, અને તે વિષયથી આ પાઠમાળાના અભ્યાસીઓ અજાણ્યા ન રહે તે માટે આટલો વિસ્તાર કરવાની જરૂર જણાઈ છે. અત્રે બતાવેલી ૨૪ શ્રુતિઓની માન્યતાથી ગ્રામરચના, વાદીસંવાદી વગેરે અનેક બાબતો બહુ સુવ્યવસ્થાથી બંધ બેસે છે. કોઈ પણ શ્રુતિને આપણે स ( આરંભક ) સ્વર માનીએ અને તે શ્રુતિ ૧ લી છે એમ માનતાં ૧, ૫, ૯, ૧૩, ૧૫, ૧૯, ૨૩ મી શ્રુતિ તે અનુક્રમે સ રિ ગ મ પ ધ નિ સાત સ્વરો થશે, અને ૩, ૭ ૧૭, ૨૧ એ પાંચ શ્રુતિ તે અનુક્રમે ॅरि ॅग ॅम ॅध ॅनि એ પાંચ કોમલતીવ્ર ( વિકૃત ) સ્વરો થશે. એટલે કે બારે વિકૃત સ્વરો અનુક્રમે કયી શ્રુતિ ઉપર આવે તેને માટે આ દોહરો સ્મરણમાં રાખવો.

એક, અને ત્રણ, પાંચમાં, સપ્ત, નવે, અગિઆર,
તેર અને પંદર વળી સત્તરમી શ્રુતિ ધાર. ૧
ઓગણીશ, વિશએકમાં તેવીશ શ્રુતિમાં જાણ,
ક્રમથી દ્વાદશ શ્રુતિ મહીં, દ્વાદશ વિકૃતમાન. ૨

સંવાદી અનુવાદી અને વિવાદી સ્વરોનો જેમ વિવેક છે તેમ શ્રુતિઓમાં પણ તેવો વિવેક છે. જે શ્રુતિને મુખ્ય માનીએ તે વાદી છે એમ ગણીએ તો, જે બે શ્રુતિઓની વચમાં ૯ કે ૧૩ શ્રુતિનું અંતર હોય તે બે શ્રુતિઓ સંવાદી થશે. તેમાં ૯ શ્રુતિના અંતરથી મધ્યમ સંવાદી ને ૧૩ શ્રુતિના અંતરથી પંચમસંવાદી શ્રુતિ થશે; જે બે શ્રુતિઓ વચ્ચે ૭ શ્રુતિનું અંતર હશે તે બે શ્રુતિઓ અનુવાદી સમજવી, ને જે શ્રુતિઓ વચ્ચે ૧, ૨ કે ૪ શ્રુતિનું અંતર હશે તે વિવાદી સમજવી.

# થાટ અથવા મેળ.

અમુક રાગ, અમુક મેલ કે થાટમાંથી ઉત્પન્ન થયો છે એમ સવ ગ્રંથોમાં જણાવેલું છે. મેલ એટલે શું તે વિષે ગયા ૧૬ મા પાઠમા વિસ્તારથી જણાવેલું છે. અમુક રાગ અમુક મેળમાથી જ ઉત્પન્ન થએલો છે એમ છે ખરૂં, પરંતુ એ બાબત જરા વિવાદિત છે. રાગમા જેટલા સ્વર કોમળ કે તીવ્ર વપરાય તે ઉપરથી તે રાગ અમુક થાટમાનો છે, અથવા અમુક મેળમાથી ઉત્પન્ન થયો છે એમ કહી શકાય તેમ છે તે એક પ્રકારનું વર્ગીકરણ જ ગણી શકાશે, પરંતુ ઘણા રાગો એવા છે કે તેમા કોમલતીવ્ર સ્વરો અનિયમિતપણે આવે છે, ને તેવે પ્રસગે એ રાગ કયા મેળમાથી ઉત્પન્ન થયો છે એ ચોક્કસ કહી શકાતું નથ. વળી પ્રાચીન અર્વાચીન ગ્રંથોમા મેળ અને તેની જે જુદી જુદી સંખ્યા માની છે તેમા અનેક દૃષ્ટિભેદ છે અમુક રાગમા આટલા સ્વર કોમળ આવે ને આટલા તીવ્ર આવે એમ જો સ્વતંત્ર રીતે બતાવવામા આવે તો પછી તે કયા મેળમાથી ઉત્પન્ન થયો છે એ જો ન કહેવાય તો ચાલી શકે તેમ છે જેથી એ વિષે પુસ્તકમાં જણાવેલું નથી. વળી મેળ તરીકે જે રાગને આપણે સ્વીકારી શકીએ તે રાગ આરોહ અવરોહમા સંપૂર્ણ જ હોવો જોઇએ એવો નિયમ છે. છતા કેટલાક ગ્રંથ કર્તાઓએ મેળ તરીકે એવા રાગોને માન્યા છે કે, તેમા કાતો પાંચ સ્વર આવે કાતો ૭ સ્વર આવે અથવા તો તે વક્રસંપૂર્ણ રાગના વર્ગમા ગણાતા હોય જેથી એ બાબત છોડી જ દીધી છે વળી આ બાબત વિશેષ મતભેદવાળી છે તે પણ એક કારણ છે

# જાતિ.

મેળના સબંધમા આટલી સ્પષ્ટતા કર્યાં પછી બીજી એક બાબત અત્રે જણાવવા જેવી છે તે એક અતિપ્રાચીન સંસ્કૃત ગ્રંથોમા જાતિનુ પ્રકરણ ઘણુ મહત્વવાળું મનાતું આવ્યુ છે સગીત રત્નાકરમા તો તેનો અતિશય વિસ્તાર છે પરંતુ તે પછીના રાગવિબોધ, પારિજાતાદિ ગ્રંથોમા એ વિષય બહુજ થોડા પ્રમાણુથી સૂચવનામા આવ્યો છે અમુક સ્વર અંશ, ન્યાસ કે અપન્યાસ તરીકે આવે તો તેનું નામ અમુક જાતિ એવુ જાતિનું લક્ષણ છે, એટલે કે અંશસ્વર ઉપર આધાર રાખીને જાતિઓ પાડવામા આવી છે જેમકે **स ग म प ध** અંશ સ્વર હોય, **स** ન્યાસ હોય ને **ग प** અપન્યાસ હોય તો તેને પાડ્જી જાતિ કહેવી વગેરે. તે દરેક જાતિથી અમુક રસની નિષ્પત્તિ થાય છે એમ ભરતે નાટ્યશાસ્ત્રમા જણાવેલું છે. અર્વાચીન સમયના ગ્રંથોમા એ પ્રકરણુ પછાત પડ્યુ ત્યારે તેની ગરજ વાદી સંવાદી પ્રકરણે સારી છે. તોપણુ એ વિષે બહુ ધ્યાન આપવા જેવુ છે જો **स** અંશ હોય તો તેને વાદી ગણીને તેના સવાદી અનુવાદી સ્વરો જે થાય તે આલાપ કે ગાનક્રિયામાં ક્રમે ક્રમે લાવવા અંશને વધારે લેવાય, તો તેથી અડધા ભાગે સંવાદિને લેવાય, ને પા ભાગે અનુવાદીને લેવાય, ને વિવાદી સ્વરને સહેજ લેવામાં આવે ( જો સર્વથા વર્જ હોય તો તે નહી ) એવો સામાન્ય નિયમ રાખવામાં આવે તો **स** અંશથી પાડજીજાતિ, **रि** અંશથી આર્ષભીજાતિ, **ग** અંશથી ગાંધારી, **म** અંશથી મધ્યમા, **प** અંશથી પંચમી, **ध**

અંશથી ધૈવતી અને નિ અંશથી નૈષાદી જાતિ એવાં નામ દેશી રાગ પક્ષે આપવા કોઈ જાતની અડચણ નથી. પણ એક વખતે એ વિષેના નિયમો સર્વાનુમતે ઠરાવી શકાય તો દરેક રાગના ગ્રહ અંશ ન્યાસ પ્રથક પ્રથક પણે નહી જણાવતાં માત્ર અમુક જાતિ છે એટલું જણાવવામાં આવે તો બહુ સગવડ ભરેલું થઈ પડે ખરૂં.

આ પ્રમાણે રાગનાં મૂળતત્વો છે. દરેક રાગમા કેટલા સ્વર આવે છે, તેમાં કયા સ્વરો કોમળ કે તીવ્ર છે, તેમજ તેમાંનો કયો સ્વર અંશ, ગ્રહ તથા ન્યાસ છે, અને તે કયા સમયમાં ગવાય છે તે બધું આવતા પાઠમાં આપવામાં આવતા રાગોના કોષ્ટકોમાં જણાવેલું છે. જેથી વિદ્યાર્થીઓ એ કોષ્ટકોનું સતત ચિંતન કરવું.

---

## પાઠ ૨૧ મો.

# રાગ સ્વર સ્વરૂપ

અને

# તે ઉપરથી ઉપજતા સામાન્ય નિયમો.

આખા હિંદુસ્થાનમાં હાલ સર્વત્ર જે સંગીત ચાલુ છે તેમાં બે પ્રકાર જોવામાં આવે છે. ઉત્તર હિંદુસ્થાનમાંનુ સગીત એક પ્રકારનું છે, અને દક્ષિણ હિંદુસ્થાનમાનુ સંગીત બીજા પ્રકારનુ છે. જેથી બંને દેશમાં જુદા જુદા રાગ ગવાય છે. આ આખો ગ્રંથ ઉત્તર હિંદુસ્થાનમાંના પ્રચલિત સંગીત વિષેનો છે એ સ્મરણમાં રાખતાં આ નીચે જે રાગો આપવામાં આવે છે તે સર્વે ઉત્તર હિંદુસ્થાનમાં હાલ સઘળે ગવાય છે તેમાંના છે. રાગોની સંખ્યા અમુક મુકરર થએલી નથી; અતિશય પ્રસિદ્ધ એવા લગભગ ૨૫૦ રાગો હાલ ગવાય છે, તેમાથી પણ ઘણા થોડા રાગ સર્વે જાણે છે. તોપણ જે ૫૦-૬૦ મ્હોટા રાગ સર્વેના જાણવામાં છે તેટલા લઇ, તેમા આવતા સ્વરો પ્રમાણે વર્ગ પાડી, દરેક વર્ગના રાગોનાં જુદાં જુદા કોષ્ટકો આપવામાં આવે છે

દરેક વર્ગના રાગની સાથે, તે વર્ગના રાગોના સ્વરસ્વરૂપો ઉપરથી જે સામાન્ય નિયમો જોવામાં આવ્યા તે આપ્યા છે. એ નિયમો ઘણાજ ઉપયોગી છે; ને તેનું વિશેષ ચિંતન વિદ્યાર્થીએ કર્યા કરવું. વર્તમાન પ્રચલિત સગીતમાના તમામ રાગો આ સામાન્ય નિયમોને આધિન છે એ ખ્યાલ ધ્યાનમાં રાખવા જેવું છે. રાગોનાં સ્વરૂપો આપ્યાં છે તે હાલ સઘળે જે ગવાય છે, તે ઉપરથી આપ્યાં છે.

સંગીતના પ્રાચીન ગ્રંથો જેટલા હાલ મળી આવેલા છે તેમાં રાગનાં લક્ષણો વિષે મતભેદ છે, ને હજી સેંકડો ગ્રંથો શોધવાના બાકી છે, જેથી ગ્રંથોમાંનાં લક્ષણો આપવાનું ઇષ્ટ ધાર્યું નથી.

# ૧. ઔડવ ( પાંચ સ્વરના ) રાગ.

| અનુક્રમાંક | રાગ. | ગ્રહ | અંશ(વાદી,તથા સંવાદી) | ન્યાસ | સામાન્ય સ્વર સ્વરૂપ રાગ સ્વરમાળા. | વિશેષ સ્વર સ્વરૂપ રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ અને પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સારંગ. | स | प रि | स | स़ रि म प नि सं<br>ग ध વર્જ્ય. | નિષાદ બે લેવાનો રિવાજ કેટલેક પ્રસંગે જોવામા આવે છે આ આરોહમા શુદ્ધ, અને અવરોહમા કોમળ લેવો. સારંગના અનેક ભેદ છે, તે જુદા જુદા અંશ સ્વર માનવાથી થયા છે જેમકે म અંશથી મધ્યમાવતી વગેરે. | ગ્રીષ્મ ઋતુ. દિવસે ૨ જો પહોર. | વીર. અદ્ભુત. શાંત સાધારણ ગંભીર પ્ર૦ |
| ૨ | માલકૌંસ. | स | म नि | म | स ग॑ म ध॑ नि॑ सं<br>रि प વર્જ્ય<br>ग॑ ध॑ नि॑ કોમળ | म અંશથી આ રાગ વિશેષ ગંભીર લાગે છે કેટલેક વખતે नि શુદ્ધ પણ લેવાય છે. | શરદ અને શિશિર ઋતુ. રાત્રે ૩ જો પહોર. | શૃંગાર. વીર. ગંભીર પ્રકૃતિ. |
| ૩ | હિંડોલ. | स | ध ग | ग | स ग मं ध नि सं<br>रि प વર્જ્ય, मं તીવ્ર | આ રાગમા માનથી, પુરીયા તથા વસંતની છાયા લાગે છે વળી આરોહમાં પણ नि ઓછો લેવાય છે. रि प જો લેવામા આવે તો માર્ગહિંડોલ રાગ થાય છે. | વસંતઋતુ પ્રાતઃકાળ અથવા રાત્રે ૨ થી ૩ પહોર. | શૃંગાર, વીર. ગંભીર પ્રકૃતિ. |
| ૪ | માલશ્રી. | प | स | प | स ग मं प नि सं<br>रि ध વર્જ્ય मं તીવ્ર. | આમા ग प વિશેષ લેવાય છે. मं તીવ્ર બહુજ થોડો લેવો, અને नि પણ ઓછોજ લેવો. કેટલાક તો स ग प એ ત્રણ સ્વરમા જ ગાયછે, પરંતુ તે યોગ્ય નથી માત્ર એ ત્રણ સ્વર વધારે લેવા એ ખરૂ. | રાતે પહેલા પહોર પછી | શાંત, વીર. શૃંગાર. શાંત ગંભીર પ્ર૦ |

## ઔડવ રાગની રચના વિષે સામાન્ય નિયમો.

(૧) ચાલુ વ્યવહારમાં પાંચ સ્વરના ઉપર પ્રમાણે ૯ રાગ છે. તેમાં रि ध, ग ध, म नि એ ત્રણ મધ્યમભાવસંવાદી જોડીઓ, અને रि ध એ પંચમભાવસંવાદી જોડી વર્જ્ય કરીને બાકી રહેતા પાંચ સ્વરોના મિશ્રણથી ઉપરના બધા ઔડવ રાગ બન્યા છે. તેમાં મધ્યમ સંવાદી જોડીઓ વર્જ્યવાળા રાગ ઘણા છે અને પંચમસંવાદી વર્જ્યવાળા થોડા છે. જેમકે—

| | | |
|---|---|---|
| મધ્યમ ભાવે સંવાદી | रि ध— | માલકૌંસ, હિંડોલ, |
| | ग ध— | સારંગ, મેઘમલ્હાર. |
| સ્વરની જોડીઓ વર્જ્ય. | म नि— | ભૂપ, બીભાસ. |
| પંચમભાવે સંવાદી | रि ध— | માલશ્રી, તિલંગ, |
| સ્વરની જોડી વર્જ્ય. | | ધાની |

(૨) આ ઉપરથી બીજો નિયમ એ ફલિત થાય છે કે, મધ્યમસંવાદી જોડીઓ વર્જ્ય કરવાથી થતા રાગોનું ગાંભીર્ય વિશેષ જણાય છે, અને પંચમસંવાદી જોડી વર્જ્ય કરવાથી થતા રાગ મધ્યમ સ્વભાવના ને કંઇક ચંચલ હોય છે.

(૩) વળી આ ઉપરથી ત્રીજો નિયમ એ જણાય છે કે, એક જ જોડી વર્જ્ય કરતાં બાકી રહેતા પાચ સ્વરોમાં, કોમલ તીવ્ર સ્વરોની જુદી જુદી યોજના કરી લેવાથી જુદા જુદા રાગ થાય છે; જેમકે, માલકૌંસ અને હિંડોલ; માલશ્રી અને તિલંગ.

(૪) વળી ચોથો નિયમ એ સમજાય છે કે સ્વરો તેના તેજ હોય, પણ તેમાં જુદા જુદા સ્વરને અંશ તરીકે રાખી, તેમાંના સ્વરોની મંદ, મધ્ય કે તાર સપ્તકમાં જુદી જુદી ગતિ રાખવાથી જુદા જુદા રાગ થાય છે. જેમકે, સારંગ અને મલાર, ભૂપ અને બીભાસ.

(૫) આ ઉપરથી પાંચમો નિયમ એ સમજાય છે કે, ઉપર પ્રમાણે સંવાદી સ્વરની જોડી વર્જ્ય કરવાથી બાકી રહેતા પાચ સ્વરોની જે માળા બને છે તે માળામાંના સ્વરો પરસ્પર વાદી સંવાદી અને અનુવાદીના નિયમે બનતા સ્વરચતુષ્કની મધુરમાલા રૂપે હોય છે. કેમકે સર્વે રાગોમાં स સ્વર આરંભક તરીકે તો કાયમ હોય છેજ, તે કંઈ વર્જ્ય તરીકે થઈ શકતો જ નથી. જેથી ઔડવ રાગોમાં બે સ્વરો વર્જ્ય તરીકે અને स પોતે સદા વિરાજમાન હોવાથી તે નથીજ એમ ઘડીભર ગણતાં કુલ ૩ સ્વરો બાદ તરીકે ગણીએ તો, બાકી જે ચાર સ્વરોનું ચોકડું રહે છે તે પરસ્પર સંવાદી અનુવાદીના પ્રમાણવાળું જ હોય છે.

(૬) આ ઉપરથી છઠ્ઠો નિયમ એ તારવી કઢાય છે કે, દરેક રાગના સ્વરોમાં અંશ કે વાદી સ્વર કોઈ એક ખાસ મુકરર કરેલો હોય છે, અને તેના જ ઉપર આખા રાગનો આધાર હોય છે. જેથી વાદી સ્વર જેટલી યોગ્યતાવાળો છે તેટલી જ યોગ્યતાવાળો તેનો સંવાદીસ્વર હોય છે. જેથી અંશસ્વરને જેટલા કાળ સુધી લબાવીને સ્થિર કરવામાં આવે,

## ૨. ષાડવ ( છ સ્વરના ) રાગ.

| અનુક્રમાંક | રાગ | ગ્રહ | અંશ(વાદી અને સંવાદી | ન્યાસ. | સામાન્ય સ્વર સ્વરૂપ રાગ સ્વરમાલા. | વિશેષ સ્વર સ્વરૂપ રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | શંકરા. | स | सं प | स | स रि ग प ध नि सं<br>म वर्ज. सर्व शुद्ध. | બિહાગ રાગનું અંગ મુખ્ય છે તાર सं થી હમેશાં ઉઠાવ થાય છે, ને સપ્તકનો ઉત્તરાર્ધ વિશેષ રોકાય છે सं नि प नि ध सं नि प ग स रि स એટલામાંજ એનું સ્વરૂપ છે | રાત્રે ૨ જા પ્રહર પછી | શૃંગાર, શાંત. શાંત ગંભીર પ્રકૃતિ. |
| ૧૧ | કૌશિક-કાનડો. | म | म ॅनि | स | स रि गॅ म धॅ नि सं<br>प वर्ज्य. गॅ ॅनि કોમલ. | કાનડાનો આ એક ભેદ છે, જેથી गॅ કોમલ ઉપર વારંવાર આવવું म ध નો લાગ લઈ ॅनि ઉપર જરા ઠરી म લઈ, सं ॅनि ध म गॅ रि स સ્વર લેવાથી એનું સ્વરૂપ સમજાય છે. કેટલાક આને બાગેસરી કહે છે, પણ તે ભૂલ છે. | રાત્રે બીજા પહોર પછી | વીર, શૃંગાર, શાંત ગંભીર પ્રકૃતિ. |
| ૧૨ | રાતની પુરિયા. | ग | ग ॅनि | स | स ॅरि ग मॅ धॅ नि सं<br>प वर्ज. ॅरि धॅ કોમલ, मॅ તીવ્ર. | મંદ્ર અને મધ્ય સપ્તકમાં વિશેષ સ્થિરતાથી આ રાગ વિસ્તરે જે કેટલાક ध શુદ્ધ પણ વાપરે છે, પણ તેથી મારવાની છાયા લાગે છે. મારવામાં મધ્ય અને તાર સપ્તકમાં ફરવાનું છે, અને ध શુદ્ધ છે એટલો આમાં ફેર છે. | સાંજે અથવા રાત્રે ૨ જો પહોર | શૃંગાર. ચંચલ પ્રકૃતિ. |
| ૧૩ | મારવા. | स | ध ॅरि | स | स ॅरि ग मॅ ध नि सं<br>प वर्ज. ॅरि કોમલ मॅ | બને ત્યાં સુધી આરોહમાં नि ઠમી લેવો ને અવરોહમાં વિશેષ લઈ ॅरि ઉપર આવવું. | દિવસે ૪ થો પહોર. | વીર, શૃંગાર. તીક્ષ્ણ ગંભીર પ્ર૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | સોહની. | ग | ग ध | ग | स ॑रि ग म ध नि सं<br>प વર્જ. ॑रि કોમલ. | સપ્તકનો ઉત્તરાર્ધ વિશેષ રોકાય છે. કોઈ વખતે म તીવ્ર સહેજ લગાડવામાં આવે છે, ध म ग લેવાથી રાગ ઓળખાય છે. सं ઉપર વિશેષ ઠરવું. धॅ કોમલ ઘણીવાર વપરાય છે, તેમ रि ને માટે પણ મતભેદ છે. પણ જો ॑रि કોમલ લેવાય તો ध પણ કોમલ લેવો જોઈએ એમ જો કોઈ કહેતો તે યોગ્ય છે, પરંતુ અત્રે વાદી સ્વર ग છે તો તેનો સંવાદી ध શુદ્ધજ છે, ને તેજ રાખવો એ ઉત્તમ પક્ષ છે. | રાત્રે ૩ જો પ્રહર. | શૃંગાર, કરૂણા. મધ્યમ પ્રકૃતિ. |
| ૧૫ | લલિત. | स | म नि | स | स ॑रि ग मॅ धॅ नि सं<br>प વર્જ. ॑रि धॅ કોમલ म બે. | मॅ થી धॅ નો લાગ વિશેષ લેવો. સપ્તકનો ઉત્તર ભાગ વિશેષ રોકાયલો રહે છે. म બે લેવાય છે, તો આરોહમાં તીવ્ર ને અવરોહમાં શુદ્ધ લેવો. | રાત્રે ૪ થા પહોરમાં. વસંતમાં હમેશાં | કરૂણ, શૃંગાર. મધ્યમ પ્રકૃતિ. |

## ષાડવ રાગની રચના વિષે સામાન્ય નિયમો.

(૮) ઔડવ રાગના સ્વરૂપ સંબંધે જે નિયમો આપણે જોયા તેજ નિયમો ષાડવ રાગોની સ્વરમાલામાં જણાઈ આવે છે.

(૯) ષાડવરાગની સ્વરમાળામાં જે સ્વરોને વર્જ્ય તરીકે સ્વીકાર્યા છે તે म કે प એ બે સ્વરો જ છે; એ ઘણું ધ્યાનમાં રાખવા જેવું છે. તેમાં પણ प વર્જ્ય રાગો ઘણા છે; ને म વર્જીત રાગ માત્ર એક શંકરા જ છે.

(૧૦) સાત સ્વરમાંથી प કે म એ બેમાંથી એકને બાદ કરીએ, અને स ની હયાતી નહી જેવી ગણીએ તો એ બે સ્વરોના વર્જ્યથી બાકી રહેતા સ્વરોનું જે પંચક બને છે તે પરસ્પર વાદી સંવાદીના તત્ત્વને મળતું જ હોય છે.

તોપણ એટલું તો ખરૂં કે, આ સ્વરપંચક, ઔડવ રાગમાંના સ્વરચતુષ્ક જેટલું મધુર હોતું નથી. આથી ઔડવરાગો વધારે મિષ્ટ છે અને તેની સરખામણીમાં ષાડવરાગો સેંકડે ૨૦ ટકા જેટલા ઓછા મિષ્ટ છે. વળી ષાડવરાગોનું સ્વરૂપ કંઇક સંકીર્ણ જેવું દેખાઈ આવે છે.

(૧૧) આખા સપ્તકમાં म અને प એ બે સ્વરો વધારે ગંભીર છે, ને તે ઉપરના ષાડવરાગોમાં વર્જ્ય તરીકે સ્વીકારાયા છે. જેથી તેમની ગેરહાજરીને લીધે ષાડવરાગો ઔડવના કરતાં ઓછા ગંભીર છે. કેમકે म प ના કરતાં रि ध નું ગાંભીર્ય ઓછું છે, ને ग नि નું તો તેથી પણ ઓછું છે. આ નિયમ ઉપરથી તેમ દરેક રાગમાં આવતા અંશ સ્વરો ઉપરથી દરેક રાગની પ્રકૃતિ-સ્વભાવ કેવો હોઈ શકે તે કોષ્ટકમાં આપવામાં આવ્યું છે.

(૧૨) આ રાગોની આલાપ કરવામાં પણ પૂર્વે જણાવેલ ૬, ૭ એ બે નિયમો પાળવામાં આવે છે.

# ૩. સંપૂર્ણ (સાત સ્વરના) રાગ.

| અનુક્રમાંક | રાગ | ગ્રહ | અંશ(વાદી)અને સંવાદી. | ન્યાસ. | સામાન્ય સ્વર સ્વરૂપ<br>રાગ સ્વરમાલા. | વિશેષ સ્વર સ્વરૂપ.<br>રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ અને પ્રકૃતિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | શંકરાભરણ. | स | म स | ग | स रि ग म प ध नि सं<br>સર્વે શુદ્ધ સ્વરો.<br>આમાનો ग તે પ્રાચીનકાળનો "અંતર ગાધાર" છે, ને नि તે પ્રાચીન સમયનો "કાકલિ નિષાદ" છે. | અગ્રેજીમા જેને નેચરલ સ્કેલ કે ડાયા ટોનિક સ્કેલ કહે છે તે આ છે, અને પ્રાચીન કાકલ્યંતર સ્વરની પ્રથમ મૂર્છનાની સ્વરમાળા તે આ. | સર્વે સમયે | વીર, અદ્ભુતાદિ સર્વાનુકુલ પ્રકૃતિ. |
| ૧૭ | કાફી. | स | प ग॒ रि | प | स रि ग॒ म प ध नि॒ सं<br>ग॒ नि॒ કોમલ. તેને જ પ્રાચીનકાલમાં શુદ્ધ ग नि કહેતા અને કર્નાટકમાં પણ તેજ નામ ચાલુ છે. | પ્રાચીન શુદ્ધ થાટનો જે મુખારીમેલ તે આ. રાગ તરીકે આમા કોઈ વખતે नि આરોહમાં શુદ્ધ લાગે છે. | ” | શૃંગાર. ચંચલ પ્રકૃતિ |
| ૧૮ | પીલુ. | पं | ग॒ ध॒ | स | स रि ग॒ म प ध॒ नि सं<br>ग॒ ध॒ કોમલ. | રાગ તરીકે મરજી પ્રમાણે ग ध શુદ્ધ સ્વરો આરોહમાં ક્વચિત્ લેવાય છે, ને रि॒ કોમલ અવરોહમાં લેવાય છે. મંદ્ર ને મધ્ય સપ્તકમાંજ વિશેષ ગતિ છે. नि કોમળ પણ કોઈ વખતે લાગે છે. | ” | શૃંગાર. કરૂણા. ચંચલ પ્ર૦ |
| ૧૯ | ઝીંઝોટી. | स | ग नि॒ | स नि॒ | स रि ग म प ध नि॒ सं<br>नि॒ કોમલ. | રાગ તરીકે આરોહમા नि શુદ્ધ ને અવરોહમાં કોમલ વપરાય છે. મંદ્ર મધ્ય સપ્તકમાં ગતિ. | સાંજે અથવા રાતનો ૧ લો પહોર | શૃંગાર. કરૂણાદિ. અતિચંચલ. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | રામગરી (સૂર્યકાંતા) | ग | ध ग | स | स ॅरि ग म प ध नि सं<br>ॅरि કોમલ. | રાગ તરીકે આ તરફ બહુ પ્રચલિત નથી. થાટ તરીકે પ્રો૦ મૌલાબક્ષે સ્વીકાર કર્યો છે, અને આ તરફના કેટલાક જુનાં સંગીતો આ રાગમાં જોવામાં આવે છે. | સૂર્ય ઉગ્યા પહેલા | શાંત, કરૂણ શાંત પ્ર૦ |
| ૨૧ | કાલંગડા | ग | म नि | म | स ॅरि ग म प धॅ नि सं<br>ॅरि धॅ કોમલ | ग म સ્વર વારંવાર વપરાય છે. ॅरि સ્વર અલ્પ છે | રાતે ૩ જો પહોર. | શૃંગાર. હાસ્ય. મધ્યમચંચલ પ્ર૦ |
| ૨૨ | ભૈરવી | स ग | धॅ गॅ | स | स ॅरि गॅ म प धॅ ॅनि सं<br>ॅरि गॅ धॅ ॅनि કોમલ | ખુબસુરતી તરીકે આરોહમા रि શુદ્ધ લાગે છે प થી તાર સપ્તકમા વિશેષ ગતિ છે. मॅ તીવ્ર પણ ક્વચિત લેવાય છે. | સ્હવાર. | કરૂણા વિપ્રલંભ-શૃંગાર. મધ્યમગંભીર પ્ર૦ |
| ૨૩ | સિંધભૈરવી | प | म ॅनि | स | स रि गॅ म, प धॅ ॅनि स<br>गॅ ध ॅनि કોમલ | સિંધમા વિશેષ ગવાય છે, ને તે સિંધીકાફીને નામે ઓળખાય છે મંદ્ર અને મધ્યસપ્તકમા વિશેષ ગતિ | દિવસે ૨ જો પહોર | " |
| ૨૪ | કલ્યાણ | ग | ग मॅ | स | स रि ग मॅ प ध नि सं<br>मॅ તીવ્ર, બાકી સર્વ શુદ્ધ. | સંધ્યાકાળથી માંડીને તે રાત્રિના ૧ લા પહોર સુધીનો આ મુખ્ય રાગ છે આની ગતિ દરેક સપ્તકમા અસ્ખલિત છે. | સાયંકાલ | વીર અદ્દભુત, શાંત. સાત્વિક શૃંગાર ગંભીર પ્ર૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૫ | દિવસની પૂર્યા. (પૂર્વી કલ્યાણ) | સ | પ | સ | સ ॑રિ ગ મ॑ પ ધ નિ સં<br>॑રિ કોમલ, મ॑ તીવ્ર | મધ્ય રાત્રિમાં જે પૂરિયા ગવાય છે તેમાં પ વર્જ્ય છે, તે આમાં છે. વળી ધ શુદ્ધ છે; તેને માટે મતભેદ છે, પરંતુ પ્રો૦ મોલબક્ષે તેનો થાટ તરીકે સ્વીકાર કર્યો છે, ને તે યોગ્ય છે. કેમકે મારવા વગેરે રાગો આ વર્ગમાં આવે છે. | દિવસનો ૪ થો પહોર. | વીર, અદ્દભુત, શૃંગાર. ગંભીર પ્ર૦ |
| ૨૬ | પૂર્વી (કામવર્ધની) | સ | ગ પ | ગ | સ ॑રિ ગ મ॑ પ ॑ધ નિ સ<br>॑રિ ॑ધ કોમલ, મ॑ તીવ્ર | ખુબસુરતીને માટે ઘણી વખતે મ શુદ્ધ લેવાય છે, ને તે ઉપરથી સાધારણ રીતે વિશેષ ઓળખાય છે. અવરોહમાં પ ઓછો લેવાય તેમ સારૂં કેટલાક ધ શુદ્ધ કહે છે, પણ પારજાતમાં કોમલ છે, ને તેજ યોગ્ય છે. | દિવસનો ૩ જો પહોર. | શૃંગાર. મધ્યમ પ્ર૦ |
| ૨૭ | તોડી. | ॑ધ | ॑ગ ॑ધ | ॑ગ | સ ॑રિ ॑ગ મ॑ પ ॑ધ નિ સં<br>॑રિ ॑ગ ॑ધ કોમલ, મ॑ તીવ્ર | તોડીના અનેક ભેદ પડી ગયા છે. સવારના ઘણાખરા રાગોમાં તીવ્ર મ નથી. ને આમાં છે તે ધ્યાનમા રાખવા જેવું છે કેટલાક ॑ધને અંશ ગણે છે, તો ॑ગને સંવાદી તરીકે ગણે એ સ્પષ્ટ છે. | સવારે ૨ જો પહોર. | ભક્તિ. વિપ્રલંભ૦ ગંભીર પ્રકૃતિ. |

## સંપૂર્ણ રાગની રચનાના નિયમો.

(૧૨) સાતે સ્વરોથી થતા, અને આરોહી અવરોહીમાં જેમની ઇચ્છાનુસાર ગતિ છે એવા **સંપૂર્ણ** રાગોનો આ વર્ગ ખાસ જુદી તરેહથી આપણું ધ્યાન ખેંચે છે, અને તે એ કે, સાત સ્વરો કાયમ રાખી, તેમાં જુદા જુદા સ્વરોને કોમલ તીવ્ર રાખી, જુદી જુદી સ્વરમાલાઓ (સ્કેલ) બનાવવામાં આવી છે, અને તે દરેક સ્વરમાલા અમુક પ્રકારની અસર કરી શકે છે.

(૧૩) અંગ્રેજી સંગીતમાં સર્વે શુદ્ધ ( નેચરલ ) સ્વરોની માલાનો જેમ **મેજરસ્કેલ** છે તેમ આપણામાં **શંકરાભરણથાટ** છે; અને આરોહ અવરોહ સ્વરોમાં અમુક કોમળ સ્વરોનો જેમ **માયનરસ્કેલ** છે તેમ આપણામાં તેને મળતો સિંધ **ભૈરવીનો** થાટ છે. પરંતુ તે

કરતાં તો ભેરવીનો થાટ શંકરાભરણના પ્રતિબિંબ રૂપ છે, ને તેજ ઉત્તમ રસપૂર્ણ છે.

(૧૪) આખી સ્વરમાળામાં જે સ્વરો કોમળ કે તીવ્ર રાખવામા આવે, ને તે જો પરસ્પર સંવાદી હોય તો, તેવા કોમલ તીવ્ર સ્વરો કાયમ રહેવાથી થતી સાત સ્વરની માલા વધારે મધુર બને છે. જેમકે કાફી (ग॑ नि॑ ), કાલંગડો ( रि॑ ध॑ ), પીલુ (ग॑ ध॑).
આ કારણથી આ ત્રણ રાગ વધારે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

(૧૫) બધા સંપૂર્ણ રાગોમાં તીવ્ર મધ્યમ જુદીજ રીતે આપણું ધ્યાન ખેંચી રહેલો છે. આખા સપ્તકમાં તીવ્ર સ્વર એક મધ્યમ જ છે. ૭ શુદ્ધ અને म તીવ્રના મેળથી કલ્યાણનો થાટ ઘણોજ રસપૂર્ણ અને ગંભીર બન્યો છે. વળી रि॑ ध॑ તથા ग॑ ध॑ કોમલ સ્વરોની જોડી સાથે म તીવ્રનો યોગ અતિશય કામવર્ધક થાય છે. रि॑ ध॑ અને म॑ ના યોગથી પૂર્વીનો થાટ અતિશય મોહક અને મૃદુ થયો છે અને रि ग ध એ ત્રણે કોમલ સાથે તીવ્ર म નો યોગ થવાથી બનેલો તોડીનો થાટ મોહકતા ને મૃદુતાની સીમા આવી રહ્યો છે તીવ્ર म ને દક્ષિણ દેશમા પ્રતિમધ્યમ કહે છે તે આ ઉપરથી સાર્થ જણાઈ આવશે.

(૧૬) આખા સપ્તકના પૂર્વ અને ઉત્તર એવા બે ભાગ પાડીશુ તો તેમા નવોજ ચમત્કાર જણાઈ આવશે તેમા स થી म સુધી પૂર્વ ભાગ અને प થી सं સુધીનો ઉત્તર ભાગ ગણાય છે. અને તે બને ભાગ નીચે પ્રમાણે એક બીજાના જોડીયા ( પ્રતિનિધિ ) તરીકે જણાઈ આવે છે જેમકે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| | પૂર્ણ સ્વર ( હોલ ટોન ) | પૂર્ણ સ્વર ( હોલ ટોન ) | અર્ધ સ્વર ( સેમી ટોન ) | | સપ્તકનો પૂર્વાર્ધ |
| स | —— रि —— | —— ग —— | —— म | | |
| | મહત્ અંતર. | મધ્યમ અં૦ | લઘુ અં૦ | | |
| | પૂર્ણ સ્વર | પૂર્ણ સ્વર | અર્ધ સ્વર | | સપ્તકનો ઉત્તરાર્ધ |
| प | —— ध —— | —— नि —— | —— सं | | |
| | મધ્યમ અંતર. | મહત્ અંતર | લઘુ અં૦ | | |

દરેક સ્વરના અંતરોની સમજુતી માટે પહેલા ભાગની કલમ ૨૨, પાઠ ૩ જો જુઓ.

આ ઉપરથી સમજી શકાશે કે પૂર્વાર્ધના સ્વરો વચ્ચે જે અંતર પ્રમાણ છે તેને જ મળતું પ્રમાણ ઉત્તરાર્ધના સ્વરો વચ્ચે છે. ઉપરના દરેક ભાગના છેલા ( गम, निसं ) સ્વરોની વચમા જે લઘુ અંતર કે અર્ધસ્વરનું મળતાપણું છે તે, સાતે સ્વરો અનુક્રમે લેવાથી જતું રહે છે ને જેમ स ની પાછળ नि સ્વર જેટલી જગા કાયમ રાખી રહેલો છે તેમ प ની પાછળ म સ્વર રહેલો નથી, જેથી म ને તીવ્ર ( કહો કે શાસ્ત્રીય રીતે તીવ્રતર ) કરીને જો આખી શુદ્ધ સ્વરમાળામા નાખીએ તો म॑ प અને निसं એ બે અર્ધનાદી ( સેમી ટોન ) સ્વર સમૂહોનો યોગ પરસ્પર સંવાદિત થવાથી કંઈ વિલક્ષણ જ મધુરતા આપે છે, ને તેથી જ કલ્યાણનો થાટ વધારે રસ પૂર્ણ થયો છે, પરંતુ તે થાટ જેટલોજ તોડીનો થાટ ધ્યાન ખેંચવા લાયક છે. એમા रि॑ ग॑ ध॑ કોમલ રાખીતેની સાથે म॑ તીવ્રનો યોગ કર્યો છે, જેથી મૃદુતાની સીમા આવી રહી છે.

स ॅरि गॅ मॅप धॅ निसं આ પ્રમાણે मॅप અને निसं ની યોજના તથા તે સાથે स ॅरि અર્ધનાદી સ્વરો મળી કુલ ૩ સંવાદી જોડીઓ તોડીના થાટમાં આવી રહેલી છે. હવે गॅ ॅनि કોમળ સાથે તીવ્ર मॅ ને યોગ શા શા કારણુ થતો નથી તે આ જ કારણુ ઉપરથી સમજી શકાશે.

(૧૭) આ બધાં કારણો ઉપરથી સમજી શકાશે કે, સંપૂર્ણ ગણાતા ઉપરના બારે થાટમાંથી નીચેના ૮ થાટ વધારે મધુર છે, અને તે એક બીજાના પ્રતિનિધિ રૂપ કે બિંબ પ્રતિબિંબ રૂપ છે.

(૧) શંકરાભરણુ. + म તીવ્રના યોગથી (૪) કલ્યાણુ

(૨) કાલંગડો + ,, (૫) પૂર્વી

(૩) ભૈરવી. नि શુદ્ધ + ,, (૬) તોડી.

આ ૭ થાટ અને તે ઉપરાંત (૭) કાફી ( गॅ ॅनि ) તથા (૮) પીલુ ( मॅ धॅ ) એ બે થાટ કે જેમાંના કોમલ સ્વરો પરસ્પર સંવાદી છે. એમ બધા મળી ૮ થાટ (સ્કેલ ) ને સુસ્વરિત ગણુવા જોઇએ.

(૧૮) આ વર્ગના બધા થાટના સ્વરોમાં યૂરોપિયન સ્કેલ (સ્વરમાલા) ની દૃષ્ટિથી એક ખાસ ચમત્કાર રહેલો છે. યૂરોપિયન સંગીતમાં બે પ્રકારના સ્કેલ છે. સ્કેલ એટલે ૮ સ્વરોને આરોહ અવરોહ ક્રમમા ગોઠવવા તે. તેમાં બધા શુદ્ધ સ્વરોને જે સ્કેલ છે તેને નેચરલ (સ્વાભાવિક) કે ડાયાટૅાનિક સ્કેલ કહે છે. હવે ટોન કે હોલનોટ (એટલે સ્વર) બે પ્રકારથી ગણાય છે. જે બે સ્વરો વચ્ચે મહદ કે મધ્યમ અંતર હોય તે ટોન એટલે પૂર્ણુસ્વર કહેવાય છે, ને જે સ્વરો વચ્ચે લઘુ અંતર હોય તે સેમીટોન કે હાફનોટ ( એટલે અર્ધસ્વર ) કહેવાય છે. જો આપણે ૭ શુદ્ધ અને પાંચે કોમલતીવ્ર મળી બધા બારે સ્વરો અનુક્રમે ગોઠવીએ તો તે દરેક સ્વરોની વચ્ચે લઘુ અંતર હોવાથી તેઓ સર્વે સેમીટોન (હાફનોટસ) સ્વરો થશે. આ અનુક્રમે બારે સ્વરોની માળા તે ક્રોમાટિક સ્કેલ કહેવાય છે. એ વિષે પાઠ ૪ મા વિસ્તારથી સમજાવેલું છે. હવે આ સ્કેલનો ઉપયોગ, તેમાં બધા અર્ધસ્વરો અનુક્રમે આવેલા હોવાથી થતો નથી. જેથી સર્વે શુદ્ધ સ્વરોની માળા કાયમ રાખવામાં આવે છે, અને તેમાં જરૂર પ્રમાણે કોમલતીવ્ર સ્વરોને ફેરફાર કરી શકાય છે. સર્વે શુદ્ધ સ્વરોની માળાને જે નેચરલ સ્કેલ ગણાય છે તે શંકરાભરણુ થાટને નામે આપણા સંગીતમાં ઓળખાય છે. તેમાં પાંચ ટોન (હોલનોટસ્) એટલે પૂર્ણાંતરિસ્વર અને બે સેમીટોન (હાફનોટસ્) એટલે અર્ધાંતરિત સ્વર આવે છે. તે ઉપરની ૧૬ મી કલમ ઉપરથી સમજી શકાશે.

(૧૯) સાતે સ્વરો કલમ ૧૬ માં જણાવેલી વ્યવસ્થાથી રહેલા છે. સર્વે શુદ્ધ સ્વરો સર્વે શુદ્ધ સ્વરો અનુક્રમે આવે તો અનુક્રમે આવે તો તેને મેજરસ્કેલ (મુખ્ય કે ચઢતા સ્વરોને સ્કેલ) કહે છે. આ સ્કેલમાં એક મહાનિયમ એ જેવામા આવ્યો કે "પાચ પૂર્ણ અંતરવાળા સ્વર અને બે અર્ધ અંતરવાળા સ્વર કાયમ રાખી ૮ સ્વરોની માળા કરવાથી

સ્કેલ બને છે." તો હવે આ નિયમ પ્રમાણે અર્ધ અંતરવાળી જગા, કોઈ પણ બે બે સ્વરો વચ્ચે રાખી કુલ બે અર્ધ સ્વરો રાખતાં, ને બાકીના પૂર્ણ અંતરવાળા પાંચ પૂર્ણસ્વરો રાખતાં, કેટલા સ્કેલ બની શકે તે વિચારવા જેવું છે. ને તે પ્રમાણે આ વર્ગના બધા થાટમાંથી એવા કેટલા થાટ બનેલા છે તે જોઈએ:—

શંકરાભરણમાં 'અર્ધ સ્વર' જે બે સ્વરો વચ્ચે રાખેલા છે તે અનુક્રમે **ગમ** અને **નિસં** એ બે જોડીઓ વચ્ચે છે. એ બે જોડીઓ પરસ્પર બિંબ પ્રતિબિંબ ન્યાયે છે, અથવા નાદ શાસ્ત્રની પરિભાષા પ્રમાણે પરસ્પર સંવાદી નિયમે રહેલી છે, જેથી આ ઉપરથી. એ પણ નિયમ ફલિત થાય છે કે ગમે તે બે અર્ધસ્વરો રાખીને આખો સ્કેલ બનાવવામાં આવે તો પણ તે બે સ્વરો સંવાદિત હોવાજ જોઈએ. ત્યારે હવે આ નિયમ પ્રમાણે બિંબ પ્રતિબિંબરૂપે કે સંવાદિરૂપે જોડીઓ લઈ તેમની વચ્ચે અર્ધ અંતર રાખી જુદી જુદી સ્વરમાલાઓ (સ્કેલો) બનાવીએ.

| અર્ધસ્વરવાળી સંવાદિત જોડીઓ. બિંબરૂપ | પ્રતિબિંબરૂપ | આ જોડીઓ વચ્ચે સેમીટાન રાખવાથી થતી સ્વરમાલા (સ્કેલ). | સ્વરમાળાને અપાયલું દેશી નામ. |
|---|---|---|---|
| ૧. સ રિ | પ ધ | સ રિ ગ મ પ ધ નિ સં | ભૈરવી. |
| ૨. રિ ગ | પ ધ | સ રિ ગ મ પ ધ નિ સં | સિંધ ભૈરવી. |
| ૩. રિ ગ | ધ નિ | સ રિ ગ મ પ ધ નિ સં | કાફી. |
| ૪. ગ મ | ધ નિ | સ રિ ગ મ પ ધ નિ સં | ઝીંઝોટી. |
| ૫. ગ મ | નિ સં | સ રિ ગ મ પ ધ નિ સં | શંકાભરણ (મેજર સ્કેલ) |
| ૬. મ પ | નિ સં | સ રિ ગ મ પ ધ નિ સં | કલ્યાણ. |
| ૭. પ ધ | નિ સં | સ રિ ગ મ પ ધ નિ સં | પીલુ. |

આમાંની સિંધ ભૈરવીની સ્વરમાલાને યુરોપિયન સંગીતમાં માયનર સ્કેલ કહે છે; પરંતુ તેમાં આરોહમાં **રિગ** અને **નિસ** વચ્ચે, ને અવરોહમાં **રિગ**, પધ વચ્ચે અર્ધસ્વર રાખે છે, કે જે કોઈ પણ નિયમ વગરનું છે. ને તેથી એ સ્કેલ કઢંગો થઈ ગયો છે.

(૨૦) આ ઉપરાંત યુરોપિયન સંગીત શાસ્ત્રકારોના ખ્યાલમાં જે વાત નથી આવી તે વાત સેંકડો વર્ષ પૂર્વે આર્યાવર્તના સંગીત શાસ્ત્રકારોના ખ્યાલમાં આવી છે, તે એ કે, બે બે સ્વરો વચ્ચે અર્ધસ્વર નાખીને જેમ સ્કેલ બનાવી શકાય છે તેમ ત્રણ ત્રણ અને ચાર ચાર સ્વરો વચ્ચે અર્ધસ્વર નાખતાં બહુજ રસપૂર્ણ સ્વરમાલાઓ બને છે. એમાં માત્ર

એટલો નિયમ ખરો કે, જે સ્વરની આગળ અર્ધસ્વર લાવવો હોય તે બધા સ્વરો પરસ્પર વાદિ, અનુવાદી તથા સંવાદિ હોવા જોઇએ. કેમકે, स, ग, प, नि અથવા, स, म, प, नि, અથવા स, ग, नि, કે स म नि. આ ચારમાંનો કોઈ પણ, સ્વરસમૂહ લઈ, તેની આગળ અર્ધ સ્વરો રાખવાથી નીચે પ્રમાણે સ્વરમાલાઓ બની શકે છે, અને તે વળી ઉપરના કરતાં વિશેષ મધુર બને છે. જેમકે—

| અર્ધ સ્વરવાળા સ્વરોની જોડીઓ. | આ જોડીઓની વચ્ચે સેમીટોન રાખવાથી થતી સ્વરમાલા. | સ્વરમાલાને અપાયલું દેશી નામ. |
|---|---|---|
| ૮ સ રિ, ગ મ, નિ સં | સ રિ ગ મ પ ધ નિ સં | રામગરી. |
| ૯ સ રિ, મ પ, નિ સં | „ ગ મ પ ધ નિ સં | દિનકીપૂર્યા |
| ૧૦ સ રિ, ગ મ, પ ધ, નિ સં | „ ગ મ પ ધ નિ સ | કાલંગડો. |
| ૧૧ સ રિ, મ પ, પ ધ, નિ સં | „ ગ મ પ ધ નિ સ | તોડી |
| ૧૨ „ „ | „ ગ મ પ ધ, નિ સ | પૂર્વી. |

આ મનોરંજક, રસપૂર્ણ અને ફલગર્ભ વિષય બરાબર સમજીને યુરોપિયન સંગીત ઉપર નવો પ્રકાશ નાખી, તેમના સંગીતની સુધારણા કરવા કોઈ વિદ્વાન પ્રયાસ કરે તો ફતેહ મેળવી શકે તેમ છે. આ રીતે જોતાં યુરોપિયન સંગીત ઘણુંજ પછાત છે એટલુંજ નહી પણ સ્કેલની પણ ગ્યના જ્યાં સંપૂર્ણરૂપમાં જાણવામા નથી ત્યા રાગરચનાની તો આશા ક્યાથી જ રાખી શકાય? યુરોપિયનો આ વિષય સમજીને તેનો ઉપયોગ પોતાના સંગીતમાં જ્યાં સુધી ન કરે ત્યાં અમારી દ્રષ્ટિએ તેમનુ સંગીત એ ખરૂ સંગીત નહી, પણ માત્ર બાલખેલ તરીકે જ ગણાશે.

# ૪. વક્ર સંપૂર્ણ રાગ.

## अ. ઔડવવક્ર ( = આરોહમાં પાંચ સ્વર અને અવરોહમાં સાતે સ્વર આવે તેવા ) રાગ.

| અનુક્રમાંક | રાગ. | ગ્રહ | અંશ(વાદી)અને સંવાદી. | ન્યાસ. | સામાન્ય સ્વર સ્વરૂપ રાગ સ્વરમાલાના આરોહ અવરોહ. | વિશેષ સ્વર સ્વરૂપ. રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ અને પ્રકૃતિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૮ | ભૈરવ. | ग | धॅ ˇरि | धॅ | स ० ग म प धॅ ० सं<br>सं नि धॅ प म ग ˇरि स<br>આરોહમાં रि नि વર્જ્ય ˇरि धॅ કોમલ. | કેટલાક नि ને વર્જ્ય માનતા નથી, પણ વ્યવહારમાં તો વર્જ્ય દેખાય છે ને તે યોગ્ય છે. કેમકે સવારના રાગોમાં ग नि બહુ વપરાતા નથી, પણ પૂર્વ રાત્રિમાં જ તે બહુ વપરાય છે. અવરોહમાં ˇरि કોમલ ઉપર ઠરવું. | પ્રાત કાળમાં | શાંત, ભયાનક, રૌદ્ર. વીર. અતિગંભીર પ્રકૃતિ. |
| ૨૯ | આસાવરી. | रि | धॅ गॅ | धॅ | स ˇरि ० म प धॅ ० सं<br>सं ˇनि धॅ प म गॅ ˇरि स<br>આરોહમા ग नि વર્જ્ય गॅ धॅ ˇनि કોમલ, रि બને | रि બંને લેવાનો રિવાજ છે, જો કોમળ લેવી હોય તો અવરોહમાં લેવી. रि म प ˇनि धॅ प એ એનું સ્વરૂપ છે. | દિવસે ૨ જો પ્રહર, શિશિર ઋતુ. | શાંત, કરુણ, શૃંગાર. ગંભીર પ્રકૃતિ. |
| ૩૦ | સોરઠ. | स | रि प | रि | स रि ० म प ० नि सं<br>सं ˇनि ध प म ग रि स<br>આરોહમા ग ध વર્જ્ય. અવરોહમાં ˇनि કોમલ. | म થી रि સુધીનો લાગ અને સારંગનું પ્રધાનપણું એજ આનું મુખ્ય સ્વરૂપ છે. આરોહે नि શુદ્ધ, ને અવરોહે ˇनि કોમલ. | દિવસે ૩ જો પહોર. | વીર, અદ્ભુત, ભયાનક. ગંભીર પ્રકૃતિ. |
| ૩૧ | દેસ. | स | रि ध | रि | ” | ध म रि એ સ્વરો વારંવાર લેવા અને સારંગની છાંયા ન આવે એજ આનું મુખ્ય રૂ૰ છે. नि આરો૰ ને ˇनि અવરોહમાં લેવો. | ” | શૃંગાર. વિયોગ. વિરહી, ગંભીર પ્ર૰ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | ધનાશ્રી. | ॅनि | गॅ घ | स | स ० गॅ म प ० ॅनी सं<br>सं ॅनि घ प म गॅ रि स<br>આરોહમા રિ ઘ વર્જ્ય ગૅ ॅનિ કોમલ. | ઘ પ ગૅ રી ॅનિ સ એ એનું ખાસ સ્વરૂપ છે કેટલાક ઘ કોમલ ને નિ શુદ્ધ ક્વચિત વાપરે છે પણ તે સર્વ રીતે ઠીક નથીજ મજેદારી તરીકે ઠીક છે | ” | વીર, શૃંગાર, ગંભીર પ્ર૦ |
| ૩૩ | મુલતાની. | ॅनि | प सं | प | सं ० गॅ मॅ प ० नि सं<br>स नि घॅ प मॅ गॅ ॅरि स<br>આરોહમા ॅરિ ઘૅ વર્જ્ય ॅરિ ગૅ ઘૅ કોમલ અને મૅ તીવ્ર | મૅ તીવ્ર અને પ અંશથી આ રાગ ધનાશ્રીથી જુદો પડે છે | દિવસે ૪ થા પહોરની શરૂઆતમા. | ” |
| ૩૪ | ભીમપ લાસી. | ॅनि | म ॅनि | स | स ० गॅ म प ० ॅनी सं<br>सं ॅनि घॅ प म गॅ रि सा<br>આરોહમાં રિ ઘૅ વર્જ્ય ગૅ ઘ ॅનિ કોમ૦ | ॅનિ ઘુ પ મ ગૅુ પ મુ । ॅનીુ સ મ ગૅ પ મુ પ ગૅ રિ સ એ એનું સ્વરૂપ છે. ॅનિ મ નો લાગ વિશેષ સારો લાગે છે. | ” | ” |
| ૩૫ | શ્રી. | ॅरि | ॅरि घॅ | ॅरि | स ॅरि ० मॅ प ० नि स<br>सं नि घॅ प मॅ ग ॅरि स<br>આરોહમાં ગ ધ વર્જ્ય ॅરિ ઘ કોમલ, મૅ તીવ્ર | ॅઘ ॅરિ, પ ॅરિ, ગ રિ, ॅરિ સા એ એનું ખાસ સ્વરૂપ છે વિલંબલયમા વિશેષ ગવાય છે. અવરોહમા પ સહેજ કમી લેવાયછે. | દિવસે ૪ થો પહોર | વીર, શૃંગાર ગંભીર પ્રકૃતિ. |
| ૩૬ | ભૂપાલી. | ग | ग घ | रि | स रि ग ० प घ ० स<br>स नि घ प मॅ ग रि स<br>આરોહમા મ નિ વર્જ્ય | અવરોહમા નિ થોડો લેવાય છે. મૅ તીવ્રથી કલ્યાણનો ભાસ થશે, ને તે યોગ્ય છે, કેમકે ભુપાલી કલ્યાણ એ નામથી ગવૈયાઓ ઓળખે છે. ઘુ પ મૅ પ ગ પ પ ગ રિ નિ રીુ એ એનું સ્વરૂપ છે | રાતે ૧ લો પ્ર૦ | શાંત. અદ્ભુત, શૃંગાર ગંભીર પ્ર૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૭ | બીહાગ | નિ | ગ નિ | સ નિ | સ ૦ ગ મ પ ૦ નિ સાં<br>સં નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમા રિ ધ વર્જ્ય મ બે છે. | મધ્યમ બે છે. જ્યા બે લેવા હોય ત્યા તીવ્ર મ લઇને પછી શુદ્ધ મ લઇ તે ઉપર ઠેરવુ. અવરોહમા રિ ધ અલ્પ કેટલાક માને છે | રાત ૨ જા પહોર. | શૃં..ર. ..ધ્ય. પ્ર૦ |
| ૩૮ | બીલાવલ | ગ | સ ધ | સ | સં રિ ગ ૦ પ ધ ૦ સં<br>સં નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમા મ નિ વર્જ્ય નિ બે છે. | તાર સં અને તેની આસપાસના સ્વરોમા વિશેષ ગતિ આને કેટલાક સ્હવારનો કલ્યાણ કહે છે. અવરોહમા ગ ઓછો લેવાય છે, ॅનિ કોમળ પણ કોઈ વખત અવરોહમાજ લેવાય છે. આના અનેક ભેદ પડેલા છે | રાત્રીને અંતે વસંત રૂતુમાં વિશેષ. | શૃંગાર. હાસ્ય. શાંત, પ્ર૦ |
| ૩૯ | કેદાર. | મ | મ ધ | સ | સ રિ ૦ મ ૨ ધ ૦ સં<br>સં નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમા ગ નિ વર્જ્ય, મ બે છે | આરોહમા મ તીવ્ર ને અવરોહમાં શુદ્ધ લેવાય છે. વળી ગ પણ આરોહ અવ બંનેમા ઓછોજ લેવો, તેમજ નિ પણ ઓછો લેવાય તેમ સારો આરોહમા રિ અલ્પ છે. | રાત્રે ૨ જો પહોર. | વીર. અદ્ભુત, શાંત. ભક્તિ. ગંભીર પ્ર૦ |
| ૪૦ | મલ્હાર. | ॅનિ | ॅનિ મ | સ | સ ૦ ગૅ મ ૦ ધ ॅનિ સાં<br>સં ॅનિ ધ પ મ ગૅ રિ સ<br>આરોહમા રિ પ વર્જ્ય ગ ॅનિ કોમળ. | આમાં નિ શુદ્ધ પણ લાગે છે ને તે અવરોહમાજ, હમેશા મ ધ સ્વરો વારવાર આવે છે, ને સ મ નો યોગ લેવાથી એનું સ્વરૂપ સમજાય છે અવરોહમાં ધ કમી લેવાય તેમ સારૂં સપ્તકના ઉત્તરાધમા વિશેષ ગતિ છે. | વસંત રૂતુમાં સદા. રાત્રે ૩ જો પહોર. | શૃંગાર. હાસ્ય. મધ્યમ ગભીર પ્રકૃતિ. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૧ | દેશી. | રિ | સ<br>મ | સ | સ રિ ० મ પ ० ॅનિ સં<br>સ ॅનિ ધૅ પ મ ગૅ રિ સ<br>આરોહમાં ગ ધ વર્જ્ય.<br>ગ ધ ॅનિ કોમલ | આમાં ગ ઉપર કંપ-મૂર્છના છે. રીં ॅનિં સ, રિ રિ મ પ ॅનિ પ મ પ રિ ગ રિ સ રિ ગ રી સ, રીં ॅનિ સા. મ મ મ પ ॅનિ પ નીં નીં રિં રિં સા એ એનું સ્વરૂપ છે જેથી આસાવરીને બિંદ્રાબની સારંગ બંનેનો થોડો થોડો ભાસ થાય છે. સપ્તકના પૂર્વાર્ધમાં સારંગ, ને ઉત્તરાર્ધમાં આસાવરીની છાયા લેવી | દિવસે ૨ જો પહોર.<br>બપોર થતાં પહેલાં. | શૃંગાર. અતિશય ચંચલ પ્રકૃતિ. |
| ૪૨ | ગૌડમલાર. | રિ | મ<br>રિ | ગ | સ રિ ० મ પ ધ ० સં<br>સ નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમાં ગ નિ વર્જ્ય.<br>સર્વ શુદ્ધ, | આરોહમાં ગ નિ નહી જેવા લાગે છે, તેમાં નિ તો લાગતો જ નથી. મ થી રિ સુધીનો લાગ વારંવાર લેવો. નિ ના વર્જ્યથી શુદ્ધ મલ્લારથી આ રાગ જુદો પડે છે. રિ ગ રિ મ ગ રિ નિં સ ગ મ રિ પ મ પ ધ સં ધ પ મ પ મ ગ એ એનું સ્વરૂપ છે. | વર્ષા ઋતુ. | વિયોગ શૃંગાર. ચિંતિત ભયાનક. મધ્યમ પ્રકૃતિ. |

## ઔડવવક્ર રાગની રચના વિષે સામાન્ય નિયમો.

(૨૦) ઔડવ અને સંપૂર્ણ રાગોનું મિશ્રણ થઇને ઔડવવક્ર રાગોનો વિસ્તાર એક મહાસાગરમાં આવતી પૂર્ણિમા કે અમાવાસ્યાની ભરતીની માફક વધી જાય છે અને ગાંભીર્ય, ચાંચલ્યાદિ ગતિઓ અને તેવા મનોભાવોનો તેમજ માધુર્યનો ઉભરો મળતો જઈ સૌંદર્યના વિવિધ સમિશ્ર ચમત્કારોને પ્રકટાવે છે.

(૨૧) આ વર્ગની આરોહીમાની અતિશય મધુર સુંદર અને ભાવપૂર્ણ સ્વરમાલાઓ વાદી સંવાદીના નિયમે જ રચાએલી જણાય છે. રિ પ, રિ ધ, ગ ધ, ગ નિ, મ નિ એ સંવાદી સ્વરોની જોડીઓ વર્જ્ય કરીને બાકી રહેતાં સ્વરોનાં ચોકડાં ઘણીજ મધુરતાને ઉત્પન્ન કરે છે તેમાં રિપ, ગધ, અને મનિ એ મધ્યમ સંવાદી જોડીઓ જેમાં વર્જ્ય છે એવા રાગ ૭ છે અને રિ ધ તથા ગ નિ એ પંચમ સંવાદી જોડીઓ જેમાં વર્જ્ય છે એવા રાગ ૭ છે. આમાથી મધ્યમ સંવાદી વર્જ્ય રાગોનું ગાંભીર્ય અને સૌંદર્ય, પંચમ સંવાદી વર્જ્ય રાગોના કરતાં જુદી જ તરેહનું છે અને તે ધ્યાન ખેંચવા લાયક છે એમા શક નથી. એટલે કે, બંનેનું સ્વરૂપ ચિત્તાકર્ષક પરંતુ જુદું જુદું છે. તે નીચેના વર્ગીકરણ ઉપરથી સમજી શકાશે.

| મધ્યમ સંવાદી સ્વરો વર્જીત રાગ. | પંચમ સંવાદી સ્વરો વર્જીત રાગ. |
|---|---|
| ૧ (ગ્ર) રિ-પ વર્જ્ય—બહાર | ૧ (ન) રિ-ધ વર્જ્ય-ભૈરવ, ધનાશ્રી, મુલતાની, ભીમપલાસી, ખીહાગ. |
| ૨ (ઘ) ગ-ધ ,, સોરઠ, દેસ, દેસી, શ્રી. | ૨ (ઘ) ગ-નિ ,, આસાવરી, કેદાર, ગૌડ-મલાર. |
| ૩ (ક મ નિ ,, ભૂપાલી, ખીલાવલ. | |

(૨૨) આરોહી સ્વરોમાં બે બે સ્વરોના વર્જનથી આ વર્ગના જેમ અનેક રાગ થયા છે તેમ તેટલા જ ઔડવરાગો પણ થઇ શકે. જો કે વ્યવહારમાં તો ફક્ત ૯ રાગો જ વપરાય છે; પરંતુ ઉપરની વ્યવસ્થા પ્રમાણે ઔડવ રાગો બીજા અનેક થઈ શકે તેમ છે.

(૨૩) આરોહીમાં જેમ ઔડવ રાગોનું મિશ્રણ થાય છે તેમ અવરોહીમાં સંપૂર્ણ રાગોનું મિશ્રણ થયુ છે. ને દરેક રાગના અવરોહ તપાસી જોતાં જણાઈ આવે છે કે, પૂર્વે જે ૮ થાટોને આપણે સુસ્વરિત માન્યા છે તેજ થાટો જુદા જુદા રાગોના અવરોહમાં આવેલા છે

(૨૪) ઔડવ, ષાડવ સંપૂર્ણ, વક્રસંપૂર્ણ અને સંકીર્ણ રાગોમાંના જે રાગમાં મ અને નિ એ બે સ્વરોમાંથી કોઇ પણ એક સ્વર, જો બે બે આવે તો તેને માટે એક મહાન નિયમ એ છે કે, આરોહમાં ચઢતો સ્વર લાગે અને અવરોહમાં ઉતરતો સ્વર લાગે છે જેમકે, મ બે આવતા હોય તો આરોહમાં તીવ્ર મ, ને અવરોહમાં શુદ્ધ મ લાગશે, અને જો નિ બે આવતા હોય તો આરોહમા શુદ્ધ નિ લાગશે અને અવરોહમા કોમલ નિ લાગશે. જેમકે, મં પ ગ ગ અને નિ સં ॅન ધ.

(૨૫ વળી એજ બે બે સ્વરો સાથે સાથે લેવાથી કઇ વિચિત્ર મૃદુતા આપે છે. જેમકે મ મં, મં મ, તેમજ ॅનિ નિ, નિ ॅનિ.

(૨૬) તમામ વક્રસંપૂર્ણ અને સંકીર્ણ રાગોને માટે એક મહાન નિયમ એ છે કે, જે સ્વર આરોહમા વર્જ્ય હોય ને તે સ્વર રાગની આલાપમાં જો લીધો હોય તો, ત્યાંથી આગળ વધી આરોહ નહી કરતા તુરતજ પાછા ફરી અવરોહ કરી દેવો જેમ કે, સોરઠ ને દેસમા આરોહમા ગ તથા ધ નથી આવતા, અને તે સ્વરો પૈકી જો ગ ને આરોહીમા સ રિ ગ આ પ્રમાણે લીધો હોય તો ત્યાંથી મ પ ધ એમ આગળ નહીં વધતાં તુરત પાછા ફરી રી સ એમ ઉતરી આવવુ. તેમજ જો ધ સ્વરને આરોહીમાં રિ મ પ ધ એ પ્રમાણે લેવામાં આવે તો ત્યાંથી પાછા ફરી મ ગ રી એમ આવી જવું.

ઉત્તમ ગવૈયાઓ આ નિયમ એટલો મજબુત પણે પાળે છે કે તે ઉપરથી, ગાનાર રાગને શાસ્ત્રીય રીતે ગાય છે કે નહી તેની પરીક્ષા તુરત કરી લે છે. વળી નાદશાસ્ત્રની રીતીએ આ નિયમની સત્યતા અને મહત્તા સમજી શકાય તેમ છે. કેમકે આરોહી કે અવરોહીમાં જે સ્વરમાળા, જે ગાનના પ્રમાણથી રાખી હોય તે પ્રમાણ જાળવી રાખીને તે પ્રમાણે રાગનો વિસ્તાર કરાય તોજ રાગનું શુદ્ધત્વ રહી શકે છે; ને જે પ્રકારની મધુરતા સ્વરમાળામાં રાખવામા આવે છે તેજ પ્રકારની મધુરતા અવિચ્છિન્નપણે આજ નિયમ પ્રમાણે આલાપમા વિસ્તરી કાયમ રહી શકે છે.

# ૫. વક્ર સંપૂર્ણ રાગ.

व षाडवषक्र. ( આરોહમાં ૭ અને અવરોહમાં સાત સ્વર આવે તેવા ) રાગ.

| અનુક્રમાંક | રાગ | ગ્રહ | અંશ(વાદી)અને સંવાદી | ન્યાસ | સામાન્ય સ્વર સ્વરૂપ રાગ સ્વરમાલાના આરોહ અવરોહ. | વિશેષ સ્વર સ્વરૂપ રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ અને પ્રકૃતિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | યમન-કલ્યાણ. | ग | ग ध | ग | स ।र ग म प ध ० स<br>स नि ध प म॑ ग रि स<br>આરોહમાં नि (લગભગ) વર્જ્ય | અવરોહમાં म શુદ્ધ લાગે છે તે ઉપરથી આ રાગ કલ્યાણથી જુદો પડે છે म શુદ્ધ અવરોહમાં લેવો જેમકે प म॑ ग म ग रि स આરોહમાં नि એટલો કમી લેવાય છે કે, તે નથી લેવાતો એમ કહીએ તો ચાલે | રાતે ૧ લો પહોર | વીર, અદ્ભુત, શાંત ગંભીર પ્રકૃતિ |
| ૪૪ | ખમાચ. | ग | ग ध | ध | स ० ग म प ध नी सं<br>सं नि ध प म ग रि स<br>આરોહમાં रि વર્જ્ય આરોહમાં नि શુદ્ધ, અવરોહમાં नि કોમળ | કેટલાક આરોહમાં प ને બહુજ ઓછો લે છે, ને તેથી સારું લાગે છે. અવરોહમાં પણ प ન લેવા વિષે કેટલાક કહે છે પારિજાતમાં प વર્જ્ય કહેલ છે, તે ઉપરની વાતને મળતું આવે છે; ને તેમાંજ અવરોહમાં रि વર્જ્ય કહેલ છે. | રાત્રિએ ૨ જો પહોર અથવા સર્વદા. | શૃંગાર. મધ્ય ગંભીર પ્ર૦ |
| ૪૫ | હમીર. | ग | ध रि | ध | स रि ग म ० ध नि सं<br>सं नि ध प म ग रि स<br>આરોહમાં प વર્જ્ય म બે | અવરોહમાં नि ग કમી લેવાનું કેટલાક કહે છે, ને તેથી સારું લાગે છે म બે લેવાય છે ને તેમ લેવા હોય તો આરોહમાં તીવ્ર ને અવરોહમાં શુદ્ધ લેવો કલ્યાણ તથા કેદારની છાયા નજરે આવે છે | રાત્રે ૧ લા પહોર પછી | વીર, અદ્ભુત. ગંભીર પ્ર૦ |
| ૪૬ | કામોદ. | ग | प रि | प | स रि ग म प ध ० सं<br>सं नि ध प म ग रि स<br>આરોહમાં नि વર્જ્ય, म બે. | કેટલાક અવરોહમાં ग ને વર્જ્ય માને છે, પણ ઓછો લેવાય તેમ સારૂં. रि प વારંવાર લેવાથી સ્વરૂપ સારૂં લાગે છે म બે લેવાય છે, ને તે આરોહમાં તીવ્ર તથા અવરોહે શુદ્ધ લેવો | રાત્રે ૧ લો પહોર. હેમંત ઋતુ | શૃંગાર. વિપ્રલંભ. મધ્યમ ગંભીર પ્ર૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૭ | બાહ. | સ | નિ ગ | સ | સ ૦ ગ મ પ ધ નિ સં<br>સં નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમાં નિ વર્જ્ય | નિ ઉપર કંપ ઉત્પન્ન કરવો. મ ને ઘણો લેવો. કોઇક વખતે નિ કોમલ પણ લાગે છે | રાતનો ૨ જો પ્રહર.કોઇપણ વખતે. | કરૂણા. શૃંગાર, ચંચલ પ્રકૃતિ. |
| ૪૮ | વસંત. | મં | સં | સ | સ રિ ગ મં ० धं નિ સ<br>સં નિ धं પ મં ગ રિ સ<br>આરોહમાં પ વર્જ્ય<br>રિ ધ કોમલ, મ બે, | આરોહમાં મં ધ નો અને અવરોહમાં મં ગ નો લાગ સારો છે. મ બે લેવાય છે તો તેથી પરજની છાયા લાગે છે, જેથી નિ અને ત્યાં સુધી ઓછો લેવો. વિલંબલયમાં ગાઈ ગાંભીર્ય કાયમ રાખવું એજ એનું મુખ્ય સ્વરૂપ છે. | વસંત રૂતુમાં ને હેમંતમાં. પણ રાત્રિના ૪ થા પ્રહરમાં | શૃંગાર, વિપ્રલંભ ગંભીર પ્રકૃતિ. |
| ૪૯ | પરજ. | ग | સં | સ | ન રિ ગ મં ० धं નિ સં<br>ન નિ ધ પ મ ગ રિ સ<br>આરોહમાં પ વર્જ્ય.<br>રિ ધ કોમલ મ બે. | આરોહમાં રિ પણ ઓછો લેવાય છે. મ શુદ્ધ આરોહમાં, ને અવરોહમાં તીવ્ર. વસંતની છાયા ન આવે માટે બહુ સંભાળવું. મધ્ય અને દ્રુત ગતિથી ગવાય તો વસંત જણાશે નહી. | રાત્રે ૪ થો પ્રહર. | શૃંગાર કરૂણ, ચંચલ પ્રકૃતિ. |

## ષાડવવક્ર રાગોની રચના વિષે સામાન્ય નિયમો.

(૨૭) આ રાગોનો વર્ગ વિશેષ શૃંગારી જણાય છે અને તેમાં આરોહમા એક એક સ્વર વર્જ્ય કરેલો છે; પાડવરાગની સ્વરમાલાનું તત્વ પણ સમાએલુ જણાય છે. વળી અવરોહમાંની બધી સ્વરમાલાઓ સંપૂર્ણ રાગોના થાટ માફેલી આવેલી છે. તે ઉપરાંત મ અને નિ સ્વરો બે બે લાગેલા છે; તેથી મધુરતાનું કંઇ અવનવું જ ભાન કરાવે છે.

આ રાગોની સ્વરમાલાના ચઢ ઉતર પ્રવાહો બહુ ખુબીથી ગોઠવાએલા છે, ને તેથી એ પ્રવાહો સાધારણતઃ ચંચળ અને સહેજ ગંભીર બનેલા છે.

(૨૮) આરોહમાં જે સ્વર વર્જ્ય હોય તે સ્વર જો આલાપમાં લેવામાં આવે તો ત્યાંથી અવરોહ કરી દેવો, એ મહા નિયમ ઔડવ વક્ર રાગોની પેઠે આમાં પણ અવસ્ય પાળવો જોઇએ. તે ઉપરાંત આલાપમાં અંશ (ગ્રહ), સંવાદી વગેરે સ્વરો નિયમ ૬, ૭ માં બતાવ્યા પ્રમાણે લેવા જોઇએ.

(૨૮) સંપૂર્ણ રાગોનો વર્ગ બાદ કરતા આ બીજા રાગોના વર્ગના સબંધમા પ્રાચીન કાળમા એવો નિયમ પ્રચલિત હોવા વિષે જણાય છે કે, "જે સ્વર વર્જ્ય હોય તે સ્વર જો ગાયનવાદનમા દ્રુતકાળથી તાનપલટામા અવરોહમા લીધો હોય તો ખરાબ લાગતો નથી, તેમજ ષાડવ કે ઔડવ રાગોમા પણ જે સ્વર વર્જ્ય હોય તે જો ઝડપથી અવરોહમા લેવામા આવે તો ચાલશે, તેથી કંઈ મધુરતાનો નાશ થતો નથી " એવું સ્પષ્ટપણે રાગ વિબોધના ૪ થા વિવેકના ૪૭ મા શ્લોકમા જણાવેલું છે અને તે વિચારવા જેવું છે હાલ આખા હિંદુસ્થાનમા ઉત્તમ તેમ મધ્યમ ગાયકવર્ગ જે રાગો ગાય છે તે આ પ્રમાણે ગાતો જ નથી તે તો જે સ્વર વર્જ્ય હોય તે સ્વર અવરોહમા લેતો જ નથી, ને લે તો રાગ ભ્રષ્ટ થયા વિષે કબુલ કરે છે વળી જે સ્વરમાલા અમુક સંવાદિત સ્વરોથી નિશ્ચિત કરી હોય તેજ સ્વરૂપમા કાયમ રાખીને, એમ થી વિસ્તૃત કરાતી સ્વ સૃષ્ટિમા જે પ્રકારની શુદ્ધતા ખાસ કરીને જળવાય છે, તેવી શુદ્ધતા આ પ્રાચીન નિયમથી નહીંજ જળવાય આ બાબત એટલી બધી સ્પષ્ટ છે કે, તે વિષે વિસ્તાર કરવાની જરૂર નથી પ્રાચીનકાળમા વર્જ્ય સ્વર દ્રુતગતિમા અવરોહમા લેવાતો હશે તો તે વખતની ઓછી કુશળતા અથવા તો વક્રસંપૂર્ણ રાગોની પ્રાથમિક અવસ્થા સૂચવાય છે વળી ઔડવ, ષાડવ રાગોમા પણ જ્યારે વર્જ્ય સ્વર લેવાથી ચાલી શકતું હતુ ત્યારે તો એ ઉપરથી તે વખતનુ રાગ વિષયક જ્ઞાન સંપૂર્ણ અવસ્થામા આવ્યું નહોતુ એમજ કહેવુ પડશે

---

રાગવિબોધ, વિવેક ૪. શ્લોક ૪૭ ની ટીકા આ પ્રમાણે છે

त्याज्यस्वरस्यापि अवरोहे वादनं रक्तिघ्नं न भवतीत्याह । इह षाडवेषु औडवेषु वा रागेषु अवरोहे द्रुतगीतः स्वरयागीतो वादितो वा वर्ज्यस्वरः रक्तिहनो न भवेदिति शेषः ॥

# ૬. સંકીર્ણ ( મિશ્ર ) રાગ.

( આરોહ અવરોહમાં જુદા જુદા નિયમે આવતા સ્વરોવાળા રાગ )

| અનુક્રમાંક. | રાગ. | ગ્રહ | અંશ(વાદી,અને સંવાદી. | ન્યાસ | સામાન્ય સ્વર સ્વરૂપ. રાગ સ્વરૂપ દર્શક સ્વર સમૂહ. | વિશેષ સ્વર સ્વરૂપ. રાગ રચનાનો વિશેષ વિચાર. | સમય. | રસ અને પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫૦ | ગૌંડ- સારંગ. | નિ | ગ નિ | स | नि स ग रि म ग प ध म प म ग ग म रि म ग प रि सा स स સર્વ શુદ્ધ म એ. | અતિશય સંકીર્ણ રાગ છે. બિહાગની છાયા ઘણી આવે છે. અવરોહમા ग પ્રધાન ને આરોહમા नि પ્રધાન અવરોહમાંજ બધુ સ્વરૂપ સ્પષ્ટ થાય છે કેદાર તથા નટની સહેજ છાયા લાગે છે, મધ્યથી મંદ્ર સુધી વિશેષ ગતિ | દિવસે ૨ જો પહોર. | શૃગાર. વીર. મધ્યમ પ્રકૃતિ. |
| ૫૧ | તિલક- કામોદ. | प | स प | नि | स रि ० म प ० नी स स ॅनि ध प म ग ० स આરોહમા ग ध વર્જ્ય અવરોહમા ग , અથવા કમી. नि બંને | સોરઠ–દેસનું અંગ વિશેષ અવરોહમાં જ પોતાનું સ્વરૂપ બતાવે છે. प नि म रि ग स रि म प ध म ग स रि ग स नि એ એવું સ્વરૂપ છે. મધ્ય અને મદ્રમા વિશેષ ગતિ | રાત્રે ૨ જો પહોર. | શૃંગાર. વિયોગ, કરૂણા. મધ્યમ- પ્રકૃતિ |
| ૫૨ | છાયાનટ. | म | प रि | स અ० रि | स रि ग म ० ॅनि ध प प री ग म प ग म रि सा આરોહમા ध વર્જ્ય તેમજ प ध કમી લેવા ને અવરોહમાં प મુખ્ય તથા ॅनि કોમળ, ग વર્જ. વિશેષે કરીને મધ્ય અને મંદ્રમા ગતિ. | આ રાગ પણ અવરોહમા પોતાનું સ્વરૂપ વધારે બતાવે છે. કોઈક વખત આરોહમાં मॅ તીવ્ર લેવાય છે પારિજાતના મત પ્રમાણે અવરોહમા ग વર્જ્ય કરવાથી તથા આરોહમાં नि કમી લેવાથી સ્વરૂપ સારૂં દેખાય છે. ગૌડ હમીર, નટ, અલૈયાની છાયાઓ લાગે છે. | રાત્રિએ ૨ જા પ્રહોરમાં | શૃગાર, વીર. અદ્ભુત. મધ્યમ- ગંભીર પ્ર० |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫૩ | પહાડી | ગ | ધં રિ | સ | સ રિ ગ ૦ પ ધ ૦ સં સ નિ ધ પ ગ રી સ રિ સ નિં ધ સ, ગ મ ગ રિ સ ગ રી, સ રિ સ નિં ધ પં ધં સ. આરોહમાં મ નિ વર્જ. | આરોહમાં રિ થોડો, ને અવરોહમાં મ પણ થોડો તથા રિ મુખ્ય. મંદ્ર ધ નું પ્રાધાન્ય. ભુપાલીનો થોડો ભાગ લાગે છે. કેટલાક મ બે છે લે | સર્વ સમયે. | વીર, અદ્ભુત, કરૂણ, ચંચલ પ્ર૦ |
| ૫૪ | જયજયવંતી. | રિ | રિ ધ | રિ | સમકનું પૂર્વાંગ. રીં ગ મ પ મ ગ રી ગ રિ સ નિં ધં નિં સ સમકનું ઉત્તરાંગ — મ ધ નિ સં રિં નિ સં રિં ગં રિં સં નિ ધ નિ સં સં નિ ધ પ મ રીં ગ સ રી. ગ બે, નિ બે આરોહમાં પ વર્જ. | સમકના પૂર્વાર્ધના અવરોહમાં ગ કોમલ, મધ્ય અને મંદ્રમાં ગતિ અને સોરઠ દેસનું અંગ વિશેષ છે. પણ આરોહમાં ગ હોવાથી તે દોષ નડતો નથી. આરોહમાં ગ નિ શુદ્ધ, ને અવરોહે કોમલ લાગે છે. | રાત્રિએ ૨ જા પહોરમાં, ને દિવસે ૩ જા પહોરમાં. | કરૂણ. સંભોગ શૃંગાર. મધ્યમ ગંભીર પ્ર૦ |
| ૫૫ | લચ્છાસાખ. | સ | મ સ અથવા ધ ગ | મ | સ ૦ ગ મ ૦ ધ નિ સં સં નિ ધ પ મ ગ રિ સ આરોહમાં રિ પ વર્જ્ય. જો પ લેવાય તો ધ વર્જ્ય મ ધ સ્વરોની જોડ. | આ રાગ પણ અતિ સંકીર્ણ છે. સા ગ ગ મ મ મ મ પ પ મ ગ મ ધ ધ નિ ધ પ મ મ ગ રિ ગ મ પ મ ગ રિ સા સ પ પ મ પ મ સા ગ ગ ગ મ એ તેમજ ગ મ પ નિ નિ માં સાં સં ગ મ પ મ ગ રિ સા સ પ પ મ પ પ સા ગ ગ મ એ એનું સ્વરૂપ છે. | પ્રાતઃકાળમાં અથવા રાત્રિએ ૧ લા પ્રહરમાં. | શૃંગાર, વીર, અદ્ભુત. મધ્યચંચલ પ્રકૃતિ. |
| ૫૬ | દરબારી કાનડો. | સ | ગ નિ અ૦ ધ | સ | સ રી પ ગ રી સા નિં સ રિ નિં ધ નિ પં મ પ નિં પ સ એ એનું સ્વરૂપ છે. | આરોહમાં ગ ઓછો. નિ પ સ્વર વારંવાર. ગ ઉપર કંપ. મંદ્ર મ થી મધ્ય પ સુધી વિશેષ ગતિ. અવરોહમાં ધ વર્જ. વિલંબ લયથી ગવાય છે. કાનડાના અનેક ભેદ છે અને તે સારંગ, મેઘ તથા કાફીના ઓછા વધતા મિશ્રણથી પડેલા છે. | રાત્રિએ ૨ જો પહોર | વીર, અદ્ભુત. ગંભીર પ્રકૃતિ. |

# સંકીર્ણ રાગની રચના વિષે સામાન્ય નિયમો.

(૩૦) અત્યાર સુધીના બધા રાગના વર્ગોથી ભિન્ન પડતો વર્ગ આ રાગોનો છે. આ-માંના ઘણાખરા રાગો મંદ્ર અને મધ્યમાં જ ગતિ કરતા જણાય છે. તારસપ્તકમાં વિશેષ ગતિ જણાતી નથી, ને સહેજ સહેજમાં વક્રતા ધારણ કરી અવરોહપ્રવાહી થાય છે. આથી મધ્યસપ્તકનો પૂર્વાર્ધ જ રાગની સ્વરૂપ રચનામાં વિશેષ રોકાયલો રહે છે, ને ત્યાંથી વારંવાર અવરોહ થઈ, મંદ્રમાં જઈ, તે બંનેની દરમીઆનમાં જ રાગનું સ્વરૂપ સ્પષ્ટ થતું જાય છે.

(૩૧) **મ** બે ( શુદ્ધ અને તીવ્ર ) તથા **નિ** બે ( કોમલ અને શુદ્ધ ) પૂર્વે જણાવેલા નિયમ પ્રમાણે જ લાગે છે.

(૩૨) ઔડવવક્ર અને ષાડવવક્ર રાગોમાં " આરોહમાં જે સ્વર વર્જ્ય હોય તે જો લેવાય તો ત્યાંથી પાછા ફરી તુરત અવરોહ કરવો " એ મહાનિયમ અવશ્ય પાળવા વિષે જે કહ્યું છે તેમ અહિં પણ એ નિયમ પાળવોજ જોઇએ. હવે એ નિયમ જેમ આરોહમાં પાળવો જ જોઇએ તેમ અવરોહમાં પણ પાળવો જ જોઇએ. એટલે કે, " અવરોહમાં જે સ્વર વર્જ્ય હોય, તે સ્વર જો અવરોહમાં લીધો હોય તો એજ નિયમે ત્યાથી તુરત આરોહ કરી દેવો. " કેમકે આ બધા રાગોનું સ્વરૂપ અવરોહમાં જ સ્પષ્ટ થાય છે, જેથી આ નિયમ બહુજ સંભાળી ગખવાની જરૂર છે. જેમકે તિલક કામોદમાં અવરોહમાં **રિ** સ્વર વર્જ્ય છે, ને તે સ્વર **મ ગ રિ** એમ અવરોહમાં લીધો હોય તો ત્યાંથી તુરત **મ ગ રિ ગ સા રિ ગ સા નીં** આ પ્રમાણે આરોહ કરી દેવો.

(૩૩) આમાંના દરેક રાગનું સ્વરૂપ અમુક પ્રકાર કે જાતના સ્વરસમૂહ ઉપર રહેલું છે, ને તે સ્વરૂપ સંભાળી તેના ધોરણે આગળ પાછળના સ્વરો લઇને રાગનું કુલ એકંદર સ્વરૂપ જાળવી રાખવુ પડે છે. ને તે સારી રીતે સાધી શકાય એટલા સારૂ ઉપરનો નિયમ સારી રીતે પાળવો પડે છે.

# પાઠ ૨૨ મો.

## સંગીતનું કલાવિધાન.

### ( રાગાલાપ અને રૂપકાલાપ વિષેના નિયમો. )

(૩૪) રાગનો આલાપ કેવી રીતે કરવો એ વિષે સંગીતરત્નાકરાદિ ગ્રંથોમાં બહુજ સારી પદ્ધતિઓ આપેલી છે, તેમાં સામાન્ય પદ્ધતિ આ પ્રમાણે છે.

ग्रहांशमंद्र ताराणां न्यासापन्यासयोस्तथा ।
अल्पत्वस्य बहुत्वस्य षाडवौडुवयोरपि ॥
अभिव्यक्तिर्यत्र दृष्टा स रागालाप उच्यते ॥

અર્થ ગ્રહ, અંશ મંદ્ર સપ્તકના સ્વર, તાર સપ્તકના સ્વર, ન્યાસ અને અપન્યાસ સ્વર, અલ્પસ્વર, બહુ વપરાતા સ્વર ષાડવ, ઔડવ અને સંપૂર્ણ એ બધા સ્વરો જેમાં (રાગમાં) સ્પષ્ટ રીતે બતાવવામાં આવે તેને રાગનો **આલાપ** કહે છે.

કોઈ પણ રાગ લઈ, તેના આરોહ અવરોહના જે સ્વરો હોય તે ધ્યાનમાં રાખવા. પછી તેમાનો જે સ્વર ગ્રહ તરીકે કહ્યો હોય તે સ્વરથી શરૂઆત કરી અંશ સ્વર ઉપર આવવું, ને પછી કલમ ૬, ૭ માં જણાવ્યા પ્રમાણે અંશને વાદી તરીકે ગણી, તેના સંવાદી તથા અનુવાદી સ્વરો કયા થાય છે તે જોઈ લઈ, અને પછી તે ક્રમ પ્રમાણે એક એક સ્વર લઈ રાગના સ્વરોનો વિસ્તાર કે ફેલાવ કરવો તે **રાગાલાપ** કહેવાય છે. ઉપરના શ્લોકમાં એજ કહ્યું છે; તેમાં આપેલા કેટલાક સ્વરો વિષે નીચે પ્રમાણે સમજુતી સમજી લેવી.

(અ) જો રાગની ગતિ મંદ્રસપ્તકના સ્વરોમાં વિશેષ હોય તો મંદ્રસ્વરો સ્પષ્ટપણે બતાવવા.

(બ) જો રાગની ગતિ તારસપ્તકના સ્વરોમાં વિશેષ હોય તો તારસ્વરો સ્પષ્ટતાથી બતાવવા.

(ક) રાગના આરોહ કે અવરોહમાં જે સ્વરો આવે છે તેમાંથી જે સ્વરો **અલ્પ** ( ઓછા ) સેવાય છે, એવા જે જે રાગ હોય તેવા રાગોમાં તે અલ્પ સ્વરોનું અલ્પપણું આલાપમાં વારંવાર બતાવવું તેને **અલ્પત્વ** કહે છે.

(ખ) રાગમાં જેટલા સ્વર આવતા હોય તેમાંના અમુક સ્વરો આલાપમાં વારંવાર સેવામાં આવે છે, તેવા સ્વરોને **બહુત્વ** કહે છે.

(ઈ) આમાં **અપન્યાસ** એ શબ્દ આવેલો છે, તેનો અર્થ ન્યાસને મળતો જ છે. ન્યાસ એટલે ગીત કે આલાપનો અંત જે સ્વર ઉપર કરવામાં આવે છે તે સ્વર છે; તેમ ગીત કે આલાપના અસ્તાઇ, અંતરા, આભોગ એ દરેક ભાગોની સમાપ્તિ જે જે સ્વર ઉપર કરવામાં આવે છે તે તે સ્વરનાં અપન્યાસ, સન્યાસ, વિન્યાસ એવાં નામો છે. આનો ચોક્કસ નિયમ હવે ગાયક વર્ગમાં બરાબર પળાતો નથી.

## આલાપ કરવાનાં ચાર સ્થાન.

(૩૫) રાગનો જીવરૂપ જે સ્વર, અથવા રાગના ભાગ (અંશ) રૂપ જે સ્વર, અથવા રાગ જેના ઉપર આધાર રાખીને રહે છે તેવા સ્થિર સ્વરને સ્થાયી કહે છે એ સ્વરને પૂર્વ જણાવેલી કલમ ૬–૭ પ્રમાણે લેવાય ખરો, પરંતુ રાગની ગતિ સરખી રીતે ત્રણે સપ્તકમા વિસ્તારવાની હોય છે જેથી આલાપમા એ ગતિ ધીમે ધીમે વધારતાં વધારતા દરેક સપ્તકમા કેવી રીતે ચાલવા જવુ તેને માટે પ્રાચીન ગ્રંથકર્ત્તાઓએ ચાર સ્થાન જણાવેલા છે, તે આ પ્રમાણે,—

(અ) સ્થાયી (અંશ) સ્વરથી તે દ્વ્યર્ધ સ્વરની નીચેના સ્વરોને ચલાવી પાછો સ્થાયી સ્વરમા ન્યાસ કરવો, એટલે કે આવી મળવુ તે **પ્રથમ સ્વરસ્થાન** કહેવાય છે

એને માટે એક દાખલો લઇએ સ્થાયી સ્વર જો म હોય તો, ત્યાથી તેનો દ્વ્યર્ધ સ્વર प થશે જેથી स થી ધીમે ધીમે આગળ વધી प ની નીચેના સ્વરો લઇને પુન स સ્વરમા આવી તેમા ન્યાસ કરવો, એટલે કે રાગના આલાપને સુમ્ચવો તે પ્રથમ સ્વરસ્થાન છે. અહિં ' દ્વ્યર્ધ " શબ્દનો એ અર્થ છે કે સ્થાયી સ્વરથી બમણો (દ્વ્ય) સ્વર જે ( તાર સપ્તકનો ) થતો હોય, તેનાથી અડધો ( અર્ધ ) જે સ્વર તે દ્વ્યર્ધસ્વર કહેવાય છે, જેમકે स અંશ હોય તો તેનાથી બમણો સ્વર सं ( તારસપ્તકનો ષડ્જ ) થશે, હવે એ सं થી અડધો સ્વર જે प તે स સ્થાયીનો દ્વ્યર્ધ થયો પરતુ કોઇ રાગમા જો प વર્જ્ય ( બાદ ) સ્વર હોય તો તેની જગાએ म સ્વરને દ્વ્યર્ધ સ્વરને બદલે ગણવો એટલે કે આ ઉપરથી એમ સિદ્ધ થયુ કે, અશસ્વરનો પચમસવાદી જે સ્વર હોય તેને જ દ્વ્યર્ધ તરીકે ગણવો, પરતુ એ સ્વર જો વર્જ્ય હોય તો, અથવા સ્થાયી સ્વરના સંવાદી તરીકે તેને જ્યા ખાસ ન ગણ્યો હોય તો, ત્યા મધ્યમસવાદી સ્વરને જ દ્વ્યર્ધ તરીકે સ્વીકારવો જોઇએ

(બ) સ્થાયી સ્વરથી નીકળી, તેના સવાદી સ્વર સુધી પહોચી એ સ્વરને બતાવી, પુન સ્થાયી સ્વરમા ન્યાસ કરવો. આવી મળવુ તે બીજુ સ્વરસ્થાન કહેવાય છે

(ક) ત્યાથી આગળ વધી દ્વ્યર્ધસ્વર અને દ્વિગુણસ્વર (બમણો સ્વર ) એ બંનેની વચમા રહેલા ( અર્ધસ્થિત ) સ્વરોને ચલાવી, પુન સ્થાયી સ્વરમાં ન્યાસ કરવો તે ત્રીજુ સ્વરસ્થાન કહેવાય છે

(ડ) સ્થાયી સ્વરનો બમણો જે સ્વર હોય તેને ઉચ્ચારીને પછી, તેની જ ઉપરના સ્વરોમા થોડી ગતિ કરી ત્યાથી પાછા ફરી સ્થાયીસ્વરમા ન્યાસ કરવો તે ચોથુ સ્વરસ્થાન છે

એમ ઉપરના ચાર દરજ્જાથી ક્રમે ક્રમે ધીમી ગતિથી, પ્રસન્ન સ્વરોથી અને અનેક સ્વર લહરીઓથી રાગનો આલાપ કરવો

---

* અર્ધસ્થિત સ્વરો કોને ગણવા તેને માટે એક જ શ્લોકમા રત્નાકરકારે કહ્યું છે કે,

**द्व्यर्ध द्विगुणयोर्मध्ये स्थिता अर्धस्थिताः स्वराः ॥ १९० ॥**

દ્વ્યર્ધ અને દ્વિગુણની વચમા રહેલા સ્વરો તે **અર્ધસ્થિત** સ્વરો કહેવાય છે

રાગાલાપનાં આ ચાર સ્વસ્થાન કહ્યા તે બહુજ સામાન્ય છે; હવે તેનો વિશેષ વિચાર કરવો જોઇએ. રાગોના અંશ તરીકે સ રિ ગ મ એમાંનો ( સપ્તકના પૂર્વાર્ધમાંનો ) કોઈ પણ સ્વર હોય તો તેને માટે ઉપરનો નિયમ બહુજ બંધ બેસતો છે, પરંતુ ઘણાક રાગો એવા છે કે, તેમના અંશ તરીકે સપ્તકના ઉત્તરાર્ધમાંનો કે તાર સ્થાનમાંનો કોઇએક સ્વર હોય છે; વળી કેટલાક રાગોની ગતિ મંદ્રસપ્તકમાં વિશેષ હોય છે, તો કેટલાકની તાર સ્થાનમાં જ વિશેષ હોય છે. ત્યારે એવા રાગોના આલાપમાં ઉપરનો નિયમ કામે લાગતો નથી. જેથી તેનાં સ્વરસ્થાન જુદી યોજનાથી કરવાં પડે છે

(૩૬) વળી આ ચારે સ્વરસ્થાનોનો સબંધ છટોગાનવિનોદ પૃષ્ઠ ૧૪૭ કલમ ૩૬ માં જણાવેલા પ્રબંધના અસ્તાઇ ( ઉદ્‌ગ્રાહ ), ધ્રુવ વારંવાર બોલાતી ટુંક કે ટેક ) મેલાપક, અંતરો અને આભોગ એ પાંચ ધાતુઓ સાથે છે. પ્રાચીનકાળમાં આ પાચ ધાતુઓ વપરાતા. હવે તેને બદલે અસ્તાઇ, અંતરા, સંચારી અને આભોગ એ ચાર ધાતુઓ વપરાય છે. અને તેની યોજના ઉપરના ચાર સ્વરસ્થાનો સાથે છે, એટલે કે, અસ્તાઈ રાગના અતિ કીમતી ભાગવાળા પ્રથમ સ્વરસ્થાનના સ્વરોમાં સ્થાય, અંતરો બીજા સ્વરસ્થાનમા સ્થાય, અને સચારી ત્રીજા તથા ચોથા સ્વરસ્થાનમા સંચાર કરવા માટે સ્થાય, વળી આભોગ બધા સ્થાનોમા ફરી પૂર્ણાહુતિ રૂપે પ્રથમ સ્વરસ્થાનમા આવી મળે તેવા ઢંગથી સ્થાય. આ બધો વિષય કોઈ સારા ઉસ્તાદો જ સારી રીતે સમજી શકે કે રાગના આલાપનો વિષય મૂળે જ કઠણ છે. જેથી એ વિષે ગમે તેટલા નિયમો આપવામા આવે તો પણ તેનો ઉપયોગ ગુરૂ વિના થઈ શકે તેમ નથી જ, તોપણ નીચેના બે નિયમો જણાવીએ છીએ

(અ) સપ્તકના ઉત્તરાર્ધમાંનો કોઈ પણ સ્વર અંશ તરીકે જે રાગમાં વપરાય તે રાગનો ઉઠાવ ઘણો ખરો તારસ્થાનથી જ થાય છે તે વખતે પ થી રિં સુધી પ્રથમ સ્થાન ગણવું પછી પ થી નીચેના ૩—૪ સ્વરો સુધી બીજુ સ્થાન, એ બંનેના મિશ્રણથી ત્રીજુ અને તાર સ્થાનના પં થી નીચે ઉતરી મધ્યસપ્તક આખામા ગતિ કરી સ્થાયી સ્વરમા આવી મળવું તે ચોથુ સંચારી સ્થાન ગણવુ યોગ્ય છે

(બ) જે રાગોમા મધ્યસપ્તકના પ થી નીચેના સ્વરો અંશ તરીકે વપરાય, અને તેમની ગતિ મંદ્રસ્વરોમા વિશેષ હોય, તેવા રાગોમા સ થી પ સુધીનું પ્રથમ સ્થાન, સ થી મંદ્ર મ સુધી બીજુ, એ બનેના મિશ્રણથી અથવા સ સુધીની ગતિવાળું ત્રીજુ સ્થાન અને સ થી સહેજ એક બે વધારે સ્વર લઈ મધ્યમંદ્રના સ્વરોમાં સંચાર કરી સ્થાયી સ્વરમા આવી મળવુ તે ચોથુ સ્થાન ગણવુ યોગ્ય છે.

હાલ તો સાધારણ રીતે ગાયનવાદનમા મંદ્રસપ્તકના ઉત્તરાર્ધથી તે તારસપ્તકના પૂર્વાર્ધ સુધીના સ્વરો જ વપરાય છે મદ્ર સ થી ગ સુધીના સ્વરો કે તાર સપ્તકના પં થી સં સુધીના સ્વરો વપરાતા જોવામા આવતા નથી કેમકે દરેક મનુષ્યના કંઠમાથી ૩ સપ્તકના સ્વરો નીકળી શકતા નથી કોઈ સારા ઉસ્તાદો જ પોતાના કંઠને સારી રીતે કેળવીને ત્રણે

સપ્તકમાં સરખી ગતિ કરી શકે છે; એ માર્ગ પ્રાચીન સમયમાં ચાલૂ હતો. એને માટે એક સ્થળે કહ્યું છે કે,

मध्यषड्ज समारभ्य मंद्रषड्जावधि क्रमात् ।
सम्यगालापनं कृत्वा मध्यषड्जे समापयेत् ॥
मंद्र मध्यषड्ज मध्ये रागवर्धन मारभेत् ।
गत्वातानं तारकान्तं मध्यषड्जे समापयेत् ॥

એટલે કે, મધ્યષડ્જથી આરંભ કરી ત્યાંથી નીચેના સ્વરો લેતા લેતા મંદ્રષડ્જ સુધી ગાલ્યા જવું; અને મંદ્રસપ્તકના સ્વરો બરાબર બતાવીને મધ્યષડ્જમાં આવી મળવું અથવા સમાપ્તિ કરવી એ પ્રથમ ક્રમ થયો. એ ક્રમથી મંદ્ર અને મધ્ય એ બે ષડ્જની વચમાં રાગના સંવર્ધનનો આરંભ કરી પછી મધ્યથી તે તારસપ્તક સુધી તાન પલટા લઈ પુનઃ મધ્ય ષડ્જમાં રાગાલાપ સમાપ્ત કરવો. આવો નિયમ પૂર્વે ચાલુ હતો. જે રાગોનો ઉઠાવ ખાસ તારસ્થાનથી થાય છે તેવા રાગોને માટે ઉપરનો જ નિયમ યોજી લેવો અને આ બધા નિયમોમા ફેરફાર જે તે રાગ પરત્વે કરી લેવાય છે. મતલબ કે રાગનો આલાપ ધીમે ધીમે ત્રણે સપ્તકમાં યથેચ્છ કરવા માટે ઉપરના નિયમો પ્રમાણે વર્તવામાં આવે તોજ રાગનું સ્વરૂપ બરાબર ખડું થઈ શકે છે.

(૩૭) રાગાલાપ કરવામાં અને તે રાગમાંનાં ગાયનોમાંના સ્વરોમાં એક સામાન્ય નિયમ સર્વત્ર જોવામાં આવે છે તે આ પ્રમાણે છેઃ—

(અ) જે રાગોની પ્રકૃતિ અતિશય ગંભીર હોય અને જેમની ગતિ ત્રણે સપ્તકમાં અવિચ્છિન્ન હોય છે તેવા રાગોની આલાપ શરૂઆતમાં અતિશય ધીમી ગતિથી (એટલે કે વિલંબલયથી) કરવામાં આવે તોજ તેવા રાગોનુ ગાભીર્ય જળવાય છે; જેથી તેવા રાગોના આલાપ તથા ગાયનો વિલંબલયમાં ગાવામા આવે છે. એને આપણે ધ્રુવપદ (ધ્રુપદ) ની પદ્ધતિ કહીશું. આથી કયા કયા રાગોમાં ધ્રુવપદો હોઈ શકે અને કયા રાગોનાં ન હોઈ શકે તેનો નિર્ણય કરી લેવાય છે. રાગોનું સ્વરૂપ વિલંબલયમાં બતાવવામાં અતિશય કુશળતા બતાવવી પડે છે, અને એ કુશળતાના તારતમ્ય ઉપરથી ધ્રુપદોની ગાયનક્રિયામાં ૪ પ્રકારની પદ્ધતિઓ પડી ગએલી છે; તેને 'મત' એ નામથી ગવૈયાઓ ઓળખે છે. એ મતો (ધ્રુપદોની પદ્ધતિ) ના ઉત્પાદકો **શંકર, કૃષ્ણ, હનુમાન** અને **ભરત** કહેવાય છે. હાલ જે કેટલાક ઘરડા ઉસ્તાદો જીવતા છે તેઓ આ વિષે માહિતી આપતાં એ ચારે મતોના સંબંધમાં આ પ્રમાણે જણાવે છે કે—

**શંકરમત**—આ મત પ્રથમ ચાલુ હતો અને તે મત પ્રમાણે જ પૂર્વે ધ્રુપદો ગવાતાં હતાં. એ મત પ્રમાણે ગાવાની પદ્ધતિ જાળવી રાખી તેમાં સુધારો વધારો કરનાર મૂળ પુરૂષ દિલ્હીના પ્રખ્યાત બીનકાર **નોબતખાં** નામે હતા. તેઓ શાહજહાન બાદશાહના અમલમાં હતા એમ કહેવાય છે. તેમના વંશજો હાલ ક્યાં છે તે સમજાતું નથી. એમની ધ્રુપદો ગાવાની વાણીને (ગાન પદ્ધતિ) તેમના નામ ઉપરથી **નોહારીબાની** એ નામથી ગવૈયાઓ

ઓળખે છે. એ પદ્ધતિવાળાં ધ્રુપદો હાલ બહુજ જુજ સાભળવામાં આવે છે. બલ્કે નથીજ સંભળાતા એમ કહીએ તો ચાલે.

**કૃષ્ણમત**—આ મતનો પ્રવર્તક **તાનસેન** ગણાય છે અને તેની બાની **ગુવરહારી** ગૌરહારી કે ગૌબરહારી એ નામથી હાલ જ્યા ત્યા ઓળખાય છે. હાલ સર્વત્ર આ વાણી-નાં જ ધ્રુપદો ગવાય છે.

**ભરતમત**—આ મતની બાનીને **ડાગુરી** બાની કહે છે. આ સંબંધમા ગવૈયાઓ વિશેષ માહિતી આપી શકતા નથી. કર્ણાટક વગેરે દક્ષિણ તરફ આ મત ચાલુ છે, ઉત્તર હિંદુસ્થાનમાથી એ મત ભુંસાતો ભુંસાતો નહિ જેવો થઈ ગયો છે.

**હનુમાનમત**—હાલ હિંદુસ્થાનમાં આ મતની માન્યતા વિશેષ છે એ મતના પારિજાત, દર્પણ સંગીતાર્ણવ વગેરે ગ્રંથો પ્રસિદ્ધ છે ને એ મતના ધ્રુપદો **ખંડારીબા-ની**ના નામથી ઓળખાય છે આ બાનીને ખીલવીને જાગવી નાખવાનુ માન **રસબરસ** નામના પ્રખ્યાત ગવૈયાને ઘટે છે. આ પ્રમાણે અતિશય કે મધ્યમ રીતે વિલંબલયથી લેવાતા રાગોના આલાપ અને તેને અંગે ગવાતા ગાયનો ( ધ્રુપદો ) ના ઢંગનો વિવેક છે.

(ચ) જે રાગો સાધારણ ગંભીર હોય છે તે તથા જે અતિશય ગંભીર હોય છે તેમાના થોડાક રાગોનો આલાપ સાધારણ વિલબ કે મધ્યગતિ-લયથી કરવામા આવે તોજ તેમનું સ્વરૂપ સારૂ દેખાય છે. જેથી તેવા રાગોના આલાપ તથા ગાયનો મધ્યમ રીતે વિલબ, પરંતુ વિશેષે કરીને મધ્યલયના અંગથી યોજવામા આવે છે. આ વર્ગના ગાયનો **ખ્યાલની પદ્ધતિ** વાળા ગવૈયાઓ ઓળખે છે પૂર્વે ધ્રુપદ ધમારના ગીતો ચાલુ હતા, તેમાં **નીઆમતખાન** કે જેમને **સદારંગ** એ નામથી ગવૈયાઓ જાણે છે, તેમણે કેટલીક ફેરફાર કરી ખ્યાલની પદ્ધતિ અમલમા આણી, એ પદ્ધતિમા બાહાદુરખા, દુલેખા, અદારંગ એ સર્વે એ સુધારો વધારો કરી સારા પાયા ઉપર મુકી, કે જેમાના ગાયનો હાલ સર્વત્ર ગવાય છે. એનું બધારણ નહાની નહાની તાનો, ગીટકીડી વગેરેથી થએલું છે આ પદ્ધતિના ગાયકોમા મીયાં ઘેલારંગ અને તેમના પુત્ર મીયા નથ્થનબક્ષ તથા અબદુલ્લાકાદરબક્ષ અને તેમના પુત્રો હદ્દુખા, હસુખા એ બે ઘણા પ્રખ્યાત પુરૂષો થઈ ગયા છે

(ક) જે રાગોની પ્રકૃતિ સાધારણ હોય, ને કંઇક ચંચલ હોય તેવા રાગોનો આલાપ મધ્ય કે દ્રુત લયમા કરવાથી જ રાગનું સ્વરૂપ સારી રીતે જળવાય છે. જેથી તેવા રાગોના આલાપ તથા ગાયનો સાધારણ મધ્ય તથા વિશેષે કરીને દ્રુત લયના અંગથી યોજવામાં આવે છે આ પદ્ધતિ ટપ્પાને નામે ઓળખાય છે એમા તાન વિશેષ હોય છે ટપ્પાના ઉત્પાદક મીયાં ગુલામનબી વલ્દે ગુલામ રસુલ ઉર્ફે **શોરીમીયાં** ગણાય છે.

(ઙ) જે રાગો સાધારણ મધ્ય, ચંચળ કે ક્ષુદ્ર પ્રકૃતિના હોય છે તેવા રાગોનો આલાપ મધ્ય, દ્રુત એ બંનેની મિશ્રલયથી કરવામાજ રાગનું સ્વરૂપ ઠીક લાગે છે, ને તેને માટે **ઠુમરીની** પદ્ધતિવાળાં ગાયનો રચવામા આવેલાં છે, કે જે સર્વે પ્રસિદ્ધ છે

(૬) જે રાગો અતિ ક્ષુદ્ર, જેમની પ્રકૃતિ અસ્થિર, મધ્યમમર ગંભીર કે એને મળતી હોય છે તેવા રાગોનાં ગાયનો દાદરા, ગઝલ, હોરી, ઠુમરી, રેખ્તા વગેરેમાં રચવામાં આવે છે મુસલમાન ગવૈયાઓ આ બધાને **કવ્વાલીબાની** એ નામથી ઓળખે છે.

(૩૮) રાગોની પ્રકૃતિ જેમ ગંભીર, મધ્યમ કે ક્ષુદ્ર ચંચળાદિ સ્વભાવથી ગણાય છે તેમ તાલોના સંબંધમાં પણ એવીજ નિયમ જોવામાં આવે છે. ધ્રુવપદ ( ચૌતાલ ), ધમાર, સલફાગ, તેવરા, ઝંપા એ બધા તાલો ગંભીર પ્રકૃતિને અનુકૂળ છે; જેથી ગંભીર પ્રકૃતિના રાગનાં ગાયનો પણ એ તાલોમાં જ રચવામાં આવેલાં છે. આડચૌતાલ, તિલવાડો, એકતાલ, ત્રિતાલ સુમરો એ તાલો મધ્યમ પ્રકૃતિને ઘણા અનુકૂળ છે; જેથી એવી પ્રકૃતિવાળા રાગના ગાયનો એ તાલોમાં રચવામાં આવે છે. ખ્યાલના વર્ગનાં ગાયનો આ તાલોમાં જ યોજાય છે. ટપ્પા-માં તિલવાડો. ટપ્પો એ તાલોજ યોજાય છે. ને ક્ષુદ્ર પ્રકૃતિના રાગોને માટે ત્રિતાલ, હોરી, એકતાલ, દાદરો, ગજલ વગેરે ક્ષુદ્ર તાલો ઘણા અનુકુળ થઈ પડે છે. જેથી **ઠુમરી** અને કવ્વાલી વર્ગનાં ગાયનો એ તાલોમાંજ રચાય છે.

(૩૯) પાઠ ૧ લામાં નૃત્યના **તાંડવ** એટલે મર્દાની અને **લાસ્ય** એટલે જનાની એ બે પ્રકાર જણાવ્યા છે. તેવા પ્રકારો રાગના સંબંધમાં પણ જોવામાં આવે છે. જે રાગો અતિગંભીર, ભવ્ય, ઉદાર અને શાંત પ્રકૃતિના છે તે રાગોને મર્દાની ( પુરૂષ ) વર્ગમાં ગણી શકાય, ને તેના કરતાં કમી પ્રકૃતિનાને જનાની (સ્ત્રી) વર્ગમાં ગણી શકાય. ભૈરવ, માલકૌંસ, હિંડોલ, શ્રી વગેરે રાગો મર્દાની છે, ને ભૈરવી, કાલંગડો, દેસ, ઝીંઝોટી, પીલુ, બરવા, માઢ વગેરે રાગો જનાની છે. રાગોમા પુરૂષ, સ્ત્રી, પુત્ર ભાર્યાદિ કલ્પનાની ઉત્પત્તિ આ ઉપરથી સાર્થ જણાય છે. હવે પુરૂષ રાગ ગાવા માટે પુરૂષ કંઠની જરૂર હોવીજ જોઇએ, અને તે કંઠમાથી નીકળતા સ્વરોની ગંભીરતા, અમુક તરેહના ગમકો ( કંપ ) ની જરૂર, તથા તદનુરૂપ શરીર એ બધુ હોવુ જોઇએ જ એ સમજી શકાય તેમ છે. એજ રીતે સ્ત્રી રાગો ગાવા માટે સ્ત્રી કંઠની જરૂર, તેમાથી નીકળતા કોમલ સ્વર, ઉચ્ચ તીક્ષ્ણ સ્વર, નહાની નહાની તાનો, મુરકીઓ વગેરે, તેમજ તદનુરૂપ શરીર, એ સઘળું હોવાની ઘણીજ જરૂર છે. આમ બે પ્રકારની બહુ સુંદર યોજના અમલમાં મુકાય તોજ સંગીત પોતાની અનુકૂળ પ્રકૃતિમાં પ્રકટ થઈ શકે તેમ છે, અને તેજ હેતુઓ તથા નિયમોને લઈ બધી વ્યવસ્થા જ્ઞાતા પુરૂષોએ કુદરતને અનુકૂળ સમયે કરેલી છે. એથી આપણું સંગીત સર્વ રીતે સુંદર, સ્વાભાવિક, રસભાવાનુકૂલ અને રસપૂર્ણ બન્યું છે.

સ્વરો જો કે કંઠનળી ( વોકલકૉર્ડ ) માંથી જ નીકળે છે તોપણ તેને માટે નાભી, હૃદય, કંઠ અને મૂર્ધા ( મસ્તક ) એ ચાર સ્થાનોથી પ્રયત્ન થાય છે, તેમાં નાભિ પ્રયત્નથી ગંભીર સ્વરો, હૃદય પ્રયત્નથી મધ્યગંભિર સ્વરો, કંઠથી સ્પષ્ટ ને સન્લ સ્વરો, તથા મૂર્ધાસ્થાનના પ્રયત્નથી ઉચ્ચસ્વરો નીકળે છે. આ ચારમાથી પ્રથમના બે પ્રયત્નવાન્ સ્વરો પુરૂષ કંઠમાંથી સહજ અને સ્વાભાવિક નીકળી શકે છે, ને બીજા બે પ્રયત્નવાળા સ્વરો સ્ત્રીકંઠમાંથી સહજ નીકળી શકે તેમ છે. આથી પુરૂષરાગ ગાવા માટે પુરૂષકંઠ અને સ્ત્રીરાગ ગાવા માટે સ્ત્રી કંઠની જરૂર સમજી શકાય તેવી છે. ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા એ પુરૂષ વર્ગને માટે યોગ્ય છે અને

ઠુમરી તથા કવ્વાલી વર્ગનાં ગાયનો સ્ત્રી વર્ગને માટે યોગ્ય છે. અને તે નિયમે જ હાલ સર્વત્ર વ્યવહાર ચાલે છે. વાદ્યોમાં પણ એવો ભેદ રાખેલો જણાય છે. પુરૂષને માટે તંબુરો, મૃદંગ એ ખાસ વાદ્યો અને સ્ત્રી ગાનારીને માટે તેના સુકોમલ કંઠનું અનુકરણ કરનારી સારંગી, તબલા, મંજીરા એ ખાસ વાદ્યોની ગોઠવણ કરેલી છે. ધ્રુપદ, ધમારનાં ગીતોના સ્વરો નાભી અને હૃદય સ્થાનના પ્રયત્નથી ઉત્પન્ન થતા કંપવાળા ગમકોથી લેવાય છે. ખ્યાલ, ટપ્પાનાં ગીતોમાંના સ્વરો નાભીસ્થાનનો બહુજ થોડો ભાગ, હૃદય અને કંઠ સ્થાનનો જરા વિશેષ ભાગ, અને સહજ મસ્તકસ્થાનનો ભાગ લઈ ઉત્પન્ન કરવામાં આવે છે, ને ઠુમરી કવ્વાલી ગીતો માટે કંઠ તથા મસ્તકસ્થાનના સ્વરો લેવાય છે. આથી ધ્રુવપદ, ધમાર ખ્યાલ (અસ્તાઈ) ટપ્પા એ પુરૂષે ગાવા યોગ્ય અને ઠુમરી, કવ્વાલી એ બધું સ્ત્રીએ ગાવા યોગ્ય સ્વીકારવામાં આવેલું છે તે વ્યવસ્થા બહુ જ યુક્તિ પૂર્ણ છે.

(૪૦) રાગ અને રૂપક—રાગના સ્વરૂપ, ગાંભીર્યાદિ વિષે જે નિયમો જોઈ આવ્યા, તેને જ મળતી વ્યવસ્થા રૂપકોની પણ છે. રૂપક એટલે પ્રબંધ, કવિતા, પદ્ય કે ગાયન. હવે તે કવિતા-ગાયનના શરીરનો આકાર (માપ) અને તેમાંનો વિષય પણ તેવાજ રાગાનુકૂલ હોવોજ જોઇએ એ સ્પષ્ટ છે; અને તે હેતુથી ધ્રુવપદનું શરીર અસ્તાઈ, અંતરા, સંચારી અને આભોગ એ ૪ ધાતુઓથી બનાવવામાં આવેલું છે. ખ્યાલનું શરીર ઘણુંખરૂં અસ્તાઈ, અંતરા એ બેજ ભાગથી બનાવવામાં આવેલું છે; ટપ્પાનું શરીર પણ એવુંજ અથવા એથી કંઇક ન્હાનુ રચવામાં આવેલું છે ઠુમરી અને કવ્વાલી ગાયનોનું શરીર પણ તેવુંજ પરંતુ કંઈ જુદીજ રીતથી નાજુક બનાવવામાં આવેલું છે. આથી ધ્રુવપદોનાં ગાયનો અતિગંભીર અને મધ્યમ પ્રકૃતિના રાગોમાં રચવામાં આવેલાં છે, અસ્તાઈ (ખ્યાલ) નાં ગાયનો લગભગ તેવાજ અથવા તેથી ઓછા ચંચલ સ્વભાવના રાગોમાં રચવામાં આવેલાં છે. ભૈરવી, કાલીંગડા, દેશ, સિંધુરો, કાફી, ઝીંઝોટી, પીલુ, બરવા, યમની, માંડ વગેરે જેવા લગભગ ચંચલ પ્રકૃતિના રાગોમા ટપ્પાનાં ગાયનો રચવામાં આવેલાં છે; અને તેમના સ્વભાવને અનુકૂળ એવી દ્રુત ગતિ એજ હેતુથી રાખેલી છે. ઠુમરી અને કવ્વાલીનું પણ તેમજ છે.

**ગાયનોના વિષય**—જે પ્રકારના રાગ તેનેજ અનુકૂળ સ્વરો, ગાયનો, તાલ, ગતિ (લય) અને આલાપની રચના કરવામાં આવેલી છે તે પ્રમાણે તેના વિષયો પણ તેવાજ પસંદ કરવામાં આવેલા છે. પ્રભુભક્તિ, રાજ્યભક્તિ, રાજાની સ્તુતિ, મંગલકાર્ય, ધર્મ, પુરાણ, તત્ત્વજ્ઞાન, સંગીતની શાસ્ત્રીય બાબતો, હૃદયમાંની ઉદાર ઉન્નત ભાવનાઓ, વગેરે મહાન મહાન વિષયો, ધ્રુપદનાં ગાયનોમાં હોય છે. ખ્યાલ, ટપ્પાનાં ગાયનોમાં મુખ્યત્વે શૃંગારરસ અને તદનુરૂપ નાયક નાયિકાના હૃદયોમાંના ઉચ્ચ ભાવો, ક્વચિત્ પ્રભુભક્તિ, અને બીજા કેટલાક સામાન્ય વિષયો હોય છે ટપ્પામાંનાં ગાયનોમાં હાલ તો શૃંગારના વિષયો આવે છે. અને ઠુમરી કવ્વાલીમાં તો કેવળ શૃંગાર જ વર્ણવવામાં આવે છે; કોઇક પ્રસંગે ભક્તિરસનું પણ વર્ણન જોવામાં આવે છે.

(૪૧) **ગમક (સ્વરકંપ) વિષે**—રાગોના ગાંભીર્ય ચાંચલ્યાદિ સ્વભાવને અનુસરતા સ્વરો ગળામાંથી કે વાદ્યમાંથી કંપાવીને જુદી જુદી ગતિથી કહાડવા એ પણ એક ધ્યાન ખેંચવા લાયક વિષય છે. તેમ એકજ સ્વરકંપ નાભિ, હૃદય, કંઠ કે મસ્તકના પ્રયત્ન (સ્થાન)

થી જો ઉત્પન્ન કરવામાં આવે તો તે ગંભીરતા, કે ચંચલતાનો ભાવ બતાવે છે. તેમજ તેજ સ્વરકંપ જો વિલંબ, મધ્ય કે દ્રુતગતિના વેગથી ઉત્પન્ન કરવામાં આવે તો ગંભીર, મધ્યમ કે ચંચલ ભાવનો ઉદ્બોધક થાય છે, અને તેનો સંબંધ રાગની પ્રકૃતિ સાથે યોજી લેવાય છે. સ્વરકંપને શાસ્ત્રોમાં ગમક એવું નામ આપ્યું છે. જેથી એ વિષેની સમજુતી આ પ્રમાણે છે.

સાંભળનારના મનમાં આનંદ ઉપજી શકે એવા સ્વરોના જુદી જુદી તરેહના કંપ ઉત્પન્ન કરવા તે ગમક કહેવાય છે. જેમ ડમરૂ અથવા ડાખલું વાગે છે ત્યારે તેમાંથી ડૉં ડૉં ડૉં...એવા ડૉંકાર યુક્ત સ્વરો નીકળે છે, અથવા માકડાં રમાડનાર મદારીઓ જે ડમરૂના આકારની બંને બાજુએ ચામડું જડેલી અને બંને તરફ દોરી બાંધી તેના છેડા ઉપર ગાંઠો કે કાંકરીઓ બાંધીને જેવી કડકડાટી બોલાવે છે અને તેમાંથી જેમ દરેક આઘાતનો જુદો જુદો સ્વર દ્રુતકાળથી નીકળતો જાય છે તેવી રીતે સ્વરો ગળામાંથી કહાડવા તે ગમક છે. રત્નાકરાદિ ગ્રંથોમાં જે ૧૫ ગમકો આપેલા છે તેમાંના નીચે બતાવેલા ગમકો તે અમુક કાળથી ગતિવાળા બતાવેલા છે. જેમકેઃ—

૧. **લીન**—દ્રુત વેગથી સ્વરોને કંપાવવાથી **લીન** નામનો ગમક થાય છે.　　કરતાં
૨. કંપિત—દ્રુતના ½ વેગથી „ „ કંપિત „ „ „
૩. સ્ફુરિત— „ ⅓ „ „ „ સ્ફુરિત „ „ „
૪. તિરિપ— „ ¼ „ „ „ તિરિપ , „ „ ૯૭
૫. **આંદોલિત**—લઘુના વેગથી સ્વરોને કંપાવવાથી **આંદોલિત** ગમ　　વરૂપ તાનપલટા )
૬. વલિ—ગુરૂ (વક્ર) ના વેગથી સ્વરોને કંપાવવા તે વલિ કહેવાય છે. એજ આશયથી
   જો કોમળતાથી ગાવામાં આવે તો **કુરૂલ** નામનો ગમક કહેવાય
૭. પ્લાવિત—૩ લઘુ એટલે પ્લુતના વેગથી સ્વરોને કંપાવવા તે પ્લ

આ સાત ગમકો દ્રુત, લઘુ ગુરૂ અને પ્લુતકાળથી થતા કહેલા છે, એવો પ્રશ્ન ઉત્પન્ન થાય તેમ છે. જેને આપણે લઘુ, ગુરૂ, કાકપદ, હંસપદાદિ ૧૯ ॥ ૮ માં બતાવેલા ) કાળ કહ્યા છે તેજ કાળના વેગથી ઉપજતા ગમકોનું લક્ષણ ર　ગેરે લેવા આપ્યું છે એમ કહીએ તો તેથી તેમાં ગમકપણું રહેતું સંભવી શકતું નથી. કેમકે, દ્ર ચાલનારો લીન ગમક અને તેનાથી ઓછા વેગથી ચાલનારા બીજા ગમકો એટલી ઝડપવ બની જાય કે, તેનામાં અને તાનમાં કશો ભેદ જ રહેશે નહિ; ને એવા ગમકો વાદ્યમાંથી કે ગળામાંથી સહજમાં નીકળી શકેજ નહી; જેથી એ દ્રુત, લઘુ, ગુરૂ અને પ્લુત તે (પાઠ ૮ પૃષ્ઠ ૭૦ થી ૭૭ સુધીમા જણાવેલા) અંગના કાળથી જ સમજવા જોઇએ ને તેમ સ્વીકારવાથીજ બધી વ્યવસ્થા બંધ બેસી શકે છે. જેમકે, દ્રુત અંગના વેગથી એટલે કે બે માત્રાના કાળથી સ્વરોને કંપાવવા તે **લીન**, તેનાથી અડધા કાળથી એટલે કે એક માત્રાના કાળથી કંપાવવા તે કંપિત, તેનાથી ⅓ વેગથી એટલે તિશ્રજાતિવાળા તિશ્રલઘુકાળથી ચાલનાર તે સ્ફુરિત અને દ્રુતઅંગના ¼ વેગથી એટલે કે, ૧ માત્રાના વેગથી સ્વરોને કંપાવવા તે **તિરિપ** કહેવાશે. તેમજ લઘુ અંગથી એટલે ૪ માત્રાના કાળથી ચાલનાર

આંદોલિત; ગુરૂઅંગ એટલે ૮ માત્રાના કાળથી ચાલનાર વલિ અને ૧૨ માત્રાના કાળથી ચાલનાર તે પ્લાવિત એમ સમજી લેવું જોઇએ.

આ સાત ઉપરાંત બીજા ગમકો જુદા જુદા ગ્રંથોમાં ઘણા કહ્યા છે; પરંતુ તે સર્વનાં સ્વરૂપો બરાબર ધ્યાનમાં આવે તેવાં નથી, અને તેમાંના ઘણાક તો વાજીંત્ર ઉપર અમુક ક્રિયા કરી સ્વરો ઉત્પન્ન કરવાની નજરે આપેલા છે, કે જે અહિંઆં લખવા માત્રથી તે સમજી શકાય તેમ નથી.

રાગના આલાપમાં આ બધા ગમકો એની મેળેજ આવી જાય છે.× જો સંગીતલેખનનું થોડુંક જ્ઞાન હોય તો ગાવામાં આવતા ગમકો સહેજમાં ઓળખી શકાય તેમ છે; અને તે ગાયનની જુદી જુદી પદ્ધતિઓમાં વપરાવાથી દરેક પદ્ધતિની ખીઢાશ ખાસ કરીને કેવા પ્રકારની હોઇ શકે છે તે સમજી શકાય તેવું છે.

(૪૨) **સ્થાય**—રાગનો એક અવયવ, ભાગ કે દેશ તેને સ્થાય કહે છે. રાગસ્વરોના નહાના નહાના ટુકડા જે લેવાય છે તે અને તાન પલટા તે બધા **સ્થાયાલંકાર** તરીકે ગણાય છે. એવા ૯૬ અલંકારો સંગીતરત્નાકરમાં આપેલા છે; ને તેના સ્વરો હાલ નાશ પામ્યા છે, જેથી હાલ એ વિષે કશું કહી શકાય તેમ નથી. ગવૈયાઓ ગાયનમાં જે જુદા જુદા સ્વ-સમૂહો લઈ સમ ઉપર આવે છે, ને નહાની મ્હોટી તાનો લઈ રાગનો વિસ્તાર કરે છે તે બધા સ્થાય અલંકારો જ છે. વળી આ વિષય અત્રે ટુંકામાં સમજાવી શકાય તેમ નથી તેમ એ વિષે આથી વિશેષ જાણવાની આરંભક વિદ્યાર્થીને જરૂર નથી.

(૪૩) **રૂપકાલાપ**—કોઈ પણ રાગનો આલાપ ઉપરના નિયમે કર્યા પછી તે રાગમાંનું તેનાજ ચીજ આવે છે. એ ગાયન ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી, કવ્વાલી એ પાંચમાંથી ગમે તે પ્રકારનું હોય અને તે વિલંબ, મધ્ય કે દ્રુતલયમાંથી જે લયમાં રચાયેલુ હોય તે પ્રમાણે પ્રકૃતિના રાગોનું ગાઈ રહ્યા પછી પુનઃ આલાપ ચાલુ રાખવો, તેને રૂપકાલાપ કહે છે. એને દ્રુત ગતિ એ...

---

× ગાયનો ગમકોનો સૂક્ષ્મ સંબંધ ધ્યાનમાં ગણવા યોગ્ય છે. સ્વર જો કે કંઠ નળીમાંથી નીકળે છે તોપણ તેને માટે નાભી, હૃદય, કંઠ અને મસ્તક એ ચાર સ્થાનોથી પ્રયત્ન કરવો પડે છે. નાભીસ્થાનના પ્રયત્નથી ગંભીર સ્વરો, હૃદય સ્થાનના પ્રયત્નથી અર્ધગંભીર, કંઠથી સ્પષ્ટ ને સરલ સ્વરો, અને મૂર્ધાસ્થાનથી ઉચ્ચ સ્વરો નીકળે છે. પાછળ જે શંકર, કૃષ્ણ, ભરત અને હનુમાનના મતો જણાવેલા છે, તે દરેક મતમાં ખાસ પ્રબલવાન સ્વરોના ગમકો સ્વીકારાયા છે. જેમકે, શંકરમતમાં નાભિસ્થાન અને થોડો હૃદય ભાગ, કૃષ્ણમતમાં હૃદયનો થોડો ભાગ પરંતુ તેને નાભિસ્થાનના રૂપમાં આણી મીંડ વગેરેની વિશેષ ગોઠવણ રાખી છે, આથી કમાનની માફક લચકદાર ગમકો એ મતમાં વિશેષ લેવાય છે. ભરતમતમાં નાભિ, હૃદય, કંઠ અને મસ્તક એ ચારે ભાગના સ્વરો સાધારણ રીતે લેવાય છે, અને હનુમાન મતમાં નાભિ તથા હૃદયસ્થાનના પ્રબલબલથી સ્વરોને સ્પષ્ટપણે બતાવવામાં આવે છે. આથી એકજ ગમક જો જુદા જુદા સ્થાન પ્રયત્નથી લેવાય તો તેમાં કેટલો બધો ફેર પડે છે, અને અમુક વર્ગના ગમકોના વપરાસ ઉપરથી ગાયનની પદ્ધતિઓમાં કેવી રીતે ફેર પડે છે એ સંબંધી અવલોકન આપણા જુના ગાયક વર્ગે સારૂં કર્યું જણાય છે

આપણે ગાનાલાપ, કવિતાલાપ, કાવ્યાલાપ, સાહિત્યાલાપ કે પદ્યાલાપ એમાંથી કોઈ પણ નામ આપી શકીશું. એ આલાપના બે પ્રકાર શાસ્ત્રકારોએ જણાવ્યા છે. તે આ પ્રમાણેઃ—

(અ) **સ્થાયભંજની**—રાગનો અવયવ તે સ્થાય, અને તેનું આલાપથી જે ભંજન કરવું તે સ્થાયભંજની કહેવાય છે. ગાયનમાં અસ્તાઈ, અંતરા, સંચારી, આભોગ એ ચારે કે તેથી ઓછા ભાગો હોય છે, અને તે દરેક ભાગમાં સમની અમુક જગાઓ હોય છે. તેમાંની કોઈ પણ એક જગા ઉપર અથવા જુદી જુદી વખતે દરેક જગાઓ ઉપર તાનપલટા લઈ આવી પાડવું તેનુંજ નામ સ્થાયભંજની છે. આમાં ગાયનનાં દરેક ચરણો તો જેમનાં તેમ કાયમ જ રહે છે, માત્ર એ દરેક ચરણમાં રાગનો જે અવયવ હોય છે, તેનુંજ આલાપથી ભંજન ( ભાગવું ) કે છુટું પાડવું થાય છે તેથી તેને સ્થાયભંજની કહે છે.

(બ) **રૂપકભંજની**—રૂપક એટલે ગાયન ( પદ્ય, કવિતા ) અને તેના અવયવોને ભાગી નાખવાની એટલે કે છુટી પાડવાની જે આલાપ તે **રૂપકભંજની** કહેવાય છે. એટલે કે ગાયનના દરેક શબ્દ કે અક્ષરો ઉપર તાન પલટા લેવાય તે રૂપકભંજની કહેવાય છે.

આ પ્રમાણે આલાપ વિષે નિયમો છે, સંગીત રત્નાકરમાં આ વિષય સમાપ્ત કરતાં ગ્રંથકાર માત્ર એકજ શ્લોકથી જણાવે છે કે,—

> वर्णालंकार संपन्ना गमक स्थाय चित्रिता ।
> आलप्तिरुच्यते तज्ज्ञैर्भूरि भङ्गिमनोहरा ॥ ३,१७७

વર્ણાલંકાર, ગમક ( સ્વરોના કંપ ) અને સ્થાય ( રાગના અવયવરૂપ તાનપલટા ) એ ત્રણેથી સંપન્ન એવી જે મનોહર સ્વરલહરી, તે આલાપ કહેવાય છે. એજ આશયથી સુરતરંગિણીમાં કહ્યું છે કે—

> गमक वरन बहु भांतीसों अलंकार है लेख ।
> अति विचित्रता तानकी, सो अलाप अवरेख ॥ १९ ॥

એટલે કે, ગમકના સ્વરો, અલંકાર, અને ચિત્ર વિચિત્ર તાન પલટા વગેરે લેવા તે આલાપ કહેવાય છે.

રાગનો આલાપ જો વાદ્યમાંથી વગાડવામાં આવે તો તેને રાગની છેડ અથવા જોડકામ કહે છે; અને તે બીન જેવાં ઊંચાં વાજીંત્રોમાં કરવામાં આવે છે. સિતાર, દિલરૂબામાં પણ એ છેડ કરી શકાય છે.

# પાઠ ૨૩ મો.

## સંગીતનું કલાવિધાન.

( ગાયક, વાદક લક્ષણ વગેરે.)

**ગાયકોના ભેદ અને તેમનાં લક્ષણ**—ગાયન ગાનારને આપણે સાધારણ રીતે 'ગાયક' કહીએ છીએ, અને વાજીંત્ર વગાડનારને 'વાદક' કહીએ છીએ. પરંતુ શાસ્ત્રકારોએ તેમાં અનેક પ્રકારો જણાવી, દરેક પ્રકારના ગાયક વાદકને જુદાં જુદાં નામ આપ્યાં છે. સાધારણ ગાયક, અને શાસ્ત્રમાર્ગ પ્રમાણે ગાનાર ગવૈયામાં ઘણો ફેર હોય એ સ્પષ્ટ જ છે. ગવૈયાને પ્રાચીનકાળમાં વાગ્ગેયકાર કહેતા. વાક્ એટલે વાણી, વાચા કે 'માતુ' અને ગેય એટલે ગાયન કે 'ધાતુ' એવો અર્થ થાય છે, તેથી જે વાચા અને ગાયન એ બંને કરે તે વાગ્ગેયકાર કહેવાય છે. એવા ગવૈયાના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ૩ પ્રકારો છે. ઉત્તમગવૈયો કોને અને ક્યારે કહી શકાય તેને માટે સંગીતરત્નાકરમાં આ પ્રમાણે જણાવ્યું છે —

વ્યાકરણશાસ્ત્રમાં કુશળ, કોશમાં પ્રવિણ, છંદના અનેક ભેદોમાં પ્રવીણ; ઉપમા વગેરે અલંકારોમાં તેમજ અનુપ્રાસાદિમાં પણ પ્રવીણ; શ્રૃંગારાદિ રસોમાં કુશલ, ભાવવિભાવાદિ, તેમજ નવેરસોમાં કુશળ, બધી કલાઓમાં ( દેશસ્થિતિમા, પાંચાશ્યાદિ વગેરેમાં ) ચતુર, સમગ્ર ભાષાઓમાં પ્રવીણ, સંગીતમાં કુશલ, નૃત્ય, વાદ્યગીતમાં ચતુર, વૈદક (શારીર સંબંધ ) માં કુશળ, દ્રુતાદિ લિપિોમા, અનેક તાલોમાં અને કલાઓમાં કુશળ ( જ્ઞાની ), અનેક કાકુસ્વર ( હર્ષ શોકાદિ વિકાર યુક્ત અવાજ ) માં કુશળ, સમગ્ર **પ્રતિભાના+** ભેદને જાણનાર; સુંદર ગેય કરનાર, દેશી રાગમા પ્રવીણ, સભાને જીતવામાં વાક્પટુ, રાગદ્વેશ નહિ કરનાર, આર્દ્ર ચિત્તવાળો, ઉચિત અનુચિત્તને જાણનાર, સુંદરવાણીના પ્રબંધ કરનાર, નવી નવી ચીજોને બનાવનાર, બીજાના ચિત્તને જાણનાર, પ્રબંધ રચવામા ચતુર, દ્રુતગીતોને રચનાર, વિવિધ પ્રકારના ગીતોની છાયાનું અનુકરણ કરી ગીત કરનાર, ગમકોમાં ચતુર, રાગાલાપ અને રૂપ કાલાપમાં પ્રવીણ, એકાગ્ર ચિત્તવાળો, અવધાની અને સુંદર ગુણોથી જે યુક્ત હોય તેજ **ઉત્તમવાગ્ગેયકાર** કે ઉત્તમગવૈયો કહેવાય છે.

---

+ સગીત એ ખરેખરી રીતે જોતાં પ્રતિભાનુંજ કાર્ય છે. જેથી પ્રતિભા એટલે શું એ વિષે કલ્લિનાથ ટીકામાં બહુ સરસ સ્પષ્ટતા કરે છે કે—

**स्मृति र्व्यतीत विषया मतो, रागादि गोचरा ।**
**बुद्धिस्तात्कालिकी प्रोक्ता प्रज्ञा त्रैकालिकीमता ।**
**प्रज्ञां नवनवोन्मेष शालिनीं प्रतिभां विदुः ॥**

અર્થ—વ્યતિત વિષયવાળી મતિ તે સ્મૃતિ, રાગાદિરૂપે જણાઈ આવતી તે તે સમયની તાત્કાલિકી બુદ્ધિ તે પ્રજ્ઞા; કે જે ત્રયકાલિકી માનેલી છે, અને જુદા જુદા—નવા નવા ઉન્મેષ ( ઉભરાઓ, ઉર્મીઓ, તરંગો, વૃત્તિઓ ) વાળી જે પ્રજ્ઞા તે **પ્રતિભા**.

ઉત્તમ ગવૈયાનાં આ જે બધાં લક્ષણો આપ્યાં છે તે જોવાથી સમજી શકાશે કે, અંગ્રેજીમાં જેને ડૉક્ટર ઑફ્ મ્યુઝિક એટલે કે ગાયનશાસ્ત્રવેત્તા કહે છે તે કરતાં પણ વિશેષ યોગ્યતા વાગ્ગેયકારમાં હોવી જોઇએ. જે માત્ર ગાયનને અતિશય કરે અને વાણીમાં મંદ હોય તે, અથવા તો જે માત્ર ધાતુ તથા માતુ એ બંનેમાં સારો હોય, પરંતુ ઉપરનાં બધાં ઉત્તમ ગવૈયાનાં લક્ષણો ન હોય તેને મધ્યમ ગવૈયો કહ્યો છે. અને જે મનોરંજક વાણી કરે ને ગાયનમાં મંદ હોય તેને **અધમગવૈયો** કહ્યો છે. જે માર્ગ તથા દેશી એ બંને સંગીતને જાણે છે તે **ગાંધર્વ** કહેવાય છે.

ઉત્તમ ગવૈયાએ ઉપર જણાવેલું જ્ઞાન મેળવેલુ હોવું જોઇએ, અને તે ઉપરાંત ગાવામાં સુંદર શબ્દ, ગીતના ગ્રહ, ન્યાસ, અંશાદિ સ્વરોમાં ચતુરતા; મુખ્યરાગ ઉપરાગોમાં ચતુર, ધ્રુવપદાદિ પ્રબંધો ગાવામાં નિપુણતા, અનેક સુંદર તાન પલટા લેવાની તૈયારી, અનેક પ્રકારની આલાપ અને ગમકાલંકારોમાં પ્રયત્ન વિના શોભાયમાન ગતિ કરવાવાળો, પહોળો કંઠ, તાલમાં સાવધાન, શ્રમને જીતનાર, અપાર સ્થાય ( રાગના અવયવ ) માં સંચાર કરનાર, સર્વ દોષોથી રહિત, અભ્યાસી, સુઘડતા, ધારણા રાખનાર, ભજનમાં રક્ત, ઉત્તમ સંપ્રદાય એટલી બાબતો જાણી સારી રીતે ગાવું જોઇએ. મધ્યમ અને અધમ ગવૈયાઓમાં આ બધા વિષયોની ખામી હોય એ સ્પષ્ટ જ છે.

આ ઉપરાંત ગાયકના આ પ્રમાણે બીજા ભેદો ગણાવેલા છેઃ—દરેક પ્રકારની શિક્ષણ પદ્ધતિ જાણીને શીખવવામાં જે કુશળ હોય તે **શિક્ષાકાર** ( માસ્તર, ગુરૂ ) કહેવાય છે. બીજાના ગાયનની નકલ કરનાર તે **અનુકાર** ( નકલીયો ) કહેવાય છે. રસથી યુક્ત તે **રસિક**. સાંભળનારાઓનું મન ખુશ કરે તે **રંજક**, અને ગીતમાં જે અતિશય ભાવ રાખનાર તે **ભાવુક** કહેવાય છે.

આ બધા વર્ગો શાસ્ત્રકારોએ ઘણા પ્રાચીનકાળમા પાડ્યા છે. હમણાં હિંદુસ્થાનમાં ગાયકોના જે જુદા જુદા વર્ગો ગણાય છે તે ઉપરનાજ તત્ત્વને મળતા છે. જુની અને નવી એમ બંને સંગીતપદ્ધતિનું પૂર્ણજ્ઞાન હોય અને જેને ગાયન, વાદન તથા નર્તન એ ત્રણેના ઘણા બારીક ભેદોનું પણ જ્ઞાન હોય, તેમજ છંદ, પ્રબધ વગેરે સરસ રીતે ગાવા ઉપરાંત, શિક્ષક તરીકેની યોગ્યતામાં પૂર્ણ હોય તેને **નાયક** એવું નામ ગવૈયાઓ આપે છે. હાલનું ચાલુ સંગીતનું પદ્ધતિસર સારૂં જ્ઞાન ધરાવે તે **ગુણી** કહેવાય છે. જેઓ ધ્રુવપદ, ખ્યાલ વગેરે સારી રીતે ગાય તે ગંધર્વ, કલાવંત કે ગુણી તરીકે ગણાય છે. જે ગાયન વિદ્યા શીખવી શકે છે, પરંતુ જે ગવૈયાની પેઠે મીજલસમા બેસીને ગાતા નથી, છતાં જે પૂર્ણ જ્ઞાની તથા ગુરૂની યોગ્યતાવાળો હોય તેને **પંડિત** કહે છે. આ ઉપરાંત ગાકના ધ્રુપદ ગાનાર તે **ધ્રુપદીયા**. ખ્યાલ, ટપ્પા ગાય તે **ખ્યાલીયા**. **ઠુમરી**, કવ્વાલી ગાય તે **અતાઇ** એવા વર્ગો કરવામાં આવે છે.

નાયકમાં જે ગુણો ને યોગ્યતા હોય તે ગુણો અને યોગ્યતા સ્ત્રી ગાનારીમાં હોય તો તેને **નાયકણ** કહે છે. ૩૫, યૌવનમાં શોભાયમાન, સુંદર, મધુર સ્વરવાળી, ચતુર તથા ગવૈયાની માફક જ ગાનારી હોય તેને **ચતુરપ્રિયા** એવું નામ રત્નાકરમાં આપેલું છે.

## વૃંદ કે બેન્ડની કલ્પના.

અંગ્રેજી રાજ્યના સહવાસ પછી આપણે બેંડ એ શું છે તે સમજવા લાગ્યા; તેને આપણી જુની ભાષામાં "છત્રીવાજું" કહેતા. એ શબ્દ અને કલ્પના કંઈ નવીન નથી. ગાનાર વગાડનારનો જે સમૂહ, જથો કે ટોળું તેને પૂર્વે વૃંદ ( બેંડ ) કહેતા અને તેના ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ ભેદો રત્નાકરમાં ગણાવેલા છે. એક જ માણસ ગાય કે વગાડે તેને એકલ, અને બે જણા ગાય તો તેને યમલ કહે છે. બે ઉપરાંત વધારે ગાનાર વગાડનારનો સમૂહ તે વૃંદ કહેવાય છે. એમાં ૪ મુખ્ય ગાનાર, ૮ જણા તેની સાથે રહી ગાનારા કે સૂર પુરનારા, ૧૨ ગાનારી સ્ત્રીઓ, ૪ વાંસળી વગાડનારા અને ૪ મૃદંગ (પખવાજ) વગાડનારા, એમ ૩૨ માણસનું ટોળું હોય તેને ઉત્તમવૃંદ કહ્યું છે. અથવા ૩ સરખા ગાનાર, ૪ ગાનારી સ્ત્રીઓ, ૨ વાંસળી વગાડનારા, ૨ મૃદંગ વગાડનારા અને ૨ મુખ્ય ગાનારી આગેવાન સ્ત્રીઓ હોય, એમ કુલ ૧૩ જણા હોય; અથવા તો ૧૦ સરખી ગાનારીઓ, ૨ વાંસળી વગાડનારા, અને ૨ પખવાજી મળી કુલ ૧૪ જણા હોય તો તેના વૃંદને પણ ઉત્તમ કહ્યું છે. ૨ મુખ્ય ગાનાર, ૪ જણા તેમની પાછળ સ્વર પુરનાર, ૬ ગાનારીઓ, ૨ વાંસળી વગાડનાર અને ૨ પખવાજી હોય, એમ કુલ ૧૬ માણસના વૃંદને, અથવા ૧ ગવૈયો, ૪ સરખી ગાનારીઓ, ૪ વાંસળી વગાડનાર તથા ૨ પખવાજી મળીને ૧૧ માણસોના ટોળાને મધ્યમવૃંદ કહ્યું છે. એથી ઓછા ગાનાર વગાડનાર ટોળાને કનિષ્ઠ વૃંદ કહ્યું છે.

આ ઉપરાંત ભરતમુનિએ કુતપ એવા નામથી ૩ વૃંદો કહ્યાં છે; તેને અનુક્રમે તતકુતપ, અવનદ્ધકુતપ અને નાટ્યકુતપ એ નામ આપેલાં છે. તતકુતપ એટલે સર્વ તતુ વાદ્યો વગાડનારાઓનું ટોળું; કે જેને હાલ સ્ટ્રીંગબેંડ કહે છે તે; અને તે સાથે વાંસળી, શરણાઈ, શંખ, પુંગી, રણશિંગડું, મોટા તાલ આપનાર, એટલા હોય તો તે સર્વેના વૃંદને ( કુતપને ) તતકુતપ કહ્યું છે. એજ પ્રમાણે જેટલાં અવનદ્ધવાદ્યો ( ઢોલ તાસા, નગાઈ, મૃદંગ, ડમરૂ ઇત્યાદિ ) છે તે સર્વેના વગાડનાર, તથા તે સાથે ઘંટ, ઝાંઝ વગેરે ઘનવાદ્યોના વગાડનારા ટોળાને અવનદ્ધકુતપ કહ્યું છે. અને નાટકમાના સર્વે પાત્રો ( ઍક્ટર ) ના સમૂહને નાટ્યકુતપ કહ્યું છે.

### ગાયકના દોષ.

ગવૈયાઓ ગાવા માંડે છે ત્યારે તેમનામાં જુદા જુદા દોષ જોવામાં આવે છે એવા દોષ સંગીતરત્નાકરમાં પચીસેક ગણાવેલા છે તે ધ્યાનમાં રાખવા જેવા છે જેવા કે—

૧. સંદષ્ટ—દાંત પીસીને અક્ષરોનો ઉચ્ચાર કરનાર.
૨. ઉદ્ઘૃષ્ટ—રસ વિના નકામી બુમો પાડનાર.
૩. સૂત્કારિ—ગાતી વખતે સૂત્કાર કરે તે.
૪. ભીત—ભયથી ગાનાર.
૫. શંકિત —ઝડપથી અને શંકાથી ગાનાર.
૬. કંપિત—ધ્રુજતો અવાજ કહાડનાર.
૭. કરાલી—ભયંકર મોં ફાડીને ગાનાર.
૮. વિકલ—ઓછી વધતી શ્રુતિવાળા સ્વરો એટલે કે બેસુરા સ્વરોથી ગાનાર.
૯. કાકી—કાગડા જેવા ક્રૂર અવાજ કહાડનાર.
૧૦. વિતાલ—બેતાલો.
૧૧. કરભ—ઊંટની પેઠે ઊંચી ડોક કરી ગાનાર.
૧૨. ઉદ્ભડ—ઘેટા જેવું મોં કરી અવાજ કરનાર.
૧૩. ઝોંબક—ગાતી વખતે કપાળ, મોં અને ગળાની નસો ખેંચાય તે ફુલાય તેવું ગાનાર.

૧૪. તુંબકી—તુંબડા જેવું ગળું ફુલાવી ગાનાર.
૧૫. વક્રી—વાંકી ડોક કરી ગાનાર.
૧૬. પ્રસારી—શરીરને ફેલાવીને ગાનાર.
૧૭. નિમીલક—આંખો મીંચીને ગાનાર.
૧૮. વિરસ—રસ વિના ગાનાર
૧૯. અપસ્વર—રાગમા જે સ્વર વર્જ્ય હોય તેને ગાનાર.
૨૦. અવ્યક્ત—સ્વરો અને અક્ષરો ન સમજી શકાય તેવી રીતે ગાનાર.
૨૧. સ્થાનભ્રષ્ટ—ત્રણે સપ્તકમાં નહી પહોંચી શકે તેવો.
૨૨. અવ્યવસ્થિત—વ્યવસ્થા વિનાનાં સ્થાનોથી ગાનાર.
૨૩. મિશ્રક—રાગમા બીજા રાગનુ મિશ્રણ કરનાર.
૨૪. અનવધાન—સ્થાય, અંશ, ગ્રહાદિ સ્વરે ખ્યાલમાં નહી રાખી ગાનાર.
૨૫ સાનુનાસિક—નાકમાથી સ્વર કહાડનાર.

## ગળામાંથી નીકળતા સ્વર કે શબ્દના ભેદ.

કંઠમાથી જે સ્વરો ઉત્પન્ન થાય છે તે ઉપર ધ્યાન આપવાથી જણાઈ આવશે કે, કંઠની નસોમા જો કફ અતિશય હોય છે તો તેથી સ્વર જાડો નીકળે છે, પિત્ત અતિશય હોય તો તેથી તીક્ષ્ણ-ઊંચો અને સાફ સ્વર નીકળે છે. અને વાયુના ભરાવાથી જુદીજ તરેહનો નીકળે છે. એ ઉપરથી શાસ્ત્રકારોએ સ્વરોના વાતજ પિત્તજ કફજ અને એ ત્રણેના મિશ્રણથી સન્નિપાતજ એમ ચાર પ્રકાર પાડ્યા છે. કંઠમા કફના દોષથી ઉત્પન્ન થનાર શબ્દને **ખાહુલ** કહ્યો છે એ સ્વર કોમલ અને મધુર હોય છે એજ સ્વર મંદ્ર તથા મધ્યમા પહોળો થાય તો તેને **આડિલ્લ** કહ્યો છે. પિત્તના દોષથી ઉત્પન્ન થનાર શબ્દ તે **નારાટ** ના મથી ઓળખાય છે. એ શબ્દ ત્રણે સ્થાનમા ઘન ( નક્કર ) જેવો ગંભીર હોય છે. વાયુથી ઉત્પન્ન થનાર શબ્દ તે **બોંબક** કહેવાય છે, ને તે રસ વિનાનો, કઠોર અને જાડો હોય છે. વાત, પિત્ત, કફ એ ત્રણથી ઉત્પન્ન થનાર શબ્દ તે **મિશ્રક** કહેવાય છે. આમા પણ એક બીજાનુ મિશ્રણ થાય છે પરંતુ આ સર્વમા નારાટ ( પિત્તજ ધ્વનિ ) અતિ ઉત્તમ અને ખાહુલ મધ્યમ ગણાય છે.

કંઠની નસોમા વાતાદિ દોષને લીધે, નીકળતા સ્વરોની આ બાબત ધ્યાનમા આવ્યા પછી, કેવા ગુણો વાળો કંઠસ્વર હોવો જોઇએ તે ગુણો ગ્રન્થાન્તરમા આ પ્રમાણે ગણાવેલા છે.

૧. મૃષ્ટ—કાનને સારો લાગે તેવો તથા સુંદર સ્વર
૨. મધુર—તાર સ્વર, કે જે પ્રૌઢ, મધુર તથા મનોરંજક છે.
૩. ચેહાલક—અતિ સ્થૂલ નહી, તેમ અતિ ઝીણો નહોતા જે સ્નિગ્ધ અને ઘન હોય તેવો સ્વર
૪. ત્રિસ્થાનક—ત્રણે સ્થાનમા એકરૂપ એવો મનોહર સ્વર તે.
૫ સુખાવહ—સાભળતાં જ સુખ આપે તેવો.
૬. પ્રચુર—સ્થૂલ એટલે કે મહોટો સ્વર.
૯. શ્રાવક—દૂરથી સાભળવામા આવે તેવો
૧૦. કરુણ—સાભળનારને કરુણા ઉત્પન્ન કરે તેવો સ્વર.
૧૧. ઘન—છેટેથી અને પાસેથી સરખો સંભળાય તેવો સ્વર.
૧૨ સ્નિગ્ધ—સુકો નહી અને દૂરથી સંભળાય તેવો
૧૩. શ્લક્ષ્ણ—તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન એક સરખો સ્વર તે.
૧૪. રક્તિમાન—સાભળનાર અનુરક્ત થાય તેવો.

| | |
|---|---|
| ૭ કોમળ—કોમળ જેવો નાજુક સ્વર. | ૧૫ સ્ઠવિમાન્—નિર્મળ કંઠથી ગાવામા આવતો ઉજ્વલ સ્વર તે |
| ૮. ગાઢ—ધારો સ્વર | |

આ પ્રમાણે કંઠસ્વરમા કયા ગુણો હોવા જોઇએ તે જણાવ્યા પછી, કેવા દોષ વાળો સ્વર વર્જીત છે તે જાણવાની જરૂર છે, અને તે હેતુથી એ દોષો આ પ્રમાણે કહ્યા છે

| | |
|---|---|
| ૧ રૂક્ષ—સુકો, મનોહર નહી તેવો. | ૬. કેશ્ચિ—દુ:ખની લાગણીથી જણાઈ આવતો મન્દ્ર કે તાર સ્વર જેમા આવે તેવો. |
| ૨. સ્ફુટિત—ફાટી ગએલો સ્વર | ૭ કૃશ—ક્ષીણો સ્વર |
| ૩ નિ:સાર—એરંડીના લાકડા જેવો સાર વિનાનો. | ૮. ભગ્ન—ગધેડા તથા ઊંટના જેવો ભાગી જતો સ્વર. |
| ૪. કાકોલિ—કલાકા જેવો | |
| ૫ કેટિ—સર્વે સ્થાનથી જે મુક્ત એવો ગુણ વિનાનો | |

આ અર્વે દોષથી રહિત અને ઉપર જણાવેલા ગુણોવાળો સ્વર તેજ ઉત્તમ કંઠસ્વર કહેવાય છે એવા કંઠમા કુદરતી રીતેજ મધુરતા, પ્રીતિ, ગંભિરતા, માર્દવ, ઘનતા, સ્નિગ્ધતા, કાંતિ વગેરે અંગો હોય તે શારીર કહેવાય છે ઉત્તમ કંઠ હોવો એ કુદરતી બક્ષીસ છે, અને તે પૂર્વજન્મમા કરેલા વિદ્યાદાન, તપ, ઇશ્વરની ભક્તિ અને એવા જ બીજાં સુકૃત્યોથી જ આ જન્મમા પ્રાપ્ત થાય છે

## સંગીતના અભ્યાસીઓને સૂચના.

ગાયન વાદનનું શાસ્ત્ર અને તેની કલાના સંબંધમા, શરૂઆતથી શીખનાર અભ્યાસીઓ માટે જે પ્રસંગના વિવેચનની અને મોઆમતો તથા ગાયનોની જરૂર હતી તે સઘળી બાબતો આ ગ્રંથમા આવી ગઈ છે. અભ્યાસીએ સવારે ૪ વાગે ઉઠવુ મુખ માર્જન કરી નાહી ધોઈ પવિત્ર થઈ અભ્યાસમા રોજ એક કલાક ગાળવો જ જોઇએ પ્રથમ ગાવાનો અભ્યાસ વિશેષ કરવો. હારમોનિયમનો સ સ્વર છેડીને પછી તે સ્વરમા કંઠમાથી સ્વર કહાડી શ્વાસને ખુબ ઘુંટી આપણી છાતીમાં જેટલો દમ હોય તે પ્રમાણે સ્વરને લંબાવવો સ સ્વરમા આ પ્રમાણે દમ ભર્યા પછી રિ સ્વરમા, પછી એક એક સ્વર લઈ અનુક્રમે તારસપ્તકના સ સુધી જઇ તેજ પ્રમાણે અવરોહી કરવી આમ લગભગ અડધો કલાક સ્વરસાધના કર્યા પછી થોડાક અલંકારો લઈ તે કાલંગડામા, પછી ભૈરવીમા, પછી તોડીમા, પછી પૂર્વીમા અને કાફી તથા કલ્યાણમા ગાવા કે વગાડવા. આથી સ્વર અને નાગનુ સાધન ઉત્તમ થઈ શકશે. આ પ્રમાણે એક કલાક કસરત કર્યા પછી ગઈ કાલે જે ગાયન અભ્યાસ માટે લીધુ હોય તેની પ્રેકટીસ ( કસરત ) કરવી એમ નિત્ય નિયમથી કરવુ

અભ્યાસીએ બ્રહ્મચર્યવ્રત પાળવુ શરીરમા વીર્યનો જેમ વિશેષ જમાવ હશે તેમ કંઠ સ્વર તીક્ષ્ણ, નિરોગ અને ઘન રહેશે, ને ખાસ કરીને દમ ઘુટવાની તાકાત સારી રહેશે. ગ્રહસ્થે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવુ નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અર્થ એ છે કે, જે દિવસો પવિત્ર હોય અને શાસ્ત્રે જે જે દિવસોને માટે આજ્ઞા આપેલી હોય તે દિવસ સિવાય કોઈ પણ સમયે વીર્યની હાનિ ન થવા દેવી સ્ત્રીઓને માટે પણ એજ નિયમ સમજી લેવો

જે અભ્યાસીઓને ગાવા ઉપર વિશેષ રૂચિ ન હોય પરંતુ વાજીંત્ર વગાડવા ઉપર વિશેષ રૂચિ હોય તેમણે વાજીંત્ર ઉપર ઉપર પ્રમાણે સહવારે વહેલા ઉઠી કસરત કરવી.

## મીજલસમાં ગાયકે કેવી રીતે વર્તવું ?

પાંચથી વિશેષ સંભળનાર એકત્ર મળી, ગાનાર કે વગાડનારનો હુન્નર સાંભળવા જે સ્થળે ભેગા થાય છે, તેને **મીજલસ** કે સભાસ્થાન કહે છે. કેટલાક મ્હોટા રૂપમાં **જલસો** એવું નામ આપે છે. ગાયન ગાનાર તે **ગવયો** કે ગાયક કહેવાય છે, ને વગાડનારને વાદક કહેવાય છે. જેમ ગાયકના ધ્રુપદીયા, **ખ્યાલીયા, અતાઈ** વગેરે પૂર્વે જણાવેલાં નામો છે, તેમ વાદકના પણ જુદા જુદા નામો છે. સિતાર વગાડનાર તે **સિતારીયો**, તબલાના બજવૈયાને **તબલચી** પખવાજના બજવૈયાને **પખાવજી**, **બીન** વગાડનારને બીનકાર, વગેરે જુદા જુદા નામથી ઓળખવામા આવે છે. મીજલસમાં ગાનાર મુખ્ય હોય છે, અને તેની પાછળ વાજીંત્રો વગાડનાર ( સાજીંદા ) બેસે છે ગવૈયો પોતાના હાથમાં તમ્બુરો લઈ ગાય છે, અથવા તેની પાસેનો કોઈ સહાયક હોય તો તે વગાડે છે, ને ગવૈયો છુટો રહી ગાય છે તબલચી કે પખાવજી એ બેમાંથી જે એક હોય તે ગવૈયાની ડાબી તરફ, પણ તેની સામો બેસે છે, ને તંબુરો, દિલરૂબા સારંગી કે કોઈ પણ જાતનો સ્વરવાદક હોય તો તે જમણી તરફ બેસે છે જો હાર્મોનિયમ હોય તો સ્વર આપવા માટે ગવૈયાની પાછળ રાખવામાં આવે છે. આ પ્રમાણે સર્વે વ્યવસ્થામા ગોઠવાયા પછી, સૌ પોતપોતાના વાજીંત્રો મેળવી લે છે જો હાર્મોનિયમ હોય તો તેમાનો જે સ્વર ગવૈયાના કંઠને માફક આવે તે સ્વર પ્રથમ છેડવો, પછી તંબુરો એ સ્વરમા બરાબર મેળવવો, ત્યાર બાદ તબલું કે પખવાજ મેળવી લેવું એટલું થયા પછી દિલરૂબા કે સારંગીને મેળવી લેવામા આવે છે. આ પ્રમાણે સર્વે વાજીંત્રો એક સ્વરમા એકરસ મળી ગયા કે પછી ગાનાર શાંત ચિત્તથી પોતાની ગાવાની ક્રિયા કરવા માંડે છે

ગાયકે પોતાનો કંઠ વાત અને કફના કોઈ પણ દોષ કે વિકાર રહિત રાખવાની ઘણી જરૂર છે અને તે માટે મીજલસના વખતની પહેલાં ઓછામા ઓછા ૬ કલાક પહેલા જમી લેવું જોઈએ કેમકે ખાધેલો ખોરાક જ્યા સુધી હોજરીમા હોય છે ત્યા સુધી શરીરમા આળસ, તંદ્રા જડતા વગેરે બનાય છે, ને તે ઉપરાંત જઠરનો પડદો બરાબર ઉંચાનીચો ને તેની ઊર્ધ્વ ( ઊંચી ) ગતિને લીધે કંઠસ્વરનો દમ બરાબર છુટાય છે તે ક્રિયા એ પડદાથી થવામાં મુશ્કેલી પડે છે. વળી આળસ તંદ્રાને લીધે ગાયનવાદન ક્રિયામા મુખ્યત્વે શાંતિ, અને તે સાથે સુકલ્પના અને પ્રતિભાની જરૂર હોય છે, તેની ગેરહાજરી રહે છે જેથી ગાયનક્રિયા કરવાની પહેલા ૬ કલાક અગાઉથી ઓછો ખોરાક, અને તે પણ હલકો, દીપક પસંદ કરી ખાઈ લેવાની જરૂર છે જો ૨૪ કલાક પહેલા ગાયકને એ સંબંધી કંઈક સૂચના મળે તો ગાયકે હલકો જુલાબ લઈ લેવો અને ત્યાર બાદ હલકો ખોરાક, શાંત ચિત્તથી નિદ્રા અને મૌનવ્રતથી રહેવું જોઈએ આ પ્રમાણે નિયમથી રહ્યા પછી મિજલસના વખત અગાઉ ૬ કલાક પહેલાં બહુજ હલકો ખોરાક ખાવો અને બહુ ઠંડુ પાણી ન પીવું મિજલસમા બેસવાની પૂર્વે ચાહ કે કાફીનો ગરમાગરમ એક કપ પીવો, અને પાનસોપારી એલચી વગેરે મુખવાસ લઈ પછી મીજલસમા બેસી ઉપર કહ્યા પ્રમાણે વાજીંત્રો મેળવી બેઠકમા ગોઠવાઈ જવું બધા

વાજીંત્રો છેડીને ગાયકે ભાવના કરવી કે, " હું કોઈ પવિત્ર અને દિવ્ય પ્રદેશમાં વિહાર કરવાનો છું, અને તે પ્રદેશમાંનાં નાદબ્રહ્મના અંશરૂપ રાગરાગણિઓનું ધ્યાન ધરી તેમનું આવાહન કરૂં છું: ને તે શુદ્ધરૂપમાં મ્હારા મગજમાં સ્ફૂરો." આમ ભાવના કરી પછી સાંભળનાર ( શ્રોતાઓ ) તરફ જોઈ લેવું કે શ્રોતાઓ કયા વર્ગના છે; તેમને સ્વભાવથી કેવી જાતનાં ગાયનો પસંદ પડશે ? તે જાણી લીધા પછી તે સર્વને અનુકુળ એવાં શરૂઆતમાં એક બે શાસ્ત્રીય ગીતો જે રાગમાં હોય તે રાગના આલાપ સાથે ગાવાં, પછી થોડાં લૈકિક ગીતો ગાવાં, એમ હેરફેરથી ગાયકે ગાતા રહેવું; સામાન્ય લોકગીતોમાં ગાયકે પોતાની કુશળતા અને તૈયારી બતાવવાથી પણ શ્રોતાઓનું રંજન થઈ શકશે. શ્રોતા વર્ગમાં જો કોઈ ખાસ શાસ્ત્રીય નાગરાગણીનાં ગીતો સાંભળનાર હોય તો તેમની ફરમાયશથી તેવાં ગીતો ખાસ ગાવાં. આમ કરવાનું કારણ એ કે, ગાયકે શ્રોતાઓના મનને આનંદ આપવાનો છે, અને તેમને આ સ્થૂલ દુનિયામાંથી પાર એવા સૂક્ષ્મ નાદતરંગમય સૂક્ષ્મ વિશ્વમાં લઈ જવાના છે જેથી ઉત્તમ સ્વર, આલાપ, રાગસ્વરૂપ, ગીતની સુમધુર આલાપ, ગીતનો અર્થ અને તે અર્થમય ભાવ એ બધું પ્રકટાવી શ્રોતાઓને મોહિત કરવાના છે અને તે યથાશક્તિ કરવા માટે ગાયકે તક જવા દેવી નહી.

શ્રોતાઓની ગાયક વાદક પ્રત્યેની વર્ત્તણુક કેવી જોઇએ તે માટે પણ બે શબ્દ જણાવવાની જરૂર છે. શ્રોતાઓએ ગાયકને શબ્દોથી ઉત્તેજન આપવું. ગાયન કે આલાપની સમ જ્યાં આવે ત્યાં શ્રોતાઓએ "વાહ વાહ," "બહુ સારૂં," "કયા બાત હૈ" વગેરે ઉત્તેજક શબ્દોથી ગાયકને વખાણવો. આથી ગાયક પોતાની ક્રિયા સફલ થતી જાય છે એમ સમજી વિશેષ આગળ વધી સારૂં કાર્ય કરી શકશે. શ્રોતાઓએ ગવૈયાના દોષ તરફ ઓછી દૃષ્ટિ કરવી, પણ તેના સુસ્વરો, તાનબાજી, વિલંબલયની કુશળતા વગેરે તરફ ખાસ ધ્યાન આપવું. શ્રોતાએ હમેશાં એવું ગ્રાહી થવું કે "ગાયક જે આનંદરૂપ નાદતરંગવાળા પ્રદેશમાં લઈ જશે ત્યાં આપણે જવું છે." આમ ધારીને પોતાનાં જ્ઞાન, ધ્યાન, કુશળતા એ સર્વ જરા બાજુ ઉપર રાખી, શાંત થઈ, ગવૈયાનું સારૂં નરસું પણ સાંભળવું. ગાયકે અને શ્રોતા વર્ગે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ કે, સંગીત એ દિવ્ય પ્રતિભાનું કાર્ય છે, તો એ પ્રતિભા કંઈ ખેંચી લાવવાથી આવતી નથી; તે આવે છે ત્યારે મલારસ્થાનને ભ્રગી દે છે અને બંનેને દિવ્યાનંદનો સ્વાદ ચખાડે છે. આમ હોવાથી ઘણી વખતે એમ બને છે કે, ઉત્તમ નામાંકિત ઉસ્તાદોની ગંમત હોય છે ને ત્યાં પ્રતિભાની ગેરહાજરી થાય છે તો તેમની ગંમત પણ જામતી નથી; તોપછી સાધારણ ગાયકની તો વાત જ શી કરવી ? જેથી શ્રોતાઓએ બહુ ગંભીર બની, ક્ષંતવ્ય દૃષ્ટિથી જોતા રહેવું, અને ગ્રાહી થઈ રહેવું. ઘણા શ્રોતાઓને એવી ખરાબ ટેવ હોય છે કે, તેઓ મીજલસમાં આવીને બેમે કે ત્યાંથીજ ગરબડ કરવા માંડે છે, વાતચીત કરે છે, ગવૈયાઓ વાજીંત્રો મેળવે છે તોપણ મેળવવા દેતા નથી ને અંદરોઅંદર શાંતિનો ભંગ કરી નાખે છે. આથી ગવૈયાનું મન પાછું હઠે છે, ને તેમ થવું કે તેની પ્રતિભા હાજર થવામાં વિલંબ થાય છે. માટે આ બાબત શ્રોતાઓએ ખાસ ધ્યાનમાં રાખી, શાંતિનો ભંગ ન થાય તેમ વર્તી ગવૈયો જે ગાતો જાય તેના સારા અંશો તરફ જોતા રહી, શાબાશી આપતા રહેવી. આથી બંનેને લાભ છે.

## હિંદી સંગીતની સુધારણા અને ઉન્નતિ વિષે
## સંગીતના શૉખીનોને થોડીક સૂચનાઓ.

યૂરોપ અમેરિકાના દેશોમા આજ સુધી જેટલી વિદ્યાઓ અને કલાઓ શોધાઈ છે તેમા દિનપર દિન સુધારો વધારો થતો જઇ, તે સુધારાની ટોચ ઉપર ચઢતી જાય છે અને આપણી તથા એ દેશોમાની દરેક વિદ્યા કલાઓની સરખામણીમાં આપણો દેશ ઘણોજ પછાત છે. માત્ર સંગીત વિદ્યાકલાની બાબતમા એથી ઉલટુ જોવામા આવે છે. આ વિદ્યા આજ આપણા દેશમા એક અમુલ્ય હીરો માટીથી ખરડાઇ કે લેપાઇ ગયો હોય તેની બરાબર પડી રહી છે, એ સગીતરૂપ હીરાને સાફ ધોઈ, તેને પામા ( પૈલુ ) પાડી, દુનિયાની બજારોમા સર્વે હીરાઓની ઓળમા મુકવાની જરૂર છે હાલ જે સ્થિતિમા, એ છે તે સ્થિતિમા કોઈ પણ દેશ તેનાથી ચઢતો નથી પણ ઉતરતો જ છે જેથી સગીત વિદ્યાકલાના જે જે જિજ્ઞાસુઓ, શોખીનો કે સ્વદેશની વિદ્યાકલાના ઉત્કર્ષકો હોય તે તે સર્વેની ખાસ ફરજ છે કે, તેની સુધારણા અને ઉન્નતિ કરવા માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ સંગીત વિદ્યાકલાની સુધારણા શામા અને શી રીતે કરવાની છે તે વિષેના માર્ગોની થોડીક દિશાઓ બતાવવામા આવે છે

(૧) **સગીતલેખન ( નોટેશન ) પદ્ધતિ** આખા હિંદુસ્થાનમા એક હોવી જોઇએ, એ ખાસ ધ્યાનમા નખવા જેવી બાબત છે અને તે વિષે પાઠ ૧૨ મા તથા અગ્રેજી નોટેશનની સરખામણીમા જે જે જણાવ્યુ છે તે ઉપરથી જણાઈ આવશે જ કે, આ પુસ્તકમા અમે સ્વીકારેલી પદ્ધતિ જ સર્વથા ઉત્તમ ને સરલ છે, એટલુજ નહી પણ યૂરોપિયન નોટેશન કરતા પણ ઉત્તમ છે, તો તેનો પ્રસાર સર્વ હિંદુસ્થાનમા કરવો જોઇએ, કે જેથી **આખા હિંદની સગીતલિપિ એક થાય.**

(૨). **દેશજ ગીતો અથવા લૈકિક સંગીતોનો સંગ્રહ** સંગીતલેખનથી કરવાની ઘણી જરૂર છે જેમકે હિદુસ્થાન, પજાબ, સિધ, ગુજરાત મહારાષ્ટ્ર, બગાલ, મધ્યપ્રાત વગેરે દેશોમા લાના સામાન્ય સ્ત્રીપુરુષો જે ગીતો લગ્ન, જનોઈ વગેરે માગલિક તથા અમાગનિક પ્રસગે હાન ગાય છે તેનો સગ્રહ નોટેશનથી થવો જોઇએ. કેમકે રાગરૂપ રત્નો એ ખાણોમાથી ઉત્પન્ન થએલા છે, જેથી એ ખાણોમાની રેતી અને તેમાના રત્નોનો પ્રાકૃતિક ને શાસ્ત્રીય સબંધ શો છે તે જણાઈ આવે

(૩) **શાસ્ત્રીય રાગનાં ગીતોનો નોટેશનના રૂપમાં સંગ્રહ** કરવાની ખાસ જરૂર છે હાલ જ્યા ત્યા પાછળ બતાવેલા ૫૦-૬૦ રાગોજ પ્રચારમા છે, પરંતુ હજી તો

---

* નાદબ્રહ્મયોગ એ નામનો નવો યોગમાર્ગ છે, અને તે વિષે અમે સ્વતંત્ર લેખ લખી રાખ્યો છે એ યોગ તદન નવોજ હોઈ દરેક મનુષ્યથી અધિકાર પરત્વે ઓછા વધતા અનુભવથી પણ અજમાવી શકય તેવો છે. પ્રસગ મળ્યે એ ગ્રંથ પ્રસિદ્ધિમા મુકાશે.

× આને માટે જુઓ અમારૂ યોગદિવાકર. પૃ ૧૦૧ થી ૩૩૪.

સેંકડો રાગો અને તેના ગીતો એટલા પછાત પડેલા છે કે, તે સર્વે ઉત્તમ ઉત્તમ જુના ગવૈયાઓની પાસેથી શીખી લઈ, તે સર્વેના નોટેશનો કરીને પ્રસિદ્ધ કરવા જોઇએ હાલ કંઈ નહી તો ૨૦૦-૨૫૦ રાગ ઘણા ગવૈયાઓ જાણે છે ને બીજા અપ્રસિદ્ધ ૨૦૦-૩૦૦ રાગોની ચીજો ગાયનો ) નો લોપ જ થઈ ગયો છે તે દરેક ચીજો એક એક કીમતી રત્નો છે તે રત્નો જે ગવૈયાઓની પાસે છે તે ગવૈયાઓ સ્વર્ગમા સીધાવશે તો આપણને પણ સ્વર્ગમા ગયા વિના તે મળી શકે તેમ નથી જેથી સઘળા પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ રાગો, તેમનાં સ્વરાત્મક સ્વરૂપો અને ચીજો એ સર્વેનો સંગ્રહ સંગીતલેખનથી થવો જોઇએ આપણા સંગીતનો ખરા જયવંત, કીર્તિવંત અને ઝગમગતો પ્રકાશ આખી દુનિયા ઉપર જે બાબતથી પડી શકે તેવો છે તે માત્ર આ એકજ બાબત છે, એ ઘણું જ ધ્યાનમા રાખવાની જરૂર છે

(૪) જેમ નોટેશનથી તેમ ગ્રામોફોન કે ફોનોગ્રાફની મદદથી ઉપરની બાબતો છેક તરૂપમા સંગ્રહી શકાશે

(૫) આપણા દેશના વાજીંત્રોમા સુધારો વધારો કરી, તેને શુદ્ધ શાસ્ત્રીય સ્વરૂપ આપી તે પ્રમાણથી સર્વે તતુવાદ્ય, અવનદ્ધ સુષિર અને ઘન એ ચારે વર્ગનાં વાદ્યો બનાવી તેના કારખાના ઉઘાડવાની જરૂર છે તેથી આપણા દરેક વાજીંત્રો પણ સુધરશે અને દેશમા વાદ્યત્રનો ઉદ્યોગ સારા પાયા ઉપર આવશે

(૬) હાલ લગ્ન જોઈ, મેળાવડા પ્રસંગે જેમ અંગ્રેજી બેંડ વાગતુ આપણે સાભળીએ છીએ, તેમ તે જગોએ આપણી જુની વ્યવસ્થાના ઝઘડો કે કુતપોમા સુધારો કરી જુદી જુદી તરેહના હિંદી મંડળ કે ભારતીય કુતપો બનાવવાની જરૂર છે, અને સર્વ સમાજે તેને જ આવકાર આપવાની જરૂર છે

(૭) સંગીતશાસ્ત્ર ઉપર આજ સુધી અનેક વિદ્વાનોએ અનેક ગ્રંથો લખ્યા છે, તેમાના પ્રાચીન ગ્રંથોનો શોધખોળ કરી તેમને મૂળ અને ભાષાતરથી છપાવી પ્રસિદ્ધ કરવા, અને નામાકિત ગવૈયા, બજવૈયા કે ગ્રંથ કર્ત્તાઓના જીવનો તથા સમગ્ર સંગીતના ક્રમિક ભાવ નારૂપ ઇતિહાસો રચવા આજનુધી હિંદુસ્થાન અને યુરોપમા એમ બને દેશમાની લાયબ્રેરીઓમા લગભગ ૨૨૫-૨૫૦ પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો હોવા વિષે જણાય છે એ બધા ગ્રંથો પૂર્વે રચાયા હતા એ સ્પષ્ટ છે, તેમાથી માત્ર સંગીતરત્નાકર પારિજાત રાગવિબોધ, દર્પણ વગેરે ૮-૧૦ ગ્રંથોજ હાલ છપાયા છે ને હજી સેકડો ગ્રંથો મેળવીને છપાવી નાખવાની જરૂર છે એ બધુ કાર્ય થશે તો જ સંગીતની શાસ્ત્રીય બાબતોનો સંપૂર્ણ ઇતિહાસ લખી શકાશે, અને સંગીતનાં દરેક વિષયો વિશેના પ્રાચીન નિયમો શોધી કહાડી તેમા સુધારો વધારો કરી શકાશે

(૮) સંગીતના શિક્ષણ માટે પાઠશાળાની ખાસ જરૂર છે અને તેમા નાદ વિદ્યા, સ્વરશાસ્ત્ર, પ્રસ્તારગણિત, રાગશાસ્ત્ર, ગાનક્રિયા, તાલલયવિદ્યા, નાટ્ય શાસ્ત્ર, નૃત્યકલા, નૃત્તકલા છંદગાન રચના વિદ્યા અને સાહિત્યશાસ્ત્ર એવા શાસ્ત્રનું પ્રયોગસિદ્ધ અને શાસ્ત્રસિદ્ધ જ્ઞાન જે તે વિષયના વિદ્વાન પ્રોફેસરોએ આપવુ જોઇએ

આવી પાઠશાળા નીકળવાની આશા વ્યર્થ છે, પરતુ પોતપોતાના ગામના સગીતના જિજ્ઞાસુઓ એકત્ર મળી પોતપોતાને ગામે એક એક મંડળી કરીને રહે, તો એવી અનેક ગામોની અનેક મંડળીઓના સમેલનથી ભવિષ્યમા સંગીતની એક **મહાસભા** બંધાય, અને તે માર્ફતે ઉપલી કલ્પના કોઈ કાળે અમલમા મુકાય ખરી. આથી આવી પાઠશાળામા અનેક સંગીતનિપુણ **પડીતો** અને ગાયકો કે કલાકુશલો ઉત્પન્ન થઈ શકશે.

(૯) **સંગીતનું સંગ્રહસ્થાન**, કે જેમા સંગીતના દરેક વાદ્યો, તેના વગાડનારાઓ, પ્રાચીન અર્વાચીન સગીતનિપુણોના ચિત્રો, રાગરાગણિઓના કલ્પિત પરંતુ સાહિત્યશાસ્ત્રાનુસાર ચિત્રો, દુનિયામાંના તમામ વાજીત્રો, તેમના વગાડનાર, રસ ભાવ અને પ્રકૃતિરૂપ મનોભાવનું દર્શન કરાવી શકાય એવા ફોટો-ચિત્રો વગેરે રાખવા ઉપરાંત સંગીતના તમામ પ્રાચીન અર્વાચીન ગ્રથો અને મહાપુરૂષોના ચિત્રોનો સગ્રહ રાખવો આ વાત અમલમાં મુકવા માટે જે તે વસ્તુઓનો સગ્રહ, દરેક ગામની નહાની નહાની સંગીત મંડલીએ કરવો અને તેવો સગ્રહ, આવા મહા સગ્રહસ્થાનને એ મંડળીએ અર્પણ કરી ઉત્તેજન આપવુ

આ પ્રકારે સગીતના કેન્દ્રરૂપ એક **મહાસભા, પાઠશાલા** અને **સગ્રહસ્થાન** આખા હિંદને માટે હોવાની ખાસ જરૂર છે, અને એ કેન્દ્રમાથી આખા દેશમા સગીત સબધી સુધારા વધારાની ગતિઓ ઉત્પન્ન થઈ તેનુ ફળ મૂળ કેન્દ્રમા આવી મળવુ જોઇએ આ સર્વ અમલમા મુકવા માટે જાહેર પ્રજાની મદદ મેળવવી, રાજા મહારાજાઓનો નિયમિત આશ્રય મેળવવો, દરેક નાટક કપનીઓએ દરેક વર્ષે એ બે ખેલો ઉત્તેજનાર્થે આપવા વિનવવુ, અને આપણી દયાળુ સરકાર પાસે લૉટરીના રૂપમા મદદ મેળવવી વગેરે અનેક ઉપાયો છે એ સર્વ બાબતો ધ્યાનમા રાખી, દરેક જિજ્ઞાસુ યથાશક્તિ આ મહાયજ્ઞ કરવા ઇચ્છા રાખશે તો યજ્ઞ નારાયણના દર્શન કરવાનો સુયોગ કોઇક કાળે પણ ખાસ આવશેજ એવી ભાગી આશા રાખી શકાય છે

આ પ્રમાણે સગીતના દરેક શોખીન અને આ કલા ઉપર સ્વાભાવિક પ્રીતિ ધરાવનાર સ્વદેશ પ્રેમી પુરૂષે, આ વિદ્યાભ્યાસના અધ્યયન અને અધ્યાપનના માર્ગો સમગ્ર જન સમાજને સુલભ થઇ પડે તેમ કરવામા પોતે યથાશક્તિ યત્ન કરવુ એમા જ ખરૂ દેશ હિત તથા પરોપકારરૂપ ધર્મ એ બન્ને સમાયલા છે દરેક મનુષ્ય આ રીતે પોતપોતાની કલા અને શાસ્ત્ર ખીલવવામા લક્ષ આપી શકે તો તેમા સમગ્ર દેશની સર્વ બાજુથી આધ્યાત્મિક ઉન્નતિ સમાએલી છે તે સ્પષ્ટ છે

**સંગીત એ નાદબ્રહ્મયોગ** * છે અને યોગના જેમ યમ, નિયમ, પ્રાણાયામાદિ આઠ અગો છે તેમ આના પણ છે. ગાયકે પોતાનું વર્તન કે ચારિત્ર્ય ઉત્તમ રાખી યમ નિયમએ બે યોગશાસ્ત્રમા જણાવેલા અગો પ્રમાણે વર્તવુ આસનમા વીરાસન રાખવુ, પ્રાણાયામ તરીકે સ્વરને જેટલા દીર્ઘકાળ સુધી ટકાવી રખાય ત્યા સુધી ટકાવી રાખવો એનેજ સમજવાનો છે, પોતાની ઇંદ્રિયોનુ બહાર ફરવાનુ વલણ બન્ધી રાખી અદર સમેટી લેવી તે પ્રત્યાહાર છે, સ્વરોની સુસ્વરતારૂપ દેશમા જ પોતાના કંઠને રોકવો તે ધારણા અને જે રાગ ગાવો હોય તેનું દેવતાત્મક ધ્યાન કરવુ તે ધ્યાન છે, અને એ ધ્યાન એકાગ્ર જામી જાય,

ને શ્રોતાગાતા બંને એક રૂપતાને પામે તે સમાધિ છે આ સ્થિતિમા આવ્યા પછી જે આનંદ થાય છે તેથી, બાહ્ય જગતના ત્રાસ, દુખો વગેરે સર્વ ભુલાઈ જાય છે આજ કારણથી સર્વ કોઈ મનુષ્યોએ પોતાથી જે રીતે બને તે રીતે, પણ પરમાત્માની ભક્તિ સંગીત દ્વારા કરવી એ ભક્તિ સંગીત દ્વારા કરવાથી ભક્તિની જે અપંગ ( ઊંચી ) સ્થિતિ તેમા ભક્ત ત્વરાથી પ્રવેશ પામી શકે છે, અને અખંડ શાંતિ-આનંદનો અનુભવ લઈ શકે છે રોજ રાત્રે નિદ્રા લેવાની પૂર્વે, દરેક ઈશ્વર ભક્તે પરમાત્માની ભક્તિ સંગીત દ્વારા કરવાનો નિત્ય નિયમ રાખવાથી બેહદ લાભ છે એથી મન અને મગજના તંતુઓને વિશ્રાંતિ મળે છે, અને નિદ્રામા પણ મનની વૃત્તિ પરમાત્મા સાથે જાણે જોડાયેલી હોયની ! તેવુ લાગવા માંડે છે એજ કારણથી એક સ્થળે ભગવાન નારદને કહે છે કે, હે નારદ ! હુ વૈકુંઠમા નથી, તેમ યોગીઓના હૃદયમા પણ નથી, પરંતુ જે ભક્ત મારા ગુણોનું ગાયન-ભજન-કરે છે તેમના જ હૃદયમા છુ એ કારણથી ઈશ્વરને પ્રાપ્ત કરવાના જેમ યોગ, ભક્તિ, જ્ઞાનાદિ અનેક સાધનો છે તેમ આ સંગીત પણ એક સહેલુ, પવિત્ર અને દૈવી સાધન છે, તો તે સાધનદ્વારા દરેક મનુષ્યોએ યથાશક્તિ મોક્ષનો માર્ગ મેળવી લઈ, પરમાત્માને કે આત્માને ઓળખી કૃતકૃત્ય થવુ

ૐ શાંતિ શાંતિ શાંતિ

ગણપતરાવ ગોપાળરાવ, બર્વે.

( નાદબ્રહ્મોપાસક. )



## અંગ્રેજી નોટેશન વિષે વિશેષ વિચાર.

પૂર્વે જણાવેલું જ છે કે, અંગ્રેજીમાં નોટેશનની બે પદ્ધતિઓ ચાલૂ છે તેમાંની એકને **સ્ટાફ** ( Staff ) નોટેશન પદ્ધતિ કહે છે અને બીજીને ટૉનિક સોલ્ફા ( Tonic solfa ) નોટેશન પદ્ધતિ કહે છે. સ્ટાફ નોટેશનને આપણે રેષા બિંદુ લિપિ કહીશું અને ટૉનિક સોલ્ફાને **સ્વરાક્ષર લિપિ** કહીશું. સ્ટાફ નોટેશનને **સ્ટેવ** ( Stave ) નોટેશન પણ કહે છે. આ પદ્ધતિ ઘણી જૂની છે. એ પદ્ધતિનું બરાબર સ્વરૂપ પૃ૦ ૩૦૫ થી આપ્યું છે. એમાં અમુક લીંટી કે ખાનામાં મીંડું મુકીએ તો અમુક સ્વર ગણાય છે, અને તે મીંડાને કાળના ચિન્હથી અંકીત કરી સ્વર અને કાળનું બંધારણ નક્કી કરી સંગીતલેખન કેવી રીતે કરવું તે વિષે સમજાવવામાં આવેલું છે. હવે બીજી પદ્ધતિ જે

### ટૉનિક સોલ્ફા નોટેશન

તે વિષે થોડુક જાણવાની જરૂર છે. આ ગ્રંથમાં અમે જે પદ્ધતિ સ્વીકારી છે તેને કેવળ મળતી આવે એવી પદ્ધતિ તે આ છે. આમાં સાત સ્વરોને માટે નીચે પ્રમાણે ટુંકી સંજ્ઞાઓ સ્વીકારવામાં આવી છે.

| સાત સ્વરનાં નામ. | | દરેક સ્વરની ટુંકી સંજ્ઞા. | |
|---|---|---|---|
| **દેશી.** | **અંગ્રેજી.** | **દેશી.** | **અંગ્રેજી.** |
| ૧. ષડ્જ. | Do (ડો) | स | d |
| ૨. ઋષભ. | Re (રે) | रि | r |
| ૩. ગાંધાર. | Me (મી) | ग | m |
| ૪. મધ્યમ. | Fah (ફા) | म | f |
| ૫. પચમ | Sol સોલ | प | s |
| ૬. ધૈવત. | Lah (લા) | ध | l |
| ૭ નિષાદ. | Te (ટી) | नि | t |

આપણે કોમલને માટે ˇ આ ચિન્હનો અને તીવ્રને માટે ˆ આ ચિન્હનો ઉપયોગ કરીએ છીએ તેમ આ નોટેશનમા કોમલને માટે સ્વરસંજ્ઞાના અક્ષરની પાછળ a (એ) વધારવામાં આવે છે. જેમકે, ˇरि ˇमॅ ˇधॅ ˇनि કોમલ લખવા હોય તો ra, ma, la, ta તીવ્રને માટે અક્ષરની પાછળ e (ઇ) વધારવામા આવે છે; જેમકે **म** તીવ્ર લખવો હોય તો fe આમ લખાશે.

આપણામાં સપ્તકનાં ચિન્હ છે તેમ આ પદ્ધતિમાં પણ છે. મધ્ય સપ્તકના સ્વરો માટે કોઈ પણ ચિન્હ નથી. મધ્યથી ઊંચેના તાર વગેરે સપ્તકો માટે, સ્વરાક્ષરની જમણી બાજુએ માથાની જોડમાં 1, 2, 3 એવા આંકડા અને મધ્યથી નીચેના મંદ્રાદિ સપ્તકો માટે સ્વરાક્ષરની જમણી બાજુએ નીચે 1, 2, 3 વગેરે આંકડા લખાય છે. જેમકે, એક જ **स** જુદા જુદા સપ્તકોવાળો લખવો હોય તો નીચે પ્રમાણે લખવો.

આપણી રીતે स॒ स॒ स॒ स सं सं सं

ટૉ૦ સોલ્ફા પ્રમાણે $d_3$ $d_2$ $d_1$ d $d^1$ $d^2$ $d^3$

### માત્રા તથા કાળ વિષે

શી વ્યવસ્થા છે તે ટુંકામાં જણાવીએ છીએ. સ્ટાફ નોટેશનમાં માત્રા અને તેના

દ્રુતાદિ નહાના કાળ વિભાગો અને ગુરૂ વગેરે મોટા કાળ વિભાગો વિષેની સમજુતી આપણા દેશી પદ્ધતિ સાથે પાઠ ૮ માં તેમજ પૃષ્ઠ ૩૦૫ માં આપેલી છે. ટૉનિક સોલ્ફામાં એ બધો ગોટાળો કાઢી નાખ્યો છે. તેમા ગુરૂને માટે : આવું વિસર્ગનું ચિન્હ અને લઘુને માટે . આવું પૂર્ણ વિરામનુ ચિન્હ સ્વીકારવામાં આવ્યું છે. એ ચિન્હો સ્વરોની વચ્ચે મુકાય છે. આપણા કાળ સાથે એની સરખામણી આ પ્રમાણે છે.

| દેશી કાળ | ચિન્હ | ઉદાહરણ | અંગ્રેજી કાળ | ચિન્હ | ઉદાહરણ |
|---|---|---|---|---|---|
| ગુરૂ | ऽ | सा़ | ક્રોચેટ | : | d : |
| લઘુ | | स स | ક્વેવર | . | d. d |
| દ્રુત | | स् स् | સેમી ક્વેવર. | , | d, d. |
| અણુ | ञ | स् स् | ડેમી સેમી ક્વેવર | | , d d. |

એટલે કે આમાં ગુરૂ કાળને માટે જે ચિન્હ નક્કી કરવામાં આવ્યુ છે, તે ચિન્હની વચમાં લઘુ દ્રુતાદિ વ્યવસ્થા ઉપર પ્રમાણે થઈ શકે છે. હવે જો ગુરૂ ઉપરાંતના કાળ માટે ચિન્હ કરવું હોય તો તે લઘુ ગુરૂની જગાઓમાં આડી લીંટીઓ વધારીને કરી લેવામા આવે છે. જેમકે:—

પ્લુત ( ૩ માત્રા ) सा़. d :–.
કાકપદ सा़ d :—: મહા હંસ પદ सा़
હંસપદ सा़ d .—:— —: d :—:—:—:—:—:–:—:
દોઢ માત્રા ( સાર્ધ લઘુ ) स़ d , :

કાળના વિશ્રામને માટે આ પદ્ધતિમાં જુદાં જુદાં ચિન્હ નથી, પણ ગુરૂને માટે જે વિસર્ગ રખાય છે તેની વચમાની જગાઓ ફક્ત ખાલી રાખવામાં આવે છે. જેમકે,

હંસપદ વિશ્રામ ( સેમી બ્રેવ રેસ્ટ ) : : :
કાકપદ „ ( મીનીમ રેસ્ટ ) : :
ગુરૂ „ ( ક્રોચેર „ ) :
લઘુ „ ( ક્વેવર „ ) . :
દ્રુત „ ( સેમી „ „ ) . ,

મતલબ કે ગુરૂને માટે જે જગા નક્કી કરવામા આવેલી છે તે જગાના લઘુ, દ્રુત, અણુના વિભાગો પ્રમાણે ભાગો પાડી નાખી તેમાં કાળનાં ચિન્હોનો સમાવેશ કરવામાં આવ્યો છે. હવે

### તાલ વિષે

જરા વિસ્તારથી જાણવાની જરૂર છે. અંગ્રેજી સંગીતમાં જેટલા તાલ વપરાય છે તે બધા પૃ ૩૦૫ ની નીચે આપ્યા છે.

આપણા દેશી તાલો ઘણાખરા બે કે તેથી વિશેષ અંગવાળા હોવાથી તેમાં બે કે તેથી વિશેષ તાળીઓ મારવામાં આવે છે. જેમકે ત્રિતાલમાં ૩ તાળી, ચોતાલમાં ૪ તાળીઓ મારવી પડે છે વગેરે અંગ્રેજી તાલોનું તેમ નથી. તેમાં તો ગમે તે તાલ હશે તેની

એક જ તાળી આપવામાં આવે છે; જેથી તેમના તાલ એક અગ કે બાર વાળા હોય છે. અને તે બારમાં જેટલી માત્રાનો ગાળો આવે તે પ્રમાણે તેમના તાલની વિવિધતા જુદી જુદી ગણાય છે. કોઇ પણ તાલ, જેટલી માત્રાના સમૂહનો હશે તે સમૂહનું જે ચોક્કસ માપ થશે તેને મેઝર કહે છે. આ ઉપરથી સમજી શકાશે કે તમામ અંગ્રેજી તાલો ૨, ૪ કે ૮ માત્રાના **એકતાલા** અને ૩, ૬ કે ૧૨ માત્રાના **દાદરા**ના પ્રકારમા આવી જાય છે.

કોઇ પણ તાલના દરેક અંગ (બાર) મા જેટલા કાકપદ, ગુરૂ, લઘુ કે દ્રુત લેવાના હોય તે પ્રમાણે દરેક તાલની અપૂર્ણાંકના રૂપમા સંજ્ઞાઓ નક્કી કરવામાં આવે છે. અને તે સંજ્ઞાઓ પોતે જ તાલના નામ તરીકે વપરાય છે. જેમકે $\frac{4}{8}$ ( ફોર એઇટ ) સંજ્ઞાવાળો તાલ (ટાઇમ) વગેરે. આ સંજ્ઞાઓ કર્ક્ષદ્નને આરંભે ટ્રેબલ કે બાસનું ચિન્હ મૂક્યા પછી લખવામાં આવે છે. અંગ્રેજી સગીતમાં જેટલા તાલ વપરાય છે તેનું, આપણા દેશી તાલ માત્રાના સંબંધ સહિત કોષ્ટક આપીએ છીએ.

| નંબર | તાલસંજ્ઞા. | તાલ (ટાઇમ નો નામોચ્ચાર. | દરેક બારમાં કેટલા કાળવિભાગ આવ તે. | તાલની કુલ માત્રાનો સમૂહ. | દેશી તાલની સરખામણી અને તે પ્રમાણે તાલ સ્વરૂપ. |
|---|---|---|---|---|---|
| ૧ | $\frac{2}{2}$ (૨/૨) | ટુ ટુ ટાઇમ. | ૨ દ્વિગુરૂ (કાકપદ)-મીનીમ | ૮ | માનુષી જાતિ એકતાલ ડ |
| ૨ | $\frac{2}{4}$ (૨/૪) | ટુ ફોર ,, | ૨ ગુરૂ-ક્રોચેટ | ૪ | ચતુશ્ર જાતિ ,, \| |
| ૩ | $\frac{2}{8}$ (૨/૮) | ટુ એઇટ ,, | ૨ લઘુ-ક્વેવર | ૨ | પાક્ષિક જાતિ ,, ૦ |
| ૪ | $\frac{3}{2}$ (૩/૨) | થ્રી ટુ ,, | ૩ મીનીમ | ૧૨ | પ્લુતસકીર્ણ ,, ૩ |
| ૫ | $\frac{3}{4}$ (૩/૪) | થ્રી ફોર ,, | ૩ ક્રોચેટ | ૬ | દાદરો કે વૃત્ત , ˚ |
| ૬ | $\frac{3}{8}$ (૩/૮) | થ્રી એઇટ ,, | ૩ ક્વેવર | ૩ | જલદ દાદરો ૦̆ |
| ૭ | $\frac{4}{2}$ (૪/૨) | ફોર ટુ ,, | ૪ મીનીમ | ૧૬ | કાકપદ જાતિ એક તાલ× |
| ૮ | $\frac{4}{4}$ (૪/૪) | ફોર ફોર ,, | ૪ ક્રોચેટ | ૮ | માનુષી જાતિ ,, ડ |
| ૯ | $\frac{4}{8}$ (૪/૮) | ફોર એઇટ ,, | ૪ ક્વેવર | ૪ | ચતુશ્ર જાતિ ,, \| |
| ૧૦ | $\frac{6}{4}$ (૬/૪) | સીક્સ ફોર ,, | ૨ સાર્ધ કાકપદ ૬ ક્રોચેટ) | ૧૨ | પ્લુત સકીર્ણ ,, ૩ |
| ૧૧ | $\frac{6}{8}$ (૬/૮) | સીક્સ એઇટ ,, | ૨ સાર્ધ ગુરૂ ( ૬ ક્વેવર ) | ૬ | દાદરો ˚ |
| ૧૨ | $\frac{6}{16}$ (૬/૧૬) | સીક્સ સીક્સ્ટીન,, | ૨ સાર્ધ લઘુ(૬ સેમી ક્વેવર) | ૩ | જલદ દાદરો ૦̆ |
| ૧૩ | $\frac{9}{8}$ (૯/૮) | નાઇન એઇટ | ૩ સાર્ધ ગુરૂ (૯ ક્વેવર) | [illegible] | સકીર્ણ જાતિ એકતાલ ૩ |

આમાના ૧, ૨, ૩, ૧૦, ૧૧, ૧૨ એ નબરવાળા તાલોને ડયુપલ (Duple) કે દ્વિકાળ વર્ગીય તાલ કહે છે કેમકે એ તાલોના દરેક બારમા જે કાળવિભાગ આવે છે તે બે બેના સમૂહથી આવે છે, તેમજ ૪, ૫, ૬ અને ૧૩ નબર વાળા તાલોને ટ્રીપલ (Triple) કે ત્રિકાળ વર્ગીય તાલ કહે છે, કેમકે એ તાલોના દરેક બારમા જે કાળ વિભાગો આવે છે તે ત્રણ ત્રણના સમૂહથી આવે છે નબર ૭, ૮, ૯ વાળા તાલોને ક્વાડ્રુપલ (Quadruple) કે ચતુષ્કાળ વર્ગીય તાલ કહે છે, કેમકે તેમાના દરેક બારમા જે કાળવિભાગો આવે છે તે ૪-૪ ની સખ્યાથી જ આવે છે

ઉપરના તાલોની અપૂર્ણાકના રૂપમા સજ્ઞાઓ પાડેલી છે તેનો અર્થ પૃષ્ઠ ૩૦૬ ની શરૂઆતમા આપ્યો છે દરેક બારમા જે કાળવિભાગ જેટલીવાર લેવો હોય તેની સખ્યા ઉપર લખાય છે, અને એ લેવાયલો કાળવિભાગ હસપદનો ( સેમી બ્રેવનો ) કેટલામો ભાગ થય છે તે નીચે જણાવવામા આવે છે જેમકે, $\frac{4}{8}$ ( ફોર એઇટ ) નો અર્થ એ છે કે, દરેક બારમા ૪ લઘુ લેવા હોય તો તે ઉપર લખાય છે, અને તે લઘુ, હસપદનો ૮ મો વિભાગ છે માટે તે નીચે જણાવાય છે એટલે કે દરેક બારમા જે કાળ જેટલીવાર લેવો હોય તે ઉપરના આકડાથી સમજવો અને તે કાળ કયો તે નીચેના આકડાથી સમજી લેવો એટલે કે આમા હસપદને એકમ સ્થાને માની લીધો છે અને મહાહસપદ (બ્રેવ) વ્યવહારમા નહી ગણતા, હસપદથી જ બધો વ્યવહાર ચલાવી, તેના માપથી તાલનું માપ કઢાય છે

તાલની આ વ્યવસ્થામા એવુ સ્વીકારવામા આવ્યુ છે કે, દરેક બાર કે મેઝર (તાલ) મા જેટલા કાળવિભાગ આવે તે ઉપરથી તે તાલનું સ્વરૂપ જુદુ જુદુ માનવુ પરતુ એ વ્યવસ્થા બરાબર નથી એ વ્યવસ્થા યુરોપિયન સગીતની નજરે યોગ્ય ગણી શકાશે પણ હિદી સગીતની દૃષ્ટિએ તે યોગ્ય ગણી શકાશે નહી કેમકે અમુક તાલમા આટલાજ કાળ વિભાગ આવે જ એવો નિયમ હી શકતો નથી જેમકે, $\frac{3}{4}$ ટાઈમના દરેક બારમા ત્રણ જ ગુરૂ આવે એમ કઈ નથી છ લઘુ અથવા એક કાકપદ અથવા ૧૨ દ્રુત પણ આવે, એકદરે ૭ માત્રાનો મેળ સધાય જેથી આ દૃષ્ટિએ વિચાર કરતા જણાઈ આવશે કે, ઉપર બતાવેલા ૧૩ જાતના તાલમાથી ૨ ૪ ૮ કે ૧૬ માત્રાના સમૂહવાળા તાલ એકતાલાની જાતિના છે અને ૩ ૬ કે ૧૨ માત્રાના સમૂહવાળા તાલ દાદરાની જાતિના છે માત્ર ૯ માત્રાનો $\frac{9}{8}$ તાલ જુદો પડે છે ને તેને આપણે સકીર્ણ જાતિ એકતાલમા ગણીએ છીએ

ટૉનિક સોલ્ફા પદ્ધતિમા કુલ તાલ છ જાતના જ માન્યા છે જેમકે ૨ પલ્સ, ૩ પલ્સ, ૪ પલ્સ ૬ પલ્સ, ૮ પલ્સ અને ૧૨ પલ્સ મેઝરમા બધા તાલોને વહેચી નાખ્યા છે આ વ્યવસ્થા કઈક ઠીક, સરલ અને સીધી છે આપણા ગુરૂ કાળને આરભસ્થાને માનીને તેને પલ્સ એવુ નામ આપ્યુ છે અહિં પલ્સનો અર્થ એક શ્વાસ અને બીજો ઉશ્વાસ એ બને લેવા માટે જે કાળ લાગે છે તે કાળ એવો સમજવાનો છે અને તેના જુદા જુદા મેઝર ( સમૂહ ) માં ઉપરના ૧૩ તાલને ( કે જે સ્ટાફ નોટેશનમા સ્વીકારવામા આવ્યા છે તેમને ) નીચે પ્રમાણે વહેંચી નાખ્યા છે

| ટૉનિક સોલ્ફા તાલનાં નામ. | | તેમા સ્ટાફ તાલ કયા કયા સૂમાઇ શકે છે તે તાલો. |
|---|---|---|
| ૧. ટુ પલ્સ મેઝર. | ( દ્વિ ગુરૂનો તાલ ) | $\frac{2}{2}$, $\frac{2}{4}$ |
| ૨. થ્રી પલ્સ ,, | ( ત્રિ ગુરૂનો તાલ ) | $\frac{3}{2}$, $\frac{3}{4}$, $\frac{3}{8}$ |
| ૩. ફોર પલ્સ ,, | ( ચતુર ગુરૂનો ,, ) | $\frac{4}{2}$, $\frac{4}{4}$ |
| ૪. સીક્સ પલ્સ ,, | ( ષડ્ ગુરૂનો ,, ) | $\frac{6}{4}$, $\frac{6}{8}$ $\frac{6}{16}$ |
| ૫. નાઇન પલ્સ ,, | ( નવ ગુરૂનો ,, ) | $\frac{9}{8}$ |
| ૬. ટવેલ પલ્સ , | ( દ્વાદશ ગુરૂનો ,, ) | $\frac{12}{8}$ |

એક લઘુ અક્ષરનો સ્વાભાવિક ઉચ્ચાર થવામાં જેટલો કાળ લાગે છે તેને આપણામાં **માત્રા** કહે છે; એને જ ઇંગ્રેજી સગીતમાં **પલ્સ** કહે છે. આ પલ્સનું માપ સ્ટાફ નોટેશનમા ને આપણી દેશી પદ્ધતિમાં એક જ છે, ટૉનિક સોલ્ફા પદ્ધતિમાં ગુરુ કાળને પલ્સ તરીકે સ્વીકારેલુ જોવામાં આવે છે. તો પણ એ લયના ભેદનો પ્રકાર છે એમ વિચારતાં ઘડીભર એમજ સ્વીકારી લઇએ કે, ટૉનિક નોટેશનમા સ્વીકારેલી 'પલ્સ' તે આપણી એક જ માત્રા છે, તો ઉપરના છ જાતના તાલોને (પૃ૦ ૭૮, ૭૯ મા જણાવેલા) **એક-તાલાના** વર્ગમાના નીચેનાં દેશી નામો આપી શકાશે.

| ટૉનિક તાલનુ નામ. | દેશી તાલનું નામ. | ટૉનિક તાલનું નામ. | દેશી તાલનુ નામ. |
|---|---|---|---|
| ૧. ટુ પલ્સ મેઝર. | દ્વયસ્ર જાતિ એકતાલ | ૪. સીક્સ પલ્સ મેઝર. | વૃત્તજાતિ એકતાલ ( દાદરો ). |
| ૨ થ્રી પલ્સ ,, | ત્ર્યસ્ર ,, ,, | ૫ નાઇનિ પલ્સ ,, | સકીર્ણ જાતિ એકતાલ |
| ૩. ફોર પલ્સ ,, | ચતુશ્ર જાતિ એકતાલ | ૬. ટવેલ પલ્સ ,, | પ્લુત જાતિ એકતાલ. |

આ છ જાતના તાલો નોટેશનના રૂપમા કેવી રીતે લખવામાં આવે છે તે વિષે થોડુંક જણાવી લઇએ. આપણા મુખમાથી જે અક્ષરો નીકળે છે તે ઉપર ધ્યાન આપતાં જણાશે કે, કેટલાક અક્ષરો ઉપર ભાર મુકાય છે અને કેટલાક ઉપર ભાર નથી મુકાતો. ભાર મુકીને બોલાતી ક્રિયાને **એકસેન્ટ** ( Accent ) કે **સ્ટ્રેસ** ( Stress ) કહે છે. જે અક્ષર, માત્રા કે પલ્સ ઉપર એકસેન્ટ હોય તેને સ્ટ્રૉગ ( Strong ) કહે છે, કે જેને આપણે તાળી કે તાલ કહીએ છીએ જે અક્ષર, માત્રા કે પલ્સો ઉપર તાલ પડતો નથી તેને **વીક** ( Weak ) કહે છે, અને જે અક્ષર, માત્રા કે પલ્સ ઉપર ખાલી આપવામાં આવે છે તેને મીડીયમ ( Medium ) કહે છે. સ્ટ્રૉગ અને મીડીયમ (તાળી અને ખાલી) ના નિયમો પૃષ્ઠ ૭૦ થી ૭૭ સુધીમાં બતાવ્યા પ્રમાણે જ છે. અને તે રીતે દરેક મેઝરના તાલ કેવી રીતે લખાય છે તે નીચે આપીએ છીએ.

સ્ટાફ નોટેશનમાં દરેક તાલના દરેક બાર જે રીતે લખાય છે તે રીતે જ ટૉનિકમાં પણ લખાય છે, પણ તેમાં થોડો ફેર છે. જે પલ્સ ઉપર તાળી કે આઘાત હોય તે પલ્સ ( અક્ષર કે સ્વર ) ની પહેલાં મહોટો બાર અપાય છે અને જે પલ્સ ઉપર ખાલી હોય તે પલ્સ કે અક્ષરની પહેલાં નહાનો ( એટલે કે અડધો ) બાર લખાય છે. જેમકે—

| | |
|---|---|
| ૧. ટ્રુ પલ્સ મેઝર. | \| સા : રી \| ગ : મ \| પ : ધ \| ની : સાં |
| દેશી નોટેશનની રીત પ્રમાણે. | सा री \| ग म \| प ध \| नी सां \| |
| ૨. થ્રી પલ્સ મેઝર | \| સા : રી : ગ \| રી : ગ : મ \| ગ : મ : પ |
| દેશી રીત પ્રમાણે. | सा री ग \| री ग म \| ग म प \| |
| ૩. ફોર પલ્સ મેઝર | \| સા : રી \| ગ : મ \| પ : ધ \| ની : સાં |
| દેશી રીત પ્રમાણે. | सा री ग म \| प ध नी सां \| |
| ૪. સીક્સ પલ્સ મેઝર | \| રી : ગ : ગ \| મ : પ : પ |
| દેશી રીતે. | री ग ग म प प \| |
| ૫. નાઇન પલ્સ મેઝર | \| ગ : મ : પ \| ગ : મ : રી \| સા રી : સા |
| દેશી રીતે | ग म प ग म री सा री सा |

આ ઉપરથી એ પણ જણાઇ આવશે કે તળીને માટે મોટો બાર. અને ખાલીને માટે નહાનો બાર, તે તાળી કે ખાલી જે અક્ષર ઉપર પડે તેની પહેલા અપાય છે. આપણામાં તો તાળી કે ખાલીને માટે અક્ષર કે સ્વરની નીચે – અને ૦ ચિન્હ અપાય છે, :અને આપણામાં જે બાર અપાય છે તે તાલનાં અંગો તરીકે અપાય છે આપણા તાલની રચના યુરોપિયન તાલોના કરતાં જરા જુદી તરેહની અને નિશ્ચપૂર્ણ છે એ પણ ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે.

## મ્યૂઝીકલ સ્કેલ અથવા સપ્તસ્વર માલા.

ઉપર પ્રમાણે સ્વર અને તાલ વિષે જાણ્યા પછી સ્કેલની રચના વિષે જાણવાની ઘણી જરૂર છે. સ્કેલ એટલે શું અને તે કેવી રીતે સ્વીકારવામા આવ્યા છે તે વિષે પૂર્વે પૃ૪ ૨૩૭, ૨૩૮, ૨૬૯, ૨૭૦, ૨૭૧, ૨૭૨ અને ૩૦૯ મા સ્પષ્ટતાથી સમજાવવામા આવ્યુ છે. એ વિષે હવે થોડાક વિશેષ વિચાર કરી આ વિષય પૂરો કરીશું

સ્ટાફ નોટેશનમા સ્વરનાં નામનાં આધાક્ષરોને બદલે લીટી તથા ખાનામાં બિંદુઓ મુકવામા આવે છે આથી જે નંબર વાળા સ્વરનુ જે નામ હશે. અને સ્વર જે લીટી કે ખાનામાં મુકાતો હશે તે જગા કાયમ રહે છે. એટલે કે અમુક નંબરનો સ્વર ટ્રેબલ કે બાસ કલેફની અમુક લીટી કે ખાનામાં જ આવે એવું ઠરી ચુકેલું છે. ને એમ દરેક સપ્તકના દરેક સ્વરો આકૃતિ ૩ માં જણાવેલી પદ્ધતિ પ્રમાણે ટ્રેબલ કે બાસ કલૅફમાં લખાય છે, જેથી

# १८. वसंततिलका.

इतरनाम– उद्धर्षिणी, सिंहोद्धता, सिंहोन्नता, मधुमाधवो, तक्ता, वसंततिलक, वसंततिल, शोभावति, चेतोहिता.

छंद– शक्करी, ૨૯૩૩ મું વૃત્ત. अक्षर– १४ ( ગાયનમાં માત્રા ૨૧ )

माप– त भ ज ज ग ग उदा०–थाशे वसंततिलका, तभजाजगागे.
SSI SII ISI ISI S S

યતિ ૮,૬ અક્ષરે કહ્યા છે. આમાં પ્રથમ તગણ આવેલો હોવાથી તેની પાચ માત્રા થાય છે, તે જો ચાર માત્રાનો ગણ હોત તો બાકીની માત્રાના ખડકો ચાર ચાર માત્રાના પડત, ને તેથી આ વૃત્ત ગાયનોપયોગી થાત, પરતુ તેમ નહિ હોવાથી ગાયનમાં વિશેષ અનુકૂળ નથી. આજ સુધી જનસમાજમાં આ વૃત્તની બોલવાની જે ઢબ રૂઢ થઈ ગએલી છે તેજ ઢબે બોલવામા આ વૃત્તનુ સૌંદર્ય સમાયલુ છે.

૧.

જેને ન જાણી સકરો મન ઇંદ્રિ ધર્મ, જેને ન પામી સકશે ગુણ દેહ કર્મ;
એવા પરાત્પર પ્રભૂ અતિ શક્તિમાન, પાદારવિંદ નમિ નિત્ય ધરૂં હું ધ્યાન.
જે પૂર્ણ ઇશ્વર પ્રભૂ નિજ શક્તિ યોગે, ઉત્પન્ન વિશ્વ કરી તે થકી છે વિયોગે,
જીવો તણી ગતિ કૃતિ ચિતમા ધરે છે. ભક્તોનુ રક્ષણ કૃપા થકી તે કરે છે.

( ઇશ્વર પ્રાર્થનામાળા ભા ૧ )

૨.

આડી કરી નજર જોઈ નિચું નિહાળે, ને અંગુલી મૃદુથી હાથ મિષે તુ ડાબે.
જોતાં પિતા હસિ નિહાળી ડબાઈ જાતી, આહાર હાલી વદતો–ધડકંતી છાતી.

( લગ્ન સમયે લજવાતી કન્યાના હૃદયનો ભાવ. કાંતા નાટક. )

૩.

આ એક પાસ ઉતરે શશી અસ્ત માર્ગે, આ ઊગતા રવિતણા જ કુસુંબી પાદ!
સંસાર આ અહિં દશા–યુગ–અંતરાળે, બે તેજના ઉદય અસ્તથી બાંધી રાખ્યો.

( સરસ્વતી ચન્દ્ર. ભાગ ૧. પૃ. ૧૩૦ )

૪.

સંગીતનો પરમ અદ્ભુત શો પ્રતાપ! પામે નવુ જીવન જે જન હોય કયાન્ત,
પામે ક્ષુધાર્ત સુખ, શોક નિમગ્ન હર્ષ, ચિન્તા શમે, વળી મટે અતિ પાપ ભાર (રમણભાઈ)

૫,

કેવું ઉછાળો અમૃતોદધિના પ્રવાહે, કાલોપકંઠ ચસવાનુ પ્રદેશમાં હે,
લાવસ્ય એક ક્ષણુ દાખવતું સુરેખ, છે માનવી જીવન શંખલું એવું એક. ૧
આવ્યુ કિનારપર જેહ તરંગ રાજે, છે તે મહાન બળિયો નિજ તરવમા જે;
બીજો તરંગ ઉપકંઠ પ્હણે પખાળે, ને જો! વિલુપ્ત થયુ શંખલું તેજ કાળે! ૨.
( કૃષ્ણરાવ ભોળાનાથ. )

तापत्रयौपधिवरस्य हि तत्स्मितस्य, निःश्वासमन्दमरुता निवुसोकृतस्य ।
एते कडंकरचया इव विप्रकीर्णाः, जैवातृकस्य किरणा जगति भ्रमन्ति ॥

અર્થ—તેનું સ્મિત કેવુ છે? ત્રિવિધ તાપના રામબાણુ ઔષધિરૂપ છે આ જૈવાતૃક (ચંદ્ર) એજ તે સ્મિત છે જે મુખમાંથી એ સ્મિત નીકળે છે તેજ મુખમાથી શ્વાસ પણુ નીકળે છે, અને આ મન્દ મન્દ પવન એજ તે શ્વાસ છે એ સ્મિતરૂપ ઔષધિ ભુસાં ભુસા જેવી થાય છે, અને તેનો છાલા છોતરા જેવો ભૂકો એ પવનથી ચોપાસ ફેનાઈ વેરાઈ જતો હોય તેમ એ ચન્દ્રના કિરણુ જગતમા ભ્રમણુ કરે છે. અર્થાત્ આ ચોપાસ ઈશ્વરનું સ્મિત કિરણુ રૂપે જગતના ત્રિવિધ તાપનો નાશ કરતું વ્યાપી રહ્યું છે.

यस्य त्वया व्रणविरोहण मिङ्गुदीनाम्, तैलं न्यषिच्यत मुखे कुशसूचिविद्धे ।
श्यामाक मुष्टि परिवर्द्धितको जहाति, सोऽयं न पुत्रकृतकः पदवी मृगस्ते ॥

અર્થ—( હે શકુંતલા! ) આ મૃગનું બચ્ચુ ત્હારૂ બાળક જેવુ ત્હે કરી લીધેલુ છે, મુઠીએ મુઠીએ સામો ખવડાવી ત્હે એને મ્હોટું કરેલુ છે, એના મુખમા દર્ભનો કાંટા વાગો ત્યારે ઘા રૂઝાડવા તેમા ઇંગુદીનું તેલ ત્હેં પુરેલું છે તે મૃગ બાળક ( અત્યારે તું જવા બેઠી ત્યારે સ્વાભાવિક પ્રીતથી ) ત્હારો માર્ગ રોકી બેસે છે ને તે માર્ગને છોડતુંજ નથી (શાકુંતલ)

૪૮. (क) સાદી શ્લોકની ઢબ.

ॐ रीगुरि रीगरिगरिगरिगमुपमुगु | रीगरिग रीस स रिगु मगरीगरिससु |
જે સત્ય રૂ પશિ વ મં • ગલ શાંતિદાતા જે પૂ • ર્ણું શ ક્તિ ય કી સ હિ સ મ સ્ત ધા • તા

ॐ मृपृपपु मपपपृ मपपु धपमग | री गरिग गरिस सरिगु मगरी गरीसु |
જે છે સ મ ર્થ ક ર વા શુ ભ પૂ ર્ણ કા • મ પા મે • ન જે • નિ ક રૂણા કદિ એ વિ રા મ

૪૯. (ख) કાફીરાગની ધુનમા .

ॐ निसरीरिरीरिरिरिरीरिगगुगगरिसरि/नीनीनिनीनिनिनिसनिसगरिगगरिसा|
આ • એ ક પા સ ઉ ત રે શ શિ અસ્તમાં ગેં • આ ઉ ગ તા ર વિ ત ણા જ કુ સું • બી પા • દ
સ • સાર આ અહિ દ શા યુ ગ અ ત રા જે • બે તે જ ના ઉ દ ય અ સ્ત વિ બા ધિ રા • ખ્યો

૫૦. (ખ) કાલંગડા રાગની ધુનમાં.

ॐ स रि स रि रि स रि रि स नि सा स रि ग रि ग रि स नि ।
જો · પ્રે · મ મા · જુ ગ વ હે ૫ ણુ અ લ્પ દી · સે ·

ॐ रीं रीं रि रीं रि स नि सा स रि ग रि ग रि सा ।
ઉ ઠે ૫ ળે ૫ ળ ખુ બી ન વ લી વિ શે · પે

ॐ सासा रिममगमम पमगरि गरिसनि । रींरींरिरींरि सनिंसासरिगरिगरिसा ।
પ્રે ગી સમીપથિજતા ચિતડુચિ રા · ૫ ·　ને ભાત્ર એ ક ૫ લ તે ૫ છીં ૧ પંથા · ૫

## १९ मालिनी. ( मानिनी, नूतनमाला. )

छंद–अतिशर्क्करी. ४६७२ मुं वृत्त.　　　अक्षर–१५ ( ગાયનમાં માત્રા ૨૨ )

माप–न न म य य　　　उदा०–ननमयय वर्णुथी, मालिनी ठीक थाशे.
III III SSS ISS ISS

૮,૭ અક્ષરે યતિ કહ્યા છે, આ વૃત્તના અક્ષરોની માત્રાના સરખા વિભાગો પડતા નહિ હોવાથી ગાયનમા અનુકૂળ નથી.

૧.

ગિરિસમ તુલનાના કજ્જ્લોએ કરીને, વિવિધ વિવિધ રગો, સિંધુપાત્રે ભરીને,
તરૂવર તૃણુ કેરા લેખનોને ધરીને, ધરણીં સુપટ કેરા કાગળો પાથરીને.　૧
નિશદિન નિત્ય પ્રત્યે શારદા વિશ્વમાત, પ્રભુ ગુણુ મહિમાની જો લખે સર્વ વાત,
નહિ નહિ નહિ પામે પાર તારો અગાધ, ચકિત મુહિત થૈને જોડીં રૂહેશેજ હાથ.　૨
( ભોળાનાથ સારાભાઇ )

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णाः । त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ॥
परगुण परमाणून् पर्वतीकृत्य नित्यम् । निजहृदि विकसन्त सन्तिसन्तः कियन्तः॥

અર્થ—મન, વાણી અને કર્મ એ ત્રણે સ્થાને પુણ્યરૂપી અમૃતથી ભરેલા, ઉપકારની પરંપરા-માલાથી ત્રિભુવનને પ્રસન્ન કરતા, પારકાનો ગુણ પરમાણુ જેટલો હોય તો તેને પર્વતનું રૂપ આપી નિત્ય પોતાના હૃદયમા વિકાસ પામનારા સજ્જન કેટલા છે ? તો કહે વિરલા છે

૫૧. (क) શ્લોકની સાદી ગઇ

ॐ मपपप पपपु पुपूप पुपुध पप ग | रिगरि गरिस सरि रिग गुमगुरीु ग रिस सा |
ગિરિસમતુલનાનાઙ્ગ્લોએક રી • ને વિ વિ ધ વિવિ ધ ર • ગો • સિધુપાત્રે ભ રી • ને

ॐ रिगरि गरिग रीुगुरीु गरिग मुपगुगु | रिगरि गरिस सरि रिग गुमगुरीु गरिससा |
ત રૂ વ ર તુ ણુ કે રાં લે ખ નો. નેધરીને ધ ર ણિ સુ પ ટ કે . રા . કાગળોપા થ રી. ને

૫૨. (ख) કાલગડા રાગની ધૂનમા.

ॐ स रि रि रि रि स नीु सा स रि ग गु गु रि रीु स निं |
દ લ થીં ત મ હ ણુ તો ચ • દ્ર તુ તે જ ઙ તીં •

ॐ स रि स रि स रि स नि सा स रि ग गु म ग रि ग रि सा |
ક મ લ ક રિ નિ કા • સી ભૃં • ગ ને મુ • ક્તા કે • તીં

ॐ स सं स स स रि ग म मु मु म प म गु रि ग रि स नि |
અ તિ શ ય થ ઈ તા. તો વિ શ્વ મા. પ્રે િ મા . ણુ .

ॐ स रि रि रि रि स नीु सा स रि ग गु गु रि ग रि सा |
ન ૭ પ તિ સ મ અ બ્રે ભે • ચ ઢે ભ વ્ય ભા • ણુ

૫૩. (ग) કાફી રાગની ધૂનમા

ॐ स स रि रि रि रि रीु रीु गु ग गु गु ग ग रि स रि |
म न सि च च सि वा ये पु ण्य पी यू प पू . र्णां .

ॐ नि निं निं निं निं निं नीु सा नीु स रीु गु ग ग रि निं स |
त्रि भु वं न मु प का र श्रे णि भि प्री ण य • न्त •

ॐ नि स रि रि रि रि रीु रीु रीु म मु म ग ग ग रि स रि |
प र गु ण प र माणुन् प र्व ती कृ • त्य नि • त्य मू

ॐ निं निं निं नि नि नि नीु सा नीं स रीु गु ग ग रि नि स |
नि ज हृ दि वि क स न्त स न्ति स न्त किय : न्त •

## ૨૦ चामर. ( तूणक, तूण, पंचयामल. )

छंद– अतिशर्करी, १०९२३ મુ વૃત્ત. अक्षर–१५ ( ગાયનમાં માત્રા ૨૩ ).
माप– र ज र ज र उदा०– सात आठ छे यती, र, जार जार चामरे.
SIS ISI SIS ISI SIS

૮,૭ અક્ષરે યતિ. આ વૃત્તના ૬–૬ માત્રાના સરખા વિભાગો પડતા હોવાથી ગાયનમાં બહુજ અનુકૂળ છે. ૩ કે ૬ માત્રાના કોઇ પણ તાલમાં ( દાદરા વગેરેમાં ) આ વૃત્ત ગાવામાં આવે છે. માત્ર છેલ્લો અક્ષર ત્રણ માત્રા લંબાવી માત્રાના સરખા વિભાગો કરી લેવામાં આવે છે.

૧.

ધન્ય ધન્ય ધન્ય દેવ ધન્ય છે કૃતિ બધી, સૃષ્ટિ પાળવા સ્રજ્યાં તમે ફલાન ઔષધિ,
માતને સ્તને તમે સ્રજાવ્યુ પ્રેમથી પયે, બાલ જીવનાર્થ એ દયા કીધી દયામયે. ૧
વ્યોમમાં વિરાજીને રહે રવિંદુ મંડલે, સર્વમાં જણાય સત્ય નાથનુ બહુ બલે,
ગાઉં હું તમારૂં નામ, નિત્ય ભક્ત વત્સલે, ભક્તિમાં રહે કૃપાલ વૃત્તિ મારી નિશ્ચલે. ૨
( પ્રાર્થનામાળા ૨. )

સૂચના—આ વૃત્ત નારાચ વૃત્તની રાહો તથા રાગોમાં ગવાય છે, તેથી આ વૃત્તની ગાવાની પદ્ધતિ નારાચ વૃત્ત પ્રમાણે હોવાથી તેની ઢબ–રાહો અહિં આપી નથી. નારાચને **પંચચામર** કહે છે. ને તે માત્ર એકજ અક્ષરથી વધારે છે.

## २१. नाराच અથવા पंचचामर.

इतरनाम–पंचचामर, नराच, नराय, नाराज, नागराज, विपक्ष.
छंद– अष्टि, २१८४६ સું વૃત્ત. अक्षर—१६ ( ગાયનમાં માત્રા ૧૬ )
माप—ज र ज र ज ग उदा०—जरा जरा जगा धरो, नराचमांहि भावथी.
ISI SIS ISI SIS ISI S

૮,૮ અક્ષરે યતિ. આ વૃત્તમાં પણ ૬–૬ માત્રાના સરખા વિભાગ પડતા હોવાથી ગાયનને માટે નારાચવૃત્ત બહુ અનુકૂળ છે. તાલ દાદરો.

૧.

અનાદ્યનંત દેવ વિશ્વના પિતા તમે પ્રભુ, સમર્થ સત્ય સ્વામિ સર્વ સાક્ષ છો સદા વિભુ;
વિનંતિ સર્વ વિશ્વનાથ ચિત્તમાં વિચારશો, દયાનિધાન દેવ સર્વ દોષને નિવારશો. ૧
કરો પ્રકાશ સત્ય જ્ઞાનભાનુનો સદૃ સ્થળે, કૃપા વિના કદાપિ દુઃખ દૈત્યનું નહી ટળે;
પ્રજા તમારી છે; પિતા કદી નહિ વિસારશો, દયા નિધાન દેવ સર્વ દોષને નિવારશો. ૨
( પ્રાર્થનામાળા ૨ )

૫૪. (क) સાદી ઢબ. તાલ દાદરો. માત્રા ૬.

निं | सा रि सा निं | सा रि सा निं | सा रि सा निं | सा रि गु स | रि म म मु
અ ના ધ નં ત દે વ વિ શ્વ ના પિ તા ત મે પ્ર ભુ સ મ • ર્થ સ

गु रि सा निं | सा रि गु स | री स सा | એજ પ્રમાણે ત્રીજું અને ચોથું ચરણ
સ્વા મિ સ ર્વ સા ક્ષિ છો સ દા વિ ભુ બોલવામાં આવે છે

૫૫. (ख) રાગ ભૈરવી. તાલ દાદરો. માત્રા ૬.

स | धु प धु प | म प म ग रि ग | री नि सा म | री नि सा : | स | री नि सा रि
કે શે પ્ર કા શ સ • ત્ય જ્ઞા • ન ભા નુ નો સ હ સ્ય જે હે પા વિ ના ક

गु गु मु म | गु ग मु म | मु रि सा : | म | धु म धु नि | सा नि सा सं | री नि सा सं
દા પિ દુઃ ખ દે શ નુ ન હીં ટ જે પ્ર જા ત મા રીં છે પિ તા ક દી ન હી વિ

री स धु :: स | धु प धु प | पु म ग रि ग | स रि नि सा म | री नि सा
સા ર સો દ યા નિ ધા ન દે વ સ • ર્વ દો • ષ ને નિ વા ર ગો

## २२. मन्दाक्रान्ता.

छंद– अत्यष्टि, १८९२९ મું વૃત્ત. अक्षर:१७. ( ગાયનમાં માત્રા ૨૭ )

माप– म भ न त त ग ग. उदा०–मन्दाक्रान्ता, श्रुतिपडहये, मामनातातगागे.
SSS SII III SSI SSI S S

૪,૬,૭ અક્ષરે યતિ. આ વૃત્તની માત્રાના સરખા વિભાગ પડતા નહી હોવાથી ગાયનમાં અનુકુળ નથી. કોઇને દૂત તરીકે મોકલતાં તેનું વર્ણન આ વૃત્તમાં કરવામાં આવે છે.

૧.

સંધ્યાકાલે મૃદુ નજરથી વિશ્વને જોતું જોતુ, ચાલ્યું જાયે દિનકરતણું બિમ્બ ક્ષિતિજમાંથી,
ચાલ્યુ જાવું ! જગપતિ તણી એવી ઇચ્છા હશે હા ! આંખું તોએ જગત સઘળું શોક ધારી બને કાં ? ૧
ભાસે જે આ જગત નજરે ઊગવું અસ્ત થાવું, તે તો મિથ્યા દિનપતિ જુએ એક રૂપે રહેતાં;
કો વેળાએ ધુળ ધુમસ કે વાદળાંથી છવાયો, ઝાંખો ભાસે મનુજ નજરે નેત્રનો દોષ એ તો. ૨

( પ્રભાશંકર દલપતરામ પટણી કૃત, કેશવકૃતિની શ્રદ્ધાંજલિ )

૨.

જો ! જો ! પેલો ઘુઘુઘુઘુઘુઘૂ નાદ ગંભીર બોલે, ઊંડો પેસે મુજ હૃદયને શાન્તિનું નીર ડોલે;
તે થાયે ત્યાં પ્રતિરવ કંઈ ઊપનો ઊર્મિમાળા, ક્યાંથી પામ્યો અતિ ગહન આ શક્તિઓ સિંધુ કાળા ૧

( હૃદયવીણા. પ્રકૃતિ રહસ્ય )

यद्वीचीभिः स्पृशसि गगनं यच्चपाताल मूलम् ।
रत्नैरुद्दीपयसि पयसा यन्निधत्से धरित्रीम् ।
धिक् सर्वं तत्तव जलनिधे यद्विमुच्याश्रुधाराः ।
तीरे नीरग्रहणरसिकेनाध्वगेनोज्झितोऽसि ॥

અર્થ—હે સાગર! મોજાવડે તું ગગનને સ્પર્શ કરે છે, રત્નોવડે તું પાતાળને પ્રકાશિત કરે છે, અને ધરતીનું તું આચ્છાદન કરે છે, ત્હારા એ સર્વ પરાક્રમને ધિક્કાર છે. કારણ પાણી લેવાનો રસિયો પ્રવાસી ત્હારા તીર ઉપર આંસુની ધારાઓ મૂકી ત્હારો ત્યાગ કરે છે

( પ્રકીર્ણ )

किं पृष्टेन द्रुततरमितो गम्यतां सा प्रिया ते ।
दृष्टा मार्गे दिवसमखिलं सास्रमेका मयैवम् ।
पान्थे पान्थे त्वमितिरभसोद्ग्रीवमालोकयन्ती ।
दृष्टे दृष्टे न भवति भवानित्युदश्रुर्वलन्ती ॥

અર્થ—પુછીને શું કામ છે? તું હવે અહિંથી એની પાસે સત્વર ચાલ્યો જા! ત્હારી તે પ્રિયાને મ્હેં આખો દિવસ માર્ગમા કેવી રીતે રોતી દીઠી તે સાંભળ! જે જે વટેમાર્ગું મળે તે તુંજ હઇશ એવું જાણી, ચમકી, ડોક ઉંચી કરી કરી તેને એ જોવા લાગતી હતી અને જોઈ જોઇને, તે તું નથી એવું સમજાતા તરત આંસુ ભરી પાછી વળતી હતી.

( પ્રકીર્ણ )

પ૬. (क) શ્લોકની પદ્ધતિ પ્રમાણે

ॐ मु पु पु पृ म प प प प पु मु प पु पु ध प म ग रि ।
સ ધ્યા કા ળે મૃ દુ ન જ ર થી વિ શ્વ ને જો તું જો તુ ·

ॐ रीं गु रीं र गु ग रि स स रि गु गु म गु रीं ग रि स सा ।
ચા લ્યુ જા યે દિ ન ક ર ત ણુ બિં બ ક્ષિ તિ જ મા · થી

ॐ रींगु गरि गरि रिग रिग रि गरि रीं गरिग मु प मु गु ।
ચાલ્યુ જા · વું · જગ પ તિ ત ણી · એ વીં ઈ · ચ્છા હ શે હા

ॐ रीं गु रीं गु ग रि स स रि गु गु म गु रीं ग रिस सा ।
ઝાં ખુ તો એ જ ગ ત સ ધ ળુ શો ક ધા રી બ ને · કા

પ૭ (ख) કાફી રાગની ધૂનમા

ॐ सा रीं रीं रीं रि रि रि रि रि रीं रीं म मु मग ग गरि सरि ।
સં ધ્યા કા ળે મૃ દુ ન જ ર થી વિ શ્વ ને જો · તું જો · તું ·

ॐ नीं नीं नीं नीं ध निं नि नि नि सा नीं स रीं गुं ग ग रि नि सा |
ચા સ્યું જા એ દિ ન ક ર ત ણું બીં બ ક્ષીતી જમા • થી •

૫૮ (ग) કાલંગડા રાગની ધૂનમાં

ॐ रीं रीं स नि सा स रिं स रिं नि सा स रिं ग ग मग रिं गरिं सनि |
રા ધ્યા કા • લે મૂ ઽ ન જ ર થી વિ શ્વ • ને જો• તું જો • તુ •

ॐ रीं रीं स नि सा स रिं रिं स नि सा स रिं ग गु मग रिं गरिं सा |
યા સ્યુ જા • એ દિ ન ક ર ત ણું બિ • બ ક્ષીતી • જ માં • થી

ॐ सा सा रिं म मु रिं म म म म मु रिं ग गु मग रिं गरिं स नि |
ચા સ્યુ જા • વુ જ ગ પતિ ત ણી એ વી ઇ ચ્છા ક રો • હા •

ॐ स रिं स रिं स नि सा रिं स रिं स नि सा मरिं ग गु मग रिं गरिं सा |
ઝા • ખુ • તો • એ જ ગ ત સ ધ ળુ શો • ક ધારી બ ને • કાં

## २३. पृथ्वी.

छंद.— अत्यष्टि, ૩૮૭૫૦ મું વૃત્ત अक्षर. ૧૭ ( ગાયનમાં માત્રા ૨૪ )

माप— ज स ज स य ल ग. उदा०—दिशा नवपरे जसा, जसयला ग पृथ्वी धरो.
ISI IIS ISI IIS ISS I S

૮,૯ અક્ષરે યતિ આ વૃત્ત પણ ગાયનને બ હાર અનુકૂળ નથી આવા વૃત્તમાં ૮-૮ માત્રાના ૩ વિભાગ પડે છે, પરંતુ તે ૩+૫ મળીને પડે છે દીપચંદી તાલમાં ૭ માત્રાનો દરેક ખંડ હોય છે તે ૩+૪ નો હોય છે, અને ઝપતાલમાં ૫ માત્રાનો જે દરેક વિભાગ હોય છે તે ૨ + ૩ નો હોય છે, તેમ પૃથ્વી વૃત્તમાં નિયમિત વિભાગ જોતા એ એક નવીન તાલ ગણીને તેનો વ્યવહારમાં યોગ્ય ઉપયોગ કરી શકાય તેવો છે

૧.

અનંત અવકાશનું હિત સૂજે ઉરે બ્રહ્મ જે ! અનંત-તતકાલનુ સત ખરૂં અનાદ્યંત તે !
અનંત જીવયોનિના સગુણ કોટિ સંકલ્પનું અવિકૃત નિધાન-આદિ-અવસાન સર્વેશનું ! ૧
અનંત મુખ જે સ્ફુરે, સ્ફુરણમાંજ જીવી રહે, વિચાર-અભિલાપ-ગાન-રતિ તે તણા ભાસ્કર !
ભજે ઉર ઉમંગથી સરલ આ શિશુભાવથી, અનેક યુગ દેશના કંઈ મહાનુભાવો તને, ૨
પીંતા મૃતસંજીવની વિમલ વારૂણી તાહરી, દગો સકલ દેશ-કાલ અપરોક્ષ ઝાંખુ લહે,
રમે રંગવહે મીંઠું અમર જોમ શ્રદ્ધાતણું, (જ્વલંત સત એ મહાન રસરૂપ આત્મા ગણું)
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો, વસે તું નિજ રંગમાં સકલ સૂત્ર તું હાથમાં ૩
( સુદર્શન પુ. ૧૭ અં. ૪. આરોહણ કાવ્ય ઉપરથી )

૫૯. (क) લોકોમાં બોલાતી સાદી રાહ.

ॐ स गु ग ग म पु म गु रिं स रिं नीं स गु रीं निं सा। અથવા
અ નં ત અ વ કા શ તુ હિ ત સ્ર જે ઉ રે પ્ર ભ જે

(બાકીનાં ચરણો એજ પ્રમાણે બોલવાં.)

ॐ स गुं रि ग ग मुं रिं गुं रिं रिं स नीं स गु रीं स सा।
અ નં ત અ વ કા શ તુ હિ ત સ્ર જે ઉ રે પ્ર ભ જે

(બાકીના ચરણો એજ પ્રમાણે બોલવા.)

## २४. हरिणी.

छंद– अत्यष्टि, ४६११२ મુ વૃત્ત. अक्षर– ૧૭. (ગાયનમાં માત્રા ૨૫)

माप–न स म र स ल ग. उदा०–छयुग मुनिये, नस्मारासा, लगे हरिणी करो.
III IIS SSS SIS IIS I S

૬, ૪, ૭ અક્ષરે યતિ. આ વૃત્ત પણ ગીતાનુકૂળ નથી, કેમકે તેની માત્રાના સરખા વિભાગો પડતા નથી

૧.

પુનિત પ્રભુતા, વિશ્વાકારે, અને પૃથિવીપરે, રસિક હૃદયો આત્મા તે જે નકી કલના કરે,
વિલીન થઈને, આત્માકેરી, પ્રભામય તાનમાં, લલિત કવિતા, વર્ણું ત્હારી, સ્તુતિ કરૂં ગાનમાં

(સ્વ ગચિત)

नकिल भवतां स्थानं देव्या गृहेऽभिमतं ततस् ।
तृणमिव वने शून्ये त्यक्ता न वाप्यनुशोचिता ॥
चिरपरिचितास्तेते भावाः परिद्रवयन्तिमाम् ।
इदमशरणैरद्याप्येवं प्रसीदत रुद्यते ॥

અર્થ—( સીતાને વનમાં તજી દીધા પછી રામચન્દ્ર અયોધ્યા વાસીયોને કહે છે. ) તમારા–મ્હારા ગૃહમાં સીતાદેવી સ્થાન કરે એ તમને નજ ગમ્યું, તો શૂન્ય વનમાં તૃણની પેઠે તેને તજી દીધી! એટલું જ નહિ પણ એની પાછળ શોક પણ નથી કર્યો. લાબા પરિચયવાળા આ બધા પદાર્થો હવે મને નીચોવે છે ( મ્હારૂં હૃદય ઓગાળે છે), અને અશરણ બનીને આજ પણ માત્ર આમ્ રોઈ પડાય છે–તેટલું ક્ષમા કરો.

( ભવભૂતિ કૃત ઉત્તરરામ નાટક. )

ज्वलतुगगने रात्रौ रात्रावखण्डकलः शशी ।
दहतुमदनः किंवामृत्योः परेण विधास्यति ॥
ममतु दयितः श्लाघ्यस्तातो जनन्यमलान्वया ।
कुलममलिनं न त्वेवायं जनोनचजीवितम् ॥

અર્થ—પૂર્ણચન્દ્ર ગગનમાં ગત્રે રાત્રે જ્વાલારૂપે પ્રકટો! મદન મ્હને બાળી નાખો! મૃત્યુથી વધારે તે એ શું કરવાનો હતો? હુ તો મ્હારા શ્લાધ્ય તાતને, વિમલવંશની જનનીને અને વિમળ કુળને દયિત ગણું છુ તેના આગળ મ્હારો પ્રિયજન પણ દયિત નથી અને આ મ્હારૂ જીવન પણ દયિત નથી. ( ભવભૂતિ )

૬૦. (क) બહુજ સાદી ઢબ.

ॐ रि ग रि स स सा धुं स रि गु री नि नी स ग री नि सा |
પુ નિ ત પ્ર ભુ તા વિ શ્વા · કા શે અ ને પૃ થિ વી પ રે

(બધા ચરણે એ પ્રમાણે)

કાલગડા અને પીલુ રાગની ધૂનમા પણ બોલાય છે.

(ख) ઉપરનીજ પરંતુ જરા સારી રાહ.

ॐ सं ग रि स स स धुं धुं स रि ग म ग री स री स ग री स सं धुं |
પુ નિ ત પ્ર ભુ તા · વિ શ્વા · કા · શે · અ ને પૃ થિ વી પ રે ·

( બીજું અને ચોથું ચરણ આ પ્રમાણે બોલવું )

ॐ रि ग ग ग ग ग री री गु गु री रि ग री रि ग मु ग री |
સ ર સ પ્ર તિ ભા · આ ત્મા કે રા સુ ધા · ગ ગ ત ા ન માં

# २९. शिखरिणी.

छंद–अत्यष्टि, ૫૯૩૩૦ મું વૃત્ત. अक्षर १७. ( ગાયતમાં માત્રા ૨૫ )

माप–य म न स भ ल ग. उदा०–छए रुद्रे छेदो, यमनसभलागे शिखरिणी.
ISSISSSIII IIS SII I S

૬, ૧૧ અક્ષરે યતિ. આ વૃત્ત ગીતાનુકૂલ નથી, કેમકે તેની માત્રાના સરખા વિભાગો પડતા નથી.

૧.

રવીંદુના બિંબો ગ્રહ ઉપગ્રહો સર્વ ગગને, વિરાજે નક્ષત્રો ગણિત નિયમેથી અનુક્રમે;
અસંખ્યા તારાની ગણતરી કદાપી નથી થતી, કૃપાસિંધુ પ્રેરો સતત અમને શુદ્ધ સુમતિ. ૧
મહાસિંધૂ શોભે ગિરિવર સરો પૃથ્વિ ભુવને, ફલો પુષ્પો વેલી પ્રફુલ્લિત રહે સુંદર વને;
કરે નિત્યે અર્ચા અનુક્રમ થકી સર્વ પ્રકૃતિ, કૃપાસિંધુ પ્રેરો સતત અમને શુદ્ધ સુમતિ. ૨
ન જાણું હું મંત્રો નહિ પ્રભુ હું જાણું શ્રુતિસ્મૃતિ, ન જાણું પટશાસ્ત્રો નહિ હરિ હું જાણું જપવિધિ;
ન જાણું હું ગાનો નહિ વ્રત વિધાનો ન યમન, પરંતુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૩
ન જાણું સાહિત્યે નહિ વિદિત છે ભેદ રસના, ન શબ્દાલંકારો નહિ પદ ક્રમે કાવ્ય રચના;
ન જાણું હું યોગો નથિ કદિ કિધું શાસ્ત્ર શ્રવણ, પરંતુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૪
નથી દીધાં દાનો વ્રત નિયમ લીધા નથિ અમે, સદ જાણો મારી હૃદયગત વાર્તા પ્રભુ તમે;
મહા પાપો મારાં તમવિણ ક્ષમા કોણ કરશે, કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદિ થશે. ૫

( ઈશ્વર પ્રાર્થના માળા ભાગ ૨. )

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहैः,
अनाविद्धं रत्नं मधुनवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघम्,
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

અર્થ—અણસુંઘ્યું ફુલ, નખવડે પણ અણચૂંટી કળી, અણવીંધ્યું રત્ન, અણચાખ્યું નવું મધ, ખંડિત થવા ન માંડેલું પુણ્યોનું ફલ, એ સર્વના જેવું ડાઘ વગરનું આનું રૂપ છે, તેને ભોગવવા કીયા ભોગવનારને વિધાતા મોકલશે એની મને સમજણ પડતી નથી.

( શકુંતલાને જોઇ તેને વિષે દુષ્યંતને પડેલી ચિંતા. શાકુંતલ )

ॐ निं सा ग रि गु ग म ग रीं रि ग रि स निं सा रि ग रि स रि सा ।
ર વિ દૂ • નાં બિં • બો • ગ્ર હ ઉ પ ગ્રં હો સ • ર્વ ગ • ને

ॐ निं सा॒ ग रि ग॒ ग म ग री॒ रि ग रि स निं सा॒ रि ग स ग रि सा॒ |
વિ રા જે • ન ક્ષ • ત્રો • ગ ણિ ત નિ ય મે થી • અ તુ ક મે

ॐ म प॒ प॒ प॒ म प प॒ म प प प प प ध प॒ ध॒ नि॒ ध॒ प ध प म॒ ग॒ री॒ |
અ સં ખ્યા તા રા • ની ગ ણુ ત રિ ક દા • પી • • • થ તિ ન થી • •

ॐ निं सा॒ ग रि ग॒ ग म ग री॒ रि ग रि स नि सा॒ रि ग॒ रि स रि सा॒ |
કૃ પા સિં • ધુ પ્રે • રો • સ ત ત અ મ ને શુ • દ્ધ સુ મ તી
કાલંગડા અને પીલુ રાગની ધૂનમા પણ બોલાય છે.

## २६. विबुधप्रिया.

इतरनाम–मत्तकोकिल, कर्पूर, चर्चरी, चंचरी, चंचलो, चकवा.

छंद–धृति, ८३०१९ मु वृत्त अक्षर १८ ( ગાયનમા માત્રા ૨૬ )

माप–र स ज ज भ र
SIS IIS ISI ISI SII SIS

उदाहरण–थाय छे विबुधप्रिया दश आठ रात जजा भरे.

૧૦, ૮ અક્ષરે યતિ. ( પિંગળાદર્શ ) આમાં ૭-૭ માત્રાના વિભાગો પડતા હોવાથી આ વૃત્ત સંગીતાનુકૂળ વિશેષ છે. જેથી દીપચંદી ( ૩+૪ ના ખંડકો ) ઝુમરો, ત્રિપુટ ( તેવરો ) ગઝલ વગેરે ૭ કે ૧૪ માત્રાના ગેય પણ તાલમા ગવાશે. માત્ર છેલો અક્ષર ૪ માત્રા સુધી લંબાવવો જોઇએ

૧

આદિ કારણુ વિશ્વના અજરામરા પરમેશ્વરા,
ગાઇને સ્તુતિ પ્રેમથી કરિયે અમે અભિવંદના,
આપશો અમને તમે શુભ કર્મની પ્રભુ સાધના,
પાપ હારક પાવના કરશો સદા પ્રતિપાલના. ૧
શ્રોત્રના પણુ શ્રોત્ર છો પ્રભુ પ્રાણુ છો સહુ પ્રાણિના,
ચક્ષુના પ્રભુ ચક્ષુ છો વિભુ વાણિ છો સહુ વાણિના,
ચિત્ત છો સહુ ચિત્તના પ્રભુ સત્ય આશ્રય સર્વના,
પાપ હારક પાવના કરશો સદા પ્રતિપાલના. ૨
( પ્રાર્થનામાળા. ૨ )

૬૨ (क) સાદી રાહ મિશ્રજાતિ એકતાલ. માત્રા ૭

ॐ सा रि सा स निं | सा रि सा स निं | सा रि सा स निं | सा रि गु |
આ દિ કા ર ણ નિ શ્વ ના અ જ ગ મ રા પ ર મે શ્વ રા
આ પ શો અ મ ને ત મે શુ ભ ક ર્મ ની પ્ર ભુ સા ધ ના

ॐ स रि म मु प म | गु रि सा स निं | सा रि गु स स | री स सा |
ગા ૦ ઇ ને સ્તુ તિ પ્રે મ થી ક રિ યે અ મે અ ભિ વ દ ના
પા પ હા ર ક પા વ ના ક ર શો સ દા પ્ર તિ પા લ ના

૬૩. (ख) રાગ સોહની તાલ ત્રિપુટ ( તેવરા, ) માત્રા ૭

ॐ मु ध नी स स | री स नी स स | नी ध नी स स | स नि ध मु गु ॥
આ દિ કા ર ણ વિ શ્વ ના અ જ રા પ રા પ ર મે ૦ શ્વ રા ૦
આ પ શો અ મ ને ત મે શુ ભ ક ર્મ ની પ્ર ભુ સા ૦ ધ ના ૦

ॐ सा ग गु म म | गुं रि सा नि सं | नी ध नी स सं | सं नि ध मु गु |
ગા ઇ ને સ્તુ તિ પ્રે મ થી ક રી યે અ મે અ ભિ વ ૦ દ ના ૦
પા પ હા ર ક પા વ ના ક ર શો સ દા પ્ર તિ પા ૦ લ ના ૦

## २७. शार्दूलविक्राडित.

छंद–अतिधृति, १४८३३७ मुं वृत्त    अक्षर १८ ( ગાયનમાં માત્રા ૩૦ )

माप–म स ज स त त ग
SSS SIS ISI IIS SSI SSI S

उदाहरण–मासा जासततागः सूर्य मुनियै, शार्दूलविक्रीडिते

૧૨, ૭ અક્ષરે યતિ આ વૃત્તની માત્રાના સરખા વિભાગો પડતા નહિ હોવાથી ગીતને અનુકૂળ નથી તેની શ્લોક તરીકે બોલવાની જે પદ્ધતિ પ્રચલિત છે તેજ સ્વાભાવિક છે

૧.

જેને શૈવ કહે મહાન શિવજી, વેદાંતિયો બ્રહ્મને,
ન્યાયી શાસ્ત્રતણા પ્રમાણપટુઓ કર્તા કહે જેમને,

अर्हं जित्यज जैनशास्त्र वदतुं, कर्मेति मीमांसको,
बौद्धो बुद्ध कहेज, योग करता स्थापी कहे ईश छे. १
सांख्योना करता कहे पुरुष जे, विज्ञान विज्ञानिओ,
वादी कालतणा तमाम वदता कालस्वरूपे ज ए,
एवी रीते सहु शास्त्रवादपटुओ स्थापी कहे जेमने,
नादब्रह्म कही उपासन करूं आपे अति प्रेमने.

( स्व रचित )

अधारू थयु पातळु नभ विषे ताराद्युति नीतरी,
वीणा, ताल, मृदग, राग तरिने काने पडे आ घडी,
रात्री आ झणुणाट जेम करती, वेगे उडी जाय छे,
" निद्रानी मॉहीं पाखमा जत बधा जंपे प्रशान्ति विषे "

( मणिलाल कृत कांता, पृ १६ )

मध्यान्हे दववन्हिनोष्णसमये दंदह्यमानाद्गिरेः ।
कृच्छ्रान्निर्गतमुत्तृषं जलमथो चोक्यैकरक्षाक्षमम् ।
प्रेम्णा जीवयितुं मिथः पिबपिबेत्युच्चार्य मिथ्या पिबन् ।
निर्मग्नास्यमपीतवारि हरिणद्वन्द्वं विपन्नं वने ॥

अर्थ—मध्यान्ह काळ थयो छे अने ए तापनी वेगाए पर्वत दवना अग्निथी भडभडाट बळे छे तेमाथी हरिण हरिणीनुं जोडु महा प्रय ने नीकळी शक्यु अने तरसनुं मार्यु ए जोडु जळ आगळ आव्यु पण जळ तो एकज जणनी रक्षा करी शके एटलु हतुं आ बेमाथी आ जळ कोणे पीवु ? आणे जाण्युं के ए जीवे ने एणे जाण्यु के आ जीवे एम प्रीतिथी पोताना जीवनी उपेक्षा करी, अने सामानुं जीवन इच्छयु पोतपोताना मनमा आम धारी, नर अने मादा पाणीमा मोढु बोळु रहे। बोळी रह्या अने " तु पी, तु पी " एम एक बीजाने मात्र कहेवा लाग्यां अने तेनुं फळ ए थयु के, बेमाथी कोइए पाणी पीधु नहि अने प्रेमी जोडु–बिचारू हरिणनुं जोडु–वनमा मरी गयुं. ( प्रकीर्ण )

वातं स्थावरयन्नभः पृटकयन्स्रोतस्वती सूत्रयन् ।
सिन्धुं पल्वलयन्वनं विटपयन्भूमंडलं लोष्टयन् ।
शैलं सर्षपयन्दिशं च पलयंल्लोकत्रयं क्रोडयन् ।
हेलारव्धरयो हयस्तव कथंकारं गिरा गोचरः ॥

अर्थ—त्हारो अश्व केवो दोडे छे ? पवनने ते स्थावर करी मूके छे आकाशने पडीया जेवु करी देछे. नदीने सूत्र ( तांतणा ) जेवी करी दे छे. महासागरने न्हानी

તસાનડી જેવો કરી દેછે. આખા વનને એક શાખા જેવું કરી દેછે. ભૂમંડલને માટીના ઢેફા જેવું કરી દેછે. પર્વતને રાઇના દાણા જેવા કરી દેછે. દિશાને પલ માત્રા જેવી કરી દેછે. અને ત્રણે લોકને પોતાની ફાળમાં ભરી લે છે! રમતમાં જ જેણે એવો વેગ આરંભ્યો છે એવો હારો અશ્વ વાણીથી શી રીતે વર્ણી શકાય? ( સુ૦ રત્નભાંડાગાર )

प्रासादीयति वेणवादि गहनं दीपीयति ध्वान्तमः ।
पर्यङ्कीयति भूतलं दृषदपि श्लक्ष्णोपधानीयति ।
कस्तूरीयति कर्दमः किमपरं यूनो रसाविष्टयोः ।
येनालोकितयोः स वन्द्यमहिमा देवो नमस्यः स्मरः ॥

અર્થ—કામદેવનો મહિમા કેવો નમસ્કાર યોગ્ય છે? તેનાથી વાંસનુ વન મ્હેલ જેવું થાયછે. અંધકાર એકદમ દીવા જેવો થાયછે. પૃથ્વીનું તળીયું પલંગ જેવું થાયછે. પથ્થર પણ સુંવાળા ઉશીકારૂપ થાયછે. કચરો કસ્તૂરી થાય છે, ને બીજું શું કહીયે? જે કામદેવના દૃષ્ટિપાતથી રસાવિષ્ટ યુવકયુગલ આવા ચમત્કાર-પરતા-અનુભવે છે તે દેવને નમસ્કાર કરવા યોગ્ય છે. ( પ્રકીર્ણ. )

૬૪. (क) સાદી શ્લોકની રાહ પ્રમાણે.

ॐ सा सा री रि रि ग रि रि गु रि रि ग ग रि री गु म म ग री ग ग रि|
જે ને શૈ વ ક હે • મ હા ન શિ વ જી • વે દા તિ યો • બ્ર હ્મ ને •

ॐ सा री गु म ग री ग ग रि स स रि गु सा री ग ग रि सा रि सा|
ન્યાં યી શા સ્ત્ર ત ણા પ્ર મા • ણ પ ટુ એ ક ર્તા ક હે • જે મ ને

ॐ मु पु पु प प पु म पु प म प पु मु पु ध पु मु ग ग रि|
અ ર્હ ન્નિ ત્ય જ જૈ ન શા સ્ત્ર વ દ તુ ક ર્મે તિ મી માં સ કા •

ચોથુ ચરણ બીજા ચરણ પ્રમાણે બોલવું,

અથવા પહેલું અને ત્રીજું ચરણ ઉપરની ત્રીજી સરગમ ( એટલે કે 'અર્હન્નિત્યજ' એ ચરણવાળી ) પ્રમાણે અને બીજું તથા ચોથું ચરણ બીજી સરગમ ( એટલે 'ન્યાયી શાસ્ત્ર તણા' એ ચરણવાળી ) પ્રમાણે વ્યવહારમાં કોઇ બોલે છે.

૬૫. (ख) પીલુ રાગની ધૂનમાં.

ॐ नि सं री री रि रि री रि री ग ग ग री री मु ग गु ग रि स नि स रि|
અં • ધા રૂં થ યું પા ત ળું ન ભ વિ પે તા રા ધુ તિની • ત રી • •
રા • ત્રી આ ઝ ણુ ણા ટ જે મ ક ર તી વે ગે ઉ ડી જા • ય છે • •

ॐ नीं नीं नी नि नि सा स सा रि नि नि सा नी सा रि गु ग रि नि सा |
વી ણા તા લ મૃ દં ગ રા ગ ત રિ ને કા ને ૫ ડે આ ॰ ધ ડી
ની દ્રા ની મિ ઠિ 'પા ખ મા ,જ ન બ ધાં 'જ' પે પ્ર શા તિ ॰ વિ પે

૬૬. (ग) કાલંગડા રાગની ધૂનમા.

ॐ रीं री स नि ध नि सा रि री रि स नि सा स रि गु ग म ग रि ग रि स नि |
૧ જે ને શે ॰ વ ક હે મ હા ન શિ વ જી મે ॰ દા તિ યો ॰ બ્ર ॰ હ્મ ને ॰ સા
૨ ન્યા યી શા ॰ અ ત ણા પ્ર મા ણ ૫ ટુ ઓ ક ॰ ર્તા ક હે ॰ જે ॰ મ ને |
૪ બૌ દ્ધો બુ ॰ દ્ધ ક હે જ યો ગ ક ર્તા જો ॰ ઇ ક હે ॰ ઇ ॰ શ છે

ॐ सा सा रि म म म म म म रि म म री गु ग म ग रि ग रि स निं |
અ ર્હં નિ ॰ ત્ય જ જૈ ન શા સ્ત્ર વ દ તૃ ક મેં નિ મી ॰ મા ॰ મ કો ॰

૬૭. (घ) સાધારણ ઊંચા સ્વરે બોલાય છે તે રીતે.

ॐ सा सा री म म पु प पृ ध म प पु प ध सा नि ध प मु ध पु |
૧. સાં ખ્યો ના ક ર તા ક હે પુ રૂ ૫ ને વિ ॰ જ્ઞા ન વિ ॰ જ્ઞા નિ ઓ
૩. એ રી તે સ હુ શા અ વા દ ૫ ટુ ઓ ર્થા ॰ પી ક હે ॰ જે મ ને

ॐ धु धु पु म म गु रि गु रि स रि स नि नीं सा रि गुं री स सा |
૨. વા દી કા લ ત ણા ત મા મ વ દ તા ॰ કા લ સ્વ રૂ પે જ એ
૪. ના દ ,બ્ર હ્મ ક હી ઉ પા સ ન ક રૂ ॰ આ પે અ તિ પ્રે મ ને

૬૮. (ङ) લયમા અંતરપટ ધરીને બોલવામા આવતાં મંગળાષ્ટકની રાહ

ॐ गुं गुं रिं गं रिं सं सं ध सं रीं रिं ग रिं गं रिं सं रिं |
જે ને ॰ શે ॰ ॰ ॰ વ ક હે મ હા ॰ ॰ ન શિ વ

ॐ गं रिं सं निं धं पं ध धु सां रिं गं रिं सं निं सां ग रि
જી ॰ ॰ ॰ ॰ ॰ ॰ વે દા તિ યો ॰ ॰ ॰ ॰ બ્ર ॰

ॐ गं गु सं | આ પ્રમાણે બધા ચરણો બોલ્યા પછી છેવટે નીચે પ્રમાણે
હ્મ ને ॰ બોલવામા આવે છે

{ सां रिं सां सा धु सां रि सा सं }
{ શ્રિ વ લ મ ॰ સા વ ધા ન }

# ૨૭. स्रग्धरा.

इतरनाम–रूपकमाळा, रूपामाळा, रुवामाळा, स्रक्धरा.

छंद–प्रकृति, ૩૦૨૯૯૭ મું વૃત્ત. अक्षर ૨૧ ( ગાયનમાં માત્રા ૩૩ )

माप–म र भ न य य य
SSS ISI SII III ISS ISS ISS

उदाहरण–मारा भानाययाया, त्रणयति तुरगे, छावजोस्रग्धरामां.

૭, ૭, ૭ અક્ષરે યતિ. આ વૃત્ત પણ ગીતને અનુકૂળ નથી તેની પોતાની શ્લોક તરીકે બોલવાની જે પદ્ધતિ–રૂઢી ચાલૂ છે તેજ સ્વાભાવિક છે.

૧.

નિદ્રામાંથી જગાડી, ઝટ મધુકરને, છોડવે પદ્મમાંથી,
પોષીને વિશ્વ આખું, નિજ કરથીં પુરે, સર્વ સંપૂર્ણ આશા,
સિદ્ધોની પ્રાર્થનાના, ગુરુરવમહ જે, જાય આ અસ્તશૈલ,
તે એક શ્લાઘ્ય ભાસ્વાન્ પરહિત કરવે માત્ર જેનો પ્રયાસ.
( રાજારામ રામશંકર ભટ્ટ કૃત નાગાનંદમાંથી. )

૨.

ધીમે ધીમે છટાથી, કુસુમરજ લઈ, ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી, પરિમલ પસરે, નેત્રને તૃપ્તિ થાય,
એમીને કોણ જાણે, ક્યહિં પરભૃતિકા, ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી, રસિક હૃદયને, વૃત્તિથી દાબ જાય.
( રા. મણિશંકર ભટ્ટ કૃત વસંતવિજય. )

૩.

ધુ ધ્ધૂ ધૂ ધૂ ધ્રુધવતી ! ગહન ગિરિ ગુફા, કાનને ગાજી ઊઠે !
પ્હાડોએ ત્રાં'ડ તોડી ગગન ઘુમિ જતાં, આભના ગાભ છૂટે !
ઊભી છે પિંગળા શી ચટપટિત સદા ! પુચ્છ શું વીજ વીંઝે !
સ્વારી એ કેસરીની ! ત્રિભુવનજયિની ચંડિકા એથીં રીઝે.
( કુંજવિહાર. )

૬૯. (क) સાદી શ્લોકની પદ્ધતિ પ્રમાણે.

ॐ मु पु मु पु म पु पु म प प प प प प पु मु प पु पु ध प म ग रिं |
ધી મે ધી મે છ ટા થી કુ સુ મ ર જ લ ઈ ડો લ તો વા યુ વા ॰ ય ॰

ॐ री गु गु री गु ग री गु रि ग रि स स रि गु गु म गु री ग रि स सा |
ચો પા સે વ લ્લિ ઓ થી પ રિ મ લ પ્ર સ રે ને ત્ર ને તૃ પ્તિ થા ॰ ય
ગા ળી ના ખે હ લા વી ર સિ ક હૃ દ ય ને વૃ ત્તિ થી દા બ જા ॰ ય

ॐ रीऽ गुऽ गुऽ रीऽ ग ग रि ग रि रि ग ग ग ग ग ग रि रीऽ ग रि ग मुऽ प मुऽ गुऽ |
બે સી ને કો ણુ જા • ણે • કય હિં પ ર ભૃ તિ કા • ગા ન સ્વ • ર્ગં ય ગા ય

૭૦. (ख) પીલુરાગની ધૂનમાં.

ॐ साऽ रीऽ रीऽ रीऽ रि रीऽ रि रि रि रि रि रि रि रीऽ रीऽ म मुऽ मुऽ गॅ गॅ रि स रि |
ધી મે ધી મે છ ટા થી કુ સુ મ ર જ લ ઇ ડો લ તો વા યુ વા • ય •
બે સી ને કો ણુ જા ણે કય હિં પ ર ભૃ તિ કા ગા ન સ્વ ર્ગં ય ગા • ય •

ॐ नीऽ नींऽ नींऽ नीऽ निं नींऽ नींऽ धॅ निं निं निं नि निं साऽ निं स रि गुऽ गुऽ रि ग रि निं स |
ચો પા સે વ લિ ઓ થો પ રિ મ લ પ સ રે ને • ત્ર ને તૃ પ્તિ થા • ય •
ગા ળી ના બે હ લા વી ર સિ ક હ દ ય ને જી • ત્ત થી દા બ જા • ય •

૭૧. (ग) કાલંગડા રાગની ધૂનમા

ॐ रॅीऽ सॅरि मनि साऽ रि सनिं साऽ रॅिरॅिरॅि सॉर निंसाऽ सरि गगुऽ मगुऽ रि गॉर सनीऽ |
ધી મે • ધી • મે છ ટા • થી કુ સુ મ ર જ લ ઇ ડો • લ તો વા • યુ વા • ય •

ॐ रॅीऽ रॅीऽ रॅीऽ रॅीऽ रि सनिं साऽ रॅि रॅि रॅि रॅ सनि साऽ सरि ग गुऽ मगुऽ रॅ गरॅि साऽ |
ચો પા સે વ લિ ઓ • થી પ રિ મ લ પ સ રે ને • ત્ર ને તૃ • પ્તિ થા • ય
ગા ળી ના બે હ લા • થી ર સિ ક હ દ ય ને જી • ત્તિ થી દા • બ જા • ય

ॐ साऽ साऽ रॅ म मुऽ ग मु मुऽ रि म म म म म मुऽ रॅीऽ ग गुऽ म गुऽ रि ग रॅि स नींऽ |
બે સી ને • કો ણુ જા ણે કય હિં પ ર ભૃ તિ કા ગા ન સ્વ ર્ગં • ય ગા • ય •

## २९. इन्द्रविजय.

इतरनाम–मत्तगजेन्द्र, मत्तगयंद, मालती, इन्दव, मधुमालतिका, शोभा, सवैया.
छंद.– विकृति, ૧૭૯૭૫૫૮ મું વૃત્ત. अक्षर २३ ( ગાયનમાં માત્રા ૩૦ ).
माप– ७ भगण, २ गुरु.
उदा०–वारशिवे यति इन्द्रविजेमहो, भोगणसात गुरुद्वय अंते.

૧૨, ૧૧ અક્ષરે યતિ. આ વૃત્તના અક્ષરોના વિભાગ ચાર ચાર માત્રાના પડતા હોવાથી ગાયનમા અનેક રીતે અનુકૂળતા થઇ પડે છે. જેથી, ૪, ૮, ૧૬ માત્રાના ગમે તે જાતના તાલમા ગાઇ શકાશે.

૧.

કોઇક દેશ તણા કવિયો નિજ, ભૂપતિને ભગવાન ભણે છે,
કોઇક દેશ તણા મનુજો ગુરૂનેજ પ્રભૂ અવતાર ગણે છે,
સૂર્ય, સમુદ્ર, હુતાશનના મહિમાની મિતે ગિતમાદિ ચણે છે,
કોણ નકી દલપત્ત કહે દિલ, દટિયકી પ્રભુ દૂર રહે છે? ૧

કેંક વશ્યા વનવાસ ઉદાસથીં, મંદિર માલતણી તજી માયા,
કેંક તને મળવા હરવા તુજ, ધ્યાન ધરી બહુ તીરથ ધાયા;
કેંક મુઆ ઉપવાસ કરી કરિ, કેંક પ્રજાળિ મુઆ નિજ કાયા,
તોપણ તે દલપત્ત કહે નહિ, ઉત્તર એક દીધો જગરાયા ૨

હારિ રહ્યા મનમાદિ મુનીશ્વર, વિશ્વપતી તણીં વાત વિચારી,
તર્ક કરી કરિ તત્વ જડયુ નહિ, દષ્ટિ ઘણી દિલ ઊંડી ઉતારી,
માન તજી અનુમાન કરી લખ્યુ કે મન વાણિ ન પ્હોચીં અમારી,
કેમ શકે કહી કોઇ કવીશ્વર, ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારી ૩

સૂચના—દોધક વૃત્તથી આ વૃત્ત બમણું છે તેથી જેટલી રીતે દોધક ગવાય તેટલી રીતે આ વૃત્ત ગાઈ શકાશે જેમકે—

૭૨ (क) દોધક વૃત્તની (क) રાહ પ્રમાણે માનુષીજાતિ એક તાલ માત્રા ૮.

ॐ सा॒सस सा॒सध सा॒सस री॒सस सा॒मस मा॒ प प सा॒सस री॒सा॒ | એમ ચારે
કો ઇ ક દે શ ત ણા ક વિ યો નિ જ ભૂ પ તિ ને ભ ગ વા ન ભ ણે છે ચરણ બોલવા

૭૩. (ख) દોધક વૃત્તની (ख) રાહ પ્રમાણે માનુષીજાતિ એકતાલ માત્રા ૮

ॐ म॒मम ग॒सरि ग॒मग री॒सस नीं॒धंनिं सा॒ रिग सा॒मग री॒ सा॒ | એ પ્રકારે ચારે
કો ઇ ક દે શ ત ણા ક વિ યો નિ જ ભૂ પ તિ ને ભ ગ વા ન ગ ણે છે ચરણ બોલવા

૭૪. (ग) દોધક વૃત્તની (ग) રાહ પ્રમાણે ત્રિતાલ માત્રા ૧૬

ॐ सा॒निंस|री॒रिरि|मगमप|मगरिरि|सा॒गरि|सा॒निंधं|नीं॒सस|रिगरी॒|
કો ઇ ક દે શ ત ણા - ક વિ યો નિ જ ભૂ પ તિ ને ભ ગ વા ન ગ ણે - છે

બાકીના ચરણો આ પ્રમાણેજ ગાવા.

 ग मृ प मृ गु|
ग॑ प गा प

૭૫. (घ) દોધકવૃત્તની (ङ) રાહ પ્રમાણે. રાગઝીંઝોટી તાલ ત્રિતાલ. માત્રા ૧૬

ॐ पधपस|नीधनि|साृरिरि|रीसनि|साृरिरि|रीपम|गुरिस|सरिसनि:| रि
કો : ઈક દેશ ત ણા ક વિ યોનિજ ભૂ પ તિ ને ભ ગ વા ન ગ ણે • છે •

ચોથું ચરણ આ પ્રમાણેજ ગાવું.

ॐ सरिसम | गुगग | मगमप | मगरिनिं | साृरिरि | रीपम | गुरिस | सरिस
કો • ઇ ક દે શ ત ણા • મ નુ જો • ગુ રૂ ને જ પ્ર ભૂ અ વ તા ર ગ ણે • છે
સુ • ધં સ ભૂ ધ ણુ તા • શ ન ના • મ હિ મા નિ ભિ તો ચિ ત માં હિ ચ ણે • છે

## ३०. मनहर. ( घनाक्षरी, घनाक्षर, कवित. )

३१ वर्णनो दंडक. अक्षर ३१.

माप—લઘુ ગુરૂના કોઈ પણ નિયમ વિના, દરેક ચરણમાં માત્ર ૩૧ અક્ષરો આવે, તેમાં છેલ્લો અક્ષર ગુરૂ રાખવો.

उदाहरण—एक त्रीश वर्णजेमां गुरुलघु निम नहीं,

अंते गुरु एक यतिमांळे मनहरमां. ( ૧ લું ચરણ )

૧૬, ૧૫ અક્ષરે યતિ. આ વૃત્તમાં ચાર ચાર અક્ષરે તાલ આપી બોલવાનો રિ લોકોમાં પ્રથમથીજ પડી ગયેલો હોવાથી ગાયનમાં ગાવા તરીકે મનહર વૃત્ત બહુ સાધાર

૧

પવન પ્રકટ નહિ દેખવામાં આવે પણ, ઝાડોને હલાવે તેથી પવન જણાય છે;
નદી મધ્યે નીરતણું નિરખી નવિન પૂર, દૂર વરસાદ થયો દિલમાં મનાય છે;
દૂર દિસે દેવતા તે દ્રષ્ટિએ દેખાય નહિ, ધુમાડો દેખીને દૂર દેવતા ધરાય છે;
તેમ કરનાર તણું કામ દલપતરામ, દેખી કરનાર છે એવું કહી શકાય છે.

કોઇ પણ કારખાનું કદાપિ ન નભી શકે, જો તેને સંભાળનાર કદિયે ન કોઇએ,
આતો છે અનંતકોટી સૃષ્ટિતણું કારખાનું, જરૂર સંભાળનાર તેનો કોઇ જોઇએ;
સર્વ એ સંભાળે એવો આપે એક ઇશ્વર છે, તે પ્રભુનું હૃદયમાં ધ્યાન નિત્ય ધારી
... જો ... જરૂર ખોટો સંશય તે ટાળીયે.

૨.

ને જેહતણી, પ્રતીતી, એ ત્રણે નથી, જે વિના પ્રતીતી નથી તે પ્રતીત રૂપ છે
માત્ર બોધ્ય જેના, ચેતન અનુપ જ્યોતિ ત્રિપુટી પ્રકાશ્ય જેની, અદ્દભૂત અનૂપ છે.
રૂપ, પ્રકાશ, તમ, ખંડન, પ્રકાશ્ય, સર્વ, નિત્યનો જે નિત્ય ચિત્તનો તે ચિદ્રૂપ છે,
થી ઇચ્છા ક્રિયા જેમા, જે વિના ન તૃણ હાલે, મન વિશ્વમાંહે સર્વ આત્મા બ્રહ્મ પૂર્ણ છે.

( સ્વામી આત્માનંદના કવિત ઉપરથી )

૭૬ (क) સાદી ઢબ

ॐ सरिस निं सरि सनिं |सरिसनिं सरिगग | पपपमगरिसनिं | सरिगसारिसस |
પ વ ન પ્ર ક ટ ન હિ દે ખ વા મા આ વે પણ, ઝા ડો ને હ લા વે તે થી પ વ ન જ ણા ય છે

બાકીના ચરણો એજ પ્રમાણે બોલાય છે

૭૭ (ख) ચાલૂ રાહ

ॐ धं सससससरिग | रिम म म म मग | रि गग रि स ससरि | रिगगरिस ससा |
પ વ ન પ્ર ક ટ ન હિ દે ખ વા મા આ વે પણ ઝા ડો ને હ લા વે તે થી પ વ ન જ ણા ય છે

ॐ सपपप पपपप | पध ध प प म मग | रिग गरि ससरि | रिग गरि ससा |
ન દિ મ ધ્યે નીરતણું નિ રખીને વિ ન પૂ ર દૂ ર વ ર સા દ થ યો દિ લ મા મ ના ય છે

૭૮. (ग) રાગ પરજ. તાલ ત્રિતાલ. માત્રા ૧૬

ॐ *सं निस रिं | स नि म ध | स निं ध प | म ग रिस *:| ससगग | मधनिसं |
જે ને અ ને જે હ ત ણી પ્ર તી તી પ્ર તી તી ન થી જે વિ ના પ્ર તી તી ન થી

ॐ संरिं सारिं | संनि मध |* गग मध | निस सस | निरि सारि | सानि धम् ध |
તે પ્ર તીત રૂ પ છે. બો ધ મા ત્ર બો ધ્ય જે ના ચે ત ન અ નુ પ જ્યો તિ

ॐ सा | नि रिं ग गं | म ग रि स | नि रि सं रिं | सं नि म ध |
ત્રિ પુ ટી પ્ર કા શ્ય જા કી અ દ્દ ભૂ ત અ નુ પ હે .

# ૩૧. वैतालीय.

इतरनाम–सुंदरी, सुरमालिका, कमला, वियोगिनी.

अर्धसमवृत्तनो પ્રકાર.

૧ લું અને ૩ જું ચરણ पंक्ति छंद, ૩૪૮ મું વૃત્ત
૨ જું „ ૪ થું „ त्रिष्टुभ „ ૬૯૨ „ „

अक्षर—
૧ લું અને ૩ જું ચરણ ૧૦ અક્ષરનું.
૨ જું „ ૪ થું „ ૧૧ „

माप– ૧ લા અને ૩ જા ચરણમાં स स ज ग (सहजावृत्तનું માપ)
૨ જા „ ૪ થા „ स भ र लग (सीधुवृत्तનું માપ)

उदाहरण–विषमे ससजाग सुंदरी, कमला सायर लागथी ठरी.

ટીપ—કવિ દલપતરામના પિંગળમાં આ માપવાળા વૃત્તને 'વૈતાળીય છંદ' કહ્યો છે. પણ એ નામ કોઈ પણ સંસ્કૃત કે પ્રાકૃત પિંગળના ગ્રંથોમાં નથી મળી આવતું, પરંતુ સુંદરી વગેરે નામોજ મળી આવે છે. તો પણ હાલ આપણે આ વૃત્તને જ્યારે વૈતાલીયથી ઓળખતા આવ્યા છીએ તેથી અત્રે પણ તેજ નામ મૂક્યું છે. આ વૃત્ત ગાયનમાં અનુકૂળ નથીજ.

૧.

રચના રચનારરે ધણી, કરૂણાળુ કરૂણા કરો ઘણી, કેશવકૃતિ ૧૪૫
પ્રભુતા પ્રભુતારિ તું ધરી, મજરો સૈ ભજગેગ લે હરી (ક. દ. ડા.)

૨

અહ! વિશ્વ બળે, ડુબે, દહે! કરૂણા કોણ કરે, સુમાર્ગ દે?
ફરતાં જન–મોક્ષ જાતનો, ભવ બંધે બવતુ પ્રગધ હો!

(હરિલાલ હર્ષદરાય ધ્રુવ.)

૩.

ઉદયાચલ મસ્તકે ચઢ્યો, શશિ જો આ સખિ! દૃષ્ટિ આડતો,
ઉજળી કરી સૃષ્ટિ બાપડીને, વિરહીને ઝટ ગ્રાધિ બાળતો.

(કાંતા નાટક.)

૭૯. (क) લોકોમાં જે પ્રકારે બોલાય છે તે પ્રમાણે રાહ.

पं नि मा | स म सा | रि नी | म री | नि नि सा | री ग रि सा | रि मा | नि मा |
ર ચ ના ર ચ ના ર રે ધ ણી ક રૂ ણા ળુ ક રૂ ણા, ક રો ઘ ણી

એ પ્રમાણે બાકીના ચરણો બોલાય છે.

# ३२. अभंग. (१)

આ છંદ મહારાષ્ટ્રીય છે. પહેલા ૩ ચરણોમાં ૭ ૭ અક્ષરો અને ચોથા ચરણમાં ચાર અક્ષરો આવે. લઘુ ગુરૂ કે યતિ ગણુનો કશો નિયમ નથી. આને મોટો અભંગ કહે છે.

उदाहरण—पद अक्षर छे, प्हेले बीजे त्रीजे,

चोथे पादे चार, अभंगमां. १.

અભંગમાં સંગીતના તાલ આપવા વિષેનો નિયમ માત્ર અક્ષર ઉપર છે. તો પણ તેમાં ૪-૪ માત્રાના વિભાગો પડે છે ખરા. તેનુ ધોરણ ગણી ૪ માત્રાના કાળથી તાલ આપવા. તેમાં લઘુને ગુરૂગણી લંબાવવો પડે અથવા તો ગુરૂને લઘુ તરીકે ગણી બોલવો પડે તો પણ હરકત નથી.

૧.

મરાઠી દાખલો—देवा आह्मी बाळ, आमचा संभाळ,
कीजे सर्वकाळ, दीन बंधू ॥ १ ॥

૨.

જેની કરૂણાથી, પવન વહે છે, વૃષ્ટિ વરસે છે, યથા કાળ. ૧
જેના નિયમો છે, સકળ અચળ; પરાક્રમ બળ, છે અતુલ. ૨
જેની શુભ ઇચ્છા, થકી સૃષ્ટિ થઇ, પ્રેમમય દૃષ્ટિ, સર્વત્ર છે. ૩
એવા પ્રભુને હું, વારંવાર વંદું; ભક્તિમાં આનંદું, અખંડ હું. ૪

૩.

જેનાથી થયું છે, જગત નિર્માણ; રહ્યું છે મંડાણ, જેના બળે ૧
જે છે સર્વ સાક્ષી, સર્વનો આધાર; ભજું તેને બાને, વારંવાર. ૨
રહ્યો છે સકળ, વિશ્વમાં જે વ્યાપી, તેને નહી માપી, શકે કોઈ. ૩
જળ સ્થળ સર્વે, જેનો છે નિવાસ, તેનો છે વિશ્વાસ, સૌ ભક્તોને. ૪
મંગળ સ્તવન, મંગળ ભજન, કરે નિશદિન, સાધુ જન. ૫

૪

પ્રકૃતિ મળીને, ગાય પ્રભુગાન, આપે સદા માન, માને નીમ ૧
રવિ શશી તારા, શુભગુણ ગાય. દિનનિશ જાય, અધિષ્ઠાને. ૨
વન વૃક્ષ વેલી, ગંધ પુષ્પ માલ, તમને કૃપાલ, અર્પે સદા. ૩
સમુદ્રના ધ્વનિ, ગીત નિત્ય ગાય, પ્રભુ પ્રત્યે ધાય, તરંગોથી ૪
એવું મહત્તત્વ, સબળ સમર્થ, પૂર્ણ કરે અર્થ, યોગ્ય સર્વ. ૫

૫

સત્ય ચિદાનંદ, બ્રહ્મપદ વંદુ, ભક્તિમાં આનંદુ, સર્વકાળ ૧
હૃદય અમારૂં, કરશો નિર્મલ, ભરશો પ્રેમન, ભાવ તેમાં ૨
ભાવ થકી ગાઉં, તમારા સંગીત, થાય ગદ્‌ગદિત, કંઠ મારો ૩
પ્રેમથી રોમાંચ, ઉઠે મારે ગાત્રે, વહે મારા નેત્રે, આનંદાશ્રુ ૪
નવ મને સૂઝે, પ્રભુ એક આરો, તમે પ્રભુ તારો, તો હું તરૂં ૫

( ભોળાનાથ સારાભાઈ કૃત અભંગ માળામાંથી )

૮૦ (क) સાદી રાહ ચતુરસ્રજાતિ એકતાલ માત્રા ૪.

म नॅि ध निं | स नि सा | नि रि स स नॅि ध पुं |
સ ત્ય ચિ દા ન દ બ્ર હ્મ પ દ વં ૦ દુ
— ० — ० — ० — ०

ध धं स रि | रि ग ग़ रि़ स | मु गु | ग रि सा |
ભ ક્તિ માં આ ન ० દુ ० ० સ ર્વ કા ० ળ
— ० — ० — ० — ०

૮૧. (ख) બીજી રાહ. તાલ દીપચંદી માત્રા ૧૪

स | स री | सा नी | सा | गॅ सा | गॅ मु | पु मु | गॅ रि | सा. :| I ·
સ ત્ય ચિ દા ન દ બ્ર હ્મ પ દ વં ० દુ
— — ० — — — ० —

स सा | गु मु | पु | पृ | पु | मु गु | म गु | मु | मु | पु मु | गॅ री | सा |
ભ ક્તિ માં આ નં દુ ० સ ર્વ કા ० ળ ० સ ર્વ કા ० ળ
— — ० — — — ० — — — ० —

# ३३. अभंग. (२)

આ છંદ महाराष्ट्रीय છે; અને તેમાં પણ બે ત્રણ પ્રકાર છે, પરંતુ તે બધા ગુજરાતી ભાષામાં પ્રચલિત નથી. આને ન્હાનો અભંગ કહે છે.

ન્હાના અભંગમાં ૮ અક્ષર. લઘુગુરૂ વગેરે કશો નિયમ નથી. ચરણને અંતે અનુપ્રાસ લાવવા, માત્ર છેલ્લો અક્ષર મળે તો પણ ચાલે. કુલ ચરણો બે આવે.

**उदाहरण--आठ वर्ण पदे थाय, चार चरणो रचाय. १.**

**त्रण प्रास मळी जाय, न्हानो अभंग गणाय. २.**

આ અભંગમાં પણ અક્ષર ઉપર તાલ અપાય છે. ત્રીજા અક્ષરથી તાલ શરૂ કરી ચાર ચાર અક્ષરે તાલ આપવો. એમાં પણ વસ્તુતઃ તો ૪ માત્રાના વિભાગો પાડી તાલ પડે છે, જેથી બોલવામાં લઘુને દીર્ઘ અને ગુરૂને હ્રસ્વ કરી બોલવો પડે તો બાધ ગણાતો નથી.

મરાઠી દાખલો—**सत्य सर्वदा बोलावे, खोटें सर्वदा टाकावे.** १
**सत्य ईश्वरा आवडे, सत्यें सर्व सिद्धि घडे.** २
સાચું પળે પળે બોલો, ખોટું કદી નહીં બોલો. ૩
સાચું પ્રભુજીને ગમે, સાચે સર્વે સિદ્ધિ મળે. ૪

૮૨. (क) સાદી રાહ. ચતુશ્રજાતિ એકતાલ. માત્રા ૪.

प प | प धं प म | ग म प म | ग म ग रि | स स |
સા ચું પ ળે પ ળે બો લો ખો ટું ક દી ન હિ બો લો

અથવા

प़ प् | प ध प म | ग म़ प़ म् | ग म ग रि | स स़ |
સા ચું પ ળે પ ળે બો લો ખો ટું ક દી ન હી બો લો

खंड १.

# छंदोगान विनोद.

प्रकरण २.

## मात्राजाति गान.

ઉપોદ્ઘાત.

અક્ષરમેળ છંદોના કરતાં માત્રા મેળજાતિ*ની રચના જુદા પ્રકારની છે. અક્ષરમેળ છંદના કોઇપણ વૃત્તનું માપ અમુકજ ક્રમથી લઘુ કે ગુરૂના અક્ષરોથી ઠરીજ ચુકેલું હોય છે. પરંતુ માત્રામેળ જાતિની કોઇ પણ વૃત્તિ*નું માપ તેવું ઠરેલું હોતું નથી; એમાં તો આખા ચરણમાં કુલ એકંદર અમુક માત્રા લાવવાની હોય છે ને તેમા અમુક તાલ અમુક માત્રાને અંતરે આવે એટલું મોઘમ કહેલું હોય છે, વળી તે ઉપરાંત તેમાં જો આરંભે કે અંતે લઘુ ગુરૂ અક્ષરો ખાસ લાવવા હોય તો તે વિષે ખાસ જણાવવું પડે છે, વળી યતિઓ કેટકેટલી માત્રાએ રાખવા તેની પણ સૂચના આપવી પડે છે, ને એકંદરે દરેક માત્રાવૃત્તિનું લક્ષણ ( માપ ) લાંબું થઇ જાય છે. આ લક્ષણમાં મુખ્ય વજન તાલ ઉપર રાખવું પડે છે. માત્રાવૃત્તિના તાલ ગુજરાતી પીંગળો સિવાય બીજા કોઈ પણ પિંગળોમાં આપેલા નથી; ને તે સુધારણા પ્રથમ લોકપ્રિય સ્વર્ગસ્થ કવિ દલપતરામે પોતાના 'પિંગળ'માં કરી અને તેમાં તેમણે જણાવ્યું કે,

તાળની કળ જો પાછલી, મળે ન તૂટે તાળ;
આવી મળે જો આગલી, તાળ તુટે તતકાળ. ૨૭ ( પિંગળ. )

એટલે કે, જેટલામી માત્રા ઉપર તાળ કહ્યો હોય તે માત્રા, જો તે પછીની આગળની માત્રા સાથે મળેલી હોય તો તાળ ન તૂટે; પણ જો તે માત્રા પાછળની (પાછળના તાલની) માત્રા સાથે મળેલી હોય તો તાળ તુટે; જેમકે પાંચમી માત્રા ઉપર તાળ કહ્યો હોય તો તે માત્રા છઠ્ઠી માત્રા સાથે મળેલી હોય તો હરકત નહિ, પણ જો તે ચોથી માત્રા સાથે મળી

* અક્ષર મેળથી થનારી કવિતા રચનાને છંદ કે વૃત્ત કહે છે, તેમ માત્રા મેળની રચનાથી થનારી પદ્યરચના તે જાતિ કે વૃત્તિ કહેવાય છે. જેમ ૧૧ અક્ષરનાં બધાં મળી ૨૦૪૮ વૃત્તો થાય છે તો તે બધાં વૃત્તોના વર્ગને ૧૧ અક્ષરનો અમુક ( ત્રિષ્ટુભ ) છંદ કહેવામાં આવે છે, તેમ અમુક માત્રા લેવામાં આવે તો તેના જુદા જુદા ભેદથી જેટલાં વૃત્તો થાય તે બધાના વર્ગને જાતિ કહે છે અને તેમાનાં દરેક વૃત્ત તે વૃત્તિ કહેવાય છે. આ વ્યવસ્થા અર્વાચીન પિંગળોમાં જોવામાં આવે છે.

ગએલી હોય ( એટલે ચોથી અને પાંચમી એ બે માત્રાને બદલે એક ગુરૂ અક્ષર મૂક્યો હોય ) તો તાલ તૂટે. આ સુધારણાથી માત્રામેળ વૃત્તિઓનાં માપ અને તેની રચના સરલ થઈ ગઈ. પરંતુ એમાં દરેક ચરણમાં કયી કયી માત્રા ઉપર તાલ આવે તે વિષે તો ખાસ ધ્યાનમાં રાખવું જ જોઇએ છે, ને લક્ષણ ટૂંકામાં બતાવી શકાતું નથી.

આ બધી બાબતોનો વિચાર કરી, **માત્રામેળ જાતિઓ** ( માત્રાબંધ છંદો ) ની વૃત્તિઓનાં શ્રાવ્ય અથવા વાચ્ય લક્ષણો-માપ-ઘડવાની નવીન રીત યોજી છે. એ રીત બહુજ સહેલી અને સરલ છે. દરેક વૃત્તિનું દરેક ચરણનું માપ જેટલી માત્રાનું હોય, અને તેને સરલતાથી બોલતાં તાળના અંગથી જેટલા કકડા પડતા હોય તે દરેક કકડાને **સંધિ** એવું છંદો નામ આપી એવા સંધિઓ માત્રામેળ છંદોમાં નીચે પ્રમાણે વપરાય છેઃ—

( દોહરો. )

ચરણતણા કકડા પરે, સરલ બોલતાં જોડ;
તે કટકાથી ચરણનું, **માપ** કહો ભલી બેશ. ૧

ચરણ તણા કકડા થકી, વિભાગ વિધવિધ થાય;
તે **સંધિ** કહેવાય છે, કવિતા પદની માંહ્ય. ૨

**ल** કાર સંજ્ઞા લઘુતણી, વળી ગુરૂની **गा** થાય;
માત્રા દ્વયની **दा** ગણો, **માત્રાસંધિ** માંહ્ય. ૩

ત્રિમાત્ર સંજ્ઞા **ती** તણું, **दाल** પ્રથમરૂપ બેશ;
**लदा** કદાચિત થાય તો, ગણો ખાસ આ દેશ. ૪

**लद** સજ્ઞાની સાથ જો, બર્ગીગો હોય ઉકાર,
તાલ પડે નહિં તેહપર, એ વિવેક ઉર ધાર. ૫

**च**કાર સંજ્ઞા ચગણ તે, ચતુર માત્રની ખાસ;
જગણ ન આવે તેહમાં, એ મન રાખ ઉલ્લાસ. ૬

**चच** કદિ બે સાથે મળે, તો તેના આદેશ,
**लगागालगा** ને વળી, **गालगाल** બેશ. ૭

સંજ્ઞા **प** થકી જાણજો, પંચમાત્રનું રૂપ;
સરસ **दालदा** તેહનું, જાણો એકજ રૂપ. ૮

સપ્તમાત્ર ત્રણચારની, **तिच** સંજ્ઞા લેખાય;
**दाल** અને **दादा** મળી, કવિના સરસ લખાય. ૯

માત્રા સંધિ સાત એ, કર્યા અમે જ નવીન;
સરલ માર્ગ એ વૃત્તિનો, પિંગળમાં જ નવીન. ૧૦

એક માત્રાવાળો જે લઘુઅક્ષર તેને **ल** સંજ્ઞાથી અને બે માત્રાવાળો જે ગુરૂ અક્ષર તેને **ग** અથવા **गा** સંજ્ઞાથી ઓળખવામાં આવે છે તે તો પ્રસિદ્ધ છે. બે માત્રાની સંખ્યા

બતાવવાને માટે द કે दा સંજ્ઞા યોજવામાં આવી છે. એ સંજ્ઞાથી બે લઘુ કે એક ગુરૂ એ બંનેમાંથી ગમેતેનો સમાસ સમજવો. આ રીતે ल, गा અને दा એ ત્રણ મૂળ માત્રાસંધિઓ છે. ત્રણ માત્રાની ति સંજ્ઞા રાખી છે, અને તેનુ दाल એજ રૂપ સરસ ગણ્યુ છે, કોઈ પ્રસંગે दालને બદલે लदा પણ વાપરી શકાય. ચાર માત્રાને માટે च સંજ્ઞા રાખી છે; એ સંજ્ઞાથી ચાર માત્રાના પ્રસ્તારભેદથી જેટલાં રૂપો આવે તેમાંથી જગણનું રૂપ બાદ કરતાં બાકી જે दादा, ललदा, दालल, लललल એ ચાર રૂપો રહ્યાં તે બધામાંથી ગમેતે રૂપનો સમાવેશ च સંજ્ઞામાં સમજવો. એને અહિં च ગણ કહ્યો છે હવે જો કોઇ કડીમાં બે ચગણો સાથે આવે તો તેમાં लगागालगा અથવા गालगालगा એ બેમાંથી ગમેતે રૂપ ખાસ પ્રસંગે વાપરી શકાય પાંચ માત્રાને માટે પગણ રાખ્યો છે, ને તેની प સંજ્ઞા કાયમ કરી છે, એ સંજ્ઞામાં दालदा એ એકજ રૂપનો સમાવેશ સમજવો. જોકે તેમાં તે ઉપરાંત ललल्दा અથવા दाललल એ બે-માંથી ગમે તે રૂપની યોજના સમજી લેવી. સાત માત્રાને માટે तिच સંજ્ઞા કાયમ રાખી છે કેમકે ૩ અને ૪ માત્રાના ति અને च એ બે સંધિ મળી મિશ્રસંધિ तिच કરાવ્યો છે. તેમાં दालदादा એ એકજ રૂપનો સમાવેશ સમજવાનો છે. આ બધા સંધિઓ તે તાલના અંગથી પડતા માત્રાના વિભાગો કે સમૂહો છે તેથી એ સંધિઓ મોએથી બોલતાં તેના આદ્યાક્ષર ઉપર તાલ પાડવો જોઇએ જ એ સ્પષ્ટ છે આ બધા સંધિઓ તાલના ચિન્હોથી નીચેના ક્રમમાં ગોઠવીએ છીએ —

જો કોઇ પણ બે સંધિઓ પાસે પાસે આવે તો તેની માત્રાઓ એક બીજામાં મળવી નહી જોઇએ એ વાત ખાસ ધ્યાનમાં રહેવા માટે માત્રાવિભાગથી થતા સંધિઓની આ નવિન વ્યવસ્થા ખાસ યોજવામાં આવી છે

| કેટલી માત્રા. | સંધિની સંજ્ઞા | એ સંજ્ઞામાં આવતાં રૂપો, તાલ સાથે |
|---|---|---|
| ૧ | ल કે ला= | ल |
| ૨ | ग કે गा= | गा |
| ૨ | द કે दा= | दा અથવા लल |
| ૩ | ति કે ती= | दाल, ,, ललल કે ક્વચિત लदा. |
| ૪ | च કે चा= | दादा ,, दालल, ललदा, लललल. |
| ૫ | प કે पा= | दालदा,, ललल्दा, दाललल; અથવા दालदा<br>આમ પણ તાલ અપાય |

| | | |
|---|---|---|
| ૭ 'तिच કે तीच | = | दालदादा અથવા दालदादा આ રીતે પણ તાલ આ૦ |
| लु કે लू | = | ल કે ला ( તાલ વિનાનો સંધિ જાણવો ) |
| दु કે दू | = | द કે दा ( ,, ,, ) |
| घ च | | એ બે સંધિઓ સાથે આવે અને તેમા જો કદી **लगा गालगा** એ રૂપ અથવા **गालगालगा** એવુ રૂપ વાપરવામા આવે તો ખાસ આદેશ તરીકે ચાલી શકે. |

આ પ્રકારે આટલા સંધિઓથી માત્રામેળ વૃત્તોના માપ સરલ રીતે બહુજ ટૂંકામા આપી શકાય છે આ સંધિઓને માત્રગણ કહેવામા આવે તો તે અયોગ્ય નથી ગુર્જર સાહિત્યના સર્વાંગના સંશોધક **રા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ** બી, એ એમણે આ સંધિઓ સર્વ રીતે પસંદ કર્યા છે અને આપણા ગુજરાતના **પિંગલાચાર્ય** અથવા છંદશાસ્ત્ર પ્રખ્યાત **સાક્ષર શ્રીયુત રણછોડભાઇ ઉદયરામ** એમણે આ નવીન વ્યવસ્થા તપાસી જોઇ સંપૂર્ણ રીતે મતૈક્ય બતાવ્યો છે

આ પ્રકરણમા અમે જેટલા માત્રામેળ વૃત્તો આપ્યા છે તેના નવીન માપ આ સંધિઓથીજ આપ્યા છે એ માપ બહુજ ટૂંકામા સૂત્રોની પેઠે સરલ થઇ પડશે, ને તાલની જગાઓ, યતિના વિભાગ, બોલવાનો ક્રમ એ બધુ ટૂંકામા સમજાઇ જશે તોપણ આ નવીન વ્યવસ્થા સર્વેના ધ્યાનમા એકદમ નહિ આવી શકે, ને તેથી નવા અભ્યાસીને ગુંચવણ ભરેલુ ન થઇ પડે તેમ ધારી આજ સુધી ગુજરાતી પિંગળોમા જે રૂઢીથી માપો આપવામા આવ્યા છે તે રૂઢી પ્રમાણે પણ માપો આપ્યા છે એને માટે વિશેષે કરીને સ્વર્ગસ્થ **કવિ દલપતરામનું પિંગળ** અને **સાક્ષર શ્રી રણછોડભાઇનું રણપિંગલ** એ બેનો આશ્રય લીધો છે, અને તેમા ગાવાની રીતોનો અનુભવ કરી જોઈ, તે દૃષ્ટિથી સુધારો વધારો પણ સ્થળે સ્થળે સૂચવ્યો છે

---

# १. उधोर.

**माप**—માત્રા ૧૪; તેમાં અંતે ગુરૂ લઘુ; અને ૧, ૩, ૫, ૮, ૧૦, ૧૨ માત્રા એ તાલ પડે છે, જેથી ૧૪ માત્રાના નીચે પ્રમાણે વિભાગો પડી શકશે.

**मात्रा विभाग**—૨ + ૨ + ૩ + ૨ + ૨ + ૩ એવાં ૪ ચરણ.

**चरणसंधि**— दा दा दाल दा दा गाल. „

**नवीनमाप**—ददतिद दगल થી ઉધોર „

**उदाहरण**—કલ કુલ ચૌદ પદમાં આણ, ગુરૂ લઘુ અંત ઊપર જાણ;
શશિ ત્રણ શરે વસુ દશ તાલ, રવિપર ઉધોરે સંભાળ. ૧.

આ વૃત્તમાં આપવામાં આવતા તાલ, તેવરા તાલની સાથે મળતા આવે છે, જેથી ઉધોર તેવરા તાલમાં ગાવો. તોપણ ગજલ અને હોરી એ તાલોમાં પણ ગવાશે.

૧.

શુણુ તું નાદ લહરી તેહ, પ્રભુની અલખ લખ ધુનિ જેહ;
જગને પુનિત કરવા કાજ, પ્રકટ્યું ગીત નર્તન સાજ; ૧
પ્રસર્યાં પ્રણવરૂપ અનંત, પ્રભુ આ વિશ્વમાં વિલસંત;
તજવાં હોય જો સંગીત, કર તું ભક્તિમય સંગીત. ૨
(સ્વ રચિત.)

૨.

સજ તું સહિપતિથી સ્નેહ, તજ તું તર્ક જુલમી જેહ,
ભજ તું ભાવથી ભગવાન, મન તું મારી શિક્ષા માન. ૧
( ક. દ. ડા. )

૮૩. (क) સાદી ઢબ. મિશ્રજાતિ એકતાલ. માત્રા ૭.

ॐ स स स निं | सा रि स स स धं | सा स | આ રીતે બધાં
સુ ણ તું • ના દ લ હ રી • તે હ . ચરણો બોલાય છે.

૮૪. (ख) લૈકિક ઢાળ. મિશ્રજાતિ એકતાલ. માત્રા ૭.

ॐ स स सा | रि ग म ग रि सा | रि म म म म म प | ग ग मं ग रि रि ग | सा स |
સુ ણ તું ના • દ લ હ રી તે • હ પ્ર ભુ ની • અ લ ખ લ ખ ધુ નિ જે હ

ॐ मप मप | गग ग पप धप | निध प मम मप | गु म गस रि ग | सा स |
જગને· પુનિત કરવા· કા-જ પ્રકટ્યું· ગીત નુ· તન સાજ

૮૫. (ग) રાગ હમીર. તાલ ત્રિપુટ–તેવરો. માત્રા ૭.

ॐ ध रिं निसं | धु प प प ग म | धु ध ः | प प पु | सं सं ध सं सं सां | सां ध |
શુણ તું · નાદ લહરી · તેહ જગને પુનિત કરવા કાજ
પ્રભુ· ની · અલખ લખધુનિ જેહ
પ્રકટ્યું· ગીત નુ ·તન સાજ

## २. चोपाई ( चतुष्पदी )

मार—માત્રા ૧૫, તેમાં અંતે ગુરૂલઘુ: ૧, ૫, ૯ ૧૩ માત્રાએ તાલ પડે છે જેનો ૧૫ માત્રાના વિભાગો આ પ્રમાણે પડશે.

मात्राविभाग–૪ + ૪ + ૪ + ૩ એવાં ૪ ચરણો.

चरणसंधि–दादा दादा दादा गाल „

नवीनमाप–चाचच गल ચોપાઇ જાણ. „

उदाहरण—પ્રતિપદ માત્રા પંદર જોય, અંતે ગુરૂ લઘુ અક્ષર હોય;
તાલ પ્રથમ ચચ્ચારે ઠામ, ચતુષ્પદી ચોપાઇ નામ.　　૧

ચરણને અંતે ગુરૂલઘુ છે, તેમાથી ગુરૂને એક માત્રા વધારે લંબાવી, અયનમાં સોળ માત્રા કરી લઇ, ચોપાઇને ત્રિતાલ, લાવણી કે એકતાલમાથી ગમે તે તાલમા ગાવી.

૧.

લક્ષ્યાલક્ષ્ય વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ
મન વાણી પામે વિશ્રામ, કુણ કુને દેખાડે ઠામ.
હું નહિં તુ નહિં ત્યાં છે તેહ, જ્ઞાન નહિં જ્ઞાતા ને જ્ઞેય,
જ્યાં કાંઇયે કહ્યું નવ જાય, ઉકારાદિ વર્ણ સમાય.
તે ગુરૂ શિષ્યને શું કરિ કહે, મન વાણીર્થી અગોચર રૂહે,
મન કલ્પે તે બીજું થાય, અને ત્યાં હું કહ્યું ન જાય;
માટે શિષ્ય કહું શુણ વાત, સમસ્યામી ડું સમજે ઘાત.

એક વસ્તુ બીજું કૈં નથી, હું છું એમ કેને કે' કથી?
સામું ત્યાં પ્રતિબિંબ નવ્ય મળે, વેત્તા વિણુ કુણુ કેને કળે?
પોતે કહે ને કહે હું સત્ય, શિષ્ય કરી જો એનું નૃત્ય.

( અખોભક્ત. ગુરૂશિષ્ય સંવાદ. )

૨.

હસતું રમતું ઊગ્યું પ્રભાત, વાયૂ નિર્મળ મધુરો વા'ત,
વ્યોમ રૂડું ઘન મુક્ત જ હસે, ઝાકળ મોતી તરૂપર લસે. (હૃદય વીણા.)

કોમળ કળી તું કાં રીસાય? તુજસરીખી નવ દીઠી ક્યાંય;
અનેક અનિલો આવી ભમે, અહિં તુજશું તે રંગે રમે? (કુસુમમાળા.)

૩.

ધર્મ કર્મમાં રાખો ધ્યાન, જ્ઞાન મેળવા રાખો તાન,
પરઉપકાર ઉપર કર પ્રીત, મોક્ષતણી એ ઉત્તમ રીત. ( સ્વ રચિત, )

૮૬. (क) નિશાળમાં બોલાતી સાદી રાહ. ચતુસ્રજાતિ એકતાલ. માત્રા ૪

गॅ गॅ गॅ रि | मगॅ रि नि | सा स गॅ | री. रि | नीं नीं | सा रि म | म गॅ री | सा. स |
હસતું • રમતું • દિ વ્યપ્ર ભા ત, વા યૂ નિ ર્મ ળ મ ધુ રો વા ત

गॅ रि रि | गॅ रि नि | सा स स | रि री. | नीं नि नि | सा रि म | म गॅ रि रि | स सा. |
વ્યો મ રુ રૂ ઘ ન મુ ક્ત જ હ સે ઝા ક ળ મો તી • ત રૂ પ ર લ સે

૮૭. (ख) મારૂની દેશીની રાહ, તાલ દીપચંદી, માત્રા ૧૪.

सो सो | नि री | सा सा | निध | पधनी | धु | पु | ऽ | मु पु | धु. | पु मु | गरी |
ધ ર્મ ક • ર્મ માં રા • ખો • • ધ્યા ન જ્ઞા ન મે ળ વા રા •

सरिगु | री. | सा | ऽ• | स स स स | री. | मुमु | पपु. | धु नीं | धु. | पु | ऽ• |
ખો • • તા ન પ ર ઉ પ કા ર ઉ પ ર ક ર પ્રી ત

मु प प | धु | पु मु | ग री | स रि गु | री. | सा | ऽ• |
મો ક્ષ ત ણી એ • ઉ • ત્ત • મ રી ત

૮૮. (ગ) રામાયણની ચોપાઈની રાહ (મારુની દેશીને મળતી.) તાલ દીપચંદી. માત્રા ૧૪.

ॐ सासा | नी. | सारी. | सनी | धुधु | पधु | निसरिनि | सनी | धपु | पु. | मगु | मु. |
ધ ર્મ ક ર્મ માં રા ૦ ખી ૦ ધ્યા ૦ ન ૦ ૦ ૦ ૦ ૦ જ્ઞાન મે ળ વા રા

ॐ धुपु | मुप | गु | ऽ० | सससस | सा. | गुगु | गमु | पुधु | मु. | पु | ऽ० |
ખો ૦ તા ૦ ત ૦ ૫ ર ઉ ૫ કા ર ઉ ૫ ર ક ર પ્રી ત ૦

ॐ पुपप | पु. | मुगु | मु. | धुपु | मु. | गु | ऽ० |
મોક્ષ ત ણી એ ૦ ઉ ચ્ચ મ રી ત

૮૯. (ઘ) અંગ્રેજી ગાયનની ઢબ ઉપર. માતુપીજાતિ એકતાલ. માત્રા ૮.

ॐ धु स सा स री | गु धु पु. प | ग ग री स स री | गु री मा. स |
ધ ર્મ ક ર્મ માં રા ખા ધ્યા ન મ દ કા ર ક મે લો દે ભા ન

ॐ प प ध नि सा ध प | ग ग म ध पु. प | गु रि रि सा री | गु रि रि सा. स |
૫ ર ઉ ૫ કા ર ઉ ૫ ર ક ર પ્રી ત મો ક્ષ ત ણી એ ઉ ચ્ચ ગ રો ત

૯૦. (ङ) રાગ ભૈરવી. તાલ ત્રિતાલ. માત્રા ૧૬.

ॐ धु प प | पप धप | मु पम | गरि गग | सरि सस | सरि गप | गरि सरि | सा. स ः |
દો મ ળ ક ળી તું ૦ કાં રી ૦ સા ૦ ૦ ય તુ જ સ રિ ખી ૦ ન વ દી ૦ ઠી ૦ આં ય

ॐ स सा स | स स री | गु गु | म ऽ. | ग ग ग ग | मु म म | ग म ग रि | स सा. |
અ ને ક અ નિ લો આ વી ભ મે અ હિ તુ જ શુ તે ૦ રં ૦ ગે ૦ રૂ મે

૯૧. ( ) રાગપીલુ. તાલ દીપચંદી. માત્રા ૧૪.

ॐ पु नी | सा | सा सा | ग री | सा नी | स री | गु | ग रि स |
ધ ર્મ ક ર્મ માં રા ૦ ખી ૦ ધ્યા ૦ ન ૦ ૦ ૦

ॐ ग ग ग रि | म ग रि | स रि म रि | म नी | सा. रि | र नी | धु पु | ऽ. |
જ્ઞા • ન • મે • • ળ • વા , ના • ખો • તા • ન •
મો ક્ષ ત ણું • • એ • • • ઉ • ત મ રી • ત •

ॐ स स ग म | पु. | पु पु | म गु | मु पु | गॅ री | सा | सा. |
પ ર ઉ પ કા ર ણ પ ર ક ર પ્રી • ત •

## ३. जयकरी.

माप—માત્રા ૧૫, તેમા અને લઘુ ગુરૂ તાન ચોપાઇ પ્રમાણે, અને માત્રા વિભાગ પણ ચોપાઇ પ્રમાણે છે

चरणसंधि—दादा, दादा, दादा, लगा; એવા ૪ ચરણો.

नवीनमाप—चाचाचा लग જયકરી ગણો, ,,

उदाहरण—ચરણ ચરણમા પદર કલા, અતે લઘુગુરૂ આવે ભલા,

વૃત્તિ જયકરી જુગતે કરો, તાલ પ્રથમ ચચ્ચારે ધરો. ૧

ચરણને અતે આવતા ગુરૂને એક માત્રા વધારે લબાવી ગાયનમા સોળ માત્રા કરી લઇ ચોપાઇની માફક જયકરી પણ ત્રિતાલ, લાવણી, એકતાલમાથી ગમે તે તાલમા ગાવી

૧.

પ્રભુપદ મળવા કર્મ સુ કરો ભક્તિ અનેરી ચિતમા ધરો,
જ્ઞાન સુધારસ પાન જ કરો, દિનજન તારી મુક્તિ વરો

( સ્વ રચિત. )

૨

કોયલ આમે ટહુકા કરે, ચાચે સાખ કરપતી ફરે,
રોકું તોપણ તે નવ ડરે, હું ઇચ્છુ કે સાખ જ ગરે. ( રણછોડભાઇ )

## ૪. चरणाकुल.

**माप**—માત્રા ૧૬, તેમાં અંતે બે ગુરૂ; ચચ્ચાર ( ૧. ૫, ૯, ૧૩ મી ) માત્રાએ તાલ; જેથી માત્રા વિભાગ ( ચોપાઇ પ્રમાણે ) ચાર ચાર માત્રાના થાય છે.

**चरणसंधि**—दादा, दादा, दादा गागा, એવાં ૪ ચરણો.

**नवीनमाप**—चाचच गग ચરણા કુળમાનો ,,

**उदाहरण**—ચરણ ચરણમાં માત્રા સોળે, તેમાં બે ગુરૂ અંતે તોળે;

તાલ પ્રથમ ચચ્ચારે લાવો, ચરણાકુળ બહુ બેશ બનાવો. ૧

(૧) રણપિંગળમાં ૮ માત્રએ યતિ કહેલ છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. દલપતરામ કવિએ યતિ કહેલ નથી. એટલે તે મતભેદની બાબત છે, પરંતુ જો યતિ જળવાય તો અયોગ્ય નથી.

(૨) આમાં ચાર ચાર માત્રાના સરખા વિભાગો પડે છે, જેથી ચોપાઇ કે જયકરીની માફક કોઇ અક્ષર લંબાવવો પડતો નથી. ત્રિતાલ, એકતાલ, લાવણી એ ત્રણમાંથી ગમેતે તાલમાં ચોપાઇની માફક જ ગવાશે.

૧૦

ચઢની પડતી જગની જાણો, ઉન્નતિ અવનતિ મનની માનો,
નિયમિત સુખ દુઃખ તજવાં ધારો, દિનજન તારક પંથ સ્વીકારો.

( સ્વ રચિત. )

## ૫. प्लवंगम.

**माप**—માત્રા ૨૧ તેમા ૧૧ માત્રાએ યતિ છે, જેથી આખા ચરણમાં ૧૧ અને ૧૦ ના બે ખંડ જુદા પડે છે. પ્રથમ ખંડની ૧૧ માત્રા, તેમાં અંતે લઘુ, અને બીજા ખંડની ૧૦ માત્રા, તેમા આરંભે લઘુ, ને અંતે ગુરૂ છે. ૧, ૫, ૯, ૧૩, ૧૭ મી માત્રાએ તાલ પડે છે; અને તે પ્રમાણે માત્રા વિભાગ આ પ્રમાણે થાય છે.

| | ૧૧ માત્રાનો પહેલો ખંડ. | ૧૦ માત્રાનો બીજો ખંડ. |
|---|---|---|
| **मात्रा विभाग**— | ૪ + ૪ + ૨ + ૧ | ૧ + ૪ + ૩ + ૨ = એવાં ૪ ચરણ. |
| **चरणसंधि**— | दादा, दादा, दा, ल | ल दादा दाल गा; ,, |
| **नवीनमाप**— | चुचदल, लचदा लाग | પ્લવંગમ ચાલ છે, ,, |

ઉદાહરણ—માત્રા છે વિશએક, ૧૧શિવે યતિ આણજો,
એ યતિ અંતે લઘુ જ, પછી યતિ લાવજો. ૧

એ યતિમાં આદ્યંત, લઘુ ગુરૂ હોય છે;
ચતુર ચતુર પર તાલ, પ્લવંગમ રહોય છે. ૨

અથવા— " ચચ્ચારે દે તાલ, પદાંતે ગાલગા, } જો સંપૂર્ણ અંશે ગવાઈ
એમ પ્લવંગમ વૃત્ત, રચીને ગાનગા ૩ } શકાય તેમ કરવા હોય તો

પ્લવંગમના માપ વિષે બધા પિંગળોમાં મતભેદ છે. કવિ દલપતરામ અને રા. રા રણછોડભાઇના માપમાં ચરણને આરંભે અને અંતે ગુરૂ લાવવાનું કહ્યુ છે. એ વિષે ગ્રંથોમાં મતભેદ છે. વાગ્વલ્લભ તથા મનહરપિંગળમાં આરંભે ગુરૂ વિષે કહ્યુ નથી પણ છંદશાસ્ત્ર, વૃત્તમૌક્તિક, નાગોપિંગળ તથા છંદોદત્તમુક્તાવલીમાં આદ્યંતે ગુરૂ વિષે કહ્યુ છે હવે ઇતિહાસ ઉપરથી આ વિષે વિચાર કરીએ તો પ્લવંગમની ઉત્પત્તિ દોહરામાંથી થએલી હોય એમ ચોક્કસપણે જણાય છે, તે એવી રીતે કે–'દુહાનુ બીજુ ચરણ તે પ્લવંગમનો પ્રથમ યતિવાળો ખંડ છે અને દુહાના પહેલા ચરણમાની આરંભની ૩ માત્રા ઓછી કરી, જોર અને સંધિની વ્યવસ્થા મૂળ પ્રમાણે રાખવાથી પ્લવંગમનો બીજા યતિવાળો ખંડ બને છે" આમ વિચાર કરતા, પ્રથમ ખંડને અંતે લઘુ અને બીજા ખંડને આરંભે લઘુ તથા અંતમાં ગુરૂ લાવવા એજ ઉત્તમ પક્ષ છે વળી જેઓ ચરણને આરંભે ને અંતે ગુરૂ લાવવા વિષે કહે છે તેઓની પોતાની કવિતામાં અમારા મત પ્રમાણે જ માપ જળવાયલું હોય છે

પ્લવંગમની માત્રાઓ સંગીતના ચાલુ વ્યાવહારિક તાલોમાંથી કોઇની સાથે મળતી નથી આવતી, તેથી ગાવામાં બહુ અનુકુળતા થઈ પડતી નથી પણ જો તેને સંપૂર્ણ અંશે ગાયનને અનુકુળ બનાવવો હોય તો તેનો છેલ્લો સંધિ જે दालगा છે તેને બદલે गालगा એનો કરવામાં આવે તો તેમાનો પ્રથમ गा ૩ માત્રા સુધી લંબાવી, તથા છેલ્લો गा ૪ માત્રા સુધી લંબાવી આપવા વૃત્તની ૨૪ માત્રાઓ કરી, ચોતાલ અથવા એકા તાલમાં ગાઈ શકાશે ને એ જ કારણથી માપમા પદાંને गालगा ( અથવા र ગણ ) આણવા વિષે ખાસ વિકલ્પ જણાવ્યો છે

૧

છત્રે યાતી છાંય, છડી ધર છાજતા, હાથી હોદદામાંહ્ય રસિક બિરાજતા
આયુષ રિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં, એ સતા દિન એક ઉછળતી આગ્યમા ૧

( ક૦ દ૦ કા૦ )

૨.

ભૂરૂ હસતું વ્યોમ, સરોવર નિર્મળુ, ને ઊગ્યું તરૂવૃન્દ અને નભ વાદળુ,
સર્વે કેરી રેખ ઝીણી ઝીણી આકતો, એક પછી કઈ એક, રવિ જો ઝાંખતો. ૧

આ જગ ધુમ્મસ વિષે, હૃદય કદિ ડૂબતા, ને સહસા કઇ દિવ્ય ભાવના ઊગતાં;
ધુમ્મસ જાએ ઊડી, કવિત છબિ ઊઘડે, હેવી આજે મૂર્તિ ઊભી મુજ આગળે. ૨
( હૃદય વીણા. પ્રાત કાળના ધુમ્મસમાથી )

૯૨. (क) સાધારણ લોકોમાં બોલાતી ઢબે.

ॐ ग़ु ग़ु | ग़ु ग़ु | री रि स | सा़ नि़ नि़ | सा़ रि सा़ |
છ ત્રે યા તી છા ય છ ડી ધ ર છા જ તા

ॐ नी़ पु | नी़ नी़ | सा स स | सा़ नि नि | सा़ रि सा़ |
હા થી હો દા મા ય ? સી ક બિ રા જ તા

## ૬. महीदीप.

**माप**—માત્રા ૨૨, તેમાં અતે બે ગુરૂ, ૧૨ માત્રાએ યતિ અને જો ત્રણ ત્રણ માત્રાને અતરે તાલ આપવામાં આવે તો ૧, ૪, ૭, ૧૦, ૧૩, ૧૬, ૧૯ માત્રા ઉપર તાલ પડશે, અને જો ૭ ૭ માત્રાને અંતરે તાલ આપવામા આવે તો ૧, ૭, ૧૩, ૧૯ માત્રા ઉપર તાલ પડશે, પરતુ ત્રણ ત્રણ માત્રાને અતરે તાલ અપાય તો તે સારૂ છે, કેમકે મહીદીપમાં ત્રણ ત્રણ માત્રાના વિભાગો સ્વભાવત પડે છે, જેમકે—

**मात्राविभाग**—૩ + ૩ + ૩ + ૩ + ૩ + ૩ + ૨, ૨ એવા ૪ ચરણો

**चरणसंधि**—दाळ, दाळ, दाळ, दाळ; दाळ, दाळ, गा गा, „

**नवीनमाप**—तितिति ति વળી तीति गागा; મહીદીપ કીજે, „

**उदाहरण**—ચરણ ચરણ માહ બધી, બાવીશ કલ લાવો,

અતમાહ બે જ ગુરૂ, દ્વાદશે વિરામો,
એક પછી ત્રણ ત્રણ કે, છએ તાલ જામે,
વૃત્તિ તો બને રસાન, મહીદીપ નામે ૧

જો ૩–૩ માત્રાને અંતરે તાલ આપવો હોય તો જલદ દાદરામા અને ૬–૬ માત્રાને અતરે તાલ આપવો હોય તો વિલબ દાદરામા ગવાશે. માત્ર ગાવામા છેલ્લા ગુરૂને એક દર ૪ માત્રા સુધી લંબાવાય તો બધી મળી ૨૪ માત્રાઓ થવાથી દાદરો તાલ બધી રીતે બધ બેસતો થઈ પડશે.

૧

તું અખંડ એક નિત્ય ચિદ્દઘન અવિનાશી,
માયિક જગ સકલ દશ્ય જાલનો વિલાસી;
પૂર્ણકામ છો સમાન ધર્મરૂપ ધાતા,
વિવિધ જગત જાલનો વિચારથી વિધાતા. ૧

સકલ દશ્ય અવધિયે સદૈવ છે વિનાશી,
આદિ-અંત-મધ્યમાંહિ તું રહ્યો વિકાસી;
નિર્વિકાર નિરાકાર તું સ્વયંપ્રકાશી,
શુદ્ધ, બુદ્ધ, મુક્ત, પૂર્ણ રૂપે અવિનાશી. ૨

( કેશવકૃતિ ઉપરથી-થોડાક ફેરફાર સાથે. )

૯૩. (क) લોકોમાં બોલાતી પ્રચલિત રાહ. રાગ ઝીંઝોટી. તાલ દાદરો, માત્રા ૬.

ॐ सा॒ नि सा॒ रि | सं॒ नि ध नि प | ध ध स म म रि | रि म ग॒ |
તું આ ખં ડ એ ક નિ • ત્ય ચિ દ્ ઘ ન અ વિ ના • શી
પૂ ર્ણ કા મ છો સ મા • ન ધ • ર્મ રૂ - પ ધા • તા

ॐ म॒ म ग रि ग | म प प प॒ प | ग म ग रि ग स | रि ग रि ग म ग |
મા યિ ક જ ગ સ ક લ દ શ્ય જા • લ નો • વિ લા • સી • • •
વિ વિ ધ જ ગ ત જા • લ નો વિ ચા • ર થી • વિ ધા • તા • • •

૯૪. (ख) રાગ કલિંગ ભૈરવ. તાલ દાદરો, માત્રા, ૬.

ॐ ग॒ रि रीं॒ रि | गीं॒ सं सा॒ स | प प ध प म प | ग म रि ग॒ प॒ |
તું અ ખં ડ એ ક નિ ત્ય ચિ દ્ ઘ ન અ વિ ના • • શી • •

ॐ म॒ म म म म | म प म ग॒ ग | प ध ध प॒ म | ग रि ग॒ म प |
મા યિ ક જ ગ સ ક લ દ શ્ય જા • લ નો વિ લા • સી • •

ॐ ध॒ ध ध म ध | नी॒ सं मं॒ मं | गीं॒ रिं सां॒ सं | नी॒ ध प॒ |
પૂ ર્ણ કા • મ છો સ મા ન ધ ર્મ રૂ પ ધા • તા

म म म म म म | म प म ग ग | म ध ध प म | ग रि ग म प |
વિ વિ ધ જ ગ ત  જા ૦ લ નો વિ  સ્થા ૦ ર થી વિ  ધા ૦  તા ૦ ૦

## ૭. रोला—रोडा.

**माप**—માત્રા ૨૪, તેમાં ૧૧ માત્રાએ યતિ છે, જેથી આખા ચરણના ૧૧ અને ૧૩ માત્રાના બે ખંડ પડે છે; તેમાં પહેલો ખંડ પ્લવંગમના પહેલા ખંડ જેવો છે, એટલે કે ૧૧ માત્રામાં અંતે લઘુ; અને બીજો ખડ ૧૩ માત્રાનો, તેમાં આદિ લઘુ અને અંતે ગુરુ લાવવાનો છે. ચાર ચાર માત્રાએ તાલ છે.

**मात्रा विभाग**—૪ + ૪ + ૨ + ૧; ૧ + ૪ + ૪ + ૨ + ૨ એવાં ૪ ચરણો.

**चरणसंधि**—दादा, दादा, दा, ल; ल, दादा, दादा, दा गा „

**नवीनमाप**—चचदल આણી છંદ, लचच दग રચજે રોલા. „

**उदाहरण**—પ્રથમ યતિ અગિઆર, લઘુ અંતે છે એમાં,

દ્વિતિય યતિ કલ તેર, પ્રથમ લઘુ અંત ગુરૂમાં,*
પ્રથમ ઉપર છે તાલ, પછી ચચ્ચારે આવે,
રોલા-રોડા માંહ, કલા કવિ ચોવીશ લાવે. ૧

ધ્રુવપદ—ચૈતાલ કે એકા તાલમાં રોલા ગાઈ શકાશે; અથવા સર્વ સાધારણ ૪ માત્રાના એકતાલામાં ગવાશે.

* ૧૩ માત્રાવાળા બીજા યતિના ખંડમાં આદિ લઘુ લાવવાનું ખાસ કારણ એમ છે કે, પહેલા યતિને અંતે લઘુ છે, ને પછી તુરતજ જો અહિં ગુરુ આવે તો તાલ તુટશે.

૧.

સિતારમાંથી ઊઠીં, મધુર સુર રમે પવન શું,
ને સુકંઠ સંગીત, જગતમાં જનમી ઘુમતું;
કોયલ ટહુકા મિષ્ટ, વળી રવ નદીં લહરીનો.
વનવેલી ચુંબતો પવન ત્હેનો સ્વર ઝીણો. ૧
સિતાર સુર, મધુગાન, પવન, નદિ, કોકિલરવ જે,
પ્રેમતણાં એ રૂપ બધાં વિલસંતાં નિત્યે;
વળીં ફુલડાંના જેહ, પ્રસરતા ગંધ મધુરા,
ને મેઘધનુષ માંશ, દિસે રંગો જે સઘળા. ૨

તે સુગંધ ને રંગ, નહીં પણ પ્રેમ રસીલા,
પ્રેમતણાં એ રૂપ, પ્રભુની પ્રણયી લીલા;
દિવ્ય કુસુમ એ પ્રેમ, ધરે વિધવિધ આકારો,
પણ ઢાંક્યો રૂહે કેમ? સહુથી એ છે ન્યારો. ૩

દિવ્ય નાદ ને ગંધ વળી રસ રૂપની ગૂંથી,
માળા પહેરો કંઠ સુશોભિત થાયે તેથી;
દિવ્ય માલ એ રસિકવરો ઉર ધરશે જ્યારે,
દિવ્ય પ્રેમ તે હૃદય મહીં સરી પડશે ત્યારે. ૪

( કુસુમમાલામાના " પ્રેમનાં સ્વરૂપ " એ કાવ્ય થોડા ફેરફાર સાથે. )

૯૫. (क) સાદી રાહ. ચતુરશ્રજાતિ એકતાલ, માત્રા ૪.

ॐ ग ग़ु रि | ग़ु ग़ु | रीं रि स | स म निं निं | स स़ ग | रि रि स़ |
સ તા ર માં થી ઊ ડી મ ધુ ર સુ ર રૂ મે ૫ વ ન થું

ॐ नीं़ प निं | निं निं नीं़ | स़ स स | स स नीं़ | स स ग़ु | रि रि स़ |
ને સુ કં ૦ ઠ સં ગી ત જ ગ ત માં જ ન મી ઝુ મ તું

## ૮. हरिगीत.

**माप**—૨૮ માત્રા, તેમાં છેલ્લે ગુરૂ; ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, ૨૭ માત્રાએ એટલે કે, પહેલી બે માત્રા બાદ કરતાં ત્રીજી માત્રાથી ત્રણ ચાર માત્રાને અંતરે તાલ આપવામાં આવે છે; જેથી એમાં માત્રા વિભાગ નીચે પ્રમાણે થશે:—

**मात्राविभाग**—૨ + ૩ + ૪ + ૩ + ૪ + ૩ + ૪ + ૩ + ૨ એવાં ૪ પાદ.

**चरणसंधि**—दा, दाल, दादा, दाल, दादा, दाल, दादा, दाल गा „

**नवीनमाप**—दू આણી **तिच** ત્રણવાર ધરી પછી **दालगा** હરિગીત છે. „

**उदाहरण**—હરિગીત અઠ્ઠાવીશ માત્રા, જગણ વિણ પ્રતિપાદમાં,
દયમત્ત આદિ સાથી પછી કલ, સાતના ત્રણ ખંડમાં;
એ ખંડ ત્રણ તો **दालदादा** તણા, પછી તો **दालगा,**
દય કલ મુકી ત્રણ ચાર માત્રે તાલ આપી ગાન ગા. ૧

આજ સુધીમાં જેટલાં પિંગળો જોવામાં આવ્યાં છે તે બધાં ઉપરથી આ સરલ લક્ષણ બનાવ્યું છે. કવિ દલપતરામે ૧૬ માત્રાએ યતિ કહી છેવટે र ગણ કહ્યો છે, પરંતુ તેને માટે કોઈ ગ્રંથમાં આધાર નથી, તોપણ ૧૬ માત્રે યતિ રખાય ને છેવટ र ગણને બદલે **दालगा** એવો સંધી રખાય તો સારૂં જ છે.

હરિગીતના પ્રથમ અને ત્રીજા ચરણમા આરંભની બે માત્રાઓ ઓછી કરવાથી જે રૂપ થાય તેને **વિષમ હરિગીત** એવું નામ આપણા પ્રસિદ્ધ વિદ્વાનોએ આપ્યું છે. દીપચંદી ( હોરી ) તાલમાં અથવા તેવરામા ગાઈ શકાશે તેમ ઠુમરામા અસ્તાઇના ઢંગથી ગાવાનું ફાવી શકે તો તેમા પણ ગાઈ શકાશે

૧.

'આ' મંદ મંદ સમીર વ્હે તરૂ કુંજમા બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો,
'આ' લ્હેર જલમા ચાલતી વાકી ચુકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે રવે ૧
'સૌ' તાલ દે તે ગાનમા તરૂવર ઝુકે બહુ ઝુંડમાં,
દે માન તે શુભગાનને વળી ધવલ પુષ્પ વધાવતા,
'આ' વ્યોમ તરૂ તટ વિશ્વ, સઘળું નાચતું પ્રતિબિંબમા,
ઊંચા ચુંબે ગિરિવર રહ્યા બધુ ગાન ગંભીરતાઇમા ૨

( કાતા–સરોવરની કાચ જેવી સપાટી, અને એની આસપાસના પ્રદેશનુ વર્ણન પૃષ્ઠ ૫૭ ) મૂળમા વિષમ હરિગીત છે, પરંતુ વિષમ ચરણોમા આરંભ એક ગુરૂ મુકી આ રચનાને હરિગીતમા અનુકૂળ કરી લીધી છે

૨

ઊંચા નીચા તરૂવર ઝુકે કરિ નાટ્યશાળા ગોળ ને,
લીલા લીલાં ઝાખા પીળા વળી રંગ રંગી ચિત્ર તે,
પક્ષી નમી નમીં ગાય જોડી સ્વર પ્રિયા સાથે ન્ટે ૧
દોડે ધીમે ઝરણો ઝીણા મીઠું ગાન ઝમઝમ ઉચરે,
'આ' પવન લ્હેરે તરૂવરો તરૂવાસીના પિછ ઊડતા,
ગિરિગહ્વરો ધુધુકાર કરતી સર્વને પ્રતિશબ્દમા,
'મો' ધોધ ધધડે ડુંગરથી આ તિમિર ઝીણથી ટાઢું છે,
તેમા પ્રિયા બેની વિલાસિ નિહાળતા અટક્યા હરી ૨

( કાતા, ૭૫ )

૩

ચન્દ્રાનના સહુ ચન્દ્રની લાલિત્ય મધુરી સંગ્રહી,
પામી વસન્ત પ્રસાદ ખીલતી જુઈ ગુલાબ શું કેતકી,
શૃંગાર અધરામૃત વસે યૌવન ધ્વજા કુચ ફરફરે,
બેઠો લપાઈ રતીપતિ ભ્રૂકટાક્ષમા શર સાધિને ૧

( કાતા કરણ કાન્તાનું વર્ણન કરે છે. ૫૬ )

૪.

છો એ કુદે, નાચે ફુલે મળી, ચન્દ્રપતિ બહુ હર્ષથી,
પીતી ભલે મોંહુ પ્રેમ સુખ, ભેટે પતિ કર કોડથી;
હસતી દિસે દુખ આપણાં, મનડા વિષે જાણને ફુલી,
બે ચાર ઘડીયે દિવસ ચઢતાં, સમજશે એ સહુ ભુલી. ૧

( કાંતા—પતિથી વિયોગી બીચારી કાંતા પોતાની સેખી સાથે રાત્રીની વેળાએ એક સરોવરમાં ન્હાય છે, તે વખતે પાણીના તરંગથી તેમાંની પોયણીઓ હાલવા ડોલવા લાગી તેને ઉદ્દેશી કાંતાની ઉક્તિ. )

૫.

' આ ' સૃષ્ટિ સઘળો શાંત રાખી મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
' મોંહુ ' ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઈ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હૃદય દોડે તવ ભણી. ૧
દોડી ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનન્દસિન્ધુ તરંગમાં નાચંતું એ ઉછરંગમાં;
હા! વિરમી પણ ગયો ટહુકે, હૃદય લલચાવે બહુ,
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી! ટહ, ટહ.-ટૂહ ૨

( કુસુમમાળા. મધ્યરાત્રિયે કોયલ. )

૯૬. (क) વ્યવહારમાં બોલાતી સાદી ઢબ. તાલ મિશ્રજાતિ એકતાલ. માત્રા ૭.

ॐ नीं | सा रि सा स निं | सा रि सा स निं | सा रि सा स निं | सा रि गु |
આ મં દ મં દ સ મી ર વ્હે ત રૂ કું જ માં બ હુ મ્હા લ તો
આ વ્હે ર જલ માં • ચા લ તી વાં • કો સું કી લ ચ કા ષ ને

ॐ स स | रि म म मु म म | गु रि सा स निं | सा रि ग ग सा | री स सा |
ગિ રિ ગ • વ્હ રે અ થ ડા ષ મી ઠા • રા ગ મૃ દુ આ લા પ તો
એ • કા • અ તા થી • મળિ મ ળી ત ટ પર પ ડે • મી ઠે ર વે

૯૭. (ख) રાગ સોહની. તાલ તેવરા. માત્રા ૭.

ॐ गृ | मु ध नी सं सं | रीं सं नीं सां | नी ध नि नि सां | सं नि ध मु :|
ચં દ્રા ન ના સ હુ ચં દ્ર ની લા લિ ત્ય મ ધુ રી સં • ગૃ હી
શૃં ગા ર અ ધ રા • મૃ ત વ સે યો વ ન ધ્વ જા • કુ ચ ફૈ • ફૈ રે

अ गंऽ | गंऽ ग गंऽ मं मं | गंऽ रिं सं नि सांऽ | नि नि ध नीऽ सं सं | सं नि ध मुऽ |
પા ભી વ સં ત પ્ર સા દ ખિ લ તી જુ ઇ ગુ લા બ શુ કે · ત કી ·
બે. ઠો લ પા ઇ ૭ તી પ તી · ભૂક ટા · ક્ષ મા શુ ર સા · ધી ને

૫૮. (ग) રાગદેસ તાલ તેવરા, માત્રા ૭

ॐ साऽ | रि म रि म प नि नि | स सं नि सांऽ रिं निं | ध प धं मुऽ पुऽ | धु पु ध म ग रि | गसः |
ઊ ચા · નિ ચા · ત રૂ વ ર શું કે કુ રિ ના · ટય શા ળા ગો · · ળ ને · ઊ

ॐ नींऽ | नींऽ ध नींऽ प ध | नि स नि सांऽ रिं निं | ध प प रीऽ म प | प ध म ग रि | गस* |
લી લા વિ લા સ · ખ્યા · પીં ળા વ ળીં ૨ · ગ રંગી · ચિ · ત્ર તે · ઊ

ॐ मुऽ | मुऽ प नीऽ नि नि | सांऽ सं साऽ सांऽ | सं नि सं रींऽ रींऽ | सांऽ सं नींऽ |
પ ક્ષી ન ભી ન ભિ ગા ય જો ડી સ્વ ર પ્રિ યા સા થે ર ટે

ॐ नींऽ | नींऽ ध नींऽ प ध | नि स नि सांऽ रिं निं | ध प ध म म प प | प ध म ग रि |
દો ડે ધિ મે ઝ ર ણા · ઓ ણા ભિ હુ ગા · ન ઝ મ ઝ મ ઊ · ચ રે · .

૫૯ (घ) રાગ હમીર, તાલ તેવરા, માત્રા ૭

ॐ सांऽ | धुऽ प प प ग म | धुऽ ध ध नि सरिंनिंस | धुऽ प रि ग मधमंधं | गम रि साऽ :|:
ચ ન્દ્રા ન ના સ હુ ચ ન્દ્ર ની · લા · · · લી લ મ ધુરી · · · સ · ગૃ હી

ॐ साऽ | म म म प प ग म | धुऽ रिं स नि धप | ग म रि ग म ध प | ग म रि साऽ |
પા ભી · વ સ · ત પ્ર ભા દ ખી · તી · જુ ઇ ગુ લા · બ શુ કે · ત કી

ॐ प | पुऽ प नि ध नीऽ | स मं स साऽ सांऽ | ध नि ध निं धं नि स रिं | सं निं स ध पुऽ :|
શુ ગા ૭ અ ધ ના મૃ ત વ સે પો વ ન ધ્વ જા · · કુ ય દૃ · · દૃં રે

ॐ सां | ग मे रिं सं नि ध नि | सं गं रिं सं नि ध प | ग म रि ग म ध प | ग म रि ग
એ દો • સ પા • ધુ ર • તી • ૫ તી • શું ક ટા • ક્ષ માં • શ ર સા • ધી ને

૧૦૦. (ક) રાગ ખમાચ તાલ તેવરા માત્રા ૭.

ॐ सा | सा स ग ग | म•म प ध रिं | सां नि ध ध म प | ध प ध म ग : |
આ પો પણીના ચે ફુ લે મળીં ચ ન્દ્ર પતિ બહુ હુ • • વે થી

ॐ सां | नी नि नी नि नि | सां सं नि सं रिं नि | ध प ध ग म प प | ध प ध म ग : |
પી તી બ લે મોં હુ પ્રે મ સુ ખ મે • ટે • પ તિ • દ ર કો • • ડથી

ॐ म म | म म नी ध नि | सां नि सां सं सं | नी नि सां सं सं | नि सं रिं सं नि ध |
હ સ તી દિ સે દુઃ ખ આ પ ણાં મ ન ડા વિ પે જ ઈ ને • ફુ • લી •

ॐ सा | सां मं गं गं मं | रिं गं रिं स नि सां | नि ध नि प ध म प | प ध म ग |
બે આ ર ધ ડિ યે દિ વ સ ગ ૮ તા સ ગ જ શે • એ • સ હુ ભુ લી

# ૧. सवैया.

माप—૩૧ માત્રા, તેમાં ૧૬ માત્રાએ યતિ, અને ચરણને અંતે ગુરૂ લઘુ. પહેલી માત્રાથી માંડીને ચચ્ચાર માત્રાએ તાલ.

मात्रा विभाग—૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૩=એવા ૪ પાદ.

चरणसंधि— दादा, दादा, दादा, दादा; दादा, दादा, दादा, गाल. „

नवीनमाप—ચાર ચ ગણથી છેદ કરો વળી, ચાચચ ગલથી સવૈયા જાણ. „

लक्षण—( દોહરામાં ) માત્રા એકત્રીશમાં, અંતે ગુરૂ લઘુ આંખ;
સોળે યતિ શ્રુતિ આંતરે તાલ સવૈયા ભાખ.

આ સવૈયાને કેટલાક પિંગળોમાં **वीर** અને **मात्रिक सवैया** એવું નામ આપ્યું છે; આ સવૈયો ૩૧ માત્રાનો છે માટે તેને " એકત્રીશો સવૈયો " કહે છે. ૩૨ માત્રાનો જે સવૈયો થાય છે તેને " બત્રીશો સવૈયો " કહે છે, તેમાં અંતે બે ગુરૂ લાવવાથી કુલ ૩૨ માત્રા થાય છે તેથી એ નામ પડ્યું છે. તેનું લક્ષણ આ પ્રમાણે છેઃ—

**દોહરો.**—માત્રા તો બત્રીશમાં, અંતે બે ગુરૂ આણ;
સોળે યતિ, શ્રુતિ તાલથી, દ્વિતિય સવૈયા માન.

આ બંને સવૈયામાં ૪-૪ માત્રાના વિભાગો પડતા હોવાથી એકતાલ, લાવણી-ચલતી, ત્રિતાલ એમાંથી ગમે તે તાલમાં ગાઇ શકાશે.

૧.

( બત્રીસા સવૈયા. )

જે ભયથી સહુ વાયુ વહે વળી, જે થકી અગ્નિ સર્વ પ્રજ્વળે,
જે થકી સાગર સીમ મુકે નહીં, પૃથ્વી મહાનલ માર્ગ પ્રસારે;
જે ભયથી યમરાજ ડરે વળી, સૂરજ ચન્દ્ર તપે નભ જ્યાંહિં,
તે પ્રભુ એક સ્વયં વિભુ વ્યાપક બ્રહ્મ ભજ્યાથી સહુ ભય જાયે.   ૧

જે કરૂણાકરથી જગમોહન રાજવસંત વિલાસ કરે છે,
વિશ્વતણાં સહુ આશક માશુક સંગીત કેલી વિલાસ કરે છે,
બાલક ઊપર માત પિતા અતિ વ્હાલથી નિર્મલ પ્રેમ કરે છે,
તે પરપ્રેમ સ્વરૂપ જ બ્રહ્મ ભજે સહુ ભોગ વિલાસ મળે છે.   ૨

( સ્વ રચિત. )

૨.

જો સંસાર સુખે સુધરે તો જોગી બની જાયે કુણ બાબૂ,
તિર્થ પિતા માતા તજી કોણ ચઢે ગિરનાર સિધાચળ આબૂ;
જો મન શુદ્ધ પઢો ન પઢો પછી વેદ પુરાણ કુરાન કિતાબૂ,
પાણી થકી જો શુદ્ધ થયું પટ શા માટે ઘસીયે લઇ સાબૂ.   ૧

( ક૦ દ૦ ડા. )

૧૦૨. (क) વ્યવહારમાં બોલાતી સાદી ચાલ. માતુપીજાતિ એક તાલ. માત્રા ૮.

ॐ धुं सा॒ सा॒ स स | रि म म म मु म प | गु ग म ग रि रि ग | सां॒ स रि गु गु |
જો સં સા ર સ ખે · સુ ધ રે તો · જો ગી બ ને · જા · યે કુ ણ બા બૂ

# ૧૦. त्रिभंगी.

**माप**—માત્રા ૩૨, તેમાં અંતે ગુરૂ; અને ૧૦, ૮, ૮, ૬ માત્રાએ યતિ. તેમાંથી પહેલા ત્રણ યતિના પ્રાસ મળતા આવે. ત્રિભંગી એ નામ, તેમાં આવતા ૩ યતિના અનુપ્રાસવાળા ખંડો ઉપરથી પડ્યું છે. પહેલી બે માત્રાઓ મુકી દઈ, ત્રીજી માત્રાથી ચાર ચાર માત્રાને અંતરે તાલ.

**मात्राविभाग**—૨+૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૪ + ૨ એવાં ૪ ચરણો.

**चरणसंधि**—दू दादा, दादा; दादा, दादा; दादा, दादा; दादा गा, „

**नवीनमाप**—दू चचने चचथी, चचने चगथी, પ્રાસત્રિયથી, ત્રિભંગી તો. „

**उदाहरण**—છે બત્રિસ કલનો, દશ વસુ યતિનો, વસુ ખટ યતિનો, ત્રિભંગી તો,

વળી અંતે ગુરૂ છે, કલ ત્રણથી છે, તાલ સરસ છે, ચચ્ચારે;
યતિ કરજો ચિતે, પ્રાસ જ અંતે, ત્રણ યતિ અંતે, તો ફાવે.
વળી કોઈ તાલે, જગણ ન ચાલે, તો સુખ આલે, ગાએ તે. ૧

પહેલી બે માત્રા મુકી દીધા પછી ચાર ચાર માત્રાને અંતરે સરખે ગાળે તાલ પડે છે. અને છેલ્લા ગુરૂમાં પ્રથમની બે માત્રા આવૃત્તિમા મળી જાય છે. ચતુશ્રજાતિ એકતાલ, લાવણી-ચલતી, કે ત્રિતાલ એટલામાંથી ગમે તે તાલમા ગવાશે.

૧.

જય પ્રભુ પ્રખ્યાતા પદ પંકાતા, સુગુણિ ગણાતા, ગુણગાતા,
તું ભગની ભ્રાતા, દિલ અવદાતા, શુભ શોભાતા, સાક્ષાતા;
જય વિશ્વ વિધાતા, અલખ લખાતા, મુક્ત મનાતા, સુદમાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧

જય પૂર્ણ પ્રકાશી, વિશ્વવિલાસી, અખિલ નિવાસી, આકાશી,
જય અચળ ઉજાસી, વિપત વિનાશી, છતનિજ દાસી, છે ખાસી,
ઋષિ સહસ અઠયાશી, સિધ ચોરાશી, તત્ત્વ તપાસી, ચિત ચહાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૨

( ક. દ. ડા. )

૧૦૪ (क) સાદી રાહ માતુપી જાતિ એકતાલ. માત્રા ૮.

ॐ स स | नि निसा री सा | नि नि सा री सा | नि नि स स री सा | नि नि सा सा
જ ય પ્ર ભુ પ્ર ખ્યા તા પ દ પ ઠા તા સુ ગુ ણિ ગ ણા તા ગુ ણ જ્ઞા તા.

એજ પ્રમાણે બાકીના ચરણો બોલવા

૧૦૫. (ख) રાગ ભૈરવી માતુપીજાતિ એકતાલ, માત્રા ૮

ॐ स स | स ध ध प प प | प नि ध प म ग ग म | प नि ध प म ग ग म | ग ग रि रि सा |
જ ય પ્ર ભુ પ્ર • ખ્યા તા પ દ પ • ઠા • તા • સુ ગુ ણિ ગ ણા • તા • ગુ ણ જ્ઞા • તા

ॐ सस | रिपम म म म | ग रि ग रि ग रि म ग रि ग | स रिसा स रि ग म | रि ग स रि सा
તું • ભ ગ ની ભ્રા તા • હિ લ અ વ દા • તા શુ ભ શો ભા • તા • સા • ક્ષા • તા |

ॐ प प | ध ध म ध नी | स सं स सं सां सा | नी नि नि सां सां | रिं स नि ध प |
જ ય વિ શ્વ વિ ધા તા અ લ ખ લ ખા તા મુ ક્ત મ ના તા મુ દ ભા • તા

ॐ प प | प प प प प प | प नि ध प म ग ग म | प नि ध प म ग ग म | म ग रि स सा
જ ય જ ય જ ગ ત્રા તા તું • પિ તુ મા • તા • દે • સુ ખ શા • તા • સુ ખ દા • તા |

૧૦૬ (ग) અંગ્રેજી રાહમા માતુપીજાતિ એકતાલ માત્રા ૮

ॐ स स | स स सा सा री | ग ग ग ग ध | प प ग ग री म | ग ग री सा |
જ ય પ્ર ભુ પ્ર ખ્યા તા પ દ પ ઠા તા સુ ગુ ણિ ગ ણા તા ગુ ણ જ્ઞા તા

ॐ प | प प सा नी नी | ध ध ध ध ध नी | प प प ध नी | सां सां सां |
તું ભ ગ ની ભ્રા તા હિ લ અ વ દા તા શુ ભ શો ભા તા સા ક્ષા તા

# ૧૧. झूलणा. ( झुल्लणा, झुल्लन, आंदोलिता. )

**माप**—માત્રા ૩૭, અંતે ગુરૂ, અને ૧૦, ૧૦, ૧૦ માત્રાએ યતિ પહેલેથી પાંચ પાંચ માત્રાને અંતરે તાલ પડે છે જેથી માત્રા વિભાગ નીચે પ્રમાણે થશે.

**मात्राविभाग**—૫ + ૫ + ૫ + ૫ + ૫ + ૫ + ૫ + ૨

**चरणसंधि**—दालदा, दालदा; दालदा, दालदा; दालदा, दालदा; दालदा, गा

**नवीनमाप**—दालदा, दालदा; એમ ત્રણ વારથી; दालदा गा થકી; થાય ઝુલણા.

**उदाहरण**—કર કળા સર્વ તો, સાડત્રીશે મળી, દશ, દશે, દીંશ, મુનિ છેદ આણી,
અંત ગુરૂ એક તો, અચળ કરી આણવો, ઝૂલણા વૃત્તિની જાત જાણી,
એક ઊપર પછી, પાંચ પાચે વર્ગો, તાલ સંભાળીયે, વિમળ વાણી,
તાલમા ત્રીજી માત્રા લઘુ લાવીએ, दालदा સખિ વિણ ધૂળધાણી. ૧

ઝૂલણામાં પાચ પાંચ માત્રાના ગાળા પડતા હોવાથી તે ખડજાતિ એકતાલમાં અથવા ઝપતાલમાં ગાઈ શકાશે ઝપતાલમા ગાવા માટે दालदा એ રીતે તાલ આપવા પડશે, અને પાંચ માત્રાના અગવાળા ગળે તે તાલમા ગવાય તો પણ છેલ્લા ગુરૂને કુલ પાચ માત્રા સુધી લંબાવવો જોઇએ.

૨

અખિલ બ્રહ્માંડમા એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમા દેવતું, તેજમા તત્વ તુ, શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો તું આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે, ૧

વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડીયા પછી, નામ રૂપ જૂજવા, અંત તો હેમનું હેમ હોયે,
વૃક્ષમાં બીજતું, બીજમા વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરૂ પ્રેમથી પ્રગટ થાશે. ૨

૩.

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે,
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યા, અણુ અણુ માહીં રહ્યારે વળગી,
ફૂલને ફળ તેં તો વૃક્ષના જાણવા, થડ થકી ડાળ તે નહિ રે અળગી. ૧

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવા, અંતે તો હેમનું હેમ હોયે,
જીવને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા,
ભણે નરસૈંયો કે, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. ૨

૩

જ્યા લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં, ત્યા લગી સાધના સર્વે જૂઠી,
મનુષ દેહ તાહરો, એમ એળે ગયો, માવઠાની જ જ્યમ વૃષ્ટિ વૂઠી,
શુ થયુ સ્નાન સેવાને પૂજા થકી, શુ થયુ ઘેર રહી દાન દીધે,
શુ થયુ ધરી જટા ભસ્મ લેપન કરે, શુ થયુ વાળ લોચન કીધે ૧
શુ થયુ તપ ને તિરથ કીધા થકી, શુ થયુ માળ ગ્રહી નામ લધે,
શુ થયુ તિલકને તુલસી ધાર્યા થકી, શુ થયુ ગગાજળ પાન કીધે,
શુ થયુ વેદ વ્યાકરણ વાણી વદી, શુ થયુ રાગને રગ જાણે,
શુ થયુ ખટ દરશણ સેવા થકી, શુ થયુ વરણના ભેદ આણે ૨
એ છે પરપચ સહુ પેટ ભરવા તણા આતમારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો,

૧૦૭. (ર્ક) પ્રભાતીયાની રાહ ખડજાતિ એકતાલ. માત્રા ૫

ॐ सममगम|पधनिपु|मपपधनि|पधमपु|मुमध|पुमगरि|सारिगु|
આખીલબ્ર• બ્રા• ડમા એ•કતું • શ્રી • હરિ જૂજવે રૂ પે અ• ન તભા

ॐ मुम|पुमगस|रीगसा|रीरिगु|गमपमग|सारिरी|गमपपम|
સે દેહમા• દેવ તું તેજમાત•ત્વતું• શૂન્યમા શ•બ્દથઈ

ॐ गमरिमा|सास|पमंसंसां|निरिंसंसा|धुधधनि|पनिधपध|
વે•દવા સે પવન,તું પા•ણીતું ભૂમિતું•ભૂ•ધરા•

ॐ मममगम|पधनिपु|पुपमा|धुमपु|मुममम|पपमगु|रीरिगु|मुम|
પવનતું• પા•ણીતું ભૂમિતું ભૂધરા રૂક્ષથઈ ફૂલીરહ્યો તુંઆકાશે•

ॐ पपमगम | रीमसा | सगगगग | गमपमग | सरिरिरी | गुमपम | गमरिसा | सा, स |
વિવિધરચ ના ક રી અનેંકરસ લે વાને. શિવથકી છવયયો એ.જઆ શે .

## १२. दोहरो. ( द्विपथा, दूहा, दाहा. )

દોહરાનું પ્રાચીન નામ **द्विपथा** કે **द्विंपदा** છે એ ઉપરથી જણાય છે કે, પ્રાચીન સમયમા દોહરો એ બે પાદ કે ચરણનો ગણાતો હતો એની ઉત્પત્તિ પ્રથમ અપભ્રંશ કાળમા થએની છે. દરેક પાદના ૨ ખડ છે, તેમા પહેલો ૧૩ અને બીજો ૧૧ માત્રાનો છે. એવા બે ખડનો એક પાદ ગણાતો, ને એવા બે પાદથી આખો દેહરો થએલો ગણાતો પરંતુ હાલ ગુજરાતી ભાષામા તેમજ ઇતર ભાષામા જે પિંગળો છે તેમા પાદના ખડને ચરણ તરીકે ગણી આખા દોહરાના ૪ ચરણો ગણ્યા છે પણ ઇતિહાસની દૃષ્ટિથી એ ભૂલ ભરેલુ છે હમણા ચાલતા રિવાજને અનુસરી દોહરાના ૪ ચરણોનું માપ આપીએ છીએ

( ૧ ને ૩ ચરણોનું માપ ) ( ૨ ને ૪ ચરણોનુ માપ ) } આખા વૃત્તની ૪૮ માત્રા
**माप**—૧ લો પાદ ૪ + ૪ + ૩ + ૨, ૪ + ૪ + ૩ = ૨૪ માત્રા
૨ જો ,, , = ૨૪ ,,

**पादसंधि**—— दादा, दादा, दाल, दा; दादा, दादा, गाल એવા ૨ પાદ.

**नवोनमाप**—ખડ પ્રથમ **चचपु** ગણથી **चचगल** દ્વિપથા પાદ, ,,

અથવા ૪ ચરણે ની રીત પ્રમાણે } **चचप** ગણ દુહા વિષમપદ સમપદ **चचगल** થાય ,,

**उदाहरण**—પ્રથમ ત્રિજે પદ તેર કળ સમપદમા અગિઆર
માત્રા લઘુ અગિઆરમી પ્રતિપદમા સભાગ ૧
ચચ્ચારે તો તાન છે દોહા વૃત્તે છેક
તાલ પ્રથમ કે બીજેમા નિભે જગણ કદિ એક ૨
વિષમપદાતે **गालगा**, સમપદ અતે **गाल**
દોહા સાખી ગાનમા, મન ગમતી લે ચાલ ૩

(પ્રાચીન પદ્ધતિ પ્રમાણે) { તેર અને અગિઆરના દ્વય ખડો મળી પાદ, ( ૧ લો પાદ )
બે પદથી રચ દોહરો ગુરૂ લઘુ અતે પાદ ( ૨ જો પાદ) } દ્વિપથા ૧

ચતુર ખડ બે પદ તણા, ચતુર ચરણ કે' લોક,
અપભ્રંશના સમયથી, એહ સમજવુ ફોક. ૨

૧૧ મી માત્રા લઘુ લાવવી અને તાલમા જગણુ ન લાવવો એમ કવિ દલપતરામ ॥ પિગળમા કહ્યુ છે તે ઉપરના લક્ષણમા આવી જાય છે. " મહાસસ્કૃત કાળનો ખાસ છંદ જેમ ત્રિષ્ટુભ, સસ્કૃતકાળનો અનુષ્ટુભ, સસ્કૃતપ્રાકૃત કાળના આખ્યાનકી અને ગાથા એ જેમ તેને કાળમા ખાસ છદો હતા, તેમ અપભ્રશ કાળનો ખાસ છદ જો કોઈ હોય તો ને દોહરો છે. " એ દોહરો પ્રકૃતિરૂપ છદ હોઇ તેમાથી સોરઠો, ઉડિયાલો, પ્લવંગમ, રોલા વગેરે નીકળ્યા છે.

દોહરો એ લોક પ્રચલિત વાર્તા વગેરેમા વપરાતો લૌકિક છંદ છે, જેથી તેની યોગ્યતા સસ્કૃતના અનુષ્ટુભ શ્લોકની માફક છે, જો કે દોહરો એ સપૂર્ણ અશે ગેય (સગીત ક્ષમ, ગાયનને અનુકૂળ ) નથી તો પણ જો ગેય કરવો હોય તો ઉત્તમ પક્ષ એ છે કે પહેલા અને ત્રીજા ચરણની અતનો दालदा એ સધિ છે તેને गालगा એવુ સ્થિરરૂપ આપવુ અને તેમાના પહેલા ગુરૂને ૩ માત્રા તથા બીજા ગુરૂને ૪ માત્રા સુધી લબાવવો, અને તે જ પ્રમાણે ૨ જા તથા ૪ થા ચરણના ઉપાત્યગુરૂને ૩ માત્રા સુધી લબાવવામાં આવે તો તેથી આખા વૃત્તમા સગીતના તાલના ૪-૪ માત્રાના ગાળા પડશે, ને પછી તે ચતુશ્ર-જાતિ એક તાલો, લાવણી કે ચલતીમા ગવાશે અથવા કાચ गालगाને બદલે પ્રથમના गाને બદલે दा રાખી ( વિષમ ચરણને ) અતે लगा એવુ કથમનું રૂપ રખાય તો પણ સારૂં. કેમકે ગરબી વગેરેમા જ્યા જ્યા સાખીઓ ગવાય છે તે સાખી તે દોહરો જ છે, માત્ર વિષમ ચરણને અતે लगा રખાય તો પણ ગાવા તરીકે, અને સાખી તરીકે પણ દોહરાનો ઉપયોગ કરી શકાય તેમ છે

૧

જય જય જય જગદીશ જય જય અવ્યય અવિનાશ,
જય વિશ્વભર નાથ જય, જય ચિ૰ ઘન આકાશ ૧

જેની શક્તિથી થયા, ભૂ જળ ગિરિ આકાશ,
જસ જેના બહુ બહુ વળી, વદ્ તે અવિનાશ ૨

સૂર્ય ચન્દ્ર ગ્રહની ગતિ, રાત્ર દિવસ ઋતુ સાર,
ધાતૂ ઝાડ જનાવરો, સહુને તુજ આધાર. ૩

તજવીજો સસારમાં, કીધી શી ભગવત
ચતુરાઇ પરમાર્થમા, ડહાપણુમા તું અનંત ૪

સર્વ શક્તિ ધરી તે હરી, તીક્ષ્ણ આખથી જોય,
બને વાત બહુ ખૂણુમા, દીલ ગુફામાં હોય ૫

જેને જાણું ગુપ્ત હું, તેનો નહિ હું અજાણુ
છાના કામ નિહાળતો, જબરો જગનો ભાણુ (નર્મ કવિતા.) ૬

૨.

જેણે જગ રચના રચી સૌ જનને સુખકાર,
એ પ્રભુ મુજ અંતર વસો, દ્યો સુખ અપરંપાર. (રણછોડભાઇ) ૧

૩

પ્રતિભામય રસ ભાવની, દિવ્યઅર્થ કલનાય;
રસિક શબ્દનર્તન તણી, દિવ્ય કલા કવિતાય. ૧
ભાવ ઉચ્ચ ને સરલતા, શબ્દચિત્ર તદ્રૂપ,
પાઠ્ય ગેયમા મધુર જે, તે કવિતા રસકૂપ. ( સ્વ રચિત. ) ૨

૪.

કવિતા કહિયે કલ્પના, જનમન રંજન જાણુ,
સરસ સરસ રસ શબ્દમા, અર્થની રચના આણુ. ૧
શબ્દની રચના સરસ તે, અધિક અધિક અનુપ્રાસ;
ઉપમા આદિક અર્થના, અલંકાર આભાસ. ૨
કોમળ લાગે કાનને, મન ઉપજે મીઠાશ,
જુક્તિ સરસ જો જાણીયે, કવિમા નહીં કચાસ. ૩
કાવ્ય કળા કવિજન કરે, શ્રમ લઈ સર્વ પ્રકાર,
પણ ગાયકના ગુણવડે, કવિતા શોભે સાર. ૪

( ક૦ દ૦ ડા. )

૧૦૮. (क) શાળામાં વિદ્યાર્થીઓ જે રાહે બોલે છે તે રાહ.

ॐ रि ग रि स | रि ग म म | गु रि स स | धं स सा | रि ग म ग | ग री रि |
જ ય જ ય જ ય જ ગ દી શ જ ય જ ય અ વ્ય ય અ વિ ના • શ

ॐ रि ग रि स | रि ग म म | गु रि स स | निं स रि रि | ग रि स निं | सा स |
જ ય વિ • શ્વં • ભ ર ના ય જ ય જ ય ચિ દ ઘ ન આ • કા શ

૧૦૯. (ख) બીજી રીતે.

ॐ पु पु | पु पु | पु प पु | पु ध ध | प प म ग | रि ग रि रि |
જેની શક્તિ થી યયાં ભૂ જ ળ ગિ રિ આ • કા • • શ

ॐ स स रीॖ | गॖ म म | म ग ग रीॖ | रीॖ मॖ | रीॖ स स | साॖ स |
जे श जे ना ब ु ब हु व ळी व हु ते अ वि ना श

११०. (ग) छंद सभानी ('राजा हुं मैं कोमका' ए) राह
तात्र चतुश्रजाति ऐकताल मात्रा ४.

ॐ रि ग ग रि | सि धं स रि | रि मॖ म | म रि म प | प ध ध प | प म म ग | रि गॖ गॖ |
जे • नी • श • कित • थी • थ या • • • भू मि ज ळ गि रि आ • का • श

ॐ रि ग गॖ | गॖ ग रि | रि गॖ रि | साॖ रीॖ | पॖ प म | मॖ ग ग | रि ग ग रि साॖ | स |
ज श जे ना ब हु ब हु व ळी व हु • ते अ वि ना • • • • श

१११ (घ) "गाडी आवी गुजरात" अथवा "महोले पधारो महाराज" ए
गरबीमा गवाती साखीनी रीत प्रमाणे.

ॐ पॖ पॖ मॖ मॖ ध प म ग म रि रि ग रि ग रि प म गॖ ग |
जे नी श क्ति थी • थ या • भु मि ज ळ गि रि आ • का श

ॐ प प पॖ पॖ म म म प म गॖ म | धॖ स रि गॖ म ध पॖ प | एटलुं बोली पछी
ज श जे ना ब हु ब हु व ळी • व हु • ते अ वि ना श गरबीनी कडी गावी

११२ (ङ) "पूनमचांदनी खीली" ए गरबीमां गवाती साखी प्रमाणे.

ॐ पॖ पॖ पॖ पॖ मॖ प म प धॖ प म ग रि साॖ स स स रि ग म ग रि साॖ स |
जे नी श क्ति थी थ या • • • • • • • भु मि ज ळ गि रि आ • का श
जश जे ना ब हु ब हु व ळी • • • • • • • • व • हु • ते • अ वि ना श
एटलुं गाइ पछी गरबीनी पहेली कडी गावी.

११३. (च) "कथबीन रही अेकेली मेरी जान" ए गायनमा गवाती साखीनी
राह प्रमाणे राग कालगडो. ताल चतुश्रजाति एक ताल मात्र ४

ॐ धॖ धॖ | धॖ धॖ | धॖ | प पॖ धॖ पॖ धॖ नीॖ | ध ध ध प | म म प ध | पॖ प |
जे नी श क्ति थी थ या • • • • भु मि ज ळ गि रि आ • का श

ॐ म मॖ मॖ | म ग रि स | स रि म म | पॖ | धॖ धॖ | धॖ प ध | म ध प म |
• ज श जे ना • ब हु • ब हु व ळी व हु ते अ वि ना • • श

# १३. सोरठा.

દોહરાનાં ચરણોને ઉલટાવ્યાથી સોરઠો થાય છે. સોરઠાનું ખરૂં નામ "સોરઠીયો દુહો" છે. અને તે સૌરાષ્ટ્રમાં અસલના વારાથી લાંબા સાદથી લલકારીને બોલવામાં આવે છે, તે ઉપરથી એ નામ પડયું હોય એમ લાગે છે.

( ૧ લું ને ૩ જું ચરણ ) ( ૨ જું ને ૪ થું ચરણ )
माप— ૪ + ૪ + ૩; ૪ + ૪ + ૩ + ૨ = ૨૪ માત્રા; એવાં બે પદ કે ચરણોની મળી ૪૮ માત્રા.
पादसंधि—दादा, दादा, गाल; दादा, दादा, दाल, दा.

नवीनमाप—સોરઠ चचगल પાદ, चचदलदा થા સમપદો;

उदाहरण—પ્રથમ ત્રિજે, અગિઆર, દ્વિતિય ચતુર પદ તેર કળ;

સોરઠ રચના થાય, પદ ઉલટાવો દોહરા. ૧

સોરઠા સંપૂર્ણ રીતે ગેય નથી, પણ તેની પોતાની લંબાવીને બોલવાની જે રીત છે તે રીતે બોલવામાં જ તેનું સ્વાભાવિકપણું સમાયલું છે.

૧.

જે ભાનુ ભગવાન, બુદ્ધિ અમારી ઉદય કરે, ૧
ધરીંયે તેનું ધ્યાન, જ્ઞાન શક્તિ ઉરમાં ભરે. ૧

૨.

જનની જણ્ શૂરવીર, નર નાદાન જણીશ ના;
વખાણશે તે વીર, રણુથરો રજપૂતડો. ૧

બંકો બહાદુર રાય, રણમાં રંગ મચાવશે;
કેસરીમાં કરી ધાય, તે શૂરવીર રણધીર છે. ૨

ચળકે જ્યાં સમશેર, ધાવપડે શીરપર ઘણા;
વાળે સઘળું વેર, તે શૂરવીર રણધીર છે. ૩

ભય મનમાં ન લગાર, હિંમતથી રણમાં ધસે;
કરવા પર ઉપકાર, તે શૂરવીર રણધીર છે. ૪

# ૧૪. ઉડિયાલા.

દોહરાનો ૧૩ માત્રાનો જે ખંડ ( એટલે કે પહેલું ચરણ ) છે તેને જ બે વાર લઇ, તેની પહેલાં બે માત્રા વધારવાથી ૨૮ માત્રાનો જે આખો પાદ થાય છે તેવા બે પાદથી ઉડિયાલો બને છે. તેમાં પ્રથમની વધારાની બે માત્રા મુકી દઇ પછી ત્રીજીથી ચચ્ચાર માત્રાને અંતરે તાલ પડે છે.

माप—૧ લો પાદ. ૨ + ૪ + ૪ + ૩ + ૨ + ૪ + ૪ + ૩ + ૨ = ૨૮ માત્રા } બે પાદનો આખો ઉડીયાલો.
૨ જો „ „ „ „ = ૨૮ „ } કુલ માત્રા ૫૬

पादसंधि–दा, दादा, दादा, दाल,दा; दादा, दादा, दाल,दा, આવા બે પાદ.

नवीनमाप–द् चाचप, चाचप થી કરો, ઉલ્લલો ૬૪ પાદનો „

उदाहरण—સૌ, રસિકવરો રસસંગમહીં, વિલિન થશે જો પ્રેમથી,
તો, પ્રતિભામય કવિતાતણું, અમૃત વસે સ્નેહથી. ૧

જો, ગાયક કવિ બે પ્રેમથી, કાવ્ય ગાનસર ડૂબશે,
તો, નાદબ્રહ્માનંદનાં, મધુર ઝરણ ત્યાં ફુટશે ૨

( સ્વ રચિત )

ઉડિયાલાનાં ઉલ્લાલા, ઉલાલા, ઉલ્લાસ, ઉલ્લાલ એવા પણ બીજાં નામ છે આ વૃત્ત લોક પ્રચારમાંથી હાલ જતું રહ્યું છે. તેથી એ વિષે ગાયન સંબંધી કંઇ વિચાર કરવો ઉચિત ધાર્યો નથી, તોપણ છપ્પયને અંતે ઉડિયાલો આવતો હોવાથી તેમાં તેની ગાવાની ઢબની સરગમ આપવામાં આવશે.

# ૧૯. છપય–પટ્પદી.

છપય એ મિશ્ર વૃત્ત છે. એક રોલા અને તેની પછી ઉડિયાલો આવવાથી છપય બને છે. સંસ્કૃતમાં તેનું નામ षट्पदी એટલે "૬ પદ કે ચરણવાળી" એવું છે. એટલે કે રોલાવૃત્તના ૪ ચરણો અને ઉડિયાલાના બે પાદ ( એટલે કે આખો ઉડીયાલો ) મળી કુલ ૬ પદ થાય છે તેથી તેનું નામ षट्पदी કે छप्पय રાખવામાં આવ્યું છે.

माप– ૧૫૨ માત્રા }
રોલા=૪ + ૪ + ૨ + ૧, ૧ + ૪ + ૪ + ૨ + ૨ = ૨૪ માત્રાનું ૧ ચરણ
ચાર ચરણની માત્રા (૨૪×૪=) ૯૬ એવાં ૪ ચરણ.
ઉડિયાલા=૨ + ૪ + ૪ + ૩ + ૨, ૪ + ૪ + ૩ + ૨ = ૨૮ માત્રાનું ૧ ચરણ
બે ચરણની માત્રા (૨૮×૨=) ૫૬ એવા ૨ ચરણ.

रणसंधि–दादा, दादा, दा, ल; ल, दादा, दादा, दा, गा (રોલા)
दा, दादा, दादा, दाळदा; दादा, दादा, दाळदा (ઉલ્લાળા)

ोनमाप–चुचदक, लचचा, दाऽ; રોલા પદ ચાર છપ્પયમાં,
दू चाचप चाचप જાણુએ; ઉલ્લાળ બે પદ છપ્પયમાં.

(દોહરો) રોલા, ઉલ્લાળા મળી, થાય ૭ પદની ચાલ;
છપ્પય છંદ રચના રચી, કર કવિતા રસમાલ. ૧

દુહા અને સોરઠા એ બે વૃત્તોની માફક છપ્પય પણ અતિશય લોક પ્રચલિત છે. તેની ાલવાની જે ઢબ ઠરી ચુકેલી છે તે પ્રમાણે જ બોલવામાં તેનું સ્વાભાવિકપણું જળવાઇ ક તેમ છે, જેથી તે રીતે સરગમ આપવામાં આવી છે.

૧.

ંયો ક્યાંયે જાય, કાંઇ નહિ કરીજ કેહેવા; વચન તહાં ન સમાય, જાય કુણ કેને લેહેવા?
ાં છે તે વણ ઠામ, ધામથી દુર કે નેડો; ક્યાં છે ઊંચ કે નીચ, ક્યાં છે મધ્ય કે છેડો;
ઇ અવકાશ નહિ તે વિના, અધિક ન્યૂન નહિં શું કરૂં:
ાથી શું કાડું અખા, શ્યામાં શું લાવી ભરૂં? ૧
ે કહું હું મર્ત્ત, તર્ત્ત જો છરત દેખું; કેને કહું હું સ્થૂળ, મળ જો સૂક્ષમ પેખું.
ે કહું મહાભાગ્ય, લાગ નહિ હીણો કહેવા; કેને કહું હું નીચ, ઊંચ સ્થળ નહિ કોઇ રેહેવા.
તા વિણુ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે?
ાં નહિ શબ્દ ઉચ્ચાર વિધિ, ચિદાકાશ ચિદગા લહે. ૨
ાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી; હું નહિં તું નહિં તેહ, નહી ધર ચુક વિરોધી;
રૂથા તારો તું જ, નથી કોઇ બીજો ભજવા, બાલ સુરતને ટાળ, વાજ્ય અંતરમાં સેવા;
મ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ નથી,
ાપેં આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું મથી. ૩

(અખા ભગતનું અનુભવ બિંદુ.)

૨.

(૧) અશરણું શરણુ અનંત, સંતજન સંતત સેવે,
(૨) ભય ભંજન ભગવંત, અંત દુર્લભ પદ દેવે.
(૩) દઇ હરણુ સુખ કરણુ, તરણુ તારણુ જગ કારણુ.
(૪) અતિ ઉત્તમ આચરણુ, શરણુ જન કાજ સુધારણુ.
(૫) પ્રતિદિન જગપાળ કૃપાળ પ્રભુ, કાળ વ્યાળ વિખ ઝાળ હર,
(૬) વહીં દિન વાર્યો દલપત કહે, જયજય જગ જંજાળ હર.

(ક૦ દ૦ કા૦)

૧૧૫. (क) લોકોમાં બોલાતી છપ્પની રાહ.

ॐ ग ग ग ग | ग ग ग ग | री रि स | स स निं निं | सा रि ग | री सा |
(૧) અ શ ર ણ શ ર ણ અ નં ત સં - ત જ ન મ ત ત સે વે

ॐ नि नि प | नि नि नि नि | सा स स | स स नी | स स रि ग | री सा |
(૨) ભ ય ભં જ ન ભ ગ વં ત અં - ત દુ લં ભ પ દ દે વે

ત્રીજું ચરણ ૧ લા પ્રમાણે અને ૪ થું ચરણ બીજા ચરણ પ્રમાણે બોલવું.

ॐ ग ग | ग ग ग ग | गु ग रि | मु म म म | गु ग रि | रि रि स स |
(૫) પ્ર તિ દિ ન જ ગ પા ળ કે પા ળ પ્ર ભુ મ ળ વ્યા - ળ વિ ઘ

ॐ सा स रि रि | निं निं | नी नि स | स स स स | रि ग रि गु |
આ ળ હ ર (૬) વ દિ દી ન વા - ળું દ લ પ ત ક હે

ॐ स स ग रि | रि स सा | सा स स स |
જ ય જ ય જ ગ જ જા ળ હ ર

# ૧૬. अखाना छप्पा.

ચોપાઈ કે જેકરીના ૭ ચરણોથી અખાના છપ્પાની રચના થાય છે.

૧.

ભાષાને શુ વળગે ભૂર. જે રણમા જીતે તે શૂર,
સંસ્કૃત બોલે તે શું થયુ, (કાંઇ) પ્રાકૃતમાંથી નાશી ગયું ?
બાવનનો સઘળો વિસ્તાર, અખા તેપનમો જાણે પાર.   ૧ (ભાષા અંગ)

કવિ થૈને અધકુ શું કહ્યુ, જોતા નહીં બ્રહ્મ અણચખ્યુ,
રાગ દ્વેષની પુંજી કરી, કવી વ્યાપાર બેઠો આદરી,
તમાં અખા શું પામે લાભ, વાગેં ગયો જેમ બીને ગાભ.   ૨

પ્રાય પ્રપંચ આળ પંપાળ, પંડિતે તેનાં ગુથ્યાં જાળ,
શ્લોક સુભાષિત મીઠી વાણ્ય, તેણે મોહ્યા કવિ અજાણ્ય,
કહે અખો મર્મ સનજ્યા પખે, સંસ્કૃતનુ પ્રાકૃત કરીં લખે.   ૩ ( પ્રપંચ૦ )

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહે ખાધી ખતા,
એકનું થાપ્યુ બીજો હણે, અન્યથી આપને અધકો ગણે,
અખા એજ અધારો કુવો, ઝગડો ભાગી કોય ન મુવો. ૪ ( વેદનિંદા૦ )

પોતે હરિ ને જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેશ,
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘર આપ,
એવા ગુરૂ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર ૫ ( ગુરૂ૦ )

પડ પચાળે પૂજે પાણ, મનમા જાણે હું તે જાણુ,
આપે આતમ બારે ભમે, મૂરખ સામુ માંડી નમે,
ડાહ્યા પંડિત યે આદરે, તે અખા થાયું કમ કરે. ૬ ( જડભક્તિ૦ )

તિલક કરતા ત્રેપન થયા, જપ માળાના નાકા ગયા,
તીરથ કરી કરી થાક્યા ચર્ણ, તોય ન પોતા હરિને ચર્ણ,
કથા સુણી સુણી ફુટયા કાન, અખા તોય ના યુ બ્રહ્મજ્ઞાન. ૭

એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન,
એ તો અખા બહુ ઉતપાન, ઘણા પરમેશ્વર એ કયાની વાત ? ૮

વ્યાસ વેસ્યાની એકજ પેર, વિદ્યા બેઠી ઉછેરી ઘેર,
વ્યાસ કથા કરીને રડે, જાણે દ્રવ્ય અઢેકૂ જડે
જે જાણે વાચ્યાની પેર, અખા કા ન વાચે પોતે ઘેર ? ૯ ( પુરાણ૦ )

તન તીરથ તું આતમ દેવ, સદા સનાતન જાણે ભેવ,
અડસઠનુ અધિદૈવત સદા, તે જાણે ટળે કોઈ આપદા
તીરથ મર્જન કીધુ અખે, જન્મ મરણુ ને તેને વિષે ૧૦ ( આત્મા૦ )

જ્ઞાન કથી શુ કીધુ ધાટ, અંતર અવિદ્યાએ વેધ્યા હાડ
અનુભવ કરે ત્યારે એક આનમા, મુખ નિંદા દીસે નહિ ક્ષમા,
અખા કથ્યુ પણ ન લહ્યું જ્ઞાન, શુ ગુરૂ આગળ માંડયાતા કાન ૧૧ ( ખજ્ઞાની )

જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણુ સૂર્યના ક્યમ વરણીશ,
શબ્દ તણો છેડો ક્યમ થાય, આકાશને ક્યમ તોલ્યુ જાય,
એવુ વચન અલિંગી તણુ, અખા નહિ કોય પર આપણું ૧૨ ( કવિ અંગ )

૧૧૬ (क) લૌકિક રાહ માનુપીજાતિ એકતાલ માત્રા ૮.

ॐ ग॒ ग॒ ग॒ री॒ | स स सा॒ री॒ रि | नी॒ नि नि सा॒ री॒ | ग॒ री॒ सा॒ स |
ભા યા ને શુ વ ળ ગે ભૂ ર જે ર ણુ મા ચ્છ તે તે શૂ ર

એજ રીતે બાકીના ચરણો બોલાય છે ચોપાઈ જેટલી રીતે ગાઈ શકાય તેટલી રીતે આ છપ્પા ગવાઈ શકાશે, પરતુ તેમ ગાવાની રૂઢી નથી

# ૧૭. કુંડળિયો.

કુંડળિયો એ દોહરા અને રોલાના મિશ્રણથી થાય છે. પ્રથમ દોહરાનાં પ્રાચીન વ્યવસ્થા પ્રમાણે બે પાદના ૪ ખંડો (એટલે કે હમણાં આપણે જેને ચાર ચરણો કહીએ છીએ તે) રચી દોહરો પૂરો કરવો; પછી રોલાવૃત્તનાં ૪ ચરણો રચવાં, તેમાં રોલાના પ્રથમ પાદની શરૂઆતમાં દોહરાનો ચોથો ખંડ (પાદ—ચરણ) જે હોય તેજ મુકી દેવો, અને પછી રોલા પૂર્ણ કરી, તેના ચોથા પાદને અંતે, દોહરાનો શરૂઆતમાં જે શબ્દ હોય તે મૂકી દેવાથી, શબ્દોની થોડીક કુંડાળા જેવી રચના થશે. એજ કારણથી આનું નામ કુંડળી કે કુંડળીયો પડયું છે.

**માપ**—માત્રા ૧૪૪=દોહરા આખાની માત્રા ૪૮+રોલાનાં ૪ ચરણોની માત્રા ૯૬.
તાલ દોહરામાં દોહરા પ્રમાણે અને રોલામાં રોલા પ્રમાણે આપવા.

**ઉદાહરણ**—(૧) કુંડળિયો કરતાં કરો, પ્રથમ દોહરો એક;
(૨) તેહના ચોથા ચરણને, ઉલટાવો ધરી ટેક. } દોહરો.

(૩) ઉલટાવો ધરી ટેક, રચો તે રોલા વૃત જે,
(૪) દોહા રોલાથીજ બને, ખટ પદનું વૃત તે;
(૫) દુહા પ્રથમનો શબ્દ લખે અંતે કુંડળિયો,
(૬) કુંડળ રચના થકી, કહે સૌજન કુંડળિયો. } રોલા.

આ વૃત્ત પણ અતિશય લોકપ્રચલિત છે, અને તેની બોલવાની ઢબ અમુક ઠરી ચુકેલી છે, જેથી તે ઢબ પ્રમાણે સરગમ આપવામાં આવે છે. કવિ દયારામે "મનપ્રબોધ બાવની"માં જે કુંડળીયા રચેલા છે તેમાં "દોહરાનુ ઉત્તરાર્ધ, રોલાવૃત્ત અને આખો દોહરો" એવું માપ જોવામાં આવે છે.

૧.

(૧) સત્તારૂપે સર્વ તું, વ્યાપક જગ વિલસંત,
(૨) માયારૂપ વિવર્ત્તના, અધિષ્ઠાન સુખકંદ;
(૩) અધિષ્ઠાન સુખકંદ, બ્રહ્મ સર્વાંતર્યામિ,
(૪) દ્રષ્ટારૂપે સર્વ, સ્થળે તું દેખે નામી,
(૫) છો કુટસ્થ અનંત, સર્વના આત્મારૂપે;
(૬) સચ્ચિદ ઘન આનંદ, એક તું સત્તા રૂપે.          ૧

૨.

નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો નાદ,
જંગમ જન સ્થિર થાય નહિ, સુણી કવિતાનો સ્વાદ,
સુણી કવિતાનો સ્વાદ, મગ્દ માથા નહિ ડોલે,
નહિ કવિતા તે કામ, બરાબર બકરો બોલે,
કહે કવિ દલપતરામ, નામ ધિક ખોટુ બોલે,
ધિક વંશી વાનાર, નાગ સુણી જો નહિ ડોલે. ૧

( ક૦ દ૦ કા૦ )

૧૧૭ (क) લોકોમા જે રીતે બોલાય છે તે રીતે.

ॐ ग़ॅ रीॖ | ग़ॅॖ ग़ॅॖ | रीॖ स साॖ | रीॖ ग़ॅ ग़ॅ | रि रि स स | रीॖ रि |
(૧) સ ત્તા રૂ પે અ વં ણુ વ્યા પ ક જ ગ વિ લ અ ત

ॐ नीॅॖ नीॅॖ | साॖ स स | ग़ॅॖ रि ग़ॅॖ | स ग़ॅॖ रि | रि स स स | साॖ स |
(૨) મા યા રૂ પ વિ વ ર્તં ના અ ધિ ષ્ટા ૦ ન સુ ખ કં દ

ॐ ग़ॅ ग़ॅॖ ग़ॅ | ग़ॅ ग़ॅ ग़ॅ ग़ॅ | रीॖ रि स | स स नीॅॖ | साॖ रि ग़ॅ | रीॖ साॖ |
(૩) અ વિ દ્યા ૦ ને સુ ખ કં દ અ ૦ મ્હ રા ધાં ત ર મા મી

ॐ नीॅॖ पुॖ | नीॅॖ नीॅॖ | साॖ स स | साॖ नीॅॖ | साॖ रि ग | रीॖ साॖ |
(૪) દ્ર ષ્ટા રૂ પે સ ર્વં સ્થ ળે તું દે ખે ૦ ના મી
(૫) સુ ચિત ઘન આ નં દ એ ક તું સ ત્તા ૦ રૂ પે

ॐ ग़ॅॖ रीॖ | ग़ॅॖ ग़ॅ ग़ॅ | रीॖ रि स | स स नीॅॖ | साॖ रि ग़ॅ | रीॖ साॖ |
(૫) છો ડ્ ટ સ્થ અ નં ત સ ૦ વ ના આ ત્મા ૦ રૂ પે

# ૧૮. ચંદ્રાવળા. ( चंद्रावली, चंद्रावली ).

આપણા દેશમાં આ વૃત્ત સ્ત્રીઓમાં બહુ પ્રિય થઈ પડેલું છે. વાસાવડના કવિ કાળીદાસનું બનાવેલું ધ્રુવાખ્યાન આ વૃત્તમાં જ છે, અને તે સ્ત્રીઓમાં છૂટથી ગવાય છે. એની રચના ચરણાકુળ અને દોહરાના મિશ્રણથી થએલી છે. આ વૃત્તમાં ૮ ચરણો છે એમ ગણીએ તો ૧ લું, ૩ જું, અને ૫, ૬, ૭, ૮ એ ચરણો ચરણાકુળનાં અને બીજું તથા ત્રીજું ચરણ, દોહરાના બીજા ચરણનુ રચવાથી ચંદ્રાવલા થાય છે. અથવા ચંદ્રાવળાનાં ૪ ચરણો છે એમ ગણીએ તો ૧ લા ચરણનો ૧ લો ખંડ ચરણાકુળના એક ચરણનો, ને ૨ જો ખંડ દોહરાના બીજા (સમ) ચરણનો રચી, બે ખંડનું એક ચરણ રચવું, એવાં બે ચરણો બનાવી પછી ચરણાકુળ આખો રચવો, ને તેનાં ચરણ તે ચંદ્રાવળાનાં ૨ ચરણો છે એમ ગણવું. આમાં કુંડળીયાની માફક શબ્દોની કુંડળી થાય છે, તે એવી રીતે કે, છેલ્લો ચરણાકુળ લાવતી વખતે તેમાંના પહેલા ચરણમાં તેની પૂર્વેના દોહરાના ચરણમાં આવેલા શબ્દોજ મુકી દેવા અને છેલ્લા ચરણમાં, શરૂઆતનુ ચરણાકુળનું પહેલું ચરણ તે ને તે જ શબ્દોમાં મુકી દેવું. જેમકે—

| ૮ ચરણો. | કોનું ચરણ ? | માપ. | ઉદાહરણ. | |
|---|---|---|---|---|
| ૧ | ચરણાકુળનું | ૪+૪+૪+गग | પ્રથમ ચરણ ચરણાકુળ લાવી, | ૧ લું ચરણ. |
| ૨ | દોહાનું સમચરણ | ૪+૪+૨+ल | દુહા બીજુ પદ આણ; | |
| ૩ | ચરણાકુળનું | ૪+૪+૪+गग | એ દ્દયનાં રચી બે ચરણોને, | ૨ જુ ચરણ. |
| ૪ | દોહાનું સમચરણ | ૪+૪+૨+ल | પછી કુંડળી કરી જાણ; | |
| ૫ | ચરણાકુળનુ | ૪+૪+૪+गग | પછી કુંડળી કરી જાણી રચોજે | ૩ જું ,, |
| ૬ | ,, | ,, | ચરણાકુળ પદ ચાર તણાં તે, | |
| ૭ | ,, | ,, | રચ ચંદ્રાવળી કુંડળી લાવી, | ૪ થું ,, |
| ૮ | ,, | ,, | પ્રથમ ચરણ ચરણાકુળ લાવી. | |

કુલ માત્રા, ૧૧૮

નાગર કવિ રેવાશંકર કૃત કૃષ્ણલીલા વગેરે કાવ્યો ચન્દ્રાવળામાં છે, તે ધ્યાનમાં લેવા જોગ છે. જ્યાં જ્યાં ચરણાકુળનું ચરણ આવે ત્યાં ત્યાં ચરણને અંતે બે ગુરૂને બદલે ક્યાંક લઘુગુરૂ કે ગુરૂલઘુ પણ જોવામાં આવે છે. સ્ત્રીઓમાં કાળીદાસ કવિના ધ્રુવાખ્યાનના ચંદ્રાવળા ગવાય છે તેમાં ચંદ્રાવળા પૂરો થયો કે પછી "જયજય વૈકુંઠરાય" એ ટેક ઉમેરવાનો ચાલ જોવામાં આવે છે.

૧.

(૧) સુધર સુધર નર તું સુધરીને, (૨) સુધાર મેં સંસાર,
(૩) આળસ વિષ તજી ઉદ્યમ રૂપી, (૪) કાં ન જમે કંસાર,
(૫) કાં ન જમે કંસાર સરસ તે, (૬) તૃષિત મરે શિદ વારી વન્ય તે,
(૭) કહે દલપત દિલ દીમ કરીને, (૮) સુધર સુધર નર તું સુધરીને ૧

૧૧૮. (क) ઓઓમાં ધ્રુવાખ્યાનની જે રાહ ગવાય છે તે રાહ
રાગ ભીમપલાસી મિશ્રિત ધનાશ્રી ચતુશ્રજાતિ એકતાલ માત્રા ૪.

ॐ नि नि नि नि | स स स स | स ग ग ग | म म | ग म प | म ग रि | स स |
સુ ધ ર સુ ધ ર ન ર તુ · સુ ધ રી ને સુ ધા ર તું સં સા ર

ॐ प प प | प प प प | म प प | प प म | ग म प | म ग | म म |
આ ળ સ વિ ષ ત જી ઉ દ્ય મ રૂ પી · કાં ન જ મે કં સા ર

ॐ म प प प | प प | म प प प | प प ध प | म म म प | प म ग | स ग ग ग |
કાં ન જ મે કં સા · ર સ ર સ તે તૃ ષિ ત મ રે શિ દ વા · રી વ

ॐ म म प | स प प प | प प प प | ग प प प | प ध प |
ન્ય તે ક હે દ લ પ ત દિ લ દી · મ ક રી ને ·

ॐ म म म प | प म ग ग | स स ग | ग म म प | એટલું બોલી પછી આ
સુ ધ ર સુ ધ ર ન ર તું સુ ધ રી · ને · પ્રમાણે વલણ લેવું

ॐ ग म प | म प म | ग रि | स ग |
જે જે · વૈ કું ઠ રા · મ ·

# ૧૯. आर्या–गाथा प्रकरण.

"સંસ્કૃતપ્રાકૃતકાળના આરંભનાં સૈકાંમાં પ્રથમ માત્રામેળ પદ્યરચના ઉત્પન્ન થઈ. એ સમયની શરૂઆતમાં **महाभारत** અને **रामयण**ની પેઠે જેને પ્રજાકીય સાહિત્ય કહી શકાય એવા બૌદ્ધ અને જૈન આગમો રચાયા તેમાં ગાથા પ્રથમ દેખાવ આપે છે. મુનિકાળના સંસ્કૃતનો પ્રધાન છંદ જેનો અનુષ્ટુભ–શ્લોક છે, તેવો તે પછીના પ્રાકૃતકાળનો પ્રધાન છંદ ગાથા છે. સાતવાહનની **गाहासत्तसई** અને વાક્‌પતિનો **गउडवहो** બંને ગાથામાં જ છે. ગાથાની વિકૃતિઓ પછીથી ઉદ્‌ગીતિ, ગીતિ, ઉપગીતિ અને આર્યાગીતિ એ ચાર રૂપે થઈ. પ્રવરસેનનો **सेतुबन्ध** ગાથાની વિકૃતિ જે આર્યાગીતિ તેમાં રચાયલો છે. ગાથાની ઉક્ત ચારે વિકૃતિઓ, તેમનાં નામમાં સમાયલા સંકેત પ્રમાણે પાઠ્ય કરતાં ગેય તરીકે વધારે વપરાઈ હશે."

આર્યા–ગાથા અને તેના ઉપર કહ્યા તે ૪ વિકારોના જુદા જુદા બે હજાર ભેદો પિંગળોમાં આપ્યા છે, કે જે તે બધા જાણવાની અત્રે જરૂર નથી. આર્યા મૂળે બે વિષમ ચરણોનો છંદ છે, એ ચરણને દલ એવી સંજ્ઞા આપેલી છે. એટલે કે બે દલોથી આર્યા બને છે, પરંતુ આ તરફના કેટલાક પિંગળકારોએ આર્યાનાં ૪ ચરણો કહ્યાં છે તે ભૂલ ભરેલું છે. એ પિંગળોમાં જેને ચરણો કહે છે તે મૂળે તો યતિઓના ભેદ છે, અને એ યતિના વિભાગથી દરેક દલના બે બે ખંડ પડે છે. એવા બે દલમાં મળી કુલ ચાર ખંડ પડે તેને ૪ ચરણો કહેવામાં આવે છે તે અયોગ્ય છે. આર્યાના તમામ ભેદો તો સંસ્કૃત, માગધી અને મરાઠી ભાષામાં વપરાતા જોવામાં આવે છે. ગુજરાતી ભાષામાં આર્યા, ગીતિ અને આર્યાગીતિ એ ત્રણનો વપરાસ ઘણી વખતે થાય છે તેથી એ ત્રણના દરેક દલોમાં અને તેના યતિખંડોમાં કેટકેટલી માત્રાઓ આવે છે તે નીચેના કોઠામાં આપીએ છીએ.

| | | પ્રથમ દલ. | | બીજું દલ. | | |
|---|---|---|---|---|---|---|
| નામ. | પર્યાય નામ. | ૧, યતિ ખંડ (૧ ચરણ) | ૨, યતિખંડ (૨ ચરણ) | ૩, યતિ ખંડ (૩ ચરણ) | ૪, યતિખંડ (૪ ચરણ) | કુલ માત્રા |
| ૧. આર્યા. | ગાથા, ગાહા, | ૧૨ | ૧૮ | ૧૮ | ૧૫ | ૫૭ |
| ૨. ગીતિ. | ઉદ્‌ગાથા, ઉગ્ગાહા, | ,, | ,, | ,, | ૧૮ | ૬૦ |
| ૩. આર્યાગીતિ. | સ્કંધક, ખધા, સાહિની, | ,, | ૨૦ | ,, | ૨૦ | ૬૪ |

આર્યા, ગીતિ અને આર્યાગીતિના માપનો કોઠો.

૧. આર્યા—(૧ લુ ચરણ.) ૪+૪++૪=૧૨. (૨ જું ચરણ) ૪+૪+ज+૪+ग=૧૮
(૩ જું ચરણ) ,, =૧૨ (૪ થું ,, ) ,,+,,+ल+,,+,,=૧૫
૨૪ + ૩૩

૨. ગીતિ—( ૧, ચરણ „ =૧૨ ( ૨ જું ચરણ ) ૪+૪+ज+૪+ग=૧૮
( ૩, „ ) „ =૧૨ ( ૪ થું „ ) „ =૧૮
૨૪ + ૩૬

૩. આર્યાગીતિ—(૧,ચ૦) „ =૧૨ ( ૨, ચ૦ ) „+„+„+„+गग=૨૦
(૩,ચ૦) „ =૧૨ ( ૪, ચ૦ ) „ „ =૨૦
૨૪ + ૪૦

આ પ્રમાણે દરેકનાં માપ છે. એ માપમાં જે ચ ર ચાર માત્રાઓના ગાળા બતાવવામાં આવ્યા છે તે ૪ માત્રાના સમૂહનું च ગણ એવું નામ રાખ્યું છે. ચાર માત્રાનાં પ્રસ્તાર ભેદથી ( ऽऽ, ॥ऽ, ऽ॥, ॥॥ અને જગણ ।ऽ। એ ) જે પાંચ રૂપો થાય છે, તેમાંથી જગણ બાદ કરતાં બાકી જે ચાર રૂપો રહે, તેમાંથી ગમે તે રૂપ च ગણમાં સમજી લેવું ઉપરના ૩ છંદોના માપમાં જ્યાં જ્યા ज ગણ આવે ત્યાં ત્યાં જો જગણ ન લવાય, તો તેને બદલે ચાર લઘુ ( च ગણનું ચોથું રૂપ ) લવાય તો પણ ચાલે એવો નિયમ છે આ બધા છંદોમાં ચાર ચાર માત્રાએ તાલ પડે છે, તેથી ગાયનને માટે બહુજ અનુકૂળતા થઈ પડે છે; આર્યાનો ૪ થો ખંડ માત્ર ચાલુ તાલમાં થડકાય છે, કેમકે તેમાં પ્રથમ ચાર માત્રાનો ગાળો આવ્યા પછી પાંચ માત્રાનો ગાળો આવે છે, કે જે ગાયનમાં અનુકૂળ થઇ પડતો નથી, ને તેથી તે સંપૂર્ણ ગેય ( ગાઇ શકાય તેવો ) નથી: જેથી એના ઉપર લક્ષ જતાં પછીથી ગીતિ, આર્યાગીતિ ( કે જે ગેય રૂપે છે ) રચાઇ હોય એમ લાગે છે.

૧. आर्या—गाथाના પાદસંધિ અને ઉદાહરણ.

पादसंधि—(१) दादा, दादा, दादा, (२) दादा, दादा, लदाल, दादा, गा;
(३) „ (४) दादा, दादाल, दादा, गा.

नवीनपाद—चाचच, વર્ણો चच, लदला; चग પ્રથમ દલે રચોજ તો આર્યા;
चाचच, વર્ણો चच, लचगा; બીજું દલ તો થશે આર્યા.

उदाहरण—પાંચ ચગણ પછી લાવો, પછી જગણ કે ચતુર લઘુ લાવો.

પછી ચગણ ગુરૂ લાવી, આર્યા કેરૂં પ્રથમ દલ તો. ૧
પાંચ ચગણ પછી લઘુ છે, એક ચગણ પછી ગુરૂ અંતે લાવો;
બીજું દલતો થાયે, આર્યા–ગાથા તણું ગાઓ. ૨
દ્વાદશ અષ્ટાદશનાં, બે યતિ અથવા યતિપદ પ્રથમ દલે,
દ્વિતિય દલે પણ યતિ બે, દ્વાદશ પંદર કલ તણા તો. ૩

૨. ગીતિના પાદસંધિ અને ઉદાહરણ.

पादसंधि–(१) दादा, दादा, दादा; (२) दादा, दादा, लदाल, दादा, गा;
(३) „ (४) „

नवीनमाप–चाचच, वर्णो चच, लदलच; गा એવાં દલ દ્વયે જ થી ગીતિ.

उदाहरण—આર્યાનું દલ પ્હેલું, તેવું દલતો બીજું રચી કરજે;

ગીતિ સુંદર ગાજે, બે દલમાં મળી ચતુર પદો રચજો. ૧

(૩). आर्यागीतिના પાદસંધિ અને ઉદાહરણ.

पादसंधि—(१) दादा, दादा, दादा; (२) दादा, दादा, लदाल, दादा, गागा;
(३) „ (४) „ „

नवीनमाप– चाचच, वर्णो चच, लदलच; गग એવાં દલ દલેજ આર્યા ગીતિ.

उदाहरण—ગીતિ દલ અંતે ગુરૂ; લાવી રચજો તમેજ આર્યા ગીતિ,

ચચ્ચારે છે તાલો, સુંદર ગાયન કરો જ તો ના બીની. ૧

આર્યા અને આર્યાગીતિના કરતા ગીતિ સર્વાંશે સંગીતાનુકુળ છે; કેમકે આર્યાનો ચોથો પાદ-ચરણ તાલમા ચડકાય છે, તો વળી આર્યાગીતિના સમ ( ૨–૪ ) ચરણોમાં એક ગુરૂના વધારાથી, જોઇએ તે કરતા વધારે લબાણ થાય છે.

૧. ( ગીતિ. )

નમું નમુ નમું નમુ નિત્યે, નિર્મલ મનથી નમુ તને દેવા,
દિવ્ય પિતા પ્રભુ તારી, ઇચ્છા અનુસરી સદા કરૂં સેવા. ૧
ગગને ગ્રહગણુ રચના, રચિ છે સુંદર અતી ચમત્કારી,
નિશ્ચલ નિયમો બાંધી, અતિશય સત્તા તમેજ વિસ્તારી. ૨
જ્યા નવ ભાસે દિન મણિ, નિશમણિ ગ્રહગણુ હુતાશ નવ ભાસે;
ભાસે બ્રહ્મ સદા ત્યાં, તે થકિ ત્રિભુવન પ્રદીપ્ત અતિભાસે- ૩
જે થકી ઉદ્ભવ જગનો, જેણે કરીને પ્રકાશને પામે;
જેમાં જઈ વિરામે, જે તણું કરણા દિસે સહુ ઠામે. ૪
સર્વેશ્વર સર્વાત્મા, સચ્ચિદ્ ઘન સ્વામી સન્મતી દાતા;
ધાતા ત્રિભુવન ત્રાતા, સર્વાંતર્યામિ વિશ્વપિતુ માતા. ૫

( પ્રાર્થનામાળા. ૧ )

**मात्राविभाग**–( ૩ જું ચ૦) ૪ + ૪ + ૨ .(૪થુ ચ૦) ૪ + ૪ + ૪ + ૨

**पादसंधि**– „ दादा, दादा, गा, „ दादा, दादा, दादा, गा,

**नवीनमाप**–૭ **च** ગણ, **दग** બે, ૫૬ **चचगा** પદ; **चचचग** પદથી સાખી.

**उदाहरण**—(૧) **चचचच** યતિ **चचदग** એવાં પદ બે રચિ સાખી કરજો;
(૨) તૃતિય પદે **चचगा** ને લાવી, ચોથે **चचचग** ધરજો,
(૩) મ્હોટી સાખી એ, (૪) મધુરી ગાયન માંહી તે. ૧

આ ચાર ચરણની સાખીને મહોટી સાખી કહે છે. ન્હાની સાખી મ્હોટીનાં બે ચરણોથી બને છે. સાખીનો ઉપયોગ ગુજરાતના નાટકોમાં પણ થાય છે. એની રચના સર્વાંશે ગેય છે. ચાર ચાર માત્રાએ તાલ પડે છે, તેથી એકતાલ, લાવણી, ત્રિતાલમાંથી ગમે તે તાલમાં ગવાશે.

### સાખી મહોટી.

૧.

સુખીયાને સુખદાતા સુંદર, દે વિનોદ દુઃખી જનને,
શ્રુણતાં મનને પુનિત કરીને, તન્મય તુરત બનાવે;
અતિશય મધુરું એ, ગાયન વાદન ગ્લાનિ હરે. ૧

---

ગંગા નદી તે સાગર મૂકી, કૂપે પડવા ધાયે;
શરદ પુનમની ચંદ્રકળા તે, નભ સુખમાં જાયે,
તેવી જીવ વૃત્તિ, નિત્યે નીચ પથે વહેતી. ૨
( સ્વ ગ્રચિત. )

૨

શેલડી કેરો પાઠ ગુરુજી, પ્રેમ ચઢી સમજાવે,
શેલડી નામે મુખમાં પાણી, વેહેતું વેહેતું આવે,
એવી મીઠી એ, સુખકર શેલડી દીઠી એ. ૧
રસ એમાંથી મીઠો ખેંચે, એ ગુણ મારે લેવો,
કડવો જો કો શબ્દ ઉચ્ચારે, તે મારે તજી દેવો,
એ ગુણ શેલડીનો, મધુરી દરાખ વેલડીનો. ૨
જુઈ મોગરો જ્યાં ત્યાંથી તે, સુવાસ એની લે છે,
પછી તે સુઘડ જનને પરિમલ, ફૂલી ફુલી દે છે,
એવાં ગુણભર છે, તે સૌ જનને સુખકર છે.
( રણછોડભાઇ. )

૧૨૧. (क) દક્ષિણમાં સર્વ સાધારણ જે રીતે ગવાય છે તે રીતે.
રાગ જોગી આશા તાલ ચતુશ્રજાતિ એકતાલ, માત્રા ૪. અથવા ધુમાળીમાં

ॐ ध ध धु | धु ध ध | पु पु | ध प नि नि | धु ध प | प प म म | प ध पु |
સુખીયા નેસુખ દાતા સું • દ ર દે વિ નો • દ દુ ખીજ ન ને

ॐ म म मु | म ग रि स | रि म म म | ग् म् प पु | प ध ध ध | ध ध ध प | म ध प म |
શુણતા મન ને • પુનિત ક રી • • ને ત • મય તુ ર ત બ ના • વે •

ॐ ग रि स स | रि म म प | धु प | म ध प म | ग रि स स | स प प म | गु रि स | ग रि स स |
અતિશય મધુરૂ • એ • • • • • ગા • ય ન વા • દ ન ગા નિ હ રે • • •

સાખી ન્હાની

પ્રાણનાથ પરમેશ્વર તમને, ભજીયે સદ્દજન વૃંદ,
વંદે છે પ્રભુ શુદ્ધ ભાવથી, પામે છે આનંદ. ૧
દીન જનોના પ્રભુ પાલક છો, તારક છો જગદીશ,
ઐહામુષ્મિક સુખ પ્રાપ્તિની, દેશો શુભ આશીષ ૨
અવગણના અપરાધ અમારા, પ્રભુ લક્ષે નહિ લેશો,
લાભ તમારા શુભ દર્શનનો, પ્રસન્ન થઈ પ્રભુ દેશો. ૩
( પ્રાર્થનામાળા. ૨)

૧૨૨. (क) દક્ષીણમા જે રીતે બોલાય છે તે રીતે. રાગ પીલુ. તાલ ચતુશ્રજાતિ એકતાલ માત્રા ૪.

ॐ स म म म | ग रि स स | रि म म म | ग रि स रि |
પ્રા • ણુના • થ પ ર મે • શ્વ ર ત મ ને •

ॐ नि नि नी | नि नि स रि | रि म ग रि | सा ग रि |
ભ જી યે સ દ્દ જ ન વૃં • • • દ • •

ॐ निं निं नीं | निं नि स रि | रि म ग रि | सा |
ભ જી યે સ દ્દ જ ન વૃં • • • દ

(ख). મોટી સાખીનાં પહેલાં બે ચરણો જે રીતે બોલાય છે તે રીતે પણ આ સાખી ગવાય છે રાગ જોગીઆશા. તાલ ચતુશ્રજાતિ એકતાલ અથવા ધુમાળી.

# ૨૧. दिंडो.

દિંડી મૂળ દક્ષિણી સાહિત્યમાંથી આપણા પરિચયમાં આવેલી છે. તેની રચના પણ ઘણી સુંદર અને ગેયપૂર્ણ છે. તેનાં ચાર ચરણો છે. દરેક ચરણમાં ૧૯ માત્રાઓ નીચેના વિભાગથી આવે છે.

**मात्राविभाग**— ૩ + ૬ + ૩ + ૩ + ૪ = ૧૯ માત્રા.

**पादसंधि**--दाल, दाल दाल; दाल, दाल, गा गा.

**नवोनमाप**—तितिति तिति गग મળી, ચતુર પાદ દિંડી.

**उदाहरण**—દિંડી પ્રતિપદ યતિ, નવ દશ કલના તો,
ત્રિ,ખટ, ત્રય, ત્રય વર્ણો, અંત गाग ત્યાં તો;
પ્રથમ ત્રણ કલ પછી, ખટપટ પર તાળો,
ચતુર પાદ તણી, દિંડી સરસ ભાળો.          ૧

આમાં પ્રથમની ૩ માત્રા મુકી ચોથી માત્રાથી માંડી છ છ માત્રાએ તાલ આપી દાદરા તાલમાં ગવાય છે; એ ગાતી વખતે ઉપાંત્ય ગુરૂને કુલ ૬ માત્રા સુધી લબાવવામાં આવે છે, ને છેલ્લા ગુરૂને ત્રણ માત્રા સુધી લબાવી તેની સાથે આરંભની ત્રણ માત્રાઓ લઇ તાલનો ગાળો પૂરો કરાય છે. દિંડી સર્વતોમુખ જે રીતે ગવાય છે તે રાહ સારી છે તેથી તેની જ સરગમ આપીએ છીએ.

૧.

નમું સદ્ચિદ્ઘન એક અનાદ્યંતા, નમું વિશ્વંભર વિશ્વના નિયંતા,
નમુ સર્વ સાક્ષી સત્ય મુક્તિદાતા, નમું મંગલમય ભક્તજન ત્રાતા.          ૧

( ઇશ્વર પ્રાર્થનામાળા. )

૨.

પ્રીતિ પ્રેમ વદું જય જય જય વાણી, ભર્યા પ્રેમ થકી પવન આભ પાણી;
શીતલ પ્રાણ સાંપ આપતો ગભીર, સુરજ ચન્દ્ર તણો પ્રેમ શો ગભીર !          ૧
પિતા પુત્ર માત પત્ની ને સંસાર, દિસે પ્રેમવડે દીપતો ઝગાર;
તુટયો પ્રેમ ફૂટી જાય છે સંસાર, પરબ્રહ્મતણી યોજના અપાર !          ૨
પશુ પ્રાણી સમુહ સંધમાં ફરે છે, વિવિધ ઘાટ તણી યોજના કરે છે,
મનુષ જીવ મનુષ જીવશું તણાય, પ્રકટ પ્રેમ ! તારી કલ્પના જણાય.          ૩

પ્રિયા પ્રિતમતણે કંઠ લીન થાય, પિતા કંઠ વિરે બાળકો ભગાય,
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે, બધે પ્રેમ! તું જ એકલો પ્રકાશે. ૪

નથી દુ ખ ભેદ, પ્રેમ! શક્તિ તારી, તિમિર દુ ખ પ્રેમ તેજ દે વધારી,
બધે બ્રહ્મરૂપ બ્રહ્મ પ્રેમ જાણુ, કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણુ ૫

( મણિલાલ નભુભાઈ )

૩

ઉપકાર દિવસ-નાથને જગાડે, કમલ-વૃંદ ખિલવિ, ભમરને રમાડે,
પ્રકૃતિ પૂર્ણકળા જાગૃતિમા ખીલે, તેનોં પૂરે હૃદયે રંગ રસ તું ઝીલે ૧

મધુરિ લ્હેરિ શીત સમીર તુજ વહેશી! કિરણુ કળા ચંદ્રિકાશિ અમિ ઝરેશી!
તલપિ તનપિ જ્વાળ તુજ પ્રતાપ દાખે! અકળ આહુતિ તન ગમ પ્રભાવે ભાખે ૨

( હરિલાલ ધ્રુવના કુંજવિહારમાંથી )

૪.

મોહ ફંદ મહિ જાય ક્યા ઉડી તું? તજી ડાળ પંખિ બાળ છે હજી તું!
કાલુ કિલકિલાટ ગાન સાજ વાંણે! વિવિધ વરણુ મેન્ન શરણુ કા ન માણે ૧

મધુર મોહ-સચ ચય શોં તુજ શોભે? સુર-સુરસતા-વિસ્તારિ વિશ્વ લોભે!
કરી સુભન રસ પ્રેમથી રસિ નાખુ, મુજ વિશાળ હૃદય તેહ સદા રાખુ!!! ૨

કોમળ પાંખ, ચાંચ, વાંકિ, રંગ-ભીની, કર-સ્પર્શથી સ-પુલક, પોત-ઝીણી
તે ઉતકંઠિત મુજ કંઠશુ લપેગી, સદાકાળ હું હુંફાળ રાખુ તેથી!!! ૩

( બાળપક્ષી કુંજવિહાર )

૧૨૩ (क) હિંડી જે રીતે બોલાય છે તેજ રાહ રાગ કાફી છન્દ, તાલ દાદરો માત્રા ૬

ॐ ग ग रि | रि ग म प प ध | म प म ग रि ग | स रि ग म ग रि | सा |
ન મુ • સ ચિ દ ઘ ન એ ક અ ના • ઘ • • • તા
ન મુ • વિ શ્વ • ભ ર વિ શ્વ ના • નિ ધ • • • • • તા
ન મુ • મ ગ લ મ ય ભ ક્ત જ ન ના • • • • • તા

ॐ म ग म | प प प प | प ध म प ध | सं नि ध प म ग | म |
ન મુ • સ ર્વ સા ક્ષી સ • ત્ય મુ ક્તિ દા • • • • • તા

# ૨૨. अंजनी गीत.

આ ગીત દક્ષિણ તરફ બહુ વપરાય છે. ગુજરાતી ભાષામાં પણ તેનો વપરાસ થતો જાય છે. એની રચના અને રાહ એ બંનેની સંકલના બહુ સુંદર થએલી છે. એનાં ચાર ચરણો છે, તેમાં પ્રથમ ૩ ચરણો ચરણાકુળનાં આવે છે, અને ચોથું ચરણ ૧૦ માત્રાનું, તેમાં અંતે ગુરૂ આવે છે. ચરણાકુળના પદને અંતે બે ગુરૂ આવે છે તેને બદલે એક ગુરૂ લવાય તોપણ ચાલે. ચાર ચાર માત્રાને અંતરે તાલ.

**मात्राविभाग**—(૩ ચરણો) ૪ + ૪ + ૪ + ૪　　　૪ + ૪ + ૨

**पादसंधि**—　„ **दादा+दादा+दादा+दागा** (૪ થુ ચ૦) **दादा+दादा+गा.**

**नवीनमाप**—　„ **चचचद, ग** ત્રિપદ, અંજની ગીતે, „　**चचग** ચતુર પદતે.

**उदाहरण**—માત્રા ચોદ પછી ગુરૂ આવે, ત્રણ પદ યમકો પ્રીતે લાવે,

ચોથે પાદે દશ કલમાં ગુરૂ, અંજની ગીત મદીં.　　૧

અંજની ગીતની રચના સગીતાનુકુલ છે, ને તે ૪, ૮ કે ૧૨ ગાળાના ગમે તે તાલમાં ગાઈ શકાશે, તો પણ ખાસ કરી લાવણી કે ધુમાળીમા વનારે ગવાય છે. તેની ગાવાની જે ખાસ રાહ છે તે નહાની ને સુંદર છે તેથી તેનીજ માત્ર સરગમ આપીએ છીએ.

૨.

મધુર શબ્દ ને ગધ રસો જે, નાદ, રૂપ ને મૃદુ સ્પર્શો જે;
દિવ્યપિતાની દિવ્ય પ્રભુતા, જાણો સઘળી તે.　　૧

ગાયન વાદન દિવ્ય રસાયન, સેવન કરતા થઈએ પાવન,
દિવ્યપિતાની મધુની બન્સી, બજતા નિકળ્યું એ.　　૨

દિવ્યપિતાની મધુરી બન્સી, નાદામૃત ધારાથી વરસો,
અનહત આહત સગીત રૂપે, બાજી બસી એ.　　૩

અલખ પુરૂષની બાજી બસી, સુણવા અંતર વૃત્તિ તરસી,
અલખ હતી તે લખ થઇ બન્સી, બન્સી એની એ.　　૪

જગમોહનની બંસી બાજી, છંદ-ગીત લહરીએ ગાજી,
ગાયન વાદન નર્તન રૂપે, વિલસી જગમાં લે.　　૫

બન્સી તું મોહનને પ્યારી, તુજપર તન મન નાખું વારી,
દિવ્ય દેવ, દાનવ, માનવની, મનમોહન પ્યારી.　　૬

( સ્વ રચિત. )

૬.

## ભારતી માતા સ્વરૂપ.

સ્વર્ગંગા સેયો મા ત્હારો, માનસસર શિરમણિ રૂપાળો;
બાલ નિવસ્યાં વિમલ હિમ દારો, જય જય મા મ્હારી. ૧

ઝૂલે જાન્હવી સિંધુ કાને, રેવા મહા નદી કટિ સ્થાને;
કાવેરી તોડા ઠેકાણે, જય જય મા મ્હારી ૨

રામેશ્વર એડીએ ચળકે, પુરી દ્વારિકા કાશી ઝળકે;
મા ત્હારી વાણીની હળકે, જય જય મા મ્હારી. ૩

સમશાખ પંજાબ એક કર, પરશુ અરવલ્લી બીજે કર;
તેગ લટકતી સહ્યાદ્રિ કટિપર, જય જય મા મ્હારી. ૪

રામ સૌમ્ય તુજ દગ પલકારો, બુદ્ધ ઉદધિ ઉરનો ધબકારો;
ગુરૂ ગોવિંદ પ્રકોપ ફુંફાડો, જય જય મા મ્હારી. ૫

ભક્તિગાન ધુનિ માને વ્હાલી, એ સ્વર બ્રહ્મ વિષે લે તાળી;
અગણિત માની સંત પ્રણાળી, જય જય મા મ્હારી. ૬

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે, જ્ઞાનસમાધિ પ્રકાશ જ ઢોળે;
વ્યાસ, પતંજલી, શંકર બોલે, જય જય મા મ્હારી. ૭

શું શું મા તુંજ સ્તવૂં વખાણી, યુગ યુગ તુજ રતનની ખાણી;
અશોક, અકબર, વિજયા રાણી, જય જય મા મ્હારી. ૮

( પ્રો૦ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. )

૧૨૪. (क) દક્ષીણમાં જે રીતે ગવાય છે તે રીતે. રાગ ઝંઝોટી ચતુશ્રજાતિ એકતાલ. માત્રા. ૪. ( અથવા ધુમાળીમાં પણ ચાલશે. )

ॐ निं स रि रि | रि ग म् ग् म | ग रि ग रि | स रि सा.|
મ ધુ ર શ • વદ ને • • ગં • ધ ર સો • જે
ના • દ રૂ • પ ને • • મૃ દુ રવ • શાં • જે

ॐ सा रि रि | रि ग म् ग् रि ग् | सा स स | रि ग म् ग् म | री ग रि | स निं ध नि | सा |
દિ વ્ય પિ તા • ની • • • દિ વ્ય પ્ર ભૂ • તા • • જા ણો • સ ધ ળી • તે

खंड १.

# पिंगल गणेश.

प्रकरण ३ जु.

## छंद-गीत रचना.

पादाङ्ग संधि पर्वाणं, स्वर व्यञ्जन भूषणम् ।
यमाहुरक्षरं दिव्यं, तस्मै वागात्मने नमः ॥ શાંતિપર્વ. અ० ४३

नादेन व्यज्यते वर्णः, पदं वर्णात् पदाद्वचः ।
वचसो व्यवहारोऽयं, नादाधीन मतोजगत् ॥ સં० રત્નાકર.

અર્થ—સ્વર, વ્યંજન, પદ, સંધિ તે, જેના ભૂષણ રૂપ,
નમું અક્ષર વાગાત્મ જે, શબ્દ નાદ રસરૂપ ૧
નાદ થકી શબ્દો બને, પદ સહુ શબ્દાધીન
પદથી ભાષણ થાય છે, જગત નાદ આધીન. ૨

( સ્વ રચિત )

## लघु गुरु विचार.

( સામાન્ય વિચાર )

( દોહરા )

| | |
|---|---|
| ૧ સ્વર | અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ને, ૠ, એ, ઐ, ઓ, જાણ,<br>ઔ, અં, અઃ એ સૌ તણી, સ્વર સંજ્ઞા જ પ્રમાણ. ૧ |
| ૨ ,, હ્રસ્વ. | હ્રસ્વે અ, ઇ, ઉ, ઋ, ચાર સ્વર, હ્રસ્વ ગણી લેખાય, |
| ૩. ,, દીર્ઘ. | બાકી સ્વર બીજા બધા, દીર્ઘ કરી કહેવાય. ૨ |
| ૪. વ્યંજન. | ક, ચ, ટ, ત, પ, ય, એ વર્ગમાં, આવે સર્વ જેહ,<br>વળી ષ, સ, હ, ળ એ જે રહ્યા, વ્યંજન સર્વે તેહ ૩ |

| | | |
|---|---|---|
| ૫. „ હ્રસ્વ કે દીર્ઘ. | વ્યજનમાં આવી મળે, હ્રસ્વ દીર્ઘ સ્વર ખાસ; | |
| | હ્રસ્વ દીર્ઘ વ્યંજન બને, એ મન રાખ ઉજાસ. | ૪ |
| ૬. સ્વર વ્યંજનથી પૂર્ણ ઉચ્ચાર થાય છે | વ્યજન સાથે સ્વર મળે, થાય પૂર્ણ ઉચ્ચાર, | |
| ૭. એકલો વ્યંજન તે | સ્વર વિણ વ્યજન જો રહે, ગણો અર્ધ ઉચ્ચાર. | ૫ |
| લુપ્ત અથવા અર્ધમાત્ર | એવા વ્યજન અર્ધને, લુપ્ત કહે છે સૌ કોય, | |
| | 'અર્ધમાત્ર' વળી તેહની, સંજ્ઞા શાસ્ત્રે જોય. | ૬ |
| ૮ અક્ષર | સ્વર વ્યંજન બને મળી અક્ષર તે કહેવાય, | |
| ૯. „ હ્રસ્વ દીર્ઘ. | હ્રસ્વ, દીર્ઘ એ ભેદથી, અક્ષર લઘુ ગુરૂ થાય. | ૭ |
| ૧૦. લઘુ. | હ્રસ્વ સ્વરો કે વ્યજનો, સર્વ લઘુ લેખાય, | |
| ૧૧ ગુરૂ. | દીર્ઘ સ્વરો કે વ્યજનો, સર્વ ગુરૂ પેખાય. | ૮ |
| ૧૨. લઘુનો ઉચ્ચાર | વ્યજનનો ઉચ્ચાર તે, થાય ઝડપથી જેહ; | |
| | તે અવકાશથી બેવડો, લઘુ બોલાયે તેહ | ૯ |
| ૧૩. ગુરૂનો ઉચ્ચાર. | એ લઘુના અવકાશથી, ગુરૂ બોલાયે તેમ, | |
| | વિશાળ મ્હોટુ થાય છે, મા કી કૂ કે જેમ | ૧૦ |
| ૧૪ લઘુના ઉચ્ચારનો અવકાશ | હ્રસ્વાક્ષરને સહજમાં, વદતા જે અવકાશ, | |
| | તે લઘુનો અવકાશ છે, મનમા નાખ પ્રકાશ. | ૧૧ |
| ૧૫ માત્રા અથવા લઘુ | એ લઘુના અવકાશનુ, ખાસ વજન છે જેહ, | |
| | તેના એકમ રૂપને, માત્રા જાણો તેહ | ૧૨ |
| ૧૬ માત્રાના બીજા નામો | મત્તા, મત્ત કલા, વળી, કલ એ માત્રા નામ, | |
| ૧૭ માત્રાનો ઉપયોગ શેમાં? | જાતિ ગીતમા તેહનું, તથા તાલમા કામ | ૧૩ |
| ૧૮. વ્યજનની ½, લઘુની ૧ અને ગુરૂની ૨ માત્રા. | અર્ધમાત્ર વ્યજન તણી, લઘુની એક જ માત્ર, | |
| | ગુરૂની માત્રા બે ગણો, પિંગળમાં જ સુપાત્ર | ૧૪ |
| ૧૯. લઘુમા કેવી શક્તિ છે? | ચગવળાટ, ચચળ ગતિ, થનથનાટ વળી જેહ, | |
| | સૂક્ષ્મભાવ છે વેગનો, લઘુમા જાણો તેહ | ૧૫ |
| ૨૦. ગુરૂ અને પ્લુતમાં શી શક્તિ રહેલી છે? | પ્રૌઢપણુ, ગભિરપણુ, વળી વિપુલતા ભાવ, | |
| | મદપણું ને શાંતપણુ, ગુરૂ પ્લુતમાં છે સાવ | ૧૬ |
| ૨૧. ગુરૂ જો લઘુ અવકાશથી બોલાય તો તે લઘુ જાણવો | ગુરૂ જો લઘુ અવકાશથી, બોલાયે કદી ખાસ, | |
| | તો તેને લઘુ જાણવો, મનમા રાખ ઉજાસ | ૧૭ |
| ૨૨ લઘુ જો ગુરૂના અવકાશથી બોલાય તો તે ગુરૂ જાણવો | ગુરૂ જો લઘુ અવકાશથી બોલાયે કદી ખાસ, | |
| | તો તે લઘુને ગુરૂ કહી, શકા મન નહિ રાખ | ૧૮ |
| ૨૩. કવિતામા વ્યજન આવે તો તે ગણાતો નથી, | કવિતામાં વ્યજન તણો, થાય નહિ ઉપયોગ, | |
| | પણ વ્યજન લાવો કદિ, કહું શું થાપે યોગ | ૧૯ |

પણ તેની પહેલાં જો લઘુ હોય તો તે ગુરૂ થાય છે. જેમકે ભગવન્ એમાં ન્ ની પહેલાંનો વ લઘુછે તેગુરૂ થાયછે.

વ્યંજનની જો પૂર્વમાં, લઘુ અક્ષર જો હોય;
તો તે ગુરૂ અક્ષર ગણો, પિંગળશાસ્ત્રે તોય. ૨૦
ભગવન્ એ ઉચ્ચારમાં વ્યંજન ગણ્યું ન શકાય,
પણ વન્ માં નો જે વ લઘુ, તે ગુરૂ નિશ્ચય થાય. ૨૧

૨૪. જોડાક્ષરની પહેલાં જો લઘુ આવે,ને તે ચડકાય તો ગુરૂ થાય. જેમકે પ્રયત્ન. પણ જો ચડકાય નહિં તો નહીં, જેમકે, 'મળ્યો' એમાં મ લઘુ છે.

જોડાક્ષરની પૂર્વ જો, આવે કદિ લઘુ ખાસ;
ને જો તે ચડકે કદી, ગુરૂ થાય ત્યાં ખાસ. ૨૨

૨૫. અક્ષર છંદોના ચરણને અંતે ગુરૂને બદલે લઘુ હોય તો ચાલે.

અક્ષર.વૃતના ચરણમાં, અંત કહ્યો ગુરૂ જોય;
પણ જો લાવો લઘુ કદી, ચાલી શકે છે તોય. ૨૩

૨૬. લઘુનાં ચિન્હ બે છે. જેમકે ‿ અને ।

અર્ધ ચન્દ્ર કે ઉભી લીટી, બે લઘુ ચિન્હ ગણાય;

૨૭. ગુરૂનાં ચિન્હ બે છે. જેમકે – અને ડ

'ડ' કાર કે આડી લીટિ, બે ગુરૂ ચિન્હ ભણાય. ૨૪

૨૮. તેનાં ઉદાહરણ લીટિ એમાં ટિ લઘુ છે,પણ તેના ઉપર ગુરૂનું ચિન્હ આવે તો ગુરૂનો ઉચ્ચાર કરવો.

હ્રસ્વ ઇ, ઉ, ઋની ઉપરે, આડી લીટિ હોય,
તો તેનો ઉચ્ચાર તું, ગુરૂ સરખો કર તોય. ૨૫

૨૯. તેમજ જો કોઈ ગુરૂ અક્ષરની ઉપર ‿ લઘુનુ ચિન્હ હોય તો તેનો ઉચ્ચાર લઘુનો કરવો.

દીર્ઘ ઈ ઊ ૠ ની ઉપરે, અર્ધ ચન્દ્ર જો હોય,
તો તેનો ઉચ્ચાર તું, લઘુ સરખો કર જોય. ૨૬

## ( વિશેષ વિચાર. )

સંસ્કૃત તેમ પ્રાકૃત પિંગળોમા ઉપર જણાવવામાં આવી તે બાબતો ઉપરાંત નીચેની બાબતોનો વિશેષ વિચાર કરેલો હોય છે.

૧. **શુભ અને અશુભ વર્ણો**—કવિતાના આરંભે એટલે શરૂઆતના શબ્દોમાં જે વર્ણ કે અક્ષરો આવે તે દગ્ધ અને અશુભ નહિ હોવા જોઇએ. જેથી **શુભ, અશુભ** અને દગ્ધ વર્ણો નીચે પ્રમાણે સ્વીકારવામાં આવ્યા છે :

# अक्षर गण विचार.

( સામાન્ય વિચાર. )

૩૦. લઘુ સંજ્ઞા ल. ગુરૂ સંજ્ઞા ग. 'ल' કાર સંજ્ઞા લઘુતણી, ગુરૂ સંજ્ઞા જ 'ग' કાર,
લઘુ ગુરૂ અક્ષરથી બને, વર્ણવૃત્ત પદ હાર. ૨૭

૩૧. ગણ કેટલા ?. ત્રણ અક્ષરનો એક ગણ, મ ય ર સ ત જ ભ ન આઠ;
કહું તેના આકાર તે, કવિતામાં કર પાઠ ૨૮

૩૨. ગણના આકાર

ISS य, SIS र આદિલઘુ તે યગણ છે, રગણ મધ્યલઘુ જાણ;
SSI त, SII भ અંતલઘુ તે તગણ છે, ભગણ આદિગુરૂ માન. ૨૯

ISI ज, IIS स મધ્યગુરૂ તે જગણ છે, સગણ અંત્યગુરૂ આણ;
SSS म, III न ત્રણગુરૂ તે તો મગણ છે, ત્રણલઘુ નગણ જ માન. ૩૦

૩૩. ઉદાહરણ શબ્દોમાં 'માતાજી' તે મગણ છે, 'નગર' નગણ તું જાણ;
'ભોજન' તે તો ભગણ છે, 'જગાત' જગણ જ માન. ૩૧

'સમતા' તે ગણ સગણ છે, 'તાતાર' તગણ માન;
રગણ ગણો જે 'રાજવી' યગણ 'યમોના' જાણ. ૩૨

( વિશેષ વિચાર. )

૫. ગણોનાં શુભ અશુભ ફળો વિષે—જેમ દરેક વર્ણ અથવા અક્ષરોના શુભ, અશુભ કે દગ્ધ હોવા વિષે વિચાર કરેલો છે તેમ દરેક ગણો વિષે પણ પિંગળના ગ્રંથોમાં કહેલું હોય છે. જેમકે, દરેક ગણ કયા ફળને આપે છે, તેના અધિષ્ઠાતા દેવો કયા છે; તેમનો વર્ણ કયો વગેરે જણાવેલું હોય છે. એ બધો વિચાર છંદો–વૃતોને શુદ્ધ કરવા માટે તથા એ વૃત્ત રચનાર તથા જેને માટે તે રચવામાં આવ્યું છે તે બંનેને સુખ આપનાર નીવડે એટલા માટે વિદ્વાનોએ દરેક ગણના સ્વામિ; ફળ; વર્ણ; રંગ વગેરે ઘણી બાબતો જણાવેલી છે તેમાંની કેટલીક ઉપયોગી બાબતો નાચેના કોષ્ટકમાં આપી છે.

| ગણનું નામ | म | य | र | स | त | ज | भ | न |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્વરૂપ | SSS | ISS | SIS | IIS | SSI | ISI | SII | III |
| દેવતા. | પૃથ્વી | જલ | અગ્નિ | વાયુ | આકાશ | રવિ | ચન્દ્ર | સ્વર્ગ |
| ફળ | શ્રી | વૃદ્ધિ, સંપત્તિ | મૃત્યુ | ભ્રમણ | અર્થનાશ | શોક | મંગલ | સુખ |
| વર્ણ | ક્ષત્રિય | બ્રાહ્મણ | વૈશ્ય | શૂદ્ર | શૂદ્ર | વૈશ્ય | ક્ષત્રિય | બ્રાહ્મણ |
| રંગ. | ધોળો | કાળો | લાલ | ધૂમાડા જેવો | ધોળો | કાળો | પીત | કનક જેવો |
| કુળ | દ્વિજ | ક્ષત્રિય | કાળ | વાયુ | શૂદ્ર | વૈશ્ય | વૈશ્ય | ક્ષત્રિય |
| રસ | શૃંગાર | કરુણા | રૌદ્ર | વીર | શાન્ત | ભયાનક | હાસ્ય | નવરસમાં |
| મિત્રામિત્ર | મિત્ર | દાસ | શત્રુ | શત્રુ | ઉદાસીન | ઉદાસીન | દાસ | મિત્ર |
| શુભ કે અશુભ? | શુભ | શુભ | અશુભ | અશુભ | અશુભ | અશુભ | શુભ | શુભ |

કેટલાક ગ્રંથોમાં **म य भ न** ગણના વર્ણ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર કહ્યા છે, તથા ધોળો, પીળો, સ્ફટિક તથા શ્યામ રંગ હોવાનું કહેલું છે

મનુષ્યની કવિતા કરનારાઓએ કવિતાના આરંભમાં સુખ આપનાર ગણોનોજ ઉપયોગ કરવો. દુખ આપનાર તથા અશુભ ગણોનો ઉપયોગ કરવો નહિ પરંતુ ઇશ્વરના ગુણ ગાવાની કવિતામાં તેનો બાધ નથી એ વિષે કહ્યું છે કે,

"**म, न, भ, य** સુખ દેનાર છે, **ज, र, स, त** દુખ દેનાર,
અશુભ ન આણે પ્રથમમાં, મનુજ કવન કથનાર" ૧

૬. ગણોના મિત્ર શત્રુભાવનું ફળ—કવિતાના આરંભમાં કયા ગણો આવે તો તેનું શું શું ફળ મળે તે માટે નીચે પ્રમાણે જણાવેલું છે

| | કયા ગણ પછી, | કયો ગણ આવે; | શું ફળ ? | | કયા ગણ પછી | કયો ગણ આવે ? | શું ફળ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિત્ર | મિત્ર | સિદ્ધિકારક | ૯ | ઉદાસ | મિત્ર | અલ્પ ફળ |
| ૨ | ,, | દાસ | વિજય | ૧૦ | ,, | દાસ | દુઃખકારક |
| ૩ | ,, | ઉદાસ | હાનિ | ૧૧ | ,, | ઉદાસ | અફળકાર્યરૂપ |
| ૪ | ,, | શત્રુ | મિત્રનાશ | ૧૨ | ,, | શત્રુ | દુઃખઆપનાર |
| ૫ | દાસ | મિત્ર | સિદ્ધિ | ૧૩ | શત્રુ | મિત્ર | ભ્રંશ, શૂન્યફળ |
| ૬ | ,, | દાસ | ધનહાનિ | ૧૪ | ,, | દાસ | પ્રિયનાશ |
| ૭ | ,, | ઉદાસ | શોક પીડા | ૧૫ | ,, | ઉદાસ | ફળનાશ |
| ૮ | ,, | શત્રુ | પરાજય | ૧૬ | ,, | શત્રુ | કાવ્ય નાયકનો નાશ કરાવે. |

કવિતાના આરંભમાં જો ઉપર પ્રમાણે ગણો આવે તો રચનારને તથા જેના વર્ણનને માટે એ કવિતા રચી હોય તેના સંબંધમાં તે તે પ્રમાણે ફળો મળે છે.

૭. વર્ણ પરત્વે કયા ગણો વાપરવા? દ્વિજ જાતિના મનુષ્યો માટે રચવામાં આવતી કવિતાના આરંભમાં न તથા स સિવાય બધા ગણોનો ઉપયોગ કરવો; વૈશ્યની કવિતામાં म તથા स ગણ વર્જ્ય છે; મ્લેચ્છાદિક અન્ત્યજ વર્ણ માટે र, स, त, ज એટલા ગણો લેવા. સ્ત્રી વિષેની કવિતાના આરંભે य તથા म ગણ લાવવા નહિ એમ કેટલાક વિદ્વાનોએ કહ્યું છે.

દગ્ધાક્ષરો તથા ઉપર કહ્યા તે ગણોના અશુભ દોષો વગેરે નિયમો વૈદિક છંદોને લાગુ નથી, તે તો માત્ર લૌકિક છંદોને માટે જ જાણવા. તેમજ મંગળવાચક શબ્દમાં કે દેવસૂચક શબ્દમાં એ ગણોનો ઉપયોગ બાધ કર્તા નથી. વળી આરંભનો ગણ શુભ ફળ આપનારો મુક્યો હોય તો તે પછીના ગણનું મિત્રામિત્રપણું જોવાતું નથી.

૮. રૂપસંધિ—અક્ષરમેળ છંદોના માપ આ આઠ ગણોથી આપવાનો રિવાજ તમામ પિંગળોમાં જોવામાં આવે છે. પરંતુ અમારા મત પ્રમાણે તે એકજ પક્ષ સર્વાંશે ઉત્તમ નથી. કોઇ પણ વૃત્તને બોલતી વખતે તેના અક્ષરો જે જુદા જુદા જથામાં સ્વાભાવિક રીતે વહેંચાઈ જાય છે તે જથા કે જેને અંગ્રેજી પરિભાષા પ્રમાણે ફૂટ કહી શકાય અને આપણી પરિભાષામાં સંધિ એવું નામ આપી શકાય તે પ્રમાણે માપ આપવામાં આવે તો તે, બોલવાની પદ્ધતિને અનુસરતું ગણાય. આ બાબત બે ઉદાહરણો આપી સ્પષ્ટ કરીએ છીએ.

| | |
|---|---|
| ૧. વસંતતિલકાનું ચરણ— | સંગીતનો પરમ અદ્દભુત શો પ્રતાપ. |
| (અ) ગણમેળથી પડતા વર્ણ વિભાગ | સંગીત, નોપર, મઅદ્દભુ, તશો પ્ર,તાપ. |
| (બ) બોલતી વખતે પડતા સ્વાભાવિક વર્ણ વિભાગ. | સંગીતનો, પરમ અદ્દ, ભુત શો પ્ર, તાપ. |

૨. શિખરિણીનુ ચરણ.— કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદિ થશે.
(अ) ગણમેળથી વર્ણ વિભાગ કુપુત્રો, તો થાશે, તદપિ, ન કુમા, તા કદિ, થશે.

(ब) બોલવામાં પડતા સ્વાભાવિક વર્ણ વિભાગ. કુપુ, ત્રોતો થાશે, તદપિ ન કુમા, તા, કદિ થશે.

આ બેજ ઉદાહરણોથી સ્પષ્ટ સમજી શકાશે કે, (अ) રીતે આપેલું માપ, બોલવાની પદ્ધતિને અનુસરતું નથી; કેમકે તે પ્રમાણે જો ૩-૩ અક્ષરનો જથ્થો પાડી બોલવા જઇએ તો તે કાનને સારૂં લાગશે જ નહિ. સંસ્કૃતકાળમાં શ્રુતિસંવાદી વર્ણ સમૂહોનો પ્રવાહ મનમાં આવતો તે પ્રમાણે નવા નવા છંદો રચાતા હતા એમ અનુમાન થાય છે, અને હાલ અનુભવ પણ તેવો જ છે પિંગળશાસ્ત્રના ગ્રંથો હાલ જેટલા જોવામાં આવે છે તે બધા સંસ્કૃત-પ્રાકૃતકાળમાં પછીથી થયા છે, અને છંદોનાં લક્ષણો ગણિતશાસ્ત્રીઓએ ( સંવાદના તત્વને બાજુ ઉપર રાખી ) વર્ણગણોથી રચ્યા છે એ અસલ સંસ્કૃતકાળમાં જે વૃત્તો વપરાતા તે સર્વેનું પૃથક્કરણ કરતા નીચેના ૨૪ પ્રકારના શ્રુતિસવાદી વર્ણસમૂહો મળી આવે છે.

| વર્ણસમૂહ. | ઉદાહરણ. | નવીનસંજ્ઞા. |
|---|---|---|
| ૧. ल | (લઘુ) | ल |
| ૨. गा | (ગુરૂ) | ग |
| ૩. लल | = લવ | लो |
| ૪. गाल | = ગામ | गी |
| ૫. लगा | = લખો | लु |
| ૬. गागा | = ગગા | गु |
| ૭. लललल | =ચરપટ | च ગણ |
| ૮. ललललल | =પવનરજ | प ગણ |
| ૯. लललललल | =છલિતકપદ | छ ગણ |
| ૧૦. ललललगा | =પવનચપલા | पु |
| ૧૧. लललललगा | =છલિતકપાળા | छु |
| ૧૨. ललगा | =નિરસિકા | नु |
| ૧૩. लगागागा | =યુગાંતોમાં | यु |
| ૧૪. गागागागा | =માયાગૌરી | मु |
| ૧૫. गागालगा | =તાતારના | तु |
| ૧૬. ललगाल | =સમકાલ | सी |

આ અને ૮ ગણો મળી થતા કુલ ૨૪ પ્રકારના વર્ણસમૂહો પડે છે. તેને રૂપસંધિ અથવા તો છંદ-શ્રુતિ એવું નામ આપી શકાય. આ બધી સંજ્ઞાઓ વિષે ટુંકામા વ્યવસ્યા નીચે પ્રમાણે સમજી લેવી

### લ અને ગ એ બે રૂપોથી થતા રૂપસંધિ.

સર્ગીત શ્રુતિ ચોવીશ ત્યમ, છંદવૃત્ત પદ માલ,
કર્ણ થકી તે ઓળખો, ચરણ ખંડ છે જમાલ. ૩૩

રૂપસંધિ તેને કહો, તેમાંથી શું થાય ?
પાઠય શ્લોક ને ગેય બે વૃત્તો તેના થાય. ૩૪

ચાર લઘુ તે च ગણની, चकार સંજ્ઞા જાણ;
પાંચ લઘુ તે पગણની, प કાર સંજ્ઞા માન, ૩૫

છ લઘુ તે તો છ ગણુની, છકાર સંજ્ઞા ખાસ;
એ ત્રણ નૂતન ગણુતણી, કલ્પી સંજ્ઞા ખાસ. ૩૬
**मयरसतजभनलग** વળી, **चपछ** એ સંજ્ઞા તેર;
તે સંજ્ઞાના રૂપમાં, થાય કહું શો ફેર. ૩૭

સંજ્ઞા અંતે લઘુ મળે, તો થાયે ई કાર;
પણ અંતે જો ગુરૂ મળે, તો થાયે ऊ કાર.* ૩૮
સંધિ અંતે લાવવો, વળી યતિ અતે તે જ;
પાદાંતે ગુરૂ લાવવો, છંદ-વૃત્તમાં એ જ. ૩૯

આ વ્યવસ્થા પ્રમાણે વૃત્તોનાં સ્વભાવિક માપો કેવી રીતે આપી શકાશે તે નીચેનાં ધોરણુ ઉપરથી સમજી શકાશે.

૧. વસંત તિલકા—"ગાઓ વસંતતિલકા તુનુસીગુથી તો." (માપ સાથે ઉદાહરણ) એટલે **तु**=તગણુ+**उ**=**ग**=તગણુને અંતે ગુરૂવાળો સંધિ, અર્થાત્ **गागालगा**; પછી **नु**=નગણુ+**उ**=**ग**=નગણુને અંતે ગુરૂવાળો સંધિ, અર્થાત્ **लललगा**, ને પછી **सी**=સગણુ+**ई**=**ल**=સગણુને અને લઘુવાળો સંધિ, એટલે કે **ललगाल**, ને છેલ્લે **ग**=**ग**+**उ**=**ग**=બે ગુરૂ.

૨. સ્રગ્ધરા—"મ્રયા છેદો, છુ છેદો, રગિગુથી રચના, થાય છે સ્રગ્ધરામાં."

આ માં **म**=**गागागागा**. **य**=યગણુ આગળ યતિ, પછી **छु**=**ललललललगा** એ સંધિ તથા ત્યાંજ છેદ=યતિ લાવવો, તે પછી **र**=રગણુ, **गि**=**गाल**, **ग**=**गागा** એવી વ્યવસ્થા સમજી લેવી

આવા લક્ષણોમાં જે જે સંધિ આવે તે સંધિના આરંભે જે લઘુ કે ગુરૂ હોય તેનાજ ઉપર તાલ આપવો જોઇએ એટલે કે, આ રૂપ સંધિઓ તે, વૃત્તોના વર્ણ બોલતી વખતે તેના પડતા સ્વાભાવિક જથા સૂચવે છે, તાલની જગાઓ સૂચવે છે, અને તે પ્રમાણે વૃત્તની બોલવાની ચાલ (રાહ) કેવી હોય છે તે પણ સૂચવે છે

આ વ્યવસ્થા નવીન છે તે કોઇને ગમે, કોઇને ન ગમે, કોઇને સહેલી લાગે, ને કોઇને કઠણુ લાગે તે વાત જુદી છે, પણ અમારી દૃષ્ટિએ આ બાબતમાં જે સુધારણા ઇષ્ટ લાગે છે તે સૂચવવી એ અમારૂં કર્તવ્ય છે પછી તે વ્યવસ્થા સ્વીકારવી ન સ્વીકારવી એ જેની તેની ઇચ્છા ઉપર આધાર રાખે છે.

---

* કોઈ પણુ સંજ્ઞાને અતે લઘુ હોય તો ई, ને ગુરૂ હોય તો उકાર મેળવી નવીન સંજ્ઞા બનાવી શકાય. જેમકે, **गागागागा** એવો ચાર ગુરૂનો એક સંધિ હોય તો તેમાં પહેલો **म** ગણુ છે, તેને અંતે એક ગુરૂ છે માટે **म**+**उ**=**मु** એવી સંજ્ઞા તેની થઈ શકે. તેમજ **ललललगा** એવો એક સંધિ હોય તો તેમાં પ્રથમ પાંચ લઘુનો **प** ગણ તેને અંતે ગુરૂ છે માટે તેની **प**+**उ**=**पु** એવી સંજ્ઞા થાય. તેજ રીતે **लल**ની **ल**+**इ**=**ली**. **लगा**ની **ल**+**उ**=**लु**, **गाल**ની **ग**+**इ**=**गी**, **गागा**ની **ग**+**उ**=**गु** વગેરે સંજ્ઞાઓ બનાવી લેવી.

૯. પાઠ્ય અને ગેય વૃત્તો વિષે—એકજ રૂપ સંધિ તણુ, બહુ આવર્તન થાય,
તો તેના સંવાદથી, ગેયવૃત્ત થઈ જાય ૪૦

પણ જો આવર્તન નહીં, રૂપ સંધિમાં થાય,
તો તેના અનુવાદથી, પાઠ્ય વૃત્ત થઈ જાય ૪૧

એટલે કે, આ સંધિઓ જણાવ્યા, તેમાંથી કોઈ પણ એક જ સંધિની બે અથવા તે કરતાં ઘણી આવૃત્તિઓથી જો વૃત્ત બનાવવામાં આવે તો તે વૃત્ત ગેય એટલે ગાયનને અનુકૂળ થશે પણ જો જુદા જુદા અનુવાદી સંધિઓ લઈ તેનું વૃત્ત બનાવીએ તો તે પાઠ્ય, એટલે કે શ્લોકની માફક બોલાતું વૃત્ત થશે, કેમકે એકજ સંધિ પુન પુન અનેક વાર આવે તો, ગાયન પક્ષે તાલના સરખી માત્રાના સમૂહો થતા હોવાથી કોઈપણ ચોક્કસ તાનમાં ગાઈ શકવાની અનુકૂળતા થશે પરંતુ પાઠ્ય વૃત્તમાં એક જ સંધિ બે કરતાં વધારે વાર આવર્તન પામતો નહી હોવાથી ગાયન પક્ષે કોઈ એક મુકરર તાન થતો નહી હોવાથી પાઠ્ય વૃત્ત તે માત્ર પાઠ ( પઠન ) કરવાની રીત પ્રમાણે બોલાશે દોધક, ભુજંગી, મોતી દામ, તોટક વગેરે વૃત્તો ગેય છે, કેમકે તેમાં એક જ સંધિનું આવર્તન થાય છે તેથી તે કોઈ પણ ચોક્કસ તાલમાં હોય છે ને અનુષ્ટુપ ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વસંતતિલક શાર્દુલવિક્રીડિત જેવાં વૃત્તો પાઠ્ય છે, કેમકે તેમાં અનેક ભિન્ન ભિન્ન સંધિઓનો અનુવાદ થતો હોવાથી તેનો કોઈ ચોક્કસ તાલ થતો નથી એટલે ગાયનપક્ષે તેની માત્રાના સરખા જથા પડતા નથી તેથીજ એમ કહી શકાય કે,—

પાઠ્ય તણુ ગુંજન ખરે, ગેય ગવાઈ શકાય
પાઠ્ય થયુ ઋગવેદથી ગેય સામથી થાય ૪૨

ભ્રમર તણું ગુંજન બધુ બે ત્રણ સ્વરમાં થાય
તેમ પાઠ્ય કવિતાતણ, ગુંજન કરોજ શકાય ૪૩

બ્રહ્માએ ઋગ્વેદમાંથી પાઠ્ય અને સામવેદમાંથી ગીત બનાવ્યાં હિંદે સંગીત અને શિક્ષાના ઘણા ખરા ગ્રંથોમાં કહ્યું છે તે ઉપરથી પાઠ્ય અને ગેય એ બેનો માર્ગ પ્રાચીન કાળથી જ ભિન્ન ભિન્નપણે પ્રવર્તતો આવેલો જણાય છે આ ઉપર લક્ષ ન આપતાં ઘણા સંગીતજ્ઞોનો એવો મત છે કે, ગમે તેવા વૃત્તને ગમે તે રાગતાલથી ગાઈ શકાય છે તો પછી પાઠ્ય શ્લોકને માટે આવો નિર્બંધ શો ? આ અભિપ્રાય ધરાવનારનામાં કાવ્ય પિંગલ, ગાન્ધર્વનો સંવાદ અને એ બધાનો સંગીત સાથે કેવા યોગથી સંયોગ કરવામાં આવે તો કર્ણસંવાદના રસમાં ક્ષતિ થશે કે નહિ, એ વિષેનું સૂક્ષ્મજ્ઞાન ન હોવું જોઇએ એટલું જ ટુકામાં કહી શકાશે ભમરાઓનો ગુંજારવ બે કે ત્રણ સ્વરમાં થય છે તેમ પાઠ્યવૃત્તોનું ગુંજન બે ત્રણ ચાર કે પાંચ સ્વર સુધી પણ કરી શકશે ગયા પ્રકરણોમાં જે વૃત્તો આપ્યાં છે તેમાં ગાયનને અનુકૂળ વૃત્તો કયા છે અને કેવળ શ્લોકની માફક બોલાતાં (પાઠ્ય) વૃત્તો કયા છે એ વિષે જે તે વૃત્તમાં કહેવામાં આવ્યું જ છે

# मात्रा गण विचार.

## ( સામાન્ય વિચાર. )

| | | |
|---|---|---|
| ૩૪, માત્રા ગણો | માત્રા કેરા ગણ કહુ, **छपचतद** ગણો પાચ | |
| **छ,प,च,त,द** એ પાચ | કહુ તેના આકાર તે, મનમા ધારી વાચ | ૪૪ |
| ૩૫ દરેકની કેટલી માત્રા ? | માત્રા છનો **छ**ગણ છે, **प**ગણ પચકલ જાણ, | |
| **छ** ગણની ૬ \| **प** ગણની ૫<br>**च** ,, ૪ \| **त** ,, ૩<br>**द** ,, ૨ | ચતુર માત્રનો **च**ગણ તે, ત્રન ત્રય **त**ગણજ મન | ૪૫ |
| એ ગણોના **टठडढण** એ પાચ નામો કેટલાક પિં | દ્વય માત્રાનો **द**ગણ છે, **छपचतद** ગણો પાચ, | |
| ગળોમા છે. | **टठडढण** ગણો કો કહે, પીંગળમા તે વાચ | ૪૬ |
| ૩૬ દરેક ગણના ભેદ, એટલે | ત્રયદશ ભેદો **छ** ગણના, આઠ **प**ગણના ભેદ, | |
| કે, તેમા કયા કયા રૂપો આવી | પાચ ભેદ છે **च**ગણના, **त**ગણ તણા ત્રણ ભેદ | ૪૭ |
| શકે છે તે | **द** ગણ તણા દ્વય ભેદ તે પ્રસ્તારોથી જાણ, | |
| ( વિશેષ વિચારમા જુઓ ) | એ સૌ ભેદ પ્રભેદ તે, પિંગળમા ન અજાણ | ૪૮ |

## ( વિશેષ વિચાર )

**૧૦. માત્રા ગણ**—જેમ ત્રણ ત્રણ અક્ષરોના સમૂહનો એક એક અક્ષરગણ સ્વીકારવામા આવ્યો છે તેમ ૭ પાચ, ચાર ત્રણ અને બે માત્રાના સમૂહના, **માત્રાગણો** સ્વીકારવામા આવ્યા છે જેમકે, ૭ માત્રાના સમૂહનો **छ** ગણ પાચ માત્રાનો **प** ગણ, ચાર માત્રાનો **च**ગણ, ત્રણ માત્રાનો **त**ગણ, બે-દ્વિ માત્રાનો **द** ગણ એવા ગણો સ્વીકારાયા છે એ નામો તે માત્રાની સખ્યાના આદ્યાક્ષર ઉપરથી પાડેલા છે કેટલાક પિંગળોમા **छ** ગણને **ट** ગણ, **प** ગણને **ठ**ગણ, **च**ગણને **ड**ગણ, **त**ગણને **ढ**ગણ અને **द**ગણને **ण**ગણ એવા નામો આપેલા છે

**૧૧. દરેક માત્રાગણોના ભેદ**—દરેક માત્રાગણોના પ્રસ્તાર ભેદથી નીચેના રૂપો થાય છે

| ૧. **छ** અથવા **ट** ગણના | | ૨. **प** અથવા **ठ** ગણના | | |
|---|---|---|---|---|
| ૧૩ ભેદ. | | ૮ ભેદ. | | આર્યા વગેરે છંદોમા **म,स,ज,भ,** |
| (૧) SSS | (૮) IISI | (૧) ISS | (૫) ISI | **न** ગણ એવા ખાસ નામ આપેલા છે |
| (૨) IISS | (૯) SSII | (૨) SIS | (૬) ISII | ૪ **त** અથવા **ढ** ગણના ૩ ભેદ, |

(૩) ISIS (૧૦) IISII (૩) IIIS (૭) SIII (૧) IS (૨) SI (૩) III

(૪) SIIS (૧૧) ISIII (૪) SS (૮) IIIII ૫. द અથવા ण ગણના ૨ ભેદ.

(૫) IIIIS (૧૨) SIIII ૩ च અથવા ह ગણના (૧) S (૨) II

(૬) ISSI (૧૩) IIIIII ૫ ભેદ.

(૭) SISI (૧) SS म (૪) SII भ

(૨) IIS (૫) IIII न

(૩) ISI ज. આ પાચ રૂપોને

આ રીકે પાચે ગણોના ૧૩+૮+૫+૩+૨=૩૧ ભેદો થયા, તે દરેક ભેદને પિગળના ગ્રથોમા સ્વતત્ર નામો આપ્યા છે જેમકે ૬ માત્રાનો જે छ ગણુ તેના તેર રૂપોમાથી પ્રથમનું જે SSS આ રૂપ થયુ તેના શિવ, હર, શકર વગેરે નામો આપેલા છે એમ તમામ ભેદોને માટે સમજી લેવુ

**૧૨. માત્રાસધિ**—માત્રામેળ જાતિની વૃત્તિઓના માપ, માત્રા ગણોથી આપવા એ વ્યવસ્થા પણ બરાબર નથી, કેમકે તેમ કરવાથી વૃત્તોના લક્ષણોમા કેટલેક પ્રસગે અતિ વ્યાપ્તિ કે કાતો અ વ્યાપ્તિનો દોષ આવે છે આ સબધમા પ્રકરણ ૨ ના ઉપોદ્ઘાત (પૃ૪ ૫૨) મા વિવેચન આવી ગયુ છે જ એટલે જેમ અક્ષર વૃત્તોના માપ રૂપમધિથી આપવા યોગ્ય છે તેમ માત્રામેળ જાતિ કે વૃત્તિઓના માપ અમે બનાવેલા માત્રાસધિથી આપવા અતિશય ઉત્તમ છે આથી માત્રાગણ નિરર્થક ઠરે છે એમ માનવાનું કારણ નથી કેમકે કેટલીક માત્રાજાતિઓ કેવળ માત્રાગણથી બને છે ત્યા તથા ગીતાદિ રચનામા તેમનો ઉપયોગ ખાસ કરવામા આવે છે, ત્યા આ સધિઓથી માપ સર્વાંશે આપી શકાશે નહિ જ. માત્રાસધિ વિષેની બધી વ્યવસ્થા નીચેના દોહરામા આપીએ છીએ

લગ રૂપ સધિથી બને, છદ વૃત્તના માપ
જાતિ-વૃત્તિ કાજ ક્રુ, કહુ કલસંધિ સુમાપ ૪૮

લકાર સગ્રા લઘુ તણી, વળી ગુરુની गा થાય,
માત્રા દ્વયની ि ગણો માત્રાસધિ માહ્ય ૫૦

ત્રિમાત્ર સગ્રા ती તણુ, दाल પ્રથમ રૂપ બેશ,
लदा કદાચિત થાય તો, ગણો ખાસ આદેશ ૫૧

लद સગ્રાની સાથમા, ભળીયો હોય ઉકાર
તાસ પડે નહિ તેહપર, એ વિવેક ઉચ્ચાર ૫૨

घकार સગ્રા घगણ જે, ચતુર માત્રની ખાસ
जગણ ન આવે તેહમા એ મન રાખ ઉજાસ ૫૩

चघ કદિ બે સાથે મળે તો તેના આદેશ
लगा गालगा ને વળી, गाल्लगाग्गा બેશ ૫૪

પગણ થકી તો જાણજો, પંચમાત્રનું રૂપ;
સરસ **दालदा** તેહનું, જાણો એકજ રૂપ. ૫૫

સપ્તમાત્ર ત્રણ આગની, **तिच** સંજ્ઞા લેખાય;
**दाल** અને **दादा** મળી, કવિતા સરસ લખાય. ૫૬

તાલ આપવો જ્યાં પડે, તે માત્રે ગુરૂ લાવ,
તાન અને આલાપમા, એ ગુરૂ તું લંબાવ. ૫૭

માત્રાસધિ સાત એ, કર્યા એમ જ નવીન;
સરલ માર્ગ એ વૃત્તિનો, પિંગળમાંહ નવીન. ૫૮

( આ વિષેની સમજુતી વિસ્તારથી પ્રકરણ ૨ ના આરંભમાં આપી છે. )

૧૩. અંકસંજ્ઞા—કવિતાના પાદનુ માપ આપવામાં કયા અક્ષર કે માત્રાએ તાલી આપવામાં આવે છે, અથવા કેટલા અક્ષરે કે માત્રાએ યતિ આવે છે એ બધુ બતાવવું પડે છે ત્યારે સખ્યા બતાવવા માટે ( દરેક સંખ્યાની ) સંજ્ઞાઓના રૂપમા તે કહેવામાં આવે છે. જેથી એ અંકસંજ્ઞાઓ ધ્યાનમાં રહેવા નીચેનું કોષ્ટક સ્મરણમાં રાખવું.

| ० | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ख | शशी | द्वि | त्रि | श्रुति | पंच | षड् | सप्त | वसु | नव | दश | रुद्र |
| नभ | भू | युग्म | गुण | फळ | शर | शास्त्र | मुनि | इभ | भक्ति | दिसि | शिव |
| मख | कु | नेत्र | अग्नि | तुर्य | भूत | खट | हय | गज | निधि | दिशा | हर |
| शून्य | मही | पाद | शिखी | युग | बाण | इति | अग | नाग | नंद | आशा | भव |
| अभ्र | धरा | युगल | ताप | वर्ण | संधि | रस | वार | सिद्धि | अंक | धूप | शर्व |
| पूर्ण | एक | आश्वि | राम | मोक्ष | असु | जख | सर | योग | संख्या | रूपक | स्थाणु |
| वियत् | दंत | पक्ष | वन्ही | याम | यज्ञ | रिपु | लोक | याम | द्वार | स्नान | करण |
| गगन | ध्रुव | कर | दोप | वाणी | तत्त्व | राग | ताळ | करि | नाथ | पंक्ति | पशुपति |
| | | अयन | लोक | चरण | कन्या | वेदांग | धातु | भाव | रत्न | दोप | |
| | | ओष्ठ | नाडी | वेद | अंग | तर्क | नदी | मद | धान्य | | |

| १२ | १३ | विद्या | भूप | पुराण | २० | २२ | २७ |
|---|---|---|---|---|---|---|---|
| क | जख | इन्द्र | कळा | अष्टादश | नख | उपसर्ग | भ |
| इन | यक्ष | अभिनय | षोडश | वनस्पति | अंगुळ | | नक्षत्र |
| भग | विश्व | | संस्कार | | वसा | २५ | उडु |
| गृह | जगत् | १५ | | १९ | कोटी | जिन | ऋक्ष |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| मास | मलमास | तिथि | | अतिधृति | २१ | सिद्ध | |
| शशी | | घस्र | १७ | नवदश | मूर्च्छना | अवतार | ३२ |
| सूर्य | १४ | पंचदश | अत्यष्टि | अंकनंद | समित् | | रद |
| भानु | रत्न | | सत्तर | देववाद्य | अनुस्मृति | २५ | दंत |
| रवि | मनु | १६ | १८ | विराट्मुख | | तत्व | द्विज |
| भवन | मद | नृप | धृति | | | पासो | |

# कविता रचना.

## ( સામાન્ય વિચાર. )

૩૭. અમુક અક્ષરો, લઘુગુરૂ, માત્રાઓ કે લયના મેળથી જે કડી રચવી તે પદ, પાદ, ચરણ કે તુક કહેવાય છે.

અમુક વર્ણ, કલ, લય તણું બંધનનું જે માપ;
તે માપે રચવી કડી, તુક, પદ, ચરણ સુમાપ. ૫૯

૩૮. માણસનો પગ જેમ જુદા જુદા સાંધાથી બનેલો છે તેમ કવિતાનો પાદ ગણ કે માત્રાના જથારૂપ સંધિથી બને છે.

માનવનો જે ચરણ તે, બહુ સાંધાથી થાય;
ત્યમ કવિતાનો ચરણ તે, ગણ, કલ સંધિથીં થાય. ૬૦

૩૯. અમુક ચરણો રચવામાં આવે તો તે કવિતા કે પદ્ય કહેવાયછે.

અમુક ચરણ એવાં થકી, બને પદ્ય રચનાય;
વધતાં ઓછાં પદથકી કવિતા વિધવિધ થાય. ૬૧

૪૦. કવિતાના પાદ કે ચરણના વિભાગો* ૧ સંધિ, ૨ ખંડ, ૩ યતિ.

કવિતા વદતાં ચરણના, અક્ષર જે બોલાય;
તેના સ્વાભાવિક જથા, તે સંધિ કહેવાય. ૬૨

* પાદ કે ચરણમાં સંધિ એટલે જુદા જુદા સાંધા અને ખંડો કેવી રીતે હોય છે તે નીચેના ઉદાહરણથી સમજાશે.

| | ૧ લો ખંડ | ૨ જો ખંડ | ૩ જો ખંડ | |
|---|---|---|---|---|
| સગ્ધરા— | નિદ્રામાંથી જગાડી. | ઝટ મધુકરને | છોડવે પદ્મ માંથી | આ લઘુગુરૂના અક્ષરમેળ છંદમાં સંધિઓ અને યતિથી પડતા ખંડો સમજી શકાશે. |
| | ૧ લો સંધિ, ૨ જો સં૦ | ૩ જો સં૦ | ૪થો સં. ૫. ૬. | |

| | ૧ લો ખંડ. | | | | ૨ જો ખંડ. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સવૈયા— | જે કર | બુાકર | થી જગ | મોહન | રાજન | સંતવિ | લાસક | રેછે. | આ માત્રાબંધ–માત્રામેળ જાતિમાં માત્રાસંધિઓ અને યતિથી પડતા ખંડો સમજી શકાશે. |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | |

ચરણમાં આવતા અક્ષરોને બોલતાં તેના સ્વાભાવિક રીતે જે જુદા જુદા કટકા પડે, તે કટકામાં જે અક્ષર કે માત્રાના સમૂહો આવે તે સંધિ કહેવાય છે બે અથવા વધારે સંધિથી કવિતાનો ખંડ બને છે, અને એવા બે અથવા વધારે ખંડો યતિથી જોડાય છે અથવા પૃથક્ દર્શાવી શકાય છે.

અરબીમાં રૂક્ષા' કહે, અંગ્રેજીમાં 'ફૂટ'
કવિતા પદના સંધિ તે, જાણ્યે નાવે તૂટ, ૬૩
વિધવિધ સંધિથી બને, ચરણ તણો તો ખંડ;
તે ખંડોની યોજના, યતિ થકી બને સખંડ. ૬૪

૪૧. અક્ષરગણોથી છંદ કે વૃત્તનાં, ને માત્રા ગણોથી જાતિ કે વૃત્તિના માપ કહેવાય છે.

લ, ગ રૂપસંધિથી બને, વર્ણગણોથી તો બને } માપ છંદનાં બેશ;
માત્રાસંધિથી બને, માત્રાગણથી તો બને } માપ જાતિના બેશ. ૬૫

૪૨. સમવૃત્ત–જેનાં ચારે ચરણો સરખા માપનાં હોય તે.

ચતુર ચરણ સમમાપથી, થાય વૃત્ત કવિતાય,
સમવૃત્ત જ તેને કહે, કવિજન પિંગળ માંહ્ય. ૬૬
પહેલું, ત્રીજું ચરણ તે, "વિષમપદો" કહેવાય,
બીજું ને ચોથું ચરણ "સમપદ" તે વચાય. ૬૭

૪૩. અર્ધસમવૃત્ત–૧ લું ને ૩ જું ચરણ સરખું, ને ૨ જું તથા ૪ થું ચરણ સરખા માપનું તે.

પ્રથમ અને ત્રીજાતણું, સરખે સરખું માપ,
બીજું ચોથું એક તો, વૃત્ત અર્ધસમ પાદ. ૬૮

૪૪. વિષમવૃત્ત–જેના ચાર ચરણો જુદા જુદા માપના, સમવિષમપદો જુદાં માપના કે ૪ થી ઓછા વધતા ચરણો હોય તે

જેનાં ચારે ચરણની, રચના ભિન્ન પ્રકાર;
અથવા સમ કે વિષમપદ, નહીં મળે એકતાર. ૬૯
અથવા ચતુર પદો થકી, ન્યૂન અધિક રચનાય,
એવા લક્ષણ યુક્ત તે, વિષમવૃત્ત કવિતાય. ૭૦

૪૫. યતિ—કોઇ વાક્ય બોલતા વચમા જેમ ઓછો વધતો વિશ્રામ લેવો પડે, તેમ કવિતાનુ ચરણ બોલતી વખતે જે થોડોક વિશ્રામ લેવો પડે તે યતિ કહેવાય છે, યતિથી ચરણના ખંડો બતાવવામાં આવે છે, અને જોડાય પણ છે. વિરામ, અવરતિ, ઉપરતિ, વિચ્છેદ, શ્વસત, શ્વાસી, ભેદ, આશ્વાથી, એ બધાં યતિના નામ છે.

સંભાષણમા આપણે, વદીએ જે જે વાક્ય;
તે માંહે જયમ આપણે, વિરમી વદીએ વાક્ય. ૬૬
ત્યમ કવિતાના પદમહીં, વિરમી લ્યો વિશ્રામ,
તેને કવિજન યતિ વદે, વિરતી, છેદ, ઉપરામ. ૬૭
'અલ્પવિરામ' સમો ગણો, અલ્પયતિને ખાસ,
પૂર્ણવિરામ સમાન તો, યતિ, છેદ છે ચાસ. ૬૮

૪૬. યતિભંગ ક્યારે કહેવાય? યતિથી ચરણના જે ખંડ પડે છે તે ખ-

યતિ થકી ચરણો તણા, પડી જાય જે ભાગ,
તે વિભાગમાં શબ્દનો જો કદિ થાય વિભાગ ૬૯

ઠોની વચમાં શબ્દના ભાગ પડી જાય તો યતિભંગ દોષ કહેવાય છે. તે દોષ અલ્પયતિમાં ગણાતો નથી.

યતિભંગ તેને કહે, કવિતા દોષિત થાય;
અલ્પયતિમાં તે તણો, દોષ કદી ન વદાય. ૭૦

૪૭. પાદ કે ચરણમાં યતિનો ઉપયોગ ક્યારે ક્યારે થઇ શકે તે વિષે.

(૧) એક સંધિ પૂરો થઇ, બીજો જ્યાં શરૂ થાય;
તે સ્થળમાં યતિ યોજના, કવિએ કરવી ત્યાંય ૭૧

(૨) ચરણતણો તે ખંડ જો, લાંબો બહુ થઇ જાય;
તો વચમાં વિશ્રામને કાજે યતિ મુકાય. ૭૨

(૩) સમાન ખંડો ચરણમાં, આવે જો કદિ ખાસ;
તો તે જૂદા પાડવા, યતિ યોજવો ચાસ. ૭૩

(૪) ભિન્ન ભિન્ન રચનાતણા, ખંડો જો રચનાય;
તો તે ખંડો જોડવા, યતિની જરૂર જણાય. ૭૪

(૫) ઉત્તરખંડ જ ચરણનો, પૂર્વખંડની સાથ,
સળંગ વદતા પાઠમાં ભિન્નપણું જો થાય; ૭૫

એવું અસંવાદીપણું, જે જે સ્થળમાં થાય,
તો સંવાદ જ કારણે, યતિ યોજના થાય. ૭૬

૪૮. અંત્યાનુપ્રાસ ( તુકાન્ત ) અથવા અંત્યયમક.

કવિતાપદના *અંતમાં, આવે મળતા વર્ણ,
તે અંત્યાનુપ્રાસ છે, મધુરા લાગે કર્ણ ૭૭

૪૯. છંદના બે પ્રકાર છે. ૧ વૈદિક, ૨ લૌકિક. ગુજરાતી ભાષામાં લૌકિક છંદો વપરાય છે. તેના ૨ પ્રકાર છે. ૧ અક્ષરમેળ છંદ અને

છે બે વિધિના છંદ તે, વૈદિક, લૌકિક જાણ;
વૈદિક "અક્ષરબંધ" તે, વૈદિક છંદ પ્રમાણ. ૭૮

ગુજરાતી ભાષા મહીં, રચિયા લૌકિક છંદ;
સઘળા ગુર્જર સાક્ષરે, કાવ્યનીં રાખી ખંત. ૭૯

---

* કવિતાના ચરણને અંતે મળતા વર્ણ આવવાથી જેમ પ્રાસ કે અનુપ્રાસ અથવા અંત્યયમક થાય છે, તેમ અમુક, વર્ણ, શબ્દ કે જુદા જુદા વર્ણોની આખા પાદમાં ઘણી આવૃત્તિ થાય તો ઝડ, ઝમક, લાટાનુપ્રાસ એ ભેદો થાય છે. જેમકે—

વર્ણ, શબ્દ જો ફરી ફરી, પદમાં આવે જોય;
યમક કવિજન સૌ કહે, ત્રય પ્રકારના હોય. ૧

(૧) ઝડ અથવા વૃત્ત્યનુપ્રાસ.

એક જ વર્ણ ફરી ફરી, આવે ચરણો માંય,
ઝડ કે વૃત્ત્યનુપ્રાસ તે, કહે કવિ પિંગળ માંય. ૨

(૨) ઝમક અથવા છેકાનુપ્રાસ.

અનેક વર્ણ ફરી ફરી, આવે પદમાં ખાસ,
ઝમક કવિ તેને કહે, કે છેકાનુપ્રાસ. ૩

(૩) લાટાનુપ્રાસ,

એક જ શબ્દ પુનઃ પુન, પદમાં આવે ખાસ;
થાય અર્થ તેના જુદા, તો લાટાનુપ્રાસ. ૪

૨ માત્રામેળ જાતિ દરેક છંદમા અનેક વૃત્તો અને દરેક જાતિમા અનેક વૃત્તિઓ છે તે બધાના ભેદ આગળ આવશે, એ ભેદમાનાં

લૌકિક છંદોના વળી, બનીયા, દ્વિવિધ પ્રકાર,
વર્ણું અને માત્રા તણા, છંદ, જાતિ અવધાર. ૮૦

મુખ્ય મુખ્ય વપરાતા વૃત્તો અને વૃત્તિઓની રચના કહેવામા આવી

છંદ તણા વૃત્તો બહુ, જાતિની વૃત્તિ અનેક,
વૃત્ત અને વૃત્તિ તણી, કહીં રચના સુવિવેક ૮૧

૫૦. કવિતાનુ લક્ષણ-પ્રતિભામય રસ, ભાવ અને દિ ય અથાની જેમાં

પ્રતિભામય રસ ભાવની, દિવ્ય અર્થ કલ્પનાય,
રસિક શબ્દ નર્તન તણી, દિવ્યકલા કવિતાય ૮૨

કલ્પના હોય, ને તે કલ્પના રસિક શબ્દ નર્તનરૂપે વર્ણવેલી હોય તે કવિતા કે પદ્ય કહેવાય છે કવિતાની કના એ દિ યકલા છે

ભાવ ઉચ્ચ ને સરલતા, શબ્દચિત્ર તદ્રૂપ
પાઠ્ય, ગેયમા મધુર જે, તે કવિતા રસકૂપ ૮૩

કવિતા ઉત્તમ કયારે થએલી જાણવી કે, ભાવ ઊંચો હોય સરલતા હોય, શબ્દોની રચના વિષય અથવા રસની સાથે એકરૂપ થઈ ગએલી હોય, ને પાઠ્ય ( શ્લોકની માફક બોલાતાં વૃત્તો ) તથા ગેય ( ગાયનમા ગવાતા વૃત્તો કે પ્રબધાદિ ) મા મધુર હોય ત્યારે

# पद्य रचनाना प्रकार.

---

## ( સામાન્ય વિચાર )

૫૧ આજ સુધી કવિતા કે પદ્યબધની જેટલી રચના થએલી છે તે પાચ પ્રકારમા સમાઈ જાય છે. १ अक्षरबंध, २ रूपबंध, ३ मात्राबंध, ४ प्रयत्नबंध, ५ लयबंध

પદ્યબધ રચનાતણા, ગણિયા પાચ પ્રકાર,
અક્ષરબધ અને વળી, રૂપબધ વિસ્તાર ૮૪

માત્રાબંધ કહો વળી, પ્રયત્નબધ જ સાર,
પ્રબંધ તે લયબંધ એ, ગાનતણો વિસ્તાર. ૮૫

૫૨ ગમે તેવી અક્ષર કે માત્રાની રચના તે કવિતા કે પદ્ય નહિ કહેવાય, પણ તે રચનામાં કઇક સવાદ જળવાયેલો હોય તોજ પદ્ય નામને પાત્ર છે, એવો પ્રાચીન સપ્રદાય છે

કવિતાની રચના તણો, આત્મા છે સવાદ,
ઋષિ, મુનિ, પ્રાકૃતકાળમા, એજ ગણ્યો છે વાદ. ૮૬

૫૩. **અક્ષરબંધ**-વૈદિક છંદ. કોઇપણ ભાષણ બોલતી વખતે તેમાંના કેટલાક અક્ષરો ઊંચા કે નીચા સ્વર કે ભારમાં બોલાય છે. તેમાં જે ઊંચા સ્વરમાં બોલાય તે ઉદાત્ત, નીચા સ્વરમાં બોલાય તે અનુદાત્ત, અને બંનેમાં જે ન બોલાય તે સ્વરિત. વેદના છંદો અમુક અક્ષરની સંખ્યાથી બંધાયલા છે, પણ તેમાં આ ત્રણ સ્વરોના સંવાદનો કંઇક નિયમ રાખેલો હોય છે. તે નિયમો કયા હશે તે સમજી શકાતું નથી આમા અક્ષરોના સમૂહો આવર્ત્તન પામતા નથી તેથી તે અનાવર્તિ અક્ષરબંધ રચના ગણવી જોઇએ.

ભાષણ વદીંએ શબ્દથી, તે અક્ષરથી બનેલ;
તે 'અક્ષરસંવાદથી' વૈદિક છંદ રચેલ. ૮૭

નિયમિત અક્ષરમાં વળી, ઊંચ નીંચ સ્વરિત સ્વરો જ,
વેદ છંદ રચના બને, અક્ષરબંધ સરોજ. ૮૮

ભાષણ વદતાં શબ્દના, અક્ષરમાં શું થાય ?
ઊંચા નીચા સ્વર મહીં, અક્ષર સૌ બોલાય ૮૯

ઉદાત્ત ઊંચો સ્વર ગણો, અનુદાત્ત સ્વર નીચ,
ઊંચ નીંચ વિન સ્વર સ્વરિત તે, ત્રણ સ્વર મનમા ચીંત. ૯૦

ઉચ્ચ નીચ ને સ્વરિતના, નિયમ કળી ન શકાય ?
ઋષિએ કૈ પેરે કરી, છંદ મહીં રચનાય ? ૯૧

૫૪. અક્ષરબંધ પદ્ય રચનાના અનાવર્તિ અને આવર્તિ એવા બે પ્રકાર છે. વેદના છંદ કે જેમા અક્ષરોના સમૂહો આવર્તન પામતા નથી તેથી તે અનાવર્તિ, અને અભંગ, મનહર, છંદ જેવા, કે જેમાં બે બે, ત્રણ ત્રણ કે ચારચાર અક્ષરોના સમૂહો જ આવર્તન પામે છે તે આવૃત્ત અક્ષરબંધ છે.

આવૃત્તિ અક્ષરતણી, વેદ મહીં નહિ થાય,
તેથી અનાવર્તિ ગણો, વેદ છંદ રચનાય ૯૨

અમુક અક્ષરોની જહા, આવૃત્તિ જો થાય;
આવૃત્તઅક્ષરબંધ તે, અભંગ વત પદ થાય ૯૩

૫૫. અક્ષરબંધનું ખાસ લક્ષણ એજ કે, ચરણમા માત્ર અમુકજ અક્ષરો આવે, પણ સંધિ-અક્ષરોની આવૃત્તિ, પ્રાસ, યતિ કે એવું કશું ન મળે.

'વૈદિકસંસ્કૃત' કાળમા, પ્રકટયો અક્ષરબંધ.
સંધિ પડે નહીં ચરણમાં, પ્રાસ, યતિ ન સંબંધ. ૯૪

૫૬. **રૂપબંધ**-અક્ષરગણછંદ. વૈદિકકાળ પછીના સંસ્કૃતકાળમાં અ-

શબ્દ અક્ષરોથી બને. તે લઘુગુરુના રૂપ;
લગ રૂપ ગણ બનાવથી, રૂપબંધ રસરૂપ. ૯૫

મુક્ત લઘુગુરૂનાં રૂપોના મેળથી કે અક્ષરગણના મેળથી ચરણો રચી લૌકિક છંદો રચાયા. તેમાં ચરણમાં સંધિ, યતિ એ બે આવે પણ પ્રાસ ન આવે; માત્ર લઘુગુરૂનાં રૂપોનો સંવાદ જળવાય એટલે થયું.

"લૌકિકસંસ્કૃતકાળ" માં, પ્રકટ્યો આ રૂપબંધ;
છે સંધિ યતિ ચરણમાં, પણ પ્રાસ ન સંબંધ. ૯૬

૫૭. **માત્રાબંધ—માત્રામેળજાતિ.** લઘુ અને ગુરૂનો ઉચ્ચાર કરતાં તેનો જે અવકાશ પડે છે તેના એકમને માત્રા ગણી તેની રચનાથી માત્રાબંધ પદો રચાયાં. તેમાં માત્રાનો સંવાદ પ્રધાન રાખી તે પ્રમાણે સંધિ, યતિ, અનુપ્રાસ એ બધું જળવાવું જોઇએ એમ નક્કી થયું.

લઘુ ગુરૂના ઉચ્ચારથી, પ્રકટે જે અવકાશ;
ત્હેના વજન વિચારથી, પ્રકટી માત્રા ખાસ. ૯૭
માત્રાના સંવાદથી, **માત્રાબંધ** બનેલ;
સંસ્કૃતપ્રાકૃતકાળના, આરંભે પ્રકટેલ. ૯૮

૫૮. **પ્રયત્નબંધ**–શબ્દોનો ઉચ્ચાર થતી વખતે તેમાંના કેટલાક અક્ષરો ઉપર સ્વાભાવિક ભાર, આઘાત કે પ્રયત્ન થાય છે તે ઉપર લક્ષ રાખી, તેની રચનામાં સંવાદ જાળવી રાખી જે રચના કરવામાં આવે તેને પ્રયત્નબંધ પદ કહી શકાય. જેમકે; ચાર મળે ચોટલા ત્યાં ભાગે ઓટલા, એમાં ચિન્હવાળા અક્ષરો ઉપર જે કુદરતી આઘાત–પ્રયત્ન આવી પડે છે તે ઉપર ખ્યાલ આપવાથી આ વાત સમજી શકાશે. ઘરખુણીયાં લોક–ગીતો, કહેવતો, કહાણી, ઉખાણાં વગેરેમાં આ જાતની પદરચના જોવામાં આવે છે. એમાં માત્ર પ્રયત્નનો સંવાદ જાળવી રાખવો એજ મુખ્ય તત્વ છે. તમામ અંગ્રેજી કવિતાઓ આ વર્ગમાં આવી જાય છે.

શબ્દોચ્ચારણમાં પડે, જે અક્ષરપર ભાર;
'પ્રયત્ન' કો તેને કહે, સમજો નવિન વિચાર. ૯૯
ભાર વિનાના અક્ષરો, ખાલી તે કહેવાય;
ભરેલ ખાલી વર્ણની, રચના નૂતન થાય. ૧૦૦
નામ, ક્રિયાપદ કે બધા, શબ્દો જે બોલાય;
પ્રયત્ન વિણુ ભાપણુ નહીં, કદી કરી જ શકાય. ૧૦૧
ભરેલ ખાલી અક્ષરો, શબ્દોમાં જે હોય,
ત્હેની રચનામાં રહ્યું, સંવાદિત્વ જ જોય. ૧૦૨
એ સંવાદીથી બને, પ્રયત્નબંધ જ ખાસ;
વિજ્ઞાન ત્હેની થાય તો, કવિમાં રે'ન કચાસ. ૧૦૩
પ્રયત્નબંધોમાં બને, અંગ્રેજી કવિતાય;
કહેવત લૌકિક ગીતમાં, કવિના જીજ દેખાય. ૧૦૪

| | |
|---|---|
| ૫૯. લયબંધ–ગાયનશાસ્ત્રમાં જેને તાલ કહે છે તે લય ( એટલે કાળનો અમુક પ્રવાહ ) નો અમુક બંધ છે તે બંધન ઉપર લક્ષ આપીને રચેલી તાલકાલથી બદ્ધ પદ્યરચના તે પ્રબંધ કે લયબંધને નામે ઓળખાય છે | લયબંધ જ એ પાંચમો, તાલ કાલ વિસ્તાર, ગરબી, દેશી, પદ બધા, લયના વિવિધ પ્રકાર ૧૦૫ |

શબ્દ, નાદ બે લહરિયો, રસ અબ્ધિની હાર,
કવિતા સંગીત રૂપમાં, પ્રકટે મન મોઝાર ૧૦૬

ત્યમ અનંત રસરૂપ જે, આત્મા સ્વયપ્રકાશ,
તમ ગ્રમ હૃદયે તેહનો, પ્રકટો દિવ્ય પ્રકાશ. ૧૦૭

( સ્વ રચિત )

## પદ્ય રચનાનો વિશેષ વિચાર.

૧૪. પદ્ય રચનાના પ્રકાર—"ગદ્ય અને પદ્ય એ બેમા પદ્ય એ કાવ્યસાહિત્યનું ઉપયોગી અંગ છે. કાવ્યનું કાવ્યત્વ ભાવપ્રવાહના પ્રદર્શનમા રહેલુ છે અને તે પ્રદર્શન ગદ્યમા અને પદ્યમાં બંનેમા થઈ શકે છે તેમ છતા કહેવુ જોઇએ કે, પદ્ય કાવ્યને વિશેષ મનોહર કરે છે કારણ કે પદ્યમાં અક્ષરોની ગોઠવણમા જ કાનને અને હૃદયને આનંદ આપવાનો ગુણ રહેલો છે આથી કરીને જેમ સુસ્વર કંઠનું ગાયન જાતે મધુર છતા વાદિત્રનો સાજ મળેછે ત્યારે ઔર મોદ ઉપજાવે છે તેમ પદ્યમા રચાયલુ કાવ્ય અપૂર્વ આનંદ આપે છે "

અમુક અક્ષરોની સંખ્યાવાળી, અથવા લઘુગુરૂના ક્રમવાળી, કે અમુક માત્રાના સમૂહની એક કડી કે ટુક બનાવીએ તેને પદ, પાદ કે ચરણ કહે છે એવા બે, ત્રણ ચાર, પાંચ છ કે ગમે તેટલી કડીઓ રચવ મા આવે તો તે પદ્ય કે કવિતા કહેવાય છે અર્થાત નિયમિત વર્ણમાનાના નિયમિત ચરણો તે કવિતા કે પદ્ય, એવુ રચના પરત્વે લક્ષણ કરી શકાય આ પ્રમાણે અક્ષર, માત્રા, પ્રયત્ન, તાલ–લય વગેરે પ્રકારના બંધનોથી બનતી પદ્ય રચનાના નીચે પ્રમાણે વર્ગ પડી શકે છે

દુનિયામાં આજ સુધી જે પદ્યાત્મક સાહિત્ય જોવામા આવ્યુ છે તે નીચેના વર્ગમા આવી જાય છે અક્ષરબંધ પદ્યરચના તે વેદ અને અવસ્તામા છે રૂપબંધ પદ્યરચના આપણા સાહિત્યમા છે તેમ પ્રાચીન ગ્રીક ભાષના સાહિત્યમા છે, પરતુ તે આર્યરચનાને મુકાબલે ઢીલીલ છે માત્રાબંધ પદ્યો આપણામા છે તેમ ફારસી આરબીમા પણ ( ચિત્રાત્મક રૂપે ) છે પ્રયત્ન બંધનો પ્રસાર આપણામા બહુજ ઓછો છે, પરતુ અંગ્રેજીમા તો અતિશય છે. લયબંધ તો આપણામા અદ્ભુત રૂપે વિસ્તાર પામ્યો છે તેમ અંગ્રેજી વગેરે ભાષાઓમાં પણ છે. એ દરેક વિષે ટુકામા વિચાર કરીએ

પદ્ય—કવિતા રચના વૃક્ષ.




ગીત.

| અનિબદ્ધગાન. ( રાગાલાપ ) | નિબદ્ધગાન કે ૫. લયબંધ પદ્ય. ( પ્રબંધ, વસ્તુ, રૂપક. ) |
|---|---|

| નિર્યુક્ત | અનિર્યુક્ત |
|---|---|
| (ક) સૂડ. | કે જેમા દેશ દેશનાં પદ, ગઝલ, ઠુમરી, |
| (ખ) આલિસંશ્રય. | ઘોળ, ભજનો, પ્રભાતિયાં, ગરબીઓ, ધ્રુવ- |
| (ગ) વિપ્રકીર્ણ. | પદ, અષ્ટપદીઓ, વગેરે, ખ્યાલ, ટપ્પા, પ્રાચીન કવિઓની ગેય કવિતા, અર્વાચીન નાટકોનાં ગાયનો વગેરે. |

૬૫. **વૈદિક છંદ અથવા અક્ષરબંધ પદ્ય**—દુનિયામાં માણસ જાતની ઉત્પત્તિ થયા પછી જે પહેલવહેલી કવિતા રચાઇ હશે તે સર્વેમાં પ્રથમ વેદ રચાયા હશે એમ જગતનો આદિકાળનો ઇતિહાસ જોવાથી સમજી શકાય છે. બધા વેદ છંદ રૂપે છે. વેદના છંદો તો માત્ર અમુક અક્ષરના સમૂહની એક કડી ( પાદ ) કે બે, ત્રણ, ચાર કે પાંચ કડી સુધીના હોય છે. વૈદિક છંદોના બધા મળીને ૨૧ પ્રકાર છે, ને તેનાં સાત સાતના એવાં

**आद्य, पर** અને **परात्पर** એવાં ત્રણ સપ્તકો પાડવામાં આવ્યાં છે. આદ્ય સપ્તકમાં **गायत्री, उष्णिक्, अनुष्टुप्, बृहती, पंक्ति, त्रिष्टुप्** અને **जगती** એ છે. આમાંના દરેક છંદો **आर्ष, दैवी, आसुरी, प्राजापत्य, याजुषी, साम्नी, आर्ची** અને **ब्राह्मी** એ આઠ આઠ પ્રકારના થાય છે. એ દરેક પ્રકાર અને તેમાં આવતા (બધા પાદના) અક્ષરોની સંખ્યા નીચે કોષ્ટમાં આપીએ છીએ.

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|---|
| છંદનું નામ. | | गायत्री. | उष्णिक्. | अनुष्टुप्. | बृहती. | पंक्ति. | त्रिष्टुप्. | जगती. |
| आर्षी. | अक्षर | ૨૪ | ૨૮ | ૩૨ | ૩૬ | ૪૦ | ૪૪ | ૪૮ |
| दैवी. | ,, | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| आसुरी. | ,, | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ |
| प्राजापत्य. | ,, | ૮ | ૧૨ | ૧૬ | ૨૦ | ૨૪ | ૨૮ | ૩૨ |
| याजुषी. | ,, | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| साम्नी. | ,, | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ |
| आर्ची. | ,, | ૧૮ | ૨૧ | ૨૪ | ૨૭ | ૩૦ | ૩૩ | ૩૬ |
| ब्राह्मी. | ,, | ૩૬ | ૪૨ | ૪૮ | ૫૪ | ૬૦ | ૬૬ | ૭૨ |

આ ઉપરાંત તેના પેટાભેદો બીજા કેટલાક થાય છે. ઉપરના સપ્તક સિવાય બાકીનાં બે સપ્તકના છંદોના (બધા પાદમાં કુલ આવતા) અક્ષરોની સંખ્યા આ પ્રમાણે છે.

| છંદ નામ. | અક્ષરસંખ્યા. | છંદ નામ. | અક્ષરસંખ્યા. |
|---|---|---|---|
| ८. अतिजगती. | ५२ | १५. कृति. | ८० |
| ९. शक्वरी. | ५६ | १६. प्रकृति. | ८४ |
| १०. अतिशक्वरी. | ६० | १७. आकृति. | ८८ |
| ११. अष्टि. | ६४ | १८. विकृति. | ९२ |
| १२. अत्यष्टि. | ६८ | १९. संस्कृति | ९६ |
| १३. धृति. | ७२ | २०. अभिकृति | १०० |
| १४. अतिधृति. | ७६ | २१. उत्कृति | १०४ |

આ ૨૧ પ્રકારના છંદો પુનઃ **निचृत्, विराट्, भुरिज**, અને **स्वराट्** એ ચાર પ્રકારના થઈ શકે છે જે છંદના જેટલા અક્ષર હોય તેના કરતાં જો એક અક્ષર ઓછો હોય તો તે છંદ **निचृत्** નામે થાય છે, બે ઓછા હોય તો **विराट्** નામે થાય છે તેમજ જો એક અક્ષર વધારે હોય તો **भुरिज्** અને બે અક્ષર વધારે હોય તો **स्वराट्** નામે થાય છે.

વેદના મંત્રો જે છંદમાં રચવામાં આવ્યા છે તેના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે.

**यजुष्, ऋक्** અને **साम.** જેમાં આખા છંદમાં અક્ષરોની અમુક સંખ્યાજ આવે, ને પાદનો કશો વિચાર નથી હોતો એવા માત્ર અક્ષરસંખ્યાના પ્રમાણવાળા મંત્રો-મંત્રવાળા છંદો-**यजुष्** કહેવાય છે અને જેમાં મંત્રના અમુક છંદો, અમુક પાદમાં માત્ર અમુકજ અક્ષરની સંખ્યા લઘુગુરૂના બંધન વિના આવે એવા સ્થૂલ નિયમથી રચાયા છે તેને **ऋक्** કે **ऋचा** કહે છે અને જેમાં ૧૦૬ અક્ષરોથી વધારે આવે તે **दंडक**ના નામથી ઓળખાય છે. વૈદિક છંદો આપણા વ્યવહારમાં જોવામાં આવતા, નથી તેથી એ વિષે આથી વિશેષ જાણવાની જરૂર નથી.

અમુક છંદમાં બધા મળીને અમુકજ અક્ષરો ( લઘુ ગુરૂ, ગણ કે માત્રાના કોઈપણ બંધન વિના ) આવવા જોઈએ, એ પદ્યરચનાની કેવળ પ્રાથમિક કલ્પના છે. પછી આખા છંદમાં અમુક અક્ષરો આવે ખરા, પરંતુ (આખા છંદમાં આણવાને બદલે તેના ) અમુક પાદમાં અમુક અમુક અક્ષરો ( લઘુગુરૂના કોઈ પણ નિયમ વિના ) આવે, એવા તદ્દન સાદા નિયમે છંદો રચવા વિષેની જરા વ્યવસ્થિત રચના થવી, એ બીજી સુવ્યવસ્થિત કલ્પના છે. આ બે સાદા નિયમે જ વૈદિક છંદોની રચના કરવામાં આવેલી છે. જેમકે—**त्रिपदा गायत्री** નામનો છંદ ૨૪ અક્ષરનો થાય છે, ને તેમાં ૮ અક્ષરના ૩ પાદ આવે છે, તો દરેક પાદમાં ગમે તે રીતે ૮ અક્ષરો લાવવાથી એ છંદ બની શકે છે. આ બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. કેમકે આવી સાદી વ્યવસ્થામાંથી ઉત્તરોત્તર ક્રમે ક્રમે જુદા જુદા સમયમાં મનુષ્યજ્ઞાન જેમ જેમ વધતું ગયું તેમ તેમ અમુક ચોક્કસ નિયમવાળા છંદો રચાતા ગયા.

### લૌકિકછંદ અથવા રૂપબંધ પદ્ય રચના અને માત્રાબંધ પદ્ય રચના

પ્રાચીન વેદો બાદ કરતા આપણા સાધારણ લોકવ્યવહારમાં જે બધા છંદો-વૃત્તો વપરાય છે તેને **લૌકિક** છંદ કહે છે. તેના ૨ પ્રકાર છે; અક્ષર ઉપરથી અને માત્રા ઉપરથી. અમુક લઘુગુરૂના ક્રમથી જ આટલા અક્ષરો લાવવા એવી રચનાવાળી છંદ કે વૃત્તની રચના તે અક્ષરમેળ, અને અમુક માત્રાના મેળથી છંદોની રચના કરવામાં આવે તે માત્રામેળ એવું નામ આપવામાં આવ્યું છે. તે દરેક છંદોનો વિસ્તાર નીચે પ્રમાણે છે.

**૧૬. અક્ષરમેળ છંદો કે રૂપબંધ પદ્યરચના**—અક્ષરમેળ છંદો ૧ થી તે ૨૬ અક્ષર સુધીના સ્વીકારવામાં આવ્યા છે, ને ૨૭ કે તે ઉપરાંતના અક્ષરનાં ચરણોવાળાં વૃત્તો **दंडक** એવા નામથી ગણાય છે. ૧ થી તે ૫ અક્ષર સુધીની સંખ્યાના છંદોને ઉક્તા વગેરે નામો આપી, ૬ થી ૨૬ સુધીના અક્ષરના સમૂહવાચક નામો ( છંદોના નામો ) પૂર્વે કહેલા ૨૧ પ્રકારના જે વૈદિક છંદનાં નામો છે તેજ લઈને પાડવામાં આવ્યાં છે જે વૃત્તમાં ૪ચરણો એક જ માપના આવે તેને **સમવૃત્ત** કહે છે. જેમકે, અનુષ્ટુભ, ઉપેંદ્રવજા, ભુજંગી, વસંતતિલકા વગેરે.

૨૬ કે તેથી વિશેષ અક્ષરના છંદો **दंडक** નામથી ઓળખાય છે. જેમકે ૨૭ અક્ષરનો દંડક, ૨૯ અક્ષરનો દંડક વગેરે દંડકમાં એક ચરણમાં જેટલા વર્ણો જે નિયમે આવે તેટલાજ વર્ણો ચારે ચરણમાં લાવવામાં આવે છે, તેથી દંડકો પણ એગે રીતે જોતાં સમ-

વૃત્તો જ છે. દંડકો ૨૭ વર્ણથી તે ૯૯૯ વર્ણ સુધીના થાય છે. જેમકે કોઇ દંડકમા જો ૯૯૯ વર્ણ હોય તો તેટલાજ વર્ણનું એક ચરણ, એવા ચારે ચરણો આવવાં જોઇએ, અમુક અક્ષરના વર્ણદંડકો અને તેના પુન અનેક દંડક વૃત્તોની સંખ્યા અનેક ગણી છે, ને તેમાં પણ અનેક ભેદ છે તે બધુ જાણવાની વિશેષ જરૂર નથી આપણામાં ૩૧ અક્ષરનો જે **મનહર** છંદ અને ૩૨ અક્ષરનો જે **ઘનાક્ષરી** છંદ ચાલુ છે તે વર્ણદંડકના પેટામાં આવી જાય છે.

**અર્ધસમવૃત્તો**—૧ લું તથા ૩ જું ચરણ વિષમચરણ કહેવાય છે, ને તેનાં **અસમ**, **ઓજ અયુગ્મ**, અયુગ્મક, અયુજ એટલાં નામ છે ૨ જું ને ૪ થું ચરણ સમપદ કહેવાય છે, ને તેના અનોજ, યુગ્મ, યુગ્મક, યુજ એટલાં નામ છે ૧ ને ૩ જું ચરણ સરખા માપનું ને ૨ જું તથા ૪ થુ તેથી જુદા માપનું જ, પણ એ બંને સરખા માપના હોય ત્યારે તે *અર્ધસમવૃત્ત કહેવાય છે. દરેક છંદનાં અર્ધસમવૃત્તો અનેક થાય છે. આપ*ણામા **વૈતાળીય** અને **પુષ્પિતાગ્રા** નામના જે વૃત્તો બોલાય છે તે આ વર્ગમાનાં જ છે

**વિષમવૃત્તો**—જેના ચારે ચરણો જુદા જુદા માપના, એટલે કે વિષમ હોય તે વિષમવૃત્ત ગણાય છે, તેને કેટલાક "અસમવૃત્ત" પણ કહે છે, તથા તેના અનેક ભેદો છે કે જે અત્રે જાણવા નકામા છે

**૧૭ સમવૃત્તોની યાદી**—'છંદ' એટલે અમુક અક્ષરના પ્રસ્તારભેદથી જેટલાં વૃત્તો થાય તેનું ટોળું, જાયો તે, એવી વ્યવસ્થા પિંગળના ગ્રંથોમા પ્રાચીનથી મનાઈ, ને તે પ્રમાણે દરેક છંદમા કેટલા સમવૃત્તો પ્રસ્તાર ભેદથી થઈ શકે, તથા તેમાં કયાં કયા પ્રસિદ્ધ વૃત્તો આવે છે તેની યાદી આપીએ છીએ —

# समवृत्तो.

| કેટલા વર્ણ ? | છંદ–વર્ગનું નામ. | દરેક છંદના પ્રસ્તારભેદથી કેટલા સમવૃત્તો થઈ શકેછે. | તેમાના કેટલાક પ્રસિદ્ધ વૃત્તોના નામો |
|---|---|---|---|
| ૧ | उक्ता. | ૨ | શ્રી, સ્તુ |
| ૨ | अत्युक्ता | ૪ | કામા, મહી, ચારુ, મધુ |
| ૩ | मध्या | ૮ | નારી, શશી, મૃગી, વગેરે |
| ૪ | प्रतिष्ठा | ૧૬ | ક્રીડા, નંદ, દોલા ,, |
| ૫ | सुप्रतिष्ठा | ૩૨ | બાલા, હારીત ,, |
| ૬ | गायत्री | ૬૪ | વિદ્યુલ્લેખા, શશિવદના ,, |
| ૭ | उष्णिक | ૧૨૮ | ભક્તિ, ? ચામર, ,, |
| ૮ | अनुष्टुभ | ૨૫૬ | અનુષ્ટુભ, વિદ્યુન્માલા ,, |
| ૯ | बृहति | ૫૧૨ | બિંબ, મણિબંધ , |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | पंक्ति | ૧૦૨૪ | ચંપકમાલા, કામદા | ,, |
| ૧૧ | त्रिष्टुप | ૨૦૪૮ | ઉપેંદ્રવજ્રા, ઉપજાતિ | ,, |
| ૧૨ | जगती | ૪૦૯૬ | ભુજંગી, તોટક, | ,, |
| ૧૩ | अतिजगती | ૮૧૯૨ | પ્રહર્ષણી, મત્તમયુર | ,, |
| ૧૪ | शर्करी | ૧૬૩૮૪ | વસતતિલકા, પથ્યા | ,, |
| ૧૫ | अतिशर्करी | ૩૨૭૬૮ | માલિની, ચામર | ,, |
| ૧૬ | अष्टी | ૬૫૫૩૬ | પંચચામર (નારાચ) | ,, |
| ૧૭ | अत्यष्टी | ૧૩૧૦૭૨ | મંદાક્રાંતા, પૃથ્વી, | ,, |
| ૧૮ | धृति | ૨૬૨૧૪૪ | વિબુધપ્રિયા | ,, |
| ૧૯ | अतिधृति | ૫૨૪૨૮૮ | શાર્દૂલવિક્રીડિત | ,, |
| ૨૦ | कृति | ૧૦૪૮૫૭૬ | શોભા, ગંડકી | ,, |
| ૨૧ | प्रकृति | ૨૦૯૭૧૫૨ | સ્રગ્ધરા, પ્રતિમા | ,, |
| ૨૨ | आकृति | ૪૧૯૪૩૦૪ | અમૃતધ્વનિ | ,, |
| ૨૩ | विकृति | ૮૩૮૮૬૦૮ | ઇન્દ્રવિજય | ,, |
| ૨૪ | संस्कृति | ૧૬૭૭૭૨૧૬ | દુમિના | ,, |
| ૨૫ | अतिकृति | ૩૩૫૫૪૪૩૨ | કમલા | ,, |
| ૨૬ | उत्कृति | ૬૭૧૦૮૮૬૪ | ઝલણા | ,, |
| | | ૧૩,૪૨,૧૭,૭૨૮ | કુલ સમવૃત્તો | |

૧૮. અમુક રસને અનુકૂળ અને પ્રતિકૂળ વૃત્તોનુ કોષ્ટક

| રસનું નામ | અનુકૂળ વૃત્તો | પ્રતિકૂળ વૃત્તો |
|---|---|---|
| ૧ શૃંગાર. | શાર્દૂલવિક્રીડિત, વસતતિલકા, પૃથ્વી, શિખરિણી, મંદાક્રાંતા, સ્રગ્ધરા, ઉપેંદ્રવજ્રા, ઇંદ્રવજ્રા, રથોદ્ધતા, દ્રુતવિલંબિત વગેરે | પથ્યા, વગેરે |
| ૨. હાસ્ય | દોધક, તોટક, ભુજંગી, વગેરે, કે જેમા સરખા સધિઓ પડતા રહે તે બધા વૃત્તો. | પૃથ્વી, ,, |
| ૩. કરૂણ | મંદાક્રાંતા, પુષ્પિતાગ્રા, માલિની, દ્રુતવિલંબિત વગેરે | દોધક ,, |

| | | |
|---|---|---|
| ૪. રૌદ્ર. | હરિણી, શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, રથોદ્ધતા, અનુષ્ટુપ વગેરે. | શિખરિણી ,, |
| ૫. વીર. | ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, વંશસ્થ, શાર્દૂલ-વિક્રીડિત, શિખરિણી, સ્રગ્ધરા, | પ્રહર્ષિણી મા-લિની વગેરે. |
| ૬. ભયાનક. | સ્રગ્ધરા, શાર્દૂલવિક્રીડિત, શાક્વર, પથ્યા, વગેરે. | • |
| ૭. બીભત્સ. | શાર્દૂલ વિ૦, સ્રગ્ધરા, વંશસ્થ, રથોદ્ધતા વગેરે. | મંદાક્રાંતા, વગેરે. |
| ૮. અદ્ભુત. | શાર્દૂલ વિ૦, નંદિની, કુસુમવિચિત્રા, શાલિની, સ્વાગતા, ઉપચિત્ર, વસંત-તિલકા, ઈંદ્રવજ્રા વગેરે. | શિખરિણી ,, |
| ૯. શાંત. | શિખરિણી, મંદાક્રાંતા, શાર્દૂલવિ૦ | કુસુમવિચિત્રા. |

**૧૯. માત્રામેળ જાતિઓ કે માત્રાબંધ પદ્યરચના**—માત્રાના મેળથી જે છંદ રચવામાં આવે છે તે **માત્રાછંદ, માત્રિકછંદ** કે **માત્રિજાતિ** એવા નામથી ઓળખાય છે. જેમકે એક ચરણમાં ૬ માત્રાનો મેળ લાવી, તેવા ચાર ચરણોનું એક વૃત્ત બનાવવામાં આવે તો તે એક પ્રકારનો માત્રાછંદ કહેવાશે. માત્રા છંદો બે રીતે બને છે. 'માત્રાના મેળથી' અને 'માત્રિકગણોના મેળથી.' જે છંદોનું માપ ફક્ત અમુક માત્રાનું કહેવામાં આવે તે કેવળ **માત્રાબદ્ધ** કહેવાય છે, અને જેનું માપ પૂર્વે જણાવેલા માત્રાગણોથી કહેવામાં આવે તે **માત્રિક ગણબદ્ધ** કહેવાય છે. માત્રાબદ્ધ છંદોને જાતિ કહે છે, અને માત્રાબદ્ધ વૃત્તોને વૃત્તિ કહે છે; માત્રિકગણબદ્ધ છંદો ને પદ્ય કહે છે. તેમાંથી માત્રાબદ્ધ જાતિ ( છંદો ) અને વૃત્તિઓ ( વૃત્તો ) વિષે વિચાર કરીએ.

એક માત્રાથી માંડીને તે ૩૨ માત્રા સુધીની જાતિઓ પિંગળના ગ્રંથોમાં ગણવામાં આવી છે. અને ૩૨ થી ઉપરાંત માત્રાની જાતિઓને જાતિદંડક કે **માત્રિક દંડક** તરીકે ગણી કહાડી છે. માત્રાજાતિના પણ **સમ, અર્ધસમ** અને **વિષમ** એવા ત્રણ પ્રકાર (છંદો વૃત્તોના મારક ) પાડવામાં આવ્યા છે તેમાંથી સમજાતિની કેટકેટલી સમવૃત્તિઓ થાય છે તે નીચેની યાદી ઉપરથી સમજાશે.

માત્રાદંડક, દરેક ચરણમાં ૩૩ થી ૧૨૦ માત્રા આવે ત્યાં સુધીના થાય છે. આપણામાં ૩૭ માત્રાનો ઝૂલણા છંદ જે ગવાય છે તે ૩૭ માત્રાના જાતિદંડકમાંની એક વૃત્તિ છે.

**અર્ધસમજાતિ**—દોહરો, સોરઠા, આર્યા, ગીતિ એ બધી વૃત્તિઓ અર્ધ સમજાતિમાંની છે. આ વૃત્તિઓમાં પહેલું અને ત્રીજું તથા બીજું અને ચોથું ચરણ સરખા માપનું હોય છે. ૧ લું ( વિષમ ) પદ અને ૨ જું ( સમ ) પદ એ બંનેની કુલ જેટલી માત્રા થાય, તેનું પ્રથમ દલ અને ૩ જું તથા ૪ થું એ બંનેની મળીને જેટલી માત્રા થાય તેનું બીજું દલ કહેવાય છે. આ જાતિમાં પણ અનેક વૃત્તિઓ છે. તે સર્વ જાણવાની જરૂર નથી.

**વિષમજાતિ**—જે જાતિ સમ કે અર્ધસમમાં નહી આવે તે વિષમ જાણવી. કુંડળીયા, છપય, ચંદ્રાવળા એ વગેરે વૃત્તિઓ વિષમ જાતિની છે. આ જાતિમાં અનેક વૃત્તિઓ છે કે જેનો પાર જ નથી.

# समवृत्ति.



૨૦. સમજાતિની અંદર આવતી વૃત્તિઓ, અને તેના ભેદોનું કોષ્ટક.

| કેટલી માત્રા ? | જાતિ (છંદો) નાં નામ. (अ) | | (ब) | પ્રસ્તાર ભેદથી કેટલી જાતની વૃત્તિઓ થય છે તે સંખ્યા. | દરેક જાતિમાં આવતી કેટલીક પ્રસિદ્ધ વૃત્તિઓ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૦ | | અચલ. | ૧ | ૦ |
| ૨ | ૦ | | શૂલધર. | ૨ | ૦ |
| ૩ | ૦ | | વર્દ્ધ. | ૩ | ૦ |
| ૪ | ૦ | | ખલા. | ૫ | ૦ |
| ૫ | યાજ્ઞિક | કે | પન્નગ | ૮ | ગમક, વૃત્ત, વગેરે. |
| ૬ | રાગી | ,, | વેણી. | ૧૩ | વામવૃત્ત ,, |
| ૭ | લૌકિક | ,, | દીપ | ૨૧ | કાંતા, વસુમતિ ,, |
| ૮ | વાસવ | ,, | પ્રસિદ્ધ. | ૩૪ | મધુભાર વૃત્ત ,, |
| ૯ | આંક | ,, | રૂદ્ર. | ૫૫ | ચરણ, ગંગ, ,, |
| ૧૦ | દૈશિક | ,, | સોમરાજ. | ૮૯ | દીપક, રતિકરી ,, |
| ૧૧ | રૌદ્ર | ,, | માલતી. | ૧૪૪ | આભીર, રસિક ,, |
| ૧૨ | આદિત્ય ? | કે | તાંડવ. | ૨૩૩ | તુરગ, તોમર ,, |
| ૧૩ | ભાગવત | ,, | ધરણી. | ૩૭૭ | મૂળચન્દ્ર, જલતરણ ,, |
| ૧૪ | માનવ | ,, | મધુમાલતી. | ૬૧૦ | ઉધોર, હાકળી ,, |
| ૧૫ | તૈથિક | ,, | ચોપાઈ કે જયકરી. | ૯૮૭ | જયકરી, ચોપાઇ ,, |
| ૧૬ | સંસ્કારી | ,, | વિદ્યુન્માલા. | ૧૫૯૭ | ચરણાકુળ, પદ્ધરી ,, |
| ૧૭ | મહાસંસ્કારી | ,, | ચન્દન. | ૨૫૮૪ | રામવૃત્ત, મહચ્ચન્દ્ર ,, |
| ૧૮ | પૌરાણિક | ,, | બન્દન. | ૪૧૮૧ | માલી, રણુ ,, |
| ૧૯ | મહાપૌરાણિક | ,, | તમાલ | ૬૭૬૫ | બોધક, મોહની ,, |
| ૨૦ | મહાદૈશિક | ,, | અરૂણ. | ૧૦૯૪૬ | યોગવૃત્ત, નંદી ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧ | ત્રૈલોક્ય ,, | પ્લવંગમ | ૧૭૭૧૧ | પ્લવંગમ, રાસા |
| ૨૨ | મહારૌદ્ર ,, | કમન્દ | ૨૮૬૫૭ | મહીદીપ, લીલા |
| ૨૩ | રૌદ્રાર્ક ,, | નિશ્ચલ | ૪૬૩૬૮ | હીર, ઉપમાન |
| ૨૪ | અવતારી ,, | કાવ્ય | ૭૫૦૨૫ | કાવ્ય–રોલા |
| ૨૫ | મહાઅવતારી | | ૧૨૧૩૯૩ | મુક્તામણિ |
| ૨૬ | મહાભાગવત | | ૧૯૬૪૧૮ | શકર, ગીતા, |
| ૨૭ | નાક્ષત્રિક | | ૩૧૭૮૧૧ | આત્રેય, અતિગી |
| ૨૮ | યૌગિક | | ૫૧૪૨૨૯ | હરિગીત સાર |
| ૨૯ | મહાયૌગિક | | ૮૩૨૦૪૦ | મરહટ્ટા. |
| ૩૦ | મહાતૈથિક | | ૧૩૪૬૨૬૯ | ચૂડામણિ, સાટક |
| ૩૧ | અશ્વાવતારી | | ૨૧૭૮૩૦૯ | સવૈયો એકત્રીસો |
| ૩૨ | લાક્ષણિક | | ૩૫૨૪૫૭૮ | સવૈયો બત્રીસો, ત્રિભ દ્રુમિલા વગેરે |

(અ) આ નામો છંદ પ્રભાકરમાના છે, અને (બ) આ નામો ગણપ્રસ્તારપ્રકાશ આપેલા છે.

**૨૧. પ્રયત્નબંધ પદ્ય રચના**—ભાષાના શબ્દો અક્ષરોના બનેલા છે તેને અવ બીને અક્ષરબંધ (વૈદિક છંદ) પદ્ય રચના પ્રગટે છે શબ્દના અક્ષરો લઘુ કે ગુરુ રૂપ હોય છે તેના આશ્રયે રૂપબંધ (વર્ણવૃત્ત) પદ્યરચના ઉદ્ભવે છે વળી અક્ષરો, વજ વિચારતા એક માત્રાના કે બે માત્રાના હોય છે, તેને આગળ કરીને માત્રાબંધ (માત્રાજા કે વૃત્તિ) પદ્યરચના પ્રસરે છે શબ્દમા, આવેલા અક્ષરોમાથી કોઇના ઉપર સ્વાભાવિક રી ભાર પડે છે, ને બીજા ભાર વગરના હોય છે આ ભારને આપણે પ્રયત્ન નામ આપીએ પ્રયત્ન વગર કોઈ પણ નામ કે ક્રિયાપદ બોલાતું નથી એ 'પ્રયત્ન' તે અગ્રેજી Stres accent ને મળતો છે એને આધારે અગ્રેજીમા સાદી પણ અદ્ભુત પદ્યરચના ઊભી થા છે ગુજરાતીમા પણ આ પ્રયત્નાત્મક પદ્યરચના તરફ યોગ્ય ધ્યાન અપાય, તો ચમત્કારી પરિણામની આશા રાખી શકાય અર્થ અને ખાલી અક્ષરની ગોઠવણમાં સવાઈનું તત્ત્વ રહેલુ છે, તેની પિછાન પડવી જોઇએ પ્રયત્નબંધનાં શિષ્ટ ઉદાહરણો ગુજરાતી ભાષામાં નથી માત્ર કહેવતો અને ' આવરે વરસાદ ઢેબરિયો પરસાદ " જેવા ઘરગથ્થુ‌ીયા ગીતોમા જો વામા આવે છે નિશાળમા છોકરા આંક બોલે છે તેની ચાલ પ્રયત્નાત્મક છે એક શિષ્ટ ઉદાહરણ આપીએ છીએ તે ઉપરથી આ જાતના પદ્યરચનાની થોડીક કલ્પના આવી શકશે.

' સાહિત્યનુ સર્વસ્વ રસ છે

કાવ્ય દૃશ્ય હો કે શ્રાવ્ય, લેખગદ્ય હો કે પદ્ય,

બૃહદ્ગ્રંથ હો કે પ્રસગ, શૈલીભરત હો કે સક્ષિપ્ત

પાત્રથી ને વસ્તુથી, પાઠ્યથી ને ગેયથી,
ઘટ છે, એક જ —
રમની જમાવટ.
આર્દ્રતા અવનીપર ફેલવાય, કે હિમાલયે હિમાલય બંધાય,
ઉષ્ણતા દાવાનળ સળગાવે, કે દૂરથી કંવડા પ્રફુલાવે,
વાયુની લહરી રોમ રોમ કંપાવે,
કે રોમ રોમ નર્તાવે, રીતે આ કે એ,
નવ નવો રંગ જ જામે છે "

( કેશરલાલ હર્ષદરાય ધ્રુવ. )

આમા એક ચરણમા પૂરી થતી વિષયની વ્યાપ્તિથી કવિતાની શરૂઆત થાય છે, તેના સમર્થનના વાક્યોમા ઉદ્દેશ્ય ને વિધેય લક્ષ ખેંચનાર યતિથી નોખાં પડ્યા છે. કવિતાની રચના સરળ ને વિચારશ્રેણીને જ અનુસરતી છે. ઉત્તર ભાગમા જ્યા ચરણો ભારે થતા જાય છે ત્યા અન્ત્યયમકની સહાયતા લીધી છે, પણ તેને અઘટિત પ્રાધાન્ય મળવા દીધુ નથી.

હિંદીમા ને મરાઠી ભાષામા આ પ્રકારની પદ્યરચનાઓ બીજ અવસ્થામા છે ખરી, પરતુ એ ભાષાઓમા પણ શિષ્ટ ઉદાહરણો મળતા નથી, ભવિષ્યમા આ પ્રકારની રચનાઓ સ્વત ઉત્પન્ન થઇ અંગ્રેજી પદ્યાની માફક શિષ્ટરચના કદાચ થાય એવો સંભવ છે.

**૨૨. છંદશાસ્ત્ર ઉપરના ગ્રંથો અને ગ્રંથકારો**—આપણા પ્રાચીન શાસ્ત્રો બધાં છંદ એટલે કવિતામા રચાયલા છે. વેદ, રામાયણ, મહાભારત, વગેરે તમામ છંદમય વાણીમા છે. ત્યારે એ છંદશાસ્ત્રના મૂળ કર્તા કોણ હશે એનો વિચાર કરી આ વિષય પૂરો કરીશુ, એ વિષે **રણપિંગલમાં** જણાવ્યું છે કે, ' છંદશાસ્ત્રના મૂળયોજક કોણ અને એ ક્યારે અને ક્યા યોજાયુ હશે એ હજી સ્પષ્ટપણે જાણવામા આવ્યુ નથી આપણા મહર્ષિયો તેને વેદનુ અંગ માને છે અને વેદની રચના બહુધા છંદોમય છે તેથી તે વેદકાળથી પહેલા હશે એમ કલ્પી શકાય છે. પ્રાચીન ગ્રંથોમાં આ શાસ્ત્રની પરંપરા જોવા જઇયે છીયે તો તેના મુખ્ય આચાર્ય મહાદેવ છે તેમની પાસેથી દેવતાના પતિ ઇન્દ્રદેવ શીખેલા છે ઇન્દ્ર પાસેથી ચ્યવનમુનિ શીખ્યા, અને તેમની પાસેથી બૃહસ્પતિએ, બૃહસ્પતિ પાસેથી માંડવ્ય ઋષિયે છંદોજ્ઞાન મેળવ્યુ છે. માંડવ્ય પાસેથી સૈતવ ઋષિયે અને સૈતવ પાસેથી યાસ્કમુનિયે અને તેમની પાસેથી પિંગલાચાર્યે એ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે અને તેમની પાસેથી અન્યાચાર્યોએ એ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એ પ્રમાણે શ્રીમાન્ રામાનુજાચાર્યના શિષ્ય, છંદસૂત્ર ઉપરની પોતાની યાદવપ્રકાશ નામની ટીકામા જણાવે છે. "

" આ ઉપરથી એટલુ તો નક્કી થાય છે કે, પિંગલાચાર્ય પહેલાના ગમે તે છંદશાસ્ત્રકારો થઈ ગયા હોય, પરંતુ તેમના ગ્રંથો પિંગલ મુનિના ગ્રંથ જેટલા આ દેશમા પ્રવર્ત્યા

નથી. લૌકિક છંદ અને વૈદિક છંદનું વિવરણ પ્રાચીન આચાર્યોમાં જેવું મહર્ષિ પિંગલે કર્યું છે તેવું અન્યાચાર્યે કરેલું નથી, તેથી તેમને છંદઃશાસ્ત્રના મૂળ પ્રવર્તક માન્યા છે."

"કેટલાક એમ કહે છે કે, લૌકિક છંદઃશાસ્ત્રના મૂળ પ્રવર્તક 'પિંગલાચાર્ય કહેવાય છે એમનાં બીજાં નામ **પિંગલનાગ** કે **પિંગલમુનિ** છે. વળી કેટલાક એમ પણ કહે છે કે, વેદના મહાભાષ્યના રચનાર **પતંજલિ** હતા તેનું બીજું નામ **પિંગલાચાર્ય** હતું. વળી કેટલાક એમ પણ કહે છે કે, પિંગલનાગનો ઉપાસક કોઈ સમર્થ છંદોજ્ઞાન ધરાવનાર બ્રાહ્મણ હતો, તેણે શંભુ નામના પોતાના ગુરૂ પાસેથી એ શાસ્ત્ર શીખી પોતાના ઉપાસ્ય દેવની પ્રશસ્તિ માટે છંદઃશાસ્ત્રને પિંગલનું નામ આપ્યું, ને ત્યારથી તે નામ જગતમાં પ્રવર્ત્યું. વળી કેટલાક એમ કહે છે કે, પિંગલ એ નામ કલ્પિત છે. એ નામનો કોઈ મનુષ્ય નથી થઈ ગયો પરંતુ ગુરૂ અને લઘુના પિંડનું જેમાં વ્યાખ્યાન છે ( **પિં**=પિંડ, **ગ**=ગુરુ, **લ**=લઘુ ) એવો એ શબ્દનો અર્થ થાય છે. ગમે તેમ હો, તો પણ એ પિંગલસૂત્ર પછી છંદઃશાસ્ત્ર ઉપર જે જે ગ્રંથો રચાયા છે તે સઘળા સામાન્ય રીતે પિંગલ નામે ઓળખાય છે તેથી એમ તો કલ્પના થાય છે કે, એ નામ તેવા નામના કોઈ છંદઃશાસ્ત્રકારપરથી પ્રવર્ત્યું હોય, વા સૂત્રગ્રંથકારે ગૂઢાર્થ દર્શક 'પિંગલ' એવું નામ આપ્યું હોય અને તેથી તેની પ્રવૃત્તિ થઈ હોય એમ માની લેવામાં કશું બાધકારક નથી."

( રણપિંગલની પ્રસ્તાવના પૃ. ૫ )

આ પ્રમાણે છંદઃશાસ્ત્રનો વિસ્તાર છે; આ શાસ્ત્ર ઉપર અનેક પ્રાચીન ગ્રંથો મેળવીને તથા હમણાં હિંદુસ્થાનમાં જુદા જુદા દેશોમાં જે પિંગળના ગ્રંથો પ્રચલિત છે તે તમામ ગ્રંથો ઉપરથી આપણા ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર રા. રા. **રણછોડભાઇ ઉદયરામે રણપિંગલ** નામે પ્રચંડ ગ્રંથ રચ્યો છે. પ્રાચીન અર્વાચીનકાળમાં જે કોઈથી આ મહાભારત કાર્ય થઈ શકત નહી તે કાર્ય રા. રા. રણછોડભાઇએ દીર્ઘ પરિશ્રમ કરીને પૂર્ણ કર્યું છે. આથી તેમનો માત્ર ગુજરાત ઉપર તો શું પરંતુ આખા ભારતદેશ ઉપર મહાન ઉપકાર થયો છે. આજસુધી મળી આવેલા પ્રાચીન અર્વાચીન એવા ૯૭ ગ્રંથો ઉપરથી એ પ્રચંડ ગ્રંથ રચવામાં આવેલો છે અને તે ઉપરાંત જે ગ્રંથો મળી શકતા નથી, પરંતુ જેનાં નામ માત્ર જાણવામાં આવેલાં છે તેવા ૬૧ ગ્રંથો જોવા વિષેની તેમણે રણપિંગલમાં યાદી આપી છે તે ઉપરથી જણાય છે કે, આ શાસ્ત્ર ઉપર આપણા દેશમાં જુદા જુદા સમયમાં અનેક પંડિતોએ પુષ્કળ પરિશ્રમ કર્યો છે. રણપિંગલ* એ તમામ ગ્રંથોનું સર્વસ્વ કહી શકાય, ને

---

* રણપિંગલ એ પિંગલનું મહાન અરણ્ય છે. એ મહાન અરણ્ય કેવડું વિશાળ છે તેનો ચિતાર એ ગ્રંથ જોઇને જ થાય તેમ છે. અમે તો શુદ્ધ અંતઃકરણથી કહીશું કે, સાક્ષર શ્રી રણછોડભાઈ કેવળ પિંગલાચાર્યના અવતારરૂપે જ છે. એમના દીર્ઘ પરિશ્રમ વિષેનો બરાબર ખ્યાલ મને પોતાને છે, તે ઉપરથી બે ધડક કહી શકીશ કે, એ કાર્ય તેમણે લાંબી ખંત રાખી ન કર્યું હોત તો આપણા પિંગલ ગ્રંથોમાં પ્રતિપાદન કરેલા કવિતા રચના વિષેનાં સર્વાંગોની વિસ્તીર્ણ કલ્પના કોઇને પણ ન થાત, અને તે સંગ્રહ કરવાનું કાર્ય અપૂર્ણજ રહી જાત!!

તેથી તે ગ્રંથને તમામ પ્રાચીન અર્વાચીન પિંગલ ગ્રંથોમાં મેરુસ્થાને મુકી શકાય તેમ છે. તેમજ વેદકાળથી તે આજસુધી છંદ રચનાનો ઉત્તરોત્તર વિકાસ કેવી રીતે થતો ગયો હશે એ સંબંધમાં આપણા ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર શ્રી **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ** એમણે પદ્ય-**રચનાના પ્રકાર** એ નામનો પચાસ્રનો જ્ઞાનગર્ભ લેખ ( બુદ્ધિપ્રકાશ પુસ્તક ૫૫, અંક ૧,૨,૩,૪ સન ૧૯૦૮ જાનેવારીથી એપ્રીલના અંકોમાં ) લખ્યો છે તેને પણ રત્નરૂપ ગણવો જોઇએ; કેમકે એ લેખ સંસ્કૃત, પ્રાકૃત-અને અપભ્રંશ સાહિત્યના વિશાળ મહાસાગરનું મંથન કરી લખેલો છે. તેમાંથી છંદરચનાના વિકાસક્રમના ઇતિહાસનો સાર આપી પછી **ગીતશાસ્ત્ર**નો વિચાર કરીશું.

## છંદ રચનાનો વિકાસક્રમ.

### ( વૈદિક કાળ. )

૨૩. **મહા સંસ્કૃતની પદ્ય રચના**—દુનિયાના બધા દેશોના સાહિત્યમાં પ્રાચીનમાં પ્રાચીન વેદો છે, તેમાં પણ છેક પ્રાચીન ઋગ્વેદ છે. તેની વાણી ઉચ્ચનીચ પ્રયત્ન કે આઘાત ( પિચ્ચ એક્સેન્ટ ) વાળી છે. ઉચ્ચ પ્રયત્નને ઉદાત્તસ્વર કહેવાય છે, નીચ પ્રયત્ન તે અનુદાત્તસ્વર કહેવાય છે; અને જે પ્રયત્ન ઉચ્ચનીચ ન હોય તે સ્વરિત સ્વર કહેવાય છે. વેદની દરેક ઋચાનો પ્રત્યેક અક્ષર આમાંના કોઈ પણ એક જાતના પ્રયત્નથી બોલાવો જોઇએ એવો નિયમ છે. વેદકાળના સંસ્કૃતને આપણે 'મહાસંસ્કૃત' કહીશું તે ઉદાત્તાદિ સ્વરવાળું હોવાથી **ऋक्संहिता**ની પદ્યરચનાનું બંધારણ સ્વરવિશિષ્ટ અક્ષરનું બનેલું છે. છેક પ્રારંભે પદ્યની રચના ઉત્પન્ન થઈ હશે ત્યારે બે કડીનાં પદ્યો પ્રથમ રચાયાં હશે, એ મૂળભૂત બે કડીના પદ્યને મનુષ્યનું રૂપક આપી, પદ્યની ચાલ બનાવનાર કડીને પદ, પાદ કે ચરણ નામ આપ્યું હશે અને તે પ્રમાણે બેથી માંડીને છ ચરણ સુધીની ઋચાઓ ઋગ્વેદમાં મળી આવે છે. મોટો ભાગ ત્રણ ને ચાર ચરણના છંદોનો છે. ચરણમાં ઓછામાં ઓછા ચાર ને વધારેમાં વધારે તેર અક્ષર હોય છે.

વેદકાળમાંની પદ્યરચનામાં જે છંદો વપરાયા છે તે સર્વમાં **गायत्री**, **त्रिष्टुभ्** અને **अनुष्टुभ्** એ ત્રણ અતિપ્રાચીન છે. પારસી અને આર્યપ્રજા પરસ્પરથી છૂટી પડીને, પારસી પ્રજા ઇરાનમાં જઇને વસી તે પહેલાં આ ત્રણ છંદો ઉત્પન્ન થયા છે, કેમકે ઋગ્વેદમાં જેમ એ ત્રણ છંદો છે તેમ **अवस्ता**માં વપરાએલા જોવામાં આવે છે. આ ત્રણ છંદોમાંથી ત્રિષ્ટુભ્ છંદ વધારે વપરાયો છે, ઋક્સંહિતાનો ૨/૫ ભાગ એ છંદથી રોકાયો છે, ગાયત્રીનો વપરાસ એના કરતાં ઓછો છે, તો પણ સંહિતાનો ૧/૪ ભાગ એ છંદમાં રોકાએલો છે. ને અનુષ્ટુભ્ ગાયત્રીથી ઘણો ઓછો વપરાયો છે, માત્ર ૧/૧૨ મો ભાગ એ છંદમાં લખાયો છે.

હવે એ ત્રણની રચના ઉપર વિચાર કરીએ તો એમ જણાઈ આવે છે કે, સૌથી પ્રાચીન ગાયત્રી, ત્યાર પછી ત્રિષ્ટુભ અને પછી અનુષ્ટુભની રચના થઈ હશે; કેમકે ઉદાત્તાદિ સ્વરવાળા ૮-૮ અક્ષરના ત્રણ ચરણોથી ગાયત્રી છંદ બને છે, એટલે કે આ રચના

સહેલી છે, પછી ગાયત્રી છંદના ચરણને છેડે ૩ અક્ષરો મેળવી ૧૧-૧૧ અક્ષરો કરી, ગાયત્રીનાં ૩ ચરણોને બદલે ૪ ચરણો બનાવી, દરેક ચરણમાં ૯ મો અક્ષર લઘુ લાવવો જોઈએ એવો નિયમ કરી ત્રિષ્ટુભ છંદ રચવામા આવ્યો. એટલે ગાયત્રીના કરતા ૩ અક્ષર વધારે, એક ચરણ વધારે અને અમુક અક્ષર લઘુ જોઈએ, એ ત્રણ ફેરફાર ઉપરથી ત્રિષ્ટુભછંદ ગાયત્રી ઉપરથી થયો છે એમ જણાઈ આવે છે. ગાયત્રીનાં ૩ ચરણ પછી એક ચરણ વધારવાથી અનુષ્ટુભ્ છંદ થાય છે, આ કાળના અનુષ્ટુભ્માં લઘુગુરૂનો કશો નિયમ નથી; માત્ર અક્ષર સંખ્યા જાળવવી એટલું જ છે.

આ ફેરફારમાં એક પ્રકારનો વિકાસ જોવામા આવે છે ગાયત્રી પછી જે નવો ત્રિષ્ટુભ રચાયો તેમા પ્રથમતત્ત્વ, લઘુ કે ગુરૂની પિછાન થયા પછી તેનો ઉપયોગ કરવામા આવ્યો તે છે, અક્ષરોનો બરાવ પણ દોઢો થયો અને ચરણોનાં જોડકા પડયા. જેથી તે કાળના આદિ કવિઓ ગાયત્રીને પડતો મૂકી ત્રિષ્ટુભ્ની પ્રૌઢતાથી લોભાઇ તે છંદ વધારે વાપરવા લાગ્યા એથી પછી આગળ વધી અક્ષરોનો બરાવ અને અમુક અક્ષર લઘુ આણવો જ જોઇએ એવો નિયમો નહી સ્વીકારતાં રચનાની સરલતા અને ત્રિષ્ટુભના ચરણોના જોડકાની મનોહરતા ખ્યાલમાં આવતા ગાયત્રી છંદને અનુષ્ટુભરૂપે નવુ જીવન આપવામા આવ્યુ. કે જે અનુષ્ટુભ્ ત્યાર પછીના મુનિકાળના સસ્કૃત સાહિત્યમાં પૂર્ણ વિજયી થયો છે

મહાસંસ્કૃતની પદ્યરચના ઉદાત્તાદિ સ્વરવિશિષ્ટ અક્ષરોની બનેલી છે, છતા અક્ષરની સંખ્યાનુ બન્ધન દૃઢ જણાતું નથી છંદના ચરણના આરંભમા કે અંતમા એક અથવા બે અક્ષરના વધારવાની છૂટ ઉપરથી નિચૃત્, વિરાજ્, ભૂરિજ્, સ્વરાજ્ની વ્યવસ્થા કરવામા આવી છે. એ વ્યવસ્થા પછીથી થએલી લાગે છે, પરતુ તે એક ઉપયોગી બાબત છે. ચરણના આદિ, અંત કે મધ્યમા અક્ષરોના વધારા ઘટાડાથી પદ્યમા નવીનતા આવે છે, અને કવિને કેટલેક અંશે સ્વતંત્રતા મળી શકે છે. આવી વ્યવસ્થા લગભગ બધી ભાષાની પદ્ય રચનાને સમત છે અંગ્રેજી, ગ્રીક, લાટીન, ફારસી ને આરબી ભાષાની પદ્યરચના આ વ્યવસ્થા કબુલ રાખે છે આ કાળના પ્રધાન છંદો ત્રણ છે—ગાયત્રી, ત્રિષ્ટુભ્ અને અનુષ્ટુભ તેમા ચાર ચરણના અનુષ્ટુભની ઉત્પત્તિ અર્વાચીન તથા ત્રિષ્ટુભની તેથી પ્રાચીન, ને એ બે ચાર ચરણોવાળા છંદોના કરતા ત્રણ પાદવાળી ગાયત્રી અતિપ્રાચીન સિદ્ધ થઈ શકે

છે. એથી પણ વધારે જૂના સમયમા બે ચરણના છંદોની રચના થઈ હશે, કે જે યજુર્વેદનાં વચનોમા મળી આવવાનો સભવ રાખી શકાય છે વૈદિક છંદોનું ખાસ લક્ષણ એ છે કે, સંધિઓ કેવળ યાદૃચ્છિકપણે આવે, ચરણના ખડ પડે નહી, ને યતિ કે વિરામ એ બધું કશું ન મળે, તેમ અક્ષરોના સમૂહો અમુક જગે આવે તે પણ નહી, એટલે કે આ રચના તે અનાવર્તિ અક્ષરબંધની ગણી શકાય. માત્ર "ઉદાત્તાદિ સ્વરોની અમુક સવાદી રચના" ઉપર વૈદિક છંદનું બંધારણ હતું એટલુ અટકળી શકાય છે, પરતુ તે સ્વરોની કેવી અને કેવી અસરો હતી તે ચોક્કસ જણાયુ નથી. વૈદિક છંદોના આવા સરલપણાને લીધે અનેક પ્રકારના ભેદને ઉત્પન્ન કરનાર લઘુગુરૂનો વિવેક, ન્હાના મોટા સધિ, યતિ વગેરે તત્ત્વો એમાં નથી જ

( સંસ્કૃતકાળ કે મુનિકાળ. )

**૨૪. સંસ્કૃતની પદ્યરચના**—વેદકાળ પછી મંત્રસંહિતાના ઉદાત્તાદિ સ્વરો વપરાતા બંધ થવા લાગ્યા. સંસ્કૃતમાં તો તે છેકછેક નાશ પામ્યા. પાણિનિ જેવા પંડિતોની વાણીમાં મહાસંસ્કૃત સાહિત્યના પ્રગાઢ પરિચયથી કેટલાક કાળ સુધી એ સ્વરો કદાચ ટકી રહી વપરાતા હશે, પરંતુ લોકભાષામાંથી તો તે લોપાઈ ગયા હતા. એ સ્વરોના બંધનવાળી ભાષા વપરાતી બંધ પડયા પછી સંસ્કૃતભાષા આગળ વધવા લાગી, તેમ સંસ્કૃતની પદ્યરચના પણ આગળ પગલાં ભરવા લાગી. મહાસંસ્કૃતની પદ્યરચના ત્રિષ્ટુભનો નવમો અક્ષર લઘુ હોય તો ઠીક એટલો જ એક નિયમ રાખી અટકી હતી. સંસ્કૃતકાળના વાલ્મિક, વ્યાસાદિમુની કવિઓએ આ જુની વિશિષ્ટાક્ષરની યોજના અનુષ્ટુભમાં દાખલ કરી, અને બીજા તથા ચોથા ચરણમાંનો *અક્ષર લઘુ ઠરાવી બેકીનાં ચરણોમાં નવીન ચમત્કાર દાખલ કર્યો. આવી વિશિષ્ટાક્ષરની યોજનાથી એક તરફ નવા અનુષ્ટુભ-શ્લોકનું સ્વરૂપ બંધાયું તેમ બીજી તરફ લઘુગુરુના રૂપના વિવેકથી ત્રિષ્ટુભ ચરણની અનેક વિકૃતિઓ ઉત્પન્ન થઈ. આ કાળના મુખ્ય છંદો અનુષ્ટુભ ( શ્લોક ) અને આખ્યાનકી +એ બે છે. તે બને ગાયત્રી અને ત્રિષ્ટુભના વિકારરૂપ છે ઋષિકાળના ત્રિષ્ટુભમાં લઘુગુરુનો વિવેક જેમ પ્રથમજ દેખાય છે તેમ મુનિકાળમા એજ ત્રિષ્ટુભમાં યતિનો વિવેક દાખલ થએલો પ્રથમ જણાય છે. પદ્યબંધના સંવાદમા યતિ એ એક મહત્વ ધરાવનારૂં તત્ત્વ છે. આ સમયમાં ચરણ ચરણમાં ભિન્ન ભિન્ન સંવાદવાળી અનેક વિકૃતિઓ ઉત્પન્ન થઈ તેની સાથે એક સમાન સંવાદવાળી વિકૃતિ પ્રથમ પ્રચારમાં આવી, કે જે વિકૃતિ આખ્યાનકી છંદ છે, મહાભારત ને રામાયણનાં આખ્યાનોમાં એ પ્રથમ વપરાતો હોવાથી એનું નામ આખ્યાનકી પડયુ હશે.

આ પ્રમાણે વેદકાળથી સંસ્કૃતકાળ સુધીમા જે વિકાસક્રમ જણાય છે તે એ છે કે, ૮ અક્ષરની ગાયત્રીમા લઘુગુરુના રૂપનો કશો નિયમ નથી, ત્રિષ્ટુભમા એજ નિયમ બીજાવસ્થામાં દેખાય છે, એ બીજ અનુષ્ટુભમાં સંસ્કૃતના મુનિકાળમા અંકુરિત થાય છે, ને આખ્યાનકીમાં પાલવે છે, ને પાછળથી સંસ્કૃતપ્રાકૃતકાળમા એ નહાનો રોપો લઘુગુરુના અનેક રૂપાત્મક પ્રકૃતિની શાખાઓ રૂપે મહાન વૃક્ષરૂપે ફેલાય છે વળી ઋગ્વેદના પાચને છ ચરણના છંદો દેખાતા બંધ પડી મહાભારતમાં ને રામાયણમાં છંદનાં માત્ર ચાર જ ચરણો હોય, વધારે નહિ એવો નિયમ બંધાય છે.

---

* અનુષ્ટુભના ચારે ચરણોમા પાંચમો અક્ષર લઘુ, તથા છઠ્ઠો અક્ષર ગુરૂ લાવવો એવુ જે લક્ષણ હાલ એ શ્લોકનું આપણે જોઇએ છીએ, તે અર્વાચીન કાળમાં છંદોગણિતના સમયમાં બંધાયુ છે પૂર્વે તેમ નહોતું. એટલે કે, અનુષ્ટુભમાં વેદકાળથી તે આજ સુધી આ પ્રમાણે પરિવર્તન થતું ગયું છે

+ રામાયણમાં અસંબાધા, દ્રુતવિલંબિત, પુષ્પિતાગ્રા વગેરે છંદો જે સર્ગને અંતે મળી આવે છે તે અર્વાચીન હોઇને ક્ષેપક છે.

( સંસ્કૃતપ્રાકૃતકાળ કે શિષ્ટ સાહિત્ય-ક્લાસિકલ લીટરેચર-નો યુગ. )

૨૫. સંસ્કૃતપ્રાકૃતની પદ્ય રચના—પદ્યરચનાના ઇતિહાસમાં સંસ્કૃત પ્રાકૃતકાળ પરમ તેજસ્વી ગણી શકાશે; કેમકે આ સમયમાં લઘુગુરૂ ઉપર આધાર રાખતી પદ્યરચના સંપૂર્ણ રીતે વિકાસ પામે છે અને માત્રાની મજૂનાવાળી પદ્યરચનાનો પાયો નંખાય છે. હવે એ બે પ્રકારની પદ્યરચનાનો વિકાસક્રમ તપાસીએ:—

સંસ્કૃતકાળના અંતમાં અને સંસ્કૃતપ્રાકૃતકાળના આરંભમાં દેશમાં સર્વત્ર ચોક્કસ અને સ્વતંત્ર કલ્પનાઓ સ્ફુરી રહી હતી. આ સમયમાં જૈમિનિએ મીમાંસાશાસ્ત્ર રચ્યું. ગૌતમે તત્ત્વનિર્ણયના વિચારના નિયમેલું ન્યાયશાસ્ત્ર રચ્યું. બાદરાયણે શ્રુતિનો સમન્વય કરી ઉપનિષદ્‌નો અદ્વૈતવાદ અમુક સૂત્રોમાં વ્યવસ્થિત કરી વેદાંતશાસ્ત્ર રચ્યું. પાણિનિએ વ્યાકરણ શાસ્ત્ર રચ્યું. ધર્મ, કર્મ, તત્ત્વજ્ઞાન ભાષા એમ સર્વમાં પરિવર્તન કરનારા પરંતુ સુવ્યવસ્થિત વિચારો રજુગાઈ રહ્યા હતા. તેની અસર આ સમયની પદ્યરચના ઉપર થઈ ચુકી આ સમયની પૂર્વેના વ્યાસ વાલ્મીકિએ વાપરેલા અનુષ્ટુભના ચરણના પૂર્વાર્ધમાં લઘુગુરૂનો મુદ્દલ વિવેક નહોતો, માત્ર અમુક અક્ષર લઘુ લાવવો એવી યોજના ચરણના ઉત્તરાર્ધમાં જ છે; વળી તેમના ત્રિષ્ટુભને યતિની કે સમપદની વ્યવસ્થા ઇષ્ટ નથી આ બધી વ્યવસ્થા ફરી જઈ દરેક ચરણમાંના દરેક અક્ષરોનું લઘુગુરૂનું રૂપ મુકરર થાય છે એટલે કે જે અક્ષર લઘુ કહ્યો હોય તે લઘુ જ જોઇએ, ગુરૂ ન ચાલે. યતિનું સ્થાન ચોક્કસ ઠરે છે. વળી જે રૂપ પછી યતિ કહી હોય ત્યાંજ તે આણવી જોઇએ, આઘી પાછી ન ચાલે આ પ્રમાણે લઘુ ગુરૂનાં ચોક્કસ રૂપોની રચનાને આપણે રૂપાત્મક કે રૂપબંધ પદ્યરચનાને નામે ઓળખીશું. આ રચના જેમ ચોક્કસપણે ઠરી ચુકી, તેમ માત્રાની ગણનાનો પણ પાયો નંખાઈ માત્રા છંદો અસ્તિત્વમાં આવ્યા હવે એ બને વિષે ટૂંકામાં વિચાર કરીએ.

રૂપાત્મક છંદોના બે વર્ગ પડીશું; યતિ વિનાના અને યતિવાળા. યતિ વિનાનું જે ચરણ હોય તેના ખંડ નહિ પડવાથી ચરણ અખંડ રહે છે આ વર્ગમાં ૧૨ થી તે ૧૭ રૂપ સુધીના છંદો મળી આવે છે તેમાં ૧૧ રૂપના છંદોનું ઇંદ્રવજ્રા ને ઉપેન્દ્રવજ્રા એ જોડકું સરખું છે, ઉપેન્દ્રવજ્રાને આરંભે જે લ છે ત્યાં ગા મુકવાથી ઇન્દ્રવજ્રા બને છે, આ ઉપરથી સવાદ જાળવી આરંભક રૂપનો ફેરફાર કરવાની છૂટ હતી, એમ સમજી શકાય છે. બીજું જોડકું સ્વાગતા અને રથોદ્ધતાનું છે. આમાં બધાંએ રૂપો સરખાં છે, માત્ર સ્વાગતામાં નવમું અને દશમું રૂપ લગા છે તો બીજામાં ગાલ છે. આ ઉપરથી સંવાદ એનો એ રાખવો હોય તો આવા ફેરફાર અયોગ્ય છે. ૧૨ રૂપના છંદોનું ઇન્દ્રવંશા ને વંશસ્થ એ જોડકું ધ્યાનમાં લેવા જોગ છે. પૂર્વે કહેલા ઇંદ્રવજ્રા તથા ઉપેન્દ્રવજ્રાના ચરણના અંતમાં ગુરૂ છે તેની પછી એક ગુરૂ વધારવાથી અનુક્રમે ઇંદ્રવંશા ને વંશસ્થ બને છે. એટલે કે આ બે છંદો વિકારરૂપે છે સ્વતંત્ર નથી. દ્રુતવિલંબિત અને પ્રમિતાક્ષરા પણ ધ્યાન આપવા લાયક છે. મંજુભાષિણીની રચના રથોદ્ધતાના આરંભમાં બે લઘુ ઉમેરવાથી થએલી છે, તે ઉપરથી એવું અનુમાન નીકળે છે કે, સંવાદ જાળવીને ચરણના આરંભમાં રૂપનો વધારો ઘટાડો કરી શકાય. આ વર્ગમાં પ્રભા ( પ્રમુદિતવદના ) આવે છે તેના સધિઓમા રૂપની અને જોરની નવી નવી વ્યવસ્થા હોવાને લીધે એકદર સંવાદ બહુ મનોહર (

છે. ૧૩ રૂપના છંદોમાં પ્રભાવતીને રૂચિરાની રચના, ઇંદ્રવંશા ને વંશસ્થમાં પાંચમો ગા છે તેને બદલે બે લઘુના મુકવાથી થાય છે. પરંતુ આટલા ફેરફારથી ચાલ ફરી જાય છે. આ ઉપરથી એવો નિયમ નીકળે છે કે, એક રૂપને સ્થાને બે રૂપનો આદેશ શુદ્ધ રચનામાં યોગ્ય નથી. કલહંસ પ્રમિતાક્ષરાના અંતમાં એક ગુરૂના ઉમેરવાથી થાય છે, તે ઉપરથી સંવાદ જાળવીને ચરણના અંતમાં રૂપનો વધારો ઘટારો થઈ શકે. વસંતતિલકાની લોમવિલોમ સંવાદી રચના ધ્યાનમાં લેવા જોગ છે શિશુપાલવધ કાવ્યના ચોથાસર્ગમાં વપરાયલો પથ્યા કે મંજરી તથા એજ કાવ્યમાં વપરાયલા પ્રમદા, રમણીયક એ છંદો પણ જોવા જેવા છે. સોળ રૂપના વાણિની અને સત્તરરૂપના પૃથ્વી છંદમાં તેના ધ્યાન ખેંચવા લાયક સંધિઓની ગોઠવણી જોવા જેવી છે. આ બધા અખંડ છંદોમાં ઉપેન્દ્રવજ્રા, સ્વાગતા, રથોદ્ધતા, દ્રુતવિલંબિત, પ્રભા, પ્રમિતાક્ષરા, પ્રભાવતી, વસંતતિલકા, મંજરી, પ્રમદા, રમણીયક, વાણિની અને પૃથ્વી પ્રકૃતિરૂપ છંદ છે, એટલે કે તે કોઇના વિકારથી થયા નથી; તે સિવાયના છંદો વિકૃતિરૂપ છે.

હવે યતિવાળા સખંડ છંદો લઇશું તો ૧૧ રૂપનો શાલિની બહુ જૂનો છે. તેમાં પ્રથમનાં ૪ રૂપો જુદાં પડે છે, ને પછીનાં ૭ રૂપનો ઉત્તરખંડ જુદો પડે છે, આ ઉત્તર ખંડ જે જે છંદોમાં દેખા દે છે ત્યાં પણ તે ઉત્તરખંડરૂપે જ રહે છે. આમાંના બંને ખંડો અખંડ વાંચી શકાતા નથી માટે વચ્ચે યતિનો ગાળો નાખવો પડ્યો છે. ૧૨ રૂપનો જલોદ્ધતગતિ કે જે ભારવી ને માઘ એ બે કવિઓએ વાપર્યો છે તેમાં છઠ્ઠારૂપ પછી યતિ છે. બે ખંડો સમાન ( लगाल ललगा, लगाल ललगा ) હોવાથી યતિથી જુદા પાડ્યા હોય એમ જણાય છે ૧૨ રૂપનો વૈશ્વદેવી છે તે શાલિનીની વિકૃતિ છે, તેની ચાલ ને યતિ તેનાં તે જ છે. માત્ર શાલિનીના અંતે બે ગુરૂના વધારાથી આ છંદ બને છે. ૧૩ રૂપનો ક્ષમા છંદ કે જે ભારવિએ કિરાતકાવ્યમાં વાપર્યો છે એનુ માપ लललल ललगा, गालगा गालगा આવુ છે. શાલિનીનો ઉત્તરખંડ અને ક્ષમાનો પૂર્વખંડ અનેક છંદોમાં જોવામાં આવે છે. ક્ષમાના કરતા પ્રાચીન પ્રહર્ષણી છંદ છે, તેમાં જે યતિ આવેલો છે તે પણ ધ્યાન ખેંચવા લાયક છે ૧૪ રૂપનો મધ્યક્ષામા છંદ કિરાતાર્જુનીયમા આવેલો છે. તેમા શાલિનીનો પૂર્વખંડ તે આમાં પણ પૂર્વખંડ છે ( गागागागा, लललललल गागा गागा ). ૧૫ રૂપનો માલિની, પ્રહર્ષણી જેટલોજ જૂનો છે. શાલિનીનો ઉત્તરખંડ તેજ આનો ઉત્તર ખંડ છે, ને પૂર્વખંડ ૮ રૂપનો છે તે મધ્યક્ષામાના લઘુમય સંધિને અંતે બે ગુરૂના વધારાથી થયો છે. ૧૬ રૂપનો કોઈ સખંડ છંદ નોંધ લેવા જેવો નથી, પણ તેનો બદલો ૧૭ રૂપના છંદોમાં વળી જાય છે. મેઘદૂતમાં વપરાયલો મંદાક્રાંતા આ વર્ગનો છે તે બહુ ધ્યાન આપવા લાયક છે, તેમાં ચોથા ને દસમા રૂપ પછી યતિ રાખ્યા છે તેથી તેના ત્રણ ખંડ પડે છે, તેમાંનો પૂર્વ ને ઉત્તર એ બે ખંડો તે શાલિનીના પૂર્વોત્તરખંડ જ છે, ને મધ્યખંડ હરિણીનો પૂર્વખંડ છે. શાલિનીના ખંડોમાં વચ્ચે નવીન જ ચાલનો ખંડ પડ્યો તેથી છંદમાં અપૂર્વ નાનાત્વ અનસ્યુત થયું છે; તેવો જ બીજો શિખરિણી છંદ કે જે ભવભૂતિને પ્રિય થઈ પડેલો હતો તે છે. છઠ્ઠારૂપ પછી યતિ છે, તેના બને ખંડોમાંનો સંવાદ જુદો છે, જેથી તેમને જોડી દેવાને માટે વચ્ચે યતિનો ગાળો નાખ્યો છે. આ વર્ગમાનો ત્રીજો છંદ

હરિણી છે, એના ત્રણ ખંડોમાં વચમાં શાલિનીનો પૂર્વ ખંડ ગોઠવ્યો છે; ને પૂર્વ ઉત્તર ખંડો નવીન છે, જેથી આવા ત્રણ ભિન્ન ભિન્ન ચાલના ખંડોના ગાળા પૂરવા યતિની ખાસ જરૂર છે. ૧૮ રૂપનો કોઈ સખંડ છંદ નથી. ૧૯ રૂપનો સખંડ છંદ માત્ર શાર્દૂલ વિક્રીડિત છે, તેમાં બારમા રૂપ પછી યતિ છે, જેથી તેનો પહેલો ખંડ બહુ મ્હોટો થઈ ગયો છે, એવડા મ્હોટા ખંડની ફાળ ભરવાને લીધે કદાચ તેનું નામ શાર્દૂલવિક્રીડિત પડ્યું હશે એમ અનુમાન થાય છે. ૨૦ રૂપનો સુવદના છંદ કે જેમાં સાત ને ચૌદમા રૂપ પછી યતિથી ત્રણ ખંડ પડે છે. ૨૧ રૂપનો સખંડ છંદ માત્ર ધૃતશ્રી છે, ને જેને સરસી કે પંચચામરી પણ કહે છે તે આપે વાપર્યો છે તેમાં ૧૧ રૂપ પછી યતિ છે, આજ વર્ગમાનો બીજો છંદ સ્રગ્ધરા છે, તેમાં સાત ને ચૌદમા રૂપ પછી યતિ આવવાથી ૩ ખંડ પડે છે," જેમાંના પ્રથમ બે ખંડો સુવદનાના છે, ને છેલ્લો ખંડ શાલિનીનો ઉત્તર ખંડ જ છે. આ ઉત્તરખંડનો સંવાદ જુદો છે તેથી તે સુવદનાથી જુદો પડે છે. યતિની આવી યોજનાઓથી અપૂર્વ સૌંદર્યના એક એકથી જુદા એવા નવનવા છંદો આ યુગ કે જે સંસ્કૃતની પૂર્ણ જાહોજલાલી તરીકે ગણાય છે તેમા થયા તે થયા. ત્યાર પછી એ માર્ગ ઘણું કરીને અટકીજ પડ્યો.

૨૬. આ રીતે આ યુગમાં રૂપબંધ છંદો નવનવા સંધિ અને ખંડોના યોગથી બન્યા; તેમ માત્રાની ગણનાનો પાયો નંખાઈ, માત્રાબંધ છંદોની રચનાનું પ્રભાત આરંભના સૈકાઓમાં ઉગી નીકળ્યું. માત્રાના અંકુરનું પહેલવહેલું દર્શન વૈતાલીય અને ગાથા એ બે છંદોમાં થાય છે. આ કાળના આરંભના સૈકાઓમાં જે પ્રજાકીય સાહિત્ય બૌદ્ધ અને જૈનધર્મના પ્રયાસથી રચાયું તેમાં આ બે છંદો અતિશય વપરાયા છે.

રામાયણ અને મહાભારતની પેઠે જેને પ્રજાકીય સાહિત્ય કહી શકાય, એવા પ્રાચીન બૌદ્ધ અને જૈન આગમોમા માત્રાગર્ભવાળી રૂપરચનાનો વૈતાલીય ને શુદ્ધ માત્રાત્મક રચનાનો ગાથા એ બે છંદો પહેલવહેલા દેખાય છે. વૈતાલીયના પૂર્વ ભાગમા અમુક સ્થાનમાં અમુક જ રૂપ આવવું જોઇએ એવો નિયમ નથી જણાતો. આખા પૂર્વભાગનું એકન વજન મુકરર છે ને જળવાય એટલે બસ. એ વજનના એકમને માત્રા કહે છે વૈતાલીયને આપણે હાલના બધાં પિંગળોમાં અક્ષરછંદ તરીકે જોઇએ છીએ, પરતુ એ પ્રથમ જે ગ્રંથોમાં વપરાયો છે તેનુ માપ જોતા તેની રચના, વિષમ (૧, ૩) ચરણના પૂર્વભાગમાં છ માત્રા અને સમ (૨, ૪) ચરણના પૂર્વ ભાગમા આઠ માત્રા આવે છે, ને પછી બધાંએ ચરણોમા અંતે રૂપાત્મક સંધિઓ આવે છે. એક માત્રાના બીજને આપણે ल સંજ્ઞા આપીએ, કેમકે ल એટલે જે લઘુ તેની એક જ માત્રા થાય છે બે માત્રાના બીજને દ્વિમાત્ર કહીને તેની द સંજ્ઞા પાડીશું, એ બીજમા બે લઘુ અથવા એક ગુરૂ એમાથી ગમે તે ગણી શકાશે. હવે વૈતાળીયના માત્રાત્મક ભાગો द બીજની ત્રણ ને ચાર આવૃત્તિના બનેલા છે, ને ઉત્તર ભાગ રૂપાત્મક છે. જેમકે—

| માત્રાત્મક. | રૂપાત્મક. | માત્રાત્મક. | રૂપાત્મક. |
|---|---|---|---|
| दददा પછી | ગાલગા લગા | ददददा પછી | ગાલ ગાલગા. |
| (૧ ને ૩ જુ ચરણ.) | | (૨ જુ ને ૪ થુ ચરણ.) | |

આ બે માત્રાના द બીજનું દર્શન વૈતાલીયમા પ્રથમ થાય છે, ને તેનીજ વિકૃતિથી થનારા ઉપચ્છંદ, અપરવક્ત્ર, પુષ્પિતાગ્રા, સુંદરી, માધ્યભાગ એ બધા છંદોમાં પણ તેજ પછીથી વપરાય છે. એ द સંધિ બેવડાઈ ચાર માત્રાનો સંધિ પાછળથી ઉત્પન્ન થાય છે. કે જે ગાથામાં પ્રથમ જોવામા આવે છે. અક્ષર ગણમાં જે ज ગણ છે તે બાદ કરતાં બાકીના ।।।।, ।।ऽ, ऽ।। અને ऽऽ એ જે ચાર રૂપો, ચાર માત્રાનો પ્રસ્તાર કરવાથી નીકળે છે તે સર્વે ચારે રૂપોનો એક સમૂહ ગણી તેને આપણે च સંધિને નામે ઓળખીશુ. ગાથાના પ્રથમ ચરણમાં પાંચ च સંધિ પછી એક ज (કે ચાર લઘુ) અને પછી એક द આવે છે, અને બીજામાં પાંચ च પછી એક ल ને તે પછી એક द આવે છે. આમાંના પ્રથમ ચરણના પાંચ સરખા સંધિ પછી છઠ્ઠો સંધિ ચાર ल નો કે એક ज નો રાખવાનો હેતુ એવો જણાય છે કે, ચાર ल ના પ્રયોગથી ચંચળતા, ને એક ज ના પ્રયોગથી વિકટત્વ આવે છે. ઉત્તર ચરણમા એક ल નો પ્રયોગ પણ શિથિલતા ટાળવાને માટે છે. આ પ્રમાણે વૈતાલીય અને ગાથાની રચનાનું પૃથક્કરણ કરતાં જણાઈ આવે છે કે, સંસ્કૃતપ્રાકૃત કાળનો માત્રાગર્ભ આ રૂપબંધ, માત્રાત્મક द સંધિનું આપણને પ્રથમ દર્શન કરાવે છે, ને તેજ સમયમા એ સંધિ બેવડાઈને च સંધિ ઉત્પન્ન થાય છે ल બીજનું ચાપલ્ય અને ज સંધિનું વિકટત્વ તથા च સંધિનું સ્થિતિસ્થાપિત્વ સારી રીતે પરખી શકાયું હતું. અને માત્રાબંધ પદ્યરચનામાં યતિની યોજના પણ આ સમયમાજ દાખલ થએલી જોવામા આવે છે

સંસ્કૃતપ્રાકૃતકાળમા બે ભાષામા સાહિત્ય લખાતું હતું. મહાકવિ કાલિદાસ, ભવભૂતિ વગેરે કવિવરો સંસ્કૃત ભાષામા જેમ કાવ્યો લખતા હતા તેમ બૌદ્ધ અને જૈનોના આચાર્યો તેમજ સાતવાહન, વાક્પતિ, પ્રવરસેન વગેરે પ્રાકૃત ભાષાના કવિવરો પ્રાકૃતમા કાવ્યસંકલના કરતા; પરંતુ બને ભાષાના લેખકો પૂર્વ પરંપરા પ્રમાણે અમુક છંદો પોતાના કાવ્યમા વધતા ઓછા વાપરતા સંસ્કૃતભાષામા રચાતા કાવ્યોમા ઉપર કહી ગયા તે રૂપબંધ છંદો વપરાતા. ત્યારે પ્રાકૃતભાષામા રચાતા કાવ્યોમા આ વખતે ( માત્રાગર્ભ રૂપબંધનો ) વૈતાળીય અને ( કેવળ માત્રાબંધનો ) ગાથા છંદ વધારે વપરાવા લાગ્યા. ને તે એટલે સુધી કે તેની અસર સંસ્કૃતમા પણ થઈ. કાલિદાસે રઘુવંશમા જે મહામાલિની છંદ વાપર્યો છે તે વૈતાલીયની પેઠે રૂપ અને માત્રાનો મળીને મિશ્ર છંદ છે. એના આરંભે છ લઘુ છે તે રૂપાત્મક સમૂહ છે, ને તે પછી गालगा સંધિની ચાર આવૃત્તિ છે તે दालदा સંધિ ઉપરથી થનારો ચિત્રસંધિ છે આ સમયમા ચિત્રરચનાવાળા કાવ્યો અતિશય થયા. ગાથાછંદ સંસ્કૃત કવિઓએ તો વાપરવો મુકીજ દીધો હતો, જેથી એ છંદે પ્રાકૃત કવિઓનો આશ્રય લીધો. તેને પરિણામે માત્રાના સંધિઓની આવૃત્તિનો સંવાદ કાનને મધુર લાગતા, માત્રાના ચિત્ર સંધિઓ વાપરવાનો મોહ ઉત્પન્ન થયો અને પ્રમાણિકા, તોટક, દોધક, ભુજંગી, સ્ત્રગ્વિણી જેવા ચિત્રાત્મક રૂપવૃત્તો સંસ્કૃતમા થવા લાગ્યા તેમ બીજી તરફથી મોટા દંડકો ઉત્પન્ન થયા. કાલિદાસ અને ભવભૂતિ એ આ સમયના બે મહાકવિ છે ખરા પરંતુ તેમની વચ્ચે કેટલાક સૈકાનો તફાવત છે. રૂપબંધમા ચિત્રાત્મક ( તોટક દોધક વગેરે જેવા કે જેમા એકજ સંધિ અનેકવાર આવે એવા ) છંદો અને દંડકો ભવભૂતિની પૂર્વેના થોડાક વર્ષો પર ઉત્પન્ન થતા ગયા હશે, કે જે પાછળથી ભવભૂતિએ પણ તેનો ઉપયોગ કર્યો હોય એવું

અનુમાન થાય છે. નલોદય કાવ્યમા પ્રમાણિકા છદ, શિશુપાલવધમા તોટક અને સ્ત્રગ્વિણી, તથા નૈષધમાં દોધક છંદ વપરાએલા મળી આવે છે. આ બધા છદો અક્ષરમેળ તરીકે ગણાય છે પરંતુ ખરી રીતે જોતાં તે માત્રાબધ પ્રકૃતિની ભિન્ન રચનાવાળી વિકૃતિ છે. એક ને એક સંધિનું બે કરતા વધારે વાર પુન પુન આવવુ તે ચિન્હાત્મકરૂપ ગણવું જોઇએ, કે જે વ્યવસ્થા, આ કાળના મધ્ય કે અતમાં વપરાયલા પ્રમાણિકા, તોટક, દોધક, સ્ત્રગ્વિણી એ ચાર છદો રચાયા તે બાદ કરતા, બાકીના તમામ રૂપબંધ છદોમાં જણાતી નથી.

૨૭. સસ્કૃત પ્રાકૃતકાળમા થએલા રૂપબંધ અને માત્રાબધ છંદોનું મળતાપણુ અને ભિન્નપણું.

| ( રૂપબધ છદોના ખાસ લક્ષણ ) | ( માત્રાબધ છંદોનાં ખાસ લક્ષણ. ) |
|---|---|
| ૧. સધિની આવૃત્તિ થતી નથી કદાચ એકજ સંધિ બેવાર વપરાય તો તે બિબપ્રતિબિંબ જેવા, ધ્વનિ પ્રતિધ્વનિ કે સંધિ પ્રતિસધિ ન્યાયે વપરાય, એટને સંધિઓની આવૃત્તિ બે કરતા વધારેવાર થઈ શકતી નથી. | ૧. માત્રાબંધ જાતિ કે વૃત્તિમાં તો સધિઓના આવર્તન થવાજ જોઇએ, એટલે કે માત્રાબધનુ નિબધન આવૃત્તિ થવી એજ છે |
| ૨. બે કે વધારે સધિઓ લઘુગુરૂના ( રૂપ ) પિંડોમા એક હોય એમ દેખાય, છતા જોરની વહેચણીમા જુદા પડે છે. | ૨ માત્રાછદમા આવતા સંધિ માત્રાપિંડમા, તેમજ જોર અને નજોરમા એક સરખાજ રહે છે. |
| ૩. રૂપબધમા ગુરૂની જગાએ લઘુ, અથવા લઘુને સ્થાને ગુરૂ, અથવા એક ગુરૂને બદલે બે લઘુ, કે બે લઘુની જગાએ એક ગુરૂ એવો કશો ફેરફાર ચરણમા થઇ શકતો નથી. | ૩. માત્રાબંધમા બે માત્રાના दा બીજને બદલે એક એક માત્રાના બે ल બીજ, એક એક માત્રાના બે ल બીજોને બદલે બે માત્રાનું એકજ द બીજ, તેમજ दाल ને બદલે ક્વચિત लदा, च ને સ્થાને ज વગેરે સમાન માત્રા પિંડનો ઉપયોગ કરવાની છૂટ છે |
| ૪. રૂપબધમા સંધિનું ભિન્નત્વ એ મુખ્ય છે અને સધિની અદર રહેલા લઘુગુરૂના રૂપોનું નાનાત્વ ગૌણ રહે છે, બલકે તેટલું પણ નથી હોતું એમ કહીએ તો ચાલે. | ૪ માત્રાબધમા સધિઓનુ ભિન્નપણું નથી હોતુ છતા સધિની અદર રહેલા માત્રાના બીજોમા નાનાત્વનો મુખ્યત્વે અવકાશ રહેલો છે. |
| ૫. રૂપબંધમા લઘુ કે ગુરૂના અનેક યોગો કરીને નવનવા ભાવ સૂચવી શકાય તેવી છૂટ મળી શકતી નથી. | ૫ ल અને द એ બે માત્રાના બીજોમાની શક્તિઓ અને તેના મિશ્રણથી થતા નવા નવા યોગોથી અનેક ભાવ સૂચવવાની શક્તિ રહેલી છે. તેમની યોજના માત્રાબંધ છદમાં મરજી પ્રમાણે કરી શકાય છે, |

| | |
|---|---|
| ૬. રૂપબંધ ઘટ્ટ છે, પ્રૌઢ છે અને વિકટ પણ છે. | ૬. માત્રાબંધ મૃદુ, સાદો અને સરલ છે. |
| ૭. રૂપબંધનો તો એક એક છંદ વિચારવો પડે છે, ને સંવાદની સ્થિરતાના નિયમો મુકરર કરેલા છે. | ૭. માત્રાબંધની પર્યાલોચના સહજ છે કેમકે કોઈ પણ માત્રાછંદના મૂળ અને મિશ્રસંધિ જાણ્યા એટલે બસ. તેમજ સંવાદની સ્થિરતા લાગુ કરવી સહજ છે. |

૨૮. અપભ્રંશકાળ—આ કાળમાં ખાસ કરીને દોહરાનું પ્રાધાન્ય વિશેષ છે. મહાસંસ્કૃતનો ત્રિષ્ટુભ, સંસ્કૃતનો અનુષ્ટુભ, સંસ્કૃત પ્રાકૃતના આખ્યાનકી અને ગાથા, તેવો અપભ્રંશનો ખાસ છંદ કહીયે તો દુહો છે, તેના ખંડોને ઉલટાવ્યાથી સોરઠો બને છે. આ સમયે ઉડિયાલા નામનો છંદ વપરાતો તે પણ દુહાના પ્રથમ ખંડને આરંભે दा સંધિના વધારાથી અને પછી દુહાનો પ્રથમ ખંડ જેવોને તેવો મુકવાથી થાય છે. જો કે હાલ એ છંદ વપરાતો નથી, માત્ર છપ્પયને અંતે જ આવે છે, ને તે આ રીતે દુહાની વિકૃતિ છે. પ્લવંગમ અને રોલા પણ દુહાના વિકારરૂપે છે. અપભ્રંશકાળમાં અનેક નવનવા માત્રાસંધિઓ ઉત્પન્ન થઈ તેની રચનાથી અનેક માત્રાછંદો સયતિક (સખંડ) અયતિક (અખંડ), એમ બે પ્રકારના રચાયા છે, ને તેમાંના પ્રસિદ્ધ છંદો વિષે પૃથક્ પૃથક્ વિવેચન જે તે છંદોમાં આપવામાં આવ્યું છે.

રૂપબંધની પેઠે માત્રાબંધ છંદોનાં ચરણો મિશ્ર કરી નવા મિશ્ર છંદો અનેક થયા છે. આ રીવાજ અસલથીજ ચાલ્યો આવેલો છે. ઉપેંદ્રવજ્રા, ઇંદ્રવજ્રા, વગેરેનાં અથવા રથોદ્ધતા મંજુભાષિણીનાં ચરણો અરસપરસમાં સહજ ગોઠવાઈ જશે, ને નવા છંદો બનાવી શકાશે તે સ્પષ્ટજ છે. માત્રાબંધમાં તેમજ થયું છે. રોલા અને ઉડીયાલાના મિશ્રણથી છપ્પય; દુહા અને રોલાના મિશ્રણથી કુંડળીયો; ચોપાઈ કે ચરણાકુળ અને દુહાના મિશ્રણથી ચંદ્રાવળી બનેલ છે. આ પ્રમાણે અનેક છંદો ઘડાયા છે.

અપભ્રંશકાળના ઉત્તર ભાગમાં કે જ્યારથી અર્વાચીન સાહિત્યનો આરંભ લેખી શકાય તેવામાં અક્ષરબંધ રચના પુનઃ સજીવન થાય છે. એ રચનાનાં વૃત્તો અક્ષરોની આવૃત્ત સંધિનાં છે, અને તે વૃત્તો વાપરવાનું માન હિંદી અને મરાઠીને છે. એ રચનામાં અત્યાર સુધી ૪ પ્રકારના સંધિ વપરાટમાં આવ્યા છે. એક અક્ષરનો, બે અક્ષરનો, ત્રણ અને ચાર અક્ષરનો: અભંગ એ બે અક્ષરની આવૃત્તિનું ઉદાહરણ છે અને મનહર છંદ એ ચાર અક્ષરની આવૃત્તિવાળા સંધિનું ઉદાહરણ છે. આ અક્ષરબંધ હજી વધારે ખેડાઈ શકે તેમ છે, ને તેમાં યતિના ઘટિત ઉપયોગથી અનેક ચમત્કાર લાવી શકાય તેમ છે.

વૈદિક અક્ષરબંધ તે અનાવર્તિ અક્ષરબંધ છે; કેમકે તેમાં અભંગ, મનહરાદિની માફક અક્ષરોનું આવર્તન થતું નથી. યતિનો ઘટિત ઉપયોગ કરી અનાવર્તિ અક્ષરબંધ પદ્યોની નવીન રચના થવી એ ભવિષ્યાધીન છે. અક્ષરબદ્ધ પદ્યરચના સરલતે સાહજક છે,

૨૯. અલંકાર—આ રીતે છંદ રચનાના વિકાસક્રમનો ઇતિહાસ જોતાં કેવળ સાદી રચનામાંથી ઉત્તરોત્તર સંમિશ્ર રચના કાલક્રમે કેવી રીતે થતી ગઈ એ સમજી શકાય છે. હવે પદ્યમાં અલંકારના વપરાસની બાબતમાં તપાસ કરતાં જણાઈ આવે છે કે, જેને આપણે અનુપ્રાસ કે અંત્યયમક કહીએ છીએ તેનાથી પદ્યરચના પૂર્વે તદન મુક્ત હતી. યમક અલંકારના જે અનેક ભેદ છે તેમાંનો પ્રાસ એક ભેદ છે. તે શબ્દાલંકારરૂપે વપરાયલો ભારવિકવિના કિરાતાર્જુનીયમાં પહેલ વહેલો જણાય છે પ્રાકૃતકાળમાં તો તે અલંકાર રૂપે જ જણાય છે અને પછી અપભ્રંશકાળમાં તો તેનો વાપર અતિશય થએલો છે; કારણ કે આ સમયમાં અલંકાર પ્રસ્થાનનું જોર અતિશય વધી જાય છે. આઠ દશ સૈકામાં તો એનાં મૂળ એટલાં ઊંડાં જામી જાય છે કે, આજ તે કાઢવાં મુશ્કેલ થઈ પડયાં છે. તેમ છતાં કહેવું જોઇએ કે, અંત્યયમક ( અનુપ્રાસ ) એ કંઇ પદ્યરચનાનું પ્રધાન અંગ નથી, પણ માત્ર શણગાર જ છે. "*

## ૩૦. છંદશાસ્ત્ર કે પિંગળના ગ્રંથો લખનારા કોણ હોવા જોઇએ ?

પિંગળ ઉપર પ્રાચીન કે અર્વાચીન સમયમાં જે ગ્રંથો થએલા છે તે બધા અતિપ્રાચીન નથી. જુનામાં જુનુ પિંગલ श्रुतबोध કે જે કવિ કાલિદાસનું રચેલું ગવાય છે તે પણ તે કવિનુ નહોતાં અર્વાચીન છે. પિંગળ રચનાર મૂળ કોઈ ગણિતશાસ્ત્રી હોવો જોઇએ. ગણિતે બધા શાસ્ત્રોમાં ફેરફાર કરી નાખ્યો છે. એ ગણિતકલ્પના છંદશાસ્ત્રને જેણે લાગુ પાડી હશે તે કવિ ન જ હોવો જોઇએ; કેમકે પદ્યરચનાનું મુખ્ય તત્ત્વ સંવાદ છે. પિંગળના ગ્રંથો જ મૂળે રચાયા નહિં હતા ત્યારે વૈદિક, સંસ્કૃત અને અપભ્રંશકાળના કવિઓ સંવાદ તત્ત્વ ઉપર ધ્યાન રાખી નવા નવા છંદ યોજતા હતા. પરંતુ એ સંવાદના તત્ત્વને બાજુ ઉપર રાખી, ત્રણ અક્ષરના રૂપનો ગણિત પ્રમાણે પ્રસ્તાર કરવાથી આવતાં રૂપોને ગણ એવું નામ આપી તેમની અનુક્રમે म य र स त ज भ न એ આઠ સંજ્ઞાઓ પાડી, પોતાના સમયની પહેલાં ઉપલબ્ધ હોએલા છંદોનાં આ ગણ કલ્પનાથી નવાં લક્ષણ ( માપ ) ઘડનાર ગણક સિવાય બીજુ કોઈ ન જ હોય. આ શાસ્ત્રના મૂળ આચાર્ય જે પિંગળનામ થઇ ગએલ કહેવાય છે, તેમના સંબંધમાં ગરૂડની જે આખ્યાયિકા પ્રસિદ્ધ+ છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે, આ શાસ્ત્રનો મૂળ લેખક પિંગળનાગ હશે તો તે ઉત્તમ ગણિતી હતો અને તેણે ગણિત પ્રક્રિયા પ્રમાણે છંદોનાં લક્ષણો ઘડી રાખ્યાં અને તે પછી એજ દિશામાં પાછળના તમામ પિંગળકારોએ નવા ગ્રંથો અને છંદો રચ્યા.

---

* આ પ્રમાણે અહિં સુધી "પદ્યરચનાના પ્રકાર" એ લેખમાંથી સાર આપવામાં આવ્યો.

+ શેષનાગનું બીજું નામ પિંગલ છે. તે એક સમયે પૃથ્વી ઉપર આવ્યો. તેને ગરૂડે જોતાંજ તેણે તેની પુંઠ પકડી. ગરૂડ લગભગ પાસે આવ્યો ત્યારે પિંગલ નાગે કહ્યું, હું કવિ છું, મારૂં કૌશલ્ય જુઓ, એમ કહી એક અક્ષરથી ૨૬ અક્ષર સુધીના પ્રસ્તારમાંના તમામ વૃત્ત ભેદો ગણાવ્યા; તે ગરૂડ પણ લખતો ગયો ને છેવટે સમુદ્રનો કિનારો પાસે આવ્યો એટલે એક વૃત્ત રચીને નાગ પાણીમાં પેસી ગયો. એ વૃત્ત ભુજંગપ્રયાતને નામે ઓળખાય છે, વગેરે.

**૩૨. નવો છંદ કે નવું વૃત્ત બનાવવા વિષે**—પૂર્વે અક્ષરછંદના સમવૃત્તોની અને માત્રાજાતિની યાદી આપી છે તે ઉપરથી દરેક છંદ જાતિ-વર્ગમાં, પ્રસ્તાર ભેદથી કેટકેટલાં વૃત્તો કે વૃત્તિની રચના થઈ શકે છે, તે સમજી શકાશે. જે પિંગળ શાસ્ત્રકારોએ આ પ્રમાણે સમ, અર્ધસમ અને વિષમ છંદોના ગણિત પ્રસ્તારથી અનેક ભેદો બતાવી આપી સામાન્ય લોકોને ચકિત કરી નાખ્યા હશે તે પિંગળશાસ્ત્રકારો પદ્યરચનાના આત્માને સંપૂર્ણ રીતે પિછાનતા નહોતા જ એમ કહેવું જોઇએ. પદ્યરચનાનો આત્મા સંવાદ છે. રચના સરલ રીતે બધ બેસતી આવે તેનું નામ સંવાદ, અને એ સંવાદ બરાબર સધાયો કે તે રચના કાનને મીઠી લાગવી જ જોઇએ. પરંતુ એવો સંવાદ જે રચનામાં ન હોય, (છતાં તે રચના જો ગણિતપ્રસ્તારનો અમુક ભેદ થતો હોય તોપણ) તેને 'પદ્ય ' એ નામ શી રીતે આપી શકાય, એ જબરદસ્ત આક્ષેપનું નિરાકરણ કોઈ પણ પિંગળશાસ્ત્રીથી આપી શકાશે નહીં. ગદ્યમાં સવાદ હોતો નથી, કેમકે તેમાના શબ્દોની રચના કોઈ અમુક નિર્બંધથી બેસતી આવતી નથી, એનું કારણ એમ છે કે, વાક્ય કોઈ પણ જાતના બંધન વિના, કેવળ વિચારશ્રેણીને જ અનુસરે છે. પણ પદ્યરચનામાં તો અક્ષરનો, રૂપનો, માત્રાનો, અક્ષરસંખ્યાના આવર્તનનો, કે પ્રયત્નનો નિર્બંધ હોય છે. છતા ગદ્યમા પણ ઘણીક વખતે સવાદનું તત્વ જળવાય છે તો તે પ્રકારના લખાણો કે ભાષણો કાનને મધુર લાગે છે અને કવિત્વનું ભાન કરાવે છે. આજ કારણથી કાવ્યનું કાવ્યત્વ જે ભાવપ્રવાહના પ્રદર્શનમા રહેલું હોય છે, તે પ્રદર્શન ગદ્યમા તથા પદ્યમા એમ બનેમા થઇ શકે છે. બાણભટ્ટની કાદમ્બરી ગદ્યમાં જ છે, અને હમણાં જોવા જઇએ તો કવિ શ્રી ન્હાનાલાલના ઘણા કાવ્યો લગભગ ગદ્યમા જ છે તેથી જ તેમને કાવ્ય એ નામ આપી શકાય છે. આ ઉપરથી સમજી શકાશે કે, જેમાં સવાદ ન હોય, તેમ છતાં જો તેવા પ્રકારની રચના કોઇ પણ પદ્યના વર્ગમા ગણાતી હોય તો તેની રચનાને પદ્ય કે કવિતા નહીં જ કહી શકાય. હરિગીતવૃત્તિનો દાખલો આપી સમજાવીએ

૧. સજી જો બરી સળગાવ બંધુક તાકી તોડ નિશાન તું,

આ રચનામા **दालदादा** એ સધિનો સવાદ બહુજ મનોહર રીતે સધાયો છે, હવે તે સવાદપણું બાજુ ઉપર રાખી, હરિગીતમા કુલ ૨૮ માત્રા લાવવી જોઇએ તો તેટલા અવકાશમા નીચેની રચના કરી જોઇએ.—

૨. બરી સજજો બંદુક સળગાવ નિશાન તાક તોડ તું,

હવે ૨૮ માત્રાની જાતિમા ૫૧૪૨૨૯ વૃત્તિઓ થાય છે, તે બધા ભેદમાં આ ભેદ હોવોજ જોઇએ, અને તેને પિંગળકારોની દૃષ્ટિથી પદ્ય-કવિતા એ નામ આપી શકાશે જ. એમ છે તો, એને પદ્ય કહેનાર કવિ નહિ સમજવો, પરતુ તેને તો ગણિતી જ કહેવો જોઇએ આ સબંધમા રા. રા કેશવલાલ ધ્રુવ પોતાના "પદ્યરચનાના પ્રકાર" એ નિબંધમા સ્પષ્ટપણે જણાવે છે કે, "પદ્યરચનાનો આત્મા સવાદ છે, તેને ન લેખતાં અમુક માત્રા અથવા અક્ષરનો પ્રસ્તાર કરતા જે જે માત્રાની કે અક્ષરની ગોઠવણી ઉપજી આવે તે તે બધા છદ જ એવુ લેખનાર કવિ ન હોય-ગણક જ હોય પિંગળનું ગણિત પ્રકરણ, સંવા-

દને પદ્યરચનાનું જીવન સમજનારની દ્રષ્ટિમાં મિથ્યા પાંડિત્ય રૂપ છે. આલંકારિકે અલંકારના ચમત્કાર તરફ લોકરુચિને વાળી કાવ્ય સાહિત્યને હાની પહોંચાડી છે, ને ગણકે ગણિતની પ્રક્રિયાથી બુદ્ધિને ચકિત કરી પદ્યરચનાને હાની પહોંચાડી છે."

"ગણિતના ખેલ અજાણ્યાને સંવાદનું પિછાન થવા નથી દેતા. કવિઓની સંવાદ રસિકતા ઉત્તેજિત થાઓ, ને પદ્યરચનામાં પણ ઇષ્ટ ફેરફાર થવાનો સમય પાસે આવો." આપણે પણ તેજ ઇચ્છિશું. જેના જેના મનમાં સંવાદિત શબ્દ પ્રવાહ ઉત્પન્ન થયો, અને તેમાં અમુક રસિકતા છે એમ લાગ્યું, તેને જ સ્થિરરૂપ આપી દેવામાંથી નવા નવા છંદો બનાવી તેનો પ્રસાર કર્યો. કવિ નર્મદે નર્મવૃત્ત બનાવ્યું, કવિશ્રી દલપતરામે દલ છંદ બનાવ્યો, સાક્ષર શ્રી નવલરામભાઇએ મેઘ છંદ બનાવ્યો, સાક્ષર શ્રી રણછોડભાઇએ રણોદયવૃત્ત બનાવ્યું, એમ જુદા જુદા વિદ્વાનોએ જે નવીન છંદરચના કરી તે સંવાદ રસિકતા ઉપર ખ્યાલ રાખીને જ કરી છે, નહીં કે અમુક છંદના અમુક પ્રસ્તાર ભેદોમાનું અમુક રૂપ લઇ તેને નવું નામ આપવા ઉપરથી !!

અમે પૂર્વે અક્ષરસંધિ અને માત્રાસંધિ આપ્યા છે. તેમાંના જે સંધિઓ પાસે પાસે આણતાં બધી સંવાદી રચના મનોહર થાય–કર્ણ મધુર લાગે–તેને નવીન વૃત્ત તરીકે ઉપયોગમાં આણવું. એક બે નવા અક્ષરવૃત્તની રચના આપી સમજાવીએ.

૧. યતિવિનાનું અખંડ ચરણનું વૃત્ત. અક્ષર ૧૫. તેના સંધિ.

ललगाल, ललगाल, ललगा, लगा, लगा, (ગણવૃત્ત)

ઉદા૦—सिसिसालु, लु थकी ज, ગણવૃત્ત, થાય છે.

૨. યતિવાળો, સખંડ ચરણનો છંદ. અક્ષર ૨૬. તેના સંધિ.

गागागागा; ललललललगा; लललगा, लललगा; गालगा, गाल, गागा.

આ પણ નવીન રચનાનું વૃત્ત છે. એમાં ૪, ૧૧, ૧૯ એટલા અક્ષરે યતિ આવી શકે છે તેથી આખા છંદના ચાર ખંડ પડે છે. આ બધી રચનામાં અમુક સંવાદ રહેલો જોઇ શકાશે.

આ પ્રમાણે સંવાદનું તત્વ ધ્યાનમાં રાખી નવાં નવાં વૃત્તો બનાવવાં. માત્રામેળ વૃત્તિઓ બનાવવી તો સહેલી છે, તોપણ તેમાં થોડુંક સંગીતનું સાનુભવજ્ઞાન હોય, તો સંગીતના તાલનો સંવાદ જાળવી, તેને અનુકૂળ માત્રાસંધિઓની ગોઠવણીથી નવી નવી ગેયપૂર્ણ વૃત્તિઓની રચના કરી શકાય. સંવાદનું તત્વ ધ્યાનમાં લાવીને પછી પ્રાચીન અર્વાચીન પિંગળોમાં જે અસંખ્ય અક્ષર અને માત્રાવૃત્તો આપેલાં છે તેમાંનાં ઘણાંક વૃત્તો નિર્માલ્ય ઠેરવી શકાશે અને કેટલાંક તો ઘણાંજ સરસ ગણી શકાશે. કેટલાક એમ કહેશે કે, ધારો કે તમે ૧૫ અક્ષરનું એક નવું વૃત્ત યોજ્યું, અને તેને કોઇ નવું નામ આપ્યું તો તેથી શું ? તે વૃત્ત ૧૫ અક્ષરના પ્રસ્તારથી થતાં અનેક રૂપોમાંનું એક હોવુંજ જોઇએ, તેમાં નવું એવું શું છે ? આ આક્ષેપ પણ નિર્માલ્ય છે. ગણિતની પ્રક્રિયાથી કે સૃષ્ટિની દ્રષ્ટિથી કશું જ નવું નથી. ન્યૂટને ગુરૂત્વાકર્ષણ શોધી કહાડ્યું, તે પહેલાં તે સૃષ્ટિમાં નહોતું, ને પછી તેણે અમલમાં આણ્યું એમ કાંઇ નથી; સૃષ્ટિમાં તો હતું જ પરંતુ તેના એકલાના જ ધ્યાનમાં આવ્યું

એજ સવિશેષતા ઉપરથી એમ કહી શકાય છે કે, ગુરૂત્વાકર્ષણ શક્તિનો શોધક ન્યૂટન છે. તેમ એવું કોઇ વૃત્ત જ નથી કે જે સૃષ્ટિમાં ન હોય, પરંતુ "અમુક સંવાદ રસિક શબ્દ પ્રવાહનું રૂપ, અમુક ભાવપ્રદર્શનને સાનુકૂલ છે" એટલું ખ્યાલમાં આવતાં તે જ રૂપને સ્થિર કરીને તેને જે નવીન નામ આપવામાં આવે તે "નવીન સંવાદી રચના" તરીકે તો ( તેટલા જ અંશમાં ) નવીન જ છે.

# गीत रचना–लयबंध पद्यरचना.

૩૨. વેદકાળથી જ છંદ અને ગીત એ બને જુદાં જ મનાયાં છે અને તેના નિયમો પણ જુદા જુદા છે. છંદઃશાસ્ત્રમાં કે પિંગળમાં તો માત્ર જુદા જુદા છંદો અને વૃત્તોના નિયમો આપેલા હોય છે. પરતુ એ છદ ઉપરાંત જે બીજી અનેક પ્રકારની કવિતાઓ, કે જે ગાયનો, પદો, સંગીતો, ગઝલો, ઠુમરી, ધોળ, પ્રબંધ–ધ્રુવપદાદિ, ગરબી, પ્રાચીન કવિઓના રાગ અને ઢાલ, વર્તમાન નાટકનાં સંગીતો, અષ્ટપદી એ બધું સાહિત્ય જે જુદા જુદા દેશોમાં ગવાય છે ને રોજ સ્વચ્છંદપણે નવું નવું રચાય છે તે બધાનું નામ સામાન્ય રીતે ગીત એવુ આપવામાં આવ્યું છે. ગીત એ જુદા જુદા તાલ અને લયથી યુક્ત હોવાથી એક રીતે તો તે પણ છંદનું જ રૂપાંતર છે. ઉપર કહ્યાં તે બધી જાતનાં ગીતો રચવા વિષેના નિયમો **ગીતશાસ્ત્ર**માં જણાવેલા હોય છે. ગીતની ઉત્પત્તિ અતિપ્રાચીન વેદકાળમાં જ થએલી છે. સામાન્ય બોલવાની ગદ્ય–ભાષા કરતાં પદ્યબદ્ધ છાંદસવાણી એ ઉંચી ગણવી જોઇએ, એવી ભાવના થતાં તેનો પ્રસાર પ્રથમ થયો હશે; ને બધુ લેખન–ભાષણ એ વાણીમાં જ કરવું વધારે પ્રશસ્ત છે એમ નક્કી ઠરેલું હશે એમ જણાઈ આવે છે, કેમકે વૈદિક છંદોનાં નામ નારીજાતિમાં છે; કારણ કે તે ગર્ભિત રીતે **वाच्** (વાણી) નાં વિશેષણ તરીકે જણાય છે. ગાયત્રી, ત્રિષ્ટુભ કે જગતી એવાં છંદનાં નામ કહેવાય છે તે ઉપરથી **गायत्रीवाक्**, **त्रिष्टुब् वाक्** કે **जगती वाक्** એમ સમજવાનુ છે. પદ્ય તે ગદ્ય અથવા લોકની બોલીની અપેક્ષાએ પ્રશસ્ત વાણી છે. તે પ્રશસ્તપણાના વિશિષ્ટ અર્થમાં તેને **वाच्** કહેલ હશે એમ અનુમાન થાય છે. અમુક છંદમાં રચાયલા આખા કાવ્યને **उकथ** કહે છે, તેમાં પણ પ્રશસ્તપણાનો અર્થ ગર્ભિત છે. **सूक्त**માં તે **सु** આશયથી ઉક્ત થયો છે.×

× જુઓ રા. રા. કેશવલાલ ધ્રુવનો "પદ્યરચનાના પ્રકાર" એ લેખ ( બુદ્ધિપ્રકાશ, ૧૯૦૮ જાન્યુઆરી અંક ૧ લો ) પૃષ્ઠ ૫૭. આગળ ચાલતાં એ લેખમાં તેઓ જણાવે છે કેઃ—

"ગાયત્રી, ત્રિષ્ટુભ વગેરે કહેતાં જે **वाच्** વિશેષ્ય અધ્યાહાર સમજાતું તે કાળાંતરે ભૂલાયું, ને તે તે વિશેષણ જ છંદની સંજ્ઞારૂપ મનાયાં. આવી રીતે, ખરૂં જોતાં જેનું નામ **भगवद्गीतोपनिषद्** છે, તેને આપણે **भगवद्गीता** અથવા કેવળ **गीता** કહીએ છીએ. છંદનાં નામ **वाच्** વિશેષ્યની જાતિને અનુસરીને નારીજાતિમાં રચાયાં, તેમ સંગીતમાં રાગ રાગણીનાં નામ તે તે વિશેષ્યની જાતિ અનુસાર નર કે નારી જાતિમાં રચાયલાં જોઇએ છીએ." આ કહેવું વિચાર કરવા યોગ્ય છે.

આ પ્રકારે છાંદસવાણી પ્રતિષ્ઠાને પામી સ્થિર થયા પછી તેને વધારે પ્રશસ્ત ને સુંદર બનાવવા માટે (ષડ્જાદિ) સંગીતના નાદમય સ્વરોમાં તે વાણી ઉચ્ચારવી એ નવો વિવેક થયો હશે, ને તેને અનુસરી અમુક છંદ અમુક નાદ-સ્વરમાં* બોલી તેને સુસ્વરિત બનાવવાનો પ્રયત્ન થયો હશે એમ સમજી શકાય છે.

૩૩. ષડ્જ, ઋષભાદિ સ્વરોની જે સરિગમાદિ સંજ્ઞાઓ પાડેલી છે તે બહુ પ્રાચીન નથી, અને ષડ્જાદિ નામો પણ વેદ જેટલાં તો પ્રાચીન નહીં જ હોય, તો પણ એ સમયમાં માત્ર નામ વિરહિત સ્વરોનું પણ જ્ઞાન નહિ જ હોય એવું અનુમાન થઇ શકતું નથી. કદાચ તેનો ઉપયોગ ઘણા કાળ સુધી થયા પછી, ષડ્જાદિ નામો પછીથી પડયાં હોય એમ કલ્પી શકાય છે; અને તેમ થાય એ સ્વાભાવિક છે. તોપણ આ વિવિધ સૃષ્ટિમાં પશુ, પક્ષિ, મનુષ્યો, અને ધાતુ વગેરેના જે વિધવિધ ધ્વનિઓ–નાદો સંભળાય છે, તેમાંના સુમધુર નાદો કે જે સ્વભાવતઃ જ મનુષ્યના મનનું આકર્ષણ કરી આનંદ આપે છે તે સ્વરો, છાંદસવાણીમાં બોલનારા કવિઓના ખ્યાલમાં ન આવેલા હોય એમ કેમ બની શકે? એ કવિઓએ સૃષ્ટિના નાદોનું પૃથક્કરણ કરી, તેને સાત વર્ગોમા વહેંચી દીધા હશે અને પછી અમુક વાણી (છંદ) અમુક સ્વરમાં બોલવી એવો નિયમ પછીથી બાંધ્યો હશે. જો કે હાલ આપણે સ્વરોને ષડ્જ, ઋષભ વગેરે નામોથી ઓળખીએ છીએ તેમ તે સ્વરોને વૈદિક ઋષિઓ એ સમયમાં કયા નામથી ઓળખતા હશે તે ચોક્કસ રીતે સમજી શકાયું નથી, તોપણ સામાન્ય 'स्वर' એ શબ્દ વેદોમા છે; અને શિક્ષાગ્રંથોમા તો ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિતમાં સાતે સ્વરોને વહેંચી દીધેલા જોવામા આવે છે. તે ઉપરથી એટલું તો અનુમાન કરી શકાય છે કે જે ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ ત્રણ પ્રયત્નબદ્ધ સ્વર (એકસેન્ટ) છે તેમાંજ સંગીતના સાતે સ્વરોનું પ્રકૃતિરૂપ વર્ગીકરણ કરી નાખી, ઉદાત્તાદિ પ્રયત્નાત્મક સ્વર, તે નાદાત્મક સ્વરમા રૂપાંતર પામ્યા હશે એ વધારે સંભવનીય છે. ઋગ્વેદ અને યજુર્વેદ એ બને વેદોમા ઘણાક સમયનો તફાવત હોવો જોઇએ. ઋગ્વેદમાં નૈસર્ગિક દેવોની સ્તુતિ છે, પછી યજુર્વેદમાં યજ્ઞયાગાદિનું માહાત્મ્ય વધતું જાય છે, ને યજ્ઞદેવતાને સંતુષ્ટ કરવા માટે, ઋગ્વેદના નૈસર્ગિક દેવોની સ્તુતિના મંત્રોને સામગાન રૂપે નવું જીવન મળે છે, અને તે ગાન બે બ્રાહ્મણો વીણા સાથે કરવા માંડે છે. આ ઉપરથી જણાય છે કે ષડ્જાદિ સ્વરો એ કાળમાં પણ સારી રીતે જાણવામાં હતા, અને તે જ્યારે જાણવામા હતા ત્યારે છાંદસવાણી કે જે માત્ર ઉદાત્તાદિ પ્રયત્ન સહ આરંભે બોલાતી, તે સમય વીતતાં સંગીતના નાદાત્મક સ્વરોસહ બોલાવા લાગી, ને ત્યારબાદ તે સામગાનમાં રૂપાંતર પામી, કે જેમાંથી ગીતરચનાની શરૂઆત થઈ હોવા જોઇએ ને વસ્તુતઃ થયું છે તેમજ.

---

* ગાયત્રી છંદનો સ્વર ષડ્જ છે, ઉષ્ણિકનો रि, અનુષ્ટુભનો ग, બૃહતીનો म, પંક્તિનો प, ત્રિષ્ટુભનો ध અને જગતી છંદનો સ્વર नि કહેલો છે. એટલે કે તે તે છંદો એ સ્વરોમાં બોલાતા હશે એમ જણાય છે.

વળી ગાયત્રી છંદ પ્રથમજ છે, અને તે દેવતાઓની સ્તુતિ, ગાયન અને પ્રકાશ કરવા માટે વપરાય છે એમ કહ્યું છે. તે ગાયત્રી વેદનું આદિ ગાન કરનારા જે બ્રહ્મા તેમના મુખમાથી ઉત્પન્ન થઇ છે. આ ઉપરથી પણ પ્રથમ છંદો લઇને તેને જ જુદા જુદા સ્વરોમાં ગાવાનો પ્રચાર અતિપ્રાચીન સમયમાં હતો એમ જણાઇ આવશે.

પ્રથમ તો છંદોને જ એક એક સ્વરમાં ગાવા વિષેનો પ્રચાર થયો હતો, ને ત્યાર પછી કોઇ પણ છંદને લઇને તેને ૨, ૩ કે ૪ સ્વરમા તાલ–લય–માત્રામાં યોજીને લંબાવીને ગાવાનો પ્રચાર પડી ગયો હતો. ઋગ્મંત્રો કે જે ગાયત્રી વગેરે છંદોમાં રચવામાં આવેલા છે તે છંદો અમુક સ્વરમાં બોલવા જ જોઇએ એવો નિયમ છે, તે ગીત રચનાની બીજરૂપ સ્થિતિ સૂચવે છે. ત્યારબાદ વેદના છંદરૂપ મંત્રો ગીતમાં ઉતારીને ગાન કરવામાંથી જુદાં જુદાં સામગાનોની ઉત્પત્તિ થએલી છે. એક સ્વરમાં ગાવું તે આર્ચિકગાન, બે સ્વરમા ગાવું તે ગાથિક, ત્રણ સ્વરમાં ગાવું તે સામિક અને ચાર સ્વરમાં ગાવું તે સ્વરાંતર ગાન; એ બધાં વૈદિક ગાનો અસ્તિત્વમાં આવ્યાં અને ગીતરચનાનું પ્રભાત સમજવું જોઇએ. સામવેદની પૃથક્ રચના થઇ તે આ પ્રાથમિક સ્થિતિમાંથી જ થઇ અને ઉન્નત પામી. યજ્ઞ અને દેવતાઓને સંતુષ્ટ કરવા માટે વેદમંત્રો ઊંચા સ્વરોમાં લલકારીને ગાવામાંથી સામગાન અને તેના જુદા જુદા પ્રકાર પડયા, અને પછી પ્રાચીન ગાંધર્વાદિ ગીતરચના રચાવાની શરૂઆત થઇ હશે એમ અનુમાન થાય છે. યજ્ઞ વખતે બે બ્રાહ્મણોએ વીણા લઇને વેદમંત્રોનું ગાયન કરવા વિષે તો વેદમાં જ વર્ણ્યું છે. એ મંત્રો કે છંદો પ્રથમ જ્યારે ગાવાના ઉપયોગમાં લેવામાં આવ્યા ( કેમકે તે વખતે છંદો પોતે જ ગીતરૂપ થઇ પડવાથી તેમ થયુ ) હશે ત્યારે છંદના લઘુગુરુને જ માત્ર એક કે બે માત્રાના જ નિયમે લંબાવવાનું ધોરણ કાયમ નહિ રહેતાં એથી વિશેષ માત્રા સુધી પણ લંબાવવા પડતા. " મંત્રમા આવેલા પાદ જો ઓછા અક્ષરના હોય તો તે અક્ષરો ઇ, હા, હુ, હૌ, વા વગેરે ઉચ્ચારો ઉમેરીને, અથવા કેટલાક ક્ષેપક ઉમેરીને પૂરા કરી લેવા" નો નિયમ હતો. એ ઉપરથી આ વાતને કંઇક ટેકો મળે છે. આટલી સ્થિતિ પછી જ્યારે ગાવાનો પ્રચાર વિશેષ પડતો ગયો ત્યારે માત્ર જુદા જુદા છંદો જ ગાવાને માટે સર્વાંશે અનુકૂળ નથી થઇ પડતા એમ જ્યારે જણાયુ ત્યારે ( અથવા ત્યાર પછીથી ) છંદરચના કરતા પૃથક્રૂપણે જુદીજ તરેહની પદરચના રચાવાની શરૂઆત થતી ગઇ હશે એમ અનુમાન થાય છે. તેમા સામગાનથી પૃથક્રૂપણે જે પ્રાથમિક સ્થિતિવાળા ગીતો* રચાયા તે ગાંધર્વગાનને નામે ઓળખાયા, અને ત્યારબાદ જેમ જેમ સમય આગળ વધતો ગયો તેમ તેમ લોકપ્રચારમા જે ગાયનો, ગાનાના સ્વરો

* પોરબંદર વગેરે કાઠીયાવાડના ભરવાડોની એક જાતિમાં જે ગાયનો ગવાય છે તે સામગાનને મળતા આવે છે. સંવત ૧૯૫૬ ની શરૂઆતમા હું પોરબંદર ગયો હતો ત્યારે ત્યાના પ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજી મ્હને જંગલમાં લઇ ગયા હતા, અને જંગલના ભરવાડોને એકત્ર કરી તેમના ગીતો તેમની પાસેથી ગવરાવ્યા હતાં. એ સાંભળવાથી પ્રાચીન સામગાન થતું હોય એવો ભાસ થયો. તેમા પાદને અંતે અને મધ્યમાં હૌ, હા વગેરે સામિકગાનના પાદપૂરક–ક્ષેપક અક્ષરો આવતા હતા, ને તેમને લાંબા સ્વરે અમુક માત્રાનો કાળ આપી ઉચ્ચારતા હતા. તેમનું એ સંગીત તે સામ ગાનના અવશેષરૂપ તો નહિ હોય ? ! આ ઉપરથી એક બીજો બોધ લેવાનો છે તે એ કે, આવા ગામડીયા લોકોના ગીતો, આચાર, વ્યવહાર, રૂઢી વગેરેનો અભ્યાસ કરવામાથી અસલની પ્રણાલિકા કેવી હશે તે સમજી શકાય છે. નોરૅશનથી પ્રાચીનકાળમા ગીતોનો સંગ્રહ કરવા વિષેનો રીવાજ જો ચાલુ રહ્યો હોત તો પ્રાચીન ગીતોનાં સ્વરૂપ વિષે આપણે નિર્દોષ અનુમાનો કરી શકત.

અને તાલના વપરાશ ઉપરથી ઉત્પન્ન થઇ ચાલૂ થયાં તે સામાન્ય રીતે ગાન એવા નામથી પ્રચલિત થયા હશે એવું અનુમાન થાય છે. મતલબ કે દૈવી "ગાંધર્વગાન" અને "લૌકિકગાન" એ બે જે ઉત્પન્ન થયાં તે વેદના મંત્રો ગાવામાથી કે સામગાન કરવામાથી થયા હોવા જોઇએ. સંગીતરત્નાકરાદિ ગ્રંથોમા એ વાતને મળતી આખ્યાયિકા જોવામા આવે છે.

ऋग्यजुः सामवेदेभ्यो वेदाच्चाथर्वणः क्रमात् ॥
पाठ्यं चाभिनयान्गीतं रसान्संगृह्य पद्मभूः ॥ ९ ॥
संगीत रत्नाकर, नर्तनाध्यायः

આમા સ્પષ્ટ કહ્યું છે કે બ્રહ્મદેવે ઋગ્વેદમાથી પાઠ્યનો સંગ્રહ કર્યો, યજુર્વેદમાથી અભિનયનો, સામવેદમાથી સપ્તસ્વરાત્મક ગીતનો અને અથર્વવેદમાથી રસનો સંગ્રહ* કર્યો. સંગીત પારિજાતમા× તો એથી પણ આગળ વધી કહ્યું છે કે, સામવેદનો ઉદ્ધાર કરી તેમાથી ગીતનો સંગ્રહ બ્રહ્માએ કર્યો અને તે બ્રહ્માની પાસેથી નારદે શીખી લઇને વીણાનાં વગાડ્યું

ભરતનાટ્યશાસ્ત્ર ગ્રંથ સંગીતરત્નાકરના કરતાં વિશેષ પ્રાચીન છે, શોધકો તેનો સમય છઠ્ઠા સૈકા સુધીનો ગણે છે. એ ગ્રંથમા તો ગીતોનું ( ધ્રુવા વગેરેનું ) વર્ણન જોવામાં આવે છે પરંતુ ત્યાર પછીથી રચાયલા સંગીત રત્નાકરમાં તો પ્રાચીન કાળમા તથા પોતાના સમયમા જે અનેક તરેહના ગીતો પ્રવર્તતાં હતા તે બધાનો સંગ્રહ પ્રબંધાધ્યાય નામના ચોથા અધ્યાયમા વ્યવસ્થિત રીતે કરેલો છે, કે જે સંગ્રહ બીજા કોઈ પણ ગ્રંથમા જોવામાં આવતો નથી. એ અસલના કાળમાં નાટકોનો પ્રચાર વિશેષ હતો એમ જણાય છે છેક રામાયણ કાળમા એ રીવાજ ચાલતો હતો એમ ગ્રંથો ઉપરથી સમજી શકાય છે. પાણિનીએ નટસૂત્રનું નામ પોતાના વ્યાકરણમાં આપેલું છે તે ઉપરથી પાણિનીની પૂર્વે તો અનેક

---

* આ ઉપર કલિનાથ ટીકામા સ્પષ્ટ કરે છે કે,

ऋग्वेदात्पाठ्यस्य संग्रहणं तस्य मन्त्ररूपत्वेन शब्दप्रधानत्वादिति मन्तव्यम् । पाठ्यंनाम वाचिकाभिनेयः । पाठाक्षरोद्धरनं च यजुर्वेदादभिनयानां संग्रहणमपि मस्य नादात्मकत्वादिति मन्तव्यम् । વગેરે તેમજ પ્રથમ અધ્યાયમા सामवेदादिदं गीतं संजग्राह पितामहः ॥ २५ ॥ એ શ્લોક ઉપરની ટીકામાં જણાવે છે કે, सरसंग्रह रूपत्वं च गीतस्यापि सप्तस्वरात्मकत्वात् । सामनि ह्युत्कृष्ट प्रथम द्वितीय तृतीय चतुर्थ मण्द्रादि स्वार्याख्याः सप्तस्वराः ।

× सामवेदादिदं गीतं संजहार पितामहः । नारदेनतु तत्प्राप्य वीणायां वादनं कृतम् ॥ ५०२ ॥ અધ્યાય ૧.

‡ પાણિનીના જોવામા नटसूत्र જોવામા આવ્યું હશેજ.

સૈકાઓ સુધી એ રીવાજ ચાલુ હતો જ. બૌદ્ધના આર્યલલિત વિસ્તર નામના ગ્રંથમાં પણ એને મળતો પૂરાવો છે જ. આ બધા ઉપરથી એમ અનુમાન થાય છે કે, નાટકમાં ગાયનો ગાવાનો રીવાજ સારી રીતે ચાલુ હતો, ને તે ઉપરથી તેનાં સૂત્રો રચાયાં હતાં એટલું જ નહીં પણ નાટકના જુદા જુદા પ્રસંગે ગાવાનાં ધ્રુપદો ને પ્રબંધો ક્યાં ક્યાં ગાવાં તે વિષેનો સંગ્રહ ભરતનાટ્યશાસ્ત્રમાં કરવામાં આવ્યો છે એ બધાં પ્રાચીન ગાયનો-પ્રબંધોનો સાર સંગીતરત્નાકરના ચોથા પ્રબંધાધ્યાય ઉપરથી આપીએ છીએ—

૩૪. ગીતનું લક્ષણ—સંગીત રત્નાકરમાં ગીતનું લક્ષણ આ પ્રમાણે કર્યું છે.

रञ्जकः स्वर संदर्भो गीतमित्यभिधीयते । ४, १.

રંજન કરે એવા સ્વરોનો જે સંદર્ભ ( ગુંફ, જથ્થો ) તે ગીત કહેવાય છે. સંગીતપારિજાતમાં એનું લક્ષણ જરાક ફેરફાર સાથે આ પ્રમાણે છે.

सुस्वरैर्गीयमानत्वाद्गीतमित्यभिधीयते ॥ ५०१ ॥ ઞ० १.

એટલે કે, સુસ્વરોથી ગાઈ શકાય છે માટે 'ગીત' એવું નામ પાડવામાં આવ્યું છે. આ બન્ને લક્ષણો જોતાં ગીતની રચના પરત્વે સામાન્ય વ્યાખ્યા એવી થઈ શકે કે, રંજન કરે એવા સ્વરસંદર્ભયુક્ત સુસ્વર રચના, તેને અનુકૂળ એવી જે ગણ, તાલયુક્ત કવિતા તે ગીત કહી શકાય. આ વ્યાખ્યાથી છંદ અને જાતિથી પૃથક્ રચનાવાળી પદ્યરચના તે બધી ગીતના વર્ગમા ગણવી જોઈએ એમ સ્પષ્ટ ધ્યાનમાં આવશે ગીત બે પ્રકારનું કહેલું છે. (૧) ગાંધર્વ અને (૨) ગાન. અનાદિ સંપ્રદાયવાળુ ગંધર્વોથી જે ગીત ગવાય છે અને જે કલ્યાણના હેતુરૂપ છે તે ગાંધર્વગીત કહેવાય છે આ ગીતો હાલ ક્યાંય પણ સાંભળવામાં નથી આવતાં. એની માહિતી સંગીતરત્નાકરના પ્રથમ અધ્યાયના જાતિ તથા ગીત પ્રકરણમાં આપેલી છે, કે જે અત્રે આપવી નિરૂપયોગી છે. જે ગીત ગવૈયાઓથી રચેલું અને લક્ષણોથી યુક્ત હોય તેને દેશીરાગમા ગાન કહેલું છે, કે જે ગાન મનુષ્યના ચિત્તનું અતિ રંજક છે તેના બે પ્રકાર છે અનિબદ્ધ અને નિબદ્ધ. બંધન વિનાની સ્વચ્છંદ જે કોઈ પણ રાગના સ્વરોની આલાપ ( आलप्तिर्बन्ध हीनत्वादनिबद्धमितीरिता ) તે

* ઉપરના બંને પ્રાચીન લક્ષણો માત્ર સુસ્વરસંદર્ભ ઉપર કટાક્ષ રાખીને કરવામાં આવેલાં છે. તે એટલા જ હેતુથી કે, છંદ અને જાતિની પેઠે બીજાં ગાયનો કે પદ્યોમાં ગણ, તાલ વગેરે તો આવવાના જ, પરંતુ તે ગણ, તાલ ઇત્યાદિ, સ્વરસંદર્ભ જે પ્રકારનો હશે તેને અનુસરતાં હોવા જોઈએ, એટલેજ અક્ષર કે માત્રા છંદમાં તથા ગીત રચનામા તફાવત રહી શકે છે. એટલે કે ગીતનો છંદથી પૃથક્ વ્યાવર્તક અંશ એ જ છે. બાકી આજકાલ જે તમામ સંગીતો સાંભળવામાં આવે છે તે બધાં, તથા તે ઉપરાંત પ્રાચીન પ્રબંધો, ધ્રુવપદો, ખ્યાલ, ટપ્પા વગેરે સાંભળીએ છીએ તે બધાનો સમાવેશ સૂક્ષ્મરીતે જોતા અર્ધસમ કે વિષમ વૃત્તોમા થઈ શકે તેમ છે, તેથી અક્ષર કે માત્રા સંધિની રચનાને ગૌણત્વ આપી, ગીતરૂપ પદ્યરચનામાં આવનારા અક્ષરોની ગોઠવણી, સ્વરરચનાના પ્રવાહ પ્રમાણે ઉત્પન્ન થતી હોવાથી ગીતનું લક્ષણ માત્ર સ્વરરચનાને જ મુખ્યત્વ આપીને પ્રાચીનોએ કરેલું છે એટલું લક્ષમાં રાખવાનું છે.

અનિબદ્ધગાન કહેવાય છે અને ધાતુ ( ગાયન ) તથા અંગોથી જે બંધાયલું
( बद्ध धातुभिरङ्गैश्च निबद्धमभिधीयते ) નિબદ્ધગાન કહેવાય છે.

નિબદ્ધગાનની પ્રબન્ધ, વસ્તુ રૂપક એ ત્રણ સંજ્ઞાઓ છે એ નિબદ્ધગા
યવા પ્રબન્ધના અંગો અને ધાતુઓ આ પ્રમાણે સ્વીકાર્યો છે—

૩૫. પ્રબન્ધરૂપી પુરૂષનાં અવયવો કે અંગો—

प्रबन्धोऽङ्गानि षट्तस्य स्वरश्च विरुदं पदम् ।
तेनकः पाट तालौ च प्रबन्ध पुरुपस्यते ॥ १२ ॥

જેમ પુરૂષના હાથ, પગ, માથુ પેટ વગેરે અંગો છે તેમ પ્રબન્ધરૂપી પુરૂષના
સ્વર, (૨) તેનક, (૩) પાટ (૪) તાલ, (૫) બિરૂદ, (૬) પદ એ છ અંગો કે
યવો છે તેમા **સ્વર** તે સરિગમાદિ, અથવા નાદનો પ્રકાશ જેનાથી થાય છે તે
અથવા તેન એ મંગલવાચક શબ્દ છે, એથી મંગલનો પ્રકાશ થાય છે પાટ એટલે
ઘના ( તબલા મૃદંગાદિના ) બોલો, એટલે પરનના શબ્દો, કે જે હાથથી વાદ્યમાં વ
વામા આવે છે તે અક્ષરોનો ઉચ્ચાર તે પ્રબંધની ગતિના હેતુરૂપ હોય તે તાલ કહે
છે. બિરૂદ એટલે ગુણ કે જે કાવ્યના મધુર, ઓજ, પ્રસાદ કહેવાય છે તે. અને
એટલે બિરૂદ (ગુણ) થી અન્યનકારનું વાચક તે એ પદથી કાવ્યના અર્થનો પ્રકાશ થા

આમા જે અંગો ગણાવ્યા તે ધ્યાનમા રાખવા જેવા છે ગાયનમા સરિગમોના
ક્ષરો-સ્વરો આવે છે જ, તે સરિગમવાળી જે કવિતાઓ તે બધી **સ્વરપ્રબન્ધમા** અ
જાય છે સરિગમ બે પ્રકારની ગણાય છે તેમા પ્રથમ પ્રકારને **નાદાત્મક** ( ધ્વન્યાત્મ
કહે છે, એને જ ગવૈયાઓ સ્વરસરિગમ ( સુર સરગમ ) કહે છે અને બીજીને વર્ણાત્
સરિગમ કે બોલસરગમ અથવા અક્ષરસરગમ કહે છે, તેમા માત્ર સ્વરની ( નાદની ) ર
બોધક જે સરગમ હોય તેને જે તે સ્વરમા બોલવી તે નાદાત્મક કે સ્વર સરગમ કહેવ
છે, અને સરિગમના માત્ર અક્ષરો જ હોય, પરંતુ તેનો ઉચ્ચાર જે તે સ્વરના અવાજ—
દમા નહી કરવામા આવે તો તે વર્ણાત્મક કે બોલસરગમ કહેવાય છે આ બેમાથી સ્વરસ
ગમોવાળી કવિતા તે પ્રબંધનો એક પ્રકાર છે **તેનક** એટલે ગાયનગાવાની શરૂઆતમા ગ
યાઓ જે ' તનનનરી તોં તનનન " વગેરે જે શબ્દો બોલીને ગાય છે તે તેનકતેએ જ ઃ
આ જાતની કવિતા તે પણ પ્રબન્ધમા ગણવામાં આવી છે. " ધુમકિટ, ધીરકિટ, ધિલાગ
વગેરે તબલા કે પખવાજના અક્ષરો ઉસ્તાદી ગાયનમા કોઈ કોઈ વખતે ગવૈયાઓ ગાય
તે સર્વ જાણીતી બાબત છે, એ જાતની કવિતાઓ તે **પાટ** નામના અંગનો એક પ્રબ
છે તાલ અનેક પ્રકારના છે જેમકે ત્રિતાલ, ચોતાલ દાદરો વગેરે, તેમા જે કવિતા
ગાયનમા વારવાર અનેક તાલ આવે, અથવા અમુક એકજ તાલના ધોરણ ઉપર આખ
કવિતા રચેલી હોય તેવી સઘળી કવિતાઓ તેપણ તાલપ્રબન્ધનો જ એક પ્રકાર છે અ
સ્વર, તેનક, પાટ અને તાલ એ ચારના મિશ્રણથી " ચતુરંગ કે ચતરંગની રચના થા
છે, કે જેમા સરગમ, તનનનરી જેવા અક્ષરો, ધુમકિટ, કિડાન્ જેવા અક્ષરો તાલની અને
ગતિઓના પ્રવાહને અનુકૂળ શબ્દરચના એ ચારે આવે છે. બાકી બિરૂદ અને પદ રચના

વાળી કવિતાઓ તો સર્વત્ર ચાલુ છે તે તો પ્રસિદ્ધ જ છે સ્વર, પાટ અને તાલ એ ત્રણેનો અર્થ સ્પષ્ટ છે, પણ "તનનનરી, તોમ" વગેરે શબ્દો ગાયનને આરંભે ગવાય છે તેને "નોમયોમ" એ નામથી ગવૈયાઓ ઓળખે છે, તેનો અર્થ શો છે એ વિષે કહ્યું છે કે-

> तेनेति शब्दस्तेनः स्यान्मङ्गलार्थ प्रकाशकः ।
> ॐ तत्सदिति निर्देशस्तत्त्वमस्यादि वाक्यतः ॥ १७ ॥
> तदिति ब्रह्म तेनायं ब्रह्मणा मङ्गलात्मना ।

**तेन** એ શબ્દ મંગલનો પ્રકાશક છે **तत्त्वमसि** ( તે તું છે ) વગેરે મહાવાક્યોથી **ॐ तत्सत्** એવો નિર્દેશ કરવામાં આવે છે તેમાં **तत्** એ શબ્દથી બ્રહ્મ સમજવાનું છે. તે **तेन**થી ( તેનાથી ) એટલે સર્વ મંગલ સ્વરૂપ બ્રહ્મથી '**तेन तेन**' એવો નિર્દેશ "સિં હાવલોક ન્યાયની રીતીએ" કરવામાં આવેલો છે

૩૬. **પ્રબન્ધરૂપી પુરૂષના દેહના ધાતુ**—મનુષ્યના દેહને વાત, પિત્ત, કફ વગેરે ધાતુઓ ટકાવી રાખે છે તેવી રીતે પ્રબન્ધરૂપી પુરૂષના દેહને પોષણ કરનાર ધાતુની પણ કલ્પના કરવામાં આવી છે જેમકે, (૧) ઉદ્ગ્રાહ, (૨) ધ્રુવ, (૩) મેલાપક, (૪) અંતરા અને (૫) આભોગ એ પાંચ ધાતુ તરીકે કલ્પ્યા છે એ ઉપરથી જે પ્રબંધની આમાંથી જેટલા ધાતુઓ લઈ રચના કરવામાં આવે તે ઉપરથી તેટલા ધાતુઓવાળો પ્રબંધ કહેવાય છે એટલે કે, જેમાં માત્ર ઉદ્ગ્રાહ ( અસ્તાઇ-પહેલી કડી ) હોય તે 'એક ધાતુક', જેમાં અસ્તાઇ અને અંતરો બે હોય તે 'દ્વિધાતુક', જેમાં અસ્તાઇ, અંતરા અને આભોગ એ ત્રણે હોય તે 'ત્રિધાતુક' વગેરે છંદ કે જાતિમાં જેમ ચરણો કે પાદ આવે છે તેમ ધાતુ એટલે પ્રબન્ધરૂપી કવિતાના ચરણો ( અવયવો ) સમજવા હવે એ ધાતુઓના લક્ષણો ટુકામાં આ પ્રમાણે છે પ્રથમના પ્રથમ પાદ કે ચરણથી ગીતનો આરંભ થાય છે માટે તે ઉદ્ગ્રાહ કહેવાય છે, આને ગવૈયાઓ અસ્તાઇ' એ નામથી ઓળખે છે ધ્રુવ એ પ્રબન્ધ-કવિતાની વારવાર બોલાતી ટેકવાળી કડી છે, કેમકે તે નિત્ય હોવાથી તેને ધ્રુવપદ એવું બીજું નામ પડ્યું છે અસ્તાઇ અને ધ્રુવપદ એ બંનેના મેળાપથી મેલાપક કહેવાય છે ધ્રુવ પછી આવનાર ચરણ તે અંતરો અને પ્રબન્ધનો છેલો અવયવ તે આભોગ કહેવાય છે, એ આભોગથી ગીતની સમાપ્તિ થાય છે

૩૭ **પ્રબન્ધની જાતિ**—એ પ્રમાણે પ્રબન્ધના અંગ અને ધાતુઓનો વિવેક છે, તે ઉપરાત જાતિનો પણ વિવેક કરવામાં આવ્યો છે સ્વર, બિરદ વગેરે જે ૭ અંગો ગણાવ્યા તેમાંથી ૭ અંગો જે પ્રબંધમાં હોય તે **મેદિની** જાતિનો પ્રબન્ધ ગણાય છે, પાંચ અંગ વાળો **આનન્દિની**, ચાર અંગવાળો **દીપની** * ત્રણ અંગવાળો **ભાવની** અને બે અંગનો

* હાથી, ઘોડા, ઊંટ અને પાયદળ ( સિપાઇ વર્ગ ) એ ચાર પ્રકારથી થતી **સેના** તો લશ્કર કે સૈન્ય કહેવાય છે, તેમ સ્વર, તેન, પાટ અને તાલ એ ચાર પ્રકાર (ચતુરંગ) ના સમૂહને "ચતુરંગસેના" કે "ચતરંગ" એ નામથી ગવૈયાઓ ગીતો ગાય છે તે પ્રસિદ્ધ છે

જે પ્રબન્ધ હોય તે તાલવાલી જાતિનો પ્રબંધ કહેવાય છે એવા ક્રમથી પ્રબંધની પાંચ જાતિઓ થાય છે કેટલાક વિદ્વાનો જાતિના એ પાંચ નામોને બદલે અનુક્રમે શ્રુતિ, નીતિ, સેના, કવિતા અને ચમ્પૂ એ પાંચ નામો આપે છે તમામ પ્રબન્ધના અનિર્યુક્ત અને નિર્યુક્ત એવા બે પ્રકાર છે. છંદ, તાલ, અંગ, ધાતુ, રાગ, રસ વગેરેનો નિયમ જેમા ન હોય તે તે અનિર્યુક્ત ( નિયમરહિત ) પ્રબન્ધ કહેવાય છે અને જે નિયમિત રચનાથી થાય તે નિર્યુક્ત પ્રબન્ધ કહેવાય છે. વળી પ્રબન્ધના સૂડ, આલિમક્રમ અને વિપ્રકીર્ણ એવા ત્રણ પ્રકાર છે અને તેમાં ગણાતા બધા ભેદો નીચે પ્રમાણે છે.

## સૂડ પ્રબન્ધના ભેદ. ( ૪૦૬૮ )

(ક) શુદ્ધ સૂડ,

(૧) એલા તેમા ૩૬૫ પ્રબંધો છે

૧૧૨. ગણમેળથી થતી એલા, તે ગણૈલા કહેવાય છે તેમા ૪ શુદ્ધા, ૯૩ વિકૃતા અને ૧૫ સંકીર્ણા ગણાય છે

૮ માત્રા મેળથી થતી માત્રૈલા

૨૪ વર્ણૈલા ( અક્ષરોથી થતી તે )

૧૨ વર્ણમાત્રૈલા

૭ મતગકૃત ૭ એલા

૫ દેશાખ્યૈલા

---

૧૬૮ તથા + બીજા ૧૯૭ ભેદ=૩૬૫

(૨) કરણ એમા ૨૭ પ્રબંધો છે
(૩) ઢેંકી „ ૩૦ „
(૪) વર્તની „ ૧ „
(૫) ઝોંબડ „ ૩૧૦ „
(૬) લંભક „ ૭ „
(૭) રાસ „ ૮૨ „
(૮) એકતાલી „ ૧ „

(ખ) સાલગ સૂડ

સાલગ એટલે મિશ્ર એવા જે સૂડનો પ્રબંધ તે સાલગ સૂડ પ્રબન્ધ કહેવાય છે તેના ૭ પ્રકાર છે

(૧) ધ્રુવ તેમા ૧૬ પ્રબંધ છે
(૨) મઠ „ ૬ „
(૩) પ્રતિમઠ „ ૪ „
(૪) નિસારૂક „ ૬ „
(૫) અડ્ડતાલી „ ૬ „
(૬) રાસક „ ૪ „
(૭) એકતાલી „ ૩ „

---
૪૫

આ પ્રમાણે શુદ્ધસૂડના ૪૦૨૩ ભેદ સાલગસૂડના ૪૫ ભેદ, મળી કુલ ૪૦૬ સૂડપ્રબન્ધના ભેદ થાય છે

## આલિક્રમ કે આલિગ્રથ્ય પ્રબંધના ભેદ. (૧૬૮)

આ પ્રબંધના નીચે પ્રમાણે ભેદ અને જાતો છે —

| નામ. | કેટલા ભેદ | નામ | કેટલા ભેદ | | |
|---|---|---|---|---|---|
| (૧) વર્ણ | ૩ | (૭) તુરગલીલા (હયલીલા) ગદ્યજા૧+પદ્યજા ૧ | ૨ | (૧૩) ધ્વનિકુટ્ટિની | ૧ |
| (૨) વર્ણસ્વર | ૪ | (૮) ગજલીલા. | ૧ | (૧૪) આર્યાપ્રબન્ધ. | ૨૬ |
| (૩) ગદ્ય પ્રબંધ મુખ્ય ૬ ભેદ× તેની ૬ પ્રકારનીગતિ | ૩૬ | (૯) દ્વિપદી. | ૮ | (૧૫) ગાથા પ્રબન્ધ. | ૧ |
| (૪) કૈવાડ. | ૪ | (૧૦) ચક્રવાલ | ૭ | (૧૬) દ્વિપથક | ૯ |
| (૫) અંકચારિણી. | ૬ | (૧૧) ક્રૌંચપદ | ૧ | (૧૭) કલહંસ. | ૨ |
| (૬) કન્દ. | ૨૧ | (૧૨) સ્વરાર્થ શુદ્ધ, +મિશ્ર ૭ | ૧૪ | (૧૮) તોટક. | ૧ |
| | | | | (૧૯) વૃત્તપ્રબંધ. ગમે તે છંદ અને તાલથી ગવાય તે. | ૧ |

(૨૦) માતૃકા ૬
તેના દિવ્યા, માનુષી અને દિવ્યા-માનુષી એ ત્રણ અને તે દરેકના અનિબદ્ધપદ્યજા તથા નિબદ્ધપદ્યજા એવા બે બે પ્રકાર

(૨૧) રાગકદંબ તેના નંદ્યાવર્ત, સ્વ૬ રિતક એવા ૨ ભેદ, અને તેના અષ્ટદલપત્ર, અન્જગર્ભક, ભ્રમગભ્રે રિત એવા વળી ત્રણ ભેદ.

(૨૩) પંચતાલેશ્વર. ૨

(૨૩) તાલાર્ણવ. ( ગદ્યતાલ અને પદ્યતાલ ૨

૧૬૮

આ બધા ભેદ પારિજાત વગેરે સંગીતના ગ્રંથોમાં વિસ્તારથી આપેલા છે.

### વિપ્રકીર્ણ પ્રબંધના ભેદ ૩૬.

આમા માત્ર ૩૬ પ્રબંધો છે તેના નામ આ પ્રમાણે છે શ્રીરંગ, શ્રીવિલાસ, પંચભંગી, પંચાનન, ઉમાતિલક, ત્રિપદી, ચતુષ્પદી ષટ્પદી, વસ્તુ વિજય, ત્રિપથક, ચતુર્મુખ, સિંહલીલ, હંસલીલ, દંડક, ઝંપટ, કંદુક, ત્રિભંગી, હરવિલાસ, સુદર્શન, સ્વનાંક, શ્રીવર્ધન, હર્ષવર્ધન, વદન, ચચ્ચરી, ચર્યા, પદ્ધડી, રાહડી, વીરશ્રી, મંગલાચાર, ધવલ, મંગલ, ચાર પ્રકારની ઓવી ( ઓવી, લોલી, ઢોલરી, દંતી) આ પ્રમાણે ૩૬ ભેદ છે સંગીતપારિજાતમાં સાપટ કે સંપટ એવો એક ભેદ આપેલો છે. રત્નાકરમાં તે નથી, પરંતુ ઓવી એ જુદો ભેદ ગણાવેલો છે ખરો

એ રીતે સૂડ પ્રબંધના ૪૦૬૮ ભેદ + આલિક્રમ પ્રબંધના ૧૬૮ ભેદ + વિપ્રકીર્ણના ૩૬ ભેદ અને + રૂપક પ્રબંધના ૫ ભેદ=મળી કુલ ૪૨૭૭ જાતના પ્રબંધો અને તેમાંના મુખ્ય પ્રબંધોનાં લક્ષણો સંગીતરત્નાકરના પ્રબંધાધ્યાયમા આપેલાં છે. પ્રાચીનકાળમા દેશોદેશમા જે અનેક ગીતો પ્રચલિત હતાં તેનો વ્યવસ્થિત રીતે સંગ્રહ રત્નાકરના કર્તાએ કર્યો છે એ એક મહત્ કાર્ય કર્યું છે સંગીતરત્નાકર ઇ સ ૧૪મા સૈકાનો ગ્રંથ છે એ સમય પછીથી તે હાલના સમય સુધી અનેક નૂતન ગીતરચનાઓ દેશોદેશમાં થઇ ગઇ છે તેનો સંગ્રહ કરવો હવે અશક્યવત્ થઇ પડેલ છે તોપણ મુખ્ય મુખ્ય લોકગીતો ( પૉપ્યુલર સોંગસ )

અને ગગનાં ગીતો અથવા જેને સામાન્ય લોકો "ઉસ્તાદી ગાયનો" ને નામેઓળખે છે તે વિષે ટુકામા વિવેચન કરી સ્પષ્ટતા કરવાની જરૂર છે

૩૮ શાસ્ત્રીય ગીતો—પ્રથમ ગવૈયાઓ રાત દિવસ જે સગીત ચીજો કે ઉસ્તાદી ગાયનો ગાય છે તે વિષે વિચાર કરીશુ ગવૈયાઓ ચીજોમા ધ્રુવપદ, ખ્યાલ ટપ્પા, અષ્ટપદી, ઠુમરી, તિલ્લાના, ચતરગ, ગઝલો, લાવણી, દેન્બા વગેરે નામના ગાયનો ગાય છે એ બધા ગીતો જુદા જુદા રાગોમા ગાવામા આવે છે તેમા જે ગીતો ચૌતાલ, સુલફાક, ધમાર, તેવરા, ઝપતાલ વગેરેમાથી કોઈ પણ તાલમા રચેલા હોય, અને તે અમુક (વિલંબપદ કે શુદ્ધ વિલબનયમાં મીંડ અને ગમકના) પ્રકારે ગવાય તે બધા ગીતો ધ્રુવપદ, ધ્રુપદ કે ચૌતાલાના વર્ગમાના ગણાય છે જે ગીતો હમેશા વિલબલયથી ગવાય અને જે વિલબિતાલ, ઝુમરો, એકો, આડચૌતાલ, સવારી, ફરોદસ્ત વગેરે તાલોમાં રચાયલા હોય તે બધાં ગીતો ખ્યાલ એ નામથી ઓળખાય છે જે ગીતો ધીમાતિતાલાની લયમા ગવાય અને જેમાં તાલ પણ ટપ્પાનો જ હોય, તેમજ તેમાં તાનપલટા વિશેષ લેઇને ગાવામા આવે તે ટપ્પો કહેવાય છે અષ્ટપદી તો ગીતગોવિદ વગેરેની પ્રસિદ્ધ જ છે જે ગીતો શૃગાર, કરૂણા, શોક, વગેરે લાસ્યાનુકુળ રસોમા જ યોજવામા આ યા હોય, ને તેમનો તાલ ત્રિતાલ, પજાબી, કે દાદરો હોય તે બધા ગીતો ઠુમરી નામથી ઓળખાય છે. આ રીતે ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા અને ઠુમરી એ ચાર પ્રકારો ગાયનકલાને લગતી જુદી જુદી પદ્ધતિઓને લઈને ઉત્પન્ન થયા છે એ દરેક પ્રકારોને પદ્ધતિ એ નામથી ઓળખીશુ આ ચાર પદ્ધતિઓ ઉત્પન્ન થઈ તે પહેલા એટલે કે અકબર બાદશાહના વખતમા પ્રખ્યાત સગીતવેત્તા "તાનસેન" થઈ ગયો તેની પહેલાના ગાયનોમા 'આલાપ' વધારે લેવાતી અને તે માત્ર લયના અગથી જ લેવાતી એ આલાપને અનુસારે છદ પ્રબધ, ધ્રુવા મઠ એ જાતના ગીતો પખવાજની સાથે ગવાતા આ બધી પ્રાચીન પદ્ધતિને તાનસેને સુધારી નવા પાયા ઉપર આણી મુકી તેણે ધ્રુપદના ગાયનની પદ્ધતિ અમલમા આણી પછી તેના વંશમાના જુદા જુદા પુરૂષોએ ગાયનની પદ્ધતિને નવુ નવુ રૂપ આપી ઉત્કર્ષ કર્યો છે તાનસેનના પછી એ પ્રાચીન પ્રબધો ગાવાનો પ્રચાર જતો રહ્યો ધ્રુપદ પછી ધમાર અને હોરીનાં ગાયનનો પ્રસાર થવા માડ્યો ત્યારબાદ 'નીહામત ખાન' કે જેમની કવિતામા 'સદારગ' એવુ નામ આવે છે તેમણે અને 'બાહાદરખાં' દુલેખા અદારગ એ બધાઓએ 'ખ્યાલ કે અસ્તાઇ'ની પદ્ધતિ ચાલુ કરી આ ઉસ્તાદોની પછી મીયા ગુલામનબી વલ્દે ગુલામરસુલ ઉર્ફે મીયા શૌરી, કે જેમના ગાયનોમાં 'શૌરી' એવુ નામ આવે છે તેમણે ટપ્પાની પદ્ધતિ ઉત્પન્ન કરી ટપ્પા પછી ઠુમરી શરૂ થઇ છે આપણા પ્રાચીન ગાનશાસ્ત્રમાં તાનસેનાદિના સમય પછી ઘણો સુધારો વધારો થયો છે, એ સુધારણામા મુસલમાન ઉસ્તાદોનો મુખ્ય હાથ છે એમના પ્રયત્નથી સુસ્વરોની સવાદરસિમ્તા અને મધુરતા એ બે અશો આપણા સગીતમા આવી મળ્યા ને સગીત સર્વાંગસુંદર બન્યુ

તિલ્લાના તે તેનકનો પ્રકાર છે તના દેરે તાદીં વગેરે અક્ષરો જે ગીતોમાં ગવાય છે અને જેનો તાલ ઘણો ખરો ત્રિતાલ કે તેને જ મળતો હોય તે તિલ્લાનો કહેવાય છે જેમા સરીગમાદિ સ્વરોના નામ, તિલ્લાનાના કેટલાક અક્ષરો, તબલા કે પખવાજના શબ્દો, અને

થોડાક અર્થવાળા શબ્દો એમ એ ચારે પ્રકારો જે ગાયનમાં આવે, ને તેમાં તાલ ત્રિતાલાની જાતનો હોય તે **ચતરંગ** કહેવાય છે. ગઝલો તે ફારસી કવિતા કે પદ્યરચનાનું નામ છે; આપણામાં જેમ અક્ષર અને માત્રાના મેળથી છંદો અને વૃત્તો રચાય છે તેમ ફારસી છંદરચના બધી સામાન્ય રીતે **ગઝલના** નામથી આપણા દેશમાં કહેવાય છે. ફારસી કવિતા રચનાનું એક સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામે ગુજરાતી ભાષામાં રચ્યું છે તેમાં તમામ ગઝલોનાં લક્ષણો વિસ્તારથી આપ્યાં છે. **લાવણીને** કેટલાક **લાવણ્યમયી** કહે છે; તે કેવળ શૃંગાર રસના વર્ણનમાં ચલતી વગેરે જેવા તાલમાં આજ સુધી ગવાતી, પરંતુ હાલમાં તેનો ઉપયોગ આ તરફના વિદ્વાનો ઉચ્ચભાવનાવાળી કવિતામાં કરવા લાગ્યા છે; તેનાં માપ જુદાં જુદાં છે, એના બધા પ્રકારો દક્ષિણમાં વિશેષ ગવાય છે. **કેરબા** એ નાચ વખતે ચલતીના ઠેકામાં શૃંગાર રસવાળી નહાની કવિતાઓ છે; જેનાં માપ જુદાં જુદાં છે.

૩૯. લૌકિક ગીતો—સાધારણ વ્યવહારમાં, માત્ર ગવૈયાઓને બાદ કરતા બાકી રહેલો તમામ જનસમાજ જે લૌકિક ગીતો ગાય છે તે ઘણાંખરા આટલા પ્રકારનાં હોય છે.— ભજન-કીર્તનો, પદો, પ્રભાતિયાં, ગરબી-ગરબા, ધવળમંગળ ગીતો, પ્રાચીન કવિઓનાં મારૂ રામગ્રી, બિલાવર વગેરેમાં રચેલાં કાવ્યો, દેશીઓ, નાટકમાં ગવાતા ગાયનો, તેમજ મરાઠી, હિંદી, પંજાબી, બંગાલી, સિંધી, રાજપુતાના વગેરે દેશ દેશના અનેક પદો, ભજનો વગેરે અનેક છે; આ બધાં ગીતોનો પાર નથી, ને તેમનો કશો નિયમ નથી. કોઈ અમુક પ્રકારની સ્વરની લહરી મનમાં આવી કે તે સાથે તે લહરીની પ્રકૃતિને અનુકૂળ શબ્દોની બાંધણી બંધાઈ જાય છે, ને તેજ સ્વતંત્રરચના નવીન ગાયન તરીકે લેખાય છે. આ પાઠમાળામાં હવે પછી જે જે સંગીતો આપવામાં આવશે તે સર્વના કવિતા રચવાનાં માપ ભવિષ્યમાં એકાદ સ્વતંત્ર પુસ્તકમાં આપવામાં આવશે.

આ પ્રમાણે ગીતશાસ્ત્રનો ટૂંકામાં સાર છે. આ બધાં ગીતોની શબ્દરચના માત્ર ગાયનની સ્વરલહરીનો પ્રવાહ અને ગાયનનો તાલ એ બંને ઉપર આધાર રાખીને જ કરવામાં આવે છે; પરંતુ મુખ્યત્વે તો તાલની લય ઉપર રચનાનો બધો આધાર છે, તેથી આ બધા પ્રબંધો, ઉસ્તાદી ગાયનો અને લૌકિક ગીતોને **લયબંધ** એ નામ આપવામાં આવ્યું છે તે યથાર્થ છે. એ ગીતના ગુણદોષો શાસ્ત્રમાં નીચે પ્રમાણે ગણાવ્યા છે.

૪૦. ગીતના ૧૦ ગુણો—**व्यक्तं, पूर्णं, प्रसन्नं च सुकुमारमलंकृतम् ।**
**समं, सुरक्तं, श्लक्ष्णं च विकृष्टं मधुरं तथा ॥ ३७४ ॥**
**दशैते स्युर्गुणा गीते × × × ।**

અર્થ—જે ગીત વ્યકત ( પ્રકાશવાળા સ્વરોવાળું ), પૂર્ણ ( પ્રકૃતિ, પ્રત્યયથી તથા છંદ, ગણ અને પદોથી જે સંપૂર્ણ તે ); પ્રસન્ન ( પ્રકટ અર્થવાળું ), સુકુમાર ( કંઠમાંથી બહુ સુમધુરપણે ઉત્પન્ન થાય એવું, એટલે કે ઉચ્ચનીય એવા કાકુસ્વર વિનાનું ); અલંકૃત

( મન્દ્ર, મધ્ય અને તાર એ ત્રણ સ્થાનમાંના સ્વરો જેમાં સરસ રીતે ગુંથાયલા હોય તેવું ); **સમ** ( સમવર્ણ અને લયવાળું ); **સુરક્ત** ( વીણા, બંસી અને કંઠના અવાજની સાથે એકરૂપ-સમરૂપ થઈ શકે તેવું ), શ્લક્ષ્ણ ( નીચ, ઉચ્ચ, દ્રુત, મધ્ય વગેરે સ્વરમાં, પરંતુ સુકોમલ હોય તે ); વિકૃષ્ટ ( ઊંચેથી ઉચ્ચાર કરવામાં આવે તેવું ) અને **મધુર** ( અતિશય મધુર ને મનુષ્યના મનને મનોહર લાગે તેવું ). આ પ્રકારે દશગુણો યુક્ત જે ગીત હોય તે ઉત્તમ કહેવાય છે.

**ગીતના ૧૦ દોષો**—કોઇ પણ ગીત નીચેના ૧૦ દોષવાળું ન હોવું જોઇએ.

दुष्टं लोकेन शास्त्रेण, श्रुतिकाल विरोधि च ।
पुनरुक्तं, कलाबाह्यं, गतक्रममपार्थकम् ।
ग्राम्यं संदिग्धमित्येवं, दशधा गीत दुष्टता ॥ ३७९ ॥

સંગીત રત્નાકર. અ૦ ૪.

જે ગીત લોક અને શાસ્ત્રથી વિરૂદ્ધ હોય, શ્રુતિ તથા કાળથી વિરૂદ્ધ હોય, પુનરૂક્તિ દોષવાળુ હોય; કલાથી બહાર હોય, ક્રમ વિનાનુ હોય, અર્થ રહિત હોય, ગ્રામ્ય અથવા ઢંગવિનાનું, અને સંદેહયુક્ત હોય. આ પ્રકારે ૧૦ દોષો ગીતમાં નહિ આવવા જોઇએ.

છંદ રચનાથી પૃથક એવી જે ગીત રચના તેનો ઉપર પ્રમાણે વિસ્તાર છે. આપણા ગુર્જર સાક્ષરોની સંગીતરસિકતા ઉત્તેજિત થાઓ અને રાગબદ્ધ કાવ્યોનો વધારો થાઓ એમ ઇચ્છીશુ આ માર્ગ કેટલો બધો રસિક અને ઉચ્ચગામી છે તેની પ્રશંસા કરતાં સ્વર્ગસ્થ સાક્ષર શ્રી મણિલાલ પોતાની **અમેદોર્મિની** પ્રસ્તાવનામા લખે છે કે—

" છંદોબદ્ધ કાવ્યો કરતાં રાગબદ્ધ કાવ્યો કરવાનો માર્ગ કેટલાકને રૂચિકર નથી એમ મારા જાણવામાં આવ્યુ છે, પણ ગાનની અલૌકિક શક્તિનું જેને કાંઇ પણ ભાન છે તે આવી શંકા કરે એમ હું ધારતો નથી. આત્માની સમીપમાં સમીપ, આત્માના વ્યાપાર કહેવાતા હોય તો તે વ્યાપારનું અંશે અંશ પ્રતિબિંબ દર્શાવનાર, આત્મા, માધુર્ય, પ્રેમ, રસ આદિ હોય તો તેનું પ્રત્યક્ષ પાન કરાવનાર; આત્મા દિક્ કાલ કે વસ્તુ ત્રણે પરિચ્છેદથી રહિત હોય તો તે ત્રણમાંના દિક્ અને વસ્તુ એ પરિચ્છેદ રહિત હોઈ, કાલપરિચ્છેદ માત્રથી જ આત્મતુલ્યતા અનુભવાવનાર, વિશ્વમાં ગાન સમાન કાંઇ નથી જ નથી. અમુક શબ્દો, અમુક વચનો એ સંગીતનો જીવ નથી, ચીજની બાબણી સાથે તેને સંબંધ નથી; તે તો કેવલ શુદ્ધ સ્વરમય, રાગના મૃદુ આલાપમય, તાલની સુલલિત લયમય, કલ્પારંભે વિસ્તરતી સૃષ્ટિ સમયે બ્રહ્મના શબ્દબ્રહ્મરૂપ વિવર્તમય, એક અપૂર્વ, અલૌકિક, આત્મભાવના, આત્મજીવન છે. અમુક રાગ, અમુક અસર કે અમુક સૃષ્ટિ કરવાને સમર્થ છે. એવા સંગીતનો કાવ્ય જ્યારે આશ્રય કરશે ત્યારે આત્મભાવનાનું પણ તત્ત્વ અનુભવાશે. કવિઓ પોતાને ભુલી, કાવ્યતરંગને ભુલી, રાગની લયમાં વિલીન થઇ જશે. "

આ પ્રકારે મનુષ્યો અને દેવોને આનંદ આપનાર; ગીતરચનાનો વિવેક છે, ને તેનું મહાત્મ્ય રૂષિમુનિઓએ પણ ઘણું મ્હોટું વર્ણવ્યું છે.

तेन गीतेन हृष्यन्ते देवाश्च मुनयो नराः ।
तस्य गीतस्य माहात्म्यं वक्तुं को वा क्षमो भवेत् ॥ ८०४ ॥

સંગીત પારિજાત. અધ્યાય. ૧

### ૪૧. પદ્યરચનાની ઉત્ક્રાંતિ ( ઇવોલ્યુશન ) નો અનુક્રમ.

આ પ્રમાણે પદ્યરચનાના દરેક પ્રકારો વિષે વિસ્તારથી વિચાર કરી જોતાં જણાઈ આવે છે કે, તે એક મહાન રત્નાકરરૂપ વિસ્તૃત શાસ્ત્ર છે. માણસ જાતની ઉત્પત્તિથી તે આજ સુધીનો વિચાર કરતા માનવહૃદયમાં શબ્દરત્નાકરની વાયરૂપ જુદી જુદી પદ્યલહરીઓ જુદા જુદા સમયમાં ઉત્પન્ન થતી ગઈ તેના કેટલા ક્રમ પડી શકે એવો તર્ક જો મનમાં આવે તો તેના સમાધાનમાં નીચેના ક્રમ ઉપર આવી શકાય છે.

(૧) પ્રથમ તો એક, બે, ત્રણ કે ગમે તેટલા અક્ષરો મળીને ધ્રુવ એક રચના, અમુક સંવાદને વળગીને થઈ હશે, અને પછી તેમાં ચરણ કે પાદનો વિવેક થતો ગયો હશે. એટલે કે, અમુક ચરણમાં અમુક અક્ષર-ગણ આવે એવા નિયમ રહિત રચના પ્રથમ થઈ હશે ( વૈદિક છંદનો આરંભક ક્રમ. )

(૨) પછી અમુક અક્ષરો અને પાદનો વિવેક થયો હશે, અને તેમાંના દરેક પાદમાં અમુક જ સંવાદિત અક્ષરો આવે, એવો ક્રમ બંધાયો હશે. એટલે કે ત્રિષ્ટુભ છંદ બાદ કરતાં બાકીના વૈદિક છંદોની રચનાનો ક્રમ ( વૈદિક છંદ ક્રમ. )

(૩) પછી અમુક ચરણમા અમુક જ અક્ષર, લઘુ કે ગુરૂ આવવો જોઇએ એવી વિશિષ્ટાક્ષર ( Preferential syllable ) ની યોજના કરવામા આવી હશે, આ શરૂઆત વૈદિક ત્રિષ્ટુભ છંદમા જણાઈ આવે છે, ને તે યોજના સંસ્કૃતકાળના મુનિકવિઓએ અનુષ્ટુભ છંદમાં કરી, ને પછી તે યોજનાથી આખ્યાનકી છંદની સ્વતંત્ર રચના થઈ. આ ક્રમમાં લઘુ ગુરૂના ક્રમનો આવિર્ભાવ જોવામાં આવે છે. ( લૈકિક છંદ રચનાનું પ્રભાત. )

(૪) સરખા ચરણોની હૃદયગમતાનો પૂર્ણ સ્વીકાર કર્યા પછી, દરેક ચરણમા અમુક અક્ષરો, અમુક લઘુગુરૂના ક્રમથી લાવવા જોઇએ ને તેમા અમુક સ્થળે યતિ લાવવો જ જોઇએ એવો ક્રમ પૂર્ણ રીતે બંધાય છે. આ પ્રમાણે બધી રચનામા એકંદર અમુક સંવાદિત અક્ષરસમૂહો ( રૂપસંધિઓ ) આવવા જ જોઇએ, ને તેથી અમુક સંવાદ જળવાવો જોઇએ એવો નિયમ પણ જળવાય છે. ( લૈકિક પાઠ્ય વૃત્તનો ક્રમ. )

(૫) લઘુ અને ગુરૂ અક્ષરના ઉચ્ચાર ઉપર લક્ષ જતાં બનેનું વજન મુકરર થાય છે, ને તે વજનનું એકમ તે માત્રા એવું સ્પષ્ટ ખ્યાલમા આવતાં, એક માત્રાના લ બીજનો ને પછી બે માત્રાના द બીજનો પાયો નંખાય, માત્રાગર્ભ છંદો રચાવાની શરૂઆત થાય છે. અર્ધગેય અને પૂર્ણગેય છંદરચનાનો આરંભ અહિંથી જ થાય છે ( માત્રામેળ જાતિનું પ્રભાત )

(૬) એકમાત્રા, બે માત્રા અને ચાર માત્રાના ल, द अने च સંધિઓનો પૂર્ણપરિચય થયા પછી તેમાં રહેલું સરલપણું અને ज ગણુ જેવા સંધિનું વિકટપણું પૂર્ણ રીતે સમજાતાં, એક જ માત્રાસંધિ અનેકવાર આવર્તન પામતાં પૂર્ણ સંવાદિત એવું અખંડ અને સખંડ માત્રાજાતિ વૃક્ષ મ્હોટા વિસ્તારથી ફેલાય છે. ( માત્રાજાતિનો પૂર્ણ વિકાસ. )

(૭) આ બધી રચનાની સાથે એક, બે, ચાર, છ એવા અક્ષરોની સંખ્યા જ જેમાં આવર્તન પામે એવા પ્રકારની આવર્તિઅક્ષરબંધની રચના થતી જાય છે. ( અભંગ, મનહરાદિ કવિત્ત રચનાનો ક્રમ. )

(૮) એક પાદમાં કેવળ અમુક અક્ષરો, કે અમુક ક્રમથી લઘુગુરૂની રૂપ રચના, અથવા અમુક માત્રા, કે અક્ષર સમૂહોની આવૃત્તિવાળી રચનાઓ થતી જાય છે તેમ ભાષણુ બોલતી વખતે તેમાંના શબ્દો ઉપર આવી પડતા સ્વાભાવિક આઘાતો કે પ્રયત્નો ઉપર ખ્યાલ રાખી પ્રયત્નાત્મક રચના અસ્તિત્વમાં આવે છે. ( ફારસી બેત, કહેવતો અને અંગ્રેજી પ્રયત્નાત્મક પદરચનાનો ક્રમ. )

(૯) અક્ષરમેળ અને માત્રામેળથી રચાતી અમુક પ્રકારની છંદ–જાતિ રચનાથી પૃથક્ રચના ઇચ્છા ઉપર થવા માંડે અને પદરચનાનો નિયમ મરજી મુજબ રહે એ ક્રમ ચાલુ થવામાંથી ગીત રચનાનો પાયો નંખાય છે.

(૧૦) ઉપરના ક્રમ પ્રમાણે ઉત્પન્ન થએલી પદ્યરચના જે જે કાળમાં જ્યારે જ્યારે ગાવાના ઉપયોગમાં વપરાવા લાગી હશે ત્યારે ત્યારે તેમાં ખાસ ગાવાની સ્વરરચના, તેની ગતિ, તાલ, લય એ સર્વનો પ્રવાહ ભળી જવો સ્વાભાવિક છે. એ પ્રવાહના ક્રમને "કવિતા અને સંગીતનો પ્રથમ સંયોગ " કહીશું. આવો સંયોગ વેદકાળથી થતો આવ્યો છે, અને તેમાંથી જ સામગાન ઉત્પન્ન થયું છે.

(૧૧) કવિતાની સાથે સંગીતનો સંયોગ થયા પછી જે પદ્યરચના ઉત્પન્ન થાય છે તેમાં એમ બને છે કે, પ્રથમ સ્વરોની જુદી જુદી લહરીઓ મનમાં ઉત્પન્ન થઇ આવી તે સાથે શબ્દની લહરીઓ પણ રચાતી ચાલી જાય છે. આવી સ્થિતિમાં જે કવિતાની રચના થાય છે તે મુખ્યત્વે કરીને સુસ્વરોના પ્રવાહને અનુસરતી થતી જાય છે. જેથી સંગીતના તાલ, તેની માત્રા, લય, રસ, સ્વર એ બધાનો પ્રવાહ જે પ્રકારનો હોય તે પ્રવાહને અનુસરતી શબ્દરચના રચાવામાંથી ગીતરચનાનો વિસ્તાર વધીને, કવિતાનું સ્વાતંત્ર્ય સર્વ રીતે વધી જાય છે. આ કવિતાની પૂર્ણાવસ્થા ગણવી જોઇએ.

કવિતા શબ્દરૂપે ઉત્પન્ન થાય છે એ ખરૂં છે, પરંતુ તે બોલતી વખતે કંઠ, મુખ વગેરે સ્થાનમાંથી નીકળતા નાદદ્વારા કે સ્વરદ્વારા બહાર નીકળે છે. આ રીતે વિચારતાં કોઈ પણ કવિતા શરીર યંત્રમાંથી વર્ણરૂપે ઉત્પન્ન થઈ કે તેનો કનિષ્ટ કે શ્રેષ્ઠ પ્રકારના સંગીતની સાથે સંબંધ થવાનો જ. હવે તે કવિતા જ્યારે પોતે પ્રધાનરૂપ બને અને તેવી સ્થિતિમાં તે સંગીતને અનુકૂળ કરી લેઈ તેને ગૌણ બનાવી દે તો, એવી યોગ્યતાવાળી ઉત્પન્ન થનારી કવિતા અમુક નિયમે રચાયેલી હોય છે; પરંતુ જો મનમાં સંગીતનો જ પ્રવાહ પ્રબલપણે

વહેતો હશે, ને તેવે વખતે સગીત પ્રધાનરૂપે બની કવિતાને પોતાની સત્તા નીચે ગૌણ બનાવી દઈ, સ્વર, તાલ, લયના બંધનથી બાંધી લઈ પોતાને અનુકૂળ કરી લેવા, સંગીત જ્યારે મથન કરે છે ત્યારે કવિતા એક રીતે પરતંત્ર ગણી શકાય એ ખરૂં છે, પણ એટલી સ્થિતિ પૂર્વે, કવિતા જે નિર્બંધમાં રહેતી હતી તેવા નિર્બંધમાં હવે નહિ રહેવાની. આમ હોવાથી ગમે તે કવિતા ( છંદ, જાતિ, પદ્ય, ગીત ) હોય તો પણ તે ગાયના ઉપયોગની દૃષ્ટિથી, સંગીતનાં તાલ, માત્રાના સ્વરૂપ પ્રમાણે કોઈ નવું જ માપ ધરાવી શકે છે. એ માપ કેટલેક અંશે અક્ષરછંદ અને માત્રાજાતિમાં અમોએ પૂર્વે ગણાવેલા અક્ષર અને માત્રા સંધિથી આપવા પ્રયત્ન કર્યો છે. તેજ પ્રમાણે રૂપબંધ અને માત્રાબંધ પદો સિવાયનાં તમામ ગીતોની રચના સંગીતના નિયમે શી રીતે કરી શકાય; અને તેમાં રૂપસંધિ માત્રાસંધિ કે અક્ષર-માત્રા ગણો કે સંગીતના તાલના લયસંધિ વગેરેનો ઉપયોગ શી રીતે થઇ શકે એ સબંધમા હવે પછી એ વિષયના ખાસ ગ્રંથમા વિસ્તારથી જણાવીશું.

## ૪૨. કોઇ પણ અક્ષરછંદ-વૃત્તને અથવા માત્રામેળ જાતિ-વૃત્તિને ગાયનમાં બેસારવાની રીત —

(૧) પ્રથમ તો જે વૃત્ત હોય તે અક્ષરમેળ છે કે માત્રામેળ છે તે નક્કી કરવું પહેલા ચરણમાં જેટલા અક્ષરો આવેલા હોય, અને તેમા પણ દરેક લઘુગુરૂ જે ક્રમ પ્રમાણે ગોઠવાયલા હોય, તેજ પ્રમાણે જો બાકીનાં ત્રણે ચરણોમા વ્યવસ્થા હોય તો તે અક્ષરવૃત્ત છે એમ જાણવુ, ને એવો કશો નિયમ ન જણાય તો તે માત્રામેળ જાતિની વૃત્તિ છે એમ જાણવુ.

(૨) અક્ષરવૃત્તમા **પાઠ્ય** અને **ગેય** એવા બે પ્રકાર હોય છે. ચરણમાં આવેલા અક્ષરોના સરખા સધિ પડતા હોય તો **તે ગેયવૃત્ત** છે એમ જાણવું. જેમકે, વિદ્યુન્માલા, દોધક, ભુજંગી, તોટક, મોતીદામ, જેવા વૃત્તોમાં એકજ સંધિ ( ગણ ) વારવાર આવે છે, તેથી તે ગેય છે પરતુ જે વૃત્તોમા એક જ સધિ આ રીતે આવર્તન પામતા નથી પરતુ તેમા આવેલા ગણ કે સંધિ એવી રીતે ગોઠવાયા હોય કે તેની રચના સરખા લઘુગુરૂના ક્રમથી ચાલી જાય, તો તેવા વૃત્તને પણ ગેય જ ગણવું જોઇએ જેમકે, પ્રમાણિકા, માણવક, ચંપકમાલા, કામદા, પ્રિયવદા, ચામર, નારાચ, વિબુધપ્રિયા, વગેરે વૃત્તોમાં જે ગણો છે તે બધાથી કુલ રચના એવી થએલી હોય છે કે, તેને માત્રાની દૃષ્ટિથી જોવાથી સંગીતની માત્રાના સરખા સધિ પડે છે. એટલે કે તે રચનામા **લગા, ગાલ, લલલગા, ગાલલલ, ગાલગાલલ**, આવા પ્રકારનો ક્રમ હોય છે. જેથી તેની રચના ગેયાનુકૂળ જ હોય છે. આવાં વૃત્તોમાં ગાતી વખતે પાદને અંતે તાલની ખુટતી માત્રાઓ પૂરી કરવી હોય તો ઉપાંત્ય ગુરૂને કે અંતે ગુરૂ હોય તેને જ લબાવવો, અને તાલની માત્રાઓનો ગાળો પૂરો કરવો

(૩) પરતુ જે વૃત્ત આમાથી એકે પ્રકારનું ન હોય તેને પાઠ્ય ગણવું જેમકે અનુષ્ટુપ શ્લોક, ઇંદ્રવજ્રા, ઉપજાતિ, ઇંદ્રવશા, દ્રુતવિલબિત, વસંતતિલકા, માલિની, મદાક્રાંતા, પૃથ્વી, હરિણી વગેરે. આ બધાં વૃત્તો શ્લોકની માફક જ બોલવાં, એટલે કે પાઠ કરવાની

રીતે જ બોલવા માત્ર તે બોલવુ ભમરાના ગુન્જારવની પેઠે ૨, ૩ કે ૪ સ્વરમા અમુક રાગની ધૂનમા ગુન્જન તરીકે થવું જોઇએ, એવુ ગુન્જન સાધારણ વ્યવહારમાં શંકરાભરણ પીલુ, કાલગડો કે કાફીની ધૂનમાં કરવામા આવે છે આવા ગુંજ્યવૃત્તોના સ્વરો પૂર્વે જે તે વૃત્તોમાં આપેલા છે તે રાહ પ્રમાણે નવુ વૃત્ત બેસારવુ.

(૪) જો કોઇ વૃત્ત માત્રામેળનું હશે, તો તો તે લગભગ ગેય જ હોવાનું. તોપણ તેમાંનાં વૃત્તોના પૂર્ણગેય અને અર્ધગેય એવા બે પ્રકાર પડી શકશે તેમાં ચોપાઇ, મહીદીપ, હરિગીત, ઉધોર, સવૈયા, ત્રિભંગી, ઝૂલણા, સાખી, અજનીગીત, ગીતી, દિંડી વગેરે વૃત્તિઓ પૂર્ણગેય છે. એવા વૃત્તોમા એક જ સધિ આવર્તન પામે છે, તેથી તે સગીતના કોઇ પણ તાલમા આવી જાય છે પરતુ દોહરો, સોરઠા, રોલા, પ્લવગમ અને તેની જ જાતના વૃત્તોમાં એવી રચના હોય છે કે એક જ પ્રકારનો માત્રાસધિ ત્રણ કે ચારવાર આવર્તન પામ્યા પછી જુદો જ માત્રાસધિ આવે છે, કે કાતો યતિનો ગાળો પડી જાય છે, અને તેથી આગળના ખડનો શરૂ થતો સધિ જુદા જ પ્રકારનો આરી જાય છે, ને પાદાતે રહેલી માત્રાઓ કોઇ જુદા જ સધિથી ગોઠવાએલી હોય છે આવી તરેહના વૃત્તને અર્ધગેય વૃત્ત કહેવુ જોઇએ આવા વૃત્તોમા યતિથી થતા ચરણના ખડ કેટલા પડે છે તે જોઇ, દરેક ખડના માત્રાના સરખા ગાળા પાડી લેવા અને સગીતનો જે તાલ તેને વધારે અનુકુળ પડતો હોય તેવા તાલની યોજના કરી, બધા ખડોમા એજ વ્યવસ્થાથી આગળ ચાલવુ તેમા પાદાતે, કે ખડને અતે, યોજેલા તાલની માત્રાના સધિઓના કરતા જેટલી માત્રા ખુટે તેટલી માત્રા ઉપાત્ય ગુરુને કે પાદાત ગુરુને લબાવી પૂરી કરવી.

(૫) ઘણાક સગીતશાસ્ત્રીઓનુ એમ માનવુ છે કે, ગમે તે વૃત્ત–પછી તે કેવળ પાઠ્ય હોય કે પછી કાતો સાદુ વાક્ય હોય તોપણ તેને ગમેતે રાગ તાલમાં ગાઇ શકાય છે અલબત " ગાઇ શકાય " એ ખરૂ છે, પરતુ તેમ કરવુ સારૂં કે ખોટુ એ શાસ્ત્રીય પ્રશ્ન છે સગીતના પાશ્ચાત્ય દેશમાં શુદ્ધ ( અલિપ્ત ) સગીત ( પ્યૉર મ્યૂઝીક ) અને પ્રયોજિત સગીત ( એપ્લાઇડ મ્યૂઝીક ) એટલે કે કવિતાના અર્થને જ માત્ર ઉદ્દીપન કરનાર સગીત, એવા બે પ્રકાર માનવામા આવ્યા છે તેમ આપણા દેશમા પણ એવા પ્રકાર માનવામા આવ્યા છે તેમા છદશાસ્ત્રમાં ગણાવેલાં તમામ માત્રામેળ અને અક્ષરમેળ વૃત્તો છે તે બધા કેવળ કાવ્યના શરીરો ( પોઇટ્રીપ્રોપર ) છે, તેમા જે વૃત્તો કેવળ શ્લોકની માફક–પાઠ્ય–હોય છે તેની સુદરતા ગુજન ( chant ) કરવામાંજ રહેલી છે અને જે વૃત્તો ગેય ( singable ) હોય છે તેની સુંદરતા તે તે વૃત્તોના પોતાના જે તાલ હોય, અને તે તાલ સગીતના જે તાલ સાથે મળતા હોય તે પ્રમાણે ગાવામા જ સમાયલી છે એવું ગાન કરતી વખતે લઘુ અને ગુરુને ક્રમે એક કે બે માત્રા સુધી લબાવવા અને પાદાતમા સગીતના તાલખડની માત્રાઓ પૂરી કરવાને માટે કદાચ ગુરુને બે માત્રા કરતા વધારે લબાવવો પડે તો ૩–૪–૫ કે ૬ માત્રા સુધી પણ લબાવી શકાય છે, પરતુ તેની અદરના ગમે તે લઘુને કે ગુરુને કર્ણમાધુર્યને હાનિ પહોચી શકે તેવી રીતે નકામો લબાવી શકાય નહી આ ઉપરથી સમજી શકાશે કે છાદસવાણી એ શુદ્ધ કાવ્યબદ્ધ વાણી છે, એ વાણીમા જે અર્થ રહેલો હોય તેનું મધુર સ્વરોદ્વારા પ્રકટીકરણ કરવા માટે જેટલો સગીતનો આશ્રય

કરવો પડે તેટલા જ પુરતો સંગીતનો શણગારરૂપ ઉપયોગ કરી લેવો તેમાં જ તે વાણીનું સૌંદર્ય છે. પરંતુ જે વાણી સુસ્વરયુક્ત એટલે કે ગાનપૂર્ણ હોય તેને ગીત કહે છે; એ ગીતનું શાબ્દિક શરીર, અમુક ભાવપ્રદર્શક સુસ્વરોના પ્રવાહને અંગભુત રચાયલું હોય છે. એટલે કે ગીત વર્ગમાં આવતાં કાવ્યોની રચના સ્વતંત્ર નહિ પરંતુ સંગીતાનુસારીક કરેલી હોય છે; અને તેથી તે શુદ્ધસંગીત ( પ્યૉરમ્યુઝીક ) ના વર્ગમાં આવી શકે છે. આવા સંગીતકાવ્યોમાં કેવળ સ્વરસૌંદર્ય સાધવાનું હોય છે, પરંતુ તેપણ કેટલીક મર્યાદાઓમાં રહીને સાધવાનું હોય છે. આ વિષય સૂક્ષ્મ છે, અને તેનું રહસ્ય શું છે તે જાણવા માટે સંગીત અને કાવ્યના ઊંડા જ્ઞાન તથા સૂક્ષ્મરહસ્ય સમજવા જેટલી સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે. જેથી ટુંકામાં કહેવાનું તે એજ કે, ગમે તે વૃત્ત ગમે તે રાગ તાલમાં ગાઇ શકાય છે એ કહેવું અને તે પ્રમાણે કરવું સર્વથા યોગ્ય નથી જ. ત્યારે હવે એકંદરે જોતાં પદ્યને ગાવામાં ઉપયોગ કરવા પરત્વે તેના પાઠ્ય, અર્ધગેય, પૂર્ણગેય એવા ૩ પ્રકાર પડી શકે, તેમાં જે પાઠ્ય હોય તેનું ગુંજન કરવું, અર્ધગેય હોય તેને સંગીતાનુકૂળ કરી લેવું અને જે પૂર્ણગેય હોય તેને સારી રીતે સંગીતક્ષમ ( સોંગેબલ ) કરવું એ જ યોગ્ય છે, અને છાંદસ-વાણીનુ સૌંદર્ય તેમાંજ રહેલું છે. કેમકે એ વાણીને પોતાને આભૂષણ પુરતા જ સંગીતનો ઉપયોગ કરી લેવાનો હોય છે.

## ૪૩. ગીતને ગાવાની રીત.

હવે છાંદસ વાણીના કરતાં સ્વતંત્ર એવી જે નાદમય વાણીનાં સંગીતકાવ્યોની રચના ગીત વર્ગમાં આપણે કરી છે તેને ગાવાની પદ્ધતિ શી છે તે જણાવી આ વિષય પૂરો કરીશું દરેક ગીત સંપૂર્ણ અંશે ગેય જ છે, અને તેને શી રીતે ગાવું એ તેની રાહ, ધાટી, ચાલ કે ઢાળ ઉપર આધાર રાખે છે. કેમકે જે ગીત, જે જાતના સ્વરોના પ્રવાહને અનુસરતું રચાયુ હશે તે સ્વરપ્રવાહ પ્રમાણે જ ગાવું જોઇએ. જેમકે, "પૂનમચાંદની" એ ગીત, તેની જે રાહ હશે તે પ્રમાણે જ ( તેના સ્વરોમાં જ ) ગાવુ જોઇએ. બીજા ગમે તે રાગ તાલમાં નહી જ ગાઈ શકાય. કેમકે એની રચના ખાસ અમુક પ્રકારની ચાલના સ્વરોની ગોઠવણી ઉપરથી જ થએલી છે. એટલા માટે દરેક ગીતો સંગીતલેખનપદ્ધતિથી બરાબર જાણવામાં ન આવે કે કોઈ પ્રત્યક્ષ ગાઈ ન બતાવે ત્યાં સુધી તેને શી રીતે ગાવું તે સમજી શકાશે નહી. જે ગીતોની રાહના સ્વરો જાણવામાં ન હોય તે ગીતો લોકોમાં ગવાતાં હોય તો તે ઉપરથી ગાવાનું સમજી શકાશે. પરંતુ દયારામ, મીરાં, પ્રેમાનંદ વગેરે પ્રાચીન કવિઓનાં જે ગીતો ગ્રંથોમાં માત્ર છે, પરતુ તે લોકોમાં પણ ગવાતાં નથી એવાં સેંકડો ગીતો– સંગીતકાવ્યો– રાગવાળાં સાખ્યાન પદો ગ્રંથોમાં સંગૃહિત છે. એવાં ગીતોને કેવી રાહથી ગાવાં, તેની પોતાની રાહ કયી હશે, કવિએ એ ગીતોની રચના કરી હશે ત્યારે તેના મનમાં કયો સ્વરપ્રવાહ હશે એ બધું જ્યાં સુધી ન જણાય, અથવા જાણી શકાવું અશક્યવત્ જ થઈ પડે, ત્યારે તે ગીત પ્રચલિત ગીતોની ૨૦-૨૫ રાહોમાં ગાઇને બેસાડી જોવું, પછી જેમાં તે યોગ્ય લાગે તે રાહમાં ગાવુ. તેમ છતાં આવા એકે પ્રયત્નમાંથી નિષ્ફળ જવાય તો તેનું ગુંજન કરવું એજ યોગ્ય છે. કેમકે ગમેતે ગીતને ગમેતેવી રાહમાં યોજીને ગાવું એમાં સંગીતકલાની કુશળતા હોવાની જરૂર છે, ને તે સાથે એ ગીત ક્યા રસનું

અને વસ્તુસ્થિતિને અનુકૂળ છે તે સમજી શકવા જેટલું કાવ્યજ્ઞાન પણ હોવાની જરૂર છે, સંગીત તથા કાવ્ય એ બનેનું તાત્ત્વિક જ્ઞાન ધરાવનારા કંઈ સર્વત્ર મળી શકતા નથી જ, તેમા જે હોય તેઓ તો આવો વિવેક કરીને કોઈ સારી મન કલ્પિત રાહમાં એ ગીત બેસાડી દેશે પરતુ જેઓ એ બે કળાના મર્મને સમજનારા નથી તેઓને માટે તો ગુંજન કરવાનો માર્ગ જ યોગ્ય ને સહેલો છે પ્રાચીન કવિઓની અનંત શબ્દલહરીઓ જે જુદી જુદી નાદલહરીઓ સાથે ભળી જઈ સ્વતંત્ર ગીતરચના થતી ગઈ હશે તે નાદલહરી, કેવી કેવી મહાન શક્તિઓ ધરાવી શકતી, અને તેથી સમગ્ર જનમંડલ ઉપર કેવી ચોક્કસ અસર કરી શકાત, એ બધી બાબતોનું ચોક્કસ જ્ઞાન, તે બધા ગીતો પરંપરાથી આપણા સમાજમા અવિચ્છિન્ન રીતે ગવાતા હોત તો થઈ શકત, એટલે કે ગીતકલ્પક કવિહૃદયની નાદલહરી આજે જીવત પ્રવાહરૂપે જનસમાજના હૃદયમા વહન કરતી હોત તો આપણને આજે એ સબધી ચોક્કસ જ્ઞાન થાત, પરતુ જે ગીતો જનસમાજમા પરંપરાથી ગવાતાં બંધ પડયા છે ને તેથી તેના નાદપ્રવાહ લુપ્ત થયા છે તેને માટે હાલ આપણે આપણા પ્રારબ્ધ ઉપર આધાર રાખી સમાધાન માની લેવાનું છે, એ સિવાય બીજો કોઈ ઉપાય નથી

૪૪ સંગીતપદ્યરચના એટલે કે ગીતના સંબંધમા આપણી ગુજરાતી ભાષા ઘણી મગરૂર છે. મરાઠી અને હિંદી ભાષામા જે લૌકિક ગીતો પ્રચલિત છે તે બને સાથે ગુજરાતી ગીતોની સરખામણી કરતા, ગુર્જરી નાદગીત તેના સ્વતંત્ર જનન શુદ્ધ, સ્વતંત્ર નાદવહન, અનેક ભાવપ્રદર્શન અને માર્દવાદિ ગુણોમા ઉચ્ચસ્થાન નિર્વિવાદપણે ભોગવે છે મરાઠીમા ગીતોની અને તેના નાદપ્રવાહની, જે અનેકવિધતા– નાનાત્વ – છે અને હિંદી જેવી બહોળી ભાષામા જે અનેક કવિઓએ સ્વત સ્વાભાવિક રીતે સ્વતંત્ર ગીતરચના કરી છે, ને એમ એ બને ભાષામા જે નાનાત્વ જોવામા આવે છે તે કરતા ગુજરાતીગીતમા નાનાત્વનું અને તે સાથે સૌન્દર્યનું અનંતપણું એટલું બધુ પ્રકાશી નીકળે છે કે, તે દ્વારા જે જે ભાવોનું પ્રદર્શન કરવા માગીએ ને તે ભાવો ધ્વનિપૂર્ણ રીતે ઉદ્દીપ્ત થઈ શકે છે હિંદી મરાઠી અને ગુજરાતી એ ત્રણે ભાષાના લોકગીતોની જુદી જુદી યાદી કરી, તેમાથી જુદી જુદી રાહો–દેશીઓ તારવી કહાડતા જોવામા આવ્યુ છે કે, ગુજરાતી ભાષામા દેશીઓ–રાહોની સંખ્યા ઘણી છે ગરબી અને સ્ત્રીગીતોના અમુલ્ય વધારાથી અને એ એકજ સવિશેષ ગીતરચનાથી ગુર્જરીગીરાની ઉચ્ચતાનો સૌભાગ્યચન્દ્ર કદી પણ ક્ષય થવાનો નથી જ નરસિંહમેહેતા મીરા પ્રેમાનંદ, દયારામ એ ચાર કવિરત્નોએ ગુર્જરીગીરાને જેમ દીપાવી છે, તેમ સંગીતકાવ્યોનો અપાર પ્રદેશ, પોતાની મધુર નાદલહરીઓથી ભરચક ભરી નાખી સહૃદયતાની સબલશક્તિ બહુ જોરથી વહેવડાવી છે અર્વાચીન નાટકો ચાલૂ થયા તે પૂર્વે આપણા દેશમા દક્ષિણમા અને ઉત્તરહિંદમા લોકો પ્રચલિત સંગીત જેટલું જાણતા, અને તેઓ જેટના ગીતો ઉપર પોતાની માનસિક તૃપ્તિ કરી લેઈ વિશ્રામ મેળવતા તેની સરખામણીમા ગુજરાતી ભાષાનું પગલું આગળ ને આગળ જ છે બીજી રીતે હમણા એ ત્રણે ભાષાસાહિત્યમા જે સાક્ષરો પાશ્ચાત્યવાઙ્મય અને સાહિત્યના અભ્યાસથી આ નવીન યુગમાં સ્વભાષાદ્વારા કાવ્યદેવીની સેવા બજાવે છે તેમા પણ આગળ પગલું ગુજરાતીનું મરાઠીનું તેની પાછળ અને હિંદીનું તેની પણ પાછળ છે ગુજરાતમા હરિલાલ, મણિલાલ કલાપી, નરસિંહરાવ, મણિશંકર, નહાનાલાલ, રમણભાઈ, ખબરદાર વગેરે સાક્ષરોની કવિતા સંગીતનાદી વધારે છે, તેમાં શબ્દ

સંગીતની સાથે ગાનત્વ વિશેષ છે, કે જેવું મરાઠી ને હિંદીમાં હજી મારા જોવામાં ઘણું આવ્યું નથી.

**૪૪.** આપણા દેશમાં પદ્ય-કવિતા ઉપર સંગીતનો સંસ્કાર વિશેષ થતો ગયો છે; પરંતુ હિંદમાં એ સંસ્કાર એટલો બધો થયો છે કે, તેની અપેક્ષાએ મરાઠી અને ગુજરાતીમાં એ સંસ્કાર હમણાં હમણાં થવની માત્ર શરૂઆત જ થઇ છે એમ કહીએ તો ખોટું નહિં ગણાય. હિંદમાં એ સંસ્કાર અકબર બાદશાહના વખતથી અતિશય પ્રબલ વેગથી થવા માંડ્યો છે. તેના વખતમાં તાનસેન, બેજુ બહાવરા વગેરે સંગીતના આચાર્યો થઇ ગયા, તેમણે હિંદી પદ્યરચના ઉપર સંગીતનો સંસ્કાર કર્યો. તેમ જ એ સંસ્કાર ત્યારથી તે આજ સુધી સતત થતો રહ્યો છે, અને આપણા ભારતખંડનું શુદ્ધ સંગીત કેવળ હિંદી, વ્રજ, ઉરદુ વગેરે ભાષામાં જ જ્યાં ત્યાં ગવાય છે. ઉરદુ ઉપર તો એટલો બધો સંસ્કાર થયો છે કે, તેમાંની દરેક ગજલો ( ફારસી પદ્યરચના ) ગેય રૂપમાં જ છે. તેમનામાં પાઠ્ય, અર્ધગેય કે લોકગીતરચના જેવું કશું થયું જ નથી. કોઇ પણ ભાષામાં ઉત્પન્ન થતા ગીતોનું સ્વયંભુપણું શીરીતે કહેવી શકાય કે જ્યારે, તે ભાષાના કાવ્ય ઉપર શાસ્ત્રીયસંગીતની અસર બહુજ થોડી થએલી હોય, તેમ છતાં ઉત્પન્ન થતાં લોકગીતો અતીશય સંગીતનાદી બનતાં જાય. હિંદમાંના લોકગીતો સંગીતકાવ્યોના અનુકરણ રૂપ જ છે; મરાઠીમાં એવું અનુકરણ ઓછું છે; તેમજ સંગીતનાદી પ્રતિભા થોડી ઘણી વિહાર કરે છે ખરી. પરંતુ તે સર્વમાં સંગીતનો સબંધ, કે તેનો શાસ્ત્રાભ્યાસ આપણા ગુજરાત દેશમાં બહુ નહીં છતા, ઠેઠ નરસિંહ મહેતાના સમયથી તે નર્મદાશંકર, દલપતરામ વગેરેની પૂર્વના સમય સુધી જે લોકગીતો રચાતા ગયાં છે, અને તેણે ગુર્જરીભાષામાતાનું અંતઃકરણ સંગીતામૃતથી ભરપૂર ભરી મૂકયુ છે તે તરફ જોતાં ગુર્જર ગીતકાવ્યનું સ્વયંપ્રભવત્વ અને આધારભ સૂચવે છે. ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છદેશની અંદર જે તમામ લોકગીતો ગવાય છે તેની રાહો-ચાલ વગેરે એટલી બધી અનેકવિધ છે કે તેટલી સંખ્યા મરાઠી ને હિંદીમા પણ નથી, તેમજ તેમનુ સ્વયંભૂત્વ પણ નથી કહેવાની મતલબ એ છે કે, સંગીતના ગાઢ પરિચય વિનાજ, ભિન્ન ભિન્ન કવિઓના હૃદયમા જે સ્વતંત્ર ગીત રચના પ્રગટે છે તે રચનાને સ્વયભુ ગણીએ તો તેવી ગીતરચના ગુજરાતી ભાષામાં સ્વાભાવસિદ્ધ થએલી છે. હિંદમા જ્યા ત્યા સંગીત સંગીતને સગીત જ ઘણા કાળથી ગાઢ પરિચયથી ગવાતું આવ્યુ છે, ને તે ઉપરથી જ " **जाके देखो हिंदुस्तान, घरघर ढोलकी घरघर तान** " આ કહેવત પડી છે. કબીર, નાનક, ચૈતન્ય, સુરદાસ વગેરે ભક્ત કવિઓ સંગીતમય વાતાવરણમાં જન્મ્યા હતા અને તેથી જ તેમની ગીતરચના તેમની પૂર્વે થએલી રાહોમાં જ રચાઇ હતી; કઇ એ મૂળ રાહોના ઉત્પાદક તરીકે તેમને નહિ જ ગણી શકાય. ગુજરાની ભક્ત જનોની આથી ઉલટ સ્થિતિ છે. તેઓ સંગીતમય વાતાવરણમાં જન્મ્યા નહોતા, તેમ તેમના ઉપર સંગીતનો સંસ્કાર પણ વિશેષ થયો હતો એમ પણ નથી. પ્રેમાનંદ કવિ સંગીતનું ઊંચું શાસ્ત્રીય જ્ઞાન ધરાવતા હતા એમ કહી શકાય તેવો પૂરાવો પણ નથી. એ બધા કવિઓમા માત્ર દયારામભાઇ સંગીતના મર્મજ્ઞ અને ગવૈયા તરીકે હશે, પરંતુ તેમણે રચેલી કવિતાઓમાથી સંગીતની રાગરાગણીઓવાળી કવિતાઓ બાદ કરતા બાકીની તમામ ગરબીઓ અને પદોમાં નાદપ્રતિભાની સ્વતંત્રતા ઘણી છે. પ્રભાતિયાંની જુદી જુદી રાહોના મૂળપ્રેરક મહેતા નરસિંહ, તેમ બીજી અનેક હૃદય દ્રાવક અને શોકરાહોની ઉત્પાદક

તેમનીજ પ્રતિભા છે મીરાબાઇના સુકોમલ મધુરનાદ ઝરણોથી આપણી ગુર્જરાતી સ્ત્રીઓના હૃદયો મધપૂડાની પેઠે રસભીના થઇ રહ્યા છે, તેમજ તેના પદો આપણી સ્ત્રીઓના જીવનના એક ભાગરૂપ થઈ પડયા છે, પ્રેમાનંદના અનેક રાગો અને રાગમય છંદો અને ગીતમય પદોની નાદલહરીઓથી મ્હોટાં મ્હોટા આખ્યાનોના આંદોલનો ગુર્જર હૃદય ઉપર હજી સુધી પણ સ્થપાઇ રહ્યા છે, ધીરાભક્તની કાફીનું પાન કરીને કયો મનુષ્ય તેની કેફમાંથી મુક્ત થઇ શકે તેમ છે? ભોજાભગતના ચાબખમાથી કયો પ્રાણી સંસારનાં પાપો અને કઠોર વર્તનમાથી બોધ મેળવતો નથી? દયારામભાઇની લલિત ગરબીમય વાણીથી કયા પ્રેમી સ્ત્રીપુરૂષોના મન પ્રણયશીલ બન્યાં નથી? અનેક ગુર્જર કવિઓના પ્રયત્નથી જુદા જુદા સમયમા આ પ્રમાણે જે જે સ્વતંત્ર ગીત રચના થતી ગઇ છે તે સંગીતશાસ્ત્રના ઇતિહાસમા ઘણી આનંદાન્દાયક ગણી શકાશે આ બધા કવિઓ સંગીતશાસ્ત્રી નહોતા, પરતુ તેમનાં હૃદય નાદવીણારૂપ હતા, તેથી તેમનામા કવિત્વની પ્રતિભા આવતી તો તેના પરા વાણીના શબ્દાઘાતથી એ વીણા ગાજી ઉઠી સુમધુર ગીતલહરીના રૂપમા બહાર નીકળતી આ વાત ખાસ અત્રે સર્વત્રની મુખ્ય મતલબ એ છે કે, સંગીતશાસ્ત્રમા જે ભૈરવ, માલકોસ, કામોદ, બિહાગ, કાફી વગેરે અસખ્ય રાગરાગણીઓ પ્રચલિત છે તે, બધીનું મૂળ, જનસમાજના હૃદયમાં ભરેલા નાદાબ્ધીમાના અસખ્ય વીચીતરંગોના અનેક સર્વસામાન્ય સંવાદિત સ્વરતરંગોમા રહેલું છે એ નાદાબ્ધીમાના વારીનું જ્ઞાનરવિના કિરણોથી બાષ્પીભવન થઇ તેની સહૃદયતા રૂપ વાદળીયો બની તેનુ સિંચન કવિવાણીદ્વારા જનસમાજની અતઃકરણ ભૂમિમા થવા માડે છે, ને બધે નસર્ઝટ થવાથી દયા, કૃપા, માયા, અહિંસા, વગેરે નીતિના સહૃદય ઉચ્ચ સદ્ગુણોની રેલમછેલ થઈ રહે છે અને એ ગીતોદ્વારા પ્રભુ સ્તવન કર્યાથી એકાત, શાત, સ્વચ્છ અને ગદગદિત હૃદયમા પરપ્રેમરૂપ સ્વયણુ વ્યાપક એકરસ એવા શ્રી પરમાત્માનો સાક્ષાત્કાર થતો રહે છે, ને આ દાવાગ્નિસમ સંસારમા જીવો દરેક પળે બળતા છતા અખંડ શાતિનુ સુખ મેળવે છે, ને એ હૃદયોમાથી પ્રેમાશ્રુનુ સતત વહન થતા પ્રત્યક્ષ સ્વર્ગગા આ ભૂમિ ઉપર ઉતરી પડી જીવોના પાપોને ધોઈ નાખતી હોય તેવુ ભાન થાય છે

### ૪૫ મહાન પ્રતિભાવાન્ કવિવરો સામાન્ય વૃત્ત ગીતના નિયમથી સ્વતંત્ર છે

મનોવિકારોના ઉત્કર્ષની સાથે તાલ અને નાદ-સ્વર એ બંનેનો સબધ છે એ સબધ જેમ તેમ જોડી દીધેલો નથીજ તે તો સ્વતઃ સિદ્ધ જ જોડાએલો છે, સ્વાભાવિક છે અને સાર્વત્રિક છે માણસ જાતિની બાલ્યાવસ્થાથી તે અત્યાર સુધી એ સબંધ ચાલ્યો આવ્યો છે મનોવિકાર, મનોભાવના, હૃદયોદ્ગાર એ બધાનો અપૂર્વ પ્રકર્ષ તે જ કાવ્યનો આત્મા છે, તો તેની સાથે મૂળથીજ સંલગ્ન થએલા તાલ ( કાળ ) અને નાદ ( સ્વર ) એ દ્વય યુક્ત એવો જે શબ્દનો પ્રકર્ષ તે જ તેનો દેહ હોવો જોઇએ અનેક માનસિક ભાવોનો અનુકૂળ પ્રસંગથી ઉત્પન્ન થતો ઉદ્ગાર એ જો "કાવ્યનો વિષય' હોઈ શકે, તો તેની ભાષા અથવા શબ્દરચના 'તાલ અને સ્વરથી બદ્ધ એવા શબ્દસંગમના અતિશય પરિપાક પામેલા' સ્વરૂપવાળી જ હોવી જોઇએ એ તો સ્પષ્ટ છે, તાલ અને નાદ તથા શબ્દ સૌષ્ટવ એ સર્વેનો અને કાવ્યનો જ્યારે આમ અન્યોન્યાશ્રય સંબંધ કુદરતેજ જોડી દીધેલો છે તો પદ્યબંધ એ કાવ્યને આવશ્યક નથી એમ કહેવુ એ અસ્વાભાવિક છે એટલે કે,

ઉત્તમ કાવ્યને માટે બંને આવશ્યક છે. માનસિક ભાવોનો પ્રકર્ષ જેમ હોવાની જરૂર છે તેમ તાલસ્વરથી બદ્ધ એવો શબ્દોનો દેહ પણ હોવાની જરૂર છે. એવા શબ્દો શોધી કહાડવા અને તે કાવ્યાર્થને પોષી શકે એવા તાલ સ્વરોમાં ગોઠવવા એ કામ, કવિનાં જે બીજાં પ્રધાન કાર્યો હોય છે તેમાંનું એક છે. એટલાજ માટે અમે કવિતાના લક્ષણમાં કહ્યું છે કે, "રસિક શબ્દ નર્તન તણી દિવ્યકલા" આવા પ્રકારનો પદ્યબંધ એ કેટલાક કવિઓના ગળામાં કાષ્ઠઘંટા સમાન થઈ પડે છે; અને તેથી કરીને તેમની પ્રતિભાના વિહારને માટે પ્રતિબંધ રૂપ થઈ પડે છે એ ખરૂં છે. વટોળીયાના ઝપાટાને જેમ નિર્બંધ અસહ્ય થઈ પડે છે તેમ કેટલાક કવિઓના કાવ્ય પ્રવાહને છંદ-વૃત્તનો નિર્બંધ સહન થઇ શકતો નથી; અને તેથી કરીને ઘણી વખતે તેમના કાવ્યમાંના રસનીહાનિ થય છે. પરંતુ તેટલા જ માટે પદ્યનિબંધન દૂર કરવું, એનો અર્થ કાવ્યનો વિનશ કરવો એજ થાય છે. કેટલાક અસામાન્ય મનુષ્યોના વિકારો ( વિચારો અને પ્રેરણાઓ જેમ તેના હાથમાં નહી રહેતાં ) દેહના બંધનને તોડી નાખી જેમ ઉચ્છૃંખલ બને છે, ને પછી તેનું પરિણામ કોઈનો હાથ કાપ, માથું ઉડાવ, કપાળ ભાંગી નાખ વગેરે એવા રૂપમાં એટલે કે, આંતર ઉદ્ગારોના સ્ફોટમાં આવી જાય છે; અને દેહનાં બંધનો તથા મર્યાદાઓ અસહ્ય થવાથી તેઓ ગાંડા કે મસ્ત બની જાય છે, તેવીજ રીતે કેટલાક પ્રચંડ પ્રતિભાના કવિવરોનું થાય છે. તેમને અમુક પ્રકારના વૃત્ત કે ગીતની રાહનું બંધન સહન થઇ શકતું નથી. એવા કવિવરો જો પોતાના કાવ્યને સ્વતંત્ર સ્વેચ્છાનુસાર પ્રવાહમાં મુકી દેશે નહિ તો તેમના કાવ્યને પક્ષાઘાત થયો જ જાણવો. નિયમ અને બંધનો તો સામાન્ય મનુષ્યો માટે છે. અસામાન્ય પ્રતિભાના દિવ્ય કવિવરોને તમારા અમારા કલ્પેલા સામાન્ય નિર્બંધો શા કામના? તેઓ પોતે મસ્તીમાં આવનાં જે તરેહથી ચાલશે અને વર્તશે તેજ એમના નિયમો; એવા મહા પુરૂષોના મુખમાથી જે શબ્દો નીકળશે તેજ એમનો શબ્દક્રમ, અને તેજ તેમનું વૃત્ત કે ગીત. તાલ, સ્વર અને ભાવાર્થ એ ત્રણે તેમના શબ્દોની પાછળ દોડના દોડતા ચાલ્યા આવે છે. પ્રસન્ન પ્રતિભાની પ્રેરણાથી પ્રેરાઇને એવા કવિવરોએ તો સદા આલાપ્યાં જ કરવું. એ આલાપમાંનું હૃદ્ય, રસ અને માધુર્ય એ સધાયાં છે કે નહી તેનું અવલોકન પછીથી બીજાઓએ કરવું!! તેમને શું? એવા મહાન પ્રતિભાશાલી પુરૂષો શાની પર્વા કરે છે? તમારા અમારા જેવા જોડકાં જોડનાર પામરો તો આ શબ્દ યોજું કે બીજો, એવો વિચાર કરી કરીને જ સમય ગાળે છે. એવી શબ્દોની તાગડી જોખનારો કવિ તે તો માત્ર એક સામાન્ય કવિ સમજવો. અદ્વિતીય અને પ્રાસાદિક કવિઓના મુખમાંથી જે શબ્દો નીકળશે તે યોગ્ય જ હોવાના. તે જો યોગ્ય ન જણાય તો તેમાં ઘણો ખરો આપણો જ દોષ સમજવો. આપણી સહૃદતા એટલે અંશે હજી જાગૃત થઇ નથી, અથવા આપણી રસજ્ઞતા કે રસિકતાનો જોઇએ તેવો વિકાસ હજી થયો નથી, અથવા કદાચ આપણી પ્રકૃતિમા હજી કાવ્યનો ઉદય જ થયો નથી એમ કહેવું જોઇએ એવા કવિઓના શબ્દો અમસ્તા કે નકામા નીકળવાના નહીજ, પરંતુ તે શબ્દો તો તેમને થએલી અપૂર્વ સ્ફૂર્તીથી પ્રેરાએલા ઉદ્ગાર તરીકે જ હોવાના.

તાલના નિયમો, સ્વરોની રચના અને વૃત્ત કે ગીતના નિયમો એ બધું કંઇ કવિઓ શીખેલા હોતા નથી; અથવા એ જાણવાની તેઓ કદિ દરકાર પણ કરતા નથી. તો પણ તેમની વાણીમાં જે તાલ, જે સુરીલાપણું અને જે પદ્યબંધન સધાએલું હોય છે તે બીજા-

ઓથી અભ્યાસથી પણ સમજી શકાતું નથી. કોયલ, મોર, બુલબુલ, મેનાં વગેરે પક્ષિઓના કંઠમાં મૂળેજ મધુરતા છે, તેજ પ્રમાણે આવા કવિઓની વાણી સ્વભાવતઃ જ છંદગીતાનુગામી હોય છે. અંતઃકરણની પ્રવૃત્તિથી જ તેમને શબ્દોની અંદરની મધુરતાનું જ્ઞાન હોય છે. તેમનું ગાન તે કેવળ નૈસર્ગિક સંગીત રૂપજ હોય છે તેથી કરીને અમુક વૃત્તની કે ગાયનના અમુક રાહની તેમને અપેક્ષા નહોતાં છતાં પણ તેમના શબ્દોની દરકાર રાખતાં વૃત્ત કે ગીતો (સ્વર રચના) તેમની પાછળ અનુસરતાં ચાલ્યાં આવે છે. "ગવૈયાનું છોકરૂં રડે તોપણ સુરમાં રડશે" એ કહેવતનો સાર સમજવાથી ઉપરની બાબત સ્પષ્ટ રીતે ધ્યાનમાં આવશે. મહેતા નરસિંહ, બાઇ મીરાં, પ્રેમાનંદ, દયારામ વગેરે એ ઉચ્ચકોટીના કવિઓ થઇ ગયા તેઓ પોતે જે કવિ ગયા તે સંગીતના આલાપરૂપે જ કવિ ગયા, કે જે તેમના આલાપોવાળાં ગીતો આજે પણ ગાઇને હૃદય પાવન કરીએ છીએ આપણી ગુજરાતીભાષામા ગીતરચના જે થએલી છે તે ઘણીખરી એવા ઉચ્ચકોટીના કવિઓના સ્વેચ્છાનુસાર આલાપનમાંથી જ થએલી છે, અને તેટલા માટે તે ગીતો સ્વયંભુ અને સ્વતંત્ર છે. જે ભાષામાં આવા કવિઓ જે યુગમાં થાય છે તે યુગ તે ભાષાનો સુવર્ણયુગ જ સમજવો જોઇએ. આપણી ગુજરાતી ભાષા એવા નૂતન કવિવરોના ગાનાલાપની અને પુનઃ નવીન સુવર્ણયુગ પ્રાપ્ત થવાની રાહ જુવે છે!!

આપણી ભાષામાં હાલ જે જુદાં જુદા ગીતો સર્વતોમુખ ગવાય છે તે બધાંને સંગ્રહી રાખવાની કેટલી બધી જરૂર છે ને આ બધા કારણો ઉપરથી સમજી શકાશે. આપણા દેશમાં નાટકોનો પ્રસાર થયા પછી તો અનેક ગીતો રચાયાં છે, ને તે આજે સર્વત્ર ગવાય છે. તેમાં પણ જે ગીતોની સ્વર રચના ઘણી મધુર હોય છે તે તમામ આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષો વના શીખ્યે ગાય છે, ને જેમા વિશેષ મજાહ હોતી નથી તે પાછળ રહે છે. ગીત કે પદમાં કવિતા રચીને પરમાત્મભક્તિ કરવાનો રીવાજ પ્રાર્થના સમાજ, બ્રહ્મોસમાજ, આર્યસમાજ, શ્રી શ્રેયસ્સાધક અધિકારીમંડળ, વગેરે વર્તમાન ભક્ત સમાજોમાં સ્વીકારાયેલો છે તે વિશેષ સ્તુતિપાત્ર છે, અને આ બધુ વિવેચન ધ્યાનમાં લેતાં પ્રાચીન અર્વાચીન ગીતોનો સંગ્રહ તેના શરીરના રૂપ અને તેની ગહના સ્વરલેખન સાથે જે રીતે થવો જોઇએ તે રીત હવે પછી એકાદ સ્વતત્ર ગ્રથરૂપે કરવામાં આવશે.

હવે જે રાગરાગણીઓવાળાં ઉસ્તાદી ગાયનો જલસાઓમા કે મીજલસોમાં ગવૈયાઓ ગાય છે. તેનો સંગ્રહ આ પાઠમાળાના બીજા ગ્રથમાં જે તે રાગરાગણીના વર્ણનમાં કરવામાં આવશે.

પરપ્રેમ સ્વરૂપ પૂર્ણ રસરૂપ એવુ પરમ અધિષ્ઠાન સ્વરૂપ નાદબ્રહ્મ, કે જે સર્વ એક રસ હોઈ નિરપેક્ષ વ્યાપક છે, તેની પ્રતીતિ, માનસરોવર રૂપ સભૂત સહૃદયને થાય છે. ને પછી તેમાંથી પ્રતિભાયુક્ત નાદ તથા શબ્દની લહરીઓ રૂપે સંગીત અને કવિત એ બેના સ્વર્ગીય ગગા યમુનાના પ્રવાહો પ્રસવ પામી તેનો એક સ્થળમાં સંગમ થાય છે. એ સંગમથી થનારો મહાનદ અનંત રસાબ્ધિમા જઇ મળે છે. એટલા માટે ગંગાયમુનાના સંગીતસાહિત્યરૂપ સંગમમાં સ્નાનાવગાહન કરી ત્રિવિધ તાપથી મુક્ત થઇ પુનિત થવાનો દરેક પ્રેમીજને પ્રયત્ન કરવો જોઇએ અને સ્વભાષા માતાની સેવા યથાવકાશ કરવી જોઇએ એટલું સૂચવી નીચેના શબ્દોમાં વિરામ પામીએ છીએ.

"વાસ કરી અનંતતાને દ્વાર, કવિત સંગીત વસો ચિરકાળ."
( રા. નરસિંહરાવ )

"કવિતા સંગીત સુરકલા, અનંત રસસર લીન;
અવગાહન કરીને થજો, જ્ઞાન ભક્તિ રસલીન." ( સ્વરચિત )

विभाग ३—खंड २.

# गीत-विनोद.

१

મંગલ

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા,
ત્રિભુવન ભવભય હારક નમું મહેશ્વરા   સુંદર૦ (ધ્રુવપદ.)
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલ કંઠ કોકિલરવ શ્રવણ સુખકરા,—
સહુમાં વસતી, હસતી, પ્રતિફલિતા–શી લલિતા–સુંદરતા
તુજ જગદ્ધરા   સુંદર૦ ૧

વિપ્રલબ્ધો વિષયમોહની મધુરસ્વરા
દિવ્યધામ પથ જતાં આવ્યો વિષધરા
વિપથ દોરવા મથે, અહો દયા કરો!
ક્ષણ તે, હૃદયે, બળદે કર ધરી આ–પરિહરવા–મધુર રવા–
મોહની સુરા   સુંદર૦ ૨

વિમલ સાધુ હૃદય વિષે વિપદ જલધરા,
વ્યાપી દમે સત્યદૃષ્ટિ ઘનતિમિર કરા,
તે સમે વિશુદ્ધ પ્રેરો જ્ઞાનરવિકરા,
કરુણા, ધરીને, ફરીને, હરી તમને–સદય મને–મન ગગને,
શાંતિ દે સ્થિરા   સુંદર૦ ૩

(નરસિંહરાવ)

રાગ ઝીંઝોટી, તાલ દાદરો, માત્રા ૬.

ॐ सा स रि ग रि | स निं रि स स निं | ध नि प धं रि | सा. |
સું દ ર શિ વ મ · ગ લ ગુ ણુ ગા · વુ ઇ શ્ર રા

ॐ स स स रि ग रि | स निं रि स स नि | ध नि प धं नि | सा. :|
વિ ભુ વ ર ભ વ ભ ય હા · ર ક ન મું મ હે શ્ર રા

ॐ स स स रि ग रि | स स रि स स निं | ध नि प धु निं | सा |
મ ધુ ર કુ સુ મ વિ પે · ર મે · ગ · ધ સુ દ રા

ॐ सा रि गु रि | म नि रि सा नि | र नि प धु रि | सा |
ક્રી ડુ દી પુ દૃ · પ્ર દા ઉ પા મ નો હ રા

ॐ स स रि गु रि | स नि रि स स नि | ध नि प ध ध नि | सा. |
મૃ દુ લ ક ઠ કો · કિ લ ર વ શ્ર વ ણુ સુ ખ ક રા

ॐ स रि ग | रि ग म | ग म प | ध प म ग री | ध प म ग री | प म ग री |
સ હુ મા વ સ તી હ સ તી પ્ર તિ ર લ તા શી · લ લિ તા સું દ ર તા

ॐ स निं स ग रि ग | रि ग म प ध प म ग रि स नि सं |
ગુ જ જ ગુ · દ રા · · · · · · · · · ·

૨.

ગુણવંતી ગુજરાત અમારી, ગુણવંતી ગુજરાત.
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત (ધ્રુ૦)

મોંઘેરા તુજ મણિમંડપમાં, ઝુકી રહ્યાં અમ શીશ;
માત મીઠી, તુજ ચરણ પડીને, માગીયે શુભ આશીશ. અમારી ગુણવંતી ૧

મીઠી મનોહર વાડી આ તારી, નંદનવન શી અમોલ,
રસ ફુલડાં વીણતાં વીણતા ત્યાં, કરીયે નિત્ય કલ્લોલ. „ ૨

સત મહંત અનંત વીરોની, વ્હાલી અમારી માત;
જય જય કરવા ત્હારી જગતમાં, અર્પણ કરીયે જાત. „ ૩

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંહ્ય;
દેશ પ્રદેશ અહોનિશ અંતર, એકજ ત્હારી છાંય. „ ૪

સર સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝૂમી, માત રમે અમ ઊર. „ ૫

હિંદુ, મુસલમિન, પારસી સર્વે, માત અમે તુજ બાળ,
અંગ-ઉમંગ ભરી નવરંગે, કરીયે સેવા સહુ કાળ. „ ૬

ઊર પ્રભાત સમા અજવાળી, ટાળી દે અંધાર,
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીયે જયજયકાર. „ ૭

( અરદેશર ફરામજી ખબરદાર. )

મલ્હાર રાગની છાયામાં. મનુષીજાતિ એકતાલ માત્રા ૮.

ॐ स स गु ग म प ध | प ध प म ग स ग म | प ध प म ग स रि ग | सा, स स |
ગુ ણ વં તી · ગુ જ રા · ત અ મા · રી · ગુ ણ વ · તી · ગુ જ રા ત

ॐ सं सं सं नि ध ध ध नि | प ध प म ग स ग म |
ન મિ યે · ન મિ યે · મા · ત અ મા · રી ·

ॐ प ध प म ग स रि ग | सा, स स |
ગુ ણ વ · તી · ગુ જ રા ત

ॐ मृ मृ मु म म | प प पृ प ध नी | प पु पृ धु नि नि |
મોં ઘે રા તુ જ મ ણિ મં ડ પ માં ઝુ કી ર હ્યાં આ મ

ॐ सा सं सं ः | नि रिं सं नि धृ ध म | प प प प प ध नि ध |
શી શ મા · ત ભિ ઠ્ઠો તુ જ ચ ર ણ પ ડી · ને · ·

ॐ नि रिं सं नि ध ध ध नि | प ध प म ग स ग म |
મા · ગી પે શુ ભ આ · શી · શ અ મા · રી ·

ॐ प ध प म ग स रि ग | सा स स |
ગુ ણ વે · તી · ગુ જ રા ત

3

પ્રભુ વિણુ કોઈ ન દેખું, ભેદ વિના જુદુ શું પેખું. (૨)
લેનાર પોતે, દેનાર પોતે, લાવી દેનારો તેહ;
ખાનાર તે, ખવરાવનારો તે, ચાવે ચાખે તેહ. પ્રભુ વિણુ. ૧
વાવે પોતે, ઊગે પોતે, બીજરૂપે પણ તેહ;
પેટ પોતાનુ પોષે પોતે, શાલે ફુલે તેહ. પ્રભુ વિણુ. ૨
પિતા પોતે પુત્ર જ પોતે, પુત્રી અને વળી માત;
સગાં સહોદર રૂપે બન્યો વળી, પોતે પોતાનો તાત. પ્રભુ વિણુ. ૩
મધ પોતે મધમાખી પોતે, પોતે વિધવિધ ફુલ;
પ્રકાશ્ય પોતે, પ્રકાશક પોતે, સૂરજ ચન્દ્ર અમૂલ. પ્રભુ વિણુ. ૪
ઝાડમેં જોયું ઝીણી નજરેં કાષ્ઠ કઠોર અમાપ;
કુરીમાં રસ કયાંથી પેઠો એતો આપો આપ. પ્રભુ વિણુ. ૫
દૂધ, દારૂ, પાણી, તેલને કુંડે જુદા સર્વ જણાય;
વ્યાસ કહે એ તો એક પ્રકાશક જુદો કયાંથી થાય. પ્રભુ વિણુ ૬

( પ્રાચીન ઉપરથી. )

ભોજા ભગતના ચાબખાને મળતી રાહ. તાલ દાદરો. માત્રા ૬.

ॐ ऽ स स स स | धं स स रि स रि ग | गु रि रि स स | रि ग स स सा |
હ રિ વિ ણ કાં ઈ ન દે ખું · · ભે દ વિ ના જુ દું શું પે ખું

ॐ निं निं निं निं नीं | स स स रि ग | स रि स ग रि ग | सा स स |
લે ના ર પો તે દે ના ર પો તે લા વી દે ના રો • તે હ

ॐ म म म म म म | रि म म म म ग | § म ध प म प | ग रि स स सं* |
ખા ના ર તે ખ વ ટા વ ના રો તે હ ચા વે ચા ખે • તેહ પ્ર ભુ વિ ણુ

૪.

મારા મનમા તનમાં નિત્ય દીપી રહી, ઝગમગ આતમ જ્યોતિ. (૨)
માનસરોવર માહેલો હંસલો ચારો ચરે જ્ઞાન મોતી. ( મારા૦ )
નિત્ય અનાદિ સ્વયં વિભુ વ્યાપક આતમ જ્યોત જણાય
સચ્ચિદ આનંદ બ્રહ્મ સનાતન, તેજ પોતે જગજ્યોતિ ( મારા૦ )

( ૨૫ રચિત. )

જીલ્લા રાગની છાયામાં. તાલ દાદરો, માત્રા ૬.

ॐ *धं नि | स स स स रि रि | ग म ग रि स स | रि रि म रि म प म | ग रि ग स रि |
મા રા મ ન મા ત ન મા નિ ત્ય દી પી ર હી ઝ ગ મ ગ આ ત મ જ્યો • • • તી

ॐ म ध ध नि सं सं | ध नि ध प म म | ग म ग म ध प | रि ग स रि | *
મા ન સ રો વ ર મા હે લો હં સ લો ચા રો ચ રે જ્ઞા ન મો • • તી

ॐ नि नि नि सं सं सं | रिं सं नि ध प ध | निं सं नि ध प ग म | प. |
નિ ત્ય અ ના દિ સ્વ યં વિ ભુ વ્યા પ ક આ ત મ જ્યો ત જ ણાય

ॐ म ध ध नि सं सं | ध नि ध प म म | ग म ग म प म | ग रि ग स रि | *
સ ચ્ચિ દ આ ન દ બ્ર હ્મ સ ના ત ન તે જ પો તે જ ગ જ્યો • • • તિ

§ ચાવે ચાખે એ લીટી નીચે પ્રમાણે બે રીતે બોલાય છે.

(૧) रि ग.रि म ग म | અથવા (૨) रि ग रि प म प |
ચા વે • ચા ખે • ચા વ • ચા ખે •

૫

આવુ સુંદર નરતનુ પામી શરણુ હરીનુ લે (૨)
શરણુ હરીનું લેરે મનવા, શરણુ હરીનુ લે, અરે નર શરણુ હરીનુ લે, આવુ૦ (ધ્રુ૦)

સુંદર તનમા સુંદર મન છે સુંદર કરણુ સુંદર સાધન છે
તોપણુ સુંદર તત્ત્વ ગ્રહે નહીં આતમઘાતી તે, ખરે નર આતમઘાતી તે આવુ૦ ૧

હરતા ફરતાં ભ્રમતા જમતા સ્વપતિને પ્રભુ જે ગણુનારી,
સતિના ચિતમા ચોટી રહ્યા પતિ, તે નહીં અન્ય પતિ રટનારી,
તેમ નિરંતર રામમા તાન જમાવી કરીને આવુ૦ ૨

ખેલ ખેલાડી ફરે દોર ઉપર, દોરી ઉપર એક ચિત્ત લગાવીને,
નૃત્યકારી બેહલા શીર ધારીને નૃત્ય કરે એક ચિત્ત લગાવીને,
પ્રેમ મગન થઇ પ્રેમે તુંતો, ભજન કરીને લે, અરે નર ભજન કરીને લે આવુ૦ ૩

મિશ્ર રાગની રાહ તાલ માનુપીજાતિ એકતાલ અને દાદરો

ॐ सा॒ ग॒ म॒ प ध | नि ध प म ग रि ग म | प ध म ग सा॒ ग म | प॒ स निं ः|
આ વુ સુ દ ર ન ર ત નુ પા • મી • શ ર ણુ હ રી નુ • લે • •

ॐ प प सं सं नी॒ सा॒ | ध॒ नि ध प ध प॒ | नि ध प म ग रि ग म | प॒ स निं ः|
શ ર ણુ હ રી નું લે રે • મ ન વા શ ર ણુ હ રી • નુ • લે •

ॐ सा॒ स स रि रि रि स | ग॒ ग ग ग ग ग म | री॒ ग ग म म प प | ग ग म॒ रि रि ग॒ |
સુ દ ર ત ન મા • સુ દ ર મ ન છે • સું દ ર ક ર ણુ સુ દ ર સા ધ ન છે

ॐ प॒ सं सं नी॒ सं सं | ध॒ नि ध प ध प प | नि ध प म ग रि ग म | प॒ प प ध नि ध |
તો પ ણુ સું દ ર ત ત્ત્વ ગ્ર હે • નહિ આ • ત મ ઘા • તી • તે ખ રે • ન ર
અ રે • ન ર

ॐ प ध प म ग रि ग म | प॒ स निं | અહિંથી દાદરો તાલ લેવો
આ • ત મ ઘા • તી • તે • •

ॐ स स स रि रि रि | ग ग ग ग ग म | रि ग ग म प प | ग म म रि ग | અહિથી પાછો એક તાલ લવા.
હ ર તાં ફ ર તા ર મ તાં જ મ તાં સ્વ પ તિ ને પ્રભુ જે ગ ણુ ના રી
સ તિ ના ચિ ત મા ચોટી ર હ્યા પ તિ તે ન હિ અ ન્ય પ તિ ર ટ ના રી
ખે લ ખે લા ડી ફ રે દો ર ઉ પ ર દો રી ઉ પર એ ક ચી ત્ત લ ગા વીને
નૃ ત્ય કા રી બે ડ લા શી ર ધા રી ને નૃ ત્ય ક રે એ ક ચિ ત્ત લ ગા વીને

ॐ पु सं सं नी सं सं | धु नि ध प ध प प | नि ध प म ग रि ग म | पृ. स नि |
તે મ નિ ર ત ર સ મ મા તા • ન જ મા • વી • • • ક રી લે • •
પ્રે મ મ ગ્ન થ ઈ પ્રે મે • તું • તો • ભ જ ન ક રી • ને • લે • •

૬

| | | |
|---|---|---|
| ભક્તિવડે વશ થાય, જગતપતિ, ભક્તિવડે વશ થાય, | ( ધ્રુ૦ ) | |
| જો ઇશ્વિર વશ થાય નહિં તો, જન્મ મરણ નહિં જાય. | જગતપતિ૦ | ૧ |
| ભક્તિ પરમ સુખનુ શુભ સાધન, સફલ કરે છે કાય. | ,, | ૨ |
| ભક્તિવડે ભગવાન સદાવશ, નિગમાગમ પણ ગાય, | ,, | ૩ |
| બળીયાના બળરૂપ દયાઘન, નિર્બળ થઇ બંધાય, | ,, | ૪ |
| સંકટ સેવક પર આવે તો, ત્યાં ધરણીધર ધાય, | ,, | ૫ |
| ભક્તાધીન દયાનિધિ ભૂધર, ભક્તિ વિના ન પમાય, | ,, | ૬ |
| ભક્તિ વિના વ્રત જપ, તપ આદિક, અફલ અનેક ઉપાય | , | ૭ |
| અજામીલ, નારદમુનિ, શબરી, કયા ગણિકા ગજરાજ? | ,, | ૮ |
| કેશવ પ્રભુના ભક્તિતણા ગુણ, એક મુખે ન ગણાય. | ,, | ૯ |

રાગ ધનાશ્રીનુ પદ. ત્રિતાલ. માત્રા ૧૬.

ॐ । प प प | प ध प म | मृ ग रि | ग म प प | प
ભ ક્તિ વ ડે • વ શ થા ય જ ગ ત પ તિ •

ॐ म म पृ मृ | ग रि ग रि | सा स स | ग म प प |
ભ ક્તિ વ • ડે • વ શ થા ય જ ગ ત પ તિ

ॐ । निं निं निं । सा़ म म । मु॒ ग॒ रि । ग॒ म प प । प
અ ક્તિ વ ઉ પ શ થા ય જ ગ ત પ તિ

ॐ म प म । ग॒ रि ग॒ रि । सा़ स स । ग॒ म प प ।
અ ક્તિ વ ઉ પ શ થા ય જ ગ ત પ તિ

ॐ । म ग म । प प प प । प ध॒ नि सं । नि॒ ध॒ प़ ।
જો ઇ શ્ર ર વ શ થા ય ન હીં તો

ॐ । सं सां । सं सं सं सं । सं ध नि॒ सं । नि॒ ध प़ ।
જો ઇ શ્ર ર વ શ થા ય ન હીં તો

ॐ । प प प । प ध॒ प म । मु ग॒ रि । ग॒ म प प । प
જ ન્મ મ ર ણ ન હીં જા ય જ ગ ત પ તિ

१ ॐ म म म । प ग रि स । सा़ स स । ग॒ म प प ।
અ ક્તિ વ ઉ પ શ થા ય જ ગ ત પ તિ

हरिजनकुं हरिनाम, बडो धन हरिजनकुं हरिनाम. (ध्रु०)
वीन रखवाले चोर नही चोरत, सोवत है सुखधाम, बडो धन० १
दिन दिन होत सवाइ दोढी, परत नहीं कछु दाम. „ २
सूरदास प्रभु सेवा जाकी, पारससुं कहा काम. „ ३

૭.

અરે શુ માનવનો અભિમાન–પલકમાં ટળી જશેરે;
ખરે જેમ પીંપળ ઉપર પાન–પલકમા ખરી જશેરે;
પલકમાં ખરી જશેરે માટીમાં મળી જશેરે અરે૦
ઘડી જીવતરમા ઘડી એક સુખની.........રે નથી.
મૂઢ મમતમાં તોયે મરતા....... .......રે મથી.
પામર નર નાદાન—અરે શુ૦

સાખી—કાયા કલેવર કારમુ છે ગંદકીનો ગાડવો,
સમજુ જને સમજી જઈ અભિમાનને વણસાડવો.
,, અભિમાન કૃષિધરને નહિં દુધ પાઇને પોષાડવો;
રાવણ સરીખે માનથી લીધો નથી કાઇ લાડવો
પામર નર નાદાન—અરે શુ૦

પીલુ જીલ્લાની મિશ્ર રાહ તાલ દાદરો. માત્રા ૬.

ॐ म | गरिसनिं | सागग | गमपध | पुपम | ममग | रिगरिग | गमरिग | सा .:|
અ રે • શુ • મા ન વ નો • અભિ માનપ લકમા• ટળી • જ શે • • • રે
ખ રે • જેમ પીપળ ઉ • પ ર પાનપ લકમા• ખરી • જ શે • • • રે

ॐ रि | गगगरि | सरिसरि | गमरिग | सा :| रिमम म | मम मग | रिममप |
પ લકમા• ખરી • જ શે • • • રે ઘ ડીજીવ તરમાં• ઘ ડીએક
મા • ટીમા• મળી • જ શે • • • રે મૂ • ઢ મ મતમા• તો • યે •

ॐ पपपु | रिमपधं | निधपम | गरीु | सांसंनि | धपमग | रिगरि *|
સુખની • • • • • રેન થી • પા મ ર ન ર ના • દા • ન
મ ર તા • • • • • • રેમં થી

તાલ તેવરો માત્રા ૭

ॐ नीु नीु नि नीु नि नि | सांु सं सा सांु | नीु ध मु प घ | प्घ्नि ध पु |
કા યા ક લે વ ર કા ર મો છે ગ દ કીનો • ગા • • ડ વો
અભિ મા ન કૃષિ ધ ર ને ન હીં દુધ પા ઈ ને પેં • ષા • • ડ વો

ॐ स स | री रि ग स रिं | ग म प नि प | ग रि ग रि स रिं | ग रि स |
સ મ જી જ ને સ મ જી જ ઇ અ ભિ મા ન ને • વ ણુ સા ડ વો
રા • વણુ સ રી ખે • મા ન થી લી • ધો ન થી • કા ઇ લા ડ વો

આ પછી " પામર નર નાદાન " એ કડી બોલવી

૮

સદા મસારમા સુખ દુ ખ સરખાં માની લઇએ,
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ—સદા૦

સાખી—કાયા કાચો કુભ છે, જીવ મુસાફર પાસ,
ત્હારો ત્યા લગી જાણજે, જ્યા લગી શ્વાસોશ્વાસ—સદા૦

સાખી—પીંપળ પાન ખરતા, હસતી કુપળીઆ,
મુજવીતી તુજ વીતશે, ધીરી બાપડીઆ
નહિ જેવી ને તેવી નિત્ય કોઇની નભતી જોઇએ,
દશાના ઢગ રતુના રગ જેવા દેખી લ્યઇએ.

સાખી—કદિ મ્હોલાતો માળીયા, મેમળ છપ્પર ખાટ,
કોઇ દિન એવો આવશે, ભૂખ્યા ન મળે ભાત—સદા૦

પહાડી રાગની ગઝલની રાહ. દાદરો માત્રા ૬

ॐ ध ध स रिं | गं मं प म ग गं ग | स स ग ग ग | ग म रिं ग स | ऽ |
સ દા સ • સા • • ર મા સુ ખ દુ ખ સ ર ખા મા • ને લે યે
ન હિં જે • વી • • ને તે વી નિ ત્ય કો ઇ ની ન ભ તી જો ઇ યે

ॐ सं सं नि सं | ध नि ध स नि सं | ध नि ध प ध प | ग प ध स | ऽ |
રા [illegible] જે વી રી • તે રા • મ ર • ગે તે વી રી તે ર હી યે
દ શા ના • ઢં • ગ ર તુ ના ર • ગ જે વા • મા ની લૈ યે

સાખી—ग ग ग रिं रिं स स नि नी प नि नि नी नि नि स स |
કા યા કા • ચો • કુ ભ છે જી વ મુ સા ફ ર પા સ

ॐ नी नी नी नि नि नी नि नी ध प म ग स स सं स रिं गं सं सं |
ત્હા રો ત્યા લ ગી જા ણુ જે • • જ્યાં લ ગી શ્વા સો • શ્વા સ

९.

(१)

मेरे तो मन रामनाम दूसरा न कोई,
दूसरा न कोई रे रामा, दूसरा न कोई. मेरे. (ध्रु.)
माता छोडे पिता छोडे, छोडे सगे सोई;
साधु संग बैठ बैठ, लोकलाज खोई. मेरे. १.
संत देख दोड आई, जगत देख रोई;
प्रेम आंसुं डारडार, अमरवेल बोई. मेरे. २.
मारगमें तारण मीले, संत राम दोई;
संत सदा सीस उपर, राम हृदय होई. मेरे. ३.
अंतर्मेंसे तंत काढयो, पीछे रही सोई;
राणे मेल्या विखना प्याला, पीने मस्त होई. मेरे. ४.
अबतो बात फैल गई, जाने सब कोई;
बाई मीरां राम प्रभु, होनोथी सो होई. मेरे. ५.

(२)

દીનનો દયાળ છોડી, કોને શરણ જાઉં, દીનનો. (ધ્રુ૦)
માત, તાત જાણી પ્રભુ, ચરણ પ્રત્યે ધાઉં,
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતકૃતાર્થ થાઉં દીનનો ૧
નીતિ, ભક્તિ રૂપી પુણ્ય તીર્થમાં હું નાહું,
પરમ ઇષ્ટ પ્રભુનીહું સ્તુતિ ગુણ ગાઉં દીનનો. ૨
પ્રભુ કૃપાનિધાનની હું, પૂર્ણ કૃપા ચાહું,
સંકટ સમયે જ નાથ, પક્ષવ હું સાહું. દીનનો. ૩
નમી, નમી, પરાત્પરા હું શરણ ત્હારે આવું,
પ્રેમપુષ્પ અંજલિ પ્રભુપદે વધાવું. દીનનો. ૪

રાગ ઝીંઝોટી. તાલ દાદરો, માત્રા ૬.

ॐ* सा स निं स रि | सा नि धं नि पं | ध स स सा रि | रि म गु ग |
મે રે તો મ ન રા મ ના ૦ મ દૂ ૦ સ રા ન કો ૦ ઇ

ॐ मु म म्ग् रि ग | म प प प पु | ग म ग रि ग स | रि ग रिगमु* |
દુ સ રૂ ・ ・ ન કો ・ ધ રૂ મા દુ ・ સ રૂ ・ ન કો ધ ・ ・

ॐ सा नि सा रि | नि सं नि धु प | ध स स स स रि | रि म ग |
મા તા છો ડે પિ તા ・ છો ડે છો ・ ડે સૂ ગે ・ સો ・ ધ

ॐ मु म म्ग् रि ग | म प प पु प | ग म ग रि ग स | रि ग रिगम्प् म्ग्रिस् |
સા ધુ સં ・ ・ ગ બે ・ ઠે બે ઠે લો ・ ક લા ・ જ ખો ・ ઇ ・ ・ ・ ・

૧૦

મા મને ચાદલીયો વ્હાલો, જમોદાજી રમવાને આલો.
રમવાને આલો રે, મા મને રમવાને આલો......
નવલખ તારા વીણી વીણી મારા ગુજામા ઘાલો. મા મને ચાદલીયો. (ધ્રુ૦)
રૂવે રૂવે ને રૂદન કરે ને ગાડો ઘેલો થાય,
ચાદલીયાની કાજે વ્હાલો, માખણીયાં નવ ખાય મા મ્હને ૧
કહો તો આપુ દૂધ પુવા રૂહાના, કે'તો આપુ રોટો,
કેસર વનની દેહુ તમે (તમારી), ભોમા શાૅદ આળોટો મા મ્હને ૨
કાચા ચણાનો છોડ મગાવુ, પડાવુ ઓળો,
ઓરા આવોને નંદના કુંવર, ભરાવુ ખોળો મા મ્હને ૩
શેલડી કેરા સાંઠા મગાવુ, પડાવુ એની છોઇ (વાલીડા)
તમે છાના રહોને નદના કુવર, ભરાવુ ખોઇ મા મ્હને ૪
સારૂ સોનાના પારણીયા ને રેશમની દોરી,
હરખે હાલરડા ગાય છે માતા, જસોદા ભોળી. મા મ્હને. ૫
છોકરલડા તો સૌને હશે કઈ ગાડો થઇ ગયો કહાન,
ચાદલીયો ગગનમાં ગરજે, તારી ગઇ છે સાન મા મ્હને ૬
ગગા જમુનાના નીર મગાવ્યા, ચંદરમા ઝાખ્યો,
ભલે મળ્યો મેહેતા નરસૈનો સ્વામી રાતલડો રાખ્યો. મા મ્હને. ૭

પ્રભાતિયાંને મળતી રાહ તાલ દાદરો માત્રા ૬

ॐ मु ध ध | प् ध् प म ग् रि सा | रि ग् ग ग ग् म् धु | प् ध् प म ग् स् रि ग | सा :|
મા મ્હ ને ચા ・ દ લી યો ・ વ્હા લો ・ રે જ સો ・ દા ર મ વા ・ ને ・ આ ・ લો

ॐ म् म् मृ म ग म | प पु ध ध नि | प् प् पु ध् प् सा | सं नि् ध् प् पृ |
ર મ વા ને આ · લો રે મા મ ને ર મ વા ને · આ લો · · · ૫
રૂ · વે રૂ વે ને રૂ દન કુ રે · ગા · ડો ઘે · લો ચા · · ·

ॐ म् म् प म म धृ | प् ध् प म ग् रि् स स | स स रि ग म प | मृ. * |
ન વ લ ખ તા રા વી · ણી વી ણી · મા રા ગું જા · માં ધા · લો
ચાં · દલી યા ની કા · જે · વ્હા · લો · મા ખ ણી યાં ન વ ખાય

ॐ सं् सं् सां सं सां | नि रिं मं ध ध नि | प् प् पु ध् प् सां | सं नि् ध् प् पृ |
ર મ વા ને આ લો રે · મા ર્હ ને ર મ વા ને · આ લો · · · ·

ॐ म् म् म म म धृ | प् ध् प म ग् रि् स स | स स रि ग म प | मृ. | ·
ન વ લ ખ તા રા વી · ણી વી ણી · મા ગ ગુ જા · માં ધા · લો

૧૧.

પ્રભુ નામ સુધારસ પીલે, (૨) મન શુ બેઠુ મુખ દીલે. પ્રભુનામ (ધ્રુ૦)

નામ સુધારસ શીતલતાથી, તનના તાપ હરીલે,
શાંતપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ દીલે. પ્રભુનામ. ૧

નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરીલે,
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરીલે. ,, ૨

કુંદન રૂપ સમજ તું કાયા, ઓપ ચઢે શુભ ચીને,
હીરો પ્રભુનું નામ નિરંતર, આજ જરૂર જડી લે. ,, ૩

કર જપ, તપ, કે યોગ, સમાધિ, બેશ જઈને બીલે;
કેશવ કોઈ ન એને તોલે, કહુ હું તે જ કરીલે ,, ૪

રાગ દરબારી કાનડો. તાલ ત્રિતાલ. માત્રા ૧૬.

ॐ म म | रे स स | सा रि रि | रि प म ग | मृ ः|
પ્ર ભુ ના મ સુ ધા ર સ પી · લે · :

ॐ म म | रीं सा | मा स स | निं सा रि नि प | पु :|
મ ન શું બે હું સુખ દી • • સે •

ॐ ऽ | मु म म | प नि प नि नि | सां सं सं | नि सं सां |
ના મ સુ ધા • • ર સ શી ત ળ તા • થી

ॐ नि नि नी | सां सं मं | निं सं रिं नि प | नि प नि प :|
ત ન ના તા પ હ રી • • લે • • • • •

ॐ सां सं सं | नि प मु | रीं मु | प प पु | सा स स | सा रि रि | रि प म ग | गु |
શાં ત પ ણ • આ તે અં ત ર માં દુઃ ખ ? હે ન હિ ડી • લે • •

१२.

आतम ज्योत नजर नहिं आती, (ध्रु०)
तेल न वत्ती बुझ नहिं जाती, नहिं जागत नहिं सोतो. आतम ज्योत. १
झगमग झगमग निसदिन चमके, जैसे निर्मल मोती. ,, २
कहत कबीरा सुनभाइ साधु, घर घर बांचत पोथी. ,, ३

કાફી અને તિલંગની મિશ્ર રાહ. તાલ હોરી માત્રા. ૧૪

ॐ स रीं | सा नीं | सा | गु सा | ग मु | पु मु | ग रीं | सां :|
આ • ત મ જ્યો ત ન જ ર ન હી આ • તી

ॐ नि पु | सां नि प | मु प | गु सा | ग मु | पु मु | ग रीं | सा |
આ • • ત મ જ્યો • ત ન જ ર ન હિ આ • તી

ॐ नि पृ | सां नि प | स रीं | सां नीं | सां | गं सां | गं मं | पं मं | गं रीं | सां |
આ · આ ત મ તે · સ ન ખ ત્રી · ખુ ઝ ન હી જા · તી

ॐ नि नीं | नीं | स सां | सां रीं | सं नीं | पृ |
ન હીં જા ગ ત ન હી સો · તી ૧

૧૩

ગગને આજ, પ્રેમની ઝળક છાઈરે, (૨) (ધ્રુ૦)
પૃથિવી રહી છવાઈ પરવતો રહ્યા નાહી, સચરાચરે ભરાઇ રે ગગને આજ૦ ૧
ભૂત ને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વે થયા, એકમાં અનેક ગ્યારે. ,, ૨
કીડીથી કુંજર સુધી, ગળી ભેદ બુદ્ધિ ઉધી, વાટડી અભેદ સુધીરે. ,, ૩
વાદ ને વિવદ ગયા, ઝેર વિખવાદ ટળ્યા, જુદા સહુ ભેગા મળ્યારે. ,, ૪
વ્રત, જોગ, તપ, મેવા, જુદા છે પ્રસાદ મેવા, પંડિતો વેદાંતીઓ તેવારે ,, ૫
ધનભાગ્ય તેના જેણે પ્રેમ પા નીહાળ્યો નેણે, સુખને શું કે'શે વેણેરે ,, ૬
સાંભળશે કોણ કે'શે, શાયકી વખાણી લેશે, ન કહ્યે કે'વાઇ રે'શેરે. ,, ૭
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે, મણિ તેને મન ભાવેરે. ,, ૮

રાગકાફી. તાલ હોરી-દીપચંદી, માત્રા ૧૪.

ॐ म | म मृ | गं रि गं रि | स सां | रीं गीं | रि रि गं | मृ प म | पृ | पृ |
ગ ગ ને આ · આ જ પ્રે મ ની ઝ લ ક · છા · ઈ રે ·

ॐ म | म मृ | गं रि गं रि | म मृ | पृ धृ | नि नीं | सां सां | सं नीं | सां रीं | सं नीं | धृ पृ |
ગ ગ ને આ · આ જ પૃથી વી ર હી છ વા ઈ પ ર વ તો ર હ્યા ના હી

ॐ सं नीं | सां रीं | सं नीं | प ध म | पृ | पृ |
સ ચ રા ચ રે ભ ર · ઇ રે ·

૧૪.
સખી જો ખીલી વસંત બહાર (૨) (ધ્રુ૦)
આજ તો આનંદ ન સમાય મુજ અંગ આ,
ઉપવન મન હરનાર સખી જો ખીલી વસંત બહાર.

